# नूतनवर्षे शुभाशीः

( स्रग्धरा )

कल्याणं यः प्रसूते परमिह जगतां धाम धर्मोदयस्य
वर्षन् कर्तव्यकान्ति तिमिरमवदलन् हर्षवर्षं तनोति ॥
भव्यां भूतिं च बिभ्रत् परमनयपरः सर्वसौभाग्यलक्ष्मीं
सारः सौजन्यभाजामुदयति महसा मोढमार्तण्ड एषः ॥ १ ॥

( वसंततिलका )

मोढा भवन्तु भवतां नववत्सरेऽस्मिन्
विद्यायशःपरमसंपदुदारदीक्षाः ॥
देयादनन्तभववैभवभूरिभोगान्
श्रीशङ्करः करुणया जगतां हिताय ॥ २ ॥

( इन्द्रवज्रा )

परस्परं प्रेम परं दधानाः
कर्तव्यशिक्षां मुहुराददानाः ॥
परोपकारेण जनेषु नित्यं
स्वदेशसेवामृतमापिबन्तु ॥ ३ ॥

इदं मदीयं न परं त्वदीयं
त्वदीयमेतन्न परं मदीयम् ॥
इत्थं निजं स्वार्थमपोह्य मोढाः!
कुर्वन्तु सर्वेषु परोपकारम् ॥ ४ ॥

आविर्भवन्तु स्वहिताय मोढा
गृहे गृहे पुण्यवरेण कार्यम् ॥
दीनेषु दानं कुशलेषु मानः
सदा समानाय परं यतन्तताम् ॥ ५ ॥

शिक्षासु दक्षाः सकला भवन्तु
कार्पण्यमिश्रां कुटिलां त्यजन्तु ॥
परस्परा मभ्युदयाय मोढाः
कुर्वन्तु साहाय्यमुदारबोधाः ॥ ६ ॥

स्वदेशसेवामृतमापिपासु
संजीपतां मोडकुलं महीयः ॥
कर्तव्यदीक्षां न जहातु जातु
कल्याणमीशः सकलं ददातु ॥ ७ ॥

गुरुकुल मुंबई } साहित्यतीर्थ कवि पोपटलाल शर्मा.

## परिचय के प्रेम ?

હરિગીત.

નિજ વિદ્વતા વય કૂળ કે ધનનો ધરાએ ગર્વ જ્યાં,
અથવા ખુશામતથી ઘણી, નિજ પ્રેમ દર્શાવાય જ્યાં,
વળી પર થકી નિજ ઉચ્ચતા અંકૂર ઉદ્ભવતો જહાં,
પરિચય કહો. નહીં પ્રેમ તે, ત્યાં માન પણ ધરવાં કશાં?

જહીં દોષ જોવાયે પરસ્પર, અંતરાયો જ્યાં નડે,
ધરવું પડે જ્યાં મૌન, ત્યાં શું પ્રેમનો પાનો ચડે?
અપવાદ ભયથી લોકના, જ્યાં પ્રેમ દર્શાવાય છે,
પરિચય કહો, નહીં પ્રેમ તે, શું માન ત્યાં અર્પાય છે?

"બેદિલથી શાને ફરો! ઓછાં કર્યાં કે હેત શું?"
"નાના કસમ તારા મને, મનમાં ન મારા એ કશું."
જહીં આ પ્રમાણે પ્રેમશંકા સમાધાન જ થાય છે,
પરિચય કહો, નહીં પ્રેમ તે નહીં માન ત્યાં જ પમાય છે.

અંતર ઉમળકે પ્રેમને, નથી ભેદ નજરે આવતો,
તન્મયપણું ય સમાનતા, એ પ્રેમ તો સમજાવતો,
જ્યાં છે નહીં અસ્તિત્વ એનું, તો પછી છે પ્રેમ કયાં?
કહો તો ભલે પરિચય, તથાપિ પ્રેમ ના, એ પ્રેમ ના.

પ્રભાશંકર જયશંકર પાઠક

# सद्धर्म दशकम्.

लेखकः—

वेदांतकोविद शास्त्री

म. म. अयाची. मु. पाटण, गुजरात.

॥ धर्मः सेव्यः सनातनः ॥

( अनुष्टुप )

॥ श्रेयः प्रेयः प्रदो धर्मो, धर्मे सर्वं प्रतिष्टितम् ॥
॥ आचारप्रभवो धर्मो, धर्मस्य प्रभुरच्युतः ॥ १ ॥

( शार्दूल विक्रीडित. )

धर्मः सर्वपुमर्थमूल उदितो, धर्मः सुकल्पद्रुमः ॥
धर्मो रक्षति रक्षितः, स च हि नो घ्नन्त्येव धर्मोज्झितान् ॥
धर्मः सर्वसुखप्रदोऽभ्युदय निःश्रेयः प्रदः सर्वदा ॥
भव्या धर्म विवर्धनेन भवतात् श्रीभारतस्योन्नतीः ॥ १ ॥

धर्मोऽयं धनवल्लभेषु धनदः, पुत्रार्थिनां पुत्रदः ॥
सौभाग्यार्थिषु तत्प्रदः, किमपरं कामार्थिनां कामदः ॥
राज्यार्थिष्वपि राज्यदः, किमथवा नाना विकल्पैः कृतैः
तत्किं धत्र करोति ? किन्तु कुरुते स्वर्गाऽपवर्गानपि ॥ २ ॥

धर्मः कल्पतरुश्च कामसुखधुक्, धर्मोऽस्तिचिंतामणिः ॥
धर्मो ह्यर्थ सुखप्रदः सुविधृतो धर्मो विमोक्षप्रदः ॥
धर्मो ह्यत्र परत्र शर्मद उत स्वाराज्यसिद्धिप्रदः ॥
धर्मस्य त्वरिता गति र्निगदिता सर्वत्र वा सर्वदा ॥ ३ ॥

धर्मो, धर्म, इतीर्यते स च मतो धर्मोऽत्र नानाविधः ॥
विख्यातो भुवि देश जाति कुल स्द्वर्णाश्रमाद्यात्मकः ॥
धर्मः सार्वजनीन एव गदितः कर्तव्य निष्ठात्मकः ॥
कर्तव्यैकपरायणैः सुकृतिभि र्धार्यः स्वधर्मः सदा ॥ ४ ॥

श्रौतः स्मार्त इति स्मृतो द्विविध उद्धाराय धर्मः शिवः ॥
इज्या वेद समाश्रयो' निगदितः श्रौतः, सदा पावनः ॥
स्मार्तः षड्विध ईरितो मुनिवरै वर्णाश्रमाद्यात्मकः ॥
श्रौत स्मार्तपरायणै द्विजवरैः सेव्यः स्वधर्मः सदा ॥ ५ ॥

आचारः परिकल्पितः प्रथमतः सर्वागमानां शिवः ॥
आचार प्रभवः सदोदितफलो धर्मः स्वकर्मात्मकः ॥
धर्मः साधु धृतो विधारयति नः, सर्वत्र साकंवरः ॥
धर्मस्य प्रभुरच्युत स्त्रिजगतां धर्मे प्रतिष्ठा शिवा ॥ ६ ॥

सामान्योपि विशेष धर्मनिरतैर्मान्यः स्वधर्मः सदा ॥
सामान्यैश्च विशेष धर्मनिरतैं स्त्याज्यो विवादो वृथा ॥
सद्वर्णाश्रममाश्रितं बहुमते सामान्यधर्मे रतैः ॥
सामान्यैश्च विशेष धार्मिकजनै देशः समुद्धोपितां ॥ ७ ॥

आभासं, छल, मोपधर्म, मनिजं धर्म, विधर्म, तथा ॥
त्यक्त्वा दूरमधर्मकंटकतरुं पंचप्रशाखात्मकम् ॥
स्व स्वाचार विचार निष्ठितजनैः संशिक्षितैः सज्जनैः ॥
आर्यैराश्रयणीय एव सततं सद्धर्मकल्पद्रुमः ॥ ८ ॥

कर्माऽकर्म विकर्म मोह रहितैं ज्ञात्वा स्वकर्मोदितं ॥
त्यक्त्वा दूरतरं विकर्म सुतरां, त्यक्त्वा ह्यकर्माशिवम् ॥
कर्तव्यं सततं स्वधर्म विहितं शिष्टैः फलाशोज्झितैः ॥
कर्तव्यैकपरायणाः सुकृतिनो धन्याः स्वधर्मे रताः ॥ ९ ॥

धर्मशेत्र समाह्वयेत्र सुखदे मान्ये सदा भारते ॥
धर्मेणैव समुन्नती, स्वनती धर्मैक निष्ठां विना ॥
तस्मा द्वैदिक धर्ममार्गनिरतैर्वर्णाश्रमस्थैः सदा ॥
स्वस्वाचारविचारनिष्ठितजनै कार्या स्वदेशोन्नतीः ॥ १० ॥

॥ इति शिवम ॥

## સેવાધર્મમાં પ્રયાણ.

પૃથ્વી વૃત્ત.

મળે અતિ અમૂલ્ય લાભ, ઉર જે પિપાસા હતી
અહો, કંઇ કૃતાર્થતા, જીવન વ્યર્થતા પામતી !
વિષાદ ત્યજી સર્વથા, ઉર વિશાલતા ધારવી,
પરીક્ષણુ વધાવવાં. પ્રગતિ પુણ્યમાર્ગે કરી.

ઘટે વિસરવી સ્મૃતિ, વિષમ ભૂતકાલો તણી,
દિસે ગહન ધર્મપ્રાપ્તિપથમાં થતી આ ગતિ !
થઇ મુજથી શું શકે ? અમિત સાગરે બિન્દુ છું,
મળી ભળી રહી છતાં, ઉદધિરૂપ થાવા ચહું.

વધો બલ પ્રયાણમાં. વિકટ માર્ગના આ પ્રભુ !
અતીવ, બલહીનને તો ય ઉર ખંતથી વાધતું.
કદાચ વસમા હશે. ગિરિ પડ્યા પ્રવાસીપથે,
ઉરે બલ વટાવવા. વિષમતા, વિભુ ! પૂર્ણ દે !

ગતિ કરવી સ્નેહથી, ગણુતરી તહીં વિઘ્નની—
કરી કયમ ઘટે કંઇ ? વિષમતા જ છે ઉન્નતિ !
અનુપ, વરદાયિની, પુનિત, પૂજ્યની શુશ્રૂષાઃ
અમોઘ ફલદાયિની, ગણું, ક્લાશ ત્યાગું છતાં !

અગાધ જલરાશિમાં, મનુજશક્તિ તો સ્વલ્પ છેઃ
તથાપિ કરી સાધ્ય, શ્રેય, જન સાર્થ થાવા મથે !
મનુષ્ય, પશુ, પક્ષી-થાવું ઉપયોગી-સૌ પ્રાણીને,
પવિત્ર નકી ધર્મ આ, અવગણાય ના કો જને !

વધું મુજ પ્રયાણમાં;- પ્રિય ઉરો બધાં આવશો,
કરૂં પ્રગતિ તેમ તેમ બલ આ ઉરે પ્રેરશો;
બધાં પ્રિય ઉરો, અહો ! સતત આશિષો સિંચશો
સદા અરપી શુશ્રૂષા સફલ માર્ગમાં દોરશો !

ઘટ્યું નથી જ કાંઇ એ ! તદપિ તીવ્ર ઇચ્છા ઉરે,
નથી બલ. તથાપિ પૂર્ણ અભિલાષ હૈયે વસે;
અગમ્ય વળી માર્ગ છે વિષમ, તો ય વાઞ્છા વધે,
અપાર સમભાવ-સ્નેહ-મય ઉર્મિ આ ઉભરે !

કુશ.

## रे मन! तुं विचार.

દોહરા.

સ્નેહી સંબંધી સકળ જન છે મતલબનાં યાર,
આખર તારૂં કો ખરૂં ? રે મન ! તે તું વિચાર. ૧

સુખ દુઃખ અસ્ત ઉદય અમુક વખતે વારંવાર,
કાળ ચક્ર માથે ભમે રે મન ! તે તું વિચાર. ૨

ખળ દુર્જનથી અલગ રહી શીલપણે સુખકાર,
મન નિર્મળ રાખી શકયો? રે મન ! તે તું વિચાર. ૩

તન મન ધનથી સર્વદા પ્રીતે પર ઉપકાર,
કીધો કોને કેટલો ? રે મન ! તે તું વિચાર. ૪

સત્ય સાચવી સર્વથી ભકિત ગણી સુખકાર,
નિર્દોષી થઇ તું રહ્યો ? રે મન ! તે તું વિચાર. ૫

પ્રમાદ આળસને તજી તજી વિષય વિકાર,
વશ ઇંદ્રિયો કરી શકયો ? રે મન ! તે તું વિચાર. ૬

ક્રોધ કુબુદ્ધિ દૂર કર વૃથા વાદ વદનાર.
પળ પળ એક અમૂલ્ય છે ! રે મન ! તે તું વિચાર. ૭

જગત્ પિતાનાં બાળ સો શિશુ વિષે નિરધાર,
સમદૃષ્ટિ રાખી શકયો ? રે મન ! તે તું વિચાર. ૮

સદા સ્મરણ કર ઇચ્છું ધરીને પ્રભુ પદ પ્યાર,
સત્-આનંદ જેથી મળે ! રે મન ! તે તું વિચાર. ૯

ચુનીલાલ આ વિશ્વમાં શ્રેષ્ઠ સુપંથ સ્વીકાર,
નષ્ટ કષ્ટ જેથી થશે ! રે મન ! તે તું વિચાર.

ચુનીલાલ લલ્લુરામ ત્રિવેદી.



## હૃદય.

કવ્વાલી.

હવે જીત્યું હવે જીત્યું હૃદય ! તુજને હવે જીત્યું,
બન્યો મસ્તાન હું આજે, બધું તે વીતવું વીત્યું.

મને ગાફીલ બનાવીને લગાવી ખૂબ તેં ફેરી,
પ્રથમ વિશ્વાસ આપીને લગાવ્યો ડંખ કંઈ ઝેરી.

અમારા પ્રેમ વાડીનાં મનોહર ફુલ ખંખેરી,
કર્યાં કાળાં બધાં પાપી ઉપર તેં ધૂળને વેરી.

તને મેં હંસ જાણ્યું તું વિહારી દિવ્ય માનસનું,
થયું તું કુકડું કાળું ખરેખર આજ સમજાણું.

અભાગી ! આમ કરવાથી તને શું હાથમાં આવ્યું ?
અરે ! આબરુ કરી કાળું નહિ નિજ ચાલમાં ફાવ્યું.

જખમ તારો ઘણો ઝેરી દવા દારૂ નહીં થાશે,
હવે તો શાન્ત થા પાપી ! નહીં તો પ્રાણ રે ! જાશે.

હવે સમજ્યો સમય જાતાં ખુવારી તુંજ કરનારૂં,
પ્રથમ પગલું પડે પાપી ! હૃદય ! ઓ ! પાપમાં તારૂં.

ભરોસાને ભૂલાવીને ચિતામાં તુંજ ચગદોળે,
કરીને આબ નિજ હાથે પછી શરમાઇને ખોળે.

ચડાવે છે પડાવે છે રડાવે છે ઘણાને તું,
અરે જાલિમ ! રીબાવે છે રીબાતાને ઘણાને તું.

હવે તું હાથમાં આવ્યું તને તારા ગુન્હા નડશે,
ચલાવીશ હું તને જેમાં ખુશીથી ચાલવું પડશે.

કવિ પોપટલાલ શર્મા.




લેખક—શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી દીક્ષિત.

ऋचो अक्षरें परमे व्योमन्
यस्मिन्देवा अधि विश्वे निषेदुः।
यस्तन्न वेद किमृचा करिष्यति।
य इत्तस्तद्विदुस्त इमे समासते॥

ऋग्वेद संहिता. २, ३, २१, ४.

अथर्व वेद ९, २८, ८.




મોઢ માર્તંડના પાંચમા વર્ષનો માગલિક આરંભ થાય છે. વર્ષારંભે મંગલકાર્ય કરવાનો રીવાજ સૃષ્ટિના આરંભથીજ ચાલ્યો આવેલો છે. વૈદિક ઋષિઓ વર્ષની શરૂઆતમાં સંવત્સર સત્રનો આરંભ કરતા હતા. મધ્યકાલની પ્રજા મહાદાન વિગેરે ક્રિયાઓ વર્ષારંભે કરતી હતી. પ્રાકૃત સમયમાં પણ દેવદર્શન, દેવપૂજા, મિષ્ટભોજન, અલ્પદાન, સુજન સંમેલન વિગેરે ક્રિયાઓ વર્ષારંભે થવા લાગી, અને તેનું ઝાંખું સ્વરૂપ હજી પણ વિદ્યમાન છે અને પ્રભુ કૃપાથી રહેશે. વ્યાપારીઓ પણ કાલ્પનિક સંવત્સરના આરંભમાં નફા તોટાનું સરવાયું મેળવીને સંવત્સરની શરૂઆતને ઉજવે છે. પાશ્ચાત્ય પ્રજા પણ દયાળુ આકાશી પ્રભુનાં નામને આશરે નાચીકુદીને વર્ષનો આરંભ કરે છે.

વૈદિક સંવત્સર વસંત ઋતુમાં શરૂ થતો એટલે કે સૂર્યનારાયણ વિષુવ વૃત્ત (ઇકવેટર) ના ઉપર આવે ત્યારે શરૂ થતો. જ્ઞાનનો હ્રાસ થતાં અથવા સગવડના તરફ વધારે લક્ષ અપાતાં કાલ્પનિક સંવત્સરનો આરંભ થયો. છતાં ભારતીય પ્રજા સંસ્કારી હોવાથી મંગલકૃત્ય તો કોઇને કોઇ સ્વરૂપે ચાલુજ રહ્યું. સાથે

સાથે ભારતીય પ્રજાનો અવનતિમાંથી ઉદ્ધાર કરનારા યુધિષ્ઠિર વિક્રમ અને શાલિવાહન જેવા વીર નરોનાં નામથી સંવત્સરનો આરંભ કરાઇ વીરપૂજા પ્રત્યેનો નિઃસીમ પ્રેમ પ્રદર્શિત કરાયો. મોઢ માર્તણ્ડનું કાલ્પનિક વર્ષ જાનેવારીથી શરૂ થાય છે. મોઢજ્ઞાતિના પરમોપાસ્ય દેવ શ્રીસૂર્યનારાયણ પણ જાનેવારીની શરૂઆત અગાઉ દશ દીવસ પહેલાં દક્ષિણ ગોળાર્ધ બીંદુને છોડીને ઉત્તર ગોળાર્ધ તરફ પ્રગતિમાન્ થયા છે આવે રૂડે અવસરે મોઢ કોમના ઉપર જ્ઞાન પ્રકાશ ફેલાવનાર માર્તણ્ડને ઋગ્વેદના મંત્રથી અર્ઘ્ય આપીને સંવત્સરનો આરંભ ઉજવવો ઠીક લાગ્યો, અમે ૧ જે હમારી બુદ્ધિના પ્રેરક છે તેનીજ પ્રેરણાથી યદ્વા તદ્વા લખવાની વૃત્તિ જાગૃત થઇ.

લેખની શરૂઆતમાં દર્શાવેલા મંત્રથી વેદ ભગવાન આપણને શું કહે છે તે દર્શાવવાનો અલ્પ પ્રયત્ન આ છે.

સામાન્ય રીતે મંત્રાર્થ ત્રણ અથવા પાંચ પ્રકારનો હોય છે. અધ્યાત્મ, અધિદૈવ અને અધિયજ્ઞ આ ત્રણ પ્રકાર છે. અધ્યાત્મ, અધિદૈવ, અધિયજ્ઞ, આધિભૌતિક અને ઐતિહાસિક આ પાંચ પ્રકાર છે.

આત્માને ઉદ્દેશીને જે અર્થ કરાય તે અધ્યાત્મ. જેમકે **हिरण्यगर्भः समवर्त्तताग्रे** ઉત્પન્ન થયેલાં આ સ્થાવર જંગમ જગતના આરંભમાં હિરણ્યગર્ભ એટલે કે વિજ્ઞાનમય ગર્ભવાળા પરમાત્મા વિદ્યમાન હતા. ૨

કોઇ વિશિષ્ટ દેવને ઉદ્દેશીને જે અર્થ કરાય તે અધિદૈવ. જેમ કે હિરણ્યગર્ભ એટલે બ્રહ્મા સૃષ્ટિની શરૂઆતમાં ઉત્પન્ન થયા અને તેણે જગતની રચના કરી.

યજ્ઞની ઇતિકર્તવ્યતાને ઉદ્દેશીને મંત્રનો અમુક ક્રિયામાં કલ્પગ્રંથોને અનુસરીને વિનિયોગ કરવો તે અધિયજ્ઞ અર્થ કહેવાય. આજ મંત્રની સમાપ્તિમાં કસ્મૈ **देवाय हविषा विधेम** "પ્રજાપતિ દેવને આજ્ય ચરૂ વિગેરે હુતદ્રવ્ય અર્પણ કરીએ" એવું સ્પષ્ટ રીતે અધિયજ્ઞ વિધાન છે.

આધિભૌતિક અને ઐતિહાસિક આ બે પ્રકાર મને તો અધિદૈવિક ભાવનાનાં અંગ તરીકે જ સમજાય છે. અને એ બે પ્રકાર આધુનિક ઉપજાવી કાઢેલા નથી પણ પહેલેથીજ ચાલ્યા આવે છે. ૩ નિરૂક્તકાર યાસ્કાચાર્યે

૧ धियो यो नः प्रचोदयात्. સરખાવો, ૨ छदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्. ૩ જુવો નિરુક્ત અધ્યાય ૨ खंड १६. तत्को वृत्रः ? मेघ इति नैरुक्ताः त्वाष्ट्रोऽसुर इत्यैतिहासिकाः ॥ ત્યારે વૃત્ર કયો ? નિરૂક્તાનુસારીઓ કહે છે કે વૃત્ર એટલે મેઘ. ત્વષ્ટા ઋષિનો અસુર પુત્ર એટલે વૃત્ર એમ ઇતિહાસને અનુસરનારાઓ કહે છે.

નિરૂપણ કર્યું છે કે अपां ज्योतिषश्च मिश्रीभावकर्मणो वर्षकर्म जायते तत्रोपमार्थेन युद्ध वर्णा भवन्ति. વૃત્ર અને ઇન્દ્રનું યુદ્ધ એ રૂપક માત્ર છે. બાકી ખરી રીતે ઠરી ગયેલું પાણી અને તેજનો સંગમ થતાં બરફ પીગળે છે અને તેનાથી વૃષ્ટિ થાય છે આજ અર્થ વૃત્ર અને ઇંદ્રનાં યુદ્ધનો છે. આ પ્રમાણે આધિભૌતિક અર્થનું નિરૂપણ કરીને તરતજ त्वाष्ट्रोऽसुर इत्यैतिहासिकाः આ પદનો ઉચ્ચાર કરીને નિરુક્તકાર ઇતિહાસાનુસારી અર્થની યાદ દેવરાવે છે. આ બધા અર્થમાંથી ખરો અર્થ કયે ? તેનો જવાબ હું તો એમજ આપું કે બધાએ અર્થ ખરા. ખોટો એક પણ નહી. કારણ કે ઠેકઠેકાણે નિરુક્તમાં તથા બ્રાહ્મણમાં અધિયજ્ઞ અધ્યાત્મ અને અધિદૈવ ત્રણ અર્થો મંત્રોના કહેલા છે અને ત્યાં એમ નથી લખ્યું કે જે અર્થ પદાર્થ વિધાને અનુસરતો હોય તે ખરો, અને બીજા ખોટા. નિર્ણયનું કાર્ય તો નિરુક્તકારે साक्षात् कृतधर्माण ऋषयो बभूवुः પરોક્ષ તત્વનો સાક્ષાત્કાર કરનારા ઋષિઓને ભાગે રાખીને સામાન્ય મનુષ્યને માટે અશક્યકતા જ બતાવી છે. તાર, વિમાન અને રેલ્વેને વેદમાંથી કાઢતાંજ ફોનોગ્રાફ ગળે પડે એવી રૂઢ કલ્પનાઓ જે જેઓ કરે છે તેમને પ્રભુ સદ્બુદ્ધિ આપો.

नवः पतन्त्यात्मसमं पतत्रिणः પક્ષિઓ પોતાની શક્તિને અનુસરીને આકાશમાં ઉડે છે પણ આકાશનું માપ કાઢી શકતાં નથી. તેમ વૈદિક ઋચાનાં ગહન જ્ઞાનાકાશમાં મારા જેવો પ્રાકૃત મનુષ્ય સ્વશક્તિ પ્રમાણે ઉડે અને આકાશના સ્વચ્છ વાયુનો આનંદ લઇને તન મનને પવિત્ર કરે. બાકી જ્ઞાનાકાશનું સંપૂર્ણ નિરૂપણ તો साक्षात्कृतधर्मा ઋષિજ કરી શકે. આટલો પ્રાસંગિક ઉપોદ્ઘાત કરીને હવે મથાળે જણાવેલી ઋચાનો સ્વબુદ્ધ્યનુસારી અર્થ કરીને પરમાત્મા પ્રત્યેનો આંશિક પ્રેમ શબ્દદ્વારા વ્યક્ત કરીને વર્ષારંભનું મંગલ કરું છું.

શાકપૂણિ નામના પ્રાચીન મહર્ષિનાં મંતવ્ય પ્રમાણે આધિદૈવિક ભાવનાને અનુસરીને ऋचः એટલે કર્મનિષ્ણાત મનુષ્યો જેનું અર્ચન કરે છે તે ઋચ્ એટલે ભગવાન્ સૂર્યના ચક્રનું મંડલ તેની સ્તુતિ આ મંત્રમાં છે. यस्मिन् विश्वेदेवाः अधिनिषेदुः અર્થાત્ જે મંડલમાં સંપૂર્ણ દેવો સૂર્ય કિરણોને અનુસરીને રહ્યા છે અને જે મંડલ અક્ષર એટલે અવિનાશી પરમ એટલે સર્વમહાન્ અને વ્યોમન એટલે વ્યાપક એવા હિરણ્મય (વિજ્ઞાનમય) પુરૂષનાં સ્થાન રૂપ છે. આ મંડલને એટલે કે આદિત્યને જે જાણતો નથી અર્થાત્ ધ્યાનદ્વારા અથવા દ્રવ્ય દ્વારા જે સૂર્યમંડલાન્તર્ગત આદિપુરૂષનું અર્ચન કરતો નથી તે ऋचा એટલે સૂર્યમંડલને શું કરશે ! અર્થાત્ સૂર્યમંડલથી કોઇ પણ ઇષ્ટ અર્થને

મેળવી ન શકશે. જે મનુષ્યો આ વાત જાણે છે તેજ **समासते** ધ્યાનાદિ ક્રિયાઓમાં એકાગ્ર થઇને ભગવાન્ આદિત્યનું સ્મરણાર્ચન અને ધ્યાનાર્ચન કરીને સ્વચ્છ અંતઃકરણવાળા થાય છે.

શાકપૂણિ નામના પ્રાચીન મહર્ષિ અધિ યજ્ઞ ભાવનાને અનુસરીને કહે છે કે અક્ષર એટલે ૐકાર, ૐકારમાં ત્રણ માત્રાઓ છે અ, ઉ અને મ. **પ્રથમ** માત્રા અકારમાં પૃથિવી, અગ્નિ, ઋગ્વેદ અને પૃથિવી લોકનાં નિવાસિઓ સૂક્ષ્મ રૂપે સ્થિત છે. દ્વિતીય માત્રા ઉકારમાં અંતરિક્ષ, વાયુ, યજુર્વેદ અને અંતરિક્ષ નિવાસિઓ સૂક્ષ્મરૂપે સ્થિત છે. તૃતીય માત્રા મકારમાં, દ્યૌ, આદિત્ય, સામવેદ અને દ્યુલોક નિવાસીઓ સ્થિત છે. **व्योमन्** એ લુપ્ત સપ્તમ્યન્ત પદ હોઇ સર્વ પ્રકારના શબ્દોનું ઉત્પત્તિસ્થાન ૐકાર છે એમ સૂચવે છે. જે ૐકાર **परम** એટલે સર્વશ્રેષ્ટ સર્વ વર્ણોનાં આદિકારણ રૂપ છે જેમાં મંત્રોના અક્ષરોને અનુસરીને અગ્નિ વિગેરે સર્વે દેવો રહેલા છે એવા ૐકારને જે ન જાણે તે **ऋचा** એટલે બીજા મંત્રો વડે શું કરી શકે ? અર્થાત્ જે ૐકારને જાણે છે તેજ ૐકારનાં જ્ઞાનમય શરીરમાં પ્રવેશ કરીને ઋગ્વેદના મંત્રોવડે યજ્ઞોમાં દેવોની સ્તુતિ કરીને **समासते** શાન્ત થાય છે.

શાકપૂણિ નામના પ્રાચીન મહર્ષિ અધ્યાત્મ ભાવનાને અનુસરીને કહે છે **ऋच्** એટલે શરીર. જેમાં **विश्वेदेवाः** એટલે સર્વે ઇન્દ્રિઓ **अधिनिषेदुः** રહેલી છે. ઇન્દ્રિઓ વિષયોનું દ્યોતન કરે છે તેથી દેવ કહેવાય છે. આ શરીરનો જે અક્ષર એટલે અવિનાશી ધર્મ અર્થાત્ ચૈતન્ય તત્વનું વિજ્ઞાન કે જે પ્રકૃતિથી પર અને સર્વવ્યાપી છે તેને જે જાણતો નથી અર્થાત્ જ્ઞાન સંપાદન કરતો નથી તેનાં જીવતરનું શું પ્રયોજન છે ? ૧ જેઓ આ ચૈતન્ય વિજ્ઞાનને અનુભવે છે તેઓ આ જ **समासते** બ્રહ્મરૂપ થાય છે. ૨ તાત્પર્ય કે પરમાત્મા આ મંત્રવડે મનુષ્યોને પ્રેરે છે કે તમો ૐકારની ઉપાસના કરો. એટલે કે ઋક્ યજુ અને સામવેદનું અધ્યયન કરો. બાદ તે તે વૈદિક મંત્રોવડે યજ્ઞોદ્વારા દેવોનું અર્ચન કરી શુદ્ધ અંતઃકરણવાળા થઇને અવિનાશી તત્વને જાણી કરી નિર્વાણ દશાને પ્રાપ્ત થાઓ.

ઉપર વર્ણવેલા અર્થ મુજબ સૂર્યમંડલ, ઉદ્ગીથ અને આત્માનું સ્મરણ કરતાં સામાન્ય રીતે સાર્થમંત્રાત્મક મંગલ કર્યું. હવે પરમાત્મા આ વૈદિક

---

૧ સરખાવો. **यो वा एतदक्षरमविदित्वा गार्ग्यस्माल्लोकात्प्रैति स कृपणः बृहदारण्यक** જે અવિનાશી તત્વને જાણ્યા વિના મૃત્યુ પામે છે તે હે ગાર્ગી ! કૃપણ છે. બૃહદારણ્યક ઉપનિષદ્. ૨ સરખાવો. **ब्रह्मविद् ब्रह्मैव भवति.** બ્રહ્મવેત્તા પુરૂષ બ્રહ્મરૂપજ થાય છે. ઉપનિષદ્.

વાણીદ્વારા સર્વ કાળમાં સર્વ દેશમાં અબાધિત રહેનાર કયાં અધિભૌતિક અથવા ઐતિહાસિક તત્વનો ઉપદેશ કરે છે તે નિરૂપણ કરૂં છું. પૂર્વે નિરૂપણ કર્યો મુજબ અક્ષર એટલે ૐકાર તેના બે અર્થ થાય છે. એક પરબ્રહ્મ અને બીજો અર્થ અંગીકાર કરવું થાય છે. અર્થાત્ સર્વ કાર્યમાત્રમાં ઇશ્વરને સન્મુખ અંગીકાર કરીને પછીથી કાર્ય કરવું. જે દેશ અથવા સમાજ ઇશ્વરને ભૂલીને કાર્ય કરવા લાગે છે તે દેશ અથવા સમાજ ધિક્કારવા લાયક સ્વાર્થ સાધવાની લોલુપતામાં અંધ બનીને અવનતિના કૂપમાંજ પડે છે. આર્યાવર્તે એ દશા અનુભવી. હવે યુરોપને અનુભવવાનો વારો આવ્યો છે દયાળુ પરમાત્મા તો સ્પષ્ટ કહે છે કે **य इत्तद्विदुस्त इमे समासते** જે ઇશ્વરને અંગીકાર કરીને કાર્ય કરે છે તેજ દેશ અથવા સમાજ **समासते** નિરાંતે બેસે છે. શાંતિનું સર્વવ્યાપી સુખ તેનાંજ નશીબે જડાય છે. પ્રભુ કહે છે કે **यस्तन्न वेद किमृचा करिष्यति** જે દેશ અથવા સમાજ ઇશ્વરને ન જાણે તે **ऋचा** એટલે જીવન વડે શું કરશે ! કાંઇજ ઇષ્ટ ન સાધે. તેઓ તો કેવળ પેટભરા થઇને લોહીના તરસ્યા પિશાચજ થશે.

દયાળુ દેવ ભારતવાસીઓને કહે છે કે **यस्मिन् देवा अधि विश्वे निषेदुः** જે આર્યાવર્તમાં પ્રકાશમાન્ દેવો ચારે બાજુ રહેતા હતા તે આ દેશ છે. આ દેશમાં રહેનારાઓએ દેવના ધર્મો પાળવા જોઇએ. દેવની આજ્ઞા માનવી જોઇએ. આ દેશમાં જુઠાણું ન નીભે. આ દેશમાં ધર્મને ભોગે સ્વાર્થ ન સધાય. દ્યોતનાત્મક દેવોનાં સ્થાન રૂપ આ દેશમાં અજ્ઞાનનું અંધારૂં ન રખાય. દીપાવે તેજ દેવ. દેશને દીપાવનારા દેવોને રહેવાની આ ભૂમિ છે. એમાં સ્વાર્થ બીરૂઓનું કામ નથી. નિરૂક્તકાર યાસ્કાચાર્ય દેવોને મહાભાગ્યશાલી વર્ણવે છે. મહાભાગ્યને મેળવનારાઓની જન્મભૂમિમાં ભિક્ષાના ટુકડા ઉપર કિલકિલાટ કરનારા નકલી વિકલ્પ નરોનું કામ નથી. **यस्तन्न वेद किमृचा करिष्यति** જેઓ આ દેવોની ભૂમિને ન ઓળખે તે **ऋचा** પેટભરાં જીવન વડે ભારતનું કયું ઇષ્ટ કરશે !

દયાળુ દેવ સ્વરાજ્યવાદીઓને કહે છે કે **यस्मिन् देवा अधि विश्वे निषेदुः** જે આ દેશમાં હાલ દેવો એટલે [1] જુગારીઓ ચારે બાજુ ભરાયા છે તેનાથી ચેતો. તેઓ તરફના મહા લાભનાં પ્રલોભનોથી ન છેતરાઓ. નિતિ વાક્ય યાદ કરો કે **काके शौचं द्यूतकारे च सत्यं** કાગડામાં પવિત્રતા અને જુગારીમાં સત્ય નજ હોય. જુગાર રમતાંજ યુધિષ્ઠિરે સર્વસ્વ ગુમાવ્યું હતું તે તમોને અજાણ્યું નથી. તમારી માતૃભૂમિને જુગારમાં મુકીને રમનારાઓ તરફ

1 જુઓ પાણિનિ કૃત ધાતુપાઠ. દિવ્ ધાતુના ક્રીડા, વિજીગિષા, વ્યુતિ, સ્તુતિ, મોદ, મદ, શયન, કાન્તિ અને ગતિ આટલા અર્થો છે.

આંખ મિચામણાં ન કરો. તેઓને સ્પષ્ટ કહી દો કે હિંદુસ્તાનને જુગાર રમવો ન પાલવે. આ તો ઋષિ મુનીઓની ભૂમિ છે. અહિંઆં તો ઋત અને સત્યની ઉપાસના કરનારાઓજ વસવા યોગ્ય ગણાય. य इत्तद्विदुस्त इमे समासते जેઓ આ રહસ્યને જાણે તેઓજ આ પવિત્ર ભૂમિમાં ચિર નિવાસ કરીને સુખે બેસે. यस्तन्न वेद किमृचा करिष्यति જે ભારત વાસીઓ આ વાત ન જાણે તેને ऋचा માનનાં પ્રલોભનો રાખવાની શી જરૂર ? માન મેળવનારાથી ભારતનો ઉદ્ધાર થશે ?

દયાળુ દેવ ભરતભૂમિના વ્યાપારીઓને કહે છે કે यस्मिन्देवा अधि विश्वे निषेदुः આ દેશમાં હાલ દેવો એટલે ધનના મદથી ગર્વિષ્ટ થયલા વેપારીઓ વસ્યા છે. એઓના રોમેરોમમાં સ્વાર્થ પિશાચીએ વાસ કર્યો છે. માતૃભૂમિનાં પોષણનો આધાર વાણિજ્ય ઉપર છે એ વાતને ભૂલી જઇ કુટુંબ પોષણનો આધાર વાણિજ્ય ઉપર છે એમ માની બેઠા છે તેઓને વેદ ભગવાન્ પ્રેમભાવે સંબોધે છે કે ऋचोऽक्षरे परमे व्योमन् अक्षर એટલે અવિનાશી परम એટલે સર્વશ્રેષ્ટ व्योमन् એટલે વ્યાપક એવી બંધુભાવનામાંજ ऋचः એટલે દેશોદ્ધારક ભામાશાના જેવી પૂજા (સત્કીર્તિ) રહે છે. જેઓ આ ભાવનાને ન જાણે તેમને કહેવું જોઇએ કે किमृचा करिष्यति સ્વાર્થી જીવન વડે દેશને શું ફાયદો કરશો ?

દયાળુ દેવ મોઢ બ્રાહ્મણોને કહે છે કે यस्मिन् देवा अधि विश्वे निषेदुः જે ધર્મારણ્યમાં સૂર્યનારાયણ, શંકર, ધર્મ માતંગી વિગેરે દેવો (ઐશ્વર્ય આપનારા) વસતા હતા તે પવિત્ર ભૂમિના મહર્ષિઓના વંશજો છો. જે તમારા પૂર્વજોએ ઉચ્ચારેલી ऋचाओ अक्षरे परमे व्योमन् અવિનાશી શ્રેષ્ટ વ્યાપક પરમાત્મા સાથે એકતાર થતિ હતી તેના વંશજો તમો છો. ધર્મારણ્યના મહર્ષિ સંતાનો ! તમોએ અંદર અંદર ઝગડા કરીને ધર્મારણ્યને તો નિર્જનારણ્ય બનાવ્યું. હવે જ્ઞાતિને નિર્મનુષ્ય (અલ્પ મનુષ્યવાળી) બનાવવા ઇચ્છો છો કે શું ? તમો ત્રૈવિદ્ય બ્રાહ્મણો થઇને વેદત્રયી જાણવાની વાત તો કોરે રહી પણ એક વેદને એ ન જાણો ? હવે તો યાદ કરો કે કુલીનપણું ફક્ત કન્યા પરણવામાં સમાપ્ત થઇ જતું નથી. એને માટે તો વિદ્યા, ચારિત્ર અને સદાચાર જોઇએ. હવે તો યાદ કરો કે છોકરીઓના ભોગે છોકરાઓનું હિત કરવાથી પ્રભુ તરફના કયા રૂડા આશીર્વાદ મેળવવાની ભ્રાન્તિમાં પડયા છો ? હવે તમો એટલું પણ યાદ ન કરો ? કે હાડ ચર્મ તો કસાઇ વેચે. દર્જીએ બારમા તેરમાના ઝગડાઓમાંજ તમને આનંદ આવે છે ?

તમારાં જ્ઞાતીય જીવનનો કોઇ હેતુજ ન હોય ! હેતુ વિનાનાં જીવનને નભાવવા પાછળ શક્તિનો અપવ્યય બહુ કર્યો. અશક્ત થયા. હવે તો ફક્ત મરણજ બાકી રહે છે. यस्तन्न वेद किमृचा करिष्यति તમો આ વાત હવે પણ ન જાણો તો બીજી ઋચાઓ તમારૂં કયું હિત કરશે ! બીજી જ્ઞાતિઓની અપેક્ષા તમારામાં વિદ્વાનો, શ્રોત્રિયો, વધારે છે તેઓની હાજરીમાં તમો બીજી બ્રાહ્મણ જ્ઞાતિઓને અનુકરણીય વ્યવહાર પ્રવર્તાવી શકો એમ છો. આ વાત હું નથી કહેતો. મારી શક્તિ અથવા યોગ્યતા પણ નથી. આ વાત તો મારા જેવાઓને વેદ ભગવાન્ કહે છે. પરસ્પર હિત સાધતાં શ્રેયો ભાવનાની એકત્રિત છાયા નીચે એકઠા મળવાના હેતુ શિવાય જ્ઞાતિનાં અસ્તિત્વનું પ્રયોજન પણ શું છે ? કર્તવ્યની વાત તો બાજુએ રહી પણ એક જગ્યાએ એકઠા થઇને સદ્વિચાર પણ ન કરી શકો ! ચુંથાનાં ચુંથણાં અને અઠ્ઠાવીશીનાં રોદણાં હવે આપણને કર્ણકટુ લાગવાંજ જોઇએ. **ભારત વર્ષીય મોઢ બ્રહ્મસમાજનો** નામકરણ સંસ્કાર થયો, હવે એને બીજા સંસ્કાર ન કરતાં અસંસ્કારી શૂદ્ર જેવો બનાવવવાની ઇચ્છા આપણને નજ હોય એમ હું તો માનું છું. ઉપેયની પ્રાપ્તિ માટે ઉપાયનું નિયમિત બંધન નથી. આ ઉપાય ઠીક ન લાગે તો બીજો અજમાવો. એકથી ન થયું તો બીજા કરો. વર્ચસ્વી હશે તેજ પૂજાશે. નિસ્વાર્થી હશે તેનીજ આજ્ઞા બીજાઓ માનશે. કર્તવ્યપરાયણ હશે તેજ હિત કરી શકશે. ઘણું બોલવાથી શું ! મારા જેવા ઘણું બોલનારાને ગણે છે પણ કોણ ! કર્તવ્ય કરે તેજ પંડિત, અને તેજ સજ્જન ગણાય. આ તો કર્તવ્યનો જમાનો છે. 'પરિપૂર્ણને કર્તવ્ય ન હોય એ ઠીક પણ અપૂર્ણને તો ડગલે ને પગલે એની જરૂર છે.

દયાળુ દેવ મોઢ માર્તંડના તંત્રીજીને કહે છે કે यस्मिन् देवा अधि विश्वे निषेदुः જે મોઢ જ્ઞાતિમાં દેવ જેવા વડીલો વસ્યા છે તેમના રૂડા આશીર્વાદો મેળવીનેજ કાર્ય કરતા રહો. ફક્ત અવગણના જ કરનાર હિત ન સાધી શકે એ તમો જાણો છો. તમારી જ્ઞાતિહિતની દાઝ હવે કોઇને અજાણી નથી. તમારી અવગણના કરનારાને પણ તમો ક્ષમા આપો. वयं हि ब्राह्मणास्तात क्षमयार्हणतां गताः આપણે બ્રાહ્મણો ક્ષમા ગુણને લીધે જ પૂજ્ય ગણાયા છીએ. દોષમય લેખિની જ્ઞાતિનાં પ્રેમજીવનને સુકવી નાખે છે, અને સ્તુતિ પ્રચુર લેખિની જ્ઞાતિ જીવનને પ્રમાદી કરે છે એ વાત તમોને અજાણી નથી એમ મારો અનુભવ મને કહે છે.

મોઢ જ્ઞાતિની પૂર્ણિમાનો ચન્દ્રોદય તથા તમારો માર્તંડ પરસ્પર દ્વેષ ન કરો. મોઢ જ્ઞાતિને બન્નેની જરૂર છે. પ્રશ્નોપનિષદ્‌માં એક વાક્ય છે કે

प्रजा कामो वै प्रजापतिः स तपोऽतप्यत स तपस्तप्त्वा मिथुनमुत्पादयते रयिं च प्राणं चेत्येतौ मे बहुधा प्रजाः करिष्य इति आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमाः + + + + પ્રજાની ઇચ્છા કરનારા પ્રજાપતિએ તપ કર્યું અને તપ કરીને એક જોડકું ઉત્પન્ન કર્યું તેના નામ રયિ અને પ્રાણ રાખ્યાં. બ્રહ્માને વિશ્વાસ બેઠો કે આ જોડકું અનેક જાતની પ્રજા ઉત્પન કરશે. સૂર્ય એટલે પ્રાણ અને ચંદ્રમા એટલે રયિ વિગેરે. પ્રજાપતિને પણ સ્વકાર્યમાં બન્નેની જરૂર પડી હતી તો મોઢ જ્ઞાતિને કેમ ન પડે? એક (માર્તંડ) જીવન તત્વ વધારે અને બીજો (ચન્દ્રમા) આપ્યાયન કરે. તમો બન્નો ભાઈઓને દ્રવ્યની ખોટ ખમીને કાર્ય કરવાનું છે તે તમોએ કર્યું છે અને ચંદ્રોદય કરશો એવો મારો દૃઢ વિશ્વાસ છે. તમારાં કાર્યમા સ્વાર્થનો અંશ જોનારાઓને ફરીથી વિચાર કરવાની વિનંતિ કરૂં છું. य इत्तद्विदुस्त इमे समासते જે આ રહસ્ય સમજે તેજ પ્રેમભાવના ફેલાવી શકે. તમો બન્નો ભાઇનાં માસિકોના ગ્રાહકો પણ આ રહસ્ય સમજીને માર્તંડને દ્રવ્યાર્ધ આપીને તથા ચન્દ્રમા (કે જે રજતધાતુના જેવો ઉજ્વળ છે) તેની રજત મુદ્રાથી પૂજા કરીને હિત કાર્યમાં પોતાનો ફાળો આપે. હમારે મોઢ જ્ઞાતિના જીવન દિવસમાં માર્તંડનો પ્રકાશ જોઇએ છે, અને મોઢ જ્ઞાતિની જીવન રાત્રીમાં પૂર્ણિમાના પૂર્ણ ચંદની ચન્દ્રિકા જોઇએ. છે. એક ક્ષણ પણ હમારાં જીવનમાં અંધકાર જોઇતો નથી.

દયાળુ દેવ આ લેખકને કહે છે કે यस्मिन् देवा अधि विश्वे निषेदुः, આર્યાવર્તમાં દેવતુલ્ય વિદ્વાનો વસે છે તથા જે મોઢ જ્ઞાતિમાં દેવતુલ્ય જ્ઞાતિ બંધુઓ વસે છે તેમને કટુ વાક્ય કહેવાનો તારો અધિકાર નથી. અજ્ઞાન બાળકો इक्को यणचि ભણાવતાં બીજાઓને યદ્વાતદ્વા કહેવાની ટેવ પડી ગઇ છે તે નથી. તું આર્યાવર્તનો અથવા જ્ઞાતિનો ઉપદેશક છે કે દેશ અથવા જ્ઞાતિનો ... છે! परमे अक्षरे ऋचः સારામાં સારા વર્ણોમાં (વાક્યોમાં) ऋचः પવિત્ર ભાવના રહી છે. પંડિતંમન્ય ભાવે લખેલાં વાકયોની બાબતમાં જેઓને માટે અયોગ્ય લખાયું હોય તે સર્વની ક્ષમા માગવી એજ તને ઘટે. ભરત ભુમિનો ઉદ્ધાર બીજાઓને નીંદવાથી થવાનો નથી, પણ પોતે સુધરવાથીજ થશે. इत्तद्विदुस्त इमे समासते જે આ રહસ્ય જાણે તેજ સ્વસ્થ જીવન ગાળશે. પરમાત્મા હમારા પ્રેરક થાઓ અને તેમની કૃપાવડે અમો બ્રાહ્મણ જીવનને ઉજ્વળ કરીએ એજ આ મંગલ પ્રાર્થનાનો પ્રધાન હેતુ છે તે સફળ થાઓ.

॥ शांतिः शांतिः शांतिः ॥




# એક પ્રાચીન અદ્‌ભૂત પ્રેમકથા.

લેખક—ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ.



## પ્રકાશકના બે બોલ.

કાઠીઆવાડના કંઠસ્થ પ્રાચીન સાહિત્ય પરનો અંધાર પછેડો જ્યાં સુધી દૂર થયો નથી, ત્યાં સુધી ગુર્જરીગિરાની સાંગોપાંગ ખીલવણીની સંપૂર્ણ આશા રાખી શકાય નહીં. ગુજરાતી ભાષાની ખીલવણીમાં કાઠીઆવાડી લેખકોનો અગ્ર ભાગ છે, નૈસર્ગિક લેખનશૈલી, અપ્રતિમ કવિત્વ, હૃદયંગમ વિચારો, અને રસથી ઉભરાતા ભાવ કાઠીઆવાડી લેખકોની કૃતિઓમાં જ્યાં ને ત્યાં તરી આવતા સ્પષ્ટ જણાય છે. તેમાંયે કાઠીઆવાડનું પ્રાચીન ગદ્ય પદ્ય સાહિત્ય તો વિવિધ રસનો અનુપમ ખજાનો છે. તેને પ્રકાશમાં લાવવા અત્યાર સુધી વિવિધ લેખકોએ પોતાની શક્તિ સગવડ અને સાધનોના પ્રમાણમાં સ્તુત્ય પ્રયાસો કર્યા છે તે સર્વથા આદરણીય છે. અધુનાપિ તેજ દિશામાં વિવિધ સ્થળેથી વિશેષ પ્રયાસો થઇ રહ્યા છે એ પણ અધિકતર આનંદજનક છે. છતાંએ એ કંઠસ્થ સાહિત્યનો જેમ છે તેવાજ રૂપમાં હજુએ એવડો મોટો અપ્રસિદ્ધ સંગ્રહ છે કે જો એકજ વ્યક્તિ તેને જીંદગીભર પ્રકટ કર્યાં કરે તોયે પાર

ન આવે, તેથી તે માટે જેટલો પ્રયાસ કરી શકાય તેટલો કરવાની જરૂર છે. હું પોતે પણ કાઠીઆવાડનોજ રહીશ હોવાથી ને છેક બચપણથી આવા સાહિત્યનો મને જબરો શોખ હોવાથી આ દિશામાં પ્રયાસ કરી રહેલા એવા મ્હારા રસિક દેશી લેખક બંધુઓની અમૂલ્ય મદદથી આ મહત્ પ્રયાસમાં મારાથી યત્કિંચિત્ બનતો ફાળો આપવા આકાંક્ષા ધરાવું છું.

મોટા મહાસાગર રૂપ એ અપ્રસિદ્ધ સાહિત્યને સુવ્યવસ્થિત રૂપે ચાર ભાગમાં વહેંચી શકાય તેમ છે એમ મારા અત્યાર સુધીના અનુભવથી જણાયું છે. ( ૧ ) પ્રેમ કથાઓ ( ૨ ) ઐતિહાસિક કથાઓ ( ૩ ) બ્હારવટીઆની કથાઓ ( ૪ ) લોક ગીત અને રાસડા વિગેરેનો પદ્યાત્મક સંગ્રહ. હાલની વાચક વર્ગની લોકરૂચિને અનુસરી પ્રથમ પ્રેમ કથાઓથી શરૂઆત કરી આ માસિક દ્વારા આ સર્વ પ્રકારના સાહિત્યને અવર નવર પ્રકટ કરવા ધારણા છે. પ્રારંભિક આ પ્રયાસ જો લોકાદરને પાત્ર થયેલો જણાશે અને ધારવા જેટલા પ્રમાણમાં લેખક– વર્ગની મદદ મળી રહેશે તો આ સાહિત્યની ખીલવણી માટે મકકમ પગલે કામ લઈ એવા સાહિત્યના એક પછી એક સચિત્ર ને સુંદર સ્વતંત્ર ગ્રંથો પણ છપાવી મારી જન્મભૂમિના ઝર્જરિત થતા એ સાહિત્યનો બનતો ઉદ્ધાર કરવા ઉંડી મહદ્ અભિલાષા પણ છે. હાલ તુર્તને માટે તો પ્રેસ અને માસિક આમ બે પ્રકારનાં સાધનોની મદદ લઇ શરૂઆત કરી છે. પ્રયત્ન મનુષ્યાધિન છે; અને ફ્ળ તો દૈવને આધીન છે. તેમાંયે અનેક વિકટ સંજોગો અને વિષમ પરિસ્થિતિમાં એકલે હાથે કામ લેવાનું હોવાથી ફુલ નહીં તો ફુલની પાંખડી રૂપ આ દિશામાં જે કાંઇ સેવા થાય તે સરસ્વતી દેવીના ઉપાસકો આદરથી વધાવી લેશે તોયે હું મારો પરિશ્રમ સફળ થયો માનીશ.

અત્ર જે એક પ્રેમકથા ક્રમશઃ શરૂ કરાય છે તેના લેખક અમારા જુના સ્નેહી એક ગોહિલ ક્ષત્રીય યુવક છે. આ દિશામાં તેમણે ઘણો સારો પ્રયાસ કર્યો છે, ને બે ત્રણ પુસ્તકોના રૂપમાં તેમનો આવો સંગ્રહ પ્રકટ પણ થઇ ચુકયો છે. આગળ જણાવેલો સર્વ પ્રકારનો સંગ્રહ તેમણે એકલે હાથે અમને પુરો પાડવા બીડું ઝડપ્યું છે, અને તેમના એ ઉત્સાહથી પ્રેરાઇનેજ અમે આ પ્રયાસમાં ઝંપલાવ્યું છે. છતાંયે આ વિષયમાં શોખ ધરાવતા અન્ય લેખક વર્ગની મદદ અને સહાનુભૂતિની તો મોટી જરૂર છે જ. અમને સંપૂર્ણ આશા છે કે જેમના જેમના હાથમાં અમારૂં આ માસિક જાય તે સર્વ બંધુઓ અમારા આ સાહસને પુષ્ટિ આપવા પોત પોતાના લાગતા વળગતામાં શોધ કરી અમને આ પ્રકારના લેખોની વધારેમાં વધારે મદદ આપવા બનતું કરશે.

છેવટ આ પ્રેમકથા અમારા વાચકવર્ગને રૂચિકર થઇ પડો એવી શુભેચ્છા સાથે હાલ તો વિરમીશું.

## પ્રકરણ ૧ લું.

# વિઝાણંદ.



કચ્છમાં વાગડ પ્રદેશમાં રાજસ્થળી નામના ગામમાં ગઢીયા જાતના ચારણ રહેતા હતા.તેમાં વિઝાણંદ નામનો ચારણનો છોકરો હતો. તેનાં માતાપિતાને વિઝાણંદ એકનો એક હોવાથી તેઓ તેને લાડથી ઉછેરતાં હતાં. વિઝાણંદમાં કુદરતી રીતેજ વાદ્યત્રો પ્રત્યે પ્રેમ હતો. તંતુવાદ્યમાં રાવણહથ્થો વગાડવા શિખ્યો. ત્યાર પછી પાવા મોરલી વગેરે શિખતાં જંતરની તાલિમ લેવા લાગ્યો. આવી રીતે પોતાના પુત્રને વાદ્યત્રોમાં કુશળ જોઇને તેનાં માબાપ આનંદ માનતાં હતાં, અને જે જે વાદ્યંત્રની તે માગણી કરે તે તેઓ હર્ષથી પુરી પાડતાં હતાં.

વિઝાણંદની ઉમર વધવા લાગી તેમ તેમ તેનો જંતર પ્રત્યેનો શોખ વધવા લાગ્યો. ગાયો ભેંસો વગેરેને ચારવા જાય તો પણ તેમાં ધ્યાન ન રાખતાં તે જંતર વગાડયાજ કરતો. ગાયો ભેંસો કયાં ચરે છે તેનું પણ તેને ભાન રહેતું નહિ.તેથી કયારેક ગાયો ભેંસો પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાં ચાલી જતી. તેથી વિઝાણંદના પિતા વગેરેને તે શોધવી મુસ્કેલ પડતી. જ્યારે વિઝાણંદ ગાયો ભેંસો પ્રત્યે ઓછું લક્ષ આપવા લાગ્યો ત્યારે તેની સાથે બીજા ગોવાળીઆ મોકલવાની તેઓએ તજવીજ કરી. પોતાની સાથે સમાન વયના મિત્રો આવવાથી તેમને પોતાની આસપાસ બેસારી પોતે વચમાં બેસી તે જંતર વગાડતો. પોતે વગાડવામાં જેવો તલ્લિન થતો તેવાજ સાંભળવાવાળા પણ તલ્લિન થતા હતા. તેથી ઢોરો સ્વચ્છંદતાથી ગમે ત્યાં ચાલ્યાં જતાં હતાં. અને તેમને દરરોજ શોધી કાઢવાની વિટંબણા પડતીજ રહી.

આવી રીતે વિઝાણંદ જંતરમાંજ રચ્યોપચ્યો રહેતો ને કાંઇ પણ કામધંધો કરતો ન હોતો, તેથી તેના માબાપને શોક થવા લાગ્યો ને પોતે જે લાડ લડાવીને આ પરિણામ લાવ્યાં તેના માટે તેમને પશ્ચાતાપ થતો. પણ હવે તેને કામધંધા તરફ વાળવાનો કોઇ રસ્તો રહ્યો નહિ.

વિઝાણુંદના પિતાને ગાયો ભેંસો વગેરે પુષ્કળ પશુધન હતું. પોતાના નિર્વાહના સાધન તરીકે આ દુધાળાં પશુઓ હોવાથી તેનામાં વિઝાણંદનું ચિત્ત લાગે તોજ તેઓ પોતાનો નિભાવ કરી શકે.એકલાં જંતર વગાડ્યાથી કાંઇ વળવાનું નથી આમ તેઓ જાણતાં હતાં અને તે તરફ તેનું વળણુ કરાવવા મથતાં પણ હતાં. પણ વિઝાણુંદને તેની કાંઇ અસર થતી નહિ તેથી તેના માબાપને અત્યંત દુઃખ થતું હતું. વિઝાણુંદના ભાઇબંધો ઘણા હતા તેના મારફતે તેને સમજાવવામાં પણ તેઓએ કચાસ રાખી ન હોતી પણ છેવટે બધું નકામું થયું.

વિઝાણુંદ હવે કોઇ રીતે સુધરવાનો નથી, જે તેના નશીબમાં હશે તેમ થાશે, ને લાડકવાયા એકના એક પુત્રને વધારે પજવવાથી સારૂં પરિણામ આવશે નહિ. આમ વિચાર કરી ભલે વિઝાણુંદ પોતાની ખુશી પ્રમાણે કરે આપણે તેમાં હવે વચમાં આવવું નહિ એમ નિશ્ચય કરી તેઓ શાંત થયાં. કારણ કે:—

પાંચ વરસનો પુત્ર, સોળ વરસનો થાય;
પુત્ર પછી ગણુવો નહિ, ગણુવો તેને ભાઇ.

વિઝાણુંદ હવે મોટો થયો હતો, તેના માતાપિતાનો અવસાન કાળ નજીક આવ્યો. વિઝાણુંદ કાંઇ કામ કરતો નથી. તેને ફકત જંતર વગાડવું જ ગમે છે, આવી રીતે ઢોર માલ રહી શકશે નહિ.અને ઢોર માલ વિના તે પોતાનો નિર્વાહ ચલાવી શકશે નહિ,તેમ ધારી તેઓએ તેને પાસે બોલાવી કહ્યું કે:— 'બેટા ! આજ દિન સુધી તું ગમે તેમ વર્ત્યો પણ હવે જોઇને ચાલીશ તો સુખી થઇશ. ઢોર—માલજ આપણો નિભાવ છે. જો તું ઢોર માલ ઉપર પ્રેમ રાખીશ તો તારૂં જંતર વધુ શોભશે. કારણ કે એકલા શોખથી કાંઇ વળવાનું નથી. ભેગું ખાવાનું પણ કરવું જોઇએ.'

આવી રીતે વિઝાણુંદને ઉપદેશ આપી તેનાં માતાપિતાએ દેહ છોડયો. ત્યારથી વિઝાણુંદ પોતાના ઢોર—માલમાં થોડું થોડું ચિત આપવા લાગ્યો. પોતાની પાસે સારી સંખ્યામાં ભેંસો હતી. તેને લઇને તે જંગલમાં ચારવા-જવા લાગ્યો ને પોતાના એકલાથી આ બધાં ઢોરોની સારવાર થઇ શકે તેમ ન હોવાથી નોકર રાખી કામ ચલાવવા લાગ્યો.થોડા દિવસ જવાથી ચોમાસું આવ્યું, બધાં મનુષ્યો આકાશ સામું જોવા લાગ્યાં, વાદળાંઓ ઉપરથી ચાલ્યાં જવા લાગ્યાં, તે જોઇ વિઝાણુંદ બોલ્યો કે:—

વાયે હૂલે વાદળાં, અવળાં સવળાં જાય;
ઈ મનડા અમ મુંજાય, માનીતા એ મે વિના.

વાયે ઉંનો વાય, કાળજ અમારાં કાપતો;
મેયુ મેળી થાય, માણીગર એ મે વિના.

ચોમાસાના દિવસો નિષ્ફળ જવા લાગ્યા, મનુષ્યોનાં મન ઉંચ થવા લાગ્યાં. દુકાળ પડશે તેથી બધાને ભીતિ લાગવા માંડી. માણસોએ ભેગા થઈ દુકાળ સુકાળ જોવા માટે જુવારની બે ઢગલીઓ કરી એકનું નામ સુકાળ અને બીજાનું નામ દુકાળ ગોઠવ્યું. પછી અજાણ્યા માણસને જુવારની ઢગલીઓ સામે બેસારી બંને હાથનો ખોબો વળાવી હાથમા ગણેશની મુર્તિ આપી અને જે ઢગલા તરફ ગણેશ જાય તેવું વરસ થાય આવી બધાની માનતા હોવાથી ગણેશ કઈ ઢગલીએ જાય છે તે જોવા આતુર થયાં. એટલે ગણેશને ઉદ્દેશી વિજાણંદ બોલ્યો કેઃ—

મેયુ મે મે આરડે, દુઃખીયો બાધો દેશ;
સુકાળે જાને ગણેશ, વિનવે તને વિજાણંદો.

તો પણ ગણેશ તો હાથ દુકાળની ઢગલી તરફ જવા લાગ્યો. તેથી વિજાણંદ વળી ગભરાઈને બોલ્યો કેઃ—

કપરો કળજગ આવીયો, દાઝું દિલડા માંય,
રૂઠી ગણેશ જાય, દુકાળ કેરે ડુંગરે.

વળ તું પાછો વીર, મનાવું મેંદળ તને.
ખવાડું મોદક ખીર, પ્રીત કરીને પૂજશું.

છતાંએ ગણેશવાળો હાથ તો દુકાળ તરફજ ચાલ્યો, તેથી બધાની ગભરામણ વધવા લાગી. હવે વરસાદ થશે નહિ તેમ ઘણાં માણસો કહેવા લાગ્યાં. પોતાની મેયો (ભેંસો) હવે રહેશે નહિ એમ માની મેઓ (ભેંસો) પાસે આવીને તે બોલ્યો કેઃ—

મેયુ સંઘો માલ, વ્હાલી વિજાણંદ તને;
ભુખે ખભળી ખાલ, રાતે રણુકારા કરે!

દન દન થાએ દુબળી. અંતમાં લાગે દા;
જો તું વાંઢે જા, વાલી જીવે વિજાણંદા.

અરધું ચોમાસું વયું ગયું અને ભાદવાના દિવસો પણ કોરા જવા લાગ્યા. ભેંસોને ખોરાક કાંઇ ન મળવાથી તે દુબળી થઇ ડોલવા લાગી, તે જોઇ વિઝાણુંદ બોલ્યો કેઃ—

ભાદરવો ભરપુર, ગાજંતો ગાંડો થઇ,
નદીયે ડોળાં પૂર, મેયું તેમાં માલતી.

ભાદરવાની ભેંશ, મત્ત થૈ ચાલે મલપતી;
(આ તો) ડાકણુ જેવો વેશ,દુબળી થાતાં દીસતી.

ભાદરવો પણ કોરો ગયો. હવે વરસાદ થશે નહિ તેમ ખાત્રી થવાથી બધાં માણસો પોતપોતાનાં ઢોરો લઇ પરદેશ જવા લાગ્યાં, પોતાના નેશમાંથી પણ તેઓ જવાને તૈઆર થયા, એટલે વિઝાણુંદ બોલ્યો કેઃ—

સુના લાગે છાપરાં, વહુરો લાગે વાસ;
ભુંડી લાગે ભોમકા, ઉજડ લાગે રાહ.

ઓશીયાળા અમને કર્યાં, મત કિં ફરી મે,
મેયું મરવા સાબદી, કાળજ છુરી દે.

વિઝાણુંદના પાડોશીઓ ઉચાળા ભરી ચાલવા લાગ્યા તે જોઇ તે બોલ્યો કેઃ—

ભાઇઓ ઉચાળા ભરી, પોઠીડા પલાણી જાય;
દિલમાં લાગે દાય, વડવાનળ વિઝાણુંદને.

આની રીતે બધા ગયા, ત્યારે હવે એકલું રહેવાશે નહિ તેમ માની તે પોતાની ભેંસોને કહેવા લાગ્યા કેઃ—

દુઃખે દેયું દુબળી, તણુ વણુ તલખે કાય;
મરતાં બાપને માય, વિઝાણુંદને વિસર્યો.

મેયું માયા મુકીને, પરવરીએ પરદેશ,
મલક બધો ઉલટીયો, ખારો લાગે દેશ.

આમ કહી ખંભે જંતર ભેરવી ભેંસો હાંકી તે ચાલવા લાગ્યો, જતાં જતાં જ્યાં ચરો સારો હોય ત્યાં રહીને ચરે, અને ચરો ખુટે એટલે બીજે

સ્થળે હાંકી જાય, આમ આ સ્થળેથી બીજે સ્થળે, અને બીજે સ્થળેથી ત્રીજે સ્થળે જઇ તે ભેંસોને ચારવા લાગ્યો.

જ્યાં જાય ત્યાં ભયંકર દુષ્કાળ હતો, બીજાનાં ઢોરોને આવવા દેવાની બંધી હતી, પણ વિઝાણંદ જ્યાં જતો ત્યાં જંતર વગાડી લોકોને ખુશી કરતો તેથી લોકો તેને હોંશેથી રાખતા, અને પોતાની ભેંસોનો નિભાવ ચાલતો. જ્યારે ત્યાંથી ચરો ખુટતો ત્યારે બીજે સ્થળે જતો.

આવી રીતે વિઝાણંદે પોતાની ભેંસોને આખું વરસ ઉતાર્યું અને જ્યારે સામા વરસનું ચોમાસું નજીક આવવાનું થયું ત્યારે પોતાના નેશ તરફ રવાના થયો. રસ્તામાં તેની બેનનું ગામ આવ્યું, તેથી બ્હેનની ખબર કાઢવાના ઇરાદાથી વિઝાણંદ ગામમાં આવ્યો અને પોતાની ભેંસોને ગામને પાદર ઉભી રાખી. વિઝાણંદ જે વખતે ગામમાં તેની બ્હેનને ઘરે આવ્યો એ વખતે તેની બ્હેન દરણું કરતી હતી. દુરથી પોતાના ભાઇને આવતો જોઇ બ્હેન સંતાઇ ગઇ અને પોતાના છોકરાને કહ્યું કે "જો તારો મામો આવે છે. તેને કહેજે કે તમારી બ્હેન ઘરે નથી, અને અમે દાણા વિના બેઠાં છીએ. એમ કહી તેને પાછો વાળજે, નહિ તો દુકાળના રોટલા દેવા પડશે."

વિઝાણંદ જ્યારે ફળીમાં આવ્યો ત્યારે તેના ભાણેજે કહ્યું કે, "મારી મા ઘેર નથી અને અમે ભુખ્યાં છીએ" પોતાની બ્હેનને વિઝાણંદે દુરથી દરણું કરતાં જોઇ હતી અને પોતાને જોઇ સંતાઇ ગઈ છે તેમ વિઝાણંદના જાણવામાં આવતાં તે પાછો વળ્યો અને બોલ્યો કેઃ—

બેની બાળાપણમાં, બંધવ કહી બોલાવતી,
રાખતી હ્રદયે પ્રોત, પારણુ ઘાલી હુલાવતી.

નહિ સગા નહિ સાગવા. નહિ આપણું કોય,
કણ ખુટે ને ધન ઘટે, સગું થાય નઇ કોય.

સાચો સગો મેવલો, સાચો તેનો ભાવ.
મે વિના મુખ મોડીયું, બ્હેની ન કહે આવ.

માયા તો મેની ભલી, બીજી માયા કાંઇ!
દુરથી બંધવ ભાળતાં, બેની ગઇ સંતાઇ.

આમ કહી વિઝાણંદ પોતાની ભેંસો પાસે ગયો, ભેંસો રેઢી રહેવાથી ચરવાના લોભથી અહીં તહીં રખડતી હતી, તેમાં પાદરમાં કોઇએ છાછટીઓ (જુવાર) કર્યો હતો અને તેને પાણી પાએલું ન હોવાથી કડવો થયો હતો તે ભેંસો લીલું ઘાસ ધારી ચરવા લાગી. થોડું થોડું ખાધું ત્યાં છાછટીઆનો મીણો (ઝેર) ચઢવાથી બધી ભેંસો મરી ગઇ. વિઝાણંદ આવીને જુવે છે તો પોતાની બધી ભેંસોને મરેલી દેખીને બોલ્યો કે:—

જાતાં શું જાય, વળતાં શું ભેળી વળે,
એની માયા થાય, ઉઠે વિઝાણંદ ભણે.

ભેંસો મરી ગએલી હોવાથી ઉભી થઇ નહિ, તેથી વિઝાણંદ હતાશ થયો અને બોલ્યો કે:—

બ્હેને ન દીધેલ બોલ, અધવચથી પાછો વળ્યો,
મેયેં ખાધો મોલ, વિયોગ થયો વિઝાણંદને.

હવે કાંઇ ઉપાય રહ્યો નહિ, તેથી તે પોતાને અત્યંત દુઃખીયો માનવા લાગ્યો. નજીકમાં શંકરનું દેવળ જોઇને હૃદયનો ભાર હલકો કરવા તે શંકરના દેવળમાં ગયો. અને જંતર વગાડવા લાગ્યો. વિઝાણંદ જંતર વગાડતાં વગાડતાં પોતાના દુઃખને સંભારતો રોવા લાગ્યો.

આ વખતે અષાઢ મહિનો હતો, આખું વરસ દુકાળ ગયો હોવાથી પરમાત્માએ દુનિયા ઉપર રહેમ લાવી વરસાદ મોકલ્યો. વિઝાણંદ જંતર વગાડવામાં તલ્લિન થયો હતો, ત્યાં વાદળાં ચઢી આવ્યાં અને ધોધબંધ વરસાદ વરસવા લાગ્યો. જોતજોતામાં પૃથ્વી જળથી રસંછેલ થઈ ગઈ. વરસાદ ઉઘરાડ્યો ત્યારે વિઝાણંદની બહેનને પસ્તાવો થયો, અને વિઝાણંદને ગોતવા આવી. વિઝાણંદ દહેરા બહાર નિકળ્યો તો વરસાદ જોયો અને પોતાની બહેન બોલાવે છે તે જોઇ બોલ્યો કે:—

મે આવ્યો જગ રેલતો, મનાવા આવી બેન,
(પણ)મેયું ગઇ નહિ આવશે,સૂતી જે સુખદેણ.

એમ બોલી તે પોતાની બ્હેનને ઘેર ન જતાં ખાંધે જંતર ભેરવી રસ્તે ચાલતો થયો.

(ક્રમશઃ)

# ગામ ગમન.

લેખક:—ભદ્રશંકર મંછારામ ભટ્ટ.

( ૧ )



સુમિત્રા આજે સહવારે જ સુરતથી આવ્યાં હતાં. સુમનને આજે બપોર પછી કૉલેજમાં જવાનું હતું. ઘર કામમાંથી નિવૃત્ત થઈ સુમિત્રા આગળના ખંડમાં સુરતથી નવું ખરીદેલું પુસ્તક લઈ વાંચવા બેઠાં હતાં. વાંચવાનું શરૂ કર્યું ન કર્યું એટલામાં સુમન અંદરના ઓરડામાંથી ત્યાં આવી પહોંચ્યો. ભાભીના હાથમાં નવું જ પુસ્તક જોઈ પાસે દોડી ગયો. "જોઉં, જોઉં ભાભી કયું પુસ્તક છે !"

"મુનશીકૃત 'ગુજરાતનો નાથ' હાલજ નવી આવૃત્તિ બહાર પડી છે." સુમિત્રાએ ધીમે સ્વરે જવાબ વાળ્યો.

"હં, હં, કેમ ! તમે એ વાર્તા 'વીસમી સદી' માં ન હતી વાંચી ?"

"વાંચી તો હતી પણ કેટલાંક પ્રકરણો ચુકી ગઈ હતી."

"પણ, ભાભી, ગામની નવા જુની તો કહો !" સુમને જીજ્ઞાસા ભરી આંખો ફેંકી પુછ્યું.

સુમિત્રા કાંઇક વિચાર વમળમાં ઘુમ થઇ ગયાં હોય તેમ તેમના ચ્હેરા પર ગાંભિર્ય સ્થિર થયું હતું. સુમનનો સવાલ તેમણે સાંભળ્યો ન હોય અને સાંભળ્યો હોય તો જવાબ આપવાની જરૂર ન હોય તેમ તે અબોલાં જ રહ્યાં.

"કેમ, ભાભી, શું વિચારમાં પડી ગયાં ? મુસાફરીનું વર્ણન તો આપો !" સુમને અપેક્ષા ભર્યાં ચક્ષુઓ સ્થિર કરી જણાવ્યું.

મુશ્કેલીથી વિચારગાંભિર્યને ઉડાવી, દઇ, રક્ત-શ્યામલ મુખમુદ્રા પર બનાવટી હાસ્ય નચાવવાનો આંતરિક પ્રયત્ન કરી સુમિત્રાએ જવાબ વાળ્યો. "આજની કુટુંબ ચર્ચાનો એજ વિષય છે. એટલે રાત્રે બધું જાણશો ને !" સહેજ સ્મીત કરી તેઓ સુમન તરફ જોઇ રહ્યાં.

"પણ હમણાં થોડું એક કહો ને ! હું વાંચતાં કંટાળ્યો છું. મગનને આરામ મળશે અને આનંદથી તાજું થશે. નહિં કહો ભાભી ?" ગદગદ કંઠે સુમને પુછ્યું.

"ગામ ? ગામની મજાહ તો ઓરજ. ગામ એ શબ્દમાં જ ચમત્કાર છે, વીજળી છે, લોહચુંબકનો ગુણ છે." સુમનના કુતુહલને ગતિ આપવાના ઇરાદાપૂર્વક મૃદુ સ્મિત કરી બોલ્યાં. "જ્યારથી સુરત જવાનું નક્કી થયું ત્યારથી ગામ વિષે અનેક તરંગો મારા મનમાં નાચ્યા કરતાં. મનમાં ને મનમાં હું આનંદ પામતી, ગામમાં ઘણા ફેરફારો થયા હશે. રમુભાઇની પ્રિયબાળા નિશાળે જવા જેવડી મ્હોટી થઇ હશે, મંગળા બ્હેન ભરત-ગૂંથણમાં પ્રવીણ થયાં હશે, મંજુલાએ ઘણાં પુસ્તકો વાંચ્યાં હશે, મારી નાનપણની સહિયરો સાસરીઆંઓ શોભાવી રહી હશે. પડોશનાં મધુરાં બ્હેનનો મનુ રમવા જેવો થયો હશે, હું જઇશ ત્યારે તે ઓટલા પર જોડા અને લાકડી કે પાણીના પીપ સાથે ગડમથલ કરતો હશે આદિ વિચારોની પરંપરા મને પજવતી. ગાડીમાં યે આવાં અને આવાં તરંગો મનમાં રમ્યાં કરતાં. જેમ જેમ સુરત નજદીક આવતું ગયું તેમ તેમ અંતરમાં ઉમંગ વધતો ગયો. સ્ટેશન પર રમુભાઇ ધીરાં બ્હેન અને ન્હાની પ્રિયબાળા સ.માં લેવા આવ્યાં હતાં. કુમુદાને અને મને જોઇ તેઓ સઘળાં હર્ષઘેલાં થઈ ગયા હતા. પ્રિયબાળા જાણે કુમુદાને જોવા ન તત્પર થઈ હોય તેમ તેને જોતાં જ "કુમુદા !" કરી બોલી ઉઠી હતી. મેં પ્રિયબાળાને પાસે લીધી પગની સોડયમાં સંતાડી. ધીરાં બ્હેને કુમુદાને ઉંચકી લીધી. રમુભાઈ તો અમને સહેજ *લાવી સામાન ઉતારવામાં જ ગૂંથાઇ ગયા. ગાડીમાં ઘર તરફ જતાં માર્ગમાં નવીન ફેરફારો જોવાની કુતુહલ ભરી દ્રષ્ટીથી નજર ફેરવ્યા કરતી હતી."

"ભાભી, રમણિકભાઈ આવ્યા લાગે છે." ઘડીઆળ તરફ જોઇ, "હા ! તેમના આવવાનો સમય થયો છે." સુમન વચમાં બોલી ઉઠયો.

રમણીયરામને કોલેજમાંથી આવ્યા પછી ચહા પીવાની ટેવ હતી, સુમિત્રા ચ્હા કરવા ચાલ્યાં ગયાં, સુમન રમણીયરામ પાસેથી એક વર્તમાન પત્ર લઈ વાંચવામાં ગૂંથાયો.

(૨)

રમણીયરામ બનારસ હિંદુ સેંટ્રલ કોલેજમાં સાહિત્યના આચાર્ય (Professor of Literature) હતા. તેમનું મૂળ વતન સુરત હતું. જ્ઞાતે મોઢ બ્રાહ્મણ હતા. તેમને જોનારને તેમના ભાલ-કપાળ પર કઠોર ભૂત દેખાતું. તેમની કાજળ સમી શ્યામલ આંખોમાં અનુભવ-ગાંભિર્ય સ્થિર થયેલું માલુમ પડતું. અસહ્ય વેદના ભર્યા દુસ્તર સંજોગોમાંથી પસાર ન થયા હોય એમ તેમના

અંગોમાં કઠીણુતા દેખાતી. સુસંસ્કાર, મહત્વાકાંક્ષા અને ઉન્નત ભાવનાઓ નાના રમણિકમાં બાલ્યકાળથી જ આગળ વધેલાં જોઇ કોઇ પણ બુદ્ધિશાળી ભવિષ્યવેત્તા કહી શકતો કે આ નૈસર્ગિક ગુણો સાથે લાવવાના ગુન્હા માટે જડ-પ્રધાન જગત્‌માં તેનો જીવનપથ કંટકોથી ભરપુર હોવો જોઇએ.

રમણિકના જીવનનું એકજ દ્રશ્ય જાણવું બસ થશે. તેમાં ભાવના છે, વિચાર છે, મનુષ્ય-સ્વભાવ છે, સાર છે. શૈશવાવસ્થાથી જ તેને લાગતું કે હાલ સામાન્યતઃ દ્રષ્ટિગોચર થાય છે તે જીવન નથી, પણ તે છે કાંઇ ઓર સદાનંદ અને સચેતન ભર્યું. તેને સમજાતું નહિં કે તે કેવી રીતનું. એટલું તેના મનમાં રમ્યા કરતું કે તેમાં ચેતન, રસ, ભાવના અને ઔદાર્ય પ્રધાન છે. જ્યારે હાલ દેખાય છે તેમાં જડતા, સંકુચિતતા, સ્વાર્થ અને પશુતા છે. પ્રથમ ધન્યતમ છે, જ્યારે બીજું અધમતમ છે. પહેલામાં અર્થ છે જ્યારે બીજામાં નથી. એટલું તો તેને સ્પષ્ટ જણાતું કે હાલ એક પેટ માટે સઘળાં શૃંગાંમાં આવું જીવન રગદોળી મારવામાં આવે છે તેમાં તો પશુતા જ છે. એને જીવન તો ન જ કહેવાય.

રમણિકની શેરીમાં એક ધર્માચાર્ય રહેતા હતા. તેમને લાંબા વાળ ન હતા કે લાંબી દાઢી પણ ન હતી. નહિં પહેરતા લાંબી કફની, કે ન હતી તેમને શરીરે રક્ષાવલિપ્ત. એટલે સામાન્ય રીતે તેઓ ધર્માચાર્ય તરીકે પરખાઇ જતા નહિ. બાળક રમણિકમાંના નૈસર્ગિક ગુણો તેઓ જોઇ શક્યા. જો તેને યથાયોગ્ય કેળવવામાં આવે તો ભવિષ્યમાં આ બાળક કાંઇક ઉજ્વળ કાર્કીર્દી બતાવશે એમ તેમને લાગતું અને તેથી તેઓ રમણિકને વારંવાર બોલાવી કેટલીક શિખામણો આપતા. તેને નાની નાની સુબોધક-વાર્તામાળાની ચોપડીઓ વાંચવા આપતા. જીવનનાં ઘણાં સૂત્રો સમજાવતા. આ આચાર્યના સદુપદેશથી રમણિકની ભાવનાઓને સિંચન મળતું, તેના વિચારોને ગતિ મળતી, તેની મહત્વાકાંક્ષાઓને પાંખ આવતી.

સમજણો થયો ત્યારે રમણિકે જાણ્યું કે તે ૭૦ માસનો હતો ત્યારથી જ તેનાં કરતાં દશેક મહિના મોટી કન્યા જોડે તેનું વેવીશાળ થઇ ગયું હતું. કારણ તેણે ઉચ્ચ કુટુંબમાં જન્મ લેવાનો અપરાધ કર્યો હતો. આ જાણી તે અતિવ વિહ્વલ બની ગયો. લગ્ન ધર્મ શું, લગ્ન ક્યારે કરવાં વિગેરે તે આચાર્ય પાસેથી શિખ્યો હતો. લગ્ન તો આત્મ-વિકાસનું વ્રત. હમણાંથી પરણીશ તો મારો અને મારી સાથે પરણનારનો આત્મ—વિકાસ કેવી રીતે થશે ! ' અન્યોન્ય કરી ન્યૂનતા પુરે અનુગુણ દંપતી, પણ મારામાં કાંઇ હશે નહિં તો હું પુરીશ શું ! અનર્થ રૂઢીના ભોગ થયેલા સમાજમાં જન્મ લઇ દુઃખનું પોટલું સાથે બાંધી આવેલી ગાય જેવી ગરીબડી, આત્મા-વિનાની ( હાલના વડિલોની માન્યતા પ્રમાણે ) બાલિકાના ભવિષ્યનું શું ! મારા અભ્યાસનું શું ?" આ બધા

વિચારો તેના મનમાં ઉદ્દભવતા. તે આ કુરૂઢી સામે થવાના વિચારો કરતો. પિતા માતાની આજ્ઞાભંગનો વિચાર પાછળ જ અનુસરતો. "ભલે પિતાની આજ્ઞા ભંગ ન કરવી. એટલા ખાતરજ હું દુઃખી જીવન સ્વીકારી લઈશ. સઘળાને મારા દુઃખી જીવનનું દ્રષ્ટાંત આપીશ. વળી મારે સંસાર વ્યવહાર ચલાવવાનું આવશે ત્યારે હું આવી આવી અનેક અનર્થ—રૂઢીની સામે થઈશ" એમ પણ તે કેટલીક વાર વિચાર કરતો. વળી તેને એવો પણ વિચાર સુજતો કે "આધુનિક ઘરસંસાર અજ્ઞાનતાને લીધે અતિશય કટુમય હોવાથી સા" નણંદ અને વહુ વચ્ચેનો સંબંધ કલેશમય હોવાથી મારાથી તે ખમી શકાશે ? જ્યારે એક બાલિકાને હું મારી કરી લઉં પછી તેનાં દુઃખો મારાથી કેમ જોઈ શકાય? એટલે મારે તો અભ્યાસને ભોગે પણ ગૃહસ્થાશ્રમ જલદી જ આરંભવો પડશે. ટૂંકા પગારમાં જીવન નિર્વાહ સ્વીકારવો પડશે. કંગાલીયત કરવી પડશે. હું નહિં કરી શકીશ મારા કુટુમ્બની, મારી ન્યાતિની, મારા ગામની, મારા દેશની કે સકલ જગતની સેવા. તો પછી જીવતર શાને!" આવા આવા વિચારો કર્યા પછી છેવટે તે નિર્ણય પર આવ્યો કે પિતા માતાને સમજાવવાં, તેમના પ્રિય બાળકની કેવી મૃત્યુ તુલ્ય દુર્દશા થશે તેનો ખ્યા આપીશ, છતાંય પરણવાની ફરજ પાડશે તો જણાવીશ કે, "પરણવામાં થોડ એક વ્યકિતઓના છુદભર્યાં અનીતિમય અનર્થ કાર્યને પુષ્ટી આપી પાપમય થવાય છે, જ્યારે ના પાડવામાં તમારા આત્મારૂપ બાળકનું, તમારૂં પોતાનું જ્ઞાતિઓનું, માનવ સમાજનું હિત સધાય છે." આમ નિશ્ચય કરી એક દિવસ તક શોધી રમણિકે પિતા માતાને ઘણું સમજાવ્યું. તેમને આમ નમ્રતા પૂર્વક સમજાવવામાં વિનય ભંગ, મર્યાદા ભંગ, નાને મોઢે મોટી વાત, જણાય. રમણિકની નમ્રતામાં તેમને અપમાન દેખાયું. છેવટે તેણે મૃદુ સ્વરે કહ્યું 'મારે પરણી પાપમય નથી બનવું." "ત્યારે અહિંથી કાળું કર." ઉ" સ્વરથી જવાબ મળ્યો. થોડા દિવસ પછી રમણિક અદ્રશ્ય થયો. પિતા માતા પસ્તાવા લાગ્યાં. (ક્રમશઃ)

## જોઈએ છીએ.

**મોઢ માર્તંડ**—વર્ષ પહેલાન (સને ૧૯૧૯) ના અંક ૪-૫-૬-૯ **વીસમી સદી**—પુસ્તક એકથી ૭. એટલે પ્રથમના ત્રણ વર્ષના ૩૬ અંકો પુરા.

આ અંકો જેમને આપવા ઇચ્છા હોય તેમણે લેવાની કીંમત સાથે તુર્તજ નીચેને ઠેકાણે લખવું.

મુંબઈ—૪. અધિપતિ-મોઢ માર્તંડ.

# જ્ઞાતિનું દેવાળું.

સંભવ છે કે આ લેખનું મથાળું વાંચતાંજ જ્ઞાતિના કહેવાતા આગેવાનો લેખક પ્રતિ દુર્વાસા સ્વરૂપ ધારણ કરે. અંતરની ગ્લાનીને લીધે **न ब्रूयात सत्यमप्रियम्** એ વચનને ન અનુસરાવ તેને માટે ક્ષમા ચાહું છું. વળી જણાવું છું કે આ લેખ કેવળ એક જ્ઞાતિને ઉદેશીને લખાયો નથી પણ કન્યાની અછત વાળી તમામ જ્ઞાતિને લાગુ પડે છે.

કન્યા એ લક્ષ્મી સ્વરૂપ છે. જે વહેપારી વરસ આખરે ઉધાર બાજુ સાથે જમે બાજુ મેળવી શકતો નથી તે દેવાદાર કહેવાય. તેમજ જે જ્ઞાતિમાં વરની સંખ્યાના પ્રમાણમાં કન્યાની અછત હોય તે પણ દેવાદાર સ્થિતિમાં ગણાય. એવી જ્ઞાતિનો મોડો વહેલો નિઃશય નાશ થવો સંભવે છે.

જ્ઞાતિના પટેલ કે આગેવાન હોવાનો દાવો કરનારની મુખ્ય ફરજ એ હોવી જોઇએ કે પોતાની જ્ઞાતિમાં એક પણ પુરૂષ અવિવાહિત રહે નહી, અથવા વિવાહિત થવા માટે તેને કન્યાવિક્રયને ઉત્તેજન આપવાની કે સાટાં કરવાની ફરજ પડે નહીં એ માટે પૂરતી કાળજી રાખવી. આગેવાનો શું આ ફરજ સમજે છે ! જવાબમાં ચોખ્ખી ના. કારણ ! જ્યાં સુધી કૂળનો મોહ રાખનારા તથા એમના કાવા દાવામાં ફસાઇ પડનારા મળી આવે છે અને એમને કન્યાની અછતનો અનુભવ નથી થતો ત્યાં સુધી એમનું લક્ષ આ ફરજ તરફ ન ખેંચાય એ સ્વાભાવિક છે. દરેક જ્ઞાતિના યુવકોએ તથા સામાન્ય સ્થિતિના પુરૂષોએ પોતાની ઉન્નતિનો માર્ગ પોતે શોધી લેવો જોઇએ. આગેવાનો સુધારા કરશે અને આપણું કલ્યાણ થશે એવું માની બેશી રહેવાનો હવે સમય નથી. જ્ઞાતિનો કેળવાયેલો વર્ગ પણ અભણ આગેવાનોની જાળમાંથી છુટી શકતો નથી એવું જોઇએ છીયે ત્યારે ખરેખર દીલગીરી થાય છે. મૂઠીભર શીયાળવાં અસંખ્ય સિંહોના કાન પકડી એક લાકડીએ હાંકે તેમાં શરમાવાનું સિંહને હોય; શિયાળવાં તો ફુલાયજ.

સમયને અનુસરી કેટલીક જ્ઞાતિના આગેવાનોને કન્યાની અછતના ઉપાય તરીકે બાહેર ખપતી કન્યા લાવવાની છુટ આપવી પડી છે. પણ ખરી રીતે આ છુટ નામનીજ છે. બહારથી કન્યા લાવનારને કન્યાની ખાત્રી કરવાને બહાને કેટલી કનડગત કરવામાં આવે છે તે સૌ જાણે છે. કન્યાને જાહેર રીતે વેચનાર કે ખરીદનાર અપવિત્ર ગણાતા નથી, દંડને પાત્ર થતા નથી કે જ્ઞાતિ બહાર મૂકાતા

નથી જ્યારે સંકુચિત વંડા બહારથી કન્યા લાવનાર તિરસ્કાર દંડ કે બહિષ્કારને પાત્ર થાય એ કળીકાળની લીલા છે ! જ્ઞાતિની અધમ દશાનું ચિન્હ છે !

થોડા વખત પહેલાં સુરતના એક ભાઇ બહારગામથી ભાંણે ખપતી કન્યા લાવ્યા હતા; તે શુદ્ધ બ્રાહ્મણ હોવાની ખાત્રી કર્યાં છતાં આગેવાનોએ તેમનો દંડ કર્યો અને " બાબા વાક્યં પ્રમાણં " એ પ્રમાણે આગેવાનોનો એ ઠરાવ સૌએ માન્ય કર્યો. ખરી રીતે બીજાને ઉત્તેજન આપવા ખાતર જ્ઞાતિને દેવાદાર સ્થિતિમાંથી મુક્ત કરવા પ્રયત્ન કરનાર આવા સાહસિક વીર નરને બધાએ મળી માનપત્ર આપવું જોઇતું હતું. કારણ કે એના શુભ પગલાંથી જ્ઞાતિનું એક ઘર વસતી વાળું થયું. જો એને કન્યા રત્ન પ્રાપ્ત થશે તો તે કાંઇ બહાર ગામ નહીં પરણાવતાં જ્ઞાતિમાંજ આપશે. ભવિષ્યમાં આવું સાહસ કરનારને માનપત્ર આપવાનો ઠરાવ યુવક વર્ગ કરશે !

લડાઇમાં જેમ જેમ માણસની વધારે જરૂર પડે તેમ તેમ દેશના રક્ષણને ખાતર લશ્કરની ભરતી કરવાના નિયમોમાં ઘણા ફેરફાર કરવા પડે છે. લંબાઇ ને છાતીનું માપ બરાબર નહીં હોય તેવા માણસોની પણ ભરતી કરવી પડે છે. જ્ઞાતિમાં કન્યાની અછતને લીધે જ્ઞાતિનો નાશ થવા સંભવ હોય તો, જ્ઞાતિના હિતને ખાતર પણ બહારથી કન્યા લાવનારને જોઇતી સરળતા કરી આપવી એ સમસ્ત જ્ઞાતિ બન્ધુઓની પવિત્ર ફરજ છે.

જ્ઞાતિનું અને તે ભેગું પોતાનું હિત ઇચ્છનારને ઉચિત છે કે નામધારી આગેવાનોને પૂતળાંપેરે અંધશ્રદ્ધાથી પૂજવાને બદલે તેમને યથાશક્તિ તન મન ધનથી જ્ઞાતિસેવા કરવાની ફરજ પાડવી. અથવા તો જે કોઇ વીરપુરૂષ નિઃસ્વાર્થપણે જ્ઞાતિ સેવા કરી રહ્યો હોય તેને જ આગેવાન માની જ્ઞાતિ ઉન્નતિના કાર્યમાં તેને બને તેટલી સહાય કરવી.

આ સેવકને હસ્તક સાત કન્યાના સુધર્મે વિવાહ કરવાના છે જેને માટે સાત બહાદુર કુટુંબ અને એક આગેવાને બહાર આવવાની આવશ્યકતા છે. બાપ દાદાને ચીલે આંખમીંચી ચાલ્યા કરનાર નિર્માલ્યની જરૂર નથી. કન્યા સ્વજ્ઞાતિની અને ૬ થી ૧૧ વર્ષની ઉમ્મરની છે.

જંબુસર
તા–૨૧–૧૨–૨૨

મોતીરામ હરિશંકર ભટ્ટ.
વેટર્નરી સર્જન.




## અધ્યાય છવીશમો.




મ્ય કહે છે—હે રાજા! ધર્મારણ્યમાં ધારાક્ષેત્ર છે, જે ઠેકાણે પૂર્વે દેવ અને દાનવોને દારૂણ સંગ્રામ થયો હતો તે વિષે તને કહું છું. (૧) હે નૃપોત્તમ! નગરથી દક્ષિણ દિશામાં ધારાક્ષેત્ર આવ્યું છે. જ્યાં દેવ અને અસુર લોકોનું ભયંકર યુદ્ધ થયું હતું. (૨) બળવાનોને યુદ્ધ કરવાને તે ભૂમિ સદા ચુરીલી છે. હે રાજા! એક વખતે દુષ્ટ રાક્ષસોએ ગાયનું હરણ કર્યું (૩) વિપ્રોનું અને સેવકોનું ગાય એ મોટું ધન હતું તે દુષ્ટોએ લઇ લીધું તેથી સેંકડો ગોવાળો હાથમાં ધનુર્બાણ ને તરવારો લઇ તૈયાર થયા. ને બ્રાહ્મણો તથા બધા વણિકો ગોશાળામાં એકઠા મળ્યા. (૪-૫) ગોવાળોએ રૂવાડાં ખડાં થઇ જાય તેવું દારૂણ યુદ્ધ કર્યું, તે વખતે બ્રાહ્મણોને અભય દાન આપનારી શ્રીમાતાને સંભારી. (૬) લડાઇ શરૂ થઇ ને તેનો અદ્ભુત કોલાહલ થયો. ત્યારે સર્વ દુઃખોને ટાળનારી સ્થાનમાતા સાવિત્રીને સંભારી. (૭) બ્રાહ્મણો કહે છે—હે મહામાયાદેવી! તારો જય થાઓ! હે ઇચ્છિત ફળ આપનારી! અમારૂં કલ્યાણ કરો. હે વિશ્વેશ્વરી દેવી! તું દુઃખમાંથી તાર. તુંજ અમારી ગતિનું મોટું સ્થાન છો. (૮) દુષ્ટોએ ગોધન લઇ લીધું છે. તારા સિવાય બીજું કોઇ રક્ષણ કરનાર નથી. તુંજ રક્ષણ રૂપ છો. જગતને પ્રિય એવી હે દેવી! તને નમસ્કાર છે. (૯) સૃષ્ટિ સ્થિતિ અને વિનાશનું કારણ રૂપ તું છે, ને તું પરથી પણ પર છો. પુરૂષોને આનંદ આપનારી જગતની આદિ પ્રકૃતિ રૂપ તું છો. (૧૦) હે વિશ્વેશ્વરી! હે કલ્યાણી! તું આ ભવ રૂપી સમુદ્રમાંથી અમારૂં રક્ષણ કર. હે ઇચ્છિત ફળને આપવાવાળી શ્રીમાતા! તું મોટી માતા છો, માટે બ્રાહ્મણોનું રક્ષણ કર. (૧૧) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે બ્રાહ્મણોએ સ્તુતિ કરી ત્યારે તે કામરૂપિણી પ્રસન્ન થઇ અને બધા બ્રાહ્મણો પ્રણામ કરવા લાગ્યા ને ગોવાળો યુદ્ધ કરવા લાગ્યા. (૧૨) બળવાન ગોવાળોએ ત્યાં મોટું યુદ્ધ કર્યું. ને બધા ગોવાળોએ મળીને તે દુષ્ટને લડાઇમાં માર્યો. (૧૩) તેનું બધું સૈન્ય નાશ પામ્યું, અને ગાયો ઘેર આવી. ત્યારથી

ભરડાએલી તરવારો જળાશયમાં સાફ કરી. (૧૪) ત્યાં સરસ તળાવ અને નિર્મળ પાણીવાળો કુંડ બનાવ્યો તે વખતથી કુરૂક્ષેત્રથી પણ અધિક એવું ધારાક્ષેત્ર પ્રખ્યાતિને પામ્યું. (૧૫) જે ઠેકાણે દેવોએ જીતેલા દૈત્યો શસ્ત્રથી પવિત્ર થઇને સ્વર્ગમાં ગયા, ત્યાં ભદ્રશકિતના પ્રભાવથી ગોવાળોએ જય મેળવ્યો. (૧૬) ગણો સાથે દક્ષિણેશ નામના શંભુની સ્થાપના કરી, દેવવૃદ્ધ નામના ક્ષેત્રપાલ, ને લોકોની માતારૂપ દેવીઓ વિગેરે દેવો દુષ્ટ દૈત્યોને અને સર્વ ઉપદ્રવનો નાશ કરવા તથા આપની રક્ષા કરવા ત્યાં રહ્યાં (૧૭-૧૮) ઇચ્છિત ફળને આપનારા તે દેવોને વડાથી તૃપ્ત કરવા. તેમજ તેમની પૂજા કરવાથી તેઓ સર્વ રોગોનો નાશ કરે છે. (૧૯) ગાંઠોના મોટા બિકારો કૃમિ ને વ્રણ પડયાં હોય તથા કોઢ અને વિવિધ પ્રકારના પ્રમેહનો તેઓ નાશ કરે છે. (૨૦) તેની ઉત્તર દિશાએ મોટું તળાવ આવેલું છે. તે શત્રુનો નાશ કરવાવાળું ધારાતીર્થ નામે પ્રખ્યાત છે. (૨૧) ધારાતીર્થમાં શત્રુસાથે જે સંગ્રામ કરશે તેનો જરૂર જય થશે, ને તે સ્થાનને વિઘ્ન કરનારનો નાશ થશે. (૨૨) કાળી ચતુર્દશીને દિવસે ત્યાં કરેલું શ્રાદ્ધ પિતૃ-ઓને મુકિત આપનારૂં તથા દેવ અને વડવાઓની કૃપાથી પુત્ર પૌત્રનું ફળ આપનારૂં થાય છે. (૨૩) ત્યાં વિદ્વાન બ્રાહ્મણો દક્ષિણેશની પૂજા કરે છે, તેઓને રોમની પીડા થતી નથી, તેમ શત્રુઓનો ભય લાગતો નથી. (૨૪) ધારાતીર્થમાં સ્નાન કરવાથી માણસ સર્વ પાપથી મુક્ત થાય છે, ને ત્યાં સંધ્યાવંદન માત્ર કરવાથી સર્વ ઇચ્છિત ફળ મેળવે છે. (૨૫) હે ભૂપતિ ! ત્યાં ધારાતીર્થમાં તલ ને જવથી વીધીસર તર્પણ કરવાથી પિતૃઓને અક્ષય તૃપ્તિ મળે છે તેમાં સંશય નથી. (૨૬) ધારાતીર્થમાં મરણ પામવાથી મનુષ્ય સ્વર્ગને પામે છે તેમાં વિચાર કરવા જેવું કાંઇ નથી. જે ઠેકાણે યુદ્ધ થયું હતું તે ભૂમિ પરમ પાવન છે. (૨૭) પાંચસો ગોવાળો પૃથ્વી પર પડયા હતા તેમને દેવોએ અમૃત છાંટીને ઉઠાડયા. (૨૮) તેથી તે તીર્થ મોટું પવિત્ર ઇચ્છિત ફળને આપનારૂં ને પાપને ટાળનારૂં છે, ને બ્રહ્મા વિગેરે દેવતાઓએ તે ધર્મારણ્યમાં પ્રખ્યાત બનાવ્યું છે. (૨૯) જે માણસ ભાવથી ત્યાં માત્ર સ્નાન કરે છે તે બધા પાપથી મુકત થઇ સુખી થાય છે. (૩૦)

એ પ્રમાણે પદ્મપુરાણના પાતાલખણ્ડમાં આવેલી
શ્રીધર્મારણ્ય કથાનો ધારાતીર્થ વર્ણન
નામનો છત્રીશમો અધ્યાય.

પ્રભાશંકર જયશંકર પાઠક.




## તંત્રીની નોંધ

અમારા સ્વસંવાયંના સ્વર્ગવાસી લેખકબંધુ વૈદ્યરાજ કરૂણાશંકર મૂળજીનો "આત્મરામાયણ" નામનો એક લેખ ગત વર્ષે આ માસિકમાં ક્રમશઃ પ્રકટ કરાયા પછી તે આખો મનનનીય લેખ સુંદર આકારમાં પુસ્તક રૂપે પણ અમારા તરફથી પ્રસિદ્ધ થયો છે જે લોકાદરને પાત્ર થઈ પડયો છે. ખંભાતના " સનાતન ધર્મ પ્રભા " નામના ધાર્મિક માસિકના વિદ્વાન દૃષ્ટા યતિ મુકુન્દાશ્રમજીનો તે પુસ્તકને માટે અમારા ગતાંકમાં પ્રકટ થયેલો અભિપ્રાય વાંચતાં સૌ ભાઈઓની જાણમાં આવ્યું જ હશે કે સ્વર્ગવાસી વૈદ્યરાજે તો તે લેખ હીંદી પરથી ગુર્જર ગિરામાં અનુવાદ રૂપે માત્ર ઉતાર્યો છે. આ પ્રમાણે ઘણું મોડું પણ સત્ય જાણવામાં આવતાં છતાંયે મોઢ કામના તે ગતાયુ: સાક્ષરની લેખનશૈલીને કોઇ પ્રકારની ઉણપ લાગતી નથી એમ અમારૂં દૃઢ કરી માનવું છે. પરકીય ભાષામાં ઉત્કૃષ્ટ રીતે આલેખાએલા એ લેખનું પોતાની ભાષામાં શુદ્ધ અને સરળ પ્રતિબિંબ ઉતારતાં સ્વ. વૈદ્યરાજના વેદાંતના વિષયના ઉંડા અભ્યાસની અને ગુર્જર ભાષા પરની તેમના પૂર્ણ કાબુની આપણને ક્ષણે ક્ષણે પ્રતીતિ થાય છે.

ઉદાત્ત ચરિતને લગતો જે વિસ્તૃત લેખ આ માસિકમાં ઓણસાલ અહીંથી ક્રમશ પ્રકટ કરાય છે, તે મૂળ લેખ પણ બંગાળી ભાષામાં બાબુ જ્ઞાનેન્દ્રમોહનદાસે લખ્યો હતો, જેનો પંડિત જનાર્દન જા નામના હીંદી લેખકે હીંદી ભાષામાં અનુવાદ કર્યો છે, ને તે પ્રયાગના ઇંડિયન પ્રેસ તરફથી પુસ્તક રૂપે પ્રકટ પણ થયેલ છે. એ આખા હીંદી પુસ્તકનું મોઢ કામના એ નામશેષ સાક્ષરે ગુજરાતી ભાષામાં કરેલું સરળ અને સંચોટ ભાષાંતર તેમની દ્વિતીય પ્રસાદી રૂપે અમારા માનનીય વાચક વર્ગની સેવામાં અત્ર રજુ કરાય છે તો અમને સંપૂર્ણ આશા છે કે સ્વ. વૈદ્યરાજનો આ પ્રયાસ પણ તેમના અગાઉના પ્રયાસની માફક વાચક વર્ગને અત્યંત રૂચિકર થઇ પડશે.

## લેખકનું નિવેદન.

મનુષ્ય જીવનની સાથે ચરિત્રનો કેવો સઘન સંબંધ છે, તે કહેવાની આવશ્યકતા નથી. સુજનતા અને દુશ્ચરિત્રતાના ફલાફલની વાતો કોનાથી અજાણી છે? તો પણ આટલું હું અવશ્ય કહી શકું છું કે આ ચરિત્રગઠન દુશ્ચરિત્ર રૂપી રોગનું મહૌષધ છે. આ લેખમાં સુજનતા પ્રાપ્ત કરવાની જેટલી વાતો લખી છે, તે સર્વ મંત્રની બરાબર છે. વાંચતાં વેતજ ચિત્તપર અસર કરી જાય છે. કોઇ ગમે તેવો દુશ્ચરિત્ર કેમ નથી હોતો, પણ જો તે આને એક વાર વાંચશે, તો તે તેજ ઘડીથી પોતાનું ચરિત્ર સુધારવાને માટે તત્પર થઈ જશે એટલુંજ નહીં પણ તેને દુશ્ચરિત્રતાની વાતોપર એટલો તિરસ્કાર ઉત્પન્ન થશે કે તે ભુલ્યે ચૂક્યે પણ કદી તેનું નામ લેશે નહીં.

સંસારમાં એવો કોણ મનુષ્ય હશે કે જે પોતાનાં સંતાનને સચ્ચરિત્ર જોઇ પ્રસન્ન ન થાય? જે સ્વયં દુશ્ચરિત્ર છે. તે પણ પોતાનાં સંતાનને દુશ્ચરિત્ર જોવા ઇચ્છતો નથી, તે આમજ ઇચ્છે છે કે કોઇ રીતે તેમનાં સંતાન સચ્ચરિત્ર થાય. કેટલાએ માણસો પોતાનાં સંતાનને શિક્ષિત અને સચ્ચરિત્ર બનાવવાને માટે હજારો રૂપીઆનો ખર્ચ કરી નાખે છે, તો પણ સફલ મનોરથ થતાં નથી. એવા લોકો એકવાર પોતાના સંતાનને આ લેખ વાંચવા આપે, પછી જુએ કે તેમનો મનોરથ કેટલો શીઘ્ર સફલ થઇ જાય છે. દુશ્ચરિત્ર સંતાનથી કેવળ મા—બાપનેજ કષ્ટ થતું નથી કે બલ્કે તેના પરિવાર માત્રને કષ્ટ થાય છે. તેમજ તેની સાથેજ તેની નાતનું અને દેશનું પણ અમંગળ થાય છે. એટલા માટે આ ચરિત્ર-ગઠનની ઘેર ઘેર આવશ્યકતા છે. જેના ઘરમાં એક પણ નકલ આ લેખની રહેશે, તેના સંતાનોને દુશ્ચરિત્ર થવાનો ભય કદાપિ રહેશે નહીં.

જે નવયુવાન વિદ્યાર્થી ચરિત્રગઠનના અભિલાષી છે, તે તો આને અવશ્યજ વાંચે, કેમકે વિશેષે કરીને તેમનેજ માટે આ લેખ લખવામાં આવેલો છે. આ લેખને વાંચીને તે પોતે તો લાભ મેળવશેજ, કિન્તુ પોતાનાં ભાવિ સંતા—નોને પણ વિશેષ લાભ આપી શકશે. આ લેખના સર્વ વિષય વાંચવા યોગ્ય છે. જે કર્તવ્યથી મનુષ્ય પોતાના મંડળમાં આદર્શ બની શકે છે, તેનો ઉલ્લેખ આ લેખમાં વિશેષ રૂપે કરવામાં આવ્યો છે. ઉન્નતિ ઉદારતા, સુશીલતા, દયા, ક્ષમા, પ્રેમ, પ્રતિયોગિતા આદિ અનેક વિષયોનું વર્ણન ઉદાહરણની સાથે કરવામાં આવ્યું છે. આ કારણથી શું બાળક, શું વૃદ્ધ, શું યુવાન, શું સ્ત્રી, કે શું પુરૂષ સર્વને મારૂં નિવેદન છે કે તે આ લેખને એક વાર અવશ્ય એકાગ્ર ચિત્તે વાંચે અને તેનાથી પૂર્ણ લાભ પ્રાપ્ત કરે.

## પ્રકરણ ૧ લું.

प्रत्यहं प्रत्यवेक्षेत नरश्चरितमात्मनः ।
किं नु मे पशुभिस्तुल्यं किं नु सत्पुरुषैरपि ॥ १ ॥

મનુષ્યે દરરોજ પોતાના ચરિત્રની તપાસ કરવી જોઇએ. અને એવી કાળજી રાખવી જોઈએ કે મારૂં આચરણ પશુ તુલ્ય બનતું જાય છે કે સત્પુરૂષના જેવું થતું જાય છે. (૧)

अनुगन्तुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनुगन्तव्यं मार्गस्थो नावसीदति ॥ २ ॥

જો સત્પુરૂષોના માર્ગનું સંપૂર્ણ અનુસરણ ન થઇ શકે, તો તેનું થોડું પણ અનુસરણ કરવું. એ રસ્તા પર પગ મુકશો તો પણ સુખ પ્રાપ્ત થશે. (૨)

सद्भिरेव सहासीत सद्भिः कुर्वीत संगतिम् ।
सद्भिर्विवादं मैत्रीं च नासद्भिः किंचिदाचरेत् ॥ ३ ॥

સત્પુરૂષો સાથે બેસવું. સજ્જનોની સંગત કરવી, ને સારાં માણસોની સાથેજ વાર્તાલાપ અને મૈત્રી કરવી. આમાંનું કંઈ પણ દુર્જનોની સાથે કરવું નહી. (૩)

जलबिन्दुनिपातेन क्रमशः पूर्यते घटः ।
स हेतुः सर्वविद्यानां धर्मस्य च धनस्य च ॥ ४ ॥

જેવી રીતે પાણીનાં સતત ટીપાં પડતાં રહેવાથી ઘડો ભરાઇ જાય છે, તેવીજ રીતે સર્વ પ્રકારની વિદ્યા, ધર્મ, અને ધન પણ ધીરે ધીરે પૂર્ણપણે મેળવાય છે. (૪)

यथा चतुर्भिः कनकं परीक्ष्यते
निर्घषणच्छेदनतापताडनैः ।
तथा चतुर्भिः पुरुषः परीक्ष्यते
श्रुतेन शीलेन गुणेन कर्मणा ॥ ५ ॥

જેવી રીતે ઘસી જોવાથી, કાપવાથી, તપાવવાથી, ને ટીપવાથી સુવર્ણની પરીક્ષા કરાય છે, તેવી જ રીતે પુરૂષની પરીક્ષા પણ તેની વિદ્યા સ્વભાવ ગુણ અને કર્મ ઉપરથી થાય છે. (૫)

## સચ્ચરિત્રતાજ ઉન્નતિનું મૂળ છે.

મનુષ્ય જે કાંઇ કામ કરે છે તે સુખને માટેજ કરે છે. સુખ પામવાની ઇચ્છા સર્વને રહે છે. સર્વનો ઉદ્દેશ આમજ હોય છે કે અમને સુખ મળે. કિંતુ મોઢું ફાડીને સુખ સુખ રાડો પાડવાથી કોઇને સુખ મળી શકતું નથી. સુખ ત્યારેજ મળી શકે છે, અને ઉન્નતિ પણ ત્યારેજ થઇ શકે છે કે જ્યારે ઉચિત રીતે પોતાના કર્તવ્ય કર્મનું પાલન કરવામાં આવે. તમે લોકો આટલું ધન ખર્ચીને અને પરિશ્રમ કરીને વિદ્યાધ્યયન કરી રહ્યા છો. તે શા માટે ! સુખનેજ માટે ના ! જો તમે સુખ દુઃખની વાત ન સમજીને આમ કહો કે, અમે ધન પ્રાપ્ત કરવાને માટે વિદ્યાભ્યાસ કરીએ છીએ, તો હું કહી શકું છું કે તમે વિદ્યાભ્યાસનું ખરૂં રહસ્ય સમજ્યા નથી. ધન પણ લોકો સુખથી સમય વ્યતીત કરવાને માટેજ કમાય છે. એથી આમ ન સમજવું જોઇએ કે માત્ર રૂપીઆ રળવાને માટેજ બાળકોને વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે. શિક્ષણનો પ્રધાન ઉદ્દેશ ચરિત્ર ગઠન છે. જો શીલ સ્વભાવ સારાં ન થયાં તો વિદ્યાભ્યાસનું ફળ શું થયું ? કેવળ મનુષ્ય યોનિમાં જન્મ લેવાથીજ કોઇ મનુષ્ય કહેવાવાને યોગ્ય થતું નથી.

મનુષ્ય કહેવાવાને માટે વિદ્યાભ્યાસ કરવાની ખરેખરી આવશ્યકતા છે. વિદ્યાભ્યાસ કર્યા વિના વાસ્તવિક મનુષ્યતા પ્રાપ્ત થતી નથી, એટલા માટે બાળકોને શિક્ષણ આપણામાં આવે છે. અમે કેવળ દ્રવ્ય લાભને માટેજ વિદ્યાભ્યાસ શીખીએ છીએ એવું કોઇએ ન સમજવું જોઇએ. પણ તેણે આમ સમજવું જોઇએ કે અમે મનુષ્યપદને સાર્થક કરવાને માટે વિદ્યા ભણીએ છીએ. સચ્ચરિત્રતાજ મનુષ્ય જીવનનું પ્રથમ સાધન છે. સર્વ લોકો વિદ્યા ભણીને શિષ્ટાચાર, વિનય, ઉપયુક્ત સાહસ, સહનશીલતા, અને સત્યપરાયણતા આદિ અનેક ગુણોથી પોતાના હૃદયને અલંકૃત કરીને અને સચ્ચરિત્ર બનીને પોતાની અતિ ઘણી ઉન્નતિ કરી શકે છે. સચ્ચરિત્ર થવાથી લોકોના માનસિક સુખનો વિકાસ વિશેષરૂપે થાય છે, અને તે સચ્ચરિત્ર વ્યક્તિ પોતાના જીવનના દિવસ મહા સુખથી વ્યતીત કરે છે. દુશ્ચરિત્ર લોકોનો તો સંસારમાં કોઇ વિશ્વાસ સુદ્ધાં કરતું નથી.

ખરૂં પૂછો તો ભારત વર્ષની અવનતિનું કારણ ભારતવાસીઓની દુશ્ચરિત્રતાજ છે. ભારતવાસી જો પોતાના સ્વભાવને બગાડત નહીં તો તેને આવા દુઃખના દિવસ જોવામાં આવત નહીં. આજકાલ શ્રી રામચંદ્રજી અને લક્ષ્મણજીના સદશ સુશીલ, યુધિષ્ઠિરના સદશ સત્યપ્રિય, ભીષ્મના સદશદૃઢ પ્રતિજ્ઞ, ભીમ અને અર્જુન આદિના સદશ ભ્રાતૃવત્સલ, વિદુરની સમાન વિનયી, વ્યાસ, વસિષ્ઠ, ને કપિલદેવ આદિ ઋષિઓની સમાન જ્ઞાની, અને પૂર્વકાળના આર્યગણોની

સમાન ધર્મભીરૂ, રાજભકતી, તથા દયા, ક્ષમા, આદિ ગુણોથીયુકત પ્રાય: એક પણ મનુષ્ય ક્યાંઇ જોવામાં આવતું નથી. છતાં તો પણ હજી સુધી આદર્શ પુરૂષોનો એકદમ લોપ થયો નથી. આ પવિત્ર વિશાલ ભારતવર્ષમાં આદર્શ પુરૂષોનો તદ્દન અભાવ થઈ જવો શું કદિ સંભવે છે ! આ વર્તમાન ભારતમાં પણ અનેક મહાપુરૂષોએ જન્મ ગ્રહણ કરીને પોતાનાં ઉદાર ચરિત્રોથી લોકોને અનેક ઉપદેશ આપેલા છે.

શું ઘરમાં, શું બહાર, શું સ્વદેશમાં, અને શું વિદેશમાં હજી પણ તે મહાત્માઓના સચ્ચરિત્રની કહાણી સર્વત્ર વ્યાપ્ત થઇ રહેલી છે. સંસારમાં આદર્શ પુરૂષોનો અભાવ નથી, અભાવ છે કેવળ આપણુ લોકોની ઉન્નત દશાને પામવાની કામનાનો. મહાત્માઓનાં આચરણને ગ્રહણ કરવાની શકિતનો, અને કુપથથી હટાડીને સુપથપર લઇ ચાલનારી બુદ્ધિનો. સઘળાજ વિષયોમાં પ્રાચીન શ્રેષ્ટ પુરૂષનુ દૃષ્ટાંત લઇને જ ચરિત્ર ગઠન કરાશે એમ નહીં. જે શ્રેષ્ટ છે, જે સુંદર છે, ને જે સત્ય છે તે સર્વ કાળમાં, સર્વ દેશોમાં અને સર્વ જાતિઓમાં શ્રેષ્ટ, સુંદર, અને સત્ય છે. એટલા માટે આપણુ લોકોને ઘટે છે કે દેશ કાળ અને પાત્રનો વિચાર કરીને મહાનુભાવોના આદર્શપર આપણે આપણા જીવનને ગઠિત અને પરિચાલિત કરીએ. એવી રીતે આપણુને સુધારીને આપણુ લોકો બહુ શીઘ્ર ઉન્નતિના ઉંચા શીખરપર પહોંચી શકીએ છીએ જે લોકો હમણાં આપણુને તિરસ્કારની નજરે નીરખે છે, તેજ આપણુને સચ્ચરિત્ર જોઇને ફરી આપણું સન્માન કરવા મંડશે. ગુણુના પક્ષપાતી થવું એ મનુષ્યનો સ્વાભાવિક ધર્મ છે. ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ભિન્ન ભિન્ન જાતિના લોકો રહે છે. પ્રત્યેક પ્રદેશની બોલી, પહેરવું, ઓઢવું, આચાર ને વ્યવહાર ભિન્ન ભિન્ન છે. સર્વ પોતપોતાના પ્રદેશની રીતનેજ અતિ પસંદ કરે છે, આ કારણથી એક પ્રદેશનો રહેનાર બીજા પ્રદેશવાસી સાથે વિશેષ મેળ રાખતો નથી. આ પરસ્પરના વિભિન્ન ભાવથી દેશને અતિ ઘણી હાનિ થઈ રહેલી છે તમે કોઇ દુર દેશમાં જાઓ તો તેની સત્યતા પ્રત્યક્ષ જણાશે. ધારીલ્યો કે અમેરીકાની કોઇ સભામાં કેટલાએ બંગાલી, મહારાષ્ટ્રીય, પંજાબી, નેપાળી, ને ગુજરાતી ઉભા છે. તે વખતે જો સ્વદેશ કે જન્મભૂમિની તકરાર નીકળી આવે તો ભારતવાસીઓના તે ભિન્ન ભિન્ન પ્રદેશવાસીઓની દૃષ્ટિ શું એક સાથેજ ભારતવર્ષની ભણી જશે નહીં ! શું ભારત વર્ષની પ્રશંસાથી તે લોકોનાં હૃદય ઉન્નત, અને નિંદાથી મસ્તક નીચે જુકશે નહી ! અવશ્ય જુકશે. ભારતવાસી કહેવાથી શું ઉડીસાવાસી, શું કાશ્મીરી કે શું મહારાષ્ટ્રીય સર્વ પ્રદેશના લોકોનો બોધ થાય છે.

તમે તમારા મનમાં એવું કદિ ન ધારો કે ભારતવાસીની પ્રશંસા અથવા નિંદા સાથે કેવળ વૃદ્ધ ગણો અને સમાજની પ્રધાન વ્યકિતઓનોજ સંબંધ છે.

તમે ધનવાન હો, દરિદ્ર હો, વિદ્વાન હો, મૂર્ખ હો, કે ગમે તેવી અવસ્થામાં તમે કેમ નથી હોતા, પણ આ વાતને હમેશાં યાદ રાખજો, કે તમે લોકો પ્રત્યેક પ્રદેશ અને પ્રત્યેક સમાજનું અંગ છો. તમે સર્વ લોકો ભારતનાં સંતાન છો. ભારતની ઉન્નતિ અને અવનતિ બંને તમારાજ હાથમાં છે. બાળપણમાં વ્યાયામ કરવાથી જેવી રીતે શરીર સુંદર, ઘાટીલું, અને સુદ્રઢ થાય છે, તેવીજ રીતે ચરિત્રના ગઠનથી મન ઉન્નત, સુશીલ, સત્યપરાયણી અને સાહસી થાય છે. ચરિત્ર—બળ પ્રાપ્ત કરવાથી તમ લોકોનું હૃદય બલીષ્ટ થશે. જ્યાં સુધી તમે લોકો આ બળને પ્રાપ્ત કરશો નહીં, ત્યાં સુધી અધિક વિદ્યા અને યથેષ્ટ ધન સંપાદન કરી લેવા છતાં પણ અવનતિના ખાડામાં પડતા રહેશો.

વિદ્યાર્થી અવસ્થામાં તમે લોકોમાં કેટલાએ એવા છે કે જે પોતાના ભવિષ્યના જીવનનું કાલ્પનિક ચિત્ર ખેંચીને અનિશ્ચિત સુખમાં મગ્ન થઇ જાય છે, અને પોતાના અમુલ્ય વર્તમાન સમયની ઉપેક્ષા કરી બેસે છે, 'હાય ! જ્યારે તે પોતાની ભુલ સમજશે ત્યારે તો તેમને કોણ જાણે કેટલો પશ્ચાતાપ થશે. સંભવ છે કે તે અનુતપ્ત થઇને એકદમ જીવન્મૃતની પેઠે સમય વિતાવશે. દુઃખ, લજ્જા અને ક્ષોભથી તેમનું મન બરાબર વ્યગ્રજ થતું રહેશે. તેમની પહેલાંની કાલ્પનિક આશા, ઉદ્યમ, અને ઉત્સાહ સર્વ એક સાથે જ માટીમાં મળી જશે. એટલા માટે હે યુવક ગણ ! જો તમે લોકો ભણવાને વખતે પોતાના ભવિષ્યના સુખના કાલ્પનિક ચિત્રની રચના ન કરતાં તમારા ચરિત્રને સુધારશો તો નૈરાશ્યને બદલે તમારી આશા અવશ્ય ફલવતી થશે. ને કાલ્પનિક સુખને બદલે સાચું સુખ પામશે. જેવી રીતે કેટલાએ આદર્શ પુરૂષ પોતાની સચ્ચરિત્રતાથી સંસારમાં અક્ષય કીર્તિ સ્થાપિત કરીને અમર થઇ ગયેલ છે, તમે લોકો પણ તેમના માર્ગનું અનુસરણ કરીને તેવીજ રીતે ચિરકાળને માટે યશસ્વી થઇ જશો. કેમ કે સર્વ પ્રકારની ઉન્નતિઓનું મુળ સચ્ચરિત્રતાજ છે.

ચરિત્ર સુધારવાને માટે કઇ કઈ સામગ્રીઓની આવશ્યકતા છે તે આ લેખ વાંચવાથી તમારા જાણવામાં આવી જશે. આમાં એક પણ નવી વાત નથી, તથાપિ આદિથી અંત સુધી વાંચી જવાથી તમે સમજી જશો કે આ લેખમાં એવા અનેક વિષય છે કે જેને તમે પહેલાં જે રીતે સમજ્યા હતા, તેથી તેનો અર્થ વિલક્ષણ જ છે. જ્યારે તમે તે વિષયનો યથાર્થ ભાવાર્થ જાણી લેશો ત્યારે આપોઆપ તમારી આંખો ઉઘડી જશે.

સચ્ચરિત્ર પુરૂષનું સંક્ષિપ્ત લક્ષણ આટલુંજ છે કે તેમાં સત્યપ્રિયતા શિષ્ટાચાર, વિનય, પરોપકારીતા અને ચિત્તની વિશુદ્ધતા એ ગુણો જોવામાં આવે. શેષ જેટલા ગુણ છે તે સર્વ આજ ગુણોના અન્તર્ગત છે. (ક્રમશઃ)

## .. समालोचना.

**સમાજ જીવન**—પુસ્તક ૫ અંક ૧ લો. અધિપતિ નારાયણજી ગોકળદાસ ડોસાણી, ૧૫૭–૫૯ ગુલાલવાડી મુંબઈ ૪, વાર્ષિક મૂલ્ય રૂ. ચાર. ચાર વર્ષથી વિવિધ પ્રકારે સમાજની સેવા કરતા આ માસિકના પાંચમા વર્ષનો સુશોભિત પ્રથમ અંક અભિપ્રાય અર્થે મળ્યો છે. ગુજરાતી ભાષામાં આજ કાલ પ્રકટ થતાં અનેક માસિકોમાંથી જ્ઞાતિનાં માસિકોનો ભાગ બાદ કરતાં બાકી રહેલાં સમાજ સેવા કરવાના ઇરાદાથી નીકળતાં માસિકોમાં આ સમાજ જીવન અગ્રસ્થાન ભોગવે છે. અમારો આ અભિપ્રાય વખતે કોઇને એક તરફી પણ લાગવા સંભવ છે પરંતુ બારીકાઇથી જોતાં જણાશે કે કોઇ માસિક બહોળું વાચન આપી સાહિત્યને જ ખીલવવા તરફ લક્ષ આપે છે, તો કોઇ પોતાનાં નાટકો અને લેખો પ્રકટ કરવાના પ્રધાન ઉદ્દેશથી જ પ્રકટ થાય છે. કોઇ લાગતા વળગતાના લેખોજ પ્રકટ કર્યા કરે છે, તો કોઇ ઠરેલ ગણાતાં માસિકો પૂછડીયા તારાઓના લેખોજ પ્રસિદ્ધ કરવામાં ઇતિકર્તવ્યતા માને છે. કોઇ માસિકો સ્ત્રી ઉપયોગી છે. તો કોઇ ખાસ બાળકો માટે પણ છે. કોઇ રાજ્યદ્વારી વિષયો ચર્ચે છે, તો કોઇ વ્યાપાર હુન્નર કે શાસ્ત્રીય વિષયો ચર્ચી રહ્યાં છે. વસ્તુસ્થિતિ આમ હોવાથી સામાન્ય જન સમાજને ઉપયોગી થઇ પડે તેવું ઉપરના સર્વ વિષયોના સંમિશ્રણ રૂપ વિવિધ પ્રકારનું નિયમિત વાચન કોઇ ગુજરાતી માસિક પુરૂં પાડતું હોય તો તે આ સમાજ જીવન છે. સુશ્લીષ્ટ ભાષામાં સમાજના અંગો પર હરહમેશ અવનવો પ્રકાશ પાડતું રહે છે. ઉન્નત ભાવની સામાજીક વાર્તાઓ, જીવન ચરિતો, સુબોધક સામાજીક ધાર્મિક લેખો, અને સંસ્કારી લેખકોનાં કાવ્યો પ્રકટ કરી પોતાના નામ પ્રમાણે સંગીત સમાજ સેવા બજાવી રહ્યું છે પ્રસંગોપાત છાયા ચિત્રોની યોજના પણ આકર્ષક છે. માસિકના તંત્રી પોતે બાહોશ યુવક હોઇ પોતાના તંત્રને લોકપ્રિય કેમ બનાવવું તેની જબરી કાળજી ધરાવે છે. આ માસિકના તંત્રમાં અમને વિશેષ સાનંદાશ્ચર્યજનક તો એ જણાયું કે આવું સુંદર માસિક તંત્રીની મદદમાં તેમના ગંગાસ્વરૂપ વિદુષી બહેન લક્ષ્મીબાઇ કોઇ પણ જાતના ધાંધલ ગભરાટ કે આડંબર સિવાય શાંતિથી નિયમિત રીતે ચલાવી સમાજ સેવામાં પોતાનો પણ પ્રશંસનીય ફાળો આપી રહ્યાં છે ભાઇબ્હેનના સંયુક્ત પ્રયાસથી સમાજમાં રેડાતું આ નવજીવન સુદીર્ઘ કાળ સતત ચાલુ રહે એવી અમે શુભાશા રાખીએ છીએ.

**બાલજીવન**—તંત્રી ચુનીલાલ કુબેરદાસ શાહ. સાંકળી સ્ટ્રીટ ભાયખલા વાર્ષિક મૂલ્ય રૂપીયા ત્રણ. બાળકોને ઉપયુક્ત એવા લેખો પ્રકટ કરતાં ગુજરાતી

ભાષામાં ત્રણ માસિકો છે જેમાં વડોદરાવાળું બાલશિક્ષક સર્વથી જુનું છે. બાદ આ બાલજીવનનો ઉદ્દ્ભવ થયો, ને તે પછી ચરોતર એજ્યુકેશનલ સોસાઇટી તરફથી એજ ઉદેશને અવલંબી આણંદમાંથી એક બાલમિત્ર નામનું સુંદર માસિક પણ પ્રકટ થવા લાગ્યું છે. પોતાનું યથાસ્થિત સ્થાન પ્રાપ્ત કરી બેઠેલ બાલશિક્ષકને બાદ કરીએ તો બાલજીવન અને બાલમિત્ર બેઉની કર્તવ્યદિશા લગભગ એકજ હોય તેમ જણાય છે. બેઉ માસિકો સચિત્ર હોઇ લગભગ એકજ હેતુપુરઃ સરના લેખો પ્રકટ કરી રહ્યાં છે. બાલમિત્ર બહોળા ખર્ચને ભોગે ચાલતું હોવાથી ચિત્રો અને છપાઇ વિગેરેમાં આકર્ષક જણાય છે, જ્યારે બાલજીવન કાંઇક સાદાઇમાં રહી વિવિધ પ્રકારનું વિશેષ વાચન આપવાં તરફ ઢળતું જણાય છે. લેખોની ચુંટણી અને ઉત્કૃષ્ટતા તો બેઉમાં એક સરખી ભાસે છે. આણંદ કરતાં બહોળા સાધનવાળા મુંબઇ જેવા શહેરમાંથી પ્રકટ થતા માસિક બાલજીવન માટે ખાસ કરી સુંદર પ્રીંટીંગની તો આશા રાખી શકાય. બાલકોના જીવનને રસમય બનાવી ઉન્નત માર્ગે દોરવાનો ભાઇબંધ બાલજીવનનો પ્રયાસ બેશક પ્રશંસાપાત્ર છે.

અધિપતિ.

# मोढ मार्तण्ड मासिकनी चोथा वर्षनी आवक जावकनो हिसाब.

**જ**

૧૦૪૬॥= લવાજમના જમે. બાબતે એકંદર લવાજમના આવ્યા તે.

૧૦૪૬॥= કુલજમા.

**તારીજ.**

૧૫૧૬॥≡॥ કુલ ખર્ચ.
૧૦૪૬॥= કુલ ઉધાર.

૪૭૦)—॥ નુકશાની.

**અત્યાર સુધીમાં એકંદર નુકશાની.**

૨૭૦) ત્રીજા વર્ષની.
૪૭૦)—॥ ચોથા વર્ષની.

૭૪૦)—॥

**ઉ**

૧૧૭૦॥= **માસિક છપાઇ ખાતે.** બાબતે બાર અંકની છપાઈ તથા કાગળોના પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસમાં આપ્યા તે.

૩૭॥ **પરચુરણ છપાઇ ખાતે.** પોસ્ટ કાર્ડ કવર રૅપર વીગેરેની છપાઈના.

૨૫)= **સાહિત્ય ખાતે.** પેપરો અને માસિકોના લવાજમના દીધા તે.

૧૯)≡ **પોસ્ટ ખર્ચ ખાતે.** એકંદર પોસ્ટ ખર્ચના આખા વર્ષમાં થયા તે.

૭૦)≡॥ **બ્લોક ફોટા વિગેરેના.** બ્લોક કરાવ્યાના તથા ફોટા મહામણીના થયા તે.

૧૨) **ઑફીસ ફરનીચર ખાતે.** લેટરબોક્ષ ને લેટરકેસના થયા તે.

૨)— **પરચુરણ ખર્ચ ખાતે.** હેલ ગુંદર વીગેરેના થયા તે.

૧૫૧૬॥≡॥

સને ૧૯૨૨ ના પુરા થતા વર્ષ સુધીમાં માસીક ખાતે એકંદર નુકશાની રૂપીઆ સાતસેં ચાળીશ અને પોણાબે આના થયા છે.

તૈયાર કરનાર,

**વાલજી લીંબા હીરપરા.**
વ્યવસ્થાપક મોઢ-માર્તણ્ડ




## एक अपूर्व प्रहसन.

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं।
विद्याभोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः॥
विद्या बन्धुजनो विदेशगमने विद्या परं दैवतं।
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनं पशुः॥ १॥

मूल लेखक-ठक्कुर नारायण विसनजी

अनुवादकः—
नाथूराम शालिग्राम (गोमुज) सोमवारीया बाजार,
शाजापुर, प्रांत मालवा.

(पुनर्मुद्रनका अधिकार अनुवादकने स्वाधिन रखा है.)

### पात्र की नामावळी.

| | | |
|---|---|---|
| रामचन्द्र व्यास | ... | वृद्ध पुरानी कथावाचक |
| मदनचन्द्र विद्यासागर | ... | रामचन्द्र व्यासका पुत्र |
| शिवचन्द्र ... | .... | ,, मित्र |
| हरिश्चन्द्र ... | ... | विलासपुरका रहिस मदनका ससुर |
| जयचन्द्र ... | ... | विलासपुरका राजा |
| शारदा ... | ... | रामचन्द्रकी स्त्री मदनकी माता |
| रति ... | ... | मदनकी स्त्री |
| चंपा ... | ... | रति की माता हरिश्चन्द्रकी स्त्री |
| रंभा ... | ... | रतिकी मैत्रेनी |
| गंगादेवी ... | ... | परम भक्त बोडानीकी वीधवा स्त्री सती |

स्थान डाकोर, विलासपुर, सिपाई वगैरे.

———

## प्रवेश पहिला.

(स्थान–डाकोर, पात्र–रामचन्द्र व्यास तथा शारदा बाई का बात चीत करते दिखाई देना).

रामचंद्र–ये देखा (पत्र बताकर) अभी हालही चिट्ठीरसा पत्र देगया है मदन काशीसे संस्कृत की उच्च परीक्षा पास कर 'विद्यासागर'की पदवी प्राप्त कर रवाना हो चुका. प्रातःकाल यहां आ जावेगा तो उसके लिये कुछ मिष्टान बनारखना।

शारदा–प्राणनाथ! आजतो अपना सुमुहुर्त का सूर्य उदय हुवा, अन्धेकी लकडी के समान यह इकलौता कुलदीपक काशीसे पंडित होकर आज आवेगा तो फिर आनन्दकी कोई सीमा नही। मेरा मदन क्षेम कुशलतासे आवे तो श्रीसत्यनारायणकी कथा कराऊंगी एसी मानता की है तो इस एकादशी के दिन कथा होना चाहीये.

रामचन्द्र–प्रिये, यह तो ठीक है किन्तु अपने घर नित्य एकादशी निवास करती है इसकाभी कोई सोच विचार किया? कौन करे! सच कहा है।

बालक भिक्षुक भामिनी, और नृपति ये चार।
हानि लाभ जाने नहीं, देहि देहि पोकार॥ १॥

शारदा–प्रियतम, मै जब कभी कोई बात कहती हूं तो झट् इंकार कर देतेहो. चार वर्षमें अपनी आंखोंका तारा पढ़ गुण कर घर आवे और लौकिक व्यहवार नही करे तो आबरू जायके नहीं? आपको तो कुछ नही, कहें परंतु मुझे स्त्री समाज चुन २ कर खाजावे।

रामचन्द्र–ये तू क्या नहीं जानती है कि मेरी वृद्धावस्था होनेके कारण कथा पुराण बांचने मेरेसे नहीं बनती जीससे आमदानी कम होती है. अब लडका काशीसे 'विद्यासागर' बन आया है वो कमावे और अपना वृद्धापकाल सुधारे यही एक बडी आशा है.

शारदा—होगा, जो भाग्यमें होगा वह मिलेगा इसकी चिन्ता अभी किस लिये करे. आप कथाके लिये द्रव्य नही हैंगे तो मेरा जेवर बेचकर कथा बचवाऊंगी।

रामचंद्र—स्त्री हठको कौन टाल सकता है तो मै टाल सकूं! जैसी तेरी इच्छा.

(इतनेमें काशीसे मदनचन्द्र पंडितके ठाठमें आता है).

मदन—मातापिता! ये आपका कुलदीपक आपके चरणों में साष्टांग दंडवत प्रणाम करता है.

रामचन्द्र तथा शारदा—पुत्र चिरंजीव रहो. (शारदा अलैयाबलैया लेती है.)

मदन—('पुत्र' संबोधनसे चौक कर स्वगत) ये बुड्ढे बुड्ढि तो निरे जंगली के समान दिखाई देते हैं. (प्रकाश) औ जंगलीयों, तुमारेमे अभी विवेक नहीं आया. परंतु आवे कहांसे, शास्त्रका प्रमाण है के 'साठी और बुध नाठी.'

रामचन्द्र—क्यों हमारे विवेकमें क्या खामी पड़ी बेटा?

मदन—यही कि तुम मुझे पुत्र और बेटा कहकर बुलातेहो; यह देखकर मुझे अत्यंत आश्चर्य होता है. में आपको पिता कहताहूं इससे तुमने मुझे लडका कहकर बुलाना चाहिये ऐसा कोइ शास्त्रका प्रमाण नही है.

शारदा—बेटा तेरा बोलना तो मै कुछभी नही समझी.

मदन—अकल होवे तो समझे. थोडा २ अकलकरा खाती रहना इससे समझमें आवेगा. सुनो—

"लालयेत्पंचवर्षाणि दश वर्षाणि ताडयेत्।
प्राप्ते षोडश वर्षाणि पुत्र मित्रवदाचरेत्॥ १॥

बालक पांच वर्षका हो तबतक उसका लालन करना, दश वर्षका होवे तबतक ताडना-शिक्षा देना और सोला वर्षका होवे तो पिताने पुत्रसे मित्र समान आचरण करना. उसे पुत्रवत् नही समझना; ऐसा शास्त्रका

प्रमाण है। ऐसा होते हुवेभी आप मुझे 'तू' और 'बेटा' करके सम्बोधन करते हो ये क्या शास्त्रके प्रमाणसे विरुद्ध नही है! इसका आपने विचार करना चाहीये.

रामचन्द्र–(शारदासे) इसको विद्या का विपरीत परिणाम हुवा दिखाई देता है परंतु अभी इसके सामने होनेसे सार नही. (मदनसे) होगया भाई हम मूले आपके समान विद्या हम नही जानते इससे क्षमा करना, अब एसी भूल नही होगी. (शारदासे) जा तो फिर भाईसाहेबकेलिये भोजनकी तयारी कर.

शारदा–बहुत ठीक पर–

मदन–परंतु भोजनमें हींग मिर्चे इमली और तैलका उपयोग नही करना. फेर भोजनके पश्चात् पानमें सुपारी भी न होवे. क्योंकि–

"हिंग मरच और आंवली सोपारी अरु तेल"।
जो गानेका दिल करे पांचो वस्तु मेल ॥ १ ॥"

एसा शास्त्रका प्रमाण है.

रामचन्द्र–किन्तु भाई आपको क्या संगीत-गायनका रोजगार करना है तो ये वस्तु बाधा करे।

मदन–केसे मूर्ख हो! अरे संगीत कला का तो अभ्यास जरूर करना चाहिये।

"साहित्य संगीत कलाविहीनः साक्षात्पशुः पुच्छविषाणहीन. ॥
तृणं न खादन्नपि जीवमानस्तद्भागधेयं परमं पशूनाम् ॥ १ ॥"

गीत कला साहित्यहूं। नहि सीख्या नर जौन ॥
सींग पूंछ विन पशुपर। तृण नहि खाते तौन ॥ १ ॥

एसा शास्त्रको प्रमान है.

रामचन्द्र–अच्छा भाई तो भोजन आप कहो वैसाही बनेगा. (शारदासे) जा एसाही होनेदो. (शारदाका जाना और दुसरी ओरसे शिवचन्द्र नामक एक विद्वान् ब्राह्मणका प्रवेश.)

शिवचन्द्र—जैश्रीकृष्ण रामचन्द्र काका, जयगोपाल भाई मदनचन्द्र, होतो आनन्दमें ।

( मदन उत्तर न देतेहुवे क्रूरतासे उनके सन्मुख एकटकसे घुरना. रामचन्द्र और शिवचन्द्रका घबराना ).

शिवचन्द्र—क्यों मदनचन्द्र ! काशीसे येही विद्या प्राप्त कर लायेहो. श्वानसमान चेष्टा करते देख मुझे अत्यंत आश्चर्य होता है.

मदन—बस-बस-भाई शिवचंद्र, बस करो, आपके पांडित्यकी परीक्षा करली; मेरी इस चेष्टा का भावार्थ आप समझ नही सके इससे स्पष्ट मालुम होता है के आपने शास्त्रका चाहीये उतना अवलोकन नही किया. आपको जो लोग पंडित मानते हैं वो आपके जैसे मूर्ख ही होना चाहिये.

शिवचन्द्र—तब तो इस चेष्टाका भावार्थ कृपा करके आपही समझावो में आपको गुरू मानूगा ।

मदन—सुनो तो फेर ! आप और मैं दोनो ब्राह्मण होनेसे जैसे आप याचकहो वैसा मैभी याचक हूं और याचक याचकको देख कुत्तेके समान घूरता है 'याचको याचकं दृष्ट्वा श्वानवद् गुर्गुरायते' ऐसा शास्त्रका प्रमाण है । अब आनन्दसे आपका नमस्कार चमत्कारका प्रकरण होनेदो.

रामचन्द्र—भाई शिवचन्द्र ! आज आप अचानक इधर कैसे पधारे ?

शिवचन्द्र—आज अपने भाई मदनचन्द्रके ससुरका पत्र आया है उसमें लिखा है कि भाई मदनचन्द्र काशीसे आये या नही और जो आयेहो तो लडकीको आकर लिवाले जावें क्योंकि छोकरी हुसीयार होगई है इससे ससुरालमें रहे तो बहुत ठीक है एसा उनका अभीप्राय है. ये समाचार कहनेके लियेही आपके यांह आयाहूं.

रामचन्द्र—भाई मदनचन्द्र तो फेर कल सुभमुहुर्त देख कर आप ससुराल पधारो. शिवचन्द्र, मदनचन्द्रही जाते हैं तो पत्र भेजनेकी जरूरत नहो.

शिवचन्द्र--कोई जरूरत नही मै भी दोचार रोजमें वांह जानेवाला था, किन्तु मदनचन्द्र कल जावे तो मेंभी उनकेसाथ चला जाऊंगा. क्योंकि बिदेशमें एकसे दो भले--

रामचन्द्र--क्यों भाई क्या निश्चय किया जानेका ?

मदनचन्द्र-जो विचार आपका वोही मेरा विचार है इसमें विचार करनेका हैही क्या? कारण के पिताकी आज्ञा पालन करना चाहिये एसा शास्त्रका प्रमाण है.

रामचन्द्र--अच्छा तो जाओ स्नान संध्या करके भोजन के लिये तयारी करो.

मदन०--सच है भोजनके पूर्व--पहिले संध्या और संध्याके पहिले स्नान करना चाहिये एसा शास्त्रका प्रमान है ( जाना ).

शिवचन्द्र--रामचन्द्र काका अपने मदनका इस शास्त्रके प्रमानमें मगज फीर गया है ऐसा दीखाई देता है।

रामचन्द्र--भाई शिवचन्द्र मुझेभी एसाही भास होता है परंतु अभी वह बालक है किसी तरहका अनुभव प्राप्त नही किया इससेही एसा घोटाला करता है. संसारका अनुभव होगा तब अपनेआप सीधा हो जावेगा.

शिवचन्द्र--काका मुझे तो ऐसा भय होता रहता है कि इस कि विद्याका कुंभकर्ण के तप जैसा परिणाम न होवे ! कुंभकर्ण की तपश्चर्याकी हजारों वर्ष व्यतीत हुवे तो ब्रह्माने प्रसन्न होकर उसकेपास आकर कहाके 'पुत्र वरदान मांग तुझे क्या चाहिये' इतनेमें उससमय सरस्वतीने कुंभकर्ण की जिव्हापर वास किया उसने इन्द्रासन के बदले 'निन्द्रासन' मांगा ! ऐसा वर मांगा ब्रह्मा तथास्तु कहकर अंतरध्यान होगये, और कुंभकर्ण इन्द्रासनके बजाय निद्रासनपर आरूढ हुआ.

रामचन्द्र--परमात्मा सब भला करेगा.

शिवचन्द्र- अल्प विद्याका बहुधा ऐसाही परिणाम होता है.

— क्रमश.

# महात्मा गौतम बुद्ध.



આજ સુધી સંસારમાં થયેલા મહાત્યાગી, દેશોપકારી, પ્રભુપરાયણ મહાપુરૂષોમાં " ભગવાન્ બુદ્ધ" નું પદ સર્વથી શ્રેષ્ઠ છે. તેમનું ચરિત્ર સમસ્ત સંતોના ચરિત્ર કરતાં કંઇક વિશેષ ગૌરવ ધરાવે છે. પરમપવિત્ર, કર્મક્ષેત્ર ભારતવર્ષમાં પ્રતિયુગે ભૂભાર ઉતારવા ગૌરવશાલી જ્યોતિનો આવિર્ભાવ થાય છે. જેનાથી સંપૂર્ણ અંધકાર દૂર થતાં માનવસમાજ કર્તવ્યના વિશાલ આલોકથી પોતાના ગન્તવ્ય સ્થાનને જોઇ શકે છે. આવું ભાગ્ય અન્ય દેશોને પણ મળે છે કિંતુ ભારતવર્ષમાં અધિ તેજપુંજ તપે છે. સંસારની વિષમ વિડંબનાના પ્રખર પ્રભાવને પગતળે કચરી દિવ્ય તેજનાં દર્શન કરનારા-કરાવનારા સંત પુરૂષોના પદારવિંદથી સતત પવિત્ર ભારત વર્ષના કાશીક્ષેત્રથી ઉત્તરે રોહિણી તટ પ્રદેશમાં સર્વ પ્રતાપાન્વિત પરાક્રમી શાક્યવંશી વિશાલ ગૌરવાસ્પદ વંશમાં "ભગવાન બુદ્ધ " નો જન્મ થયો હતો. તેમના જન્મ સંબંધમાં અનેકાનેક દંતકથાઓ, પુરાણો અને કલ્પનાઓ સાધારણ તથા શિષ્ટ સમાજમાં પણ પ્રચલિત છે. કહેવામા આવે છે કે બુદ્ધના જન્મ થતાં જ્યોતિઃ શાસ્ત્રીયોના આદેશાનુંસાર તેને (ગૌતમને) તેના પિતાએ એકાન્ત વાસમાં રાજવૈભવથી પૂર્ણ વિલાસ ભોગવવા માટે રાખેલ હતો. સંસારની વિવિધતા, વિષમતા, દુર્દશા, અને વિપત્તિઓનું સ્વપ્ન પણ બુદ્ધને આવતું નહિ. પ્રતિદિન વિલાસનાં સાધનો પુરાં પાડવામાં સહસ્ત્રાવધિ સેવક મંડળ હાજર હતું. તેના પિતાને ભય હતો કે રખેને બુદ્ધ (ગૌતમ) રાજ્ય વૈભવને તિલાંજલિ આપી જંગલમાં ભટકતો ભિક્ષુક નીવડે. કિંતુ ભાવિઘટનાને કોણ રોકી શકે ? ધીરે ધીરે સમય જતાં એક દિવસ એવો આવ્યો કે બુદ્ધે સમસ્ત રાજ્ય, અનેક સુખ સમૃદ્ધિ પૂર્ણ ગૃહ, અનુત્તમ સૌંદર્યસંપન્ન પત્ની, અને પુત્ર તજીને જંગલની રાહ લીધી રાજા મટી ભિખારી થયો. શ્રીમંત મટી ચીથરે હાલ થયો.

ઘણા દિવસો તેને સત્ય સનાતન પરમાત્મ તત્વ શોધતાં ચાલ્યા ગયા. એક દિવસ અચાનક બોધિ પીપળાના વૃક્ષ નીચે તેમને પરમાનંદ મોક્ષનું સ્વરૂપ ભાસ્યું. બસ તેજ દિવસથી તે બુદ્ધ થયા. અગમ્ય તત્વના જાણકાર નીવડયા. આ દિવસે ભારતનું ભાગ્ય જાગ્યું; વિશ્વમાં પ્રકાશ પડયો. પ્રભુશરણનો પવિત્ર માર્ગ સમજાવનાર મહાત્મા ભારતના આંગણામાં અવતર્યા.

ભગવાન બુદ્ધે પોતાને શ્રેષ્ઠ પરમાનન્દ સ્વરૂપ મોક્ષનું ભાન થયા પછી તેનું જ્ઞાન વિશ્વના પ્રત્યેક માણસને આપવા માટે ભ્રમણ કરવું શરૂ કર્યું. આ વખતે ભારતમાં જૂદોજ વા વાતો હતો. જ્ઞાનરાશી પરમાત્મવાણી વેદનો આશય ન સમજતાં પોતાની ઇચ્છાનુસાર અર્થ કલ્પના કરી સ્વાર્થ તૃપ્તિ કરવા માટે ભિન્ન ભિન્ન અનુકુળ અર્થોનો પ્રકાશ કરી સર્વત્ર હિંસાત્મક વૃત્તિને જ સ્વર્ગમાં જવાનું સાધન સમજનારા મીમાંસક બ્રાહ્મણોનું પ્રચંડ મંડળ ભારતના પ્રત્યેક પ્રાન્તમાં પોતાનું આધિપત્ય સ્થાપી ગુરૂપણું ભોગવતું હતું. યજ્ઞોમાં ઘોર હિંસા થતી. ધર્મની સર્વ ક્રિયાઓ યજ્ઞમાંજ આવી જતી. હિંસાત્મક યજ્ઞ શિવાય અન્ય બીજી કોઇ ધાર્મિક ક્રિયા જ્ઞાન ક્રિયાનું દર્શન સ્હતું ન હતું. વેદોના અર્થ પ્રકાશનું કાર્ય આ બ્રાહ્મણોના હાથમાં આવી પડ્યું. તેમનાજ અર્થ પ્રમાણે જનસમાજે ગાડરીયા પ્રવાહ લીધો અને સર્વથા સત્ય ધર્મથી વંચિત થયો હતો. ભગવાન બુદ્ધે આ સર્વ જોયું ઠેકાણે ઠેકાણે હિંસા, નિર્બલ દીન પશુઓનું આક્રંદન ગરીબ પુરૂષોનું રૂદન બુદ્ધ જોઇ શક્યા નહિ. તેમણે આ સર્વનો વિધ્વંસ કરવાનો પૂર્ણ વિચાર કર્યો, અને યજ્ઞ ક્રિયા તથા તે સંબંધી વેદ ભાગનું પણ ખંડન કરવાનું બીડું હાથમાં લીધું.

ભગવાન્ બુદ્ધનો પવિત્ર કરૂણાત્મક ઉપદેશ સાંભળતાં ભારતમાં ખળભળાટ મચી ગયો. બ્રાહ્મણોની આંખો ઉઘડી. મનુષ્ય સમાજ એકદમ યજ્ઞ ક્રિયાને તિલાંજલિ આપી હિંસા છોડી દઈ અહિંસા પરાયણ થઇ બુદ્ધના વિમલ શરણમાં પરમાનન્દ લેવા દોડ્યો. અને બુદ્ધે સત્ય માર્ગ સમજાવ્યો.

ભગવાન્ બુદ્ધ વેદોનું પણ ખંડન કરતા હતા તેનું કારણ એજ કે તેજ વેદોના ઉચ્ચતમ વિમલ ઉપદેશને ન સમજતાં સ્વાર્થી બ્રાહ્મણોના પંજામાં ફસાયેલ ભારત તે વિના છુટી શકે તેમ ન્હોતું. મીમાંસક બ્રાહ્મણોનું એજ મુખ્ય મંતવ્ય હતું કે વેદોમાં કર્મકાંડયજ્ઞ ક્રિયા શિવાય અન્ય કંઈ છે જ નહિ, માટે યજ્ઞ ક્રિયાજ સ્વર્ગાદિ ફલ સંપાદન કરનારી છે તેથી બુદ્ધને તેનાથી વિરૂદ્ધ પડવું પડ્યું હતું. મૂલ વાત એવી હતી કે જો બુદ્ધ વેદના કોઇ પણ જ્ઞાનાત્મક અંશને સ્વીકારે તો તેમને સમસ્ત વેદોનો પુનઃ નવોજ ધોરી માર્ગ કાઢવો પડે, અને તે પણજ કઠિન કામ હતું. જેને માટે તે સમય જોતાં સંપૂર્ણ પ્રતિકુલ કારણોની તપાસ કરતાં થઇ શકે તેમ ન્હોતું. લોકોને શીઘ્રજ હિંસામાંથી દૂર કરવાના હતા તેથી બુદ્ધે વેદો માનવા નહિ એવો ઉપદેશ આપવો શરૂ કર્યો અને તેની સાથે સાથે ઈશ્વરે પણ સ્વીકાર્યો નથી એમ ઘણા ઘણા વિદ્વાનોનું કહેવું છે. કારણ કે તેઓ ઇશ્વર સંબંધે કંઇ પણ બોલતા ન હતા કેવલ પોતાના ઉપદેશમાં "સંસાર દુઃખથી ભરેલો છે તેનાથી છુટવાનો પ્રયત્ન કરવો જોઇએ" આજ ઉપદેશ આપતા.

ધીરે ધીરે બુદ્ધ ધર્મનો પ્રભાવ જનસમાજ ઉપર ખુબ પડયો. હિંસાત્મક યજ્ઞ ક્રિયા બંધ પડી, બ્રાહ્મણોની જાત શિથિલ થઇ અને નવીન જાગ્રતી થઇ. તે સમસ્ત રાજ્ય વૈભવને તિલાંજલિ દેનાર મહાત્યાગી બુદ્ધના ઉપદેશથી લોહચુંબકથી લોહ સમાન ભારત વશ થઇ ગયું. નગર નગરમાં ગામ ગામમાં બુદ્ધના ઉપદેશ અને જીવનની ચર્ચા થવા લાગી. ભારતનો નવો યુગ મંડાયો. અલૌકિક જ્યોતિનો પ્રાદુર્ભાવ થયો. નિરપરાધ લક્ષાવધિ દીન પ્રાણીયોનો આશીર્વાદ બુદ્ધના ઉપર વરસવા લાગ્યો. સર્વત્ર ભગવાન બુદ્ધનો વિજય વિજય પ્રવર્તવા લાગ્યો.

કોઇ કોઇ ઠેકાણે શાસ્ત્રાર્થની ચર્ચા પણ થવા લાગી કિંતુ સર્વત્ર પ્રાયઃ બુદ્ધનો વિજય જ નજરે પડનો. દિવસે દિવસે બુદ્ધ ધર્મનો પ્રચાર થતાં હજારો માણસો બુદ્ધના ધર્મમાં આવી મળ્યાં. ધર્મનો અખાડો ભરાવા લાગ્યો.

મહાત્માબુદ્ધનો ધર્મ કેવલ ભારતમાં જ નહિં પરંતુ તિબેટ, રશિયા, તાતાર, ચીન, જાપાન, કોરીયા, સીયામ, બ્રમ્હદેશ, સીલોન, અને જાવા ઇત્યાદિ અન્યદેશોમાં પ્રબલ ઉત્સાહથી જામ્યો. બુદ્ધના ઉપદેશકોનું ઝુંડ વિદેશમાં જઇ ઉપદેશ આપી બુદ્ધધર્મની પ્રતિષ્ઠા સમજાવતું હતું. આવી રીતે થોડાજ સમયમાં સમસ્ત ભારત વર્ષમાં બુદ્ધ ધર્મની જ્યોતિ જાગી. અન્ય મત સંપ્રદાય કે શાસ્ત્રની ચર્ચા મંદ પડી. વેદો તરફ લોક રૂચિ ઓછિ થઇ અથવા તો અનાદરજ થયો. વેદનું અધ્યયન પાપ જેવું ગણાવા લાગ્યું. કિંતુ વેદને સ્થાને અથવા તેના કરતાં પણ વધારે આદર્શથી બુદ્ધના વચનોનો નિત્ય પાઠ સ્વાધ્યાય મનન થવા લાગ્યું. જો કે બુદ્ધધર્મ વેદ નિન્દક તથા ઇશ્વર નિન્દક હતો છતાં પણ તે સમયની પરિસ્થિતિનો વિચાર કરતાં જે થયું તે સારૂં જ છે. તેમના ધર્મ કરતાં તેમનું જીવન જ ભારતના પ્રત્યેક મહાત્માઓ કરતાં ચડીયાતું છે. બુદ્ધ જેવો ત્યાગ, દયા, ક્ષમા અને એકાગ્રતા કોઇ પણ વ્યક્તિમાં આજ સુધી જોવામાં આવ્યો નથી. આવી રીતે ભગવાન બુધ્ધે ભારતનું મુખ ઉજાળ્યું દયા ક્ષમાની મન્દાકિની વહાવી અને એક અંશનું દર્શન કરાવ્યું.

ભારતના ઇતિહાસમાં આવી પ્રેમમૂર્તિ સાત્વિક જ્ઞાનમય વ્યક્તિએ નવો પ્રકાશ પાડયો તેમનું નામ કીર્તિ અજરામર થયું. પ્રત્યેક મહાત્માઓએ તેમનું અનુકરણ કર્યું અને ભવિષ્યમાં પણ કરશે તોજ "બુદ્ધ" થવાશે, પ્રભુ શરણ પમાશે.

કવિ પોપટલાલ શર્મા.



# અમારું જુનું અને નવું વર્ષ.



૫રમ કૃપાળુ પરમાત્માની નિઃસીમ કૃપાથી મોઢ કોમના માર્તણ્ડનો આ પ્રભાથી પાંચમો પ્રકાશ પ્રકટવો શરૂ થાય છે. ગત ચાર વર્ષથી આ માસિકના સતત વાચકની જાણ બહાર તો નહીંજ રહ્યું હોય કે માર્તણ્ડની પ્રભા પ્રતિવર્ષ ઉત્તરોત્તર વિશેષ ખીલતી જાય છે. આ પ્રમાણે અમે સ્વેચ્છાથી અંગીકૃત કરેલું સેવાકાર્ય લાભાલાભની પરવા ન કરતાં અત્યાર સુધી યથેચ્છ રીતે કરી બતાવ્યું હોવા છતાં અત્યંત દીલગીરી સાથે નોંધ લેવાની ફરજ પડે છે કે સમસ્ત મોઢ કોમ જેવી વિશાળ કોમ તરફથી તેને જોઇએ તેટલા પ્રમાણમાં ઉત્તેજન મળતું નથી. યોગ્ય પ્રોત્સાહનને અભાવે કેવળ અમારા પોતાનાજ તન મન ને ધનને ભોગે આ તંત્ર લાંબી મુદત સુધી ટકી રહેવાની આશા ફલીભૂત થઇ શકે કે કેમ તે પણ વિચાર કરવા જેવી બાબત છે.

આ અંકમાંજ અગાઉ પ્રકટ થયેલા માસિકના હિસાબ પરથી વાચકનાં ધ્યાનમાં આવ્યુંજ હશે કે બે વર્ષોમાં અવિશ્રાંત પરિશ્રમ ઉપરાંત અમને રૂ. ૭૦૪ ની નુકશાની વેઠવી પડી છે. માસિકને અસ્તિત્વમાં લાવનાર અમારા વડીલ ત્રવાડી પ્રભાશંકર ત્રિભુવને શરૂઆતનાં વર્ષોમાં સહન કરેલી ખોટ રૂ. ૧૫૫૩ જો આ ખોટમાં ઉમેરીએ તો ચાર વર્ષોના વહીવટમાં માસિકને એકંદર રૂ ૨૨૯૭ જેવડી મોટી રકમની નુકશાની વેઠવી પડી છે. આ હિસાબે એક વર્ષે સરેરાશ રૂ. પોણા છસોની એટલે પ્રતિમાસે લગભગ રૂ. પચાસની સતત નુકશાની અત્યાર સુધી તો માસિકે વેઠી પોતાનું કર્તવ્ય બજાવી સેવાધર્મનું પાલન કર્યું છે. હાલની ભયંકર મોંઘવારીના સમયમાં આટલી નુકશાની સદા કાળ અમે પોતે એકલાજ સહન કરી શકીએ એવી પણ અમારી સ્થિતિ નથી. તો પછી ચાર ચાર વર્ષોથી તન મન ને ધનને ભોગે મોઢ જ્ઞાતિની મોંઘી સેવા કરી

રહેલા આ તંત્રને સદાકાળ ગર્જતું રાખવું હોય તો દરેક મોઢ સંજ્ઞાધારીની ફરજ છે કે તેને પોતાનાથી બનતે દરેક પ્રયત્ને પુષ્ટિ આપવા ઓછામાં ઓછો એક નવીન વિશેષ ગ્રાહક મેળવી આપવા બનતું કરવું.

ગત વર્ષે બહોળા ને સંગીન વાચન સાથે લેખોની વિવિધતા અને ઉત્કૃષ્ટતા સાચવવા બનતી કોશીશ કરી છે. અનેક ભાવપૂર્ણ કાવ્યો, ધાર્મિક સામાજીક નૈતિક શિક્ષણશાસ્ત્ર બાલોપયોગી લેખો, તેમજ જ્ઞાતિના માસિકના મહત્વનાં અંગ તરીકેનાં ચર્ચાપત્રો, મંડળોની હિલચાલો, ને જ્ઞાતિસમાચારો પણ ભરપુર રીતે અપાયા છે. ગત વર્ષનો દીવાળીનો સચિત્ર અંક તો ખાસ કાળજી પૂર્વક આકર્ષક બનાવાયો હતો. એકાદ અંક સિવાય લગભગ તમામ અંકો ગઈ આખી સાલ નિયમિતજ પ્રકટ કરાયા છે, ને હાલનાં નિકળતાં સુપ્રસિદ્ધ માસિકોને લાગેલી અનિયમિતપણાની છાપમાંથી છુટા થવા અમે બનતું કરી બતાવ્યું છે. આમ અમારાથી બનતી સર્વ પ્રકારની સેવા સાદર કરવા છતાં મોઢ કોમ તરફથી યોગ્ય પ્રોત્સાહનને અભાવે હતાશ થઇ ન જવાય તેટલી કાળજી વાચકવર્ગ તરફથી પણ રખાવી જોઇએ.

ગગનપથમાં પર્યટન કરતા સૂર્ય ભગવાનને જેમ કોઇ કોઇ વાર ગ્રહણ લાગે છે તેમ મોઢ કોમના માર્તણ્ડને પણ પ્રસંગવશાત્ અસ્પર્શ્ય ગ્રહોની છાયા અનુભવવી પડે તો તેમાં આશ્ચર્યજનક કાંઇજ નથી. ગત સાલ મોઢ કોમના આ માર્તણ્ડને બે વખત એવી બલા વળગવા આવી હતી. રાહુ ને કેતુ નામના બે પુલ્લીંગ ગ્રહોને બદલે પૂર્ણિમા અને તેની પૃષ્ઠાવલંબી ( પરિચારિકા ) પત્રિકા નામની ઉપગ્રહિકા આમ બે સ્ત્રીલીંગ ગ્રહોએ વારાફરતી માર્તણ્ડ ઉપર આક્રમણ કરવા ધૃષ્ટતા કરેલી, પરંતુ તેમની અસર માર્તણ્ડ ઉપર થવાને બદલે તે બે સ્ત્રીલીંગ ગ્રહોનાં મુખજ શ્યામ થવા ઉપરાંત તેઓ સ્વતઃ નષ્ટપ્રાયઃ થઇ જ્ઞાતિસેવાના દુર્ગમ માર્ગમાંથી સદાને માટે નામશેષ બની જવાથી માર્તણ્ડનો પવિત્ર પ્રકાશ વિશેષ દીપવા લાગ્યો. કહેવત છે કે "ખાડો ખોદે તે જ પડે"

ઉપર પ્રમાણે ગમન માર્ગમાં આવી ચડતી નિહારિકાઓને દુર ફેંકતો છતો, મોટી આર્થિક નુકશાની વેઠતો છતો, અને એવી એવી અનેક અન્ય કસોટીઓ માંથી પસાર થતો છતો માર્તણ્ડ હવેથી વિશેષ મક્કમ પગલે પોતાનું આક્રમણ શરૂ કરે છે એમ આ પ્રથમાંકથીજ વાચક વર્ગને સહજ પ્રતીતિ થશે. નુકશાની વેઠવા છતાં પણ ચાલુ અંકથી માર્તણ્ડનું બાહ્યસૌંદર્ય ખીલવવા ગ્લેજ કાગળો વાપરવા શરૂ કર્યા છે. આંતર સૌંદર્ય તરફ પણ દુર્લક્ષ્ય કરાયું નથી. જનસમાજને આનંદ અને બોધ આપે તેવી રસપ્રદ સામાજીક ટુંકી વાર્તાઓ પ્રત્યેક અંકમાં આપવી શરૂ કરી છે. ઉપરાંત સૌરાષ્ટ્રના જુના સાહિત્યને પ્રકટ

કરવાનો નવો સેવામાર્ગ પણ આ વર્ષથીજ શરૂ થાય છે. અને વિવિધ રસમય ભરપુર વાચન સાથે હવે જેમ જેમ અવકાશ મળતો જશે તેમ તેમ અમારા તરફથી પણ પ્રસંગોપાત લેખનપ્રવૃત્તિ ચાલુ રહેશે આ રીતે જેમ બને તેમ માર્તણ્ડને સમસ્ત મોઢ કોમનું એક સરખું પ્રિય વાજીંત્ર બનાવવા દરેક કાળજી સેવાય છે ને સેવાશે. માત્ર વાચકવર્ગ તેની કેવી કદર કરે છે તે હવે પછી જોવાશે.

ત્રણ ત્રણ વર્ષનો કડવો અનુભવ લીધા પછી નવા વર્ષનું લવાજમ શરૂઆતમાંજ વસુલ કરવા માર્તણ્ડનો પ્રથમ અંકજ દરેક ગ્રાહકને વી પી. થી મોકલવાની પદ્ધતિ અમે બે વર્ષથી અંગીકૃત કરી છે તદનુસાર આ અંક લગભગ બધાનેજ વી પી. થી મોકલ્યો છે. માર્તણ્ડનું લવાજમ મોઘું પડે છે એમ કોઈ કોઇ સ્થળેથી અવાજ સંભળાય છે. તેના જવાબમાં જણાવવું યોગ્ય ધારીશું કે સાડા છસેં પૃષ્ટોનાં બહોળા વાચનનો, દીવાળીના સચિત્ર અંકનો, અને માર્તણ્ડ કાર્યાલયમાંથી પ્રકટ થતા તમામ પુસ્તકો ખાસ ઘટાડેલા ભાવથી મેળવવાનો લાભ લક્ષમાં લઈ એ લાભ દૃષ્ટિથી મળતા અન્ય માસિકો સાથે માર્તણ્ડનું ત્રણ રૂ નું લવાજમ સરખાવતા ઉલટું માર્તણ્ડ ઘણા દરથી મળે છે એમ જરૂર માલુમ પડશે સત્ય વસ્તુ આમ હોવા છતા ઝીણી ખાંચ ખુંચનો વિચાર કર્યા વગર "માર્તણ્ડ મોઘું" છે એવા ખોટી બુમો પાડનારાના મોઢા આડો કાંઈ હાથ દેવાતો નથી

માર્તણ્ડે અત્યાર સુધીમાં શી જ્ઞાતિસેવા કરી છે એ પ્રશ્નનો જવાબ અમારે આપવો યોગ્ય નથી. અમારી ગત ચાર વર્ષોની ફાઇલોજ સુજ્ઞ જીજ્ઞાસુની આ સબંધી જીજ્ઞાસા પુરી પાડશે.

છેવટ સમસ્ત મોઢ કોમમાં જાગૃતિ લાવવા જ્ઞાન પ્રચારના કેવળ નિઃસ્વાર્થી સેવામાર્ગના અમારા આ પ્રયાણમાં અમારા સુજ્ઞ લેખક વર્ગની વારંવાર મળતી અમૂલ્ય મદદ બદલ તેમનો એક સામટો આભાર માની, દરેક ગ્રાહક જેમ બને તેમ માસિકના વિશેષ નવા ગ્રાહકો મેળવી આપી માર્તણ્ડને આર્થિક નુકશાનીમાંથી બચાવવા બનતુ કરશે એવી અંતિમ અભ્યર્થના સાથે વિરમીશું.

અધિપતિ.

---

## नूतन चैत्री वर्षाभिनंदनना काव्यनी
## इनामी हरिफाइमां भाग लेवा जाहेर मागणी.

આ માસિકના ગતવર્ષના નવેમ્બર માસના અંકના પૃષ્ઠ ૬૦૫ ઉપર શ્રી સુ. અ. વિદ્યોત્તેજક સભાના પ્રમુખ મહાશય તરફથી પ્રકટ કરાએલી રૂ. ૭ની કીમતનો શ્રાદ્ધમીમાંસા નામનો અમૂલ્ય ગ્રંથ ભેટ આપવાવાળી ઇનામી હરિફાઇમાં ભાગ લેવા તરફ મોઢ જ્ઞાતિના શિષ્ટ લેખક વર્ગનું પુનઃ લક્ષ ખેંચવું યોગ્ય ધરાય છે. વિશેષ વિગત માટે તે માસનો અંક જોઇ લેવો.

# विविध मंडळोनी हिलचालो अने ज्ञाति समाचार.

## श्रीभारतवर्षीय मोढब्रह्मसमाजना मंत्री प्रभाशंकर जयशंकर पाठकनुं राजीनामुं.

મોઢ માર્તણ્ડ કાર્યાલય, મુંબઈ-૪.

પૂજ્યપાદ માન્યવર્ય તા૦ ૧૪-૧૨-૨૨.

શ્રી ભારતવર્ષીય મોઢ બ્રહ્મસમાજના પ્રમુખ મહાશય અને વ્યવસ્થાપક મંડળના સભ્યો. મુંબઈ.

સવિનય નિવેદન કે:—

કેવળ ઇશ્વરી પ્રેરણાથીજ છેક બાલ્યવયથી જ્ઞાતિસેવા કરવા ઇચ્છા ઉદ્દ્ભવી; જેને પરિણામે આંહી મારી સ્વજ્ઞાતિનું મંડળ સ્થાપી તે દ્વારા તથા મોઢ માર્તણ્ડ માસિકદ્વારા સેવા કરતાં તૃપ્તિ ન થવાથી સમસ્ત મોઢ બ્રહ્મ આલમ માટે એક બ્રહ્મ સમાજની પદ્ધતિ સર સ્થાપના કરવા અને તે દ્વારા પણ અખિલ મોઢ બ્રાહ્મણ બંધુઓની શરૂઆતની યત્કિંચિત્ સેવા કરવા મેં ઉલ્લટ ધરી, પરંતુ ત્યારબાદ પૂર્વના ઋણાનુબંધે મારી સ્થિતિનું રૂપાંતર થવાથી યથેચ્છ-પણે એ અમૂલ્ય સેવાઓનો આતૃપ્તિ લ્હાવ લેવાનો કોડ હું પુરો કરી શક્યો નહીં જે બદલ મને પોતાને પણ ઘણી દીલગીરી થાય છે.

ગૃહસ્થાશ્રમ ભંગ થવાથી, ત્યાર બાદ ઉપરાઉપરી સ્વજનોના અવસાનથી હૃદયપર થયેલા આઘાતોની પરંપરાથી. તેમજ એકાએક આવી પડેલી એ આફતોથી મારાં સર્વ કાર્યોમાં થઇ ગયેલી મોટી અવ્યવસ્થાને પુનઃ યથાસ્થિત રૂપમાં ગોઠવવા. તથા મોઢ કોમના દાનવીર આપણા સમાજના પ્રમુખ મહાશયની નિઃસીમ સહાય્યથી સ્વીકૃત કરેલા છાપખાનાના નવીન બહોળા વ્યવસાયને પહોંચી વળવા કમર કસવા જેવા વખતનો ઘણો ભોગ આપવો પડનો હોવાથી મારે આપ સર્વને અત્યંત દીલગીરી સાથે પ્રાર્થના કરવાની જરુર આવી પડે છે કે મારી એ અનેક અનુલ્લંઘનીય મુશ્કેલીઓ ધ્યાનમાં લઇ હાલ તુર્તને માટે તો સમાજના મંત્રી તરીકેની કામગારીથી મને મુકત કરી આભારી કરશોજી. પ્રારબ્ધમાં હશે તો વખત અને સ્થિતિની અનુકૂળતાએ બ્રહ્મસમાજ દ્વારા જ્ઞાતિ સેવા કરવાની અપૂર્ણ રહેલી જીજ્ઞાસા પૂર્ણ કરવાની પ્રાપ્ત થનારી પહેલામાં પહેલી તકનો લાભ લેવો સેવક જતો કરશે નહીં.

મંત્રી તરીકેની કામગીરીમાંથી મુક્ત થતાં આ સેવક બ્રહ્મસમાજના સર્વ પ્રકારના સંબંધીથી દુર થાય છે એમ માની લેવાનુ નથી. પ્રમ ગોપ ત સમાજને મારી સેવાની જ્યારે જ્યારે જરુર જણાશે ત્યારે ત્યારે સર્વ પ્રકારની બનતી મદદ આપવા આ સેવક હમેશને માટે બંધાએલો જ છે.

મારી પાસે સમાજના જે જે ચોપડા હિસાબ સીલક અને સાહિત્યો હતાં તે સર્વની સંપૂર્ણ યાદી અને દફતર આ સાથે આપને સાદર કરૂં છું તે સ્વીકારી આભારી કરશોજી.

છેવટ અદ્યાપિ પર્યંત સમાજ દ્વારા નામ માત્ર પણ સેવા કરતાં જાણ્યે અજાણ્યે મારા તરફથી કોઇ પણ બંધુનું દિલ દુભવાનું કારણ બન્યું હોય તો તે બદલ ક્ષમા યાચું છું. લી. સમાજનો આજન્મ સેવક,

પ્રભાશંકર જયશંકર પાઠકના
સવિનય પ્રણામ.

## શ્રી ભારતવર્ષીય મોઢ બ્રહ્મસમાજના દફતરનાં પુસ્તકો ફાઇલો તથા પરચુરણ ચીજોની નોંધ.

૧ જનરલ સભાની મીનીટ બુક. ૨ મેંબરોનું રજીસ્ટર. ૩ પરચુરણ કાગળોની ફાઇલ ૪ નાણાં સંબંધી કાગળોની ફાઇલ. ૫ મેનેજીંગ કમીટીના મેંબરોની યાદીનું બોર્ડ. ૬ કર્યવાહક કમીટીની મીનીટ બુક. ૭ સમાજના છાપેલા ઉદ્દેશપત્રોની નકલ છ. ૮ મહત્વના પત્રોનું પાકીટ. ૯ સમાજ પર આવેલા પત્રોનું પાકીટ ૧૦ સમાજના નામનું પાટીયું. ૧૧ વિવિધ મોઢ બ્રહ્મમંડળોની યાદીનું બોર્ડ. ૧૨ વિવિધ મોઢ વણિક મંડળોની યાદીનુ બોર્ડ. ૧૩ પરચુરણ ચીજો એટલે કે સમાજના નમના છાપેલા નોટપેપરો, સમાજનાં છાપેલાં પોસ્ટ કાર્ડો સમાજનાં છાપેલાં કવરો, સભાસદ થવાનાં ફાર્મ વીગેરે.

ઉપર પ્રમાણે દફતર હું સમાજને સ્વાધીન કરૂંછું, જેની મને રીતસર પહોંચ મળવા પ્રાર્થના છે.

લી. સમાજનો નમ્ર સેવક.

પ્ર. જ. પાઠક.

તા. ૬ -ઉપર પ્રમાણે બ્રહ્મસમાજનું દફતર, સમાજનો દીમાગ, બાકી નીકળતી સીલક. અને રાજીનામું સમાજના દુય્યમ મંત્રીજી શ્રીયુત ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ એમને સ્વાધીન કરાયું છે બ્રહ્મસમાજની સભા એકઠી કરી તેની યોગ્ય વ્યવસ્થા કરવા તેમના તરફથી થોડા વખતમાં વ્યવસ્થા થશે.

## बारा बावन मोढ ब्राह्मण ज्ञातिमां ज्ञातिवरा.

તા. ૧-૧૨-૨૨ ના રોજ માગશર શુદી ૧૨ ને શુક્રવારથી દિ. ૨ શુકલ રેવાશંકરના કારજની તથા તા. ૩-૧૨-૨૨ માગશર શુદી ૧૪ ને રવીવારથી દિ. ૨ શુકલ ગંગારામના કારજની તથા તા. ૫-૧૨-૨૨ માગશર વદી ૧ મંગળવારથી દિ. ૨ ની શુકલ ભોગીલાલ છગનલાલનાં માતુશ્રીના કારજની મળી કુલ ૬ નાનો પ્રાંતીજ મુકામે થયેલો ને વખતે સમગ્ર જ્ઞાતિ મંડળ ભેગું થયું હતું. જ્ઞાતિમાં કેટલાક બાકી રહેલા દંડ વસુલ કર્યાં હતા. તથા નવીન કામ તરીકે ત્રણ માણસોનો જ્ઞાતિમાં એકડો ભરવામાં આવ્યો હતો. તેમજ અહમદનગર વાળા મોહનલાલે પોતાની છોડીનું વેવીશાળ ગામ ઉદેણ કર્યું છતાં તે વેવીશાળ કરેલી જગ્યા એ કન્યાને નહિ પરણાવતાં બીજે સ્થળે પરણાવેલી જેથી તેમનો જ્ઞાતિએ બહિષ્કાર કરેલો હતો. તેમની આજીજી ઉપરથી તેમનો રૂ ૭૦૧) દંડ કરી તેને જ્ઞાતિમાં લીધા છે. નવીન એકડો ભરનાર રિદરેલના પાઠક કચરાલાલનો રૂ. ૭૦૧) તેમજ ગળુદણના એક ઇસમનો રૂ. ૮૦૧) અને પીજના એક ઇસમનો રૂ. ૭૦૧) દંડ કરવામાં આવ્યો હતો. જ્ઞાતિમાં નવો એકડો ભરનારનો અમુક દંડ લેવો જોઇએ એવો કંઈ નિશ્ચિત ઠરાવ નથી તેમજ અમુક અમુક ગુન્હો કર્યો તેનો પણ અમુક દંડ કરવો તેનો પણ કંઇ ચોકકસ આંકડો નથી એ ઘણી દીલગીરીની વાત છે.

સાટાં ત્રેખડાં નહિ કરવાં એવો ચોકકસ ઠરાવ કર્યા છતાં જ્ઞાતિના તેમજ આગેવાનના કેટલાંક સગાંઓએ સાટાં કર્યાં છે. એવો ગુન્હો લોદ્રાવાળાઓએ સાબિત કર્યો છતા તેમને કંઇ પણ શિક્ષા કરવામાં આવી નહોતી. થયેલાં સાટાં ત્રેખડામાં લોદ્રાવાળાઓને શક આવવાથી તેમણે તે સાટાં તોડાવવા ઘણી ટકકર લીધાં છતાં તેમનો કંઇ પણ ફેંસલો થયો નહોતો જેથી એ લોકોને માઠું લાગ્યું હતું. ફરી પંચ ભેગું થયે શું પરિણામ આવશે તે કંઈ કહી શકાય નહિ. પરંતુ પક્ષાપક્ષી કરીને આગેવાનમાંના કોઈ સગા વહાલાએ સાટાં ત્રેખડાં કર્યાં હોય તેને શિક્ષા ન કરતાં માફી આપવી એ ઘણો અન્યાય થયો ગણાય. જો કે બારા બાવનના મોઢ બ્રાહ્મણોના આગેવાનો એવો અન્યાય તો નજ કરે તો પણ સહેજ ઈસારા રૂપે એ અન્યાય નહિ કરવા અમે પ્રેક્ષકો વિનંતિ કરીએ છીએ.

સાટાં કરનાર ગમે તેનો સગો કે પંચ તાયો હોય તોપણ તેને આગેવાનો સખ્ત શિક્ષા કરશેજ એવી અમે પ્રેક્ષકો આશા રાખીએ છીએ. પક્ષાપક્ષી કર્યા સિવાય ન્યાય દ્રષ્ટિએ બારા બાવનના મોઢ બ્રાહ્મણોના આગેવાનો ગુન્હાના દંડ આપશેજ, તેમજ જ્ઞાતિ મંડળમાં રૂપિયા સાત આઠ હજારની એકઠી થયેલી મોટી રકમનો સદુપયોગ જ્ઞાતિની બહોળી પ્રજાની કેળવણીમાં આપી બોર્ડીંગ જેવી યોગ્ય સંસ્થા સ્થાપશે એટલી વિનંતિ કરી અત્રે વિરમીએ છીએ.

પ્રેક્ષકો.

## બાવીશીના જ્ઞાતિવરા.

આ રિવાજ આપણી જ્ઞાતિમાં ફરજીઆત થઇ ગયો છે. ઘણો પ્રયત્ન થતાં છતાં એવો જડ ઘાલી બેઠો છે કે નીકળવા પામતો નથી. બાવીશી સંપ્રદાયમાં બીવીશી કરે તો કુળવાન ગણાય એવું ઘણા ધારી બેઠા છે. જેથી મરણ પાછળ આગેવાનો ઉરકેરી ૨૦૦) નું પાણી કરાવે છે. એક રાતના વાળુમાં કેટલી મોટી રકમો ખર્ચી નાખે છે. અને આખી જીંદગી કમાય પણ પુરૂ થતું નથી. મોઢ માર્તંડમાં ઘણી વખત જ્ઞાતિવરા નહિ કરવા સંબંધી લેખો આવે છે પણ તે તરફ બાવીશી સંપ્રદાયે આંખ ઉઘાડી કરી નથી આ ઘણું શોચનીય છે. માટે જ્ઞાતિવરાનો ધારો ફરજીયાત નહિ રાખતાં મરજીઆત રાખવો જોઇએ. તેમાં જેને મળે તેને ખુશાલીના પ્રસંગે કરવા. પણ ન મળે તેને જ્ઞાતિ તરફથી ફરજ પાડવી ન જોઇએ. કુહા બ્રહ્મયુવક-મંડળે જ્ઞાતિવરા મરજીઆત રાખવા માટે ઠરાવ કર્યો છે તે ઘણું પ્રશંસાપાત્ર છે માટે દરેકે જ્ઞાતિવરા ફરજીયાત નહિ રાખવા ઠરાવ કરવો ઘટે છે.

એક જ્ઞાતિજન.

**તંત્રીની નોંધ**—ઉપરના બેઉ રીપોર્ટ પરથી જણાય છે કે આવી અસહ્ય મોંઘવારીના સમયમાં ઉપરોક્ત સંવાયમાં મોટા જ્ઞાતિવરા પાછળ હજારો રૂપીયા ઉરાડી દેવાની ચેષ્ટા હજુ ટકી રહી છે. જ્ઞાતિબંધુઓને ખાવા અન્ન મળતું નથી, ભણી શકે તેવા છોકરાં નિરક્ષર રખડે, જ્ઞાતિના કુધારા અને દુષ્ટ બદીઓથી આખી જ્ઞાતિ હિજરાયાં કરે તે ટાળવા માટે ધનનો વ્યય ન કરતાં ભેગા મળી લાડવા ઉરાડવાની ઘેલછાનો હવે ઝટ અંત આવવો જોઇએ. બારા બાવન જ્ઞાતિના ફંડમાં નો રૂ. આઠ હજાર એકઠા થયાનું પણ સંભળાય છે. તેની સદ્વ્યવસ્થા વિદ્યાર્થી આશ્રમ માટે થવી જોઇએ. આ કાર્ય જ્ઞાતિના નામધારી બડેખાંઓનું નથી પણ કેળવાયેલ ઉછરતા વર્ગનું છે. તેઓએ આવા જ્ઞાતિવરાના ભોજનમાં ભાગ ન લેતાં સામો પ્રબળ પ્રતિરોધ કરવો જોઇએ. અને જ્ઞાતિનું નિકંદન કાઢનારી હિલચાલો અટકાવવા પોતાથી બનતું કરવું જોઇએ. જો તેઓ આવો પ્રયાસ નહીં કરે તો ને માત્ર જૂના રૂઢીરક્ષકોના હાથે જ્ઞાતિનો ઉદ્ધાર થવાની આશા રાખી બેસશે તો ઉન્નતિ કદાપિ થઇ શકવાની નથી.

**ચીલીમોરા સંસ્કૃત પાઠશાળા**ની પરીક્ષા માગશર વદી ૬ ને રવીવારે ગણદેવીકર શાસ્ત્રી દિનમણિશંકર રામચંદ્ર તથા ભટ્ટ નિર્ભયરામ કૃષ્ણરામ એ બે ગૃહસ્થોએ મળી લીધી હતી. એકંદરે વિદ્યાર્થીઓના અભ્યાસ તથા

શાળાની વ્યવસ્થા બદલ ઉભય પરીક્ષકોએ પોતાનો સંતોષ જાહેર કર્યો હતો, અને છાત્રોને પ્રાસંગિક પ્રોત્સાહન પણ આપ્યું હતું.

**કુહા કઠવાડાના સમાચાર**—કુહા પાઠક છગનલાલ વિધારામે ગંગાપૂજન કરી બ્રહ્મભોજનમાં રૂ. બે હજાર ખર્ચ્યા છે. ચુનીલાલ ગિરધરના, શનાભાઇ મગનના, અમૃતલાલ જગજીવનના, ને જગજીવન ત્રિકમના દીકરાનો, અને કેશવલાલ હરીભાઇના મોટા દીકરાના વિવાહ અનુક્રમે ભાવડાના પરશુરામને ઘેર પહાડાના મણિલાલ ભટ્ટને ઘેર, આતરસુંબાના અંબાલાલ જોશીને ઘેર, કુહાના પંડ્યા મણિલાલ ભાઇશંકરને ઘેર ને કુહાના ગોર સોમનાથ મૂળજીને ઘેર થયા છે. ભટ્ટ મણિલાલ ભાઇશંકરે પણ એ દિવસ બ્રહ્મભોજન કરાવી રૂ. બે હજાર ખરચ્યા છે. "બ્રહ્મયુવક મંડળે" સ્વદેશી વસ્ત્ર વાપરવાનો ઠરાવ કર્યો છે. કઠવાડા દલસુખરામ વિરેશ્વરે તથા મનસુખ મયારામે બાવીશીને બોલાવી રૂપીઆ બે હજાર ખરચ્યા છે. ગોર મનસુખરામ મોતીરામ પાંચા જ્ઞાતિમાં દાખલ થયા છે.

**અવસાન** – જલાલપોર વૈદ્ય ઉમીયાશંકર પ્રાણશંકરનાં માતુશ્રી ગંગાસ્વરૂપ કાશીબાઇ મુંબઇમાં તા૦ ૨-૧-૨૩ ના રોજ **તથા નવસારી** શુક્લ મંછારામ આદિત્યરામ પોષ સુદી ૧૨ ને જવીવારે સ્વર્ગવાસી થયા છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

મોઢ માર્તણ્ડ કાર્યાલય.

શાળાની વ્યવસ્થા બદલ ઉભય પરીક્ષકોએ પોતાનો સંતોષ જાહેર કર્યો હતો, અને છાત્રોને પ્રાસંગિક પ્રોત્સાહન પણ આપ્યું હતું.

**કુહા કઠવાડાના સમાચાર**—કુહા પાઠક છગનલાલ વિદ્યારામે ગંગાપૂજન કરી બ્રહ્મભોજનમાં રૂ. બે હજાર ખર્ચ્યા છે. ચુનીલાલ ગિરધરના, શનાભાઇ મગનના, અમૃતલાલ જગજીવનના, ને જગજીવન ત્રિકમના દીકરાનો, અને કેશવલાલ હરીભાઇના મોટા દીકરાના વિવાહ અનુક્રમે બાવડાના પરશુરામને ઘેર, પહાડાના મણિલાલ ભટ્ટને ઘેર, આતરસુંબાના અંબાલાલ જોશીને ઘેર, કુહાના પંડયા મણિલાલ ભાઇશંકરને ઘેર ને કુહાના ગોર સોમનાથ મૂળજીને ઘેર થયા છે. ભટ્ટ મણિલાલ ભાઇશંકરે પણ બે દિવસ બ્રહ્મભોજન કરાવી રૂ. બે હજાર ખરચ્યા છે. "બ્રહ્મયુવક મંડળે" સ્વદેશી વસ્ત્ર વાપરવાનો ઠરાવ કર્યો છે. કઠવાડા દલસુખરામ વિશ્વેશ્વરે તથા મનસુખ મયારામે બાવીશીને બોલાવી રૂપીઆ બે હજાર ખરચ્યા છે. ગોર મનસુખરામ મોતીરામ પાછા જ્ઞાતિમાં દાખલ થયા છે.

**અવસાન**—જલાલપોર વૈદ્ય ઉમીયાશંકર પ્રાણશંકરનાં માતુશ્રી ગંગાસ્વરૂપ કાશીબાઇ મુંબઇમાં તા૦ ૨–૧–૨૩ ના રોજ તથા નવસારી શુક્લ મંછારામ આદિત્યરામ પોષ સુદી ૧૨ ને જીવારે સ્વર્ગવાસી થયા છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો.

મોઢ માર્તણ્ડ કાર્યાલય.

( ૭ ) કારણ કે:—તે સમસ્ત હિંદમાં વિવિધ સ્થળે પથરાએલી આખી મોઢ કોમનાં વસ્તિપત્રકો પ્રકટ કરી સમસ્ત મોઢ કોમને એક ઝુંડા નીચે લાવવા તેઓને પરસ્પર ગાઢ પરીચયમાં લાવે છે.

( ૮ ) કારણ કે:—તે માલવીય મોઢ ભાઈઓ માટે અવનવાં હીંદી કાવ્યો વાર્તાઓ અને લેખો દ્વારા તે પ્રદેશમાં વસ્તી હીંદી ભાષા જાણનારી મોઢ કોમની પણ એક સરખી સેવા બજાવ્યાં કરે છે.

( ૯ ) કારણ કે:—તે ભાવપૂર્ણ મધુરાં કાવ્યો તથા ધાર્મિક નૈતિક અને ઉન્નતિમૂલક ઉચ્ચ કોટીના લેખો પ્રકટ કરવાની ખાસ કાળજી ધરાવે છે

(૧૦) કારણ કે:—તે અનેક સુબોધજનક સંસ્કારી વાર્તાઓથી અને શાસ્ત્રીય ગંભીર લેખો દ્વારા જ્ઞાતિનો સડો દુર કરી જ્ઞાતિના આશાજનક ઉછરતા યુવકવર્ગને સત્પથે દોરે છે

(૧૧) કારણ કે:—તે એકલી જ્ઞાતિની જ નહીં, પણ આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષો અને બાલકોપયોગી એવા અવનવા લેખોની રસમય ચુંટણીથી સમાજ અને સાહિત્યની સેવા પણ સાથે સાથે બજાવે છે

(૧૨) કારણ કે:—આ તમામ સેવાઓ ઉપરાંત તે દીપાવલીના માંગલિક પ્રસંગે મનને આનંદ અને બોધ આપે તેવા ઉત્કૃષ્ટ પંકિતના અનેકવિધ વિદ્વાનના લેખો અને ચુનંદાં કાવ્યો સાથે સાંપ્રત રાષ્ટ્રીય પ્રવૃત્તિને અનુરૂપ ચિત્રો સહિત સો ઉપરાંત પૃષ્ટનો રૂપીઆ એકની કીંમતનો દળદાર સુંદર સચિત્ર અંક મફત આપે છે.

પ્રિય પાઠક ગણ! આવા આવાં કારણો તો અનેક છે માટે મોઢ કોમના આવા સુવર્ણમય સાહિત્યને સંગ્રહી રાખવા તેના ગ્રાહક થવા આજેજ નીચેને ઠેકાણે પત્ર લખો, અને તમારા સર્વ સ્નેહી સંબંધી અને મિત્રવર્ગને પણ ગ્રાહક થવા ખાસ ભલામણ કરવા ન ચુકો.

કાંદાવાડી, માધવભુવન — પ્રભાશંકર જયશંકર પાઠક.

મુંબઇ નં. ૪ — અધિપતિ–મોઢ માર્તણ્ડ.

# લેખકોને સૂચનાઓ.



મોઢ સંજ્ઞા ધારી દરેક બંધુને આ માસિક માટે લેખો લખી મોકલવા છુટ છે. અન્ય જ્ઞાતિના સારા લેખકોને પણ સ્થાન મળશે.

લેખ મોકલનારે કાગળની એક બાજુ હાંશીઓ પાડી શુદ્ધ અક્ષરે શાહીથી પોતાના નામ ઠેકાણા સાથે લેખ લખી મોકલવો. અધુરો લેખ સ્વીકારાશે નહીં.

વગર સહીના લેખો પર ધ્યાન અપાશે નહીં. પોતાનું નામ બહાર પાડવા નહીં ઇચ્છનારે પણ અમારી ખાનગી જાણ માટે પોતાનું ખરૂં નામ ઠેકાણું લખવું પડશે.

સહી વગરના અને તંત્રીની સહીના લેખો માટે તંત્રી જોખમદાર છે. બીજાની સહીવાળા તથા મથાળે "મળેલું" લખેલા લેખો માટે લેખક જવાબદાર છે.

આવેલા લેખો પૈકી યોગ્ય લાગશે તે લેખો સવડ પ્રમાણે લેવાશે. નહીં લેવાયેલા લેખો પાછા મોકલવા તથા ન લેવાનાં કે મોડા પ્રકટ કરવાનાં કારણો બતાવવા અમે બંધાતા નથી.

તાત્કાલિક લેવાના લેખો જે માસમાં તે પ્રસિદ્ધ કરાવવા હોય તેના આગલા માસની તા. ૧૫ મી સુધીમાં મોડામાં મોડા અમને મળે તેમ મોકલી આપવા.

લેખની જોડણીમાં સુધારો કરવા, લેખમાં જરૂર લાગે તો યોગ્ય ફેરફાર કરવા, તેમજ તે પર સ્વતંત્ર ટીકા કરવાનો અમને અધિકાર રહેશે.

દરેક પ્રકાર ( જવાબ ટીકીટ બીડી હશે તોજ મળશે.

સત્યદારી લેખો, વ્યક્તિગત ટીકાવાળા, કોઇની લાગણી દુખાય તેવા, અને જ્ઞાતિમાં વિખવાદ ઉત્પન્ન કરે તેવા લેખને સ્થાન મળશે નહીં.

જ્ઞાતિ બંધુઓનાં જાણવાજોગ લગન, મરણ, જનોઇ, બદલી, પ્રોમોશન પરીક્ષાપાસ, પરદેશગમન વીગેરે ખાસ મહત્વના બનાવોની જ્ઞાતિ સમાચારની નોંધને તાત્કાલીક સ્થાન મળશે.

જ્ઞાતિના દુષ્ટ રીવાજથી, કેળવણીને અભાવે, ઘણ ઉમર કે કેળવણીન કજોડાંના કષ્ટથી, કે એવાજ અન્ય સાંસારિક બંધનોથી પીડાતી સ્ત્રીઓ તેમજ પુરૂષોની આપવીતી ને પરવીતી વાતો ગુપ્ત નામથી ખુશીથી પ્રકટ કરીશું.

વિવિધ પ્રદેશમાં પ્રચલિત ઐતિહાસીક જુની વાતો દુહા સોરઠા ને છંદનાં જુના કંઠસ્થ સાહિત્યને આનંદથી સ્થાન આપીશું.

કોઇ માસનો અંક તે માસ પછીની ૧૦ મી તારીખ સુધીમાં ન મળે તો ગ્રાહકે અમને લખી જણાવવું.

માગીકને લગતો મથળો પત્રવ્યવહાર નીચેને શીરનામે કરવો.


કાંદાવાડી માધવ ભુવન
મુંબઇ—૪.

પ્રભાશંકર જયશંકર પાઠક.
અધિપતિ—મોઢ માર્તંડ.

પ્રકાશ ૫ મો. ] [ પ્રભા ૨ જી.

ફેબ્રુઆરી. સને ૧૯૨૩.

# मोढ मार्तण्ड.

( शार्दूलविक्रीडित. )

विद्वद्वृन्दमनोमहोत्पलसमुल्लासाय निःशेषतो
हृत्संविष्टविपुष्टदुष्टतमसां ह्रासाय सत्संहताम् ।
भासाय प्रणयोदयोदयगिरौ विद्योदिताय प्रभो
मार्तण्डोऽयमुदेति मोढविदुषां मोदाय वन्द्यो जनैः ॥

વિદ્વાનોના મન રૂપી કમળને સંપૂર્ણ રીતે ખીલવવા, હૃદયમાં પ્રવેશી ગયેલા અજ્ઞાન રૂપી ગાઢ અંધકારને દુર કરવા, સજ્જનોને પ્રખ્યાતિમાં લાવવા, અને સમસ્ત મોઢ જનસમાજને આનંદ આપવા માટે વંદન કરવા યોગ્ય મોઢ કોમનો આ ઝળહળતો માર્તણ્ડ સ્નેહ રૂપી ઉદયાચલ ઉપર ઉદય પામે છે.

वे. शा. सं. स्व. शास्त्रीजी करुणाशंकर प्रभुजी-भावनगर.

પ્રકાશક અને અધિપતિ
પ્રભાશંકર જયશંકર પાઠક.
કાંદાવાડી; માધવભુવન, મુંબઇ—૪.

વાર્ષિક લવાજમ રૂા. ૨ અગાઉથીજ ] [ છુટક નકલના આના પાંચ.
સ્ત્રીઓ વિદ્યાર્થીઓ અને લાયબ્રેરીઓ માટે રૂા. ૧.

# અનુક્રમણિકા.

## સંસ્કૃત કાવ્યો.



## ગુજરાતી કાવ્યો.



## ચારિત્ર્ય.



## મોઢોત્પત્તિ ઇતિહાસ.



## હીંદી પ્રહસન.



## સોરઠનું સાહિત્ય



## સાંસારિક વાર્તા.



## મંડળોની હિલચાલો ને જ્ઞાતિ સમાચાર.



## સુભાષિત.



---


મુદ્રક—પ્રભાશંકર જયશંકર પાઠકે મુંબઇમાં ૩ ઠાકોરદ્વાર રોડ પર
પોતાના પુરદર્શ પાઠક પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું:
પ્રકાશક—પ્રભાશંકર જયશંકર પાઠક, ઠાકોરદ્વાર માધવબાગ મુંબઈ–૪
તા. ૬-૬-૨૭.

માર્તંડના મુખ્ય મંત્રો–સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.




ઉત્તમ અને આત્મિક માસિક.

હરિગીત.

નિંદા ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણ થાતું છો નકી;
પણ ધીર પાછું ના ભરે, ડગ ન્યાય કેરા માર્ગથી.

પ્રકાશ ૫ મો ]　　ફેબ્રુઆરી ૧૯૨૩.　　[ પ્રભા ૨ જી.

## मार्तण्ड स्तुतिः

चित्रं देवानामुदगादनीकं
चक्षुर्मित्रस्य वरुणस्याग्नेः ।
आप्रा द्यावा पृथिवी अन्तरिक्षं
सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥

ઋગ્સંહિતા ૧, ૮, ૭, ૧. યજુઃ સંહિતા ૭-૪૨.

પૂજ્ય એવાં કીરણોનો સમૂહ કે જે મિત્ર વરૂણ અને અગ્નિને પ્રકાશિત કરે છે તેનો ઉદય થયો. આ સૂર્ય, કે જે ઉદય પામીને પોતાનાં તેજવડે પૃથ્વી અંતરિક્ષ અને સ્વર્ગને ભરી દે છે, તથા જે સૂર્ય સ્થાવર જંગમ પ્રાણીઓનો જીવન દાતા છે તેનું હમો ધ્યાન કરીયે છીએ.

# पतिव्रता

( वसंततिलकावृत्तम् )

सद्वंशजा परममङ्गलमार्गलीना,
सत्यादरा पतिपदाम्बुजचञ्चरीका ।
औदार्यदर्शनविधौ नियमावधाना,
सा कामिनी कुलहिताय मता महद्भिः ॥ १ ॥

या प्रेयसि व्यसनवारिधिमध्यलीने,
दुःखे विरुद्धसमये पतिते विषादे ।
धैर्यं निधाय हृदयेऽविगणय्य कष्टं,
सद्भावतस्तमनुगच्छति सा कुलीना ॥ २ ॥

दुःखं निजं मनसि धीरतयाऽवरुध्य,
या मोदते पतिपदाम्बुजदर्शनेन ।
काले स्वनाथमविकाय पुलाकतुल्यं,
स्वात्मानमेव कुरुते चरणोपहारम् ॥ ३ ॥

खिन्ना न या चिरपरिश्रमसेवनेन,
प्रेयोहिते कुशलकार्यवहा प्रयोगे ।
शुश्रूषया परमया निजनाथमेवं,
संतोषयत्यनिशमुज्ज्वलमानसा सा ॥ ४ ॥

मित्रेषु माननियमोऽरिषु शोकशङ्कि,
पत्युः प्रसादनविधौ विविधावधाना ।
दौर्जन्यदिग्धहृदयेषु सदावमानी ।
धन्या पतिव्रतसुखं युवतिर्बिभर्ति ॥ ५ ॥

सा कामिनी युवतिमण्डनमौलिभूता,
सत्कारमाननियताऽस्वजनेषु नित्यम् ।
शिक्षासु द[illegible]दया जनवाददीना,
कल्याण धीमय [illegible] ॥ ६ ॥

नाये पराग् वदनशालिनि रोषयुक्ते
सन्मानमाचरति या सदसद्विवेका ।
लुण्टाकुकण्टकसमुच्चयसंगहीना,
धन्या रमा विजयते भुवनैकमव्या ॥ ७ ॥

नाये रतिः परममानमतिः सखीषु
सौजन्यमिम्यनिवहेषु भ्रनेषु भावः ।
शीलं सदा गुरुषु भृत्यजने विवेक,
एवं विधासु कुशला कुलकामिनी सा ॥ ८ ॥

साहित्यतीर्थ कवि पोपटलाल शर्मा.

## बालपुष्पो

(મન્દાક્રાન્તા.)

પુષ્પો વ્હાલાં ! મુદિત મનનાં
સ્નેહઘેલાં તમ્હે છો !
હૈયા કેરા સુખદ વિમળાં,
હાર રૂડાં તમ્હે છો !

આવે જ્યારે રસિક જનડાં
કો તમારી સમીપે,
ખીલી આપો, સ્મિત કરી સદા
સ્વાગત સ્નેહ ભાવે !

રેડો મીઠી સુયશ સરખી
ગન્ધ થંડા સમીરે !
આપો શાન્તિ પથિક જનની
નાસિકાને સદાએ !

ખીલો વ્હાલાં ! સતત ખીલજો,
દીવ્ય આ કુંજ માંહે !
પામો વૃદ્ધિ રમણ કરતાં
મ્હેલ ને દીન દ્વારે !

વીર.

સન્ત કુંજ.

## शिशु जननां हृदय

( હરિણી. )

( ૧ )

સરળ મધુરાં સ્નેહે ભીનાં, અનુપમ નિર્મળાં,
દુષણ વિણનાં ભોળાં પ્રેમી, રમૂજ ભર્યાં ખરાં;
કુદરત તણા ઉત્સંગે કે, જગન્મય વાડીમાં,
ભ્રમર સરખાં ખેલતાં હા ! શિશુ જનનાં હૃદાં !

( ૨ )

નવિન નવલું જોવા, લેવા અખંડિત તત્પરાં,
અલિખિત પત્રો જેવાં કોરાં અઘોતજ મોતી શાં !
અપ્રકટ (વિના સંસ્કારોથી, અમૂલ્ય મણિ સમાં,
મૃદુલ કુળડાં જેવાં કુણાં શિશુ જનનાં હૃદાં!

( ૩ )

અરુણ સરખાં આનંદી એ પ્રવાસી પ્રભાતનાં,
અવિહિત પથો કેરી સ્હેતાં જરી પ્રતિકુળતા,
તદપિ મથતાં જ્ઞાતા થાવા, અભેદ રહસ્યનાં,
ગમન કરતાં ધીરે ધીરે, પરસ્પર સાથમાં.

( ૪ )

લળતી કુમળી ડાળી જેવી, વળે જ્યમ વાળતાં,
સરસ નરસી છાપો જેવી, પડે જ્યમ પાડતાં;
કુસુમ કલિકા પ્રીતે પોષી, ખીલે જ્યમ ખીલતાં,
ત્યમ ખિલવવાં હોંશે હેતે, શિશુ જનનાં હૃદાં.

પ્રભાશંકર જયશંકર પાઠક.

## मोहन वंसी

અમારો એક નિશ્ચય છે, અમારા દેશને માટે;
શિખાવે બંસી "મોહનની" અમારા દેશને માટે. ૧

હૃદયમાં એજ બંસીના, ધ્વનિથી આત્મબળ જાગ્યું;
ગયો પડદો ખસી કોરે, અમારા દેશને માટે. ૨

અમારાં દુઃખનાં વાદળ, વિખેર્યાં બંસીના નાદે;
પ્રકાશ્યો સુખનો સુરજ, અમારા દેશને માટે. ૩

અજબ "મોહનતણી" બંસી, કરે છે દેશનું કીર્તન;
ગજાવે સત્યના નાદો, અમારા દેશને માટે. ૪

અમારા નિત્ય પાઠોમાં, જપીશું મંત્ર "મોહનના;"
પૂજીશું મૂર્તિ "મોહનની" અમારા દેશને માટે. ૫

વિરોધિનાં હૃદય ગગળ્યાં, સુણીને નાદ બંસીનો;
બનાવ્યા કાયદા કૌળા, અમારા દેશને માટે. ૬

અમે સૌ હિન્દ માતાના, તનુજો હિન્દ ભ્રાતાઓ;
નથી કંઇ ભેદને ગણવો, અમારા દેશને માટે. ૭

અમો સમજ્યા છીએ મનમાં, લખાયું મોત છે નક્કી;
હવે "સત્યાગ્રહે" મરશું, અમારા દેશને માટે. ૮

અમારૂં ધ્યેય "મોહન છે", અમારૂં ગેય "મોહન છે;"
અમારૂં શ્રેય "મોહન છે" અમારા દેશને માટે. ૯

બધા અંતર તણા પડદા, ગયા અંતર તજી નાશી;
સહુ અંતર થયા આજે, અમારા દેશને માટે. ૧૦

જપીશું જાપ "મોહનના" મધુરા નામના નિત્યે;
સદા એ ગંગમાં ન્હાશું, અમારા દેશને માટે. ૧૧

શાસ્ત્રી અમૃતલાલ ત્રીકમજી આચાર્ય.

---

દેશને બદલે દેહને એવો ફેરફાર કરી વાંચવાથી પણ વાચકને કંઇક અદ્વૈતજ ભાવ જણાશે.

## પ્રભુ શું પૂછશે ?

(ભુજંગી વૃત્ત.)

તમોએ કહો બંગલા કયાં બનાવ્યા ?
કહો કેટલા લાખ ગાંઠે જમાવ્યા ?
ચલાવી તમે કેટલી છે દુકાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૧

કઈ જાતના પે'રતા બુટ જોડા ?
કહો મોટરો કેટલા ઘેર ઘોડા !
હશે કેટલા બાગ ને બંગલાઓ ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૨

તમે કેટલી રોજ ચીરૂટ ફુંકી ?
તમે કેટલી વાપરી ચાય ભુકી ?
તમે ચાવતા કેટલાં રોજ પાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૩

કઈ જાતના બાળતા ઘેર લેમ્પો ?
કઈ જાતની વાપરો હેટ કેંપો ?
હતો 'ડ્રેસ' કેવો કહો ! પે'રવાનો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૪

તમે કેટલી ભાઈ ભાષા ભણ્યા છો ?
બી એ એમ. એ. એમ, ડી. શું થયા છો ?
મળ્યો ચાંદ જે પી. કે સી. આઈ ઈ. નો ?
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૫

ન હિસાબ મ્હેની લૈયા, નોકરોનો,
દુશાલા ઝગી શાલ શેલાં બધાંનો;
હીરા મોતીના લેડીને દાગીનાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૬

તમે કેટલાં નાટકો ખેલ જોયા ?
પુના–રેસમાં કેટલા દામ ખોયા ?
બનાવ્યા ઘરોના નવા જે પલાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૭

ઉન્હાળે ફર્યે ગામ આરામ લેતા ?
પ્રવાસે કયા વર્ગનો પાસ લેતા ?
દીધી કેવી મીજબાનીઓ મહેરબાનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૮

મુલાકાત લીધી કયા હૉટલોની !
બહુ ભાંગી ત્યાં ગરદનો બાટલોની !
કર્યો ખુરદો સેન્ટની શીશીઓનો,
પ્રભુ તે તમોને નથી પુછવાનો. ૯

કરી કેટલી વાર શેઠેજ શાદી !
થઈ પેટમાં કેટલી વાર બાદી ?
ન યાદી છીયાં છોકરાંની જ માનો,
પ્રભુ તે તમોને નથી પૂછવાનો. ૧૦

કહો કેટલાં દીનને દાન દીધાં ?
કહો કેટલાં ધર્મનાં ધામ કીધાં ?
બચાવી દુઃખી જીવડાઓની જાનો ?
તમોને પ્રભુ તે ખરે પૂછવાનો. ૧૧

ઋષિમુખ, પુસ્તક ૩, અંક ૨–૩.

## ગામડીઆઓને મુંબઈની લગની.

(ગઝલ.)

પ્રવાસી ગામડાં ગામે, ઝંપીયે ડોશીઓ દેખી;
પૂછેલા એમને પ્રશ્નો, પુરૂષ સંખ્યા કમી પેખી.

પ્રવાસીને મળ્યા ઉત્તર, 'ગયા છે શેઠ મુંબઈમાં;
અમારા જેઠ પણ જઇને, કરે છે વેઠ મુંબઈમાં.

દીયરજી દોઢીયાં માટે, દીયે છે દોટ મુંબઈમાં;
કુવા ફેરી તણો ધંધો, કરે છે કોટ મુંબઈમાં.

ચચાને ચાહની હૉટલ, પિતાજી પાન વેચે છે;
ખપાવા વેચતાં બૉટલ, જમાઇ જોષ જોવે છે.

ભલાભાઈ ભૂલેશ્વરમાં, જઈ ઉપદેશ આપે છે;
મળે જે દાન એનાથી, ક્ષુધાનું દુઃખ કાપે છે.

બનેવી માટલાં માંડી, પરબનું પાય છે પાણી;
લખે નણદોઈ નામું ને, ધણીજી ભૂંજતા ધાણી.

ગલ્લીમાં ગાંઠીયા વેચે, કુશળ કંદોઇ છે કાકા;
અને માર્કેટમાં મામો, ગણે કાપડ તણા તાકા.

કરે છે શેરનો સટ્ટો, ભણેલો ભાણેજ મુંબઈમાં;
નથી પુતરજીનો પત્તો, હશે મોવાલી મુંબઈમાં.

ઘણા તો રાંધણા રાંધી, કફોડી જીંદગી કહાડે;
છતાં પણ "આંધળી ભેંશો, તણું છે મોઢવું" મુંબઈ.

નથી ત્યાં સાથરો સૂવા, નથી ઘર બારનો પત્તો;
ઘણા તો ઓટલે સૂતા, ગીલીચ, ગંધાય જ્યાં લત્તો.

મરે, મંદવાડ વેઠે છે, છતાં જોતા નથી જાગી;
બીજા ધંધા પડ્યા બહોળા, છતાં મુંબઇની લે' લાગી,

જરૂર ધનવાન. વિદ્યાવાન, માટે સ્થાન સારૂં છે;
પરંતુ દુર્બલાં માટે, નરકથી એ નઠારૂં છે.

ગયા છે ગ્રામ્ય ઉદ્યોગો, પડ્યાં છે ખેતરો ખાલી;
પરંતુ છે પવન વાયો, જે મુંબઈની લગન લાગી.

(ગુજરાતી તા. ૧૭-૧૨-૨૨) બાલ.




( ગતાંકના પૃષ્ટ ૩૮ થી ચાલુ. )

## સાધુનો ધર્મ સત્યપ્રિયતા છે.

જેટલો સત્યપ્રિયતાનો અભાવ હોય છે, તેટલોજ સુજનતાનો હ્રાસ થાય છે. સત્યપ્રિયતા સમાજને માટે એક એવું ઉત્તમ બંધન છે કે જેથી સમાજની ઘણી ખરી નિવિઘ્નતાં દૂર થઇ જાય છે. માત્ર અસત્ય ન બોલવાના ભયથીજ સંસ્થાનો અતિ ઘણો સુધારો થઇ શકે છે. કિંતુ ઘણા લોકોને મ્હોડેથી આમ સાંભળવામાં આવે છે કે ખોટું બોલ્યા વિના કામ ચાલતું નથી. પાઠશાળાઓમાં શિક્ષકોની પાસે સજા પામવાના ડરથી વિદ્યાર્થી ગણ, ઘરમાં મા બાપ અને અન્યાન્ય ગુરૂજનોથી ધિક્કાર્યો જવાના ભયથી છોકરા અને છોડીઓ, સ્વામીના ડરથી સેવક, અને સમાજની નિંદા અને લોકલજ્જાના ભયથી સંસ્થામાં માણસો અસત્ય બોલવાનું અંગીકાર કરે છે. હવે આમ વિચારવું જોઇએ કે ઘરઘરમાં વ્યાપી જનારા આ મિથ્યા ભાષણનું મૂળ શું છે ! આનું મૂળ ડર છે. ડરી જવાથીજ લોકો અસત્યનો આધાર લે છે. ભીરૂતા અને કાયરતા સિવાય આ મિથ્યા ભાષણનું મૂળ શું છે ! આનું મૂળ ડર છે. ડરી જવાથી જ લોકો અસત્યનો આધાર લે છે. ભીરૂતા અને કાયરતા સિવાય આ મિથ્યા ભાષણનું બીજું શું કારણ કહી શકાય તેમ છે ! કેટલાએક સામાન્ય ગુણોના અભાવથી આ જાતે દોષ ઉત્પન્ન થાય છે. વગર વિચાર્યે જ્યારે કોઇ અનુચિત કર્મ કરી બેસે છે, ત્યારે તેને ભય થાય છે. તે વખતે ને વિચારે છે કે દોષ કબુલ કરવાથી હું દંડાઇશ, ને ઘરનાં માણસો મારા પર ક્રોધ કરશે. આડોશ પાડોશના માણસો મને તિરસ્કારની નજરે જોશે અને તેથી પણ વળી મને કેટલાંએ દુઃખ ભોગવવાં પડશે. એવી સ્થિતિમાં શું કરવું જોઇએ ! પોતાનો દોષ કબુલ કરીને દંડ પામવું ઉચિત છે કે અસત્યના આધારથી પોતાનો દોષ છુપાવીને ઉદ્ધાર પામવું ઉચિત છે ! કોઇ તો તે અપરાધી વ્યક્તિને આમ સલાહ આપશે કે જો એક બે ખોટી વાતો બોલવાથી સઘળું સંકટ મટી જાય તો ખોટું બોલવામાં અડચણ જ શું છે ! પણ શુદ્ધ ચરિત્ર વાળા કહેશે કે

અપરાધી પોતાના દોષને છુપાવીને એકવાર કોઇ રીતે બચી શકે છે, કિંતુ તેજ ઘડીથી તેના ભવિષ્યના શુભ સંકલ્પની આશા સર્વદાને માટે લુપ્ત થઇ જાય છે. પોતાના અપરાધજનિત સંકટથી રક્ષા પામવાને માટે વારંવાર તેને ખોટું બોલવું પડે છે. હૃદયના ઉચ્ચ ભાવ સર્વ એક એક કરીને નીકળી જાય છે. તેથી ઉલટું પોતાના દોષને સ્વીકારી લેવાથી સત્યવાદીનો દંડ જરૂર થાય છે, કિંતુ સત્યના પ્રભાવથી તેનું હૃદય તે દંડના પ્રમાણમાં અધિક ઉન્નત થાય છે. તેના મનમાંથી સઘળો ભય ભાગી જાય છે. ને તેને ખોટું બોલવાને માટે ફરી કદી લલચાવું પડતું નથી. કિંતુ જે લોકો મિથ્યાવાદી છે તે સદૈવજ ભયભીત રહે છે. તેનું હૃદય ઉદ્વિગ્ન રહે છે. તેના મનમાં આપોઆપજ ગ્લાની થતી રહે છે. તે કૌટિલ્ય ધારણ કરીને નીચામાં નીચાં કર્મ કરવા મંડી જાય છે. બહારથી તે ભલે ઐશ્વર્યશાળી જોવામાં આવે પણ અંદરથી તે તદ્દન બેચેન રહ્યા કરે છે. તેમના મનમાં શાંતિ, હૃદયમાં સાહસ, બોલીમાં સ્પષ્ટતા, અને દૃષ્ટિમાં તેજ ભરેલું રહે છે. સભ્ય સ્થાનમાં તેનો આદર થાય છે. સારા ગુણોથી પ્રતિષ્ઠા સર્વ સમયમાં સર્વ દેશોમાં થાય છે. સત્ય ભાષણ એક એવો પ્રધાન ગુણ છે કે જે તે ધારણ કરવાથી મનુષ્ય માત્ર ગૌરવાન્વિત થઇ શકે છે. જે અસત્ય સેવી છે તે કોઇપણ કાળે વડાઈ પામી શકતાં નથી.

જે સર્વ ગુણોની જ્યોતિથી સંસાર જગમગી રહેલ છે તે ગુણોને પ્રાપ્ત કરવાનો અભિલાષ કોને થશે નહીં ! તે સર્વ ગુણોને કોઇ એક સાથેજ પ્રાપ્ત કરી લેવા ધારે તો તેમ કદી થઇ શકશે નહીં. પણ હા, એક એક ગુણનો અભ્યાસ કરીને લોકો ગુણોથી પોતાને અલંકૃત કરી શકે છે. અવગુણ અનાયાસે જ પ્રાપ્ત થાય છે. કિન્તુ ગુણ વિશેષ સાધનનું ફળ છે. તેમ જો ગુણોને સંગ્રહ કરવા ધારો તો તેનો સુગમ ઉપાય આજ છે કે સૌથી પ્રથમ તમે સત્યનો આધાર લો દૃઢતા પૂર્વક પ્રતિજ્ઞા કરો કેઃ—" હું અસત્ય કદિ બોલીશ નહીં. " બસ, એક સત્યનો આશ્રય ગ્રહણ કરવાથીજ બીજા જેટલા ગુણ છે તે સર્વ આપોઆપ આવીને તમારો હાથ પકડશે.

એક મહાન્ વિદ્વાન મહાત્માનું કથન છે કે "જ્ઞાનજ શક્તિ છે." હવે જ્ઞાનનું સ્વરૂપ સત્ય છે, અને અજ્ઞાનનું સ્વરૂપ અસત્ય છે. આ સિદ્ધાંતાનુસાર સત્ય અને શક્તિમાં કાંઇ ભેદ રહ્યો નહીં. જેનામાં જેટલાં સત્યનો ભાગ છે તે તેટલોજ શક્તિમાન્ છે. સંસારમાં જેટલાં અનિષ્ટ સંઘટિત થયાં છે, થઇ રહેલાં છે, અને થશે, તે સર્વનું કારણમાત્ર એક સત્યની હ્રાસતાજ છે. એકવાર ભારતવર્ષની વાતજ વિચારી જુઓ. આ ભારતમાં જ્યારે સત્યનું સન્માન હતું. સર્વના આચાર વિચાર વિશુદ્ધ હતા, છળ કપટને લોકો મહા પાપ સમજતા હતા, સારે ભારતમાં શક્તિ સમૃદ્ધિ અને સુખ હતાં. જેમ જેમ

સત્યનો હ્રાસ થવા મંડ્યો, તેમ તેમ ભારતવાસી આર્યગણ શક્તિહીન થવા મંડ્યા. હાય ! પ્રાચીન ભારતની સત્યપ્રિયતા, સ્વધર્મનિષ્ઠા, સાધુતા, ધીરતા ને વીરતાની સાથે વર્તમાન ભારતની અસત્યપરતા, દુરાચાર, અશિષ્ટતા, અધિરતા, અને ભીરૂતા આદિની જ્યારે તુલના કરીએ છીએ ત્યારે હૃદય વિદીર્ણ થઇ જાય છે, અને લજ્જાથી માથું નીચું નમી જાય છે. કિંતુ તમે લોકો જો હજી પણ સત્ય વ્રત ધારણ કરીને તમારા ચરિત્રને સુધારશો તો થોડાજ દિવસોમાં વર્તમાન ભારતનાં સમસ્ત કલંકોને મટાડી નાખશો. કેટલાએ વિદેશીઓ કે જેણે આપણા લોકોને બહુ બહુ ગાળો દીધી છે, અને કેટલાએ વિદેશી જે આપણા લોકોની મૂર્ખતા પર હમણા પણ હસે છે અને આપણા લોકો ને તિરસ્કારની નજરે જુએ છે તે લોકો પણ ક્ષમા ભાવ ધારણ કરશે અને તમે લોકોના મહત્વનો પરિચય પામીને વારંવાર તમારી પ્રશંસા કરશે. એટલા માટે સર્વદા સત્ય પાલન કરવાનો દૃઢ સંકલ્પ કરો. સંકટના સમયમાં પણ સત્યનો ત્યાગ ન કરો અને પોતાના દોષ સંતાડવાને માટે કદી અસત્યને તમારી પાસે ફરકવા ન દો. મોકળે મને પોતાના દોષનો સ્વીકાર કરો, પણ ભીરૂતાને ધારણ કરવાનું સ્વપ્નમાં પણ ન સંભારો.

### પોતાના દોષનો સ્વીકાર કરવો એ મહત્વનું લક્ષણ છે.

જેને માનસિક બળ નથી તેજ પોતાના દોષનો સ્વીકાર કરવામાં થરથરે છે, તે આમ નથી વિચારતા કે અપરાધ કબુલ કરવો એ હૃદયની દુર્બળતા નથી પણ હૃદયનું મહત્વ છે. પોતાનો દોષ પ્રકટ કરી દેવાથી જ મનુષ્ય નિર્દોષ થાય છે. તેના મનમાં શાંતિ પ્રાપ્ત થાય છે, ચરિત્ર નિર્મળ થાય છે, અને અપયશને બદલે સુયશ પ્રાપ્ત થાય છે. અનુચિત કર્મ કરીને દોષનો સ્વીકાર કરવો એ સાધુઓનું કામ છે, જે લોકો દોષ છુપાવે છે, તેને ચોર સમજવો જોઇએ જે પોતાના દોષને જેટલી છુપાવવાની પ્રવૃત્તિ કરે છે તેટલોજ તે પોતાને વધારે દોષી બનાવે છે. પોતાના દોષોને છુપાવીને કોઇ સાધુ કહેવરાવી શકતો નથી. સાધુ ત્યારે કહેવરાવી શકાય છે કે જ્યારે તે ખુલ્લે ખુલ્લા રૂપમાં પોતાનો દોષ પ્રકટ કરી દે, અને પોતાના કરેલા દોષો પર પશ્ચાતાપ કરે.

દોષ છુપાવવાને માટે જુઠું બોલવું એ એક દોષ રહેતાં છતાં બીજો દોષ કરવાની બરાબર છે. દોષથી દોષોનો ઉદ્ધાર કદી થઇ શકતો નથી. કાદવથી કોઇ કાદવનો ડાઘ ધોઇ શકતું નથી આગથી કોઇ આગને ઓલવી શકતું નથી, જેવી રીતે આગ ઓલવવાને પાણીની આવશ્યકતા છે તેજ રીતે દોષ દૂર કરવાને સત્યની આવશ્યકતા છે. આ વાતને રૂડી રીતે યાદ રાખો કે એક જુઠાને છુપાવવાને માટે બીજા જુઠાની જરૂર પડે છે. અર્થાત્ જ્યાં મોઢેથી એક વાત જુઠી નાંખી કે તરત ત્યાં બીજું જુઠ આપોઆપ આવીને ઉભું રહે છે. એક જુઠાને માટે કોણ

જાણે કેટલાં જુઠાં બોલવાં પડે છે. એથી ઉત્તરોત્તર દોષનીજ વૃદ્ધિ થાય છે. જેનું ચરિત્ર બગડેલું છે ને જે હૃદયનાં દુર્બળ છે તે પોતાના દોષ છુપાવવાની બહુ કોશિશો કરે છે આજકાલ એવાજ લોકોની સંખ્યા અધિક છે કે જે અહંકારમાં ફુલેલા રહે છે, વ્યાસનોનેજ પોતાનું કર્તવ્ય સમજે છે, અને ભણી ગણીને પણ મૂર્ખાઇનાં કામ કરે છે. કેટલાએક બુદ્ધિહીન તો ગામ ગરાસને માટે, પ્રભુતા પામવાને માટે, ક્ષણિક સુખ ભોગને માટે, અને બીજા પણ અનેક નાના નાના લાભોને માટે પોતાના અમુલ્ય ચરિત્રને કલંકિત કરી બેસે છે.

કેટલાએ લોકો પોતાના દુશ્ચરિત્ર જનિત દોષોને છુપાવવાને માટે બહુ દ્રવ્યનો ખર્ચ કરીને અને વિવિધ પ્રકારના બાહ્યાડમ્બર કરીને સુયશ પ્રાપ્ત કરવાની પ્રવૃત્તિ કરે છે. અને વખતો વખત કૃતકાર્ય પણ થાય છે. કિંતુ સત્ય તે સત્યજ છે. અસત્યની કદિ વૃદ્ધિ થતી નથી, આ નિયમથી તેનાં નામ અને યશ થોડાજ દિવસોમાં લુપ્ત થઇ જાય છે, જેનું આચરણ સારૂં છે તે કાંઇ બાહ્યાડમ્બર ન કરવા છતાં પણ સભ્ય સમાજમાં સમ્માનિત થાય છે, અને સાધારણ માણસોમાં પણ સર્વત્ર તેનાં આદર સત્કાર થાય છે. જેનું આચરણ સારૂં નથી, તે યશના લોભથી અનેક સારાં કામોને કરીને પણ પોતાના દુશ્ચરિત્રનું કલંક દુર કરી શકતાં નથી. તેમના સંબધમાં સર્વ લોકો આમજ કહ્યા કરે છે કે.—"તે કેટલાએ સારાં સારાં કામ કરી ગયો છે ખરાં, કિંતુ તેનું જીવન પવિત્રતાથી રહિત હતું" એવા લોકો જન સમાજમાં ધન્યવાદ અને કૃતજ્ઞતાના પાત્ર થઇ શકે છે, કિંતુ તેમના પર લોકોની શ્રદ્ધા વા ભક્તિ ઉત્પન્ન થતી નથી. હૃદયમાથી કોઇ તેના પર પ્રેમ પ્રકટ કરતું નથી. સુયશનાં કામ કરવા છતાં પણ લોકોની દૃષ્ટિમાં અશ્રદ્ધા અપ્રીતિભાજન અને અપૂજ્ય હોવાનું દુરાચારજ એક માત્ર પ્રધાન કારણ છે. સારા આચરણનો પ્રભાવ કેટલો પ્રબળ છે કે એક સચ્ચરિત્ર પુરૂષની દેખ દેખીથી સમસ્ત જાતથી ઉન્નત થઇ શકે છે. તેવીજ રીતે એક દુશ્ચરિત્રતાના સંસર્ગથી આખું ગામ બગડી જઇ શકે છે. સિદ્ધાત આમ છે કે દુરાચારીનો સમ્પર્ક ઉડતા-ચેપી રોગની પેઠે સર્વથા ત્યાજ્ય છે.

સત્યથી વિચલિત ન થવું એ જેવી રીતે સાધુઓનો ધર્મ છે, તેવીજ રીતે પોતાના દોષના સ્વીકાર કરી લેવો એ સચ્ચરિત્ર પુરૂષોનું પ્રધાન લક્ષણ છે. સ્વર્ગીય ગોવિંદમોહનરાય વિદ્યાવિનોદ આ વિષયમાં આપણા લોકોને આદર્શ સ્વરૂપ થઇ ગયેલ છે. તેમણે પોતાની બાલ્યાવસ્થામાંજ પોતાની તેજસ્વીતા, સત્યપ્રિયતા, અને પોતાના મહત્વનો જે કાંઇ પરિચય આપ્યો છે ને સર્વને માટે અનુકરણીય છે. બાલ્યકાળમાં એક વાર મહાશય ગોવિંદમોહન નાવ પર આરૂઢ થઇને રંગપુર તરફ ચાલ્યા જતા હતા. લોકોનું કથન છે કે તેમને વિદ્યાભ્યાસને માટે તેમના

પિતાની પાસે તેમના કુટુંબી લઈ જતા હતા. તે વખતે રેલ નહોતી. જળ માર્ગે જ લોકો દૂર દૂરની મુસાફરી કરતા હતા. તે વખતે, જે રસ્તો રેલ ગાડીમાં બેસીને લોકો થોડા કલાકોમાં પસાર કરે છે, તે વખતે તે રસ્તાને પસાર કરવામાં કેટલાએક દિવસો લાગી જતા હતા. વહાણના પ્રવાસીઓને તો રસોઈ બનાવવાનું અને ખાવા પીવા આદિનું સર્વ કામ વહાણ પરજ કરવાં પડે છે. રંગપુરના આ નૌકારૂઢ પ્રવાસીઓએ રસ્તામાં ક્યાંઇક ખારવાઓ પાસેથી ઇચ્છા પ્રમાણે માછલીઓ વેચાતી લીધી, તેમાં એક મોટી માછલી જીવતી હતી. ઘરમાં જેવી રીતે લોકોને મન માન્યાં સુસ્વાદ ભોજન મળે છે, તેવી રીતે દુરવર્તી નદીના પ્રથમ પથમાં મળવાનો ક્યાંથી સંભવ હોય! યદ્યપિ નાવનો પ્રવાસ મોટા આરામનો છે તથાપિ સમય અધિક લાગવાના કારણથી લોકોનો જીવ ગભરાઇ જાય છે, અને કેટલીએક વાતોની અડચણ પણ પડે છે. એવા અવસરમાં જો જળ પ્રવાસીઓને કોઈ અભિલાષિત વસ્તુ મળી જાય તો પછી તેમના આનંદની સીમા રહેતી નથી. તે પ્રવાસીઓએ જ્યારથી ઘર છોડયું ત્યારથી એવી મોટી માછલી તેમને કદી મળી નહોતી. એકાએક એવી સારી માછલી મળી જવાથી તે લોકો ઘણાજ પ્રસન્ન થયાં. બાળક ગોવિંદમોહનને તો આ વખતે ખુશીના માર્યાં કુદા કુદ કરી મુકવી જોઇતી હતી. કિંતુ તેના મોઢા પર પ્રસન્નતાનું ચિન્હ માત્ર પણ જોવામાં ન આવ્યું. સર્વ લોકો આનંદમાં ઉછળી રહ્યા હતા. કેવળ તે બાળક વિચારમાં પડ્યો હતો. તેના મનમાં આજ ચિંતા થઇ રહી હતી. આજ વિચારી વિચારીને તે વ્યાકુળ થઇ રહ્યો હતો કે પોતાની ઉદરપુર્તિને માટે લોકો આવડી મોટી માછલીને મારી નાખશે. બાળકે વિચાર્યું " હું મારા હાથથી તો એને મારીશ નહીં. અને રાંધ્યા પછી તેનો સ્પર્શજ કરીશ નહીં, કિન્તુ મારી સન્મુખ લોકો તેને મારીને કકડે કકડા કરી નાખશે. તે હું કેવી રીતે જોઈ શકીશ !" જ્યારે લોકો તે જીવિત મત્સ્યને આમ સમજીને કે ક્યાંઇક ભાગી ન જાય, નીરાપદ સ્થાનમાં રાખીને કોઇ બીજે કામે ચાલ્યા ગયા ત્યારે તે બાળકે તે માછલીને નદીના અગાધ જળમાં મુકી દીધી.

ગોવિંદ મોહન આ વાતને સારી રીતે જાણતા હતા કે તે માછલીજ તે દિવસ સૌના આનંદનું કારણ થઇ રહી હતી, અને તેને પાણીમાં મુકી દેવાથી તે સર્વના ક્રોધભાજન બનશે, તથાપિ માછલીની પ્રાણરક્ષા કરવામાં તેમણે જરા પણ આઘું પાછું કર્યું નહી.

જ્યારે તેમના મોટા ભાઇ અને સાથનાં માણસોએ માછલીની તલાશ કરી અને માછલી ન મળી ત્યારે તે લોકો અધીરા થઇ ગયા. બાળક ગોવિંદમોહને મનસ્વીનો કાંઇ પણ ભય ન કરતાં ચોખ્ખે ચોખ્ખું તે લોકોને કહી દીધું કે "મેંજ માછલીને પાણીમાં બચાડી મુકી છે."

## વીરેશ્વર મુખોપાધ્યાયની ઉદારતા.

ઇસ્વી સન ૧૮૮૮ના ગ્રીષ્મ કાળમાં બસીતર મહમ્મદખાં નામનો એક કાબુલી સોદાગર બંગ દેશથી અફઘાનિસ્તાન પાછા જતી વખતે પંજાબના બન્નુ શાહેરમાં બે ચાર દિવસને માટે રોકાઇ ગયો. શાહેરની બાજુમાં એક મોટો બાગ હતો તેમાંજ તે ઉતર્યો. જ્યારે ત્યાંથી તે પોતાને દેશ જવા મંડયો ત્યારે ઉતાવળમાં તેની રૂપીઆની કોથળી ત્યાં પડી ગઇ. તે કોથળીમાં પાંચ હજાર રૂપીઆ હતા. જ્યારે થોડો આગળ ગયો ત્યારે તે પોતાની પાસે રૂપીઆની થેલી ન જોઇને તે બાગની તરફ દોડતો ચાલ્યો ગયો. રસ્તામાં તેને એક તેર-ચૌદ વર્ષનો બંગાળી બાળક મળ્યો. તે બાળકે તેને ગભરાયલા જેવો જોઇને પૂછયું "શું આપની કોઇ વસ્તુ ખોવાઇ ગઇ છે!" સોદાગરે કહ્યું "મારી રૂપીઆની થેલી ખોવાઇ ગઇ છે." બાળકે તુરત થેલી દેખાડીને કહ્યું:— "આ આપની છે! લો"

કાબુલીએ થેલીના રૂપીઆ બાળકને દેખાડીને પૂછયું "તમારા મનમાં આ રૂપીઆનો લોભ કેમ ન થયો!" બંગાળી બાળકે કહ્યું— "મેં બાળપણથી આવુંજ શિક્ષણ મેળવ્યું છે, કે બીજાના દ્રવ્યને માટીની સમાન સમજવું જોઇએ."

છોકરાની આ વાતને સાંભળીને કાબુલીને ઘણોજ આનંદ થયો.

તેણે પોતાના મનમાં કહ્યું "આવા પુત્ર રત્નને પામીને તેના મા બાપને કોણ જાણે કેટલો હર્ષ થતો હશે!" આખરે સોદાગરે આ મહોપકારના બદલામાં ઇનામ સ્વરૂપ પાંચ રૂપીઆ તેને આપવા ઇચ્છા કરી. છોકરે કહ્યું "મેં આપના ઉપર એવો કયો ઉપકાર કર્યો છે કે જેના બદલામાં હું આપ પાસેથી આ રૂપીઆ લઉં. આપના રૂપીઆ આપને આપી દીધા, તે તો મેં મારા કર્તવ્યનુંજ પાલન કર્યું છે."

ઉકત કાબુલીએ આ વૃત્તાંતને એક અંગ્રેજી વર્તમાન પત્રમાં પ્રકટ કરી દીધું. તેણે પોતાના લેખના અંતમાં લખ્યું છે કે "તે રૂપીઆ મારા ન હતા, મારા માલિકના હતા. જો તે છોકરો રૂપીઆ છુપાવી રાખત તો મારે કેદમાં જવું પડત અને મારા પરથી માણસોનો વિશ્વાસ ઉઠી જાત. તે છોકરાએ મારા પર જે ઉપકાર કર્યો છે તેનું વર્ણન હું શબ્દોમાં કરી શકતો નથી. તેની નિકટ હું મારી કૃતજ્ઞતા કેવી રીતે પ્રકટ કરી શકીશ તે હું જાણતો નથી. તેના સૌજન્યની પ્રશંસા જેટલી કરવામાં આવે તેટલી થોડી છે. હું મારા ઉપર આ પરમોપકાર કરનાર બાળકને આ જીંદગીમાં કદી ભૂલીશ નહી. તેના દીર્ઘ જીવન અને સુખ સંપત્તિ માટે હું સર્વદા ઇશ્વર પાસે પ્રાર્થના કર્યા કરીશ. હું તે બાળકને હૃદયથી આમજ આશીર્વાદ આપું છું કે તે સર્વદા સુખી રહે. કદી તે કોઇ પ્રકારનું કષ્ટ ન પામે અને પ્રત્યેક કામમાં સફળતા પ્રાપ્ત કરે. તે છોકરાનું નામ વીરેશ્વર મુખોપાધ્યાય છે. અને તે બન્નુ જીલ્લા સ્કુલના એન્ટ્રન્સ કલાસમાં ભણે છે."

નૈતિક બળના અભાવનું નામજ ભિરુતા કે કાયરતા છે. સ્કુલોમાં એવા છોકરાઓની સંખ્યા કેટલી હશે કે જે અપરાધ કરીને તેનો સ્વીકાર કરે છે. એવા વિદ્યાર્થી કેટલા હશે કે જે દંડ પામવાની વાત જાણ્યા છતાં પણ પોતાના અપરાધને પ્રકટ કરવાનું સાહસ રાખે છે. જો તમારા મનમાંથી ભિરુતા દુર ન થઈ તો તમે મોટા મોટા ગ્રંથોને ભણીને શું કર્યું ? જ્યાં સુધી તમે ભીરૂ બની રહેશો ત્યાં સુધી હું આમજ કહીશ કે વિદ્યાનું ફળ તમને પ્રાપ્ત થયું નથી. જ્યારે તમે સન્માર્ગે ચાલશો ત્યારે તમારી જેટલી ભીરુતા, જડતા, અને મલિનતા છે તે એવી રીતે દુર થઇ જશે કે જેવી રીતે સૂર્યના ઉદયથી અન્ધકાર દુર થઇ જાય છે.

આ વખતે જે મિથ્યા ભાષણ અને જાતીય ભીરુત્વ ઘેર ઘેર આદર પામી રહેલ છે, અને જે કારણોથી પ્રાચીન ભારત આ વખતે લજ્જા અને ગ્લાનિથી એકદમ તેજહીન થઇ પડેલ છે, તેનું કારણ પણ નીતિબળનો અભાવજ સમજવું જોઇએ.

રામાયણ, મહાભારત અને રાજસ્થાન આદિ ગ્રંથોમાંથી દૃષ્ટાંત દર્શાવીને અથવા આપણા લોકોના પ્રાતઃસ્મરણીય ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર, અને રામમોહન આદિ મહાનુભાવોનાં પવિત્ર નામોનો ઉલ્લેખ કરીનેજ આપણને ધન્ય માનવાથી કામ ચાલશે નહીં. જો મહાત્માઓના ચરિત્રનું અનુકરણ કરશો નહીં, જો તેમના ઉપદેશાનુસાર કામ કરશો નહીં, તો સેંકડો રામાયણ, હજારો મહાભારત, અને લાખો રાજસ્થાનના રહેવા છતાં પણ આ વખતે દીન ભારતનું કલંક મટશે નહીં, તમારા ગ્રંથોથી સંસાર એટલો પરિચિત થશે નહીં કે જેટલો તમારા એક સાધારણમાં સાધારણ સારું કામ કરવાથી પરિચિત થશે. સુપથનું અવલંબન કરીને સારાં કામોને કરી દેખાડવાં એજ તમારૂં કર્તવ્ય છે. સુપથ શોધવાને માટે તમારે ક્યાંય જવું પડશે નહીં. મહાત્માઓનો સર્વવ્યાપી સુયશ અને તેમનાં પવિત્ર જીવન ચરિત્રજ સુપથ દર્શાવનારાં છે. બાળક ગોવિંદ મોહતે પોતાનાં દોષનો સ્વીકાર કરીને જે કાંઇ મોટાઇ દર્શાવી છે, બાળક વિશ્વેશ્વર મુખોપાધ્યાયે પાંચ હજાર રૂપીઆને માટીની બરાબર સમજીને પોતાની નિર્લોભતા, સત્યવાદિતા, સાધુતા અને કર્તવ્ય બુદ્ધિનો જે રીતે પરિચય આપેલ છે, ઇચ્છા કરવાથી તમે લોકો પણ અનાયાસ તેવાં તેવાં કામોના દ્વારા સુયશ પ્રાપ્ત કરી શકો તેમ છે. વિશ્વાસપાત્ર બની શકો તેમ છે, અને પોતાની ઉન્નતિ કરતા સતા સંસારનો પણ અતિ ઘણો ઉપકાર કરી શકો તેમ છે.

### મનુષ્યતા

મનુષ્ય થતા છતાં પણ મનુષ્યતાનું જ્ઞાન થવું કઠણ છે. ધન ઉપાર્જન કરીને કુટુંબનું પાલન કરવાથી અથવા અધિક ધન સમ્પત્તિના સ્વામી થઇને મોજ

ગળાની સાથે જીવન નિર્વાહ કરવાથી કોઇ મનુષ્ય કહેવાઇ શકતું નથી, તેમજ અનેક શાસ્ત્ર ભણીને પણ કોઇ મનુષ્ય હોવાનો દાવો કરી શકતું નથી. મનુષ્યનાં લક્ષણ કેવળ ધનવાન વા વિદ્વાન થવું એટલાજ નથી. જો એમ જ હોત તો વખતો વખત કેટલાએ ધનકુબેરને અને કેટલાએ શાસ્ત્ર વિદ્યાવિશારદ છે તેને માણસો પશુ કહીને તિરસ્કાર કેમ કરત ! " ભણ્યા ગણ્યાથી શું થશે, તેમનામાં મનુષ્યતાનો તદ્દન અભાવ છે " આ પ્રકારનો વાક્ય પ્રયોગ કદી કદી લોકોના મુખથી સાંભળવામાં આવે છે. એથી જાણી લેવું કે ધન સંપતિ અને વિદ્યાની સાથે મનુષ્યતાનો સંબંધ નામ માત્રનો છે. મનુષ્યતા એક જુદોજ પદાર્થ છે. આત્માની સાથે તેનો ગાઢ સંબંધ છે. જેને આત્મ બળ છે તેનેજ મનુષ્યતા પ્રાપ્ત થાય છે. આત્મ સંયમ અને આત્મત્યાગ એ એજ મનુષ્યતાને માટે પ્રધાન ગુણ છે. ચિત્ત અને ઇન્દ્રિયોને પોતાને આધીન રાખવાનું નામજ આત્મસંયમ છે, ને પરોપકારને માટે સુખ દુ:ખની કશી પરવા ન કરવી તેનુંજ નામ આત્મ-વિસર્જન છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, ને માત્સર્ય એ જે આત્માના ૭ શત્રુ છે, કેવળ તેને જ દબાવવાનું નામ આત્મ સંયમ નથી, બલ્કે તે શત્રુઓની સાથે સાથેજ પંચેન્દ્રિયોનો નિગ્રહ કરવો એ આત્મ સંયમનું લક્ષણ છે. જ્ઞાનેં-દ્રિયોમાં સૌથી પ્રબળ જીવ્હા છે એટલા માટે સૌથી અધિક જીવ્હાનું શાસન કરવું આવશ્યક છે.

ક્રોધાદિ શત્રુઓના શાસનથી ઇન્દ્રિયોનું પણ થોડું શાસન થઇ જાય છે. કિન્તુ અભ્યાસના દોષથી કદી કદી એવું થઇ જાય છે કે જે વખતે તમારા મનમાં ક્રોધ નથી, તેમ હિંસાવૃત્તિની પણ પ્રવૃત્તિ નથી, છતાં તે વખતે તમે કોઇ વ્યક્તિના સરળ પ્રશ્નનો કઠોર ઉત્તર દઇ નાખો છો, અથવા હસવામાં કોઇ મર્મ-ભેદી વાત બોલી નાખો છો. ભલે આ પ્રકારે કઠોર વાતો બોલીને બીજાઓના હૃદયને દુભાવવાનો તમારો અભિપ્રાય ન હોય, પણ બોલવાથી તમે કયારે કાયર બનો છો ! તેનું કારણ આજ છે કે તમારી જીવ્હા અભ્યાસની વશવર્તિની થઇ રહેલી છે. તે અનાયાસે પોતાનું કામ કરે છે, અને તમને હિતાહિતનો બોધ સુદ્ધાં થવા દેતી નથી. એટલા માટે જીભનું રોકવું ઘણુંજ કઠણ છે. જ્યાં સુધી તમે શરીર અને મનને બગાડનારા નઠારા અભ્યાસોને દુર કરવામાં સમર્થ થશો નહીં ત્યાં સુધી તમે તમારી ઉન્નતિ કરવામાં અસમર્થ બનેલા રહેશો. વિદ્યાર્થીઓમાં કેટલાએ એવા નીકળશે કે જે પોતાની બુરી લતના દુષ્ટ પરિણામને જાણીને પણ તેનાથી વિરત થતા નથી. વિરત ન થવાનું કારણ ચિર કાળનો અભ્યાસજ છે. તે અભ્યાસને દબાવવાને માટે તેણે વીરત્વ ધારણ કરવું જોઇએ. જો તમે પોતાના અભ્યાસ પર વિજય પ્રાપ્ત કરશો તો પાછળથી તમને તેવોજ આનંદ પ્રાપ્ત થશે

કે જેવો શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરવાથી થાય. જ્યારે તમે પોતાના શરીરસ્થ શત્રુને જીતશો ત્યારે તમને તે શક્તિ પ્રાપ્ત થશે કે જેથી તમે સંસારને પણ જીતી શકશો.

ધારો કે કોઇ ગંભીર વિષયની આલોચના થઇ રહી છે. તેના વિચારાર્થ તમને કોઇએ મધ્યસ્થ બનાવ્યા નથી તેમજ મોટે ભાગે તમારી અવસ્થા કે બુદ્ધિ પણ તે વિચારને ઉપયુક્ત નથી. તથાપિ તમે તમારા ચંચળ સ્વભાવના કારણથી તમારો મતામત પ્રકટ કરવા મંડયા. આ આદત પણ બહુ બુરી છે. અધિકાર મેળવ્યા વિના કોઇ વિષયમાં હસ્તક્ષેપ કરવો એ ભારે ભૂલ છે. અધ્યાપક એકાગ્ર ચિત્ત થઇને તમને કોઇ નકશામાં વિશેષ સ્થાન દેખાડી રહેલ છે, તમે તેમની આંગળીની ભણી નજર કરીને મનમાંને મનમાં ગઇ રાતની ચાંદનીમાં ઉપવનના અપૂર્વ સૌંદર્યની ભાવના કરી રહેલ છો, તેથી તમારી માનસિક દૃષ્ટિ તે ઉપવનની શોભાની ભણી આકર્ષાએલી છે. કિંતુ તમારે આમ યાદ રાખવું જોઇએ કે મને-યોગ દીધા વિના કોઇ વાતની ધારણા થતી નથી. તે પ્રાકૃતિક શોભાનું માધુર્ય ગમે તેવું કેમ નથી હોતું ! આ બંને આંખોને તે જે તરફ ધારે તે તરફ બળે ખેંચી જાય, પણ નકશાના માર્ગે અવલોકનને વખતે તમને ઉચિત છે કે માનસિક દૃષ્ટિને અન્ય જવા ન દેતાં પોતાની આ બંને આંખોની સાથે તેને શિક્ષકના બતાવેલા સ્થાનમાં રોકી રાખો. બાહ્ય અને આભ્યંતરિક બંને રીતે તેઓને પોતાને આધિન કરી લેવાં જોઇએ. એવી રીતે પોતાની ઇન્દ્રિયોને અને કામ ક્રોધાદિ શત્રુઓને દબાવવાની પ્રવૃત્તિ કરતા રહેવી જોઇએ. જો ચિત્તવૃત્તિને તમે પોતાને આધિન કરી લીધી તો જાણે તમે અર્ધી મનુષ્યતા પ્રાપ્ત કરી લીધી. મનુષ્યત્વનું પ્રધાન સ્થાન હૃદય છે, અને આચાર વ્યવહારથીજ હૃદયનો પરિચય થાય છે. લોકો સારા વ્યવહારથી મનુષ્ય અને નઠારા વ્યવહારથી પશુઓની તુલ્ય ગણાઇ જાય છે. તમે જો ઉદાર, પરોપકારી, વિનયી, શિષ્ટ, આચારવાન અને કર્તવ્યપરાયણ થશો તો સંસારના સર્વ લોકો તમને મનુષ્ય કહેશે, અને ત્યારે તમે પણ સમજશો કે મનુષ્યતા કોને કહે છે.

### સાધના

( દોહરા )

ચાહું નહી મુક્તા મણિ, નહી રાજ સન્માન,
હું ચાહું ચરિત સુત, જીવન શુદ્ધ મહાન. ૧.

કાયર બનું અધર્મમાં, ને સુધર્મમાં વીર,
સમ્પત્તમાં વિનયી બનું, વિપત્ત સમયમાં ધીર. ૨.

બાળક સમ મારી રહે, નિર્મળ મતિ ગતિ નિત્ય,
છલ પ્રપંચ ત્યજી સત્ય યુત, કરૂં સદા શુભ કૃત્ય. ૩.

ઇન્દ્રિય ગણુને મન રહે, નિત મમ કબજા માંહીં,
કામ ક્રોધ મદ મોહને, વશ કદિ વર્તું નાંહીં. ૪.

એવી દીયો ઉદારતા, મને કૃપા કરી નાથ,
સૌને નિરખું એક સમ, કદિ ન મુકું તમ સાથ. ૫.

(ક્રમશઃ)




(ગઝલ)

દીલબર તણા દીલપર પડયા, પત્થર સીતમ હાથો તણા !
વળી કમ આ કીસ્મત માહરી, કે દીલ હજી તુટયું નથી.

જોડી હતી દીલદારની,
વાતો હતી સંસારની;
લાનત હતી વહેવારની
સત પ્રેમ કંઇ લુટયું નથી!

જો દર્દ કંઇ દીલમાં થયું
તે દીન થઇ રોઇ ગયું;
જો કે દિલસાથી રહ્યું,
પણ દર્દ કંઇ તુટયું નથી !

નથી દર્દ કંઇ દીલબર તણું,
તે તો હતું બસ ઇશ્કનું,
અરે દેવના સુલ્તાનનું,
ઘર ગૂપ્ત બસ જડતું નથી !

'લક્ષ્મણ' જીગર ના રોઇ જા,
થઇ મસ્ત તું ગમ ખાઈ જા;
તું જ પ્રેમ પ્યાલી પાઈ જા,
પય પ્રેમનું ખૂટયું નથી.

પાલણપુર લક્ષ્મણસિંહ અમેઠીઆ.

# संप्रदायाः शिवाय नः

( लेखकः-वेदांतकोविद शास्त्री· म. म. अयाची· मु. पाटण-गुजरात. )

भारतीयाः सुरक्षन्तु, संप्रदायान् सनातनान् ।
सप्रव्रतीः संप्रदायैः, संप्रदायक्षये क्षयः ॥
जन्म संस्कार विद्यादेः शक्तेः स्वाध्यायकर्मणोः ।
ह्रास दर्शनतो ह्रासः संप्रदायस्य भीयतां ॥

( શાર્દૂલવિક્રીડિત. )

પૂર્વે કેવળ માનસોદ્‌ભવ પ્રજા વિખ્યાત વિશ્વે હતી,
પુત્રાર્થે જ પ્રયુક્ત મૈથુન સમુત્પન્ન પ્રજા યે પછી;
સદ્યે કેવળ કામ ભોગ કરતાં ગર્ભે પ્રજા થાય છે,
એ રીતે જગ જન્મહ્રાસ સતતે સર્વત્ર દેખાય છે. ૧

સંસ્કારો પ્રથમે થતા ચરૂ પુરોડાશાદિકે સર્વથા,
ગર્ભે ત્યાર પછી, પછી પ્રજનને, સંસ્કાર સર્વે થતા;
સદ્યે માત્ર યથા તથાનુકરણે સંસ્કાર દેખાય છે,
એવી રીત તમામ આ જગતથી સંસ્કાર લોપાય છે. ૨

પૂર્વે સાંગ ઉપાંગ સાર્થક ચતુર્વેદી દ્વિજાતી હતા,
મધ્યે બે ત્રણ એક વેદ ભણતા સાંગ પ્રપાઠી હતા;
સદ્યે એકજ શાખ, કૃત્ય પુરતા મંત્રો ભણે કર્મઠી,
એ રીતે અપરા-પરા પણ ઘટી વિદ્યા, અવિદ્યા વધી. ૩

પૂર્વે તો દૃઢ બ્રહ્મચર્ય બળથી શકતો હતા સર્વ કો
નાના ભોગ બહુ વ્યવાયવશ સૌ મધ્યે થયા સ્ત્રીજીતો;
સદ્યે કેવળ બાળલગ્ન વધતાં નિઃશક્ત સૌ થાય છે,
એવો સંતત શક્તિહ્રાસ જ થતાં, જન્મી મરી જાય છે. ૪

સૌ કોઈ પણ બ્રહ્મચર્ય બળથી વિદ્યા સશકતો ભણે,
શકતો વૈદિક પાઠ ને પઠનમાં સ્વાધ્યાય નિષ્ઠો બને:
શકતોથી જ સુયજ્ઞ યાગ સઘળાં કર્મો સધાઇ શકે,
શકતોથી સઘળું સધાય જગમાં, મિથ્યા અશકતો બકે. ૫

વિદ્યાભ્યાસ અશક્તથી નવ બને સ્વાધ્યાય કર્મો નહિં;
શક્તો સર્વ સુબ્રહ્મચર્ય બળથી સાધી શકે છે સહિ;
શક્તોથી જ સધાય સાધન બધાં વિદ્યા-કળા કૌશલો,
હા! ઉદ્યોગ વિના અશક્ત રખડે નિઃસત્વ થૈ કિંકરો. ૬

સ્વાધ્યાયી પ્રથમે હતા પઠન ને સંપાઠને વેદના,
મધ્યે માત્ર પુરાણ પાઠ પઠને સ્વાધ્યાય માને ઘણા;
અંતે કેવળ સ્તોત્ર પાઠ પઠનો સ્વાધ્યાય માની ભણે,
સદ્યે પેપર પંડિતો ન સમજે સ્વાધ્યાયના લોપને. ૭

વેદો સાંગ, પુરાણનું પઠન એ સ્વાધ્યાય છે ઉત્તમ.
શાસ્ત્રાભ્યાસ, કથાનક, શ્રવણ, એ સ્વાધ્યાય છે મધ્યમ;
નાના સ્તોત્ર, સુકીર્તનો ભજન, એ સ્વાધ્યાય છે અંતિમ.
વાતો પેપરથી થયો જગતથી સ્વાધ્યાયનો વ્યુત્ક્રમ. ૮

કર્તવ્યૈક પરાયણો પ્રથમ તો નિષ્કામ કર્મો કરે,
મધ્યે ઐહિક પારલૌકિક સુખે કર્મો સકામે કરે;
સદ્યે કેવળ ઐહિકાર્થ જ સઉ કર્મો દુરાશે કરે,
હ્રાસે શર્મદ ધર્મ-કર્મ જગમાં રે'શે નહિં આખરે. ૯

પૂર્વે તો તપ, બોધ, યજ્ઞ, ધનદે; ચારે પગો ધર્મના,
એકેકો પગ નાશ થૈ પ્રતિયુગે, અંતે રહ્યો અંતનો;
સેવા દાન રહેલ તે પણ હવે જોતાં ખરી જાય છે,
એવી રીત તમામ આ જગતથી સદ્ધર્મ લોપાય છે. ૧૦

પૂર્વે ધર્મપરાયણો ન ચહતા કો અર્થ કે કામને,
મધ્યે આર્થિક-કામુકો પણ સઉ સંભાળતા ધર્મને;
સદ્યે કામ સુખે ધને પ્રયતતા, લેખે નહિં ધર્મને,
અંતે ધર્મ વિના ત્રિવર્ગ ન સરે; પામે ન કો શર્મને. ૧૧

ધર્મોપાર્જીત ઈશ્વરાર્પણ કરે પાત્રે જઈ સન્મુખ,
અર્પે કાર્ય પ્રસંગથી ધન, કરી સત્પાત્રને સ્વોન્મુખ;
સેવા દાન વધી ગયાં કળિયુગે પાત્રે કુપાત્રે અરે!
નાદાનો ધર્મદાનનો સુમહિમા ભૂલી જશે આખરે. ૧૨

પૂર્વે શ્રેષ્ઠ શિલોંચ્છ વૃત્તિ સુજ્ઞાની સૌ બ્રાહ્મણોની હતી,
વિપ્રો ત્યાર પછી અયાચિત યથાલાભે હતા તુષ્ટધી;
ખેતી આદિ સ્વતંત્ર જીવન તજી અંતે થયા સેવકો,
એ રીતે જગ ક્ષુદ્ર વૃત્તિ સતતે ક્ષુભાય છે સર્વ કો. ૧૩

બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય શુદ્ર વરણો પૂર્વે સ્વવર્ણાશ્રમે,
સ્વાતંત્ર્યે સ્વપરંપરા ગત પથે વૃત્તી ચલાવી રમે;
સંધે સૌ પરતંત્ર વૃત્તિ ચહતા સ્વાતંત્ર્ય ત્યાગી ફરે,
દાસો થૈ હતભાગ્ય ભારત જનો કષ્ટો સહે આખરે. ૧૪

પૂર્વે શાસન, શાસ્ત્ર સદ્દગુરૂ તણું નિશંક સો માનતા,
મધ્યે શિક્ષિત શાસ્ત્ર સદ્દગુરૂ મતે સત્તર્ક કર્તા હતા;
સંધે સદ્દગુરૂ–શાસ્ત્રનાં વચનમાં નાના કુતર્કો કરે,
સ્વાતંત્ર્યે ગુરૂ–શાસ્ત્રકાર બનશે ઉચ્છૃંખલો આખરે. ૧૫

બાહ્યાભ્યંતર શુદ્ધ કેવળ સઉ પૂર્વે હતા સાત્વિકો,
બાહ્યાભ્યંતર ભેદ ભાવ ગણતા મધ્યે થયા રાજસો;
સંધે રાજસ–તામસો કપટથી ધર્માર્થ કામો સરે,
અંતે કેવળ તામસો કલહથી કષ્ટે કુકર્મી મરે. ૧૬

પૂર્વે તો સહુ યજ્ઞ શેષ જમતા, સંતોષથી વર્તતા,
મધ્યે પંચ વિભાગ દૈ અતિથિ શેષાન્ને સુતૃપ્તો થતા;
અંતે નિત્ય પરાન્ન ભોજન રૂચી, પ્રેતાન્ન ભોજી થયા;
એ રીતે બહુ અન્નદોષ વધતાં, સદ્ધર્મ–કર્મો ગયાં. ૧૭

બ્રહ્મોપાસક બ્રહ્મ કર્મ નિરતો, પૂર્વે હતા બ્રાહ્મણો,
ભૂતોપાસનનો મહાન મહિમા મધ્યે મનાયો ઘણો;
સંધે ભૌતિકના ઉપાસક થતાં પંથો પ્રવર્તાય છે,
એવી રીત ઉપાસના પ્રતિદિને હ્રાસે વિલોપાય છે. ૧૮.

પૂર્વે મંત્રમયીજ વૈદિક પથે સૌ દેવતા માનતા,
મધ્યે યંત્રમયીજ તાંત્રિક મતે સદ્દેવતા પૂજતા;
સંધે માંત્રિક તાંત્રિકો વિધ વિધે પૂજે પથે દૈવતો,
પાખંડી કરતાં કુતર્ક અતિશે, અંતે થશે નાસ્તિકો. ૧૯

પૂર્વે સદ્દગુરૂ, માત, તાત, પતિ. એ તીર્થો મનાતાં હતાં,
સત્તીર્થંકર વાસ ખાસ જગમાં સત્સેવ્ય તીર્થો બધાં;
સંધે દુર્ગમ પ્હાડ, દુર,જળને, સૌ તીર્થ માની ફરે,
સત્તીર્થંકર-તીર્થ ને સુમહિમા રે'શે નહિં આખરે. ૨૦

પૂર્વે ખાસ નિવાસ, પાવન થવા તીર્થે પદાતી જતા,
મધ્યે સજ્જન સંગતે જન જતા તીર્થે પગે ચાલતા;
દેખા દેખ ધને ધમાધમ કરી સૌ તીર્થ યાત્રા કરે,
યાત્રા નો સઘળો મહાન મહિમા લોપાય છે આખરે. ૨૧

શ્રૌતાચાર વિચારવંત સ્વજનને વર્તાવતા વર્તને,
વર્તે આળસથી સ્વયં ન ગુરૂ થૈ સદ્બોધ દે સર્વને;
રાગી ભોગ વિલાસના, સ્વજનને સદ્બોધ દે ત્યાગનો,
આચાર્યત્વ વિલોપ, એમ જ થઈ પાખંડ વ્યાપે ઘણો. ૨૨

સર્વત્રે ગુરૂનું સુગૌરવ ઘણું પૂર્વે મનાતું હતું,
મધ્યે ગૌરવ હીન દીન ગુરૂઓ ગોરો ગણાયા વધુ;
સધે ગોર ગુલામ થૈ સ્વયજમાનોના ટુંકારા સહે,
એ રીતે ગુરુ-ગોર ગૌરવ ગયું; ગોરો ગુલામી ચહે. ૨૩

પૂર્વે ચાર હતા સનાતન, હવે બે વર્ણ દેખાય છે,
પૂર્વે ચાર હતા પુમર્થ ક્રમથી, સદ્યે રહ્યા બેજ છે;
ચારે આશ્રમનો વિલોપ જ થઇ બે-દોઢ દેખાય છે,
વિશ્વે વર્ણ-પુમર્થ-આશ્રમં તણું સાંકર્ય થૈ જાય છે. ૨૪

સંપે જ્ઞાતિનિબંધનો પ્રથમ તો ધર્મે રચાયાં ૮૯,
સૌ આચાર-વિચાર એકય પરખી, કરતા હતા આદર;
સંતાનો જ વરાવવા સમય આ નાતો રહી છે ખરે,
તે તો ધર્મ વિના, કુસંપ-કલહે ટુટી જશે આખરે. ૨૫

સદ્દૃત્તે જ કુલીનતા પ્રથમ તો વિશ્વે મનાતી હતી,
વિદ્યા ને ધનથી કુલીન જગમાં મધ્યે મનાયા કૃતી;
સદ્યે માત્ર પરંપરા પથ કુલીનાભાસ દેખાય છે,
એવી રીત કુલીનતા જગતથી સર્વત્ર લોપાય છે. ૨૬

રાજા રૈયત, તાત પુત્ર સૌંદ્રશે પૂર્વે સુખે રાજતા,
મધ્યે ભોગ વિલાસ મુગ્ધ સતતે સ્વાર્થે સઉ ભ્રામતા;
સદ્યે રૈયતને ચુસે નરપતી, નિંદે પ્રજા રાજને,
રાજા-રૈયત એમ અંતિમ સમે લોપે સ્વમર્યાદને. ૨૭

પૂર્વે ભારત ભવ્ય દેશ સુસુખી સદ્ધર્મ કર્મે હતો,
મધ્યે ભોગ વિલાસ મુગ્ધ કરણી ત્યાગી પ્રમાદી થતો;
સદ્યે નિર્ધન, ત્યક્ત ધર્મ; પરની ભોગે અપેક્ષા કરે,
રાગી દેશ અશક્ત, ઉદ્યમ-વિના ડુબી જશે આખરે. ૨૮

ઇત્યાદિ સઘળા સનાતન પંથોનો હ્રાસ દેખી થતો,
વિન્નસી મણિશંકરોક્ત સમજી "सत्संप्रदाये यतो"
ધર્મ ક્ષેત્ર પવિત્ર ભારતવિષે રાખી સ્વધર્મે મતિ,
આર્યો ! વૈદિક સંપ્રદાય સુપથે સાધો સ્વદેશોન્નતી. ૨૯

હ્રાસે હ્રાસ સનાતન પ્રતિદિને સંત્સંપ્રદાયો થતાં,
લુપ્ત પ્રાય થઇ થશે પ્રલય હોય આ વિશ્વનો સર્વથા;
માટે આર્ય ! વિમોહ–આળસ તજી તન્નિષ્ટ થૈ સર્વદા,
વર્ધાવા પ્રયતો સનાતનપથે સત્સંપ્રદાયો બધા. ૩૦

હ્રાસે એમ દિને ક્ષય થતો અંતે સમૂળો જતો,
જાણી વૈદિક સંપ્રદાય સઘળો સંજીવનાર્થે યતો,
આર્યો ! સ્વાચરણે સદાચરણમાં સૌને પ્રવર્તાવતા,
વર્ધાવો જગમાં સનાતન સદા સત્સંપ્રદાયો બધા. ૩૧

શ્રૌત– સ્માર્ત પવિત્ર કર્મ સઘળાં એ રીત લોપાય છે,
સદ્વર્ણાશ્રમ ધર્મનો પણ તથા ઉચ્છેદ થઇ જાય છે,
દેશે સંસ્થિત સિદ્ધિ રિદ્ધિ સઘળી સમૃદ્ધિ લુંટાય છે,
યતો આર્ય જનો ! સનાતન પથે "धर्मे प्रभु स्हाय छे." ૩૨

इति शिवम्

## मातृसेवा.

(૧) જે કામથી માનું મન પ્રસન્ન થતું હોય તે કામને અવશ્ય કરો. (૨) પોતાની શાંતિ પહેલાં તમારી માનાં શાંતિ અને સુખ જુઓ. (૩) આમ ન શોચો કે તે ઘરડી થઇ ગઇ છે. તેના શરીર પર કડચલીયો પડી ગઇ છે. તેને હજી પણ સુંદર વસ્તુ સારી લાગે છે. (૪) યાદ રાખો કે શરીર ઘરડું થવાથી મન ઘરડું થતું નથી, તે હજી પણ પોતાનો સત્કાર થતો જોઇને પ્રસન્ન થાય છે. (૫) મા જે ચીજોને પામીને પ્રસન્ન થાય એવી સુંદર સાધારણ ચીજની ભેટ આપવી ઘણી જરૂરની વાત છે. (૬) પોતાનો કોઇ ભેદ તેનાથી છુપાવવો નહિં. અને એવું કોઇ

કામ કરવું નહીં કે જેના કરવાથી તમારી સમજમાં તે દુખી થશે. (૭) તીર્થ-યાત્રા અથવા જે રમત ગમતમાં તમે ઘરડી ડોસીઓને લઇ જઈ શકો તેમ હો તેમાં તમારી માને અવશ્ય લઇ જાઓ" (૮) માતા તમારે માટે દુઃખ સહેતાં ઘરડી થઇ છે; હવે કોઇ કામ તેને માથે ન રાખો. આ તેમને વિશ્રાંતિ લેવાનો સમય છે. (૯) આ વાતને જરૂર જાણી લો કે તેને શી વાત સારી લાગે છે, કયા કામથી તે પ્રસન્ન થાય છે. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તેની ઇચ્છાનુસારજ ચાલો. (૧૦) જેવી રીતે તમે તમારાથી ઉંચા દરજ્જા વાળા મનુષ્યોનો સત્કાર કરો છો, તેવોજ આદર સત્કાર તમારી માનો કરો. (૧૧) આમ કદી ન ધારો કે તમે કોઇ રીતે પણ તમારી માથી મોટા છો, તમારા કોઇ પણ આચરણથી આ વાત પ્રકટ થવા દેશો નહીં. (૧૨) તેનો સ્વભાવ જો ચીડિયો છે વા ક્રોધી છે તો શાંતિ પૂર્વક સહન કરો. સંભવ છે કે તમારી રક્ષા કરવાની ચિંતામાં જ તેને એવી ટેવ પડી ગઈ હશે. (૧૩) તમે જે કાંઇ કરવા ધાર્યું હોય તેને તમારી માથી છુપાવશો નહિ. (૧૪) આ વાતનું સર્વદા ધ્યાન રાખો કે તમને યોગ્ય અને સમર્થ બનાવવામાં તેણે ઘણાં ઘણાં કષ્ટ સહેલાં છે, તેથી હવે તમારાથી તમારી માની જે સેવા બને તે થોડી જ છે. (૧૫) ડોસીની વાત જૂની ઢબની હોય, અને તમારા સુધરેલા વિચારાનુસાર ન હોય તો પણ તમે તેની વાત પ્રીતિ પૂર્વક સાંભળો. (૧૬) તમારા મિત્રોને સર્વદા તમારી માના પરિચિત બનાવો. સર્વ રમત ગમતની ચર્ચા તમારી મા આગળ કરો, કે જેથી તેમનું મન પ્રસન્ન રહ્યા કરે. (૧૭) તેમનાં સ્નાનાદિ તથા વસ્ત્રાદિની સર્વદા ચિન્તા રાખો, જેથી તે સર્વદા પ્રસન્ન ચિત્ત જોવામાં આવે. (૧૮) આ વાત યાદ રાખો કે તમારી સર્વ વાતો તમારી માને ગમે છે એટલા માટે તમે તમારા મિત્રો સમ્બન્ધી, રમત ગમત સમ્બન્ધી, અને ભણવા ગણવા સમ્બન્ધીની સર્વ વાતો તેને સંભળાવતા રહો. (૧૯) તમારી માના ધર્મ-વિશ્વાસની મશ્કરી ન કરો. તમારા સિદ્ધાંત ભલે કોઇ સમાજના અનુસાર હોય, પરન્તુ તમારી માનું મન દુભાવવું સર્વદા વર્જિત છે. (૨૦) જે દીકરી પોતાની માતા ઉપર પ્રેમ રાખે છે, તથા તેને પ્રસન્ન રાખવાને માટે તથા તેને સુખી કરવાને માટે સર્વ પ્રકારના કષ્ટ ભોગવવાને તૈયાર છે તે અવશ્ય સારી ગૃહિણી બનશે. (૨૧) યાદ રાખો કે તેમનું જીવન તમારી સમાન ઉત્સાહ ભરેલું હવે રહ્યું નથી. તેમને કોઇ તીર્થ કે મેળામાં કે રમત ગમતમાં લઇ જવી ને ગામડાંમાંથી લઇ જઇ શહેર દેખાડવું એ તેના ચિત્તને બહુ પ્રમુદિત કરે છે. (૨૨) તેનું શરીર હવે જો આવું યોગ્ય ન રહ્યું કે તે ઘરનો ધંધો કરી શકે તો તેને નકામી સમજશો નહિ. ઘરનાં સર્વ કામોમાં તેની સલાહ લેવી એ તેના ચિત્તને પ્રસન્ન કરનાર વાત છે. (૨૩) યત્ન પૂર્વક આ વાતની તપાસ કરતા રહો કે તેને કોઇ આવશ્યકતાને માટે તમારી પાસે રૂપીઆ પૈસા માગવા ન પડે. તેની ઇચ્છા પૂર્ણ કરવાનું ધ્યાન પ્રથમથી જ રાખો.

સ્વ. વૈદ્ય કરૂણાશંકર મૂળજી.




## અધ્યાય સત્તાવીશમો.




મ્ય કહે છે—દેવમજ્જન નામનું સર્વ પાપને ટાળનારૂં પવિત્ર ને સર્વ દુઃખોને નાશ કરનારૂં ઉત્તમ તીર્થ છે. (૧) સાધકોને સિદ્ધિ આપનારૂં મંત્ર અને યંત્રનું ફળ આપનારૂં અને ઉપચાર કરનારને તુર્તજ સિદ્ધિ આપનારૂં છે. (૨) જ્યાં પાર્વતીએ શંકરને વશ કર્યા હતા ને સ્થંભાવિ રાખ્યા હતા, તથા તેઓ છળીને મોહ પામીને ભૂમંડળ પર પડયા હતા (૩) મહા મંત્રના પ્રભાવથી મહાદેવ લાકડાની પેઠે જડ થઇને તમામ ભાન ભૂલી ગયા હતા. (૪) તેના ગણ નંદીથી જ્યાં શંકર મુક્ત થયા હતા, ત્યાં સુંદર એવું દેવમજ્જન નામનું સરોવર તીર્થરૂપે થયું. (૫) યુધિષ્ઠિર કહે છે—સાક્ષાત્ અનાદિ મૃત્યુના પણ સ્વામી ને જગતના ગુરૂ શંકરને પાર્વતીથી કેવી રીતે સ્વંભિત થઇ જડ બનાવાયા ! (૬) પાર્વતી દેવી પતિવ્રત પાળનારી ને ભક્તિમાં તત્પર છે. તેમણે અતિ ભયંકર એવું તે કર્મ કેમ કર્યું ! (૭) સાધારણ સ્ત્રી પણ એવું કર્મ કરે નહિ. કારણ કે સ્વામિની સેવા એ સ્ત્રીઓનો પરમ ધર્મ કહ્યો છે (૮) શું સ્ત્રીઓનો એ ધર્મ પાર્વતીએ સાંભળ્યો નહીં હતો ? અથવા કયા કારણે તેણે તેનો અસ્વીકાર કર્યો ! જ્ઞાનનંડ ભંડાર રૂપ અને જગતની માતા પાર્વતીએ એવી ધૃષ્ટતા કેમ કરી ? (૯) હે મુનિ ! પાર્વતીને વિષે મંત્રની શક્તિ શી રીતે આવી ? તેમજ મંત્ર તથા અત્યંત દારૂણ એવું મંત્રસામર્થ્ય તેમને કોણે આપ્યું ! મને આ આશ્ચર્ય લાગે છે. (૧૦) હે બ્રહ્મન્ ! કલ્યાણકારક એ મંત્રશક્તિ ભયને આપનારી તથા અકલ્યાણ કરનારી કેવી રીતે થઇ ? એ મારો મહાન્ અદ્ભુત સંશય દૂર કરો. (૧૧) ધૌમ્ય કહે છે—હે યુધિષ્ઠિર ! મોહન મારણ સ્થંભન તથા દહન કરવાની શક્તિવાળા વશીકરણ ઉચ્ચાટન તથા શત્રુઓના વિદ્વેષણમાં શત્રુઓને સદા ઉદ્વેગ કરાવનારા અનેક મંત્રો શંકરે પ્રગટ કરેલા છે. (૧૨–૧૩) ડાકિની, શાકિની, કાકિની, હાકિની, રાકિની, અને તાકીની એ નામની ૭ શક્તિઓ છે. (૧૪,એ શક્તિઓનાં બીજનો

ઉદ્ધાર કરીને તેની શંકરે બીજ મંત્ર માલા બનાવી, જે મંત્રોનો વિસ્તાર શંકરે મને કહ્યો હતો. (૧૫) વ્યાધિનો નાશ કરનારી શંકરની શાકિની નામની શક્તિ પાચે બીજવાળી છે ॐ ह्रौं ह्रीं हुं फट्ट એ બીજ છે. (૧૬) ડાકીની શકિત ॐ ह्राँ ह्रौं क्लौं श्रौं हुं फट्ट બીજવાળી છે બંધ અને મોક્ષની સિદ્ધિના કાર્યમાં તે શકિત શ્રેષ્ટ છે. (૧૭) હે રાજા ! કાકિની નામની કુમારી કામયુકત શકિત ॐ क्राँ क्लौं हुं फट्ट નામના પાંચ બીજવાળી છે. (૧૮) હાકિની શકિત ॐ हसौं श्रौं ह्रीं क्लौं ऐं सौं क्राँ क्रौं चां એ દસ બીજવાળો માતંગી અને કૌમારી છે. (૧૯) આ શકિત સ્થાવર જંગમ અખિલ વિશ્વને આકર્ષણ કરે છે. हुं फट्ट स्वाहा મંત્રને છેડે રાખીને સાધકે સાધના કરવી.(૨૦)આ બધી દેવીઓ સિદ્ધિ આપનારી, વરદાન આપનારી, અને સાધના કરી હોય તો આધીન રહેનારી થઇ સર્વ કાર્યની સદા સિદ્ધિ કરે છે. (૨૧) સ્મશાનને વિશે કુકડાનું આસન કરીનરમાંસ (પોતાનાજ શરીરનું) વડે આ શકિતઓની સાધના કરવાથી સાધકના ઉપર પ્રસન્ન થાય છે. (૨૨)પાર્વતી કહે છે—હે શંકર ! હે દયાના ભંડાર ! સાધના કરેલા સર્વ મંત્રો જેવી રીતે તત્કાળ ઇચ્છિત ફળ આપે એવું બીજ કૃપા કરીને કહો. (૨૩) શંકર કહે છે—કલ્યાણને ઇચ્છવાવાળા ડાહ્યા માણસોએ સ્રીઓની આગળ મંત્ર કહેવા નહી; કારણ કે હે કલ્યાણી ! તે ચંચળ સ્રીઓ ઉલટું કરી બેસે છે. (૨૪) ખરેખર સ્રીઓ મંદ બુદ્ધિવાળી, તુચ્છ વસ્તુંને સાર માનનારી, સાહસી લોભી ધીરજ વીનાની અને કાર્યાકાર્યને નહીં સમજનારી હોય છે. (૨૫) માટે હે પાર્વતી ! તમે અત્યંત હઠ કરીને પુછોછો, પણ સ્રીને મંત્ર કહેવાથી વિપરિત પરીણામ આવે છે. (૨૬) ડાહ્યા માણસે હમેશાં સ્રીની આગળ છાની વાત કરવી નહી. એમ છતાં મૂર્ખતાને લીધે જે વાત કરે છે તો તે દરેક રીતે દુઃખી થાય છે. (૨૭) પાવતી કહે છે—હે શંકર ! આપ કહો છો તેવી સ્રી હુ નથી, હું તો પતિવ્રતા ધર્મશીલ અને સ્વામિની ભકિતમાં તત્પર છું. (૨૮) હે સ્વામિન્ ! જો હું આપની પ્રિયતમા હોઉં, અને આપનો મારા પર સંપૂર્ણ પ્રેમ હોય તો આપને પ્રણામ કરી કહું છુ કે અવિનાશી એવું મંત્રકૂટ મને કહો. (૨૯) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે પાર્વતી વડે પ્રસન્ન કરાયલા શંકરે મંત્ર સહીત સર્વ ગુપ્ત બીજો પાર્વતીને કહ્યાં. (૩૦) કૂટને અંતે માયા બીજ મુકવું. મધ્યમાં બીન્દુ સહીત ॐकार મુકવો, તથા વાયુ બીજ ( यँ ) તેમજ કુર્મ બીજ મુકવું. (૩૧) રાત્રી બીજ તથા શકિત બીજ એ પ્રમાણે પ્રથમ અને દ્વિતીય કૂટ થાય છે. ત્રીજું અગ્નિ બીજ ( रँ ) છે. ચોથું બ્રહ્મ બીજ છે. પાંચમું કાલ બીજ છે. છઠું મત્સ્ય બીજ અને સાતમું વરાહ બીજ છે. આઠમું સર્પ બીજ ને નવમું નૃસિંહ બીજ છે. (૩૨-૩૩) આ પ્રમાણે શંકરે શુભાશુભનો વિચાર કર્યા સિવાય ન કહેવાયોગ્ય મંત્રનું સંપૂર્ણ રહસ્ય કહ્યું (૩૪) ધૌમ્ય કહે છે—તે પવિત્ર ચંડીએ (પાર્વતીએ) શુભ વિદ્યા મેળવીને એક

પાટીયાં ઉપર યાદ રહેવાને માટે સ્વચ્છ અક્ષરે બધાં બીજો લખ્યાં. (૩૫) લખીને પાર્વતીજી બધાં બીજોને જોવા લાગ્યાં, તે વખતે શંકર ત્યાં આવી લાગ્યા અને તે લખેલું જોયું. (૩૬) શંકર તે સંપૂર્ણ વિદ્યાને લખેલી જોઇ વિસ્મય પામી ચિંતા કરવા લાગ્યા. (૩૭) પાર્વતીએ લખેલા મંત્રનો જો વિસ્તાર થશે તો આ સર્વ લોક દુઃખી થશે. (૩૮) મારણ મોહન સ્થંભન ઉચ્ચાટન અને વશીકરણ બધી જગ્યાએ ચાલું થશે. (૩૯) એ પ્રમાણે શંકરે વિચાર કરીને પાર્વતીએ પાટીયાં ઉપર જે લખ્યું હતું તેને સર્વના કલ્યાણ માટે હાથ વડે ભૂંસી નાખ્યું. (૪૦) પોતાનું લખેલું ભૂંસી નાંખેલું જોઇ પાર્વતી દુઃખના ભારથી પીડાઇ પૃથ્વી પર પડીને રડવા લાગ્યાં. (૪૧) તે વખતે શંકર પાર્વતીને આશ્વાસન કરતા કહેવા લાગ્યા કે હજુ કેટલાએક અક્ષરો પાટીયાં પર છે. (૪૨) બાકી રહેલા તે અક્ષરો વડે મારણ મોહન વશીકરણ વિગેરે બધાં કાર્ય થશે એમાં સંદેહ નથી. (૪૩) આ પ્રમાણે શંકર વડે આશ્વાસના કરાયેલાં પાર્વતીજી બાકી બચેલાં બીજો શીખી ખેદ યુકત મનવાળાં અને શોકાર્ત થઇ રીસાઇને પિતાને ઘરે ચાલ્યાં ગયાં (૪૪) તે મંત્રનું પારખું જોવાની ઇચ્છાથી પાર્વતીએ જપ તથા ધ્યાન પરાયણ થઇને વિધિ પ્રમાણે બીજકૂટ સાધ્યો. (૪૫) મહાદેવ પણ કૈલાસ છોડીને તે ધર્મારણ્ય નામના મહાક્ષેત્રમાં જઇને ધ્યાન પરાયણ થઇ તપ કરવા મંડયા (૪૬) ગામથી દક્ષિણ દિશાએ વિશાળ જગા જોઇને નંદી. વિગેરે સર્વ ગણો તેમની બાજુમાં શાંતિથી ને સાવધાનીથી રહ્યા. (૪૭) વૌમ્ય કહે છે—હે રાજા ! જ્યારે ગૌરીનો મહામંત્ર સિદ્ધ થયો તેજ વખતે (તે મંત્રના પ્રભાવથી) શંભુ પૃથ્વી પર ઓલાની પેઠે પડયા.(૪૮) ભાન ભૂલી જઇ પ્રાણ વગરના થઇ દેવના દેવ જગતના ગુરૂ વીખરાઇ ગયેલી જટાજુટ વાળા થઇ હાથ પસાડીને પડયા. (૪૯) જે ઠેકાણે શિવ મૂર્છા પામીને લાંબા થઇને પડયા હતા તે ઠેકાણે તેમના પરસેવાની ધારા પ્રવાહની પેઠે ચાલી. (૫૦) પોઠીયાએ પોતાની ખરીથી ખોદીને ત્યાં મોટો ખાડો પાડયો, જેમાં પરસેવાનું પાણી ભરાવાથી મોટું સરોવર થયું. (૫૧) શિવને સાન વગર ભોંય પર પડેલા જોઇ બધા ગણો મોટેથી રડવા લાગ્યા ને મોટો હાહાકાર થઇ રહ્યો (૫૨) તે કોલ હલ સાંભળી બ્રહ્મા વિગેરે સર્વ દેવતાઓ તે કૌતક જોવા માટે વિમાનોમાં બેશી ત્યાં આવ્યા. (૫૩) હે નૃપ ! તે વખતે ધર્મારણ્યમાં દેવોની સભા ભરાણી, ને શંકરને એવી સ્થિતિમાં જોઇ તેઓ ઘણું વિસ્મય પામ્યા (૫૪) સર્વ દેવો પરસ્પર ફરી ફરીને વિચાર કરવા લાગ્યા, ને કારણ તપાસતાં છતાં નિશ્ચય પર આવી શકયા નહિ. (૫૫) ત્યારે નંદી બોલ્યો કે મને હમણાં થોડી ખબર પડી છે. માટે હે સર્વ દેવતાઓ ! મારૂં હેતુયુકત બોલવું સાંભળો. (૫૬) શંકરે બીજયુકત મહાન કૂટ કહ્યું, ને પાર્વતીએ ગ્રહણ કર્યું; ને તે પિતાને ઘેર ગયાં છે. (૫૭) સ્ત્રીભાવથી ને મંદબુદ્ધિથી મહાદેવને વશ કરવા માટે તેમણે

તે મંત્ર ત્યાં સાધ્યો છે. એમાં વિચાર કરવા જેવું કાંઇ જ નથી. (૫૮) કાલવશાત્ તે મંત્ર વિપરિત પરિણામ વાળો થયો છે. તેના પ્રભાવથી મહાદેવ બેશુદ્ધ થયા છે એમાં સંશય નથી. (૫૯) ધૌમ્ય કહે છે—એ વચન સાંભળી સર્વ દેવો શોકથી વ્યાકુલ થઇ ગયા, ને શંકરને શુદ્ધિમાં લાવવા ઉપાય કરવા લાગ્યા. (૬૦) પછી શંકરના ગણો પંચકૂટને ઉદ્દેશીને હોમયુક્ત શુભ ઉપચાર કરવા લાગ્યા. (૬૧) શંકરના વિમોચનમાં કુશળ એવા તેવો કાષ્ટકૂટ ઉપર મેતાસનો વાળીને બેઠા. (૬૨) પછી અગ્નિ સળગાવીને નાના પ્રકારના ઉપચારોથી વિવિધ શુભ મંત્રો વડે ઘણું હુતદ્રવ્ય હોમ્યું. (૬૩) પછી મંત્રથી યંત્રિત થયેલી એવી પાર્વતી કાષ્ટમાંથી ઉત્પન્ન થઈ, ને વિસ્તીર્ણ કૂટ જોઇને તે સૌંદર્યવતી નવાઇ પામી. (૬૪) પરમેશ્વર શંભુ મંત્રથી મુક્ત થઇને ઉઠયા, ને પાર્વતી લજ્જાયમાન થઇ નીચું મુખ કરી ત્યાં ઉભી રહી. (૬૫) મારાથી અજ્ઞાનપણે પણ હલકું કામ કરાયું, ને તે પ્રભુએ સારી રીતે જાણ્યું છે. હવે હું કેમ કરી જીવું ! (૬૬) જેમ પૂર્વે દક્ષની દીકરીના રૂપમાં અગ્નિમાં મેં પ્રાણ ત્યજ્યા હતા તેમ પ્રાણ કાઢી નાખું, પણ આપનો વિયોગ ઘણો કઠિણ છે. ને આત્મહત્યા પણ ઘણી ભયંકર છે. (૬૭) અપરાધી એવી હું શંકરને શું મોઢું બતાવું ! મારે જીવવું કે મરવું એનો કાંઇ ઉપાય સૂઝતો નથી. (૬૮) હુ સતત તપ કરૂં તો મારી શુદ્ધિ થશે, ને તપથી સંતુષ્ટ થઇ શંકર પ્રસન્ન થશે. (૬૯) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે વિચાર કરીને દેવીએ તપ કરવાનો નિશ્ચય કર્યો. અગ્નિ સ્થાપન કરીને નીચું મુખ રાખી ધૂમ્રપાન કરતી શંકરનું ધ્યાન ધરતી પંચાક્ષરી જપ કરતાં પંચાગ્નિનું સેવન કરતી કષ્ટ વેઠવા લાગી. (૭૦–૭૧) તેથી દયાના સાગર એવા શંકર તપથી કૃશ થયેલી પાર્વતીને જોઇ મંદહાસ્ય કરીને કહેવા લાગ્યા (૭૨) હે દેવી ! કષ્ટકારક આ દારૂણ તપ શાને કરો છો ! તમારો અણુમાત્ર પણ અપરાધ હોય એમ હું માનતો નથી. (૭૩) હે પ્રિયે ! તને શું કહું ? આ મારોજ દોષ છે. હે ગિરિજા ! હું પોતેજ ન કરવાનું કૃત્ય કરીને હવે પસ્તાઉં છું. (૭૪) સ્ત્રી આગળ ગુપ્ત વાત ન કહેવી જોઇએ એમ વેદને જાણનારાઓ કહે છે; એ નીતિયુક્ત વાક્ય મેં ન માન્યું. (૭૫) માટે હે સુશ્રોણિ ! ઉભાં થાઓ. હું સદા તમારે વશ છું. સજ્જનનો પ્રેમ સર્વ કાલે સરખો હોય છે એમાં સંશય નથી. (૭૬) આ પ્રમાણે પર્વતની પુત્રીને શંકરે પ્રસન્ન કરી, ને શંકરની આજ્ઞાથી તે તપમાંથી ઉઠી (૭૭) દેવો ત્યાં ભેગા થયા ને આનંદથી શંકરને પ્રણામ કરવા લાગ્યા. ને ભક્તિભાવ વાળા મનથી તેમની સ્તુતિ કરી. (૭૮) જે ઠેકાણે ખાડામાં પરસેવાનું સ્વચ્છ પવિત્ર પાણી ભરાયું હતું તે અતિ પવિત્ર તીર્થમાં દેવોએ સ્નાન કર્યું (૭૯) હે રાજા ! આ કારણથી ધર્મારણ્યમાં દેવમજ્જન નામનું વિસ્તૃત

તીર્થ ત્રણલોકમાં પ્રખ્યાત થયું. (૮૦) ગામથી દક્ષિણ દિશાએ દેવમજ્જન નામનું તીર્થ છે. તે ગંગા વિગેરે સર્વ તીર્થોથી પણ પાવન ને ઘણું સુંદર છે. (૮૧) હે રાજા ! આશ્વીન માસની શુદી ચૌદશને દિવસે ત્યાં સ્નાન કરવાથી માણસ સર્વ પાપથી મુકત થાય છે.(૮૨)લોકોનું ભલું કરનાર શંકરનું પૂજન કરવાથી માણસ સર્વ દુઃખથી મુકત થઇ સુખ મેળવે છે. (૮૩) જે દેવમજ્જનમાં નાહીને શંકરની પૂજા કરે છે, તેને ગ્રહદોષની પીડા થતી નથી ને શત્રુનો ભય લાગતો નથી. (૮૪) આ પ્રમાણે જે રીતે શંકર મુકત થયા ને સર્વ પાપને ટાળનારં પવિત્ર તીર્થ ઉત્પન્ન થયું તે સર્વ કહી બતાવ્યું. (૮૫)

**એ પ્રમાણે પદ્મપુરાણના પાતાળ ખંડમાં આવેલી**
**શ્રી ધર્મારણ્ય કથાનો દેવમજ્જનક નામનો**
**સત્તાવીશમો અધ્યાય.**

પ્રભાશંકર જયશંકર પાઠક.

## संप अने सहकार

સંપ રાખવો અને સંપથી વર્તવું એ સૌને માટે હિતકર છે. પણ સંપ વ્યવહારમાં રાખવો એ કામ કેવી રીતે પાર ઉતારવું તેમાં કાર્યદક્ષતા, અને કૌશલ્યની જરૂર છે. સંપના ભાષણથી સંપ આવ્યો નથી અને આવશે નહિ. " વેર માના પેટમાં " એ કહેવત પ્રમાણે પ્રથમ કુસંપ ભાઇ અને ભાઇ વચ્ચે હોય છે. જ્ઞાતિ બંધુઓ પણ એક રીતે ભાઇ છે. અને તેથી જેમ ભાઇ ભાઇ વચ્ચેની ઇર્ષા કુસંપને જન્મ આપે છે તેમ જ્ઞાતિ બંધુઓમાં પણ વ્યક્તિ વ્યક્તિ વચ્ચે કુસંપનો આવિર્ભાવ અટકાવવો અશક્ય છે. જ્યાં બે સામાન્ય સરખી વ્યક્તિ બાજુ બાજુમાં મુકાય છે ત્યાં એક કરતાં બીજો વધારે સરસ શા માટે તે ભાવ ઇર્ષાને જન્મ આપે છે. કોઇ સમાજ આ દોષમાંથી મુક્ત નથી, એક નાના ગામડામાં રહેતો મુખી અથવા પટેલ, કે ગામનો વ્યાપારી તથા બીજા તે ગામડામાં રહેતા ભાઇઓની ઇર્ષાથી મુક્ત નથી. રાજ્ય રાજ્ય એક બીજાની ઇર્ષામાંથી મુક્ત નથી, જાહેર કામ કરનારા એક બીજાની ઇર્ષાથી મુક્ત નથી. દેશ દેશની ઇર્ષાથી મુક્ત નથી. આ ઇર્ષાના કારણથી અંગ અંગ વચ્ચે, સમાજ સમાજ વચ્ચે, પ્રજા પ્રજા વચ્ચે કલહ એ આ જગતનો નિયમ છે. આ સ્થિતિમાં જગતનું યંત્ર છતાં પણ ચાલે છે. તેના કારણ શોધાય તો આપણી જ્ઞાતિનો વ્યવહાર પણ જગતના વ્યવહાર માફક ચાલી શકે. જગતનો વ્યવહાર ચાલે છે તેનું કારણ એક ભાગ અને બીજા ભાગ વચ્ચે સહકાર છે માટે ચાલે છે. સહકાર છે તે સંપનું દર્શન છે. એક સમાજ માને કે બીજા સમાજની ઉપયોગીતા તેને છે, તો બંને સમાજ એક બીજા તરફથી થતા લાભ લક્ષમાં રાખી સંપથી સહકારના સિદ્ધાન્ત નજરમાં રાખી વર્તન કરે છે. લાભ સહકાર અને સહકારથી થતા લાભમાં છે એ વાત સ્વીકારાય એટલે બીજું પરીણામ એ આવે છે કે મતભેદથી ઉપજતા વિરોધની લાગણીને દબાવવામાં આવે છે, અને તેથી કલેશનો આવિર્ભાવ બંધ પડે છે. આજ રીતે આપણા જ્ઞાતિ ભાઇઓમાં પ્રથમ એવી ભાવના ઉત્પન્ન થાય કે આપણે દરેકને એક બીજાની પુરી મદદની જરૂર છે. અને તેથી દરેકની ફરજ છે કે એકે બીજાનો પુરો લાભ લેવો હોય તો પોતાના અંતરમાં રહેલા વિગ્રહને મનોનિગ્રહથી કાબુમાં રાખવો. સંપ વધારવાનું આ પ્રથમ પગથીયું છે.

શ્રીમાળી અભ્યુદય પુ. ૧૧. અંક ૫ — શ્રીયુત વિઠલદાસ ગિરજાશંકર ત્રિવેદી.
પ્રમુખ-શ્રીમાળી બ્રાહ્મણ પરિષદ્




( गतांक ४७ पृष्टपरसे चालु. )

मूल लेखक-ठक्कुर नारायण विसनजी.
अनुवादक:—
नाथूराम शालिग्राम ( गोभुज ) सोमवारीया बाजार,
शाजापुर, प्रांत मालवा.

---

## प्रवेश २ रा.

( स्थान—आरण्य, मदनचन्द्र और शिवचन्द्र बातें करते दिखाई देना. )

मदन—आहा ! प्रातःसमय जो धनदुहा दूधपान करनेको मिले तो कैसा अच्छा ! क्योंकि गेहूके आटेसे दसगुणा ज्यादे मांस पुष्टिकारक है. और मांससे दसगुणा ज्यादा बल देनेवाला दूध है ऐसा शास्त्रका प्रमान है.

शिवचन्द्र—भाई, इस आरण्यमें धनदुहा दूध मिलना तो मुश्किल है किन्तु कलेऊके लिये कुछ रख लिया है. आगे चलो कोई नदी आवे तो स्नानसंध्या करके कलेऊ करलेंगे.

मदन—अरे ये क्या मार्गमें स्नान संध्याकी क्या जरूरत है ? क्यों कि शास्त्रमें ऐसा कहा है कि—

" पूर्ण धर्म निजगृहमहो, अर्ध परगृहे मान ॥
तृतीयांश पत्तनविशे, मार्गे शूद्रसमान ॥ "

यानी अपने घरमें पूरा आचरण पालन करना, दुसरेके यांह आधा निभाना,

देहांतमें तीसरा भाग, और प्रवासमें शूद्र समान आचार रखना. अर्थात् ढेडके हाथका जळपान करलें तोभी पाप नही लगता ऐसा शास्त्रका प्रमाण है.

शिवचंद्र–भाई, अब हद्द होगई. ये शास्त्रका प्रमाण आपके लिये होगा. मैं तो इतना और ऐसा शास्त्र नही जानता, जैसे दुनिया व्यवहार करती है वैसा मैभी चलताहूं.

मदन–सचमुच तो है, दुनिया 'भेडिया घसान' का प्रवाह है एकके पीछे दुसरी जाती है ऐसा शास्त्रका प्रमाण है.

शिव–भाई तो फिर चलो–

मदन–लो चलो ( दोनो चलते हैं इतनेमें वांह एक मरा हुवा गधा पडा उनको दिखाई देता है। मदन एकदम रुककर खडा हो जाता है, और शोक प्रगट करता है ).

मदन–भाई शिवचन्द्र, इस असार संसारकी क्षणभंगुर माया, यह गर्दभराज जो कि एकसमय अपनी भयंकर ध्वनिसे आकाशको कंपित करता था, धूलको खुदसे दमीत करता था वही कराल कालके वश होकर इस समय आरण्यमें अनाथ अवस्थामें पडा है. बिचारेके शवको किसीने अग्निदाहभी नही किया.

शिव–भाई दुनियाका तो येही हिसाव है. मनुष्य पशु प्राणी सर्वको एक दिन मरनाही है. इसका शोक वृथा है.

मदन–बिलकुल ठीक है. 'मरणं हि प्रकृतिः शरीरिणाम्' मरण देहधारी प्राणी का स्वभावही है ऐसा शास्त्रका प्रमाण है. परंतु अब इस गधेके शवको अग्निदाह तो करनाही चाहिये.

शिव–परंतु इस झंझटमें क्यों पडते हो.

मदन–कारण येही कि 'अनाथ प्रेतसंस्कारः अश्वमेधफलं भवेत्' यानी जो कोई अनाथ प्रेतका अग्निसंस्कार करता है तो उसे अश्वमेध नामक यज्ञका फल मिलता है ऐसा शास्त्रका प्रमाण है. इससे ये ऐसा सुयोग व्यर्थ नही खोना चाहिये. क्योंकि–

" सदा श्रेष्ठ दिन ईश नही लाता है ।
गया वक्त फेर हात नही आता है ॥ "

ऐसा शास्त्रका प्रमाण है ।

शिवचन्द्र–किन्तु भाई शास्त्रके प्रमाणमें सारासारका विवेक विचारना चाहिये, नही तो उसका विपरीत परिणाम होता है। अनाथ प्रेतको अग्नि संस्कार करनेसे जो अश्वमेधका फल कहा है वो मनुष्यके प्रेतकेलिये है, न कि गर्दभके शबके लिये ।

मदन–भारतवर्षके मनुष्योंने गधे और मनुष्यमें भेदभाव मानने लगे तबहीसे भारतवर्षकी ऐसी दुर्दशा हुई है । शास्त्रमें शब मनुष्यकाही होना चाहिये, ऐसा किसी स्थानपर स्पष्ट उल्लेख नही किया, और उसका कारण यह है कि 'सर्वं ब्रह्ममयं जगत्' यानी यह जगत् ब्रह्ममय है–सर्व में एकही आत्मा व्याप्त है ऐसा शास्त्रका प्रमाण है.

शिवचन्द्र–(स्वगत) यह उजबक पत्थरके भेजेवाला मदनचन्द्र किसी तरह नही मानेगा. भलेही शीर फोडो बन्देका क्या जाता है. (प्रगट) अच्छा, तो भाईसाहेब आगे बढो और अश्वमेधका फल सत्वर प्राप्त करलो. धर्मके कार्यमें ढील कैसी ?

मदन–अब समले. किन्तु भाई शिवचन्द्र ! आप जाकर आसपाससे काष्ठ इकत्रित कर लावो. इस आरण्यमें काष्ठ सरलतासे प्राप्त होसकेंगे और इस शबको रास्तेसे कुछ अलग लेचलें; बस सब काम फतेह. जावो, इतना परोपकार कर डालो. कारण 'परोपकाराय सतां विभूतयः' सत्पुरुषोंकी विभूतियें परोपकारके लियेही हैं. ऐसा शास्त्रका प्रमाण है. (जरा विचार करके) अरे पर भाई एक खास बाततो भूलही गये, यह प्रेत गधेका है या गधीका इसकी जांच करना चाहिये.

शिवचन्द्र–(शबको तपासकर) यह प्रेत गधीका है.

मदन—बस मेरा अनुमान ठीक निकला। फिर एक महा भयंकर प्रश्न उपस्थित हुवा.

शिवचन्द्र—वो क्या ?

मदन—येही के यह गधी सधवा होगी अथवा विधवा ! जो विधवा होवे तो इसको नीली ओढनी उडाकर अग्निदाह करना चाहिये ऐसा शास्त्रका प्रमाण है.

शिवचन्द्र—अरे भाई सौभाग्यवती स्त्री के शवको लाल ओढनी उडाई जाती है. नीली नही.

मदन—यह तो मैभी जानता हूं लालके बजाय नीली बोल गया. इसका कारण यह है कि आज भंग पी है जिससे जरा जिव्हा फिसल पडी. वो तो मनुष्यमात्र भूल जाता है ऐसा शास्त्रका प्रमाण है।

शिवचन्द्र—भाई मदनचन्द्र, मनुष्य जातिकी स्त्रियों मुताबिक गधी एक पतिकी पत्नी नही होती.है इनके पति तो अनेक होते हैं इससे इनको कदापि वैधव्य प्राप्त नही होता है ये सदा सुहागन यानी वेश्याही हैं आपका ये गुलाबी दुपटा उडाकर अग्नि दाह करिये.

मदन—ठीक है जैसा समय हो वैसा कार्य करना चाहिये, ऐसा शास्त्रका प्रमाण है.

शिवचन्द्र—अच्छा तो मैं काष्ठ इकठे करने जाताहूं और आप इस शवको उठाकर जरा दूर लेजाइये. ( शिवचन्द्रका जाना मदनचन्द्रका शवको उठानेका बहुत प्रयत्न करना मगर नहीं उठता है तो निराश होता है. )

मदन—( स्वगत ) मनुष्यके शवसे ये गधीका शव इतना भारी क्यों है भला. हां अब समझा. प्राण निकल जानेके बाद मृत शरीरमें वायुका संचार होनेसे भारी हो जाता है, ऐसा शास्त्रका प्रमाण है. किन्तु अब अग्नि

संस्कार किस तरह करना ! ( विचार करता है ) इसकाभी उपाय है. मेरे जैसे काशीके पंडित 'विद्यासागर' को एक साधारण उपाय न सूझे ऐसा कैसे होसके ! भला 'सर्वस्य गात्रस्य शिरः प्रधानम्' यानी समस्त शरीरमें शिर प्रधान है ऐसा शास्त्रका प्रमाण है. इसका शिर काटकाटकर उसकोही अग्निदाह कर दे तोभी ठीक है. ( शिर काटनेकी तयारी करताहै फेर रुक जाता है. ) अरे ऐसा कृत्य करनेवाला कसाई कहलाता है मैं ब्राह्मण होकर कसाईका काम करता हूं....करनाही चाहिये यह पुण्य प्राप्त करनाही चाहिये. अश्वमेध यज्ञका फल ये कोई सामान्य वार्ता नहीं. बन्देकी तो एक पाई भी खर्च नहीं होती है और ये पुण्यप्राप्तीका प्रसंग मिलता है इसका लाभ अवश्य लेनाही चाहिये. ( धीरे २ छुरीसे गधेका सीर काटता है शिवचंद्र दबकर ये सारा हाल देखता है, उसमेंसे दुर्गंध निकलनेसे घबराता है ).

मदन—( स्वगत ) सिर तो काटलिया किन्तु इसमेंसे दुर्गंध निकलती है रक्त वहता है मेरा मगज भिन्नाता है. शिवचन्द्र अभीतक नहीं आया.

शिवचन्द्र—( प्रगट होकर ) क्यों भाई मदनचन्द्र मै तो वांह काष्ट इकठे कर कभीका आपकी मार्गप्रतीक्षा करता था, किन्तु आप नहीं आये तो मुझे यांह आना पडा. कहां है गधेका शव ?

मदन—गधेको सारा लेजाकर चितामें रखनेकी जरूरत नहीं, इसके सिरकोही जलानेसे पुण्य मिलेगा.

शिवचन्द्र—पर यह तो बहुत गंध मारता है कोई और दुसरा उपाय नहीं है ?

मदन—दुसरा उपाय ( विचार करके ) है–है वोभी है फक्त इसके नेत्र निकालकर उनको अग्निसंस्कार करनेसे उतना ही फल मिलता है.

कारण 'सर्वेन्द्रियाणां नयनं प्रधानम्' यानी सब इन्द्रियोंमें नेत्र प्रधान है ऐसा शास्त्रका प्रमाण है.

शिवचन्द्र–तो फेर क्या देर है? नेत्र निकाल लो और करो अग्निसंस्कार.

मदन–अच्छा २, पर चिता.

शिवचन्द्र–इसकी चिन्ता न करे पासही एक साधुकी धुनी प्रज्वलीत होरही है उसमें नेत्र डालदो तो जलबलके खाक हो जावेंगे.

मदन–अच्छा तो फेर. (मदन नेत्र निकाल कर दोनों जाकर साधुकी धुनीमें डालते हैं).

शिव–आजतो भाई मदनचन्द्र, आप कोई सौभाग्यवतीका शकुन देखकर घरसे निकले थे कि मार्गमेंही अश्वमेघका पुण्य मिला. अब ससुरालमें देखें क्या खिलअत मिलती है.

मदन–मिलनेका होगा वो मिलेगा, किन्तु प्रेतसंस्कार करनेवालोंको दश दिनका अशौच्य पालना चाहिये ऐसा शास्त्रका प्रमाण है. इसलिये तिलका मिटा देना चाहिये, शिखा छोड देना चाहिये और वस्त्र अस्तव्यस्त कर देना चाहिये, भद्र कराकर शोकसूचक द्रश्य दिखलाना चाहिये, (मदन तुरत विचित्र द्रश्य कर लेता है).

शिवचन्द्र–परंतु ये सिर और मूछ मुडवानेका कैसा क्या?

मदन–पासके गांवमें हज्जाम मिलेगा तो मुंडवालेंगे.

शिवचन्द्र–ठीक तो फेर. (स्वगत) तबही गर्दभराजके यथार्थ पुत्र हो होंगे. (प्रगट) भाई आपके आजके आनंदको पार नहीं.

मदन–सचमुच ऐसाही है.

(क्रमशः)






## એક પ્રાચીન અદ્‌ભુત પ્રેમકથા.

લેખક—ધીરસિંહ વ્હેરાભાઈ ગોહિલ.



[ પ્રકાશકની **નોંધ:**—ગતાંકમાં શરૂ થયેલી આ પ્રેમકથા સંબંધી એક રહી ગયેલી અગત્યની નોંધ લેવી જરૂરની છે કે મહુવાના કવિ હર-ગોવિંદ પ્રેમશંકર ત્રિવેદી તરફથી પ્રકટ થયેલી " કાઠીઆવાડના કંઠસ્થ સાહિત્ય " નામના પુસ્તકમાં આ વાર્તાનો નાયક અને નાયિકા બેઉને કાઠીઆવાડના એકજ ગામ ધારીગુંદાળાનાં રહીશ ગણ્યાં છે, જ્યારે અમારી આ વાર્તામાં ઉભયની જન્મભૂમિ સુદૂર દૂર એટલે એકની કચ્છમાં, ને બીજીની સોરઠમાં જણાવી છે. આ પાઠાંતરની તથ્યાતથ્યની સાબીતી માટે કોઇ ખંતીલા શોધક તરફથી સપ્રમાણ નોંધ મળશે તો ને અમે ખુશીથી પ્રકટ કરીશું. વિશેષમાં એમ પણ જણાવવું અપ્રાસંગિક નહીંજ ગણાય કે એ પ્રકટ થયેલી વાત કરતાં અમારી આ વાર્તામાં વર્ણવેલા વિવિધ પ્રસંગો દૈવીપ્રેમનાં એ બેઉ પાત્રોના જીવનપર કાંઇક ચોક્કમ ને ચિરસ્થાયી રૂપરેખા દોરે છે. ]

# પ્રકરણ ૨ જું.



## પ્રથમ દૃષ્ટિએ પ્રેમ.





આ પણી વાર્તાના નાયક વિઝાણંદને આશ્વાસનનું એક નવું સ્થાન કેવી રીતે પ્રાપ્ત થાય છે તે તરફ હવે આપણે વળીએ.

પ્રેમ નહિ આ જન્મનો, પૂર્વ જન્મનો પ્રેમ;
તે પ્રગટે આ જન્મમાં, પ્રગટે પુણ્યની જેમ,

પૂર્વે બીજક વાવીયું, પ્રેમ તણું નીરધાર;
નવપલ્લવીત તે તો થયું, પ્રેમ વૃક્ષ આ વાર.

વિઝાણંદને મન બધું શુન્યકાર ભાસવા લાગ્યું, ને તે મનમાં વિચારવા લાગ્યો કે પોતાની બ્હેન પણ સગી ન થઈ. ભેંસો કે જેની ઉપર પોતાનો આધાર હતો તે પણ ચાલી ગઇ, હવે પોતાને ગામ જઇને યે શું કરવું ! હવે તો આ સંસાર ખારો થયો. માટે હવે સ્થિર થઇને કયાંઇ ન રહેતાં ભ્રમણ કરી દિવસો ગાળવા. આમ વિચાર કરી તે ગિરમાં આવ્યો. ગિરનાં વૃક્ષોની ઘનઘટા જોઇ તેમને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો કેઃ—

જાડાં મોટાં ઝાડ, ઉભાં અડોઅડ થઈ;
વળાવી મેલ્યું પ્હાડ, વળ્યો વિઝાણંદ એકલો !

આમ કહી તે આગળ ચાલે છે ત્યાં તેણે ભેંસોનું એક ટોળું ચરતું દીઠું. લીલું ખડ ચરીને ભેંસો માતેલી થઈ હતી. તે જોઇ આંખમાં આંસુ લાવી પોતાની ભેંસોને સંભારીને તે બોલ્યો કેઃ—

મેલ્યુંની માયા, માનવીઓ ! મેલાય નઇ;
સુકી થાશે કાયા, મેના પય માખણ વિના.

કાળજે કાંટો વાગીયો, કાઢી ન શકે કોય;
જેનું દિલમાં દરદ હોય, વલખાં મારે વિઝાણંદો

મેયું અમારી મુંજડી, ને લાંબાં લાંબાં શીંગ:
ભર ચોમાંસે ભાંગીયું, ધમળી મેયું ધીંગ.

આમ કહી વિઝાણંદ નિઃશ્વાસ નાખી ચાલતો થનો હતો તેટલામાં તે ટોળામાંની એક ભેંસ વિઝાણુંદને અજાણ્યો જાણી થોડી પાછળ ચાલી. તે જોઇ ઉભો રહ્યો અને બોલ્યો કેઃ—

હતી સવાસો સામટી, દોતો દુકાળ માંય;
એ બધી વળાવીયું, એક તારાથી શું થાય ?

વિઝાણંદની વાટે, ચાલેછે શું જોઇને ?
કરમ વિનાના પાંહે, કાન એક પણ નવ રહે.

આમ કહી ભેંસો તરફ વળી એક દ્રષ્ટિપાત કરી તે ત્યાંથી ચાલતો થયો. તેના મનમાં ભેંસોનો વિયોગ સાલતો હતો. જતાં જતાં ગીરનાં ઘાટાં જંગલમાં ભુલો પડ્યો તેથી અકળાઇને બોલ્યો કેઃ—

મેલી મારો દેશ, પરદેશે હું પરવર્યો;
ખોઇ બધીયે ભેંસ, મ્હેનીએ બોલાવ્યો નહિ.

વણુ માવતરો થયો, જાકારો થયો જનમ ભોમથી;
મેયું માલ ગયો ! અટવાતો ફરૂં એકલો !

થોડે દૂર ગયો ત્યાં રસ્તો હાથ આવ્યો. એટલે વિચારવા લાગ્યો કે હે પ્રભુ ! તેં મને ક્યાં લાવીને મુક્યો ! ક્યાં મારી જન્મભૂમિ કચ્છનો વાગડ મુલક, અને ક્યાં આ સોરઠ! અહીં આવતાં સુધીમાં તેં શી શી મારે માથે કરી ! અને વળી અહીંથી ક્યાં લઇ જઇશ ? ઠીક પ્રભુ ! જ્યાં લઇ જા ત્યાં જવાનું છે. આમ કહી રસ્તે ચાલતો થયો. થોડે દુર ગયો ત્યાં એક નેસ જેવું તેને દેખાયું. વિઝાણંદને તરસ લાગી હતી તેથી પાણી પીવા માટે નેસથી થોડે દુર પાણીયારી કુવો હતો ત્યાં ગયો. આ વખતે ત્યાં એક નવયૌવના ચારણ પુત્રી પાણી ભરવા આવી હતી. તેનું સૌન્દર્ય પુરૂષના મનને હરણ કરવાને સમર્થ હતુ. આ બાળાને દુરથી આવતાં જોઇને વિઝાણંદે મનમાં વિચાર્યું કે ચારણના વેશમાં એ કોઇ દેવાંગના તો નહિ હોય ને ! નજીક આવી તે એકી ટશે આ બાળા સામે જોઇ રહ્યોછે ત્યાં બાળા પણ વિઝાણંદને જોતાંજ પ્રથમ ખંચાણી ને વિચારવા લાગી

કે આ અજાણ્યો યુવક કોણ હશે! તેની આકૃતિ તો મનમોહક છે. વળી તે ગુણસમ્પન્ન હોય તેમ પણ જણાય છે. આમ વિચાર કરતી તે કુવાના કાંઠા-પર આવી, પણ તેની દ્રષ્ટિ ઘડીએ ઘડીએ વિઝાણંદ તરફ વળતી હતી. તે બન્તેયે એક બીજાને દ્રષ્ટિએ કદિદીઠેલાં ન હોતાં છતાં જાણે ઘણાં દિવસનાં વિખુટાં પડેલાં પ્રેમીઓ હોય તેમ ઉભયની પ્રેમદીપની જ્યોતિ પ્રકાશવા લાગી. બંનેનાં હૃદયયંત્રો જોરથી ચાલવા લાગ્યાં. બંનેના કંઠ રૂંધાવા લાગ્યા, અને સાથે સાથે કંપનો પણ આવિર્ભાવ થયો. એક તરફ હૃદયનું આકર્ષણ, અને બીજી તરફ કુવામાંથી પાણીનું આકર્ષણ; તે બેમાંથી શું કરવું તે તે યુવતીને સુઝયું નહિ. છતાં હૃદય મજબુત બનાવી ઘડામાં દોરડાનો ગાળો નાખી તેણે ઘડો કુવામાં ઉતાર્યો. અરધે કુવે ઘડો ગયો ત્યાં તો દ્રષ્ટિ ઉપર કાબુ રહ્યો નહિ ને નેત્રો સ્વચ્છંદી બની વિઝાણંદ તરફ વળી ગયાં. આવી રીતે બંનેનાં નેત્રો એક બીજા સામે સ્થિર થયાં. બંને પોતાના દેહનું ભાન ભુલ્યાં. અને:—

ઉંચી ગોરી ઉજળી, જળ ભરવાને જાય;
કાંટો લાગ્યો પ્રેમનો, ઉભી ઝોલા ખાય.

એવી રીતે બંનેની ત્રાટક મૈત્રિ થઇ. વખત વહેવા લાગ્યો તેમ બંનેનાં હૃદયમાંથી પ્રેમ પ્રવાહ શરૂ થયો. કારણ કે:—

નેંન પદારથ નેંન રસ, નેંને નેંન ઠરંત;
અજાણ્યા શું પ્રીતડી, પ્રથમ નેંન કરંત.

આ બંને અજાણ્યાં હતાં. છતાં બન્નેનાં નેત્રો જાણે એકબીજાનાં પરિચયવાળાં હોય તેમ મળી ગયાં. કારણ કે અજાણ્યા સાથેના પ્રેમમાં પ્રથમ નેત્ર પ્રેમ બાંધે છે, અને નેત્ર દ્વારા પ્રેમનો ઝરો હૃદયમાં ઉત્પન્ન થાય છે. જ્યારે હૃદય પ્રેમના ઝરાથી ઉભરાઇ જાય છે ત્યારે તે વાણી રૂપે બહાર આવે છે. અને પછી જ કર્તવ્યના રૂપમાં ફેરવાઇ જાય છે. તેમ આ બંનેને પ્રથમ દ્રષ્ટિએ પ્રેમ ઉત્પન્ન થયો. પછી તેઃ—

પિતાં રસ મધુર કે, ત્યાં હૃદયો ઉભયનાં,
કરતાં પરસ્પર સાંન કે, ત્યાં હૃદયો ઉભયનાં,
કરતાં મીઠી ગુંજ કે, ત્યાં હૃદયો ઉભયનાં,
લેતાં અમૃત લ્હાણુ કે, ત્યાં હૃદયો ઉભયનાં.

આવી રીતે હૃદયો પ્રેમથી ઉભરાવા લાગ્યાં ત્યારે ભાન ભુલેલાં તે પ્રણયીઓને પોતાની સ્થિતિનું ભાન આવ્યું. યુવતી જ્યારે પોતાનો ઘડો કુવામાં ઉતારવા લાગી ત્યારે વિઝાણંદ હિમ્મત લાવીને બોલ્યો કે "મને તરસ બહુજ લાગી છે તો પાણી પાશોને !"

આ પ્રમાણે બંનેનું મૌન ભંગ થવાને કારણુ મળ્યું. શી રીતે વાત કરવી તેમ તો તે યુવતીને પણ થતું હતું. વિઝાણંદના આ પ્રશ્નથી તેને જરા હિમ્મત આવી અને તેણે પ્રત્યુત્તર વાળ્યો કે "પાણી ખેંચીને કાઢતાં તો મહેનત પડે છે. આમ પાણી પાવા બેસીએ તો પાર ક્યાં આવે? વળી વટે-માર્ગુયે ઘણાં આવે. માટે બધાને પાવાનું ક્યાંથી બને !"

"ત્યારે શું તમે પાણીથી એ પાતળાં પડશો!" વિઝાણંદે અધિરતાથી ટકોર કરી અને બોલ્યો કેઃ—

જળ તરસ્યો જુવાન, પાણીથી પાછો વળે;
દિલમાં દયા તું આણ, તરસ્યો વિઝાણંદ ભણે.

એ સાંભળી યુવતીએ માર્મિક ભાવથી કહ્યું કે—"મેં પ્રથમજ કહ્યું હતું કે વટેમાર્ગુને પાણી પાવાથી ફાયદો શું ! તમારે તો પાણી પીને ચાલ્યા જવું છે, પણ અત્યારે દિવસ અસ્ત થવા આવ્યો છે. દિવસ આથમ્યે પાણી પીવાય નહિ. માટે મારે ઘેર આવો તો પાણી પાઇશ." આ સાંકેતિક ભાષા સાંભળી વિઝાણંદ બોલ્યો કેઃ—

અમે પંથ વટાઉડા, રહીએ અહિંથી દૂર;
પહેલા પાણીમાં પાતળી, તો શું ચલાવીશ પુર !

હે યુવતી ! હું વાગડ મુલકનો રહેવાવાળો છું. આ તરફ દુઃખનો માર્યો આવ્યો છું. મારે હજુ વાટ ઝાઝી કાપવાની છે. તું અહીં ખોબો પાણી પાવાને માટે આમ કરે છે તો તારે ઘેરે તેડી જઇનેયે પાણીનાં પુર શી રીતે ચલાવવાની હતી ! વિઝાણંદે પણ મર્મમાંજ જવાબ દીધો. ત્યારે યુવતી બોલી કેઃ—

તમે પરદેશી પંથિઆ, વતન તમારાં દૂર;
થાઓ મુજ ઘેર પરોણલા, નિત્ય જમાડું દુધ ને કુર.

તમે પરદેશી છો, તમારું વતન દૂર છે, પણ મારા મેમાન થાઓ તો રોજ તમને દુધ ને ભાત જમાડું. વળીઃ—

તનની તળાઇ પાથરી, મન ઓછાડું અંગ;
પ્રેમનો પલંગ બીછાવીને, નિતનિત રહું સંગ.

આ પ્રમાણે યુવતીના મનનો પડાંતરો દૂર થતો દેખી વિઝાણંદ બોલ્યો કે ' કહેવું રહેલ છે પણ કરવું ઘણું મુશ્કેલ છે, મારે હિમ્મત અને કિમ્મત હોય તો મેમાન થાઉં. નહિ તો હું મારે મારગે પડું. ' આ સાંભળી તે પ્રેમઘેલી યુવતીએ પોતાનું દિલ ખોલી બતાવ્યું કે:--

વેંદા ચારણની દિકરી, સેણી મારૂં નામ;
એટલી ભીડું હામ કે, વિઝાણંદ વણ વરૂં નહિ.

પાણી ભરવા આવનાર યુવતી બીજી કોઇ નહિ પણ આપણી રસીલી વાર્તાની નાયીકા વેંદા ચારણની પુત્રી સેણી હતી. પોતાની યુવાવસ્થા થવા આવી હતી છતાં હજુ સુધી પ્રેમ શું તેનો તેને ખ્યાલ સરખો પણ આવ્યો ન હોતો. કારણ કે ખુલ્લી હવામાં રહેનારને મન્મથનો પરિચય લાંબી મુદતે થાય છે. ઘણી ચારણ જ્ઞાતિમાં દેવી જીવન ગાળનાર સ્ત્રીઓ ઘણી થઇ ગઇ છે. તે ઉપરથી અનુમાન થાય છે કે ખુલ્લા જંગલમાં કે જ્યાં દુનિયાની ઝેરી હવાની અસર ઓછી હોય અને સાદું જીવન ગાળાતું હોય તે પ્રદેશવાસીઓનાં ચારિત્ર ઘણે ભાગે સારાં હોય છે. સેણીનું જીવન પણ તેવું હતું. તેથી તેનામાં કિલ્મીશનો આવિર્ભાવ થયો ન હતો. આજ દિવસ સુધી અજ્ઞાતયૌવના સેણી વિઝાણંદના પ્રથમ દર્શનેજ જ્ઞાત-યૌવના થઈ, ને તેના શુષ્ક હૃદયમાં પ્રેમનો ઝરો એકાએક ઉભરાઇ આવ્યો તેનું કારણ પૂર્વનો ઋણાનુંબંધ જ છે. ઉપર પ્રમાણે વિઝાણંદને પ્રેમ-પાસમાં બાંધી સેણી તેને પોતાની સાથે ગામમાં લાવી. આ ગામ નેસ જેવું હતું. તેમાં વેંદોચારણ મુખ્ય માણસ હતો. ગામના પ્રમાણમાં વેંદોચારણ પેસામાં તેમજ ઇજ્જતમાં બીજાના કરતાં શ્રેષ્ઠ હતો. તેને કાંઇ ફરજંદ ન હોવાથી પરિતાપ થતો હતો. પણ જતી ઉમરે સેણીનો જન્મ થવાથી પોતાના મહદ્ ભાગ્ય માની ને તેને પુત્રની પેઠે લાડથી ઉછેરતો હતો. સેણીનામાં કુદરતી ડહાપણ હોવાથી આખા ગામમાં તે માનીની થઇ પડી હતી. અને વેંદો તો સેણીને બધો કારભાર સોંપી ઇશ્વર ભજન કરતો હતો.

સેણી વિઝાણંદને સાથે લઇ ગામમાં આવી. એ વખતે ચોરે પોતાના જાત ભાઇઓનો ડાયરો કરી વેંદો ચારણ બેઠો હતો, તેને સેણીએ

કહ્યું કે 'બાપુ! આ પરદેશી મુસાફર છે. આપણી જાતના છે. સાંજ પડી જવાથી તેમને આપણે ઘેર રાત રહેવા તેડી લાવી છું. માટે તે આપણા મેમાન છે.' આટલું કહી વિઝાણંદને ચોરે બેસવાનું કહી સેણી પોતાને ઘેર ગઇ અને વિઝાણંદ ચોરે ગયો.

વેંદો મલતાવડા સ્વભાવનો અને મેમાન પ્રત્યે પ્રેમ રાખનારો હોવાથી વિઝાણંદને પાસે બોલાવ્યો, અને કયાંના છો, શું નામ છે, કયાં ગયા હતા, કયાં જાઓ છો, વગેરે પ્રશ્નો પુછી માહીતી મેળવવા પોતાની ઇચ્છા જણાવી. વિઝાણંદે પણ ખુલ્લા દિલે પોતાની બધી હકીકત માંડીને કહી. ભેંસોની વાત સાભળી વેંદો દીલગીર થયો અને હિમ્મત રાખવા વિંઝાણંદને ઉપદેશ આપ્યો.

સેણીને તો આજે આનંદનો અવધિ હતો. દરરોજ કરતાં આજે તે વિશેષ ઉત્સાહિત જણાતી હતી. ઘેર આવી તેણે પોતાની માતાને પણ કહી દીધું હતું કે " આજે આપણે ત્યાં આપણી જાતનો એક પરદેશી મેમાન આવનાર છે, માટે તેની સારી બરદાસ કરવી જોઇએ. " એમ કહી પોતે કંસાર રાંધી નાખ્યો. આજ સુધી કોઇ દિવસ સેણી રાંધવાનું કામ કરતી નહોતી છતાં આજે ઘણીજ હોંશથી તે રસોઇનું કામ કરવા લાગી. જોત-જોતામાં રસોઇ તૈઆર કરીને સેણીએ તેની માને કાંઇક નિરાશાથી કહ્યું કે " આજે હજી ઢોરો કેમ આવ્યાં નહીં. "

" હવે આવતાં હશે. કયાં હજી મોડું થયુ છે? આજે તેં કામ કર્યું છે ને, તે ઉતાવળ હશે! " સેણીની માએ હસતાં હસતાં કહ્યું.

ઢોરો આવ્યાં કે તુરત ઉતાવળથી ઢોરો દોહીને મેમાનને જમવા બોલાવ્યો. બીજાને મન તો તે એક સાધારણ મેમાન હતો, પણ સેણીને મન તો પોતાનો અત્યંત માનીતો મેમાન હતો. વેંદાની સાથે વિઝાણંદ જમવા બેઠો. સેણી ઘડીએ ઘડીએ પીરસવાને બહાને ત્યાં આંટાફેરા ખાતી હતી; અને વિઝાણંદને આગ્રહથી પીરસતી હતી. વિઝાણંદને પણ સેણીની રસોઇ જમવામાં અલૌકિક આનંદ આવતો હતો. ઘણે દિવસે મીઠી રસોઇ જમી વિઝાણંદ ખુશી થયો. (ચાલુ)






લેખક—ભદ્રશંકર મંછારામ ભટ્ટ.
અધિપતિ—મોઢ ચંદ્રોદય, કતારગામ.

(ગતાંકના પૃષ્ટ ૨૮ થી ચાલુ)

( ૩ )

સત્યદીલી રમણિક ઘર છોડયા પછી સ્ટેશન પર આવેલી હોટલોની હારમાળામાં ચ્હા આપનાર છોકરાની નોકરી શોધી વળ્યો. એક હોટલના માલિકને પોતાને નોકરી પર રાખવા સખ્ત આજીજી કરતાં તેને ખાધા બદલે રાખ્યો. ચ્હાનાં પ્યાલાં માંજવા, રકાબીઓમાં થોડીક ચીજો ગોંધીને રહેવા દેવામાં ફેશન માનનારા પૈસા ભરી મૂર્ખતા દેખાડનારા હોટલના શોખીનોની એંઠી ગંદી રકાબીઓ સાફ કરવી, ટેબલો મસોતા વતી સાફ કરવાં, ઓર્ડર પ્રમાણે માલ પુરો પાડવો વિગેરે કાર્યો તેને કરવાનાં હતાં. તેના કામમાં અનુભવની ખામી હતી પણ તેની કાજળસમી કાળી આંખોમાં 'ચપળતા અને કાર્ય કરવાનો ઉત્સાહ હતો. સવારે સાડા ચારથી તે રાત્રે લગભગ પોણા સુધી તેને આવી સખત મજુરી કરવી પડતી. . તે ઉમેદથી કાર્ય કરતાં પણ તેનુ કોમળ શરીર ક્યાં પર નભે ! તેનું હાડ ગળવા લાગ્યું, તેના ગુલાબી ગાલ ફીક્કા પડતા ગયા; શરીર પીળું પડવા લાગ્યું, આંતરિક જ્વરથી પીડાવા લાગ્યો. એક દિવસ સખત તાવ આવ્યો હતો છતાં હોટલમાં આવનારાઓની સરભરા તેને કરવી પડતી.

સત્યાગ્રહીએ ભોગવવાની કસોટી પુરી થઇ હશે. જે દિવસે તાવ આવ્યો તેજ રાત્રે નોંધારાના આધારે મદદ મોકલી. એજ દિવસે રાત્રે હોટલમાં એક કોઇ ધનિક ઉતર્યા. તાવની તાઢની ધ્રુજતા રમણિકને તેની સારવાર કરવા મુકવામાં આવ્યો. આટ આટલો શરીરમાં તાવ છતાં ઉત્સાહભેર તેને સારવાર કરતો જોઇ શેઠને તેના તરફ દયા ઉપજી. તેમણે તેની પોતાની ઓરડીમાં બેસી રહેવા જણાવ્યું અને અગવડ ભોગવી લીધી. રમણિકને હોટલમાં જોતા જ શેઠને સંદેહ ઉપજ્યો હતો કે તે કોઇ ઉચ્ચ કુટુમ્બનો હોવો જોઇએ સંજોગોને લીધે તેને આવું અધમ કાર્ય કરવું પડતું હશે. શેઠને પોતાને ત્યાં નોકરની જરૂર હતી. રમણિકના પર દિલ ચોંટેલું હોવાથી તેને પોતાની સાથે લઇ જવા તેને ખાનગીમાં પુછી જોયું.

" અલ્યા તારે મારી નોકરીએ રહેવું છે ? "

ટુંટીઉં વાળી બેઠેલા ધ્રુજતા રમણિકે શેઠ તરફ નજર ફેંકી, નોકરી ?... કહી તે રડી પડ્યો. તેનાથી ન રહેવાયું.

શેઠ રમણિકની લાગણી કળી ગયા. તેના તરફ પ્રેમ ઉપજ્યો."શેઠજી! મ્હારી ગરજે મ્હારે કરવી જ પડશે." ગળગળા અવાજે રમણિકે જણાવ્યું.

"એટલે!" શેઠે સાશ્ચર્ય જણાવ્યું.

"શેઠજી!" રમણિકે એક દીર્ઘ નિ:શ્વાસ નાંખ્યો.

"અલ્યા, ત્હારા મનમાં કાંઇ ગુંચવાડો છે. બોલ શો ગુંચવાડો છે!"

રમણિકે પોતાનો ઇતિહાસ જણાવ્યો. જેમ જેમ તે કહેતો ગયો તેમ તેમ શેઠનું હૃદય દયાર્દ્ર બનતું ગયું. સત્યાગ્રહી સત્યને માટે દુ:ખ ભોગવતા આ બ્રહ્મ બાળકની આવી દુ:ખદ દશા જોઇ શેઠનું હૃદય લાગણીથી ઉભરાઇ ગયું. તેમણે એક નિશ્ચય કર્યો. તેમને પુત્ર ન હતો. રમણિકને પુત્ર તરીકે તેમને ત્યાં રહેવા તેમણે જણાવ્યું. જ્ઞાત જાત વિષે પુછપરછ કરતાં શેઠ અને રમણિક એકજ જ્ઞાતના નીકળ્યા. શેઠ કચ્છ તરફના હતા. શેઠને મન ઇશ્વરે પુત્ર આપ્યો. રમણિકને મન ઈશ્વરે સહાય મોકલી. સત્યનો જય થયો. પુત્ર તરીકે રહેવાની કબુલાત આપતાં પહેલાં રમણિકે શેઠ પાસે એક વચન માગી લીધું અને તે પોતાની મરજી હોય ત્યાં સુધી અભ્યાસ કરાવવાનું. શેઠ પણ સુજ્ઞ સુશ્રુત અને સવિદ્ય હતા. આવી ભાવના તેને અભિવંદ્ય હતી. તેણે રમણિકની શરત કબુલી. શેઠે તુરત જ હોટલના માલીકને બોલાવ્યો. રમણિક હવે હોટલમાંનો નોકર નથી પણ તે શેઠનો સંગાથી છે એમ તેમણે હોટલના માલિકને જણાવ્યું. શેઠે તેને રમણિકની સઘળી બીના કહી. હોટલવાળાની ગુંજાશ ન હતી કે તે જરી પણ બોલી શકે તેણે તો રમણિકને ન ઓળખ્યો પણ શેઠે ઓળખી કાઢ્યો. હીરાની પરીક્ષા ઝવેરીજ કરે.

શેઠનું કામ બીજે દિવસે રાત્રે પુરું થયું એટલે તેઓ અને રમણિક તેજ રાત્રે મુંબાઇ માટે ઉપડી ગયા.

(૪)

માથામાં કસુમ્બલ રંગી પાઘડી, ખાંધ પર રેશમીકોરનો દુપ્પટો, અને પગમાં લાલ દક્ષણી જોડા પહેરી ઘરમાં દાખલ થનાર સેંટ્રલ હિંદુ કોલેજના પ્રોફેસર તે જ પેલા ઉચ્ચ આદર્શો પોષવાના ગુન્હા માટે ગૃહ વિનાનો થયેલો નાનો રમણિક. પિતા સાથે સત્ય માટે લડત કરી ત્યારે લોકો તેને અક્કલ વિનાનો, અણસમજુ અને ઉખોડેલ લેખતા. આજે તેજ લોકો અંતરના ઉંડાણમાં રમણીયરામની લાયકાતને, તેમના જ્ઞાનને, તેમની પદવીને વખાણી રહ્યા છે અને કેટલાક તો તેમની મહત્તા જોઇ મનમાં બળી પણ રહ્યા છે.

રાત્રીનો સમય હતો. પરશાળની મધ્યમાં એક ગોળ ટેબલ ગોઠવવામાં આવ્યું હતું. સુમિત્રાએ ગૂથેલા ગુલાબના ફુલોવાળો રૂમાલ તેના પર પાથર્યો હતો. ટેબલ પર પ્રાચીન કારીગીરી વાળો પુષ્પ છાપ મુકવામાં આવ્યો હતો. એક બાજુએ ટેબલ પર લેમ્પ બળતો હતો. ટેબલની એક બાજુ નેતરની આરામ ખુરશી પર રમણીયરામ બેઠા હતા. પાસે ઘાસની ખુરશી પર સુમિત્રા બેઠી હતી. ટેબલની ફરતે પેલી બાજુ સુમન લાકડાની હથાવાળી ખુરશી પર ખુરશીના હાથા પર પગ નાખી બેઠો હતો. નાની કુમુદ ટેબલની કોર પર માથું અડેલી ઉભી રહી હતી અને જે બોલે તેના તરફ કુતુહલ દ્રષ્ટિ ફેરવ્યા કરતી હતી.

"ભાભી, પેલી અધુરી રહેલી વાત પુરી કરો" સુમને કુટુમ્બ ચર્ચાની શરુઆત કરી.

"હવે તે વાતમાં કાંઇ ખાસ બાકી નથી," ઓષ્ટમાં હસતાં સુમિત્રાએ જવાબ આપ્યો.

"બા, પેલાં બધાં લોકો મને તેડી જઇ ખાવાનું આપતાં તે!" માથું ઉંચું કરી હાથના ચાળા સાથે આંખોનું નત્ય નચાવી ઓષ્ટ પર સ્મીત ફરકાવી કુમુદા બોલી પડી.

કુમુદાના ન્હાનકડા મ્હોમાંથી અક્ષર નિકળે તેમ તેમ વધુ આશ્ચર્ય બતાવતી સુમનની આંખો તેના તરફ ઠરી જતી.

"શું, શું?" તેણે આશ્ચર્યથી પુછ્યું.

સુમિત્રાએ પહેલાં તો મૃદુ હાસ્ય કર્યું પણ થોડીજ વારમાં તેમના ચ્હેરા પર વિચિત્ર છાયા પ્રસરી. જાણે કોઇ ચીજ પર દૃષ્ટી ઠરી ગઇ હોય અને હવામાં કોઇ આંતરીક વ્યક્તિ સાથે તેઓ વાત ન કરતાં હોય તેમ તેમણે ઉદ્‌ગાર કાઢયા. "કેવી અજ્ઞાનતા! કેવી દયાપાત્ર સ્થિતિ! ગૃહસંસાર ક્યાંથી રૂડો હોય!" ભાભી તરફ દૃષ્ટી ફેરવતાં તેમના મુખારવિંદ પર ગાંભીર્ય પ્રસરતું જોઇ સુમનના મ્હોં પરનું હાસ્ય પણ ઉડી ગયું "ભાભી આ શું બોલતાં હશે? શું ગંભીર બીના હશે!" તેની ધીરજ પકડી પકડાઇ નહિં. "શું થયું તું, ભાભી!" તે બોલી ઉઠયો.

"ના, મને ત્યાંનાં ગામનાં વાતવરણનો સહેજ વિચાર આવ્યો. આપણા ગામ તરફની સ્ત્રીઓ! બિચારી તેમની શી કલ્પનાઓ! અરરર આપણો દેશ કયાંથી સુધરે! સ્ત્રીઓ વીરસૂ ક્યાંથી થાય?"

"પણ, થયું તું શું તે તો કહો!" સુમને ખુબ અધિરાઇ બતાવી.

"ત્યાં અમે એક સાંજે ફરવા નીકળ્યાં હતાં. અમો ધીરાં બ્હેનની બ્હેનપણીને ત્યાં જતાં હતાં. રસ્તામાં એક ઘરમાંથી મને એક સ્ત્રીએ, "આવો, આવો તો ખરાં" એમ કહી બનાવટી મધુર સ્વરે બોલાવી હું તો તેમને ન હતી ઓળખતી. મારા મનમાં તેઓ ધીરાં બ્હેનને બોલાવતાં હશે એટલે હું ધીરાંબ્હેન તરફ જોઇ રહી. પણ પેલાં બ્હેન તો મારા તરફજ જોતાં હતાં "અમે તમારી જ્ઞાતિનાં જ છીએ. આવો, આવો" એમ ફરીથી પેલાં બ્હેને વધુ સ્પષ્ટતાથી મને ઉદ્દેશી કહ્યું. સ્વજ્ઞાતિના હોઇ બોલાવે તો જવું જોઇએ એમ કહી અમો સઘળાં તેમને ત્યાં ગયાં. અમને ઘણો ઉલ્હાસ ભર્યો આવકાર આપવામાં આવ્યો. ચ્હા મુકાઇ. મીઠા મીઠા શબ્દોમાં વાતચીત થઇ. કુમુદાને તેમણે પોતાની પાસે બોલાવી. "બ્હેન તું તો મોટી થઇ ગઇ. બાએ કોઇ સાસરૂં ઘડયું કે નહિં?" એમ બોલી તેને રમાડી. થોડી વાર બેઠા પછી ચ્હા પી અમો ઉઠયાં. પેલાં બ્હેનના હાવભાવ પરથી મને એમ લાગ્યું કે હવે આપણા તરફની સ્ત્રીઓ પણ સુધરતી જાય છે. બ્હાર નીકળ્યા પછી ધીરાં બ્હેને અમને મળેલા આવકારનું રહસ્ય સમજાવ્યું. તે બ્હેનને ત્યાં આપણી કુમુદા જેવડો છોકરો હશે. આપણે તે છોકરા જોડે કુમુદાનો વિવાહ કરીએ એમ તે બ્હેનની મતલબ હતી. મેં તો ધીરાં બ્હેને સમજાવેલું રહસ્ય ન માન્યું પણ હું સુરત રહી તે દરમ્યાન મને એવા તો ઘણા અનુભવો

થયા. અરે કેટલીક વાર તો કેટલીક સ્ત્રીઓ આપણે ઘરે આવતી અને કુમુદાના વિવાની વાતો કરતી. જાણે હું તેમ કરવા વરની જ શોધ કરતી હોઉં નહિ તેમ કોઇ કહેતું કે અમુકને ત્યાં કરો, કોઇ કહેતું અમુક ઘર ઘણું કુળવાન કોઇ વળી બીજું જ પૈસાદાર ઘર બતાવતું. કેટલાક છોકરાની માતાઓ તો આપણે ત્યાં દરરોજ આવતી અને તેમના ઘરનાં પોતેજ વખાણ કરતી કેટલીક તો બીજી સ્ત્રીઓને પોતાના છોકરાનું કાંઇ મધરાવવા મોકલતી. જ્યારે જ્યારે વિવાહ સંબંધીની સલાહ આપવામાં આવતી ત્યારે છોકરાની વય કે છોકરો શું ભણે છે એ તો ભાગ્યે જ કહેવામાં આવતું. માત્ર પૈસો અને બહુ તો કુળની જ ગણત્રી કરવામાં આવતી. હું તો આ બધુ સાંભળી જ રહેતી. કેટલીક વાર હું બહુ કંટાળતી ત્યારે આવી વાત નહિં કરવા વિનંતિ કરતી પણ તેઓ કહેતી કે “ બ્હેન તમો તો બહાર રહો છો એટલે સંસારની તમને ખબર નથી છોકરીની ઉમ્મર હવે નાની ન કહેવાય. એટલે વિવાહ તો કરી દેવા જ જોઇએ; નહિં તો પછી કુળવાન વર નહિં મળશે. પછી કાંઢાં મારવાં પડશે અને પાછળથી પસ્તાવું પડશે. અત્યારથી ચેતેલાં સારાં. નાનો મોટો છોકરો જોવા રહીએ તો રહી જઇએ. મુછ છોકરાને જ ઉગવાની. માટે એમ નાનો મોટો વર જોવા ન બેસીએ.” કેટલીક સ્ત્રીઓ કુમુદાને પોતાને ત્યાં લઇ જતી અને ખાવાનું આપતી. ત્યાં સ્ત્રીઓમાં આવી ને આવી જ વાત.” આ પ્રમાણે સુમિત્રાએ સઘળો ઉભરો કાઢી નાખ્યો.

થોડીવાર તો સઘળાં શાંત જ રહ્યાં.

“ સ્ત્રીઓ બીચારીનો શો વાંક ! ” રમણીયરામે શાંતિનો ભંગ કર્યો.

“ અહો મરદોએ એવા ! ” સુમિત્રા બોલી ઉઠી “ તેઓ પણ આવી આવી વાતોમાં સામેલ હોય છે. ”

“ ગામ તરફ આપણી જ્ઞાતિની સ્થિતિ ઘણીજ કંગાળ છે. પુરૂષ અને સ્ત્રી બન્ને વર્ગોમાં કેળવણીનો ઘણો જ અભાવ છે. તેમાં સ્ત્રીઓમાં તો બીલકુલ જ નહિં. આધુનિક સમયમાં જીવન એટલે હરકોઇ પ્રકારે સત્ય કે અસત્ય, યોગ્ય કે અયોગ્ય, હુશીઆરીથી કે લફંગાઇથી, ન્યાયથી કે છળથી, ભલાઇથી કે બુરાઇથી, કોઇને લાભ કરાવી આપી, કે કોઇને ગરદન મારી, પૈસો રળી પેટ ભરવું. અને સ્ત્રીઓના જીવનની વ્યાખ્યા એ કે ખુબ ઘરેણાં એકઠાં કરવાં, અને સાડીઓ પેટીમાં ભરવી.”

“ ટુવા ખાઇ જાય તો કાંઇ નહિં. લગ્ન કે એવો પ્રસંગ ન આવે ને તે ન પહેરાય તો વાંધો નહિં ” વચમાં સુમિત્રા બોલી ઉઠી.

“ પણ ખરે ખેદજનક અવસ્થા ! ” સુમને જણાવ્યું.

“ આની સ્થિતિનું કારણ જીવન ધર્મની અજ્ઞાનતા છે, બક્ષણ ભૂખ્યા કાળે આપણા પુરાણા ડહાપણનું બક્ષણ કીધું द्विजानां ब्राह्मणः श्रेष्ठः એ સૂત્ર બ્રાહ્મણના જીવનને શ્રેષ્ટપદ પામવા માટે ઉછેરતું. વેદાદિનું અધ્યયન કરી બ્રહ્મચારિત્ર્ય સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરી वर्णानाम् गुरुः ના પદને પહોંચવું એજ ડહાપણ અને એજ લક્ષ્ય હતું, પણ આજે લક્ષ્યમાં પેટ પૂજન અને સ્મૃતિ શ્રુતિ કે વેદાદિ મંત્રો માત્ર મોઢે કરવાનાં જ રહ્યાં નહિં કે તેમાંથી નીતરતું ડહાપણ ગ્રહણ કરવાનું અને અન્યને કહેવાનું. એટલે આધુનિક જીવનમાં ક્યાંથી હોય ખરૂં જીવન ! ક્યાંથી

હોય રસ! ને ક્યાંથી હોય સુખ! જ્યાં સુધી જીવન હેતુ હૃદયમાં કોતરાઇ રહેલો હોતો નથી ત્યાં સુધી નથી જવાનું દારિદ્રય, આળસ્ય, અને ભેખ ઝોળી. નથી દેખાવાનો જીવન પ્રકાશ, નથી મટવાની મરણાવસ્થા જેવી દુઃખદ સ્થિતિ. ત્યાં સુધી અજ્ઞાનતાનો અંધપટ નથી ખસેડાવાનો. અને પુરૂષ કે સ્ત્રી પશુતા છોડી નથી માંડવાના માનવી સંસાર. ત્યાં સુધી દાળ ચોખા ભરે એટલી પુરૂષની ગરજ, અને સવાર સાંજ બાફીને ઝીંકે એટલી સ્ત્રીની ગરજઃ ત્યાં સુધી લગ્ન એટલે ઢીંગલી ઢીંગલાની રમત, અને વિવાહ માંડવા એ તો વેપારનો સોદો "

"પણ એ બધું કયારે મટવાનું અને કેમ કર્યાથી?" સુમિત્રાની ધીરજ ન રહી તેથી તે બોલી ઉઠી.

"એ તો સર્વને જીવન કાર્ય જણાય ત્યારેજ તો. બ્રાહ્મણનું મુખ્ય કર્તવ્ય તો વિદ્યા પ્રાપ્ત કરી બીજાને આપવી એ છે. જો બધા પોતાનું એ ખરું કર્તવ્ય સમજે, અકાર્ય છોડી પોતાનું નિયત ધર્મકાર્ય કરવા હજીયે પ્રયત્ન આદરે તો જરૂર મટે." રમણીયરામે વિચાર પૂર્વક જણાવ્યું.

"એ પ્રયત્ન કેવી રીતે આદરવો?" સુમને પૂછ્યું.

"કેળવણી પ્રજાજીવનનો પાયો છે. બાળ-કેળવણી ચારિત્ર ઘટતી કેળવણી એકદમ શરૂ કરી દેવી જોઇએ. ભૂત ગૌરવનો પાયો જીવન-પથના ચાર આશ્રમો હતા. પાછા એ આશ્રમપથ શરૂ થઇ જવા જોઇએ. બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યસ્થાશ્રમ ફરી મંડાઇ જવા જોઇએ. તેમાં બ્રહ્મચર્યાશ્રમ સુરત રીતે પળાવવો જોઇએ. હાલ તુરત સચ્ચારિત્ર વાળા ગુરૂઓને હાથે એક બ્રહ્મચર્યાશ્રમ ખોલવો જોઇએ, જેમાં જ્ઞાતિના પ્રત્યેક બાલકને ૭-૮ વર્ષે ઉપવીત સંસ્કાર વિધિ આપ્યા બાદ ૨૪ વર્ષ પર્યન્ત વિદ્યા આપી સંસાર માટે દરેક પ્રકારે લાયક બનાવવો જોઇએ. એવીજ રીતે બાલકીઓ માટે પણ કુમારિકા આશ્રમો ખોલવાં જોઇએ, અને તેમાં પ્રત્યેક કુમારીકાને તે ગૃહરાજ્યનો ખરો સચીવ બની શકે એવી કેળવણી અપાવી જોઇએ. આમ થયેથી જીવન ધર્મનું જ્ઞાન પ્રાપ્ત થશે, અકાર્ય છોડાશે, તથા તમે જે પ્રકારની ફર્યાદ કરી અને તમારી મુસાફરી દરમ્યાન જે અનુભવ્યું એવી એવી અનેક ફર્યાદો દુર થશે. લગ્ન જેવી મનુષ્યને ઉપયોગી સંસ્થાનું ખરું રહસ્ય સમજાશે. ઢીંગલા ઢીંગલીની રમતો અને વેપારી સોદાઓ આપમેળે બંધ થશે, સ્નેહલગ્ન શરૂ થશે. બીજાન્દેહી જે આજીવીકાનો અધમતમ પ્રકાર છે, અને જેને લીધે પરવશતા ગૃહપ્રશંસા વિગેરે કરવાને લીધે શ્રેષ્ઠત્વ નષ્ટ થાય છે તે સર્વથા ત્યાજ્ય છે એમ માલુમ પડશે; એટલે તે છોડી સત્ય માર્ગ પકડવામાં આવશે."

એટલામાં ત્યાં કાંઇક થયું અને સર્વની આંખ તે તરફ ખેંચાઇ. સુમન તુરત ઉભો થઇ ગયો અને તેણે કુમુદને પકડી લીધી. ટેબલ પર માથું ગોઠવી ઉભી રહેલી કુમુદ ઉંઘી ગઇ હતી તે ગબડી જતી હતી તેને સુમને પકડી લીધી. સુમિત્રા તેને સુવડાવવા ગયાં અને એ પ્રમાણે આ વાર્તાલાપમાં ભંગાણ થયું.

આ વખતે બારના ટકોરાએ થયા, મોડું થઇ ગયું હતું અને વળી પાછું જલદી ઉઠવાનું હોવાથી સર્વેએ સુવાની તૈયારી કરવા માંડી.

"પ્રભુ, સર્વને શુભ બુદ્ધિ આપે અને સર્વે કોઇ ઉદ્ધાર માટે પ્રયત્ન કરવા માંડે" એમ સુમિત્રાએ પાછા આવી જણાવ્યું પછી સર્વે ત્યાંથી છુટાં પડ્યાં.

श्री मोढ ब्राह्मण विद्योत्तेजक सभा (सुरत अठ्ठाविशी.)
तरफथी बाळाओ अने बहेनो माटे
धर्मनीति संवर्धिनी परीक्षाना ग्रंथो तथा नियमो.

તા. ૨૩—૪—૨૨ ને દીવસે અણામા ગામે મળેલી સામાન્ય સભામાં થયલા ઠરાવ પ્રમાણે શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી, શાસ્ત્રી નર્મદાશંકર ભાનુશંકર, ભટ્ટ નીછાભાઈ ભાનુશંકર, તથા ભટ્ટ મણિશંકર નાગેશ્વર આ ચાર જણાની કમીટીએ ઉપરોક્ત પરીક્ષાની યોજનાઓ રજુ કરી તે ઉપરથી સભાએ નીચે મુજબના ગ્રંથો તથા નિયમો સદર પરીક્ષા માટે નક્કી કર્યા છે.

૧ આ પરીક્ષાનું નામ (સુરત અઠ્ઠાવીશી વિભાગની) મોઢ બ્રાહ્મણ જ્ઞાતિની બાળાઓ તથા બહેનો માટેની **ધર્મનીતિ સંવર્ધીની પરીક્ષા** રાખવું.
૨ આ પરીક્ષાનો ઉદ્દેશ " સામાન્ય ધાર્મિક નિત્યકર્મ, તથા સ્ત્રીજીવનસંબંધિ નીતિનો આદર્શનો બોધ થાય " એ છે.
૩ આ પરીક્ષા માટે વયની ઇયત્તા રાખી નથી.
૪ આ પરીક્ષા માટે ગ્રંથાનુક્રમ (કોર્સ) નીચે મુજબ રાખ્યો છે.

## પ્રથમ પરીક્ષા પૂર્ણ ગુણાંક ૩૦૦.

### વિભાગ ૧ લો.

| | | ગુણાંક. |
|---|---|---|
| ૧ | ગંગાલહરી (પંડિત જગન્નાથ વિરચિત.) | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | ગંગાષ્ટક (વાલ્મિકીકૃત) | ૩૩ |
| ૨ | ગંગાષ્ટક (શંકરાચાર્યકૃત) | ૩૩ |
| ૩ | નર્મદાષ્ટક (શંકરાચાર્યકૃત) | ૩૩ |

### વિભાગ ૨ જો.

| | | |
|---|---|---|
| ૧ | ગજેન્દ્રમોક્ષ સ્તોત્ર. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | ભીષ્મસ્તવરાજ. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | પાંડવકૃત પ્રપન્નગીતા. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | રામરક્ષા. | ૪૦ |
| ૨ | નારાયણ કવચ. | ૬૦ |

### વિભાગ ૩ જો.

| | | |
|---|---|---|
| ૧ | ભગવદ્‌ગીતા—અધ્યાય ૧૫ તથા ૧૬. | ૧૦૦ |

**સૂચના**—પ્રથમ પરીક્ષાના ગ્રંથો મુખ પાઠ આપવાના છે. એની સમજુતી પૂછાશે નહી. ઉચ્ચારશુદ્ધિના ઉપર વિશેષ લક્ષ્ય અપાશે. પ્રથમ પરીક્ષામાં ૧૦૦ માર્કના ત્રણ વિભાગ છે વિકલ્પ ગ્રંથોપૈકી પરીક્ષા આપનારે પોતાની ઇચ્છાનુસાર ગમે તે ગ્રંથ અથવા ગ્રંથો તૈયાર કરવા.

## દ્વિતીય પરીક્ષા પૂર્ણ ગુણાંક ૩૦૦.

### વિભાગ ૧ લો.

| | | ગુણાંક. |
|---|---|---|
| ૧ | વાલ્મિકીય રામાયણ ( અયોધ્યાકાણ્ડ. ) સર્ગ ૨૬થી ૩૦ સુધી. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | મહાભારત ( વનપર્વ ) અધ્યાય ૨૯૩થી ૨૯૯ સુધીનું સાવિત્રી ચરિત્ર. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | મહાભારત ( વનપર્વ. ) અધ્યાય ૫૬-૫૭ ૬૩-૬૫ સુધીનું નળ ચરિત્ર. | ૧૦૦ |
| ૧ | મહાભારત ( વનપર્વ ) યક્ષપ્રશ્નાધ્યાય ૩૧૩મો | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | મહાભારત ( આદિપર્વ. ) અધ્યાય ૭૦થી ૭૪ સુધીનું શકુન્તલા ચરિત્ર. | ૧૦૦ |

### વિભાગ ૨ જો.

| | | |
|---|---|---|
| ૧ | સપ્તપદીના શ્લોકો. | ૩૦ |
| ૨ | તુલસીપૂજા પ્રયોગ. | ૭૦ |

### વિભાગ ૩ જો.

| | | |
|---|---|---|
| ૧ | સુંદરી સૌભાગ્યસર્વસ્વમાંથી નંબર ૧થી ૬૦ સુધીની સતીઓ પૈકી દશ સતીઓનું ચરિત્ર. | ૧૦૦ |

**સૂચના**—દ્વિતીય પરીક્ષાના ગ્રંથો પૈકી પ્રથમ વિભાગના ગ્રંથો મુખપાઠ આપવાના નથી. એની પરીક્ષા પુસ્તક ઉપરથી લેવાશે. દરેક શ્લોકનો તાત્પર્યાર્થ સમજાવવો પડશે. શબ્દાર્થ પૂછાશે નહી, તેમ જ વ્યાકરણ પણ પૂછાશે નહી. શ્લોકોનું વાંચન પૂછાશે. વિભાગ બીજાના બે વિષયો મુખપાઠ આપવાના છે, તથા સમજુતી અને તાત્પર્યાર્થ પણ પૂછાશે. વિભાગ ત્રીજાનાં ચરિત્રો ગુજરાતી ભાષામાં વાર્તારૂપે કહેવાનાં છે.

## તૃતીય પરીક્ષા પૂર્ણ ગુણાંક ૫૦૦.

### વિભાગ ૧ લો.

| | | ગુણાંક. |
|---|---|---|
| ૧ | માર્ગોપદેશિકા ( સંસ્કૃત ) સંપૂર્ણ. | ૧૦૦ |

### વિભાગ ૨ જો.

| | | |
|---|---|---|
| ૧ | મહિલાધર્મ માર્તણ્ડ સંપૂર્ણ. ( શાસ્ત્રી મોતીલાલ ભાનુશંકર કૃત. ) | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | યુવતી સૌભાગ્યરત્ન સંપૂર્ણ. ( શાસ્ત્રી અંબાશંકર કલ્યાણજી શુક્લ કૃત.) | ૧૦૦ |

### વિભાગ ૩ જો.

| | | |
|---|---|---|
| ૧ | હિતોપદેશ મિત્રલાભ પ્રકરણ. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | ઉદ્ભટસાગર પ્રથમ પ્રવાહ. | ૧૦૦ |
| | અથવા | |
| ૧ | પંચતંત્રનું મિત્રસંપ્રાપ્તિ પ્રકરણ. | ૧૦૦ |

### વિભાગ ૪ થો.

| | | |
|---|---|---|
| ૧ | માંદાની માવજત. | ૫૦ |
| ૨ | આરોગ્યશાસ્ત્ર. | ૫૦ |
| ૩ | બાળ ઉછેર. | ૫૦ |

### વિભાગ ૫ મો.

| | | |
|---|---|---|
| ૧ | રેશમ ઉન અથવા ઝીકનું ભરતકામ તથા શીવણકામ. | ૫૦ |
| | અથવા | |
| ૧ | તોરણ અને પડદા બનાવવાની ક્રિયા. | ૫૦ |
| | અથવા | |
| ૧ | રેંટીયા ઉપર ૨૦થી ૫૦ નંબર સુધીનું સુતર કાંતવું. | ૫૦ |
| | અથવા | |
| ૧ | કોઇ પણ દશ જાતનાં પકવાન બનાવવાની રીતિ. | ૫૦ |
| | અથવા | |
| ૧ | કોઈ પણ જાતનાં પચ્ચીશ જુદા જુદા સાથીઆઓ કાગળ પર ચીતરી બતાવવા. | ૫૦ |

સૂચના—તૃતીય પરીક્ષાના પાંચ વિભાગ પાડયાં છે. વિભાગ પહેલાની પરીક્ષા મુખપાઠ લેવાશે. ત્રીજા અને ચોથા વિભાગની પરીક્ષા પુસ્તક ઉપરથી લેવાશે. બીજા વિભાગના પરીક્ષા તે ગ્રંથોમાંથી પ્રશ્નરૂપે લેવાશે.

૫ કોઇ પણ પરીક્ષા લેખી રાખવામાં આવી નથી; છતાં પરીક્ષા આપનાર તેવી ઇચ્છા દર્શાવશે તો તેને માટે ગોઠવણ કરાશે.

૬ પ્રથમ પરીક્ષામાં ૩૩–૫૦–૭૦ ટકા ગુણાંક મેળવનારને અનુક્રમે ૬–૮–૧૦ રૂપીઆનું પારિતોષિક તથા પ્રમાણપત્ર આપવામાં આવશે.

૭ દ્વિતીય પરીક્ષામાં ૩૩–૫૦–૭૦ ટકા ગુણાંક મેળવનારને અનુક્રમે ૮–૧૦–૧૨ રૂપીઆનું પારિતોષિક તથા પ્રમાણપત્ર આપવામાં આવશે.

૮ તૃતીય પરીક્ષામાં ૩૩–૫૦–૭૦ ટકા ગુણાંક મેળવનારને અનુક્રમે ૧૫–૨૦–૨૫ રૂપીઆનું પારિતોષિક તથા (સભા નક્કી કરે તે પદવીયુક્ત) પ્રમાણપત્ર આપવામાં આવશે.

૯ પ્રથમ પરીક્ષા આપ્યા સિવાય દ્વિતીય પરીક્ષા, અને દ્વિતીય પરીક્ષા આપ્યા સિવાય તૃતીય પરીક્ષા આપી શકાશે નહી.

૧૦ એક વર્ષમાં બે પરીક્ષા સાથે આપવાની ઇચ્છા હોય તો આપી શકાશે.

૧૧ પરીક્ષકો પરીક્ષા આપનારને ઘેરે જઇને આ પરીક્ષા લેશે. આપણી જ્ઞાતિને ઉચિત માન મર્યાદા તથા વિવેકપૂર્વક પરીક્ષા લેવાશે.

૧૨ કોઇ ગામમાં એકથી વધારે પરીક્ષા આપનાર હોય તો પરીક્ષા આપનારની ઇચ્છાનુસાર તે જ ગામમાં સાથે લેવાશે.

૧૩ કોઇ પણ પરીક્ષામાં ઉત્તીર્ણ થનારે જે વિષયમાં અનુત્તીર્ણ હોય તેની જ પરીક્ષા બીજી વખત આપવી પડશે.

૧૪ આ પરીક્ષા દરેક વર્ષમાં અશ્વિન માસમાં લેવાશે અને તેને માટેની ઘટતી ખબર મંત્રી તરફથી અપાશે.

૧૫ પરીક્ષા માટેની અરજી જેઠ શુદ પ્રતિપદાથી શ્રાવણ વદ અમાસ સુધીમાં આપવી જોઇએ. પરીક્ષા આપનારે પોતાની અરજી પિતા, પતિ, સંરક્ષક અથવા પોતાના વડીલ મારફત સભાના મંત્રીને મોકલવી. અરજી માટેનું છાપેલું ફારમ મંત્રીને લખવાથી મોકલી આપશે.

૧૬ આ પરીક્ષાની બાબતમાં કોઈ પણ જાતનો પત્રવ્યવહાર મંત્રીને નામે કરવો.

૧૭ આ નિયમોમાં ઘટતો ફેરફાર કરવાની સત્તા સામાન્ય સભાને છે.

૧૮ આ નિયમો શાકે ૧૮૪૫નાં વર્ષથી પાઠ્ય બદલવામાં ન આવે ત્યાં સુધીનાં વર્ષો માટે છે.

ઠે૦ ઠાકોરદ્વાર રોડ,
છત્તેકરની ચાલી
મુંબઇ.

હરિકૃષ્ણ ગોવિન્દરામ વૈદ્ય.
શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના
મંત્રી.

# विविध मंडळोनी हिलचालो अने ज्ञातिसमाचार.

## मोढ वणीक भाईओनी जामनगर खाते खास बेठक.

જામનગર ખાતે મોઢ વણીક મહાસંમેલન થોડી મુદતમાં થવાનું હોવાથી, ભોપાલ વીગેરેના માલવીય મોઢ ભાઇઓ વણીક છે કે તેલી આવો ઉહાપોહ મુંબઇનાં દૈનિક વર્તમાન પત્રોદ્વારા ઉજ્જનવાલા રા. રા. બીહારીલાલ મુળચંદ તરફથી કરવામાં આવ્યો છે, તેનો નિર્ણય આપણાં મહાસંમેલન પેહેલાં થવાની જરૂર છે. અને તેટલા માટે જામનગર મુકામે પ્રથમ તા. ૨૮-૨-૨૩ નાં રોજ મોઢ વણીક ભાઇઓની એક બેઠક ભરવાનું નકી કરેલું, પરંતુ રા. રા. બીહારીલાલ મુળચંદ તરફથી એ તારીખ લગ્ન ગાળા સબબ અનુકુળ નહિ હોવાનું જણાવતાં હવે જામનગર મુકામે તારીખ ૧૪ મી માર્ચ સ. ૧૯૨૩ બુધવારનાં રોજ સવારે આઠ વાગતે મોઢ વણીક ભાઇઓની એક ખાસ બેઠક ભરવાનું નકી કરવામાં આવેલ છે. તે વખતે દરેક ગામનાં ભાઇઓને જુદાં જુદાં આમંત્રણ મોકલવાને બની ન શકે તેટલા માટે આ જાહેર ખબરથી દરેક ગામનાં અને દરેક તડનાં મોઢ વણીક ભાઇઓને વિનંતિ કરવામાં આવે છે કે પોતાનાં તરફથી નિપુણ અને કાર્યદક્ષ બેથી ત્રણ પ્રતિનિધિઓ મોકલી આપવા કૃપા કરશો. પ્રતિનિધિઓને જવા આવવાનું ખર્ચ અહીંથી આપવામાં આવશે. તેમજ તેમને માટે દરેક વ્યવસ્થા કરવામાં આવશે.

આ બેઠક વખતે જેટલા બહારગામના ભાઈઓ હાજર રહેશે તે ઉપરાંત જામનગર જ્ઞાતિ તરફથી પણ ચુંટી કહાડેલા ગૃહસ્થો સામેલ થશે. આ બેઠકમાં છેવટ જે નિર્ણય થશે તેને અનુસરીને આપણાં મહાસંમેલનના કાર્યવાહકો સર્વે કામ કરશે.

આ બેઠકમાં હાજર રેહેવા રા. રા. બીહારીલાલ મુળચંદ ત્યા ભોપાલ વીગેરેનાં માલવીય ભાઇઓની વતી તેમના સેક્રેટરી રા. રા. છોગમલજીને આ જાહેરખબરથી તેઓ બંનેને પોતપોતાનાં તમામ પુરાવા સાથે હાજર રેહેવા ખાસ વિનંતિ કરવામાં આવે છે.

સેવક,

શેઠ નરસેરામ ભગવાનજી.
પ્રમુખ-દ્વિતીય મોઢ વણીક સંમેલન કમીટી.

જામનગર
તા ૨૩-૨-૨૩.

ભગવાનજી વિ. દેવજી મણીઆર
સેક્રેટરી-દ્વિતીય મોઢ વણીક સંમેલન કમીટી.

## શ્રીમોઢ બ્રા. વિદ્યોત્તેજક સભાની મળનારી છેલ્લી સામાન્ય તથા અંતરંગ સભા.

ઉક્ત સભાની છેલ્લી સામાન્ય તથા અંતરંગ સભા ચાલુ વર્ષના ફાગણ વદ ०)ને વાર શનિએ બપોરે (સ્ટૅ. ટા ૪-૩૦ કલાકે) નવસારીથી જલાલપોર જવાના રસ્તા ઉપર મામલતદારની કચેરી નજીકના રામમંદીરમાં મળશે. જે વેળાએ નિચે પ્રમાણેનું કામકાજ કરવામાં આવશે. તો તે વખતે તે સ્થળે આપ પધારશો અથવા તો પત્રદ્વારા આપનો અભિપ્રાય દર્શાવશો.

કાર્યક્રમ—(૧) આગામી વાર્ષિક સંમેલનનું સ્થળ નક્કી કરવું, તથા તે સંમેલનના પ્રમુખની ચુંટણી કરવી. (૨) શકે ૧૮૪૫ થી શરૂ થતાં નવા વર્ષ માટે કાર્યવાહક મંડળની ચુંટણી કરવી (૩) આપણા સંમવાયના પ્રતિષ્ઠિત વૈદ્યરાજ ભાનુશંકર ભાઉ નવસારીવાળાના સ્વર્ગવાસ સંબંધમાં શોક પ્રદર્શીત કરવો. (૪) સભા તરફથી લેવાયલી બ્રહ્મનિત્યકર્મ તથા કર્મકાણ્ડની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓનાં પારિતોષિકનો પ્રબંધ કરવો. (૫) સ્વર્ગસ્થ શાસ્ત્રી કરૂણાશંકર સ્મારક ફંડમાંથી બ્રહ્મનિત્યકર્મનું પુસ્તક લખવા માટે જે કમિટી નિમાયલી હતી, તેઓ તરફથી હજી સુધી તે પુસ્તક મળ્યું નથી, તો તે માટે તજવીજ કરવા બાબત. (૬) ધર્મનીતિ સંવર્ધિની પરીક્ષાના અભ્યાસક્રમ પૈકી નહિં મળી શકતાં પ્રકરણો છપાવવાની મંજુરી બાબત. (૭) પ્રસંગવશાત ઉદ્દભવતા અન્ય કામોનો નિર્ણય કરવો.

હરિકૃષ્ણ ગોવિંદરામ વૈદ્ય નવસારીવાળા.
મંત્રી શ્રી. મો. બ્રા. વિ. સભા.

**મોઢ કોમના આગેવાનોને સરકાર તરફથી મળેલાં માન**—ભાવનગરના દિવાન અને મૂળ ઠાસરાના રહીશ શ્રીયુત ત્રિવેદી ત્રિભુવન કાળીદાસને રાવબહાદુરના ઇલ્કાબથી, અને હાલ મુંબઇમાં વસતા પણ મૂળ ભાવનગરના વતની મોઢ વણિક કોમના બાહોશ આગેવાન શ્રીયુત બાલુભાઇ કહાનદાસ દીયારને જે. પી. ના ઇલ્કાબથી સરકારે નવાજ્યા છે. આ બેઉ ગૃહસ્થોને મળેલાં માન બદલ મોઢ કોમને ખુશ થવા જેવું છે.

**પરીક્ષા પાસ—ધમડાછા**—હરિશંકર નારૂશંકર શાસ્ત્રી, તથા રામચંદ્ર રવિશંકર ભટ્ટ **અધ્યામા** વાળા મેઇલ ટ્રે. કૅા. ના ત્રીજા વર્ષમાં પાસ થયા છે.

**લગ્ન—પાંડશીંગા** મોઢ માર્તણ્ડ કાર્યાલયના વ્યવસ્થાપક પટેલ વાલજી લીંબા હીરપરાનાં લગ્ન ચારોડીયે માઘ વદી ૩ ના રોજ બાઇ અમૃત સાથે, **સોજીત્રા** ભટ્ટ કાલીદાસ શિવશંકરનાં પુત્રી બેન રાધાનાં માઘ શુ. ૧૫, **વલસાડ** સ્વ. શાસ્ત્રી કરૂણાશંકરનાં પુત્રી ભાનુમતીનાં માઘ સુદી ૬ ના રોજ શુભ લગ્નો થયાં છે. **આવડ**ના દીક્ષીત જેષ્ઠારામ જેઇતારામે તેમની પુત્રી કાશી બેનનાં બારેજાના ત્ર. અંબાલાલ મગનલાલ સાથે માઘ વ. ૩ ના રોજ લગ્ન કરી કંકુને કન્યા આપી ચાંલ્લાની સારી એવી રકમ પણ 'કન્યાને દાનમાં આપવા ઉપરાંત કીંમતી પહેરામણી પણ આપી છે જે અભિનંદનીય છે.

**ઉપવીત—સોજીત્રા** ભટ્ટ કાલીદાસજીના પુત્ર કપીલાશંકરને મા. શુ. ૧૫ ના રોજ, વલસાડ સ્વ. શાસ્ત્રીજી કરૂણાશંકરના ચિ. મધુસુદનને તથા શાસ્ત્રી મણિશંકરના ચિ. ગણપતિશંકરને માઘ શુ. ૫ ના રોજ ઉપવીત અપાયાં છે.

**લગ્નની ખુશાલીમાં માસિકને મદદ—ખરસાડ** વાસી ધંધામાંથી વાનપ્રસ્થ થયેલા નીછાભાઇ ભાઇશંકર ભટ્ટે પોતાના ચિ. ના લગ્નની ખુશાલીમાં રૂ. ત્રણ અને સોજીત્રાના પોસ્ટમાસ્તર કાલીદાસ ભાઇએ પોતાનાં પુત્ર પુત્રીઓના શુભ પ્રસંગની ખુશાલીમાં રૂ. બે માર્તણ્ડ કાર્યાલયને ભેટ તરીકે મોકલ્યા છે જે સાભાર સ્વીકારાય છે. મોટા ખર્ચને ભોગે સતત જ્ઞાતિસેવા કરતા આ તંત્રને આવે વા અન્ય પ્રકારે મદદ કરવાનો દાખલો મોઢ જ્ઞાતિના અન્ય શ્રીમંત સજ્જનો ક્યારે લેશે ?

**શ્રીયુત પુરુષોત્તમદાસ ઠા મહેતાની ઉદાર સખાવત—ભાવનગરમાં** રૂ. તેત્રીશ હજારને ખરચે મોઢ વણિક કોમના વિદ્યાર્થીઓ માટે મુંબઇ નગરીના આ ધનાઢ્ય ગૃહસ્થે એક વિદ્યાર્થી ભવન બંધાવી આપી અક્ષય પુણ્ય મેળવ્યું છે. મોઢ બ્રાહ્મણ કોમ માટે એવી સંસ્થા બંધાવી આપનાર કોઇ વિરલા નર ક્યારે નીકળશે ?

**અવસાન—સરખેજ** પૂર્વાશ્રમના શ્રીયુત હરજીવન ત્રિભુવન ત્રિપાઠી અધિપતિ "ગુર્જર બ્રાહ્મણ" ને સન્યાસી તરીકે સ્વામી હરિહરાશ્રમજી માઘ વદી ૫ ના રોજ પંચત્વને પામ્યા છે. એમના જીવનની વીગતથી નોંધ ફોટા સહિત હવે પછી પ્રકટ થશે. **ગણદેવી** ભટ્ટ હરિભાઇ નાગજી પો. શુ. ૩ **ચીખલી** ભટ્ટ ભગવતિશંકર પ્રેમાનંદ પો. શુ ૧૩ અને **સીમલગામ** વૈદ્ય જદુરામ દયાશંકર પો. વદી ૬ ના રોજ દેવલોક પામ્યા છે **મુંબઈ** મૂળ જામનગરના ત્રિવેદી મોઢ બ્રા. ગૃહસ્થ પ્રાણશંકર (ઉર્ફે બાલુભાઇ) મયાશંકર જેઓ મોઢ કોમના દાનવીર શ્રીયુત દવે દયાશંકરભાઇને ઘેરજ શાંતિમય પવિત્ર જીવન ગાળતા રહેતા હતા તેઓ પોષ વદી બીજના રોજ દેવલોક પામ્યા છે. સદ્‌ગતની ઉત્તરક્રીયા વીગેરે સર્વ કાર્ય મુ. દયાશંકરભાઈ તથા તેમનાં પવિત્ર ધર્મપત્ની જેઓ સદ્‌ગતનાં માશીબા થાય તેમના તરફથી થયાં છે. પ્રભુ એમના પવિત્ર આત્માને શાંતિ અર્પો. શાહ લવચંદ હરિદાસ (કોડીનાર મિત્રમંડળના ઉત્સાહી યુવક) માઘ વદી ૮ ના રોજ દેવલોક થયા છે. સદગતે ખાંપણમાં પણ ખાદી વાપરવા ઇચ્છા પ્રદર્શિત કરી હતી. **શીહોર** રાજગોર જેરામભાઇની ઉત્તરક્રીયા પ્રસંગે મુંબઇના સુવિખ્યાત જોશી બ્રધર્સની કું. વાળા ઉત્સાહી યુવક ભાઇ મણિશંકરે જ્ઞાતિસુધારા કરવા એકત્ર થયેલા જ્ઞાતિ સમાજને પત્રિકાદ્વારા લેખી વિજ્ઞપ્તિ કરેલી પણ લાડવા પાછળ ઘેલા થયેલા ભૂદેવાને જ્ઞાતિના સુધારાની શી પડી હોય !

મોઢ માર્તણ્ડ કાર્યાલય.

## साभार स्वीकार.

નીચેનાં પુસ્તકો અભિપ્રાય માટે મળ્યાં છે, જેનો સાભાર પહોંચ સ્વીકારવામાં આવે છે. સમાલોચના યથાવકાશ લેવાશે.

કુન્દન મણિ—લેખક કાસાર, સરખેજ.

મહિલા સંસાર—કર્તા ડૉ. રખમાબાઈ અને સૌ. માણેકબાઇ કહાનજી કવિ રાજકોટ.

---

## आ अंक मोडो प्रकट थवानुं कारण.

અમારા વ્યવસ્થાપકનાં લગ્ન પ્રસંગે વીસ દિવસ માટે દેશમાં જવાનું થવાથી, ને ત્યાર બાદ હોળીના તેહવારોને લીધે છાપખાનામાં કામ કરનારા માણસોની મોટી ગેરહાજરીને લીધે આ અંક પ્રકટ થતાં ઢીલ થઇ છે તે બદલ વાચકવર્ગ દરગુજર કરશે એવી આશા છે.

**લવાજમની પહોંચ**—સ્થળ સંકોચને લીધે હવે પછીના અંકમાં પ્રકટ થશે

તંત્રી.

---

પ્રકાશ ૫ મો ] માર્ચ ૧૯૨૩. [ પ્રભા ૩ જી.

સમસ્ત મોઢ આલમનું એક સરખું પ્રિય વાજીંત્ર.




## मार्तण्डस्तुतिः

त आदित्यास उरवो गभीरा अदब्धासो दिप्सन्तो भूर्यक्षाः ।
अन्तः पश्यन्ति वृजिनोत साधु सर्वं राजभ्यः परमा चिदन्ति ॥

ऋग्वेद मंडल २ अध्याय ७ सूक्त २७ मंत्र ३.

આદિત્યદેવ સર્વવ્યાપક અને ગંભીર છે, અસત્યના વિરોધી છે, તે પાતકીઓને શિક્ષા કરે છે, જગતનાં પ્રાણીઓનાં કર્મોનું નિરીક્ષણ કરનારાં તેમને અસંખ્ય નેત્રો છે. ભૂડું કર્યું અને ભલું કર્યું તે પ્રાણીના અંતઃકરણમાં હોય તો પણ તેમને સારૂં સમજાય છે, અને પદાર્થ ગમે તેટલો દુર હોય, તો પણ આદિત્યરાજાને તો તે તદન પાસેજ હોય છે.

# રે મન ! તે તું વિચાર.

દોહરા.

ક્ષણભંગુર આ દેહની, જનને મમત અપાર;
પળમાં નાશ થનાર છે, રે મન ! તે તું વિચાર. ૧

લક્ષ્મીને તું જીવનમાં, ગણતો પ્રાણાધાર;
અંતે સાથે આવશે ? રે મન ! તે તું વિચાર. ૨

ઋણસંબંધે સહુ મળ્યાં, લઇ દઇ પંથ જનાર;
ખરી સગાઈ કોની હવે! રે મન ! તે તું વિચાર. ૩

સમર્થ સરજનહારને, પૂજ પુરો ધરી પ્યાર;
શ્રેષ્ઠ કાર્ય તેથી કયું ? રે મન ! તે તું વિચાર. ૪

પૂરે ભાવે માનવો, પ્રભુનો અતિ ઉપકાર;
બદલો તુંથી શું વળે ? રે મન ! તે તું વિચાર. ૫

તિલક બિચારૂં શું કરે! માળા ખવાડે માર !
મંત્ર બિચારા શું કરે ?. રે મન ! તે તું વિચાર. ૬

શુદ્ધિ થાએ મન તણી, તો જ તરાયે પાર;
અન્યસાધન શા કામનાં? રે મન ! તે તું વિચાર. ૭

સિન્ધુ રૂપ સંસાર છે, માનવ મીન મહાં ધાર;
કાળરૂપ ઢીંમર વસે, રે મન ! તે તું વિચાર. ૮

દુખીઆરી મુસાફરી, સમજી રહે હુશિયાર;
પૂણ્ય થકી શી આપદા? રે મન ! તે તું વિચાર. ૯

ચુનીલાલ આ વિશ્વમાં, મનને શુરૂ તું ધર;
લીન થવું પોતા મહીં, રે મન ! તે તુ [illegible]ાર. ૧૦

ચુનીલાલ લલ[illegible] ત્રીવેદી.



# મોદકનું માહાત્મ્ય.

( પ્રહસન. )

લેખક:—શ્રીયુત સાંકળેશ્વર શર્મા.

महात्मा मोदकमहोदय उवाच—
મહાત્મા મોદક મહે દયજી કહેતા હવા:—

> "ઘી, જમો, ઘેબર જમો, ઉપર જમો દહીં;
> સાત વાનીની સુખડી જમો, પણ લાડુ સમાન નહિં."

સ્વાચક મંધુ સ્વાર્થ ખાતર નહિ, પણ પરમાર્થ સાધવા માટે મારી પ્રશંસા કરવી પડે છે. કારણ વ્યાસ ભગવાને વર્ણવેલા આ કળીકાળમાં મારા પ્રશંસક ભક્તો કરતાં નિંદક ભક્તો વધુ સંખ્યામાં દેખું છું. ભક્ત આગળ કરેલી પ્રશંસા ફળદાયક જ હોય છે.

હમણાં હમણાં ઘી ખાંડની મોંઘવારી કારણે મારાં દર્શન જરા મુશ્કેલ છે. આવો સમય લાંબો વખત ચાલશે તો લોકો નિર્માલ્ય થઈ જશે. નિર્માલ્યતાને કારણે સ્વાશ્રય સ્વધામ પહોંચશે, વિના સ્વાશ્રય સ્વરાજ્ય દુર્લભ છે. તેથી જ ભારતસંતાનોમાં મોભાગ્રબુદ્ધિવાળા વિશાળ ઉદરવાળા, મારા ભક્તો ! જાગો, અને મારું નિકંદન ઇચ્છતા પેલા મોદકનિંદકોને તમો વિરાટરૂપ ધરીને પણ પાતાળે પહોંચાડો; નહિ તો મારો નાશ થશે અને મારો નાશ થવાથી બ્રહ્માએ રચેલી આ ચાતુર્વર્ણ્ય પ્રજા નાશ પામશે. આ સૃષ્ટિનો આધાર મારા ઉપર જ લટકેલો છે એની ખાત્રી તમને પ્રત્યક્ષ પુરાવાથી આપું.

બ્રહ્મા પૂર્વે જ્યારે બે હાથ વડે પૃથ્વીને ગોળ મટોળ બનાવતા હતા ત્યારે તેમણે કહ્યું હતું કે 'મોદક મને બહુ પ્રિય છે. મારા પુત્રો-બ્રાહ્મણોએ એની વૃદ્ધિ કરવા બનતું કરવું, જેઓ બ્રાહ્મણોને મોદક જમાડશે તેઓ પર બળીઆ કાકા અને બધી માતાઓ ડાકોર, દ્વારકાંના રણછોડરાયજી વગેરે વગેરે દેવો અતિ પ્રસન્ન થશે' વળી તેમણે બહુમાં જણાવ્યું હતું કે આ મારી બનાવેલી પૃથ્વી ઉપરના માણસો લાડુના ગુણ ગાશે અને તેની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરશે ત્યાં સુધી જ પૃથ્વીની હયાતી રહેશે.

બીજી વાત સાંભળો ! જ્યારે લોકોને લાડુ મેળવવા દુર્લભ થયા એટલે કે કંસાદિ દુષ્ટ રાજાઓના વખતમાં લાડુ સિવાય નિર્માલ્ય થઇ લાડુની શોધમાં યાદવો પુરોહિતો વગેરે મથુરાં મૂકીને જતા રહ્યાં, તે વખતે પૃથ્વી બ્રહ્માના શરણે ગઇને એટલુંજ કહેવા કે "મહારાજ ! મોદકનો ઉદ્ધાર કરો." બ્રહ્મા ક્ષીરશાયી વિષ્નુ પાસે ગયા, અને તેમને પ્રસન્ન કરી મોદકનો ઉદ્ધાર કરવા અવતાર લેવાનુ કહ્યું. તેમણે વસુદેવને ત્યાં અવતાર લઇ ગોકુળ ગયા અને જેનો ઉદ્ધાર કરવા પોતે અવતર્યા હતા તે લીલા નાનપણમાં જ બતાવવા લાગ્યા. પરિણામે પોતાની પાંચ વરસની નાની વયે મોદકોદ્ધાર યજ્ઞ આરંભ્યો, અને ગોવર્દ્ધન પર્વતના નીમિત્તે લાડુના ડુંગરે ડુંગરા રચી મારો ઉદ્ધાર કર્યો જે આજે પણ અન્નકુટ દ્વારા તમે જોતા હશો, અને રણછોડજીને લાડુ સિવાય ચાલતુંજ નથી એ પણ તમો જાણતા હશો જ.

બ્રહ્માની આજ્ઞાથી ઠેર ઠેર મારૂં પૂજન થવા લાગ્યું તેથી નકલ કરનારાઓએ મારા સ્વરૂપની નકલ કરી. દાખલા તરીકે ચંદ્ર સૂર્ય વગેરે ગોળ થયા લક્ષ્મીએ કપાળમાં ચાંલ્યો ગોળ કરવા માંડયો, કૃષ્ણ ભગવાને ગોળ સુદર્શન ચક્ર ધરવા માંડયું, શેષ નારાયણ ગોળ ગુંચળું વાળી આરામ લેવા માંડયા, મહાદેવ જટાને ગોળાકાર ગુંથી ગોળ ગોળ ભસ્મના ગોળા ભરવા લાગ્યા, ગણપતિએ પણ ગોળ દુંદ ધારણ કરી છે ! હું જ આદિ અનાદિ છું. મારા સ્વરૂપને બધા ભજે છે; બ્રાહ્મણો મારા પરમ ભકત છે. મારા ભકતનું રક્ષણ કરવા હું સમર્થ છું. ગણપતિ મારા પરમ ભકત હોવાથી જ લોકો તેમને મંગલ કામમાં પહેલા બોલાવે ... મારા ભકત ભીમસેન વગેરેનું રક્ષણ મ્હેં કર્યું છે એ ઇતિહાસ સુપ્રસિદ્ધ છે.

હજુ વધારે પ્રમાણો જોઇએ છીએ ? તમારા મનમાં થશે કે વેદવ્યાસ ભગવાન્ મહાભારતકાર તમને કેમ ભૂલી ગયા, એવી શંકાનું સમાધાન આપવાની જરૂર હોય તો સાંભળો:—

પાણ્ડવોએ જ્યારે રાજસૂયયજ્ઞનો આરંભ કર્યો ત્યારે શી રસોઇ કરવી તે સંબંધી વિવાદ થયો. ભીમસેન મોદકની તરફેણમાં હતા. દ્રૌપદી પણ મારાંજ યશોગાન ગાનાર હતાં; એટલે શ્રીકૃષ્ણ પરમાત્માએ તે વખતે મારૂં મહાત્મ્ય કહ્યું હતું; પરંતુ અજીર્ણરોગથી પીડાતા કોઇ હિતશત્રુ મહાશયે છાપખાનામાં જ્યારે પ્રથમવાર મહાભારત છપાવા ગયું તે વખતે એટલો ભાગ ઉડાવી દીધો ! અર્જુનને યુદ્ધમાં પ્રેરવા અઢાર અધ્યાયવાળી ગીતા વ્યાસ ભગવાનને લખવી પડી એટલો તો મારો કૂટ વિષય નથી; એટલે થોડામાં બહુ સમજી જનાર યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ પરમાત્માને બહુ મહેનત આપી નથી. આવા આવા તો કેટલાએ પ્રસંગો મહાભારતમાંથી ઉડી ગયા છે તેની શોધ બ્રહ્મકુમારોએ કરવી જોઇએ.

જો તમો શોધ કરશો તો હું મારા ભક્ત ગણપતિ મહારાજને બીજું મહાભારત લખવા મે કલીશ. હવે હું તમને મોદકના માહાત્મ્યના થોડા શ્લોકો શ્રવણ કરાવું છું તો લક્ષ્ય દઇ સાંભળો.

મોદકાષ્ટક

मोदकान्भर कौन्तेय ! विप्रमुखे मुहुर्मुहुः ।
मम विप्राय दातारो मातृकुक्ष्याम् न तिष्ठति ॥ १ ॥

હે યુધિષ્ઠિર ! બ્રાહ્મણોના મુખમાં વારંવાર મોદક ભર. બ્રાહ્મણને લાડુ આપનાર ફરીવાર માતાના ગર્ભમાં આવતો નથી. ( ૧ )

शर्करायुक्तमिष्टान्नम् यदि विप्रमुखे गतम् ।
दातृभिस्तेन पुण्येन प्राप्यते मोदकालयः ॥ २ ॥

સાકરવાળા મોદક જો વિપ્રના મુખમાં જાય તો તે પુણ્યના પ્રભાવે દાતાને લાડુના ભંડાર પ્રાપ્ત થાય છે. ( ૨ )

यो नरो गुणवान् श्रेष्ठः यस्य लोकैषणा प्रियम् ।
नित्यं विप्राय दातव्या मोक्षार्थेषिव मोदकाः ॥ ३ ॥

જે પુરુષ ગુણવાળા છે, શ્રેષ્ઠ છે તથા જેમને યશ વહાલો છે, અને જેઓને મોક્ષની ઇચ્છા છે તેઓએ હમેશાં બ્રાહ્મણોને લાડુનું દાન કરવું. ( ૩ )

यो द्वौ द्वौ मोदकौ खादेत् स विप्रेति श्रुतिस्मृतः ।
रुद्रभक्षी रुद्रतुल्यो बह्वाशी ब्रह्मवद्भवेत् ॥ ४ ॥

જે ફક્ત બે બે લાડુ ખાય છે, તે બ્રાહ્મણ કહેવાય. અગીઆર લાડુ જમનાર રૂદ્ર બરાબર છે; અને લાડુનો અતિ આહાર કરનાર બ્રાહ્મણ બ્રહ્મ છે એવું શ્રુતિ કહે છે. ( ૪ )

विप्र मोदकयोर्भेदं न किंचिदस्ति तत्वतः ।
ब्राह्मणोदरवर्तुलो वर्तुलो मोदकः स्वयम् ॥ ५ ॥

ખરી રીતે જોતાં બ્રાહ્મણ અને મોદક વચ્ચે કાંઇ ભેદ નથી. કારણ કે બ્રાહ્મણનું ઉપસી આવેલું ઉદર ગોળ છે, અને લાડુ પણ સ્વયં ગોળ છે. ( ૫ )

यदा जगदिदं सर्वम् कलियुगे प्रविशति ।
मोदकानां तदा निंदा भविष्यति गृहे गृहे ॥ ६ ॥

જ્યારે આ બધું જગત કલિયુગમાં પ્રવેશશે ત્યારે ઘેરેઘેર મોદકની નિંદા થશે એવું વ્યાસ ભગવાન કહે છે. ( ૬ )

तस्मात्कौंतेय विप्राय मोदकान्मर क्षणे क्षणे ।
कृष्णाज्ञां शिरो धृत्य यज्ञेषु मोदकाः कृतः ॥ ७ ॥

તે માટે હે યુધિષ્ઠિર! ક્ષણે ક્ષણે બ્રાહ્મણોને લાડુ જમાડયા કર. કૃષ્ણની આવી આજ્ઞા સાંભળી આજ્ઞાધારક યુધિષ્ઠિરે યજ્ઞમાં લાડુનું જમણ બ્રાહ્મણોને આપ્યું એ વાર્તા પ્રસિદ્ધ છે. (૭)

मोदकाष्टकमिदं पुण्यं प्रातरुत्थाय यः पठेत् ।
तेन पुण्यप्रभावेन सः साक्षात्मोद न्नलभेत् ॥ ८ ॥

જે કોઇ આ પુણ્યવાળું મોદકાષ્ટક સવારમાં ઉઠીને ભણશે તેને પુણ્ય પ્રભાવથી તે દિવસે લાડુનું જમણ મળશે (૮)

ઈતિ શ્રી લુપ્ત મહાભારત પુરાણાંતર્ગત મોદકાષ્ટકમ સમાપ્તમ્

અચ્યુતં કેશવં રામનારાયણં કૃષ્ણદામોદરં વાસુદેવં હરિં,
શ્રીધરં માધવં શ્રીગોપિકાવલ્લભં બ્રાહ્મણાલ્હાદકં શ્રીમોદકેશં ભજે !
બોલો શ્રીમોદકમહારાજકી જે !
(ખડાયતા મિત્ર વર્ષ ૯ અંક ૩, થોડા ફરક સાથે.)

# કૈલાસવાસી
# શ્રીયુત નિર્ભયરામ રણછોડજી જાની
## ભાવનગરવાળા.

## ચુંથા ચાતુર્વિંદ્ય સંવાયના રાજસન્માનિત
## એક અપ્રતિમ પ્રતિષ્ઠિત ગૃહસ્થ.

લેખકઃ-વૈદ્યશાસ્ત્રી ભાનુશંકર નિર્ભયરામ શર્મા વરતેજવાળા.

तुङ्गत्वमितरानाद्रौ नेदं सिन्धावगाधता ।
अलङ्घनीयता हेतुरुभयं तन्मनस्विनि ॥

**જ્યારે** આપણે આ ઈશ્વરની અઘટીતઘટના પટીયસી માયાથી ઓતપ્રોત ભૂલોકમાં ચારે તરફ દૃષ્ટિ ફેરવીએ છીએ ત્યારે આપણને ઐશ્વરી જ્યોતિથી વિભૂષિત જે જે વિભૂતિઓનાં દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત થાયછે, તે તે વિભૂતિઓમાં ઈશ્વરી અંશ કેવો હશે તે જાણવાને માટે જે આશ્ચર્ય ઉત્પન્ન થવું જોઈએ તથા જેવો યત્ન થવો જોઈએ તેવો યત્ન અને તેવું આશ્ચર્ય તેઓશ્રીના નિરંતર સહવાસ વિના સર્વાંશે થવું સર્વથા દુર્લભ છે. છતાં મારી અલ્પમતિ પ્રમાણે મારા હૃદયમાં જાનીજીનો જે મોટામાં મોટો સદ્ગુણ ભાસ્યો છે, તેને અવલમ્બીને બે શબ્દો વડે કંઈક કથન કરૂં છું.

ઉપરના શ્લોકમાં વર્ણવ્યા પ્રમાણે મનસ્વી પુરૂષોમાં મોટામાં મોટા બે સદ્ગુણો હોય છે. એક તો જાતિય અભિમાનપૂર્વક ઉચ્ચતા, અને સમુદ્રના જેટલું ગાંભીર્ય. આ માનવી સૃષ્ટિમાં આપણને એવાં નરરત્નોનો મોટો સદ્ભાગ્ય યોગે યોગ થઈ આવે છે કે જેની સીમા નથી, જેની મર્યાદાના પારને કોઈ પણ પહોંચી શકતું નથી, ને આ બેઉ સદ્ગુણો જે વ્યક્તિમાં સમપ્રભાવ થઈને વસતા હોય. તેવા મનસ્વી પુરૂષો ઐશ્વરી જ્યોતિથી વિભૂષિત હોય એમાં શું આશ્ચર્ય ! પૂ. જાનીજીની મનસ્વિતા નેચીજ ઘટનાઓથી પ્રતીત છે એ આપણે આગળ અવલોકીશું.

સ્વ૦ જાનીજીના પૂજ્યપાદ પિતાશ્રી રણછોડજી જાનીજી મૂળ ભાવનગર પાસે આવેલા વરતેજ ગામના રહીશ હતા. પોતાની અસાધારણ વિદ્વત્તા તથા શિષ્યો પ્રશિષ્યોદ્વારા ગવાતી કીર્તી વડે તેઓશ્રીનો પાલીતાણાના દરબાર સાથે સંબંધ બંધાયો. પાલીતાણાના દરબારો પરંપરાથીજ શિવભકત હતા અને વિદ્વાનોને આશ્રય આપી પોતાની માનવંતી પ્રજાને રાજ્યનિષ્ઠા અને ધર્મપ્રિયતાનું ઘણુંજ ઉત્તમ શિક્ષણ વિદ્વાનો દ્વારા જ અપાવતા. શ્રીયુત રણછોડજી જાનીજીની અપૂર્વ વિદ્વત્તા તથા સદ્ગુણો વડે ભાગ્યબળથી પાલીતાણાના ઠાકોર શ્રીપ્રતાપસિંહજી તથા સુરસિંહજી સાથે તેમનો સંબંધ જોડાયો. રાજાઓને વિદ્વાનો પ્રત્યે ઘણું માન હતું, અને વિદ્વાન નરરત્નો એ રાજાઓના ધર્મરક્ષણ માટે અપ્રતિમ દુર્ગ સમાન હતા. વિદ્વાનોના સહવાસથી જ ક્ષત્રિયોમા ધર્મ-વિપ્લવ તથા સાહસો થવાનો અવકાશ ન રહેતો. પ્રજાની આબાદી અને ધર્મ સમૃદ્ધિ પ્રતિદિન વિદ્વાનો દ્વારા અપાતા ઉપદેશોથી વધતી જતી હતી. જ્ઞાતિમાં પણ પૂ. રણછોડજી જાનીએ વિદ્યાભ્યાસ તથા કર્મકાણ્ડોનાં શિક્ષણો આપી ઘણાએ છાત્રોને પોતાનાં કર્યા હતા. રણછોડજી જાની પરવડીમાં પરણ્યા હતા, અને તેમનાં ધર્મપત્નીનું નામ કેસરબાઇ હતું. રણછોડજી જાનીજીને શ્રીપાલીતાણા દરબાર તરફથી પોતાના રાજ્યના ધર્માધિકારી તરીકે વર્ષાસન મળવા લાગ્યું હતું જે હજુ તેઓના પૌત્રોને પણ મળ્યા કરે છે.

શ્રીયુત રણછોડજી જાનીજીને ત્યાર પછી શિહોરના ભાવિક કડોળીઆ બ્રાહ્મણે પોતાને ત્યાં સપ્તાહ કરાવીને સારી સગવડવાળું ઘર શ્રીકૃષ્ણાર્પણ કર્યું. શિહોરમાં બ્રાહ્મણોનો સમૂહ ઘણોજ વસતો હોવાથી શ્રી. રણછોડજી જાનીનું મન ત્યાં આકર્ષાયું તેમજ શ્રદ્ધાળુ ભાવિક સજ્જનોના આગ્રહથી જાનીજીએ શિહોર જેવા જુની રાજધાનીના ગામને પોતાના નિવાસ માટે પસંદ કર્યું. રણછોડજી જાનીને ત્યાં બ્રાહ્મણ બાલકો કાયમ વિદ્યાભ્યાસ માટે રહેવા લાગ્યા. રાજ્ય તરફથી અને શ્રદ્ધાળુ પ્રજા તરફથી પણ આવા ગુરુકુળોનું પોષણ થયાં કરતું. વિદ્યાર્થીઓના અખાડા જાનીજીને ત્યાં જામ્યા રહેતા.

રણછોડજી જાનીજીને ત્રણ પુત્રો અને ત્રણ પુત્રીઓ એમ છ સંતાનો થયાં. નિર્ભયરામજી, ગિરિધર જાનીજી, તથા અમ્બારામજી. એ ત્રણ પુત્રોમાં સૌથી મોટા નિર્ભયરામ જાનીનો જન્મ સંવત ૧૮૯૮ના ભાદરવા શુદી સપ્તમીને દિવસે થયો. પૂર્વપરાનો વિદ્યાનો ખરો વારસો આપણા જાની નિર્ભયરામજીને મળ્યો. સર્વ ભણતા વિદ્યાર્થીઓમાં જાનીજીની અભ્યાસ શૈલી અલૌકિક જ હતી. તેમનું ખંતીલું ચિત્ત હમેશના અભ્યાસમાં ઓતપ્રોત રહેતું. સારસ્વત, ચંદ્રિકા વગેરે વ્યાકરણના તથા પંચકાવ્યોના અભ્યાસમાં જાનીજીની નવનવોન્મેષશાલિની-

# के० श्रीयुत निर्भयराम रणछोडजी जानी.

भावनगरवाळा.



चुंथा चातुर्विद्य मोढ ब्राह्मण ज्ञातिना

राजसन्मानित प्रतिष्ठित गृहस्थ.

| जन्म. | अवसान. |
| --- | --- |
| सं. १८१८ भाद्रवा शुदि ७. | सं. १९७१ ज्येष्ठ शुदि ८ |

पुरंदरे प्राइ. प्री. प्रेस—मुंबई ४.

બુદ્ધિ સાથે ભણનારાઓને અને સહવાસીઓને ચકિત કરતી હતી. સર્વેને નિર્ભયરામ જાની ઉપર અલૌકિક વિશ્વાસ બેસવા લાગ્યો. પછી પિતાશ્રીના આશ્રમથી દૂર રહીને પણ જાનીજીએ અભ્યાસ કરવા માટે હામ બીડી. તેઓએ ચુડામાં રહી વેદ વિગેરે કર્મકાણ્ડનો અભ્યાસ કર્યો, તેમ જ જામનગરમાં રહી વેદાંત અને સાહિત્યના ગ્રંથો ભણ્યા. જાનીજીની વિદ્યાની ઉન્નતિ આ બે શાસ્ત્રોના અભ્યાસથી જ થઇ. કોઇ રાજા વિગેરે મોટા મનુષ્યોની મુલાકાત લેવી હોય તો તુરત જ ચમત્કૃતિયુક્ત શ્લોકો પ્રબંધ સહિત રચી તેઓને અર્પણ કરતા. રાજાના સહવાસમાં નિરંતર વસનારા વિદ્વાનો શ્લોકોનો ગૂઢાર્થ જ્યારે ન સમજી શકે ત્યારે જાનીજીને પ્રત્યક્ષ બોલાવી તેમને સન્માન પુરઃસર આદર આપતા અને જાનીજીના મુખની વાણી સાંભળી દિઙ્મૂઢ બની જતા. યોગી જેમ વૃત્તિઓનો નિરોધ કરી આત્માને પરબ્રહ્મસ્વરૂપ જુએ, તેમ સભાજનો એક લક્ષ્ય બના જાનીજીના પ્રાસંગીક વ્યાખ્યાનોમાં પણ સંસારનું ભાન ભુલી જતા. તેઓશ્રીની વાણીમાં એટલી મીઠાશ હતી કે જાનીજી કાંઇ પણ ઉપદેશ આપે અથવા સાહિત્ય વિનોદ કરવા બેસે ત્યારે શ્રોતાજનોને એમ જ થતું કે સાક્ષાત્ સરસ્વતીજી તો સર્વદા જાનીશ્રીના જીહ્વાગ્રે વસતાં નહીં હોય !

આવી રીતે જાનીજીનો અધ્યયનકાળ ગુરૂકુળ વાસ પુરો થતાં તેમનાં લગ્ન લીંબડાના રહીશ ગોવિંદજી ભટ્ટના પુત્રી શ્રીમતી વાલીબાઇ સાથે થયાં. તેમનો ગૃહસ્થાશ્રમ દીવ્ય અને આદર્શ હતો. આ વખતે તેઓ શિહોરમાં રહેતા. રણછોડજી જાનીજીને ત્યાં ભણવા આવતા વિદ્યાર્થીઓને ભણાવવાનું તથા કથા વાર્તા વંચાવવાનું કામ હવે નિર્ભયરામ જાનીજી પોતે જ કરવા લાગ્યા. અનેક વિદ્વાનોનો સહવાસ, નાનપણમાંથીજ વ્યાખ્યાન અને વક્તૃત્વશક્તિ, મીઠી વાણી, દર્શન થતાં જ સંસર્ગી મનુષ્યોમાં પ્રકટ થતી પ્રેમજ્યોતિ, અને સહવાસીઓ સાથે પ્રતિદિન થતો શાસ્ત્રવિનોદ, આ સર્વ કાર્યક્રમને જોઇ શ્રી. રણછોડજી જાનીજી પોતાના હૃદયમાં પરમ સંતોષ માનવા લાગ્યા. 'અમૃતં પુત્ર પંડિતઃ' પોતાની વૃદ્ધાવસ્થા થતાં પોતાનો સઘળો બોજો આપણા જાની નિર્ભયરામજીએ ઉપાડી લીધો હોવાથી અને સત્પુત્રમાં પણ જાનીજી પંડિતપુત્ર હોવાથી રણછોડજી જાનીને નિઃસીમ આનંદ થયો. શિહોરમાં પવિત્ર ગણાતા શ્રીયુત રામજી મહેતા જેવા આહોશ રાજદ્વારીઓ જાનીજીના કંઠની અમૃતવાણી સાંભળવા માટે ઉત્સુક થવા લાગ્યા. શિહોરમાં તે વખતે પ્રશ્નોરા બ્રાહ્મણ પુરૂષોત્તમ ભટ્ટ પણ કૃપાપાત્ર હતા. મહેતા કુંટુંબમાં જેમ જેમ જાનીજીના કંઠવાણી સાંભળવા ઉત્કંઠા વધતી ગઇ તેમ તેમ ભટ્ટજીનો પણ જાનીજી ઉપર પ્રેમ અને પૂજ્યભાવ વધવા લાગ્યો.

ભાવનગર વસાવ્યાને તો આ વખતે વર્ષો વીતી ગયાં હતાં, પણ રાજ્ય વહીવટ અને રાજ્યવ્યવસ્થા પ્રજાનુકૂળ અને સમયાનુકૂળ કરવાનો આ અવસર હતો. કે. જગવિખ્યાત પ્રાતઃસ્મરણીય શ્રીયુત ગૌરીશંકર ઉદયશંકર ઓઝા (ગગા ઓઝા)-ની વ્યવસ્થાઓ ચાણક્યની વ્યવસ્થાને પણ ભૂલાવી દે એવી જ હતી. તેઓશ્રી જ્યારે મુખ્ય દિવાન હતા, ત્યારે શ્રીયુત શામળદાસ મ્હેતા શહેર-ફોજદાર હતા. આ બેઉ નાગર ગૃહસ્થો નિકટના સંબંધી અને રાજ્યના પરમહિતૈષી હતા, એટલું જ નહીં પણ સનાતન ધર્મના દુર્ગરૂપ અને પ્રતિપાળક હતા. શ્રીયુત ગગા ઓઝાની અવસ્થા મોટી હતી. અને પોતાના જીવનપ્રસંગમાં અનેક સાધુઓ વિદ્વાનો અને મહાત્માઓના સમાગમથી પોતાના આત્માને ઓઝાજીએ સંસ્કૃત બનાવ્યો હતો. વારંવાર ઉપનિષદો તથા વેદાંતના આકર ગ્રંથો અને વિશેષે કરી પ્રસ્થાનત્રયીના અભ્યાસમાં તેઓ સર્વદા ઓતપ્રોત રહેતા. તેઓનો સંન્યસ્તાશ્રમ જેઓએ સ્વદૃષ્ટિએ નિહાળ્યો છે તેઓને વિદિત છે કે સંસારની ઉપાધીઓમાંથી ઓઝાજી મુક્ત હતા છતાં રાજા અને પ્રજાઓના હિત પ્રત્યે પોતાના સ્વાભાવિક ઔદાર્ય અને વિશ્વવ્યાપી પ્રેમને યત્કિંચિત્ પણ ન્યૂન થવા દીધો ન હતો. આ નિકટના રાજદ્વારી યુગલમાં શ્રીયુત ઓઝાજીના સહવાસ અને કારકીર્દીથી શ્રીયુત શામળદાસ મહેતાનું હૃદય રાજનીતિ અને ધર્મશાસ્ત્રોના અભ્યાસ પ્રત્યે આકર્ષાયું. સંસ્કૃત ભણવાની તીવ્ર ઇચ્છા છતાં એવા સરલહૃદયી, નિપુણ અને સાહિત્યાદિ શાસ્ત્રોમ પારંગત વિદ્વાનની તેમને જરૂર જણાઇ. આ વખતે અનેક વિદ્વાનો ભાવનગરમાં વસવા લાગ્યા હતા; પરંતુ તેઓમાં એવું સામર્થ્ય ન જણાતું કે પ્રતિદિન રાજનીતિના વ્યવહારીને યોગ્ય શિક્ષણ આપી શકે. પ્રસંગ આવતાં શ્રીયુત શામળદાસ મહેતા શિહોર ગયા અને પોતાની આ બધી ઇચ્છાઓ શ્રીયુત શામજી મહેતાને જણાવી. શામજી મહેતાએ તુરતજ રણછોડજી જાની તથા તેમના સત્પુત્ર પંડિત નિર્ભયરામજી જાનીનું નામ આપ્યું. જાનીજીના સદ્ભાગ્યયોગે નિર્ભયરામજી જાનીનો સ્વીકાર થયો અને તેમને ભાવનગરમાં રહેવા ફરજ પાડી. જાનીજી આ દિવસથી ભાવનગરમાં રહેવા લાગ્યા. શ્રીયુત શામળદાસ મહેતાનો અભ્યાસ ક્રમશઃ ચાલવા લાગ્યો, અને મહેતા તથા જાનીજી ગુરુ-શિષ્ય તરીકેના નિકટ સંબંધમાં જોડાયા.

હાલમાં જ્યાં નાગરપોળમાં શામળદાસ મહેતાનાં ઘર છે ત્યાં તે ઘરનો પાયો ખોદતાં પાળીયા ( પાષાણવીર ) જોવામાં આવ્યા. શ્રીયુત શામળદાસ મહેતાનું ચિત્ત તેનો નિર્ણય કરવા તત્પર થયું. શિહોરવાળા ભટ્ટને પણ આ પ્રસંગે બોલાવેલા હતા. તે વીરાકૃતિની નીચે પાલી મિશ્રિત સંસ્કૃતમાં શિલાલેખ હતો. શિહોરવાળા પુરુષોત્તમ ભટ્ટે ઘણાએ પરિશ્રમો કર્યા, પણ તેમાં તેમની ચાંચ ખુંચી

ન શકી. આપણા શ્રીયુત જાનીજીને માગધી પાલી એમ નાટકોમાં આવતી અનેક ભાષાઓનો સારો બોધ હોવાથી તે શિલાલેખની ઐતિહાસિક દૃષ્ટિથી સંગતિ કરી આપી. આથી શ્રીયુત ઓઝાજી તથા શ્રીયુત શામળદાસ મહેતા બેઉ જાનીજી ઉપર અત્યંત સંતુષ્ટ થયા. અને કાયમને માટે પોતાના વિશુદ્ધ હૃદયમાં શ્રીયુત જાનીજીને સપ્રેમ સ્થાન આપવા લાગ્યા. જાનીજી પાસેથી ગુરૂ તરીકે અભ્યાસ કરવાનો બદલો નીતિચતુર શ્રીયુત મહેતાજી પ્રતિ માસે આપ્યા કરતા; પરંતુ આવા સામાન્ય બદલાથી મહેતાજીનું તથા ઓઝાજીનું હૃદય સારી રીતે પ્રસન્ન ન થયું તેઓને એમજ ભાસતું કે આપણે શ્રીયુત જાનીજીને પોતાની પાસેથી જે કાંઇ આપીશું તે કેટલાક દિવસો પહોંચવાનું હતું ? બદલો આપ્યો તેનું નામ જ કહેવાય કે જે વંશ-પરંપરા પહોંચી શકે. આપણે રાજ્યમાં જો જાનીજીનો પ્રવેશ કરાવી શકીએ તો જ ગુરુદક્ષિણા આપી કહેવાય, અને સત્પંડિતોનો સત્કાર આમ જ થાય એમ દુનીયાં શીખે. સજ્જનોની ચતુરાઇ તથા બદલો આપવાની ઇચ્છા ક્યાં સુધી પહોંચી શકે છે તે જાણવાનો આ ઉત્તમ દાખલો છે.

સંવત ૧૯૨૬ લગભગ મહારાજા શ્રી યશવંતસિંહજીનો સ્વર્ગવાસ થયો હતો. અને તે વખતમાં કુમારશ્રી તખ્તસિંહજીનું વય નાનું હોવાથી સરકાર તરફથી રાજ્યનો વહીવટ મૅનેજમેન્ટ દ્વારા થતો હતો, પ્રાતઃસ્મરણીય મહારાજા સાહેબ ગોહિલકુલ ચૂડામણિ શ્રી. વખતસિંહજી ઉર્ફે આતાભાઇનું ક્ષાત્ર-તેજ ચારો તરફ વિલસતું હતું. શ્રી. ઓઝાજીએ ઘડેલા રાજ્ય તન્ત્રમાં પ્રજાના પાલક પિતા રાજા તરીકે ધર્મશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના ઉપદેશની જરૂર શ્રીયુત ઓઝાજીને જણાઇ કે તુરતજ પ્રસંગ વશાત્ મૅનેજર પરસીવલ સાહેબ સમક્ષ ' શ્રી તખ્તસિંહજીએ પણ સંસ્કૃત ભણવું જોઇએ અને ધર્મશાસ્ત્રો સાંભળવા જોઇએ ' એ રહસ્ય સમજાવી દીધું અને પોતાના ચિત્તમાં પ્રસન્ન કરેલા જાનીજીનીજ ત્યાં ધર્મોપદેશ સંભળાવવા વ્યવસ્થા કરવામાં આવી. શ્રી. જાનીજી પરસીવલ સાહેબ સમક્ષ થોડા દિવસો સુધી વ્યાખ્યાન કરવા લાગ્યા. જાનીજીના વ્યાખ્યાન-ચાતુર્યથી કુમારશ્રીને તથા સાહેબને રસ પડવા લાગ્યો અને પ્રતિદિન જાનીજીના ઉપદેશામૃતથીજ કુમારશ્રીનું હૃદય તૃપ્ત થશે એમ નિર્ણય થતો ગયો.

ગૌ-બ્રાહ્મણ પ્રતિપાલ ધર્માવતાર શ્રીયુત તખ્તસિંહજી મહારાજાનો રાજ્યાભિષેક સંવત્ ૧૯૨૭ માં થયો. આ પ્રસંગે રાજ્ય-પુરોહિત દાનાધ્યક્ષ કાશીરામ પંડ્યા સાથે જાનીજીનો પ્રથમ ગાઢસંબંધ થયો. જાનીજીને જ્યોતિઃ શાસ્ત્રનું જ્ઞાન આ વખતે સાધારણ હતું. શ્રી. પંડ્યાજીના સમાગમથી અને દિશા માત્રના સૂચનથી જાનીજીએ ગણિત તથા ફલિત ગ્રન્થોનો અભ્યાસ વધારી દીધો.

રાજ્યમાં થતાં અનેક શુભ કાર્યો પ્રસંગે મુહૂર્તો જોવરાવવા તથા વૈદિક સંસ્કારો કરાવવા પંડ્યાજી અને જાનીજીનીજ સંમતિ લેવાતી. આવા પ્રસંગોમાં જાનીજીના શુદ્ધ આત્માનો તથા પવિત્ર ચરિત્રોનો પરિચય રાજ્ય કુટુમ્બમાં વધતો ગયો. રાજ્યાભિષેકનો શુભ પ્રસંગ વીત્યા બાદ મહારાજા સાહેબ શ્રી તખ્તસિંહજીને કાશી–યાત્રા કરવા માટે હર્ષ ઉભરાયો. યાત્રામાં મહારાજા સાહેબ સાથે કોને કોને જવું એ નિર્ણય થતાં જાનીજી જેવા વ્યવહાર–ચતુર પંડિતની પણ યાત્રા પ્રસંગે જરૂર જણાઈ. મહારાજા સાહેબ, શ્રી. નટસાહેબ અને તેમનાં પત્ની, વજીર શ્રીયુત માધવસિંહજી જાડેજા, અને જાનીજી, એમ સમસ્તમંડળ ભાવનગરથી શુભ મુહૂર્તે પ્રથમ સમુદ્ર માર્ગે મુંબઇ સીધાવ્યું. મુંબાઇથી જી. આઇ. પી. રસ્તે કાશીમાં ગયા. શ્રી કાશીક્ષેત્રમાં પહોંચતાં જાનીજીને ગંગા–દર્શન અને વિશ્વનાથ પૂજનથી અલૌકિક ભાસ થયો. પોતે કાશીક્ષેત્રમાં રહી વિદ્યાભ્યાસ ન કરી શકયા તે ખાતર ગ્લાનિ પામતા અન્તઃકરણે કાશી વિશ્વનાથ પાસે ક્ષમા માગી અને પોતાના ભાગ્યને ગંગા–તટ સમીપ ઉજ્વલ કરવા પ્રાર્થના કરવા લાગ્યા. મહારાજા સાહેબ પાસે શ્રીવિશ્વનાથનું ષોડશોપચાર વિધિથી પૂજન કરાવ્યું. ગંગાસ્નાન વખતે વીતેલી આપત્તિમાંથી જાનીજીએ મહારાજા સાહેબ શ્રી. તખ્તસિંહજીના શરીરને બચાવ્યું હતું, તેમ જ વિશ્વનાથનું પૂજન કરાવવાથી મહારાજા સાહેબનું હૃદય કરૂણામય થતું ઉભરાવા લાગ્યું હતું તેથી મહારાજાસાહેબે અમુક મોટી રકમના વર્ષાસનથી જાનીજીને પોતાના રાજ્યના માનીના પંડિત તરીકે સ્થાપવા શ્રીવિશ્વનાથ સમીપ સંકલ્પ કરાવવા સૂચવ્યું. જાનીજીએ બધી વાતનો સ્વીકાર કર્યો પણ મોટી રકમ એકદમ તુરતજ મહારાજા સાહેબ કહે અને તે પંડ્યાજીને મળતી રકમ કરતાં મોટી થાય એ વાત કાયમને માટે પોષાવી દુર્લભ છે. તથા જ્યાં સુધી પ્રધાનમંડળ પણ એ વાત વ્યાજબી છે એમ ન કબુલે ત્યાં સુધી વર્ષાસનની રકમનો અનિર્ણય જ રહેવા દઇ મહારાજા સાહેબે આપેલી દક્ષિણા ૧૦૦૧નો સ્વીકાર કર્યો. કાશીમાં અનેક વિદ્વાનોની સભા ભરી પોતાના પાંડિત્યનો પરિચય કાશીના વિદ્વાનો સમીપ મહારાજા સાહેબને કરાવ્યો. આવી રીતે કાશીના વિદ્વાનોમાં પણ જાનીજીની પ્રતિષ્ઠા વધી અને ભાવનગરના રાજ્યમાં પણ આવા વેદાંત અને સાહિત્યને જાણનારા પંડિતો વસે છે, તથા ખુદ મહારાજા સાહેબ તરફથી આવા સજ્જન પંડિતો પોષાય છે, એ ભાવનગર રાજ્ય અને ધર્મના અભ્યુદયનો જ હેતુ છે તે પ્રમાણે મહારાજા સાહેબને કાશીના વિદ્વાનો તરફથી અભિનંદન અપાયું. મહારાજા સાહેબે કાશીની પંડિત સભાએ કરેલું શ્રીયુત જાનીજીનું ગૌરવ સહર્ષ સ્વીકાર્યું. આવી રીતે ગયા ગોકુળ, મથુરા, વૃંદાવન, પુષ્કરરાજ વગેરે અનેક તીર્થસ્થળોમાં મહારાજા સાહેબને યાત્રા કરાવી સક્ષેમ સમસ્ત મંડળ ભાવનગર પધાર્યું.

ત્યારે રાજ્યવહીટના ચોપડામાં શ્રીયુત જાનીજીનું વર્ષાસન ૯૬૦ નોંધાયું. અને પ્રતિદિન ભકિત અને શ્રદ્ધાપૂર્વક શ્રીયુત તખ્તસિંહજી મહારાજ જાનીજીના મુખની અમૃતવાણી દ્વારા શ્રીમદ્‌ભગવદ્ગીતા અને મહાભારતના રાજ્યપ્રકરણોવાળી કથાઓ સાંભળવા લાગ્યા. એમ આનંદ અને વિનોદમાં મહીનાઓ અને વર્ષો વીતવા લાગ્યાં. એ રીતે જાનીજીનો અને તખ્તસિંહજી મહારાજનો સંબંધ ઘણોજ સુદૃઢ થયો.

શ્રીયુત શામળદાસ મહેતા આ વખતે પ્રધાન પદ ઉપર બિરાજ્યા હતા, અને ઓઝાજીએ નિવૃત્તિ—પરાયણ થઈ સંન્યસ્ત સ્વીકાર્યું હતું. આ બેઉ નાગર ગૃહસ્થોના જાનીજી પ્રત્યેના સકલ મનોરથો સફળ થયેલા જોઇ મહેતાજીએ અને ઓઝાજીએ પરમ સંતોષ માન્યો. તેઓએ આ પ્રમાણે જાનીજીની પરોક્ષજ સેવા કરી એટલુંજ નહી પણ પોતાના ગૃહમાં પણ પ્રતિદિન કથા વાર્તા સાંભળવાનો અને સમગ્ર કુટુમ્બને સંભળાવવાનો અપૂર્વ આનંદ લેવા લાગ્યા. જાનીજીને મહેતા કુટુમ્બ તરફથી પણ વર્ષાસન મળવા લાગ્યું. ભાવનગરમાં દિવાન પરામાંજ જાનીજીને ઘરો લઇ આપ્યાં કે જેથી ગુરુ-શિષ્ય તરીકેનો વ્યવહાર સુગમતાથી સાચવી શકાય. સજ્જનોનો સમાગમ આ ભૂલોકમાં પણ સ્વર્ગીય આનંદનું દિગદર્શન કરાવે છે. સમગ્ર મહેતા કુટુંબ તથા ઓઝા કુટુંબ શિષ્ય તરીકે જ જોડાયું હતું અને જાનીજી સર્વેના આહ્લાદક થઇ પડ્યા.

મહારાજાશ્રી તરફથી થતા વારંવાર શતચંડી તથા સહસ્રચંડીના યાગોમાં શ્રીયુત જાનીજી જ્યારે બ્રહ્મા તરીકે બીરાજતા ત્યારે તેમના સહવાસી કાશીરામ પંડ્યા તરફના ઔદીચ્ય બ્રાહ્મણો પણ વરણીમાં હોય છતાં, આ વખતે જાનીજી મોઢ બંધુઓને પુરેપુરો લાભ આપવા કદી પણ ચૂકતા ન હતા. પ્રતિયજ્ઞોમાં શ્રીયુત ભાનુશંકર શાસ્ત્રી, દૂર દેશાવરથી આવતા પંડિતો, અને વેદીઆઓ ભાગ લેતા ત્યારે પણ શ્રીયુત જાનીજીની કર્મકાંડ તથા વૈદીક યજ્ઞો વિષે ચર્ચા ચાલ્યા કરતી. ભાવનગરના વેદીઆઓ, કર્મકાણ્ડીઓ, પુરાણીઓ, શાસ્ત્રીઓ અને આગન્તુક વિદ્વાનોનો શ્રીયુત જાનીજીના જ પરિચયથી સત્કાર થઇ શકતો, તેમજ યજ્ઞયાગાદિકમાં પણ યોગ્ય સ્થાન મળી રહેતું.

આ પ્રમાણે મહારાજા સાહેબ તરફથી પણ જાનીજીનો અસાધારણ સત્કાર થતો જોઇ જ્ઞાતિમાંના કોઈ એક બંધુએ જાનીજી ઉપર ઇર્ષાભાવથી મહારાજા સાહેબને જાનીજી ઉપર અપ્રીતિ ઉત્પન્ન થાય તેવું એક ભયંકર ષડ્યંત્ર રચ્યું, જેને પરિણામે જાનીજીનું દરબારમાં જવું અમુક મુદત સુધી બંધ રહ્યું હતું. પણ સત્ય વાત કાળે કરીને આપોઆપ પ્રકટ થઇ.ને દિવસો વ્યતિત થતાં એવા પણ સંજોગો આવી લાગ્યા કે મહારાજા સાહેબને ચોક્કસ ખાત્રી થઇ કે જાનીજી નિર્દોષ છે. તે વખતે મહારાજા સાહેબને મનમાં પોતાના ઉપદેષ્ટા ગુરુનું મન દુભાવ્યા ખાતર ઘણો જ પશ્ચાતાપ થયો, અને સાચા અંતઃકરણથી

ઈશ્વર પાસે માફી માગી. તુરત જ જાનીજીને સાંત્વન આપવા અથવા કહો કે જાનીજી પાસેથી ક્ષમા યાચવા તેમને રૂબરૂ તેડાવ્યા. જાનીજીએ જ્યાં દ્વારમાં પગ મૂકયો કે તુરતજ મહારાજા સાહેબ તખ્તસિંહજીએ જાનીજીને સાષ્ટાંગ-દંડવત પ્રણામ કર્યાં અને ગદ્‌ગદ્ કંઠે દીન સ્વરથી ક્ષમા માગી. જાનીજીએ વિવેકબુદ્ધિથી મહારાજા સાહેબને જણાવ્યું કે આવી ક્ષમા આપ જેવા સજ્જન શ્રદ્ધાળુ મહારાજાએ મારા જેવા દીન બ્રાહ્મણ પાસેથી માગવાની કશી આવશ્યકતા નથી. આપ તો ગૌબ્રાહ્મણ પ્રતિપાળક છો અને રહેવાનાજ. અમારી બ્રાહ્મણોની તો ફરજ છે કે જ્યારે બોલાવો ત્યારે આશિર્વાદ આપીને ઉભા રહેવું. આ પ્રમાણે મહારાજા સાહેબ અને જાનીજીએ પરસ્પર વિવેકભર્યાં શબ્દોનો પ્રયોગ કરી એક બીજાનાં હૃદયોને શમાવ્યાં. મહારાજા સાહેબ પુનઃ પ્રતિદિન કથાશ્રવણ કરવા લાગ્યા અને જાનીજીને નિરંતર નિર્મળદ્દષ્ટિથી ગુરુ તરીકે અને પરમહિતૈષી તરીકે પોતાના હૃદયમાં સ્થાન આપ્યું. તદુપરાંત જાનીજી ઉપર મહારાજા સાહેબની અપ્રીતિ થઇ છે એવી અફવા દૂર કરવા મહારાજા સાહેબે ખાસ રૂવાપરી માતાના મંદીરમાં અયુતચંડી નામનો યજ્ઞ કરાવ્યો. મહારાજા સાહેબે જાનીજીનું ગૌરવ વધારવા ખાસ રાજ્યપ્રતિષ્ઠિત સદ્‌ગૃહસ્થો સન્મુખ વીતેલા ત્રણ યજ્ઞોની મોટી દક્ષિણા એક સાથે આપીને શ્રીયુત જાનીજીને સંતોષ્યા, તથા નાગરિક જનસમૂહ સમક્ષ ખાત્રી કરાવી કે જાનીજી તદ્દન નિર્મળ હૃદયના અને મારા આપ્ત જન છે. ત્યાર બાદ ખાસ આપ્ત વિદ્વાન્ તરીકે અને રાજ્યના માનીતા પંડિત તરીકે મહારાજા સાહેબે સં. ૧૯૪૨માં જાડેજા શ્રીયુત માધવસિંહજીને સાં જાનીજી પાસે સપ્તાહ બેસારી અને સર્વે ભાવનગરના શ્રદ્ધાળુ નિવાસીઓને તેમની અમૃતવાણીનો લાભ અપાવ્યો. સપ્તાહની પૂર્ણાહૂતિ થતાં પંડિત શ્રીયુત જાનીજીને શ્રીમદ્‌ભાગવતના પુસ્તક સહિત હાથી ઉપર બેસી વરઘોડામાં ફરવા વિનવ્યું. ત્યારે જાનીજીએ ઘણી જ દક્ષતાથી ઉત્તર આપ્યો કે હાથી બ્રાહ્મણોને ન શોભે. એ તો રાજપુરુષોને જ શોભા આપે, જાનીજીના આ ઉત્તરથી મહારાજા ચકિત થયા અને શ્રીયુત જાનીજી કેટલા સાદા અને નિરભિમાની છે તેની ખાત્રી પ્રજાને પણ થઇ. સંવત ૧૯૪૯માં પણ મહારૂદ્ર વિગેરે યજ્ઞો જાનીજી હસ્તે જ થયા, તેમ જ સંવત ૧૯૫૭માં અષ્ટોત્તરશત પારાયણરૂપ યજ્ઞ શ્રીયુત જાનીજીના જ હસ્તક થયો. આ પ્રમાણે રાજ્ય તરફથી થતા યજ્ઞયાગાદિકોમાં પણ પોતાના જ્ઞાતિય-બંધુઓનો સત્કાર કરાવવામાં કશી પણ ઉણપ તેમણે રાખી નહોતી.

કે. જાનીજીના ગુણવર્ણનોમાં શું લખવું તે સુઝતું જ નથી. હું તો તેઓશ્રીની પ્રતિમા યાદ કરૂં છું ત્યારે સ્તબ્ધજ બનું છું. તેમના મુખની પ્રસન્નતા, તેમની શાંતિ, દૃષ્ટિમાં ભરેલું અમૃત, અપરિચિતોને થોડાજ સહવાસમાં આપ્ત કરી લેવાનું તથા

વિશ્વાસપાત્ર બનાવવાનું સામર્થ્ય, સુષુમ્ણા ઉપર વિલસતું બ્રહ્મતેજ, આશ્રયમાં આવનારને અપાતું યોગ્ય વિદ્યાદાન, સભાઓમાં સત્યવસ્તુને પ્રતિપાદન કરવાનો આગ્રહ, રાજ્યોમાં માનીતા છતાં સ્વજ્ઞાતીયો સાથે નિરભિમાની હોઇ ગ્રહણ કરેલી સાદાઇ, આ બધા તેઓશ્રીના સદ્ગુણોને આલેખવા માટે મારી શ્રાંત લેખિનીમાં કેટલું સામર્થ્ય હોઇ શકે! હું તો ટુંકામાં કહી શકું કે તેઓશ્રી અમારી મોઢ-જ્ઞાતિ માટે કલ્પતરૂજ હતા. તેઓશ્રીનો દેહ વિદ્યમાન હતો ત્યાં સુધી ધર્મની રીતિ તથા રૂઢીને અનુસરી જ્ઞાતિમાં યોગ્ય વ્યવસ્થા જાળવવા સર્વે કોઇ જ્ઞાતિહિતૈષી સજ્જનો આગ્રહ રાખતા. આજ અમારા શિરોમણિ અથવા સૌરાષ્ટ્રીય વિદ્વાનોમાં અગ્રગણ્ય કે૦ જાનીજીના આ ક્ષણભંગુર સંસારમાંથી ચાલ્યા જવાથી અમારી સમગ્ર જ્ઞાતિની જે દશા થઇ છે તે સર્વેને વિદિતજ છે. શ્રીયુત જાનીજીના કૈલાસવાસ પછી પંક્તિભ્રષ્ટ ઘરઘરના પટેલોએ જ્ઞાતિ-વ્યવસ્થાની જે કફોડી સ્થિતિ ઉભી કરી છે તે સ્થિતિને ઠેકાણે લાવતાં કેટલો સમય જશે તથા કેટલી તપશ્ચર્યા અને કેટલો ભોગ આપવો પડશે તે તો ઈશ્વર જાણે! જેમ એક મહારથી સહસ્ત્ર સંખ્યાવાળા લશ્કરને જો તે નિયમથી વિરૂદ્ધ જતું હોય તો અંકુશમાં લાવી શકે તેવી શકિત ધરાવનાર જાનીજીનીજ શરમથી તે વખતે જ્ઞાતિમાં ભાંગ-તોડ ઓછી થતી અને ધર્મમૂર્તિ જાનીજીથી ડરીને સર્વે પોતપોતાની મર્યાદામાં વર્તતા.

શ્રીયુત જાનીજીનો ગૃહસ્થાશ્રમ પણ ઘણોજ સુખી હતો. સૌ. શ્રીમતી વાલીબાઇ આજ્ઞાકારિણી હોઇ જાનીજીની સર્વ પ્રવૃત્તિઓને અનુકૂળ રહેતાં, તેમના મોટા પુત્ર શ્રીયુત જગન્નાથ જાની તથા ન્હાના પુત્ર શ્રીયુત વિશ્વનાથજી જાની પિતાશ્રીએ વિસ્તારેલા યશ:પટને આજ શોભાવે છે. શ્રીયુત જગન્નાથ જાનીજી પણ પોતાના પિતાશ્રીની માફક કર્મકાન્ડમાં તથા યજ્ઞ-યાગાદિકોમાં સાગ્રે ભાગ લે છે. શ્રીયુત વિશ્વનાથજી જાનીએ પણ મ્યાટ્રીક સુધીનો અભ્યાસ કરી વસુલાતી ખાતામાં દરબારી નોકરી કરી હતી. હાલમાં તેઓશ્રી કાપડનો સ્વતન્ત્ર-વ્યાપાર કરે છે. ભાવનગરની કાપડ બજારમાં ઉદાર દીલથી વ્યાપાર કરવાનું પ્રથમ શ્રેય: એઓનેજ છે.

જાનીજીની પુત્રીઓ પણ કાવ્ય-કોશ અને કથા-વાર્તાઓના રાત દિવસના પ્રસંગથી પ્રવીણ બની હતી. વચલાં પુત્રી ગં૦ શ્રીમતી યમુનાજી કે જેઓ મારા (આ લેખકનાં) પિતામહના સગાં કાકી-મા થાય, તેમનો કાવ્ય અને ભાગવત વગેરે પુરાણોનો અભ્યાસ પણ અલૌકિક હતો. હું જ્યારે રઘુવંશ વગેરે કાવ્યો ભણ્યો ત્યારે તે મારાં ગં૦ સ્વ૦ માતુશ્રી૦ મારી પરીક્ષા લઇ વારંવાર મારી વિદ્યાવૃદ્ધિ માટે ઉત્સાહ આપતાં.

શ્રીયુત જગન્નાથ જાનીનાં માતુશ્રી સૌ. વાલીબાઇનો કૈલાસવાસ સંવત ૧૯૬૦માં થયો તે પ્રસંગે જ્ઞાતિતેડું થયું હતું. શ્રીયુત જાનીજીને ત્યાં આ જ્ઞાતિ-સંમેલન બહુજ આનંદથી વીત્યું. આ વખતે જ્ઞાતિઓમાં આજના સમાન ઝઘડા ન હતા, કારણ સદ્‌ઉપદેશથી જ્ઞાતિને નિયમમા રાખનાર શ્રીયુત જાનીજીની ઉપસ્થિતિ હતી. જ્ઞાતિના ધારાધોરણો સમયાનુકૂળ કરવા માટે ઘણાઓએ આ સંમેલનમાં પ્રસ્તાવો કર્યાં હતા; પરંતુ એ બધું ધર્મશાસ્ત્રાનુકૂળ છે કે નહી તે સમજાવાને એક નિયમિત મંડળ (સભા)ની તે વખતે આવશ્યકતા જણાઈ.

જ્ઞાતિમાં શિથિલ થનો વિદ્યાપ્રેમ પુનઃ જાગૃત કરવાને શ્રીયુત જાનીજી હસ્તે સંવત ૧૯૬૨ના ભાદ્રપદ માસમાં ભાવનગરમાં એક મંડળ સ્થપાયું. શ્રીયુત જાનીજી અધ્યક્ષ હતા. કે. કરણાશંકર શાસ્ત્રી, શ્રીયુત જાદવજી શાસ્ત્રી, તથા જુવાનીઆઓ દ્વારા જાનીજીના અધ્યક્ષપણા નીચે વિષય વિષયાન્તરોનાં ભાષણો અપાતાં તેમજ મંડળમાં વિદ્વાનો સમક્ષ યોગ્ય શાસ્ત્રીય ચર્ચાઓ થયા કરતી. બહારગામથી ભણવા આવતા મોઢ બાળકોનો તથા અંગ્રેજી સ્કૂલોમાં ભણતા વિદ્યાર્થીઓનો આ સભા દ્વારા ઉત્સાહ વધતો, અને ધાર્મિક મર્યાદાનું રક્ષણ સ્હેજે થઇ શકતું. ઘણી વખતે આ સભામાં શામળદાસ કૉલેજના પ્રીન્સીપાલ શ્રીયુત જમશેદજી નવરોજજી ઉનવાળા ઉર્ફે ગીતાપ્રસાદ પધારતા અને સભાધ્યક્ષોને તથા સભ્યોને અભિનંદન આપતા. સભાઓ જ્યાં સુધી જાનીશ્રીનો દેહ વિદ્યમાન હતો ત્યાં સુધી વારંવાર મળ્યા કરતી, અને આ પ્રમાણે જ્ઞાતિજનો મળી પરસ્પર ઐક્યનો આનંદ અનુભવતા.

શ્રીયુત નિર્ભયરામ જાનીજીનો કૈલાસવાસ સંવત ૧૯૭૧ના જેઠ શુદી ૮ ને રવિવારે એક જ દિવસમાં અકસ્માત હૃદય બંધ થવાથી થયો તે પુણ્યાત્માની ઉત્તરક્રિયા પ્રસંગે પણ જ્ઞાતિસંમેલન થયું હતું. આજ શ્રીયુત જાનીજીનો દેહ વિદ્યમાન નથી તેથી ઘણાએ મર્મજ્ઞ સજ્જનોને જ્ઞાતિહિતમાં ઉપસ્થિત થનારાં વિઘ્નોની શંકા રાખવી પડે છે. ઘણાઓ એમ પણ કહે છે કે જ્ઞાતિનો સૂર્ય તો હવે અસ્ત થયો. જેમ જેને અનુભવ થતો હોય તેમ તે વ્યક્તિ અભિપ્રાય આપે તેમાં શું આશ્ચર્ય ?

શ્રીયુત રણછોડજી જાનીનું તપસ્વી કુટુંબ જ્ઞાતિહિતમાં અને જ્ઞાતિસેવામાં સારી રીતે ભાગ લેતું હતું. તે કુટુંબ હજુ પણ વિદ્યામંદીર તરીકે પ્રસિદ્ધ છે. તેમના સૌથી ન્હાના ભાઇ શ્રીયુત અંબારામ જાનીજીની પ્રતિષ્ઠા તથા તેમની રાજ્યસેવા હજુ પણ સર્વ વિદિત છે. હાલમાં તેઓ નિવૃત્તિપરાયણ રહે છે, અને ભાવનગર રાજ્યના પેન્શનર છે. શ્રીયુત અંબારામ જાનીજીના પુત્રો પણ ઘણાજ સુશિક્ષિત, રાજ્યસન્માનિત અને પવિત્રજીવન ગુજારનારા છે. શ્રીયુત અંબારામના

ત્રીજા પુત્ર શ્રીયુત કાશીરામ જાની કાઠિઆવાડના ચુંવાળ ચાતુર્વેદીય સંપ્રદાયમાં પહેલા જ બી. એ. થયા છે. શ્રીયુત નિર્ભયરામ જાનીજીના પૌત્ર શ્રીયુત રતિલાલ જગન્નાથજી જાની ફર્સ્ટ ક્લાસ ઑનર્સ બી. એ.-માં સન્ ૧૯૧૬માં પાસ થઇ હાલ શામળદાસ કૉલેજ ( ભાવનગર )માં સ્પેશીઅલ સંસ્કૃત અધ્યાપક તરીકે નિમાયા છે. તેમના જ સહોદર ભાઇ સચ્ચરિત્ર શ્રીયુત ભોળાનાથ જાનીએ મૅટ્રીકમાં પહેલે નંબરે પાસ થઇ જશવતસિંહજી ફર્સ્ટ ક્લાસ સ્કોલરશીપ મેળવી હતી; પરંતુ જ્ઞાતિના કમનશીબે આ ઉછરતા યુવકનો પરણ્યા પછી તુરતજ સંવત ૧૯૭૬ના જેઠ વદ ૪ ને દિવસે કૈલાસવાસ થયો. શ્રીયુત વિશ્વનાથ જાનીજીના મોટા પુત્ર શ્રીયુત દિનકર જાની પણ મૅટ્રીકમાં પાસ થઇ હાલ સ્થાનીય શામળદાસ કૉલેજમાં બી.એ.નો અભ્યાસ કરેછે.જાનીજીના બીજા ભાઇ ગિરિધર જાનીજીના પુત્રો પણ મેટ્રીક પાસ થઈ અંગ્રેજી શિક્ષકો તરીકે કેળવણી ખાતામાં સેવા ઉઠાવે છે. આ પ્રમાણે જાનીજીનું આખું કુટુંબ વિદ્યામાં આગળ પડતું પહેલેથી જ છે. શ્રીયુત રણછોડજી જાની તથા શ્રીયુત નિર્ભયરામ જાનીનું તપોબળ કેટલુ સમર્થ છે એ જાની કુટુંબના સહવાસીઓ સહેજે સમજી શકે છે, અને કબુલ કરવું પડે છે કે જાની કુટુંબની સર્વથા બરાબરી કરી શકે એવું એક પણ કુટુંબ સમગ્ર જ્ઞાતિમાં હાલ વિદ્યમાન નથી.પરમાત્મા તે કુટુંબને વધારે વધારે વિદ્યા અને સમ્પત્તિ અર્પો અને પોતાની મહત્તાવડે જાની કુટુંબ જ્ઞાતિહિતમાં અધિકાધિક ભાગ લેવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરો. ઇતિ ઓમ્.

# નૂતન વર્ષાભિનંદન કાવ્ય.

શકે ૧૮૪૫.

રહસ્ય સહીત લેખકઃ—વિનીત નિવેદક મ. ના ભટ્ટ કછોલીકર.

( આ કાવ્ય ગણદેવીકર વૈદરાજ કીકાભાઈ રામશંકરની પરીક્ષામાં પ્રથમપદે યોગ્ય જણાયલું છે. )

---

સ્ત્રગ્ધરા.

મૂલોકે ધર્મતીર્થે સુરમુનિસહ સૌ દેવ તે દિવ્ય વાસે !
વર્ષારંભે ઉષાના ઉદયન સમયે મોદનીય પ્રભાતે !
સુસ્થાને સંમતિની સમિતિ કરી રહ્યા ઈશ અધ્યક્ષતામાં !
શ્રુત્યાદિ ગાંદિ શાં જ્યાં સ્તવન કરી રહ્યાં ધન્ય તે તીર્થને હા !!—૧

તિષ્ઠન્તી અષ્ટસિદ્ધિ અહરનિશ "ખમા!" ઉચ્ચરે સેવતાં જે !
યક્ષો ગન્ધર્વ નૃત્યાદિથી રીઝવી સભા મોદ પામે છતાં યે !
પ્રાગેશે પાસ રાખ્યાં સતી અતિશય થૈ ખિન્ન બેઠાં નિહાળી !
ઈશે સર્વજ્ઞતાથી અવનતિ થઈ જે મોઢપુત્રોની ભાળી !!—૨

શમ્ભુએ મર્મ મોઢેશ્વરીસુત સ્થિતિનો લૈ મને પ્રેમ આણી !
તાને તત્કાલ આશીર્વચન દઈ દીધી મૂમિ દેવે પ્રમાણી !
આપી આશીષ વિષ્ણુ સુરસમીપ "વસુ પ્રાપ્ત થાઓ !" વદે છે !!
પશ્ચાત્ બ્રહ્માજીએ યે શ્રુતિ દઈ રિઝવ્યાં મોઢની માતને ને !!—૩

માલિની

પુનિત ચરણ સ્પર્શી માતનાં ઈંદ્ર બોલે !
"રીધસિધ સહ પ્રાણે મોઢ હો દેવ તોલે !"
વિનતિ વિભુવરા આ, અંતરે લૈ અધુરી !
મૂતસુશ્રુતિય પ્રાણે, ઈશતા આપ પૂરી !!

**શબ્દાર્થ સ્પષ્ટ છે કેઃ**—ભૂલોકમાં ધર્મારણ્ય તીર્થમાં જ્યાં દેવલોકો તે દિવ્યવાસમાં રહે છે ત્યાં વર્ષારંભાદિને ઉષાના ઉદય સમયે પ્રભાતે સૌ ગુરુમુનિસહ દેવો ઇશ ( શંકર ) ના અધ્યક્ષપણા હેઠળ શુભસ્થાનમાં સંમતિપૂર્વક સમિતિ (સભા ) કરી બેઠા છે, ને શ્રુતિઓ બંદિજનની પેઠે જેમનાં ગુણગાન કરી રહ્યાં છે તે તીર્થને ધન્ય છે. કેમકે અષ્ટસિદ્ધિઓ સામે હાથ જોડીને સેવા કરવાને ઉભેલી "**ખમા ખમા**" બોલે છે. ને યક્ષ ગંધર્વો નૃત્યાદિથી સભા રંજન કરે છે. છતાંયે પ્રણેશ-શંકરે પોતાની પાસે બેસાડેલાં સતી ( મોઢેશ્વરી ) અતિશય ખિન્ન થઇ બેઠેલાં જોઇ ઇશ્વરે ( શંકરે )સર્વજ્ઞપણાવડે મોઢેશ્વરીપુત્રોની જે અવનતિ થઇ ગઇ તે જોઇ તેજ કારણે સતી ખિન્ન છે એવો મર્મ મનમાં આણી પ્રેમથી આશીર્વાદ પૂર્વક મોઢ પુત્રોને **ભૂ** અર્પણ કરી ભૂદેવ બનાવ્યા. ત્યારે વિષ્ણુએ **વસુ** ( પૈસો ) પ્રાપ્ત થાઓ એવો આશીર્વાદ આપ્યો. તે જોઇને બ્રહ્માએ શ્રુતિઓ અર્પણ કરી, અને દેવ પ્રમુખ ઇંદ્રે સુર સંમતિથી **પ્રાણ** પ્રાપ્ત થ ઓ એમ કહ્યું; જેથી મોઢ બ્રાહ્મણો પ્રાણવાન ને પુત્રવાન થાય. આમ સૌએ શુભવર આપ્યા તેથી દેવી રીઝયાં અને શુભાશીષ આપ્યા.

**ભાવાર્થઃ**—ઉન્નતિનું મૂળ **પૃથ્વી**, (જમીનની માલિકી) **વસુ**, ( પૈસો-વ્યાપાર ) **શ્રુતિ**, ( વિદ્યા અને બહુશ્રુતપણું ) અને **પ્રાણ** ( તેજસ્વિતા-સુપુત્રો ) થી છે. મે પ્રાપ્ત થાઓ. એવો દેવોનો આશીર્વાદ છે. વ્યાજસ્તુતિરૂપ અર્થમાં શંકરે ભૂ આપી ( કે માગી ખાઓ ). વિષ્ણુએ વસુ આપ્યા ( કે **વસવસ્તૂ** કરાવો. ) બ્રહ્માએ શ્રુતિ આપી. (વેદનાં પોથાં આપ્યાં કે ગોખ્યા કરો ) પણ ઇંદ્રાદિ દેવોએ પ્રાણ પ્રાપ્ત થાઓ એમ કહ્યું, અર્થાત્ પ્રાણવાન્ ને પુત્રવાન્ થાઓ એવો છેલ્લો આશીર્વાદ છે. (**आत्मा वै पुत्र नामासि** ઉપરથી પ્રાણનો અર્થ પુત્ર છે.) એમાંથી બધું થશે. અર્થાત નવયુવકો દશા ફેરવશે. એવો ગર્ભિત આશીર્વાદ છે. વળી સરલ અર્થ એવો પણ છે કે **ભૂવસુશ્રુતિ પ્રાણવડે ઇશતા આપ.** અથવા ભૂવસુશ્રુતિપ્રાણમાં એટલે શકે **૧૮૪૫** માં ભૂવસુશ્રુતિને પ્રાણવડે અમને પૂરેપૂરી ઈશતા ( ઇશ્વરપણું ) આપ.

**તા. કઃ**—નિંદાવ્યાજસ્તુતિરૂપ અર્થ નથી. શંકરે **ભૂ** આપી તે ફકત માગી ખાવાને નહિ પણ ભૂદેવ થવાને. વિષ્ણુએ **વસુ** આપ્યા તે ફકત **वसवस्तूप्यन्ताम** કરાવવાને નહિ, પણ વસુનો સદુપયોગ કરવાને. બ્રહ્માએ શ્રુતિ આપી તે ફકત ગોખવાને નહિ, પણ સર્વ-વિદ્યાપારંગત અને બહુશ્રુત થવાને. અને ઇંદ્રાદિ સર્વ દેવોએ પ્રાણ આપ્યા તે ફકત જીવવાને નહિ પણ પ્રાણવાન ( તેજસ્વી ) ને સુપુત્રવાન થવાને એવો અર્થ છે. ટુંકામાં રહસ્ય લક્ષમાં આવવાનેમાટે તાત્પર્યાર્થ લખ્યો છે. પ્રમાદ ક્ષમા યોગ્ય થશે એવી આશા છે.

**વિશેષ નોંધઃ**—આ લેખકને શ્રીયુત પાઠકજી પ્રકાશિત ધર્મારણ્ય ગ્રંથ ( કિં. રૂ ૬ નો ) તથા હરિફાઇમાં ભાગ લેનાર અન્ય સર્વ જ્ઞાતિભાઇઓને આ સભાના પ્રમુખથી ગિ. મ. ભટ્ટ સુરતકર તરફથી તેઓના સદ્‌ગત પિતાશ્રી મણિશંકર રામશંકરના સ્મરણાર્થ "બાલ જીવન" વાળા નાગરદાસ ઇ. પટેલ રચિત "નવવાત્સરિ" નામક સાહિત્ય ગ્રંથ ( કિં. રૂ. ૧ )નો મોકલવા યોજ્યું છે.

મંત્રીશ્રી. મો. બ્રા. વિ. સભા.




शिखरिणी.

अये मात देवि ! स्फुरितमहिमोल्लासरुचिरे
प्रसिद्धे संपूज्ये त्रिजगदधिके देशवसुधे ।
महामाये मान्ये सुरपुरवरामोदमधुरे !
नमामि त्वां नित्यं सकलसुतकल्याणनिलये ॥ १ ॥

अयि स्वाधीने सा तव चरणसेवा न विहिता
मया नीता व्यर्थं जननि दिवसा भोगविरसाः
कृतं नो रम्यं ते पदकमलसंवाहनसुखं
प्रसूते यत्सिद्धिं निखिलसुखतन्त्रातिमधुराम् ॥ २ ॥

स्वतन्त्रोत्कर्षेऽस्मिन् कलितकृतयोगे कृतयुगे
स्वराज्यस्य स्फूर्तावभिमतफले याति महति ।
जगन्निद्राभंगः समजनि जयोच्चारमुखरः
तदानीमौदास्यं भजति किमु मातस्तव सुतः ॥ ३ ॥

महावीरो धीर स्त्रिजगदुपकारश्रिततनु
र्महात्माऽयं गांधी तवचरणसेवामृतमदात् ।
मुहुः पायं पायं प्रतिजनमथादाय जयिन
महिंसाशस्त्रं यन्मरणमपि मिथ्यैव गणितम् ॥ ४ ॥

प्रसिद्धायाः सर्वाभिमतरससंपत्प्रगुणितं
तवैश्वर्यं मात स्त्रिजगदधिकं देवि गणितम् ।
यदस्यादानेच्छा विहित विधिघारम्भकुतुका
यदर्थं पाश्चात्याश्चरणभुवि नृत्यन्ति शतशः ॥ ५ ॥

अहो त्रिंशत्कोटि स्तवपदलसन्नूपुरयुग-
क्वणन्मञ्जीराणामनुभवति लीलामनुदिनम् ।

दयादक्षे वक्षस्युदयगुरुमन्त्रं यदि तदा
जनानामुद्धारः प्रभवति महोदारचरिते ॥ ६ ॥

समृद्धं सर्वेषामुदयमहिमानं रचयितुं
तव स्पर्धां कर्तुं जननि नहि कोऽप्यस्ति जगति ।
महैश्वर्यं कल्पायितमखिलसौभाग्यजनकं
जनानामुल्लासं विरचयति विश्वोपकरणम् ॥ ७ ॥

शिरः सर्वोत्कर्षोल्लसितमहिमा ते हिमगिरि-
र्महीपान् नेपालः श्रयति कचलीला विलसितम् ।
भुजाद्वन्द्वं वंगः श्रितसमररंगश्च परमो
विशिष्टः पाञ्चालो भरतजननि क्षेमवरदे ! ॥ ८ ॥

त्वमीशस्त्वं धर्मस्त्वमसि जगती मोक्षसरणिः
दयादक्षे देवि त्वमसि मम सर्वस्वमथवा ।
अकृत्वा स्वातन्त्र्यं दलित हृदयाया स्तव परैः
कुतो मे निद्रा वा जननि सुखवाञ्छाऽपि वपुषि ॥९॥

स्वशौर्यप्राग्भारैः श्रकितचकितं यत्रिभुवनं
प्रकुर्वाणा मात स्तव चरणसेवाहितहृदः ।
विरागं ते पुत्रा इह जनति कारागृहमहो
विशन्ति स्वच्छन्दं सकलसुभगं मुक्तिसदनम् ॥ १० ॥

प्रयत्नादस्तोकाद्हृदयरचनायै श्रमजुष-
स्तव प्रेरणा पुत्राः कति न कृतसंयोगरचनाः ।
कटाक्षाक्षेपोऽयं पततु परमस्तेषु तव चेत्
स्वराज्यं मे देशे भवतु भवतु क्षेमविधये ॥११॥*

गुरुकुल महाविद्यालय. } साहित्यतीर्थ कवि पोपटलाल शर्मा.

* गुरुकुळ महाविद्यालयमां प्रसिद्ध थता हस्तलिखित "ब्रह्मचारी" मासिक वर्ष ४ अंक १ मांथी उद्धृत.




એક પ્રાચીન અદ્‌ભુત પ્રેમકથા.

લેખક—ધીરસિંહ વ્હેરભાઈ ગેહિલ.



## પ્રકરણ ૩ જુ.

### પ્રેમ પ્રાબલ્ય.

વેંદા ચારણને ત્યાં પરદેશી ચારણ મેમાન છે એવી વાત આખા નેસમાં પ્રસરી જવાથી રાત્રે વેંદાચારણને ઘરે માણસો બેસવા આવ્યાં. ઓસરીમાં સુવાનું હે વાથી તેઓ સર્વે ખાટલા ઢાળી બેઠા હતા. બધા આવીને આસપાસ બેઠા એટલે વિઝાણંદ પાસે જંતર હોવાથી બધાયે તેને જંતર વગાડવા આગ્રહ કર્યો. નિખાલસ હૃદયની પોતાની હૃદયપ્રિયા સેણી પણ સૌ સાથે નેતી સમાન વયની બાલીકાઓ સાથે લઇ સામે આવા બેઠી હતી. અન્ય સ્ત્રી વર્ગ પણ બાજુમાં બેઠો હતો. ક્ષણે ક્ષણે વિઝાણંદ અને સેણીનાં નેત્રો એક થતાં હતાં.

વિઝાણંદે જંતર લઇ તેનો મેળ કરી વગાડવું શરૂ કર્યું. તેણે જંતર ઉપર એટલો બધો કાબુ મેળવ્યો હતો કે શ્રતાઓનાં મન હરણ થઇ જતાં હતાં. આ વખતે ગાયનમાં ચડ્ડે બગે લાંબે રાગે સોરઠા જ ગવાતા હતા હાલમાં પણ જંતર સુતાર કે રવાજમાં મીર, ઢાઢી, રાવળ વગેરે ડાયરામાં બેસીને સોરઠ ને લાંબા રાગથી ગાય છે. વિઝાણંદે પણ લાંબા રાગથી વિયોગી સોરઠા ગાવા માંડ્યા.

અસુરાને એકલા, સામાં મળીયાં સેણ:
હૈયું ઘણું હાકલ્યું, પણ ઝડકું નાખે નેણ.
સામાં ઉભાં સાંજણાં, દિયે નેણુંની ઝૂડ;
કાળજ માંડયું ને ફાંફર્યું, પાંસળીયું ચકચુર.
સજણ ઘણાં સંભારશો, નવો જો કરશો નેહ;
જવાસા ઘોડે સુકશો, જયારે વરસે મેહ.

આવી રીતે ગાતો ગયો અને એવી ચાલાકીથી જંતર વગાડતો ગયો કે સર્વ શ્રોતાજનો વિઝાણંદ ઉપર પ્રસન્ન થયા. બધાના મનમાં વિઝાણંદ ઉપર પ્રેમ ઉત્પન્ન થયો તેથી તેને થોડા દિવસ પોતાના ગામમાં રાખવાનો બધે એ આગ્રહ કર્યો. બધાનો આવો પ્રેમ જોઇ અને સેણી સાથે વધારે પરિચયમાં અવાશે તેમ માની તે પણ થોડા દિવસ ત્યાં રોકાવાને કબુલ થયો.

સેણીને વિઝાણંદ ઉપર પ્રેમ તો હતોજ, પણ જ્યારે જંતર વગાડવાની તેની કુશળતા જોઇ ત્યારે તે પ્રેમ દ્વિગુણિત થયો. હરકોઇ અપરિચિત શ્રોતાજનનું મન જીતવામાં અને તેનો પ્રેમ સંપાદન કરવામાં વિઝાણંદ ફતેહ પામતો હતો, તો સેણીને જે પ્રથમ દ્રષ્ટિએજ પ્રેમ ઉત્પન્ન થયો હતો તેનાંમાં બમણો પ્રેમ ઉત્પન્ન થાય તેમા નવાઇ નહિ. જંતર સાંભળીને સેણી મુગ્ધ બની જતી હતી. તેથી બોલી કે:—

ગમે ગમે તે ગોઠડી, નવ તાંતુંમાં નેહ;
વાલા વિઝાણંદનાં તુંબડાં, મારા હૈયામાં આપે છેહ.
જંતર વડે તુંબડે, બત્રિશે રાગ ગવે;
ત્રીશ લાવણુ લવે. વાલા વિઝાણંદને ખવે.

આવી રીતે બધાનાં મન રંજન કર્યાં. વિઝાણંદ વેંદા ચારણને ઘેર રહ્યો. તેની સાથે બધા પ્રેમથી વર્તતા હતા. અને ઘેરે ઘેરે વિઝાણંદની મહેમાનગીરી થતી હતી. દરરોજ આ પ્રમાણે રાત્રિયે બધા એકઠા થતા હતા અને વિઝાણંદ પાસે જંતર વગડાવી આનંદ લેતા હતા. આ બધું જોઇ સેણીના મનમાં જે આનંદ વધતો જતો હતો તેનું વર્ણન તો થઇ શકે નહિ.

આમ સેણી અને વિઝાણંદનો પ્રેમ વૃદ્ધિંગત થવા લાગ્યો. એક તરફ પ્રેમનું પ્રાબલ્ય વધતું જતું હતું ત્યારે બીજી તરફ સેણીનાંમાં લજ્જાનો આવિર્ભાવ થવા લાગ્યો હતો પ્રથમ તે વિઝાણંદની સામે આવીને બધાની સમક્ષ જંતર સાંભળવા બેસતી, તે હવે સંકોચાવા લાગી. વિઝાણંદ બેઠો હોય ત્યાં જતાં લજ્જા પામવા લાગી. પોતાની સરખી સાહેલીઓ સાથે વાર્તાલાપ કરતી હોય અને વિઝાણંદનો સ્વર સાંભળવામાં આવતો તો લજ્જાથી ચુપ થઇ જતી. બંનેના મનમાં પ્રેમની પીડા એટલી બધી હતી કે શરીર કૃશ થવા લાગ્યાં હતાં. કારણ કે:—

પ્રીત કરો તો પૂછજો, કેટલા અવગુણ હોય;
હાડે હેઠે રહે નહિ, રગમાં રગત નોય.
દેશમાં ડંડેરો ફેરવો, પ્રીત મ કરશો કોય;
કરો તો કાળજ આપજો, નિત્ય વરઝોળા હોય.
પ્રીતિ કણુ ન કીજીયે, પ્રીત કરે દુ:ખ હોય;
નગર ઢંઢેરા પીટકે, પ્રીત કરીયો ન કોય.

બંનેનાં ચિત્તમાં પ્રેમાગ્નિ પ્રગટી નિકળ્યો હતો. જરા તરા પણ એક બીજાં જો દ્રષ્ટિ વિમુખ થતાં તો મનમાં અકળાઇ જતાં. શી રીતે લગ્નગ્રંથીથી જોડાવું-આ ચિંતા બંનેના મનમાં ઘર કરી બેઠી હતી. કારણ કે વિઝાણુંદ ગઢીયા જાતનો ચારણ હતો, જ્યારે સેણીનો બાપ વેંદા જાતનો ચારણ હતો. આ બંને શાખામાં લગ્ન વ્હેવાર થતો નહિ. વળી વિઝાણુંદ વાગડ મુલકનો, અને સેણી સોરઠની હતી. તેથી પરદેશીને પોતાની દીકરી દેવી તે પણ એ વખતે અજુગતું ગણાતું હતું. તેથી ખુલ્લી રીતે લગ્ન થઇ શકે તેમ હતાં નહિ. બંને અસંત પ્રેમી હતાં પણ શુદ્ધ હૃદયનાં અને નીતિ શાલી હતાં, તેથી ધર્મથી સંલગ્ન ન થવાય ત્યાં સુધી કોઇ જાતનો શરીર સંબંધ થઇ શકે નહિ તેવી પવિત્ર ભાવના બંનેના મનમાં દ્રઢ હતી. એક તરફ પ્રેમનું પ્રાબલ્ય વધતું જતું હતું, જ્યારે બીજી તરફ રૂઢી અને લોકલજ્જાનું પ્રાબલ્ય હતું. તે બેની વચમાં આ પ્રણયીઓ પોતાનાં દેહનું દમન કરતાં હતાં.

થોડે થોડે લોકલજ્જા ઓછી થવા લાગી, અને પ્રેમનું પ્રાબલ્ય વધવા લાગ્યું. જ્યારે જ્યારે વખત મળતો ત્યારે તેઓ પોતાના મનની વાત કરતાં, અને શું કરવું તથા આપણે શી રીતે સુખી થવું તેની આમ ચિંતા કરતાં કે:—

વિઝાણુંદ આડો વિંઝણો, સેણી આડી ભીંત;
પડદે પડદે વાતું કરે, બહુ બંધાણી પ્રીત.

આવી રીતે કોઇ ન જાણે તેમ છુપી રીતે ભેગાં થઇ તેઓ વાતો કરતાં હતાં ત્યારે વિઝાણુંદે કહ્યું કે:—

વરે વિઝાણુંદ સેણીને, બીજી બહેની થાય;
સેણી વિણ સુખ થાય નઇ, (ભલે) આયુષ એળે જાય.

કારણ કે:—

વન વન ચંદન ન નીપજે, કણ કણુ મોતી નોય;
વિઝાણુંદ સેણી પારખે, અન્ય ન પરખે કોય.

વિઝાણંદે સેણીને આમ ખાત્રી આપી કે મારી જીંદગી ભલે એળે જાય, પણ તારા વિના અન્ય સ્ત્રીના સામું પણ હું કદી જોઇશ નહિ. વિઝાણંદની આવી પ્રતિજ્ઞા સાંભળીને સેણીએ પણ પોતાના હૃદયનો પ્રેમ હાલની બતાવ્યો કે:—

વિઝાણંદ! તારી વરમાળ, બીજાની બાંધું નહિ;
ચારણીયા મળે લખ સાત,પણ બાંધવ કહી બોલાવવા.
ધર મર વાતું જાય, અલક બધી અવળી ફરે;
વાલાં અવળાં થાય, પણ વિઝાણંદ વણુ વરૂં નહિ.

ઓ વિઝાણંદ! જ્યારે તું મારા વિના બીજાને ઇચ્છતો નથી ત્યારે હું પણ તારા વીનાના સાત લાખ ચારણ મને પરણવા ગજે તોપણ તે બધાને હું મારા ભાઇ જેવા ગણીશ. બધી પૃથિવી અવળી ફરશે, અને મારાં માવતર અવળાં થાશે તોપણ તારા વિના બીજાને હું વરવાની નથી એ મારી પણ દૃઢ પ્રતિજ્ઞા તું સમજી લે.

આ પ્રમાણે સેણી અને વિઝાણંદ પરસ્પર કોલકરાર કરી હૃદય-લગ્નથી બંધાયાં. સ્નેહલગ્નની ગ્રંથી આમ મજબુત કરી, પણ શરીરલગ્ન થવાનાં ચિન્હ જણાતાં નહોતાં; છતાં પણ પ્રેમમાર્ગનાં તે પંથીડાં આશાના પુરમાં તણાયાં જતાં હતાં.

આગળ જણાવ્યા પ્રમાણે વિઝાણંદે પોતાના જંતર વગાડવાના કૌશલ્યથી બધાનાં મન જીતી લીધાં. વિઝાણંદ ઉપર વેંદા ચારણને પ્રેમના ઉભરા છુટતા હતા. અને વિઝાણંદ જેમ વધુ રોકાય તેમ તે ઇચ્છતો હતો. તેથી દિન પ્રતિ દિન નવો નવો સ્નેહ દાખવતો હતો. એક દિવસ ડાયરો કરીને વેંદો બેઠો હતો, વિઝાણંદ જંતર વગાડી બધાનાં મન રંજન કરતો હતો. તેમાં વેંદા ગઢવીનો આનંદ ઉભરાઇ આવ્યો અને વિઝાણંદને સંબોધીને તે બોલ્યો કે "વિઝાણંદ! તમારા ઉપર હું ઘણો પ્રસન્ન થયો છું, માટે તમારે જે જોઇએ તે મારી પાસેથી માગી લ્યો."

વિઝાણંદ કહે "તમે અત્યારે આવેશમાં આવીને માગી લેવાનું કહો છો તો ખરા, પણ પ્રથમ જરા વિચાર કરો. કારણ કે માગ્યા પછી આનાકાની કરો એ ઠીક નહિ."

વેંદો કહે "હું મારા બાપના બોલથી અને માતાજીના સોગન ખાઇ કહું છું કે તમે જે માગશો તે હું આપીશ. લ્યો આ મારો સાત પેઢીનો કોલ છે. વળી:—

સૂર ચળે ડુંગર ફરે, અવળાં વહે જો પૂર;
વેંદો બોલ્યો ના ફરે, ભલે શિર થઈ જાયે ડૂલ.
વચન એકને કારણે, મુખ મરડું હું જોય;
તો તો નિશ્ચે જાણજો, બીજ બીજાનું હોય."

વેંદા ગઢવીની આવી દૃઢ પ્રતિજ્ઞા સાંભળી બીજાં બેઠેલાં માણસો બોલ્યાં કે "વિઝાણંદ! તમે ખુશીથી માગી લ્યો.આપો કેટલો બધો આબરૂદાર છે! વેણ આપીને જો તે ફરી જાય તો તેની આબરૂ શું રહે! પછી તો જીવતે મુવા જેવો તે ગણાય. વળી આપો વખતે ફરે તો પણ અમે કેમ તેને ફરવા દઈએ? પછી તો અમે પરાણે તેની પાસે વેણ પળાવીએ. માટે માગી લ્યો"

આવી રીતે બધાના કહેવાથી વિઝાણંદને હિમ્મત આવી, પણ મનનો વિચાર કહેવાને તે સંકોચાયો. ગેરવ્યાજબી માગણી શી રીતે કરવી તેનો વિચાર કરીને તે બોલ્યો કે "આજે તો નહિ, પણ આવતી કાલે તમે આસપાસના ગામના સારા સારા માણસોને તેડાવો અને ડાયરો કરો. તે વખતે મારે જે માગવું છે તે માગી લઈશ."

બીજે દિવસે વેંદાએ આસપાસના ગામોના સારા સારા માણસોને બોલાવ્યા અને પોતાના ગામના બધા માણસોને ભેગા કરી કસુંબો કાઢ્યો. ડાયરાને સંબોધી વેંદો ગઢવી બોલ્યો કે "વિઝાણંદે જંતર વગાડી મને ખુશી કર્યો છે તેથી વિઝાણંદ ઉપર મને મોજ આવી છે.તેને મેં વચન આપ્યું છે કે તે જે માગે તે મારે આપવું. આજે તેને વેણ માગવાનો વદાડ છે, માટે તમને બધાને બોલાવ્યા છે. બધાની સમક્ષ વિઝાણંદને જે જોઈએ તે ભલે માગી લ્યે."

આ સાંભળીને વેંદા ગઢવીની બધા વાહ વાહ કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે "વેંદો ગઢવી વેંણ આપે તેમાં નવાઈ નંઈ. કારણ કે તેને ખોરડે આદ છે. વળી વિઝાણંદ પરદેશી ચારણ છે, તે પોતાના દેશમાં જઈ તેનાં વખાણ કરશે તેથી આખા વાગડ મલકમાં વેંદા ગઢવીની નામના થશે. આપાનાં જેવું કામ તો બીજા કોઈથી બનેજ નહિ."

સેણીના આનંદનો આજે પાર રહ્યો ન હોતો. તેના મનમાં નકકી એમજ હતું કે વિઝાણંદ આજે પોતાનેજ માગશે, અને પોતાનો પિતા ના પાડી શકશે નહિ. તેથી પોતાનો પ્રિયતમ હવે કાયમને માટે પોતાનોજ થશે વળી વેણમાં પોતાને માગી લેવા માટે તેણે વિઝાણંદને હિમ્મત આપી હતી, અને હીંમત નહીં હારવા દૃઢ આગ્રહ પણ કર્યો હતો. એટલુંજ નહીં પણ વખતે અવિચારી માંગણીથી ચારણો ગુસ્સે થઈ તેને હેરાન કરે

તો બધું દુઃખ સેણીએ માથે લીધું હતું. તેથી ડાયરામાં શું બને છે ને ઘડી ઘડીના ખબર જાણવા તે અતિ ઉત્સુક બની ગઇ હતી.

ઉપર પ્રમાણે ડાયરામાં વિઝાણંદને સંબોધી વેંદા ગઢવીએ વચન માગી લેવા કહ્યું એટલે અચકાતો અચકાતો વિઝાણંદ બોલ્યો કે "આ બધો દેવ ડાયરો ભળ્યો થયો છે. મને વેંદા ગઢવીએ કાલે વેણ આપ્યું જે તેનો વદાડ આજે મારે માગી લેવાનો છે, બધાને ભેગા કરવાનું કારણ એ છે કે વેંદો ગઢવી ફરી ન જાય." બધા કહે કે ' તમે ખુશીથી માગો વખતે વેંદો ગઢવી ફરી જાશે પણ અમે કેમ તેને ફરી જવા દેશું ! તેની લાજ જાય તે અમારી જાય, માટે ખુશીથી માગી લ્યો. "

વેંદા ગઢવીના અને બીજાના મનમાં એમ હતું કે વિઝાણંદની ભેંસો મરી ગઇ છે માટે તે સો બસેંહ ભેંસો માગશે તો આપણે એકેક બબ્બે ભેંસો આપીને પુરી કરી દેશું. તેથી વેણ માગી લેવા તેઓ ઉતાવળ કરતા હતા. વિઝાણંદે પ્રથમ વેણ મનગમતું કર્યું અને પછી માતાજી કરશે ને ખરું તેમ કહી ઉતાવળે બોલ્યો કે "બધો દેવ ડાયરો સાંભળો ! હું મારું વેંણ માગી લઉછું. જો વેંદા ગઢવીએ બાપના બોલથી અને માતાના કોલથી મને વેંણ આપ્યું હોય તો તે તેની દીકરી સેણી મારી સાથે પરણાવે. "

વિઝાણંદના મુખમાંથી જેવા ઉપરના શબ્દો નિકળ્યા કે આ ડાયરા ઉપર જાણે વિજળી તુટી પડી હોય તેમ સર્વે શાહી રંગ થઇ ગયા. વિઝાણંદ આવી માગણી કરશે તેવો કોઇના મનમાં સ્વપ્ને પણ ખ્યાલ ન હોતો. બધા મૌન થઇ ગયા. હવે આતું શું કરવું ! વેંણ જાવા દેવું, કે બીજી શાખાના પરદેશીને દીકરી દેવી ! આમ તેઓ અંદર અંદર શોચવા લાગ્યા. વેંદા ગઢવીની સ્થિતિ ત્રિશંકુના જેવી થઇ તેના માથે આભ તુટી પડ્યો હોય તેમ તે દુઃખમાં ડુબી ગયો. વળી વિઝાણંદને રાખ્યો તેનું આ ફળ મળ્યું તેમ પણ તે મનમાં શોચવા લાગ્યો.

બધા ચારણો વિચાર કરવા એકાંતમાં ગયા, અને એવો કોઇ ઉપાય શોધવા લાગ્યા કે દીકરી દેવી ન પડે અને વેંણ રહે. વિચાર કરી એકમત થઇ તેઓએ વિઝાણંદને કહ્યું કે "તમારી માગણી કબુલ છે, પણ છ મહિનામાં નવચંદ્રી નવસેંહ ભેંસો દેશમાં આપો તો તમને સેણી પરણાવવી કબુલ છે. છ મહિના ઉપર એક પણ દિવસ જશે તો તમારે અને વેંદા ગઢવીને લેવા દેવા નથી." ડાયરાની આ કબુલાત વીઝાણંદે ખુશીથી કબુલ રાખી. કારણ પોતાની પ્રીતમાની ખાતર તે કોઇપણ જાતની કપરી કબુલાત પાળવા માટે પણ ખંચાય તેમ ન હોતો.

(ક્રમશઃ)



# શિક્ષક વૃત્તિ.

ભુજંગપ્રયાત.

ઋષિકૂળમાંથી પુરા ઉદ્દભવેલી,
પૂજેલી વળી સર્વ લોકે પહેલી;
મહાશકિત જે વાણી-ઉપાસકોની,
ખરી ધન્યવૃત્તિ ભલી શિક્ષકોની.—૧

થઇ આળપંપાળમાંથી વિરાગી,
ઉપાસી પુરી ખંતથી વાગદેવી,
ગણી તુચ્છ તૃષ્ણાય સાંસારિકોની,
અહો ધન્ય વૃત્તિ ભલી શિક્ષકોની.—૨

વળી શ્રેષ્ઠ સાચી મળે સ્વર્ગ તેવી,
નહીં જોર કે ત્રાસનું નામ એવી,
નહીં લાંચ કે લાલચો લેવી દેવી;
ખરે ! ધન્ય વૃત્તિ ભલી શિક્ષકોની.—૩

અહી દેશસેવા દઈ આત્મભોગ,
જહાં સ્વાર્થ ને લોકકલ્યાણ યોગ;
રીતી શાંત સીધી ઠરી પાઠકોની
ખરે ! ધન્ય વૃત્તિ ભલી શિક્ષકોની.—૪

નહીં અન્ય કો માર્ગ આનંદ કેરો,
મળે માન ને લાભ એથી અનેરો;
પુરા પુણ્ય વિના નહીં પ્રાપ્ય સૌથી,
ખરે ! ધન્ય વૃત્તિ ભલી શિક્ષકોની.—૫

પ્રભાશંકર જયશંકર પાઠક.

# શિક્ષક શા માટે થયા ?

વદવું ઘટે ના એમ કે "ધંધા વિના શિક્ષક થયા."
"જખ મારવા, કે પેટ ભરવા કારણે શિક્ષક થયા."
પણ દેશ સેવા કારણે,
યશ લાંચ લાલચ ત્યાગીને,
અભિમાનથી વદવું ઘટે "સ્વેચ્છા થકી શિક્ષક થયા."?
લઘુ બાળકો જે દેશ કેરી ઉન્નતિના સ્થંભ છે,
વળી દેશની દોલત અમૂલી જેમને સ્વાધીન છે,
"ગોવાળ" તે કહેવાય ના,
પણ "લોકનેતા" તે ખરા.
"આચાર્ય પદવી ઉત્તમોત્તમ જાણીને શિક્ષક થયા."
"સત્તા નથી કો ઉપરે" એવું કહે લોકો ભલે,
"પણ દેશ કેરી ઉન્નતિના તો વિધાતા છે ખરે!
પ્રોફેસરો ને પંડિતો,
શ્રીમંત તેમજ સાક્ષરો,
"જેને નમે છે માન મૂકી એ ખરા શિક્ષક થયા."
ચારિત્ર્યશાળી સ્નેહી ને સંતોષી સાચા સંત જે;
કર્તવ્યનિષ્ઠ ખરા વળી વિદ્યા તણો વ્યાસંગ છે.
સાચા સુધારક દેશના,
શિક્ષક સખા કો અન્યના.
"નિઃસ્વાર્થી ને આદર્શ સાચા સર્વના શિક્ષક ખરા,"
લોકો ભલે ના તેમની કિંમત ખરી આંકી શકે,
તે કારણે પણ તેમને ના નાસીપાસ થવું ઘટે.
પ્રભુતા અને ગૌરવ ભરી,
શિક્ષક તણી પદવિ ઠરી.
તો ગર્વથી કહેવું ઘટે "સ્વેચ્છા થકી શિક્ષક થયા."

પ્રભાશંકર જયશંકર પાઠક.

પુરંદરે પાઠક પ્રિ. પ્રેસ. મુંબઈ ૪.




## અધ્યાય અઠ્ઠાવીશમો.

---

ધૌમ્ય કહે છે—ધર્મારણ્યથી ઉત્તર દિશાએ સુવર્ણા નામની મોટી નદી છે, જે દેવતાને આશ્રયે હિરણ્ય વર્ણનું પાણી વહે છે (૧) તેમા સુવર્ણરેખા સહિત નિર્મળ પાણી વહે છે, ને તે આદિ યુગથી અવતીર્ણ થએલી છે, માટે સ્વર્ણરેખા કહેવાય છે. (૨) બ્રહ્મા વિષ્ણુ ને મહેશના ત્યા યજ્ઞકર્મો થતા હતા તે વખતે ઈંદ્ર વિગેરે દેવના સમૂહે તેના કિનારા પર પ્રકટ થયા હતા (૩) હે ભૂપતિ ! ત્યા બ્રહ્મા વિષ્ણુ ને મહેશે અવભૃથ (યજ્ઞને અંતે કરાતું) સ્નાન કર્યું હતુ, તેથી તે સર્વ ફળને આપનારી ઘણી પવિત્ર નદી છે (૪) જ્યારે મકરના સૂર્ય થાય ત્યારે સુવર્ણા નદીમા જે માણસો માઘસ્નાન કરે છે તે નરકમા જતા નથી. (૫) જે માણસો ત્યાં સ્નાન કરીને પિતૃઓનું તર્પણ કરે છે, તેઓના પિતૃઓ તૃપ્તિ પામીને પરમગતિને પામે છે (૬) હે ભારત ! માઘસ્નાન કરવા જે અશક્ત હોય તે જો ફક્ત ત્રણ દિવસ સ્નાન કરે તો તે માણસો યમરાજાના દુઃખને પામતા નથી. (૭) ગંગા ગોદાવરી રેવા ચંદ્રભાગા સરસ્વતી કૌશકી ગંડકી સિંધુ કાવેરી તથા ગોમતી, સૂર્યની પવિત્ર પુત્રી તાપી, તથા વેત્રવતી નદી, યમુના સરયુ ક્ષિપ્રા પ્રયાગ પુષ્કર, કુરૂક્ષેત્ર નૈમિષ ને પવિત્ર સિદ્ધપુર, તમસા ઋષિતોયા તથા પવિત્ર પ્રભાસ એ બધા તીર્થો જ્યારે સિંહના બૃહસ્પતિ થાય છે ત્યારે સુવર્ણા નદીમા સ્નાન કરવા આવે છે. (૮ ૧૧) સિંહના બ્રહસ્પતિ થાય ત્યારે જે માણસો ત્યાં સુવર્ણ-રેખાના પાણીમા સ્નાન કરે છે તે નરકમા જતા નથી. (૧૨) જે ઉત્તમ માણસો ત્યાં કાર્તિકસ્નાન કરે છે, તેમના કોટીજન્મના કરેલા પાપો નાશ પામે છે (૧૩) વૈશાખ માસમાં જે ભક્તિયુક્ત થઈને ત્યા સ્નાન કરે છે, તે માણસો કોઇ દિવસ સંસા-રના દુઃખથી પીડા પામતા નથી (૧૪) રવિવારે, બે સંક્રાતિઓએ, વ્યતિપાતે. તથા વૈધૃત હોય ત્યારે ત્યા સ્નાન કરવાથી માણસો સર્વ પાપથી મુક્ત થાય છે. (૧૫) સુવર્ણાના દક્ષિણ કિનારા પર ધર્મેશ્વરથી ઈશાન ખુણમા હરિક્ષેત્ર છે, ત્યા સર્વ અર્થ અને સિદ્ધિ આપનારા યજ્ઞો કરાયા છે. (૧૬) સરસ્વતી અને દૃષદ્વતી એ બે

દેવનદીઓની વચ્ચેનો મુલક તે દેવનો બનાવેલો બ્રહ્માવર્ત કહેવાય છે. (૧૭) પૃથ્વી પર ધર્મારણ્યનું મહાક્ષેત્ર બ્રહ્માવર્તમાં આવેલું છે, ને તે સરસ્વતીના દક્ષિણ કિનારા પર શોભે છે. (૧૮) હે રાજા ! સુવર્ણા નામની નદી જેનું પડખું છોડતી નથી, તે તીર્થ સર્વ તીર્થોમાં શ્રેષ્ઠ છે. (૧૯) હે રાજા ! એ પ્રમાણે તમને સુવર્ણા નદીનું વર્ણન કહ્યું. વળી રૂપાનું ઉત્તમ મહાત્મ્ય તમને કહું છું. (૨૦) ધારા તીર્થની દક્ષિણ દિશાએ રમ્ય એવી રૂપા નદી છે, જે પિતૃઓને તૃપ્તિ આપનારૂં રૂપેરી પાણી વહે છે. (૨૧) તેથી ધર્મારણ્યમાં અતિ પવિત્ર એવા રૂપા નામથી તે પ્રખ્યાત છે. હે રાજા ! ત્યાં નહાવાથી માણસ સર્વ પાપથી મુક્ત થાય છે. (૨૨) સર્વ નદીઓમાં ઉત્તમ પવિત્ર તે રૂપા નદી સર્વ પ્રકારના લાભ આપનારી ને ગંગા જેવી અત્યંત નિર્મળ પાણી વાળી ધર્મારણ્યમાં આવેલી છે. (૨૩) ત્યાં તર્પણ કરવાથી પિતૃઓને સો વર્ષો સુધી તૃપ્ત રહે છે. ને ત્યાં સ્નાન કરવાથી મહા-પાપીને પણ સ્વર્ગ મળે છે. (૨૪) તેના કિનારા પર જે કોઇ વીધિસર નીલોત્સર્ગ કરે તો તેને પિતૃઓને તૃપ્તિ આપનારૂં એવું અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે. (૨૫) રૂપા નદી રૂપ આપનારી, સર્વ પાપને ટાળનારી, નિર્મળ પાણીવાળી, સદા પવિત્ર, પુણ્ય આપનારી, ભલું કરનારી, ને કર્મને ટાળનારી છે. (૨૬) શ્રાવણની અગાઉ એ માસ રૂપા સિવાયની સઘળી નદીઓ રજસ્વળા કહેવાય છે. પણ આ નદી સદા પવિત્ર છે. (૨૭) સર્વ તર્થોમાં ઉત્તમ પવિત્ર અને વિશેષ કરીને પાપના પર્વતનો પણ નાશ કરનારી એવી ધર્મારણ્યમાં રૂપાળી રૂપા નામની નદી છે. (૨૮) ગંભીર ને નિર્મળ જળવાળું ગંભીર નામનું સરોવર છે. તે ગંગાના જળથી ભરાયેલું પવિત્ર ને સર્વ પાપને નાશ કરનારૂં છે. (૨૯) સ્થાનથી સાત કોશને અંતરે શોભાય-માન તળાવ છે. તે સુંદર સ્થળે બ્રાહ્મણોનો નિવાસ છે. (૩૦) ક્ષેમલાભા નામની શુભ દેવી, ને જંબુકેશ્વરનું સ્થાન તથા કુબેરનું રમ્ય રહેઠાણ ત્યાં તે સરોવર પર છે (૩૧) જે ઠેકાણે દેવીએ બ્રાહ્મણોને વિઘ્ન કરનારા મર્કટાક્ષ નામના દુષ્ટ મહા પાપી ને સદા દુઃખ દેનાર રાક્ષસને માર્યો હતો, ત્યાં વાંછીત ફળ આપનારી શુભ સદા સંતુષ્ટ ને સર્વ દુઃખને ટાળનારી ક્ષેમલાભા નામની દેવી રહે છે. (૩૨-૩૩) યુધિષ્ઠિર કહે છે-એ પાપાત્મા દૈત્ય કોણ હતો ? તે બ્રાહ્મણોને કેમ દુઃખ આપતો હતો ? શક્તિએ તેને કેવી રીતે માર્યો ? ને બ્રાહ્મણોને કેવી રીતે નિર્ભય કર્યા ? (૩૪) હે બ્રહ્મન્ ! એ મને સંશય પડયો છે, માટે હે પ્રભો ! વિસ્તારથી તે કહો. હે મહાભાગ ! હું આપનો ભક્ત છું. ને આપ મારો સંશય ટાળવા યોગ્ય છો. (૩૫) વ્યાસ કહે છે-હે મહાભાગ ! તમે ઠીક પુછયું. જેવું છે તેવું સર્વ શક્તિ-ઓનું મહાત્મ્ય હું કહુંછું તે એક મનથી તમે સાંભળો. (૩૬) પશ્ચિમ દિશામાં સાત ગાઉ પર શીંબજા નામની શક્તિ રહે છે. સર્વ ફળને આપનારી તે મઢ્ય લોકોની કુળદેવી છે. (૩૭) સ્થાનથી પૂર્વદિશાએ ગંભીર સરોવર છે, ત્યાં ક્ષેમલાભા નામની

મહા શક્તિ અને જંબુકેશ્વર નામના મહાદેવ છે. (૩૮) ત્યાં સિદ્ધિને આપનારૂં કુબેરનું શુભ મંદિર છે. ને બ્રાહ્મણોનું સુરમ્ય રહેઠાણ છે તેનું રહસ્ય કહું છું: (૩૯) ત્યાંના રહીશ બ્રાહ્મણો સદા શક્તિની ભક્તિમાં પરાયણ છે. ને તે દેવીને કુંકુમ અગરૂ ને સારાં ફળો વડે પૂંજે છે. (૪૦) નાળીયેર બીજોરૂ ને જાત જાતનાં કંકુથી જૂદાં જૂદાં બલી નૈવેદ્યો ને સ્તોત્રપાઠથી તેની પૂજા કરે છે. (૪૧) બ્રાહ્મણોને અને કુંવારીકાઓને ભોજન કરાવીને તથા શુભ હવન કરી સુખ આપનારી તે જગતની માતા ક્ષેમલાભાને સંતુષ્ટ કરાય છે. (૪૨) ક્ષેમલાભાં કહે છે-હું વરદાન આપું છું કે બ્રાહ્મણો મને ઘણા પ્રિય છે. મને અતિ સંતુષ્ટ કરવાથી હું અસાધ્ય એવું પણ તમારૂં કાર્ય કરૂં છું. (૪૩) બ્રાહ્મણો કહે છે—તું સર્વ બ્રાહ્મણોની માતા છે, ને સર્વ કામ સાધવા વાળી છે. સૃષ્ટિ સ્થિતિ ને વિનાશ કરવા વાળી તુંજ શક્તિ છો. (૪૪) જગતની આદિ સ્વરૂપ મહામાયા મુનિઓના મનને પણ મોહ પમાડનારી છો. અવિદ્યા અને વિદ્યા તેમજ સંસાર રૂપી સમુદ્રને તારવા વાળી પણ તું છો. (૪૫) કલ્પને અંતે આ બધું તારામાંજ લીન થાય છે, ને પાછું તારામાંથીજ ઉત્પન્ન થાય છે. હે દેવની પણ ઇશ્વરી! એવી તને નમસ્કાર છે. (૪૬) તું અમારી મા છે. ને તુંજ અમારૂં પવિત્ર ગોત્ર છે. તું સનાતન સરસ્વતીરૂપ છો, તો તારી શી સ્તુતી કરવી? (૪૭) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે ભક્તિમાં તત્પર એવા બ્રાહ્મણોને દેવીએ કરોડો સૂર્યના જેવું પોતાનું તેજસ્વી સ્વરૂપ બતાવ્યું. (૪૮)

એ પ્રમાણે પદ્મપુરાણના પાતાલખણ્ડમાં આવેલી
શ્રીધર્મારણ્ય કથાનો ક્ષેમલાભાસ્તુતિ નામનો
અઠ્ઠાવીશમો અધ્યાયઃ

પ્રભાશંકર જયશંકર પાઠક.

# ભારત વર્ષ.

ઉગે વને સુતરૂ સુંદર આમ્ર આવે,
વિખ્યાત જ્ઞાન બળમાં વસુરાગ વાધે,
દેવાંગના સરખી જ્યાં હતી અંગનાઓ,
શૈલ પ્રવાહ પુર ભારત વર્ષ આવો.

જ્યાં લંક અંક ધરી હેમ હિમાંણુ સારાં,
દ્વીપાકૃતિ રહી ભરી નદી ન્હેર નાળાં,
અત્યંત પૂર્વ રણ રાઘવનું સ્મરાવે,
મૌલી મણિજડિત દક્ષિણ એવી આવે.

પ્રગટ્યા અખંડ શિવ જાણી કૃપા કરે જ્યે,
સીતા ગઈ ફરી મળે મનમાં ભલેક્રમે,
જેને નમ્યા અસુર ચિત્ર ગવાઈ ગાથા,
રાજે મહાલય મનોહર રામનાથ.

બે હસ્ત અરિ બની બે ગઢ સુષ્ટિમાંથી,
ભૂલાય કેમ તુટી જે પડતા તહાંથી,
એ ગાર જાદુગરના કરમાંહી બેઠા,
વર્સેજ તે શરતથી વિખર્યા મરેઠા.



વેણુ સુણી વિરહથી બની જે અધીરી,
વેણી સરી ન ગણતાં ધરિ સંગ વીરી,
ગોપી સહાય વ્રજ કુંજ છકેલ છૈયો,
કાલિંદી રમ્ય તટ રાસ રમ્યો કનૈયો.

આકાશ વાસ દઈને દુભી ઉભી ઉભી,
સૃષ્ટિ નિહાળતી અનંગસુતે વિલોભી,
છાનો છળ્યો ચતુર સુર સુરંગ નોખા,
રાખી રમી રતિની લાડકવાઈ ઓખા.

ગંભીર મૌનથી મહાન્ત વ્રતાનુસારી,
ગાઢી જટા સફળ આયુષ્ય દીર્ઘ ધારી,
જે છાયમાં શમવતો જન તસ લોભે,
જ્યાં ચિત્તનાત્મક નમી વડ પ્રૌઢ શોભે.

જ્યાં પ્રેમના ભરત તાત શકુંતલાનાં,
સૌભાગ્ય ખોઈ તપતી જનકામનાનાં,
ગાઈ ઉદાર ચરિતો પદ શારદાનાં,
પૂજી થયા અમર બે કવિ મુખ્ય માન્યા.

પૃથુરાજ રાસામાંથી.




( गतांक ९७ पृष्ठ परथी चालु. )

मूल लेखक-ठक्कुर नारायण विसनजी
अनुवादकः—
नाथूराम शालिग्राम (गोपुत्र) सोमवारीया बाजार,
शाजापुर, प्रांत मालवा.

---

## प्रवेश ३ रा.

( स्थान विलासपुरमें हरिश्चन्द्र भट्टका गृह. )

( हरिश्चंद्र—मदनका ससुर विचार करते प्रवेश करता है. )

हरिश्चंद्र-( स्वगत ) सचमुच किसी कविने सत्य कहा हैः

" चलना भला न कोसका दुहिता भली न एक ।
मांगन भला न बापका जो विधि राखे टेक ॥ १ ॥ "

सौ ( १०० ) ज्वान पुत्र क्वारे घरमें बेठे होवे तो फीकर नहीं पर एक ज्वान लडकी अपने पतिके वांह होनेके बजाय पिताके घरमें रहे तो यह गैर मुमकीन है. किसीसमय विकार वस होकर पुत्री अनीतिके मार्गमें पैर बढा दे तो दोनो कुलकी आबरूकी धूलधानी कर देवे, इसकी दिनरात चिंता बनी रहती है. खाना पीना अच्छा नही लगता, और रात्रको निद्रा भी नही आती है. लडकीकी शादी करेको आठ वर्ष व्यतीत होगये. आज लडकी पंदरा वर्षकी घर संसार चलाने योग्य होगई तोभी जमाई काशीमें अभ्यासही करते हैं. अब तो ईश्वर कृपा करे और जमाई आकर अपनी अनामत ले जाकर आनन्दसे घर संसार चलावे तो गंगा न्हाया । ( हरिश्चन्द्रकी स्त्री चंपाका प्रवेश ).

चंपा–( प्रवेश करके ) गंगा न्हाया और जमना न्हाया त्रीवेनीमें पवीत्र हुवे ये क्या चल रहा है.

हरिश्चंद्र–ये-येही के-मदनचन्द्र काशीसे अब जल्दी घर आवे और अपनी रती ससुरालमें जाकर आनन्द मनावे. ज्वान लडकी माबापके घर रहनेमें आवरू नहीं.

चंपा–हा-हा-समझी-समझी-एकही लडकी है, वोभी आपकी आंखोंमें खटका करती है. लडकी पराया धन है. आखीर ससुराल जावेगीही. लडकी है तो घर अच्छा मालुम होता है नही तो आप व मेरे सिवाय तीसरा कोन है? चार रोजकी बात है. एकही लडकीसे घबरा गये हो, जो ईश्वर बाल बच्चेका ज्यादा विस्तार करते तो इस संसारसे विरक्त होकर जोगी जती बन जाते.

हरिश्चन्द्र–तुतो दिवानी की दीवानी रही. अरे ! अकलकी दुश्मन! अपनी पुत्री किसे प्यारी नही लगे? लडकी बीना देश सून्य समझा जावे. ईश्वरने अपनेको ऐसी स्वरूपवती गुणवती लडकी दी है इसका ईश्वरका आभार मानना चाहीये. किन्तु दुनियाका कायदाही है, के 'हाथी दरबारमें शोभे और लडकी सुसरालमें सोभे' और बडे २ विद्वानोकाभी यही अभिप्राय है के 'पुत्री पतिके घर कामकी, और माल बीकाहुवा कामका' जैसे दुकानमे बीकाऊ माल नियम से ज्यादा समयतक रख छोडनेसे बिगड जाता है, वैसेही जो लडकी बहुत दिनतक पिताके यांह रहे तो कलंकित होवे ये तो दुनियाका व्यहवार है. इससे झूठे प्रेममे लगकर बुरा मानना ये ठीक नही.

( इतनेमें एक पडोसीकी लडकी दोडती २ आती है. )

लडकी–चंपा मोशी आपके यांह कोई दो महेमान आये है. उसमें एक तो रतीबाईका पति है. तलावपर मै खेलरहीथी तो वो यांह बैठे हुवे बातें करते थे. मैने उनकी सभी बाते सुनली है और खबर देने आई. इस वधाईका इनाम दो.

चंपा—इनाम मिलेगा. शामको आना. बरफी दूंगी समझी.?

लडकी—अच्छा, जाना.

चंपा—अपने जमाईका आयुष्य तो हजार वर्षका देखो! याद किया करतेही आपहुंचे.

हरिश्चन्द्र—ईश्वरने मेरी प्रार्थना सुनकर अपनी कृपाका चमत्कार वतलाया.

(मदनचन्द्र और शिवचन्द्र प्रवेश करते हैं. मदनको मुंडन वगैरे तथा सफेद साफा बंधाहुवा है. आतेही वो सास और ससुरको साष्टांग दंडवत प्रणाम करता है.)

हरिश्चन्द्र—भाई मदनचन्द्र, आप तो हमारे पूज्य जमाई हो। आपने इस तरह साष्टांग दंडवत प्रणाम करके हमे दोषका भागी करना यह आपको योग्य नही. आप काशीके पंडित हो इससे ज्यादा और क्या कहूं?

मदन—(स्वगत) मैं तो आजतक येही समझताथा कि मेरेही बुद्धि बुद्धि मूर्ख है. किन्तु येभी उनसे ज्यादा मूर्ख शिरोमणी मालूम होते हैं. शास्त्रका प्रमाण में इनका लेशमात्र ज्ञान नही है ऐसा दिखाई देता है. (प्रगट) आप जमाईको पूज्य मानतेहो ये कदाचित आपके जोशी शास्त्र या ढोशी शास्त्र को बात होगी, किन्तु यथार्थ तो 'दृष्टमात्रं नमस्कुर्यात् श्वश्रूंश्वशुरमेवच' सास और ससुरको देखतेही वो कैसीभी स्थीतीमें हो तोभी नमस्कार करना चाहिये.

(चंपा एक आसन लाकर बिछाती है.)

हरिश्चन्द्र—बैठिये आसनपर; भाई शिवचंद्र आपभी विराजे.

मदन—पृथ्वीपर बीछे हुवे आसनपर मैं नहीं बेठता. पाट लावो. इस आसनपर बैठनेसे पुज्य नही माना जाता, कारण 'उच्चैः स्थानेषु पूज्यन्ते' यानी उच्च स्थानपर बेठनेसे मनुष्य पूज्य माना जाता है ऐसा शास्त्रका प्रमाण है.

चंपा–( हरिश्चन्द्रसे ) स्नानकेलिये जल तयार है.

हरिश्चंद्र–चलो भाई शिवचन्द्र मदनचन्द्र स्नान करलो. यांह पर मैं पूजनका सामान सब तयार रखताहूं. पूजन करनेके पश्चात् भोजनालयमें पधारे.

मदन–चलो तो फेर ( स्नान करने जाते है चंपा पूजनका सब साहित्य जमाती है. )

चंपा–अपने जमाई पंडितराजका स्वभाव तो कुछ विलक्षण दिखाई देता है.

हरिश्चन्द्र--मुझे तो इनकी बुद्धिमें कोई विलक्षण भ्रम हुवा मालूम होता है. देखे आगे क्या होता है. रती जल भरकर लाती है. भोजन झटपट बना डालो--

चंपा–इसकेलिये कहनेकी कोई जरूरत नही.

( मदन--शिव. स्नान कर पूजन पाठ करनेके लिये दोनो पाटपर बैठते हैं. हरिश्चन्द्र और चंपा चले जाते है. दुसरी ओरसे पानीके घडे शिरपर लेकर रती पैंजन बजाती आती है. मदन उसे ठहराता है. )

मदन–जरा खडी रहो. मैं तुम्हारी पूजन करलेऊं. फेर आनन्दसे जानां.

रती–( लज्जित होकर ) ये क्या भला ? ये क्या मजाक ? काका शिवचन्द्र ! इनको जरा समझावो. काशीके पंडितराज होकर लौकिक मर्यादा रखना नहीं जानते.

शिवचंद्र–भाई मदन, पति अपनी पत्नीकी पूजन करे यह तो अयोग्य कहा जाता है. यह नया प्रकार आपने कौनसे शास्त्रमेंसे निकाला ? इसका प्रमाणभी तो बताईये. शास्त्रमें तो एसी आज्ञा है के स्त्रीने अपने पतिकी सेवा करनी चाहिये ।

रति ( स्वगत् ) ये मेरे पंडितराज पति स्त्रीकी सेवा पूजन करनेको तयार हुवे है । कलियुगका प्रभाव. और क्या ?

मदन–अरे कलियुगका प्रताप केसा? यह तो सतयुगका प्रकार है। मनुस्मृतिका सतयुगमेंही विशेष प्रचार था. और मनुमहाराजने कहा है 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता' अर्थात् जहां स्त्री का पूजन होता है, वहां देवता निवास करते हैं ऐसा शास्त्रका प्रमाण है।

शिव०–(आश्चर्यचकित होकर) पांडु रोगसे पीडित मनुष्य सब रंगको पीत रंगमेंही सुमार करता है. वैसेही इसकी बुद्धिमें प्रत्येक शास्त्रीय वाक्यका विपरीत अर्थमें समावेश हुवा है।

(मदन बलात्कारसे रतिको खडी रख मंत्र पढ़कर उसका पूजन और आरती उतारता है. अंतमें दंडवत प्रणाम करके उसे जाने की आज्ञा देता है. रति लज्जीत होतीहुई चली जाती है। पूजनकी समाप्ती होनेके बाद हरिश्चन्द्र आता है, चंपा आकर पार ले जाती है, और तीनो पुरुष बात-चीत करने बेठते हैं)

मदन–इस नगरका नाम विलासपुर है तो विलासका प्रधान साधन रूप वारांगनाओंकी तो निःसंशय विपुलता होनी चाहिये.

हरिश्चन्द्र–और कुछ नही सबसे पहिले मंगलाचरणमेंही वारांगना-ओंका समाचार केसे तलाश किया भला.

शिव०–(व्यंगसे) भाई हरिश्चन्द्रजी! आप अभी हमारे मदनचन्द्रके पांडित्य और स्वभावसे परिचित नही हो इससे यह प्रश्न सुनकर आपको आश्चर्य होता है. यह स्वाभाविकही है. किन्तु भाई मदन शास्त्रके प्रमाण बगैर एक शब्दभी उचार नही करते. इस प्रश्नमेंभी कोई अवश्य शास्त्रका प्रमाण समाया होगा.

मदन–भाई शिवचन्द्र! आप इस तर्कशक्तिके लिये में आपको धन्यवाद देताहूं. सुनिये–

"देशाटनं पंडित मित्रताच वारांगना राजसभाप्रवेशः।
अनेकशास्त्राण्यवलोकितानि चातुर्यमूलानि भवंति पंचः॥"

अर्थात्–देशाटन, पंडित पुरुषोंकी मित्रता, वारांगनासे परिचय, राजसभामें प्रवेश, और अनेक शास्त्रका अवलोकन ये पांच वस्तु एही चातुर्य प्राप्त करनेका मूल है ऐसा शास्त्रका प्रमाण है।

शिवचन्द्र–इसमेंसे देशाटन, पंडित पुरुषोंकी मित्रता, और अनेक शास्त्रका अवलोकन ये तीन वस्तु तो आप यथार्थ प्राप्ति कर चूके हो। अब–

मदन–वारंगनाओंका परिचय और राजसभा प्रवेश ये दो चातुर्यके मूल मुझे प्राप्त करना बाकी रहे है और वो कीसी तरहसे प्राप्त करना ऐसा मेरा दृढ निश्चय होगया है। कारण 'येन केन प्रकारेण स्वार्थस्य सिद्धि कुरु' यानी हरतरहसे स्वार्थकी सिद्धि करो, ऐसा शास्त्रका प्रमाण है.

हरिश्चन्द्र–( किंचित कोप करके ) पर 'यद्यपि शुद्धं लोक विरुद्धं नाकरणीयं नाचरणीयम्' यानी अमुक कार्य शुद्ध होनेपरभी लौकिक रिवाजसे विरुद्ध होय तो उसे करना ठीक नही ऐसाभी शास्त्रका प्रमाण है. इसको भूल गये क्या? वारंगनाके विलाससे लज्जाका लय होगा और लोग निन्दा करेंगे।"

मदन–लोगनिन्दा अथवा स्तुतीसे डर कर सत्य मार्गका त्याग करना ये विद्वान् मनुष्यका कर्त्तव्य नहीं। मैं ऐसी लोकनिन्दा फिन्दाकी जराभी परवा नहीं रखता–

कारण–" निन्दन्तु नीतिनिपुणा यदि वा स्तुवन्तु।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम्॥
अद्यैव वा मरणमस्तु युगान्तरे वा।
न्याय्यात् पथः प्रविचलन्ति पदं न धीराः॥१॥

यानी नीतिनिपुण जन निंदा करो वा स्तुति करो, लक्ष्मी अपनी इच्छा अनुसार आवे या जावे, और मरन आज होवे या युगान्तरमें हो; परंतु इससे धीर पुरुष न्यायके मार्गसे अपने पैरको चलायमान नही करते ऐसा शास्त्रका प्रमाण है।

चंपा–( प्रवेश करके ) भोजन तैयार है पधारो.

मदन–चलो कल दोपहरका भोजन किया था इससे भूखभी बडी तेज लगी है. चार पांच मोदकका तो फैसला होवेहीगा.

शिव- ( मदनसे ) भाई, ससुरालमें ऐसा नही बोलना. ऐसा बोलनेसे तो सास ससुर येही समझे कि जमाई मुख मरता है । क्षुधा लगी हो तोभी उपर दिलसे ऐसा विवेक करना चाहिये के भोजनकी रुची नहीं.

मदन--मेरेसे ऐसा नही बन सकनेका. कारण कि 'आहारे व्यवहारे लज्जा ना कारयेत्' अर्थात आहार और व्यहवारमें लज्जा न रखनी ऐसा शास्त्रका प्रमाण है--

शिव०--तब तो हम हारे, आप जीते ।

( मदन एकदम भोजनालयमें चला जाता है और चंपाभी जाती है. )

हरिश्चन्द्र--भाई शिवचन्द्र, मदनचन्द्रको मुंडन करानेका क्या कारण? कोई अशुम तो नही हुवा है ।

शिवचन्द्र--अरे नहींजी, ऐसा कोई नही हुवा ये. सारा वृत्तांत निश्चिंततासे एकान्तमें कहूंगा.

हरिश्चन्द्र--भाई मुझे तो ऐसा मालुम होता है कि मदनकी बुद्धिमें कुछ भ्रमका संचार हुवा है । इनकी विचित्रताको देखकर में तो दिग्मूढही बनगया ।

शिवचन्द्र--इनकी विद्याका विपरीत परिणाम हुवा है जैसे उस शास्त्रीलालका मगज खप्र होगया था. वैसाही हाल मदनका समझो.

हरि०--मैं क्या करूं ? जैसा लडकीका भाग्य.

( दोनों भोजन करने अन्दर जाते हैं. )

( क्रमशः )

# ગાંધી વાણ સૂણી હોય તે જાણે!

(રામબાણુ લાગ્યાં હોય એ જાણે-એ રાગ.)

ગાંધીવાણુ સૂણી હોય તેહ જાણે.
એમાં અવર શું પહેચાણે-રે ગાંધી-ટેક.
અન્ન ધન જન રત્ન સમ ગોધન.
જાયે વિદેશે વહાણે વહાણે.......(૨)
ટળવળતાં હિન્દબાળ બિચારાં,
રહિત બન્યાં દાણે ને નાણે-રે ગાંધી. ૧
ચૂકયા ચતુરો ન જાણ્યાં ફિતુરો,
મૃગ જયમ વ્યાધિનીને ગાણે......(૨)
ફંદમાં ફસાણાં બંધમાં બંધાણા,
પિંજરના પંખિડાં પ્રમાણે—રે ગાંધી. ૨
કત્લેજલિયાં ને કાળા કાયદા,
અરે ઉદ્દભવ્યા જેહ ટાણે......(૨)
શાન્તિધર્મનો સદુપદેશ દીધો,
સ્વધર્મ સ્થિર કર્મવીર શ્યાણે-રે ગાંધી. ૩
ત્રીશકોટી તનની જનની ભારત માનાં,
વસ્ત્રો વિદેશીઓ તાણે.......(૨)
સુદર્શન ચક્ર સહ ગાંધી પધાર્યા,
ચીર પુર્યાં તાણે ને વાણે—રે ગાંધી. ૪
સમજાવ્યા સતાંધોને; માન્યા ન મદાંધો,
સત્વ ન્હોયે કાળમીંઢ પાણે......(૨)
લાવી દીલે દેશદાઝ; ચાહ્યું ચિત્તે સ્વરાજ્ય,
કર્મ મન કાયા ને વાણે—રે ગાંધી. ૫
ભારતવાસી બન્યાં ઉલ્લાસી,
પ્રકાશી જ્યોતિ સર્વ ઠેકાણે.......(૨)
વદે વ્યાસ થયો પ્રકાશ દુઃખનાશ, સુખરાશ,
અસહકાર પ્રસિદ્ધ જે પુરાણે-રે ગાંધી. ૬

માહિમ. } વ્યાસ ત્ર્યંબકલાલ તુલસીદાસ ભાલુવડકર.




# ખાદીની પ્રસાદી.

લેખકઃ—મણિભાઇ પ્રાગજી દેશાઇ ભદેલીકર.



મહાત્મા ગાંધીજીના અસહકાર અને ખાદીપ્રચારના સિદ્ધાંત વિષે લોકમાં ગમે તેવા ભિન્ન ભિન્ન મત હોય (અને આ વિશ્વમાં કયો સિદ્ધાંત મતભેદ વિનાનો છે વારૂ ?) પણ મને તો એ સિદ્ધાંત એક રીતે લાભદાયક જ નિવડયો.

ખાદીના ઉપયોગથી ભલે કોઇની બરબાદી થઇ હોય, પણ ઘણાંની આબાદી પણ થઈ છે; અને કેટલાક બડેખાંઓને ખાદીથી બાદી પણ થઇ હશે ! પણ મને તો મારા (પિતાજી જોડેના) અસહકારથી અને ખાદી જોડેના સહકારથી સાદીની પ્રસાદી મળી એ વાત સિદ્ધ છે.

વિ. સં. ૧૯૭૮ અને ઇ. સ. ૧૯૨૧નું વર્ષ અપૂર્વ હતું. રાજકીય અસહકારનું પુર કેટલાક બંધ તોડતું જોશભેર ધસતું હતું. ૧૯૧૯ના રાજકીય સુધારાઓથી નિરાશ થયેલા અસહકારીઓ અસહકાર યોગમાં કમર કસી મચી ગયા હતા. તેમ સંવત ૧૯૭૭ના સિંહસ્થના નિરસ અને સૂકાં વર્ષ પછીના આ વર્ષમાં ખાનપાન અને લગ્નસરાના અભિલાષી સંસારીઓ લગ્નની ધામધુમમાં અને જમણવારની ધમાલમાં ખુબ લચીપચી ગયાં હતાં.

એક બાજુ વિદેશી વસ્ત્રોના ત્યાગનો ઉપદેશ અપાતો હતો, અને ભૂખે મરતાં દેશનાં હજારો દીન બંધુઓ માટે ફંડની યાચના થતી હતી, ત્યારે બીજી બાજુએ લગ્નસરામાં પકવાન્નો અને મિષ્ટાન્નોમાં હજારો રૂપિઆ ખર્ચાઇ રહ્યા હતા. અને વિદેશી વસ્ત્રોનાં પ્રદર્શન પણ થઇ રહ્યાં હતાં સભાઓને ખાદીની સાડીથી શોભાવનારી સન્નારીઓ લગ્નમંડપ કે મહાજનવાડીને વિદેશી રંગબેરંગી સાડીઓથી શોભાવી રહેતી હતી. વરઘોડામાં યુવાન વર્ગને માથે ખાદીની ટોપીઓ દેખાતી હતી ખરી; પણ વૃદ્ધોને માથે ચઢેલી લાલ પાઘડીઓના સોનેરી કસબી તોરાઓનો ચળકાટ અને સ્ત્રીઓના શરીર પર આચ્છાદિત થયેલી રેશમી વિદેશી સાડીઓનાં ભરતકામનો ચકચકાટ, કીટસન કે વીજળીની લાઇટના પ્રકાશમાં જાણે એ વસ્તુઓ ધારણ કરનારાંઓની દાંભિકતા ઉપર અટ્ટહાસ્ય કરતાં હોય એમ જ લાગતું. કેટલાક પ્રસંગોમાં ઉત્સાહી સ્વદેશપ્રેમી વરરાજાઓ ખાદીના પોષાકમાં વરઘોડે ચઢયા હતા, પણ નવવધૂઓ તો વિદેશી રેશમી વસ્ત્રોથી વિભૂષિત થઇ ખાદીધર વરરાજને વરમાળ પહેરાવતી હતી.

આમ સ્વદેશી ખડબચડા ખદ્દરરાજ અને કોમળાંગી સુંદર વિદેશી સાડી

દેવીનાં લગન સહકારી લોકોમાં ઠેર ઠેર જોવામાં આવતાં હતાં. અરે! પણ આમ આત્મકથા કહેતાં લોકકથા પર કયાં જઇ ચઢયો? પણ આપણે યે એ લોકમાંજને!

હું સુરતની બાજુના એક પ્રતિષ્ઠિત ગામનો વતની છું. પણ હાલ (આ વાર્તાના સમયે) સુરતમાં જ રહું છું. મારા પિતા સુરત જીલ્લામાં જાણીતી થયેલી અનાવિલ જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતા. તેઓ એક ઉંચા કુળવાન અને વતનદાર પણ હતા. અને તે કારણે તેમનો સામાજીક દરજ્જો ઉંચો જ ગણાતો. મારી માતુશ્રીના અવસાન પછી સુરતમાંજ અમોએ કાયમ મુકામ રાખ્યો હતો. આમ કરવાનો એક હેતુ મારા શિક્ષણની સગવડતા મેળવવાનો હતો. આ સિવાય એક બીજો અંતર્ગત હેતુ પણ હતો. સુરત જેવા અમારી જ્ઞાતિના મધ્યસ્થ સ્થળમા અમારા કુટુમ્બની પ્રતિષ્ઠા વધે અને લગ્નના બજારમાં મારો ભાવ ચઢે એ એક મારા પિતાશ્રીનો બહારથી ગૌણ પણ અંતરથી પ્રધાન હેતુ હતો.

'સિંહસ્થ પછીના આ વર્ષમાં અમારી જ્ઞાતિમાં છોકરાઓ કરતાં છોકરીઓની છત વિશેષ હોવાથી કે કેમ, પણ એટલું તો ખરૂં કે મુંબઇના શેર બજારની પેઠે અમારી જ્ઞાતિના વાંકડીઆ વરનો બજાર પણ ખુબ તેજી પર હતો. શેર બજાર અને અમારી જ્ઞાતિના લગ્ન બજારમાં ફેર એટલો જ હતો કે 'વરો'નો 'કોરનર' કરનાર કોઇ સીન્ડીકેટ ઉભી થઇ ન હતી.

અમો સુરતમાં પ્રથમ રહેવા આવ્યા ત્યારે હું અંગ્રેજી પાંચમા ધોરણમાં હતો. તે વખતે મારી વય (૧૬) સોળ વર્ષની હશે તે વખતથી જ મારી માંગણી થવા લાગી. પણ મારા પિતાશ્રીનો વિચાર એવો હતો કે મને ગ્રેજ્યુએટ કરીને જ પરણાવવો. તમે કદાચ ધારશો કે હું રળતો કમાતો થાઉં ત્યારે જ મને પરણાવવાનો મારા પિતાશ્રીનો વિચાર કેવો પ્રશસ્ત છે? પણ ખરૂં જોતાં તેમ ન હતું. ગ્રેજ્યુએટ થતાં વરની કિંમત અધિક અંકાય છે. તે લોભથી જ મારા પિતાશ્રીએ ઉપલો ઠરાવ ગોઠવી રાખ્યો હતો.

પરંતુ આપણે કંઇ પિતાશ્રીની આશા ફળીભૂત કરીએ તેવું દેખાયું નહિં. અને તેમ છતાં 'વરોવરી પર વરોવરી' (વરનાં માગાં માંગણીને અમે વરોવરી કહીએ છીયે.) આવવા માંડી. મારા પિતાશ્રીની ધીરજ હઠતા ડોલવા મંડી. અમારા સગા સંબંધીઓમાં કેટલાક વરોના બબ્બે હજાર આવતા સંભળાયા એટલે મારા પિતાશ્રીએ પોતાના વિચારમાં પિછેહઠ કરી. અને જાહેર કરવા માંડયું કે "લોકોનો હાકોરભાઇના વિવાહ માટે બહુજ આગ્રહ છે તો હવે મેટ્રીક થશે એટલે જરૂર વિવાહ કરી દઇશ. પણ ભાગ્યવશાત્ આપણે મેટ્રીકમાં પહેલે વર્ષે પાસ થયા નહિ. છતાં તે વર્ષે પણ વરોવરી આવી. પણ પિતાશ્રીની પ્રતિજ્ઞા હવે ફરી ફરી થોડીક તૂટે! મેં અભ્યાસ ચાલુ રાખ્યો. બીજે વર્ષે આ ભાઇએ દેવાળુંજ કાઢયું! હું પરીક્ષામાં નિષ્ફળ થયો તેના મને બહુ ચિંતા ન હતી; પણ મારા વડીલશ્રીની પ્રતિજ્ઞા રખેને તૂટે તેની મને બહુ ફીકર થઇ. પણ તે વર્ષે વરોવરીઓનું બહુ દબાણ ન હતું અને પિતાશ્રીની પ્રતિજ્ઞા અખંડ રહી. બંદાએ ત્રીજે વર્ષે પિતાશ્રીની મનોવાંચ્છના સિદ્ધ કરવાનેજ અને નહિ કે પરણવાને લોભે ખૂબ મહેનત કરી, અને હું મેટ્રીકમાં પાસ થયો.

પણ ત્રણ ત્રણ વર્ષે મહા પ્રયત્ને મેં મેટ્રીકનું મારેલું ફોડયું એમાં મેં કંઇ મોટી ધાડ મારી કહેવાય નહિ.અને મારી એટલી કીંમતની કિંમત જ્ઞાતિ આંકી ન શકે એટલી તે છેક આંધળી ન હતી.અર્થાત્ આપણે માટે વરોવરી જરા મંદ પડી. અને પિતાશ્રી જરા ગુંચવાયા પણ ખરા. એટલામાં સુરતનાજ એક વતની અને અમારા જેટલીજ પ્રતિષ્ઠાના એક ગ્રહસ્થ જે ત્યાંની રાષ્ટ્રીય શાળામાં શિક્ષક હતા અને જેમને એક પુત્રી હતી તેના વિવાહ માટે તેમના તરફથી મારી માંગણી થઇ. આ મકનજીભાઇ માસ્તર આર્થિક સ્થિતિએ સાધારણ પ્રતિષ્ઠામાં સારા ગણાતા. એટલે એમને મોટો વાંકડો આપતાં પોષય નહિ અને નીચી પાયરીએ છોકરી દેતાં પરવડે નહિ. આવી એ બિચારાની કઢંગી હાલત હતી. આપણું પોતાનું તેજ જરા ઝાંખું પડયું હતું અને બજારમાં મારો ભાવ બોલાતો નહતો એટલે એમણે ધાર્યું કે આ લાગ ઠીક સંધાશે. આ ધારણાથી તેઓ પોતાના બે ત્રણ સ્નેહીઓને લઇને મારા પિતાશ્રી કને આવ્યા અને પોતાની ઇચ્છા જાહેર કરી.

" મારો વિચાર તો કાકોરને બી. એ. થયા પછી જ પરણાવવાનો હતો.. પણ છોકરીવાળાઓનો પણ વિચાર કરવો જોઇએ ને ! એટલે આ વર્ષ વિવાહ કરવા વિચાર છે ખરો. તમારૂં ઘર કુટુંબ વિગેરે હું બરાબર જાણું છું એટલે તે બદલ કંઇ પૂછપરછ કરવાની જરૂર જેવી નથી. પણ વિવાહ કરવાનો તમારો ચોકસ વિચાર હોય તો અમારૂં કુળ પ્રતિષ્ઠા પ્રસાદિનો વિચાર કરી આંકડો (વાંકડાનો) કહો એટલે આપણે આગળ વાત કરીયે. " પિતાશ્રી આમ મૂળ મુદ્દા ઉપર જઇ લાગ્યા.

.મકનજીભાઇના મિત્રોએ સરળ દીલથી પોતાની સ્થિતિ હતી તેવી જણાવી દીધી, અને બ્હીતે ૭૦૧ ) રૂપિયાની 'ઑફર' કરી કહ્યું કે " જુઓને ચેલા દેશાઇ ! છોકરી ૧૫-૧૬ વર્ષની મ્હોટી છે, દેખાવડી,ભણેલી, ડાહલી અને વ્યવહાર કુશળ છે. તમારૂં ઘરકામ તરત ઉડાવી લેશે. માટે હવે તમે આગળ કહી ગયા તેમ છોકરીના બાપનો પણ વિચાર કરી "હા" પાડો. એમાં બેઉ પક્ષને લાભ છે. છોકરો છોકરી સુખી થાય એજ આપણે તો હવે-આપણી ઉતરતી અવસ્થાએ ઇચ્છવાનું છે. પૈસા તો આજ છે ને કાલે નથી. છોકરાઓનો સંસાર સુખી રહેશે તો પૈસા બહુ મેળવશે."

"મારે એ બધી વાત સાંભળવી નથી. હું યે બધું જાણું છું સમજ્યા કને દાજીભાઈ! પણ એમ...વાળાના સાથના વરો રસ્તામાં મસ્તા નથી પડ્યા ! કંકુને કન્યા લેનારા ઘણા મળશે. ન્યાત મોટી પડી છે. " આમ કહી મારા પિતાશ્રી તો ચટ દઇને ઉઠી ને ઘરમાં ચાલી ગયા. તેમણે જાણ્યું કે આ સંઘ કાશી જાય એમ નથી. એટલે વાંટાઘાટ ને જગા નહતી. પેલા બિચારાએ મારા પિતાશ્રીના આ ઉત્તર અને વર્તનથી ઝંખવાણા પડ્યા અને નિરાશ થઇ ઘેર ગયા. અને પછી ! પછી શું ? ગામમાં આ ચર્ચા થઇ રહી. મારા

પિતાશ્રીનો ઉદ્ધત અને અણુ ઘટતો વિવેકહીન ઉત્તર જ્ઞાતિમાં બહુ ચર્ચાને પાત્ર થયો, અને પરિણામે આપણે કોરા કુંવારા રહેવાનો વખત આવ્યો.

પિતાશ્રીએ પોતાની ધીરજ ન ખોતાં હામ ભીડી મને ફરમાવ્યું કે "દીકરા, કંઇ ચિંતા નહિ. કોલેજમાં દાખલ થા, બી. એ. થા. વકીલ થા, અથવા ડાકટર થા; અને પછી જો કે રૂપિઆ ૨૦૦૦) ને બદલે ૪૦૦૦) આવે છે કે નહિ ?" કેવું વિરત્વ ભર્યું પ્રોત્સાહન !! આમ નહિ છુટકે કમને મારે કૉલેજમાં જવું પડયું.

કૉલેજમાં અભ્યાસ ચાલતો હતો. દીવસો એક પછી એક જતા હતા, પણ આપણે માટે કોઇ વરેવરી આવતી દેખાઇ નહિ. એટલે મને જરા વૈરાગ્ય ઉપજ્યો. બસ. નથીજ પરણવું હવે તો કોઇ પૂછવા આવે તોયે તેને કે પિતાજીને બધાનેજ ના પાડવી આવો કંઇક નિરાશા અને ક્રોધજન્ય વૈરાગ્ય ઉપજ્યો. અને એ વૈરાગ્ય હૃદયમાં હજી ઉંડા મૂળ નાંખે એટલામાં તો સારા દેશમાં વિદ્યાર્થી આલમમાં "સરકારી શાળા છોડો, ગુલામી શાળા છોડો" એવા શબ્દો નો ડંકાનાદ ગાજી રહ્યો. તેની સાથે "નવજુવાનો ! બ્રહ્મચર્ય પાળી દેશસેવા કરવા સ્વયંસેવક સેનામાં ભરતી થાઓ" એ હાકલ પણ સંભળાવા લાગી. મને તો આ બેઉ હાકલ આવકારદાયક તેમજ મારા નિરાશ અને સંતપ્ત થયેલા દીલને શાંતી દેનારી થઇ પડી.

સેવકે કૉલેજ છોડી, અને સ્વયંસેવક દળમાં દાખલ થયો. પિતાશ્રીના દબાણથી અને કંઇક લગ્નના અભિલાષથી કૉલેજમાં દાખલ થવું પડયું હતું. બાકી અભ્યાસ આગળ ધપાવવાને તો સેવક તદન નિરુત્સાહી અને અશક્ત હતો; એટલું સત્ય તો આત્મશુદ્ધિના યોગમાં પગરણ માંડતાં કહી દેવાની હિંમત કરૂં છું.

હું કૉલેજ છોડી સ્વયંસેવક દળમાં દાખલ થઇ, ખાદીના તાકા વેચતો, દારૂના પીઠાંપર પિકેટીંગ કરતો, કે વણાટ આશ્રમમાં રેંટીઓ કાંતતો થયો એ મારા પિતાશ્રી જેવા "ઍરીસ્ટોક્રેટ"ને કોઇ રીતે રૂચે તેમ હતુંજ નહિ. પિતાશ્રીની આજ્ઞાવિરૂદ્ધ જ મેં આ પગલું લીધું હતું. છતાં મારા પિતાશ્રી એક 'ડીપ્લૉમૅટીક' પણ છે એવું મેં ત્યારેજ જાણ્યું. તેમણે જોયું કે જમાનો બદલાયો છે અને તેની સાથે કન્યાના માબાપોનો દૃષ્ટિ કોણ પણ બદલાયો છે એટલે તેમને હવે ડીગ્રીવાળા વરનો મોહ રહ્યો નથી. હવે તો તેમનેયે દેશસેવકની જ અપેક્ષા છે. આથી હવે ઠાકોરભાઇની વરોવરી આવશે એવી તેમની માન્યતા થઇ હતી, અને તેથીજ તેમણે મારાં આ કાર્ય માટે પ્રત્યક્ષ વિરોધ લીધો નહિ.

થોડા વખત પછી તેમની ઉપરોક્ત માન્યતા ખરો પણ પડી. એક ચુસ્ત અસહકારી સ્વદેશી વ્રત ધારી અને અમારી જ્ઞાતીના સારી પ્રતિષ્ઠાવાળા ગૃહસ્થે પોતાની કન્યા માટે મારી માંગણી કરી. મજકુર ગૃહસ્થે વર્તમાન રાજકીય શાસનપદ્ધતિ સામે જો કે અસહકાર કરવાની હિંમત કરી હતી પણ તેનામાં જ્ઞાતિની સડી ગયેલી શાસનપદ્ધતિ ( રૂઢીઓ ) અને જોહુકમી સામે લડત ચલાવવાની તાકાત ન હે'તી એ જણાઇ આવ્યું. કારણ તેણે તો મારા પિતાશ્રીનાં માગવા પ્રમાણે પુરતો વાંકડો અને તેની સાથેની બીજી રીતો આપવા ઉદારતા પૂર્વક ઇચ્છા દર્શાવી. વળી સાથે સાથે મારી દેશભક્તિનાં અને આત્મભોગના

અતિશયોક્તિ ભર્યાં વખાણ પણ કરવાં માંડ્યાં. પણ એક બાજુએ આ અયોગ્ય વખાણ અને બીજી બાજુએ સંસારની લાલચ, આ બેનો કેમ મેળ બેસાડવો એ મને તો સુઝ્યું નહિ. મને આવો વિચાર હમણાંજ આવ્યો ખરેખર કૉલેજ છોડ્યા પછીના કેટલાક પ્રસંગોને લીધે મારા મનનું કંઇક પરિવર્તન થયેલું મને જણાયું, નહિ તો ઉપરોક્ત વખાણ અને નગદની કોથળીથી મારી છાતી કેટલી બધી ફુલી જાત ! ઉપરોક્ત સદ્‌ગૃહસ્થ માટે મને કંઇ વિશેષ માન ઉપજ્યું નહિ અને હું મારા વિચારો ફેરવી શક્યો નહિ. મેં તો ચોકખી ના કહી દીધી કે **' મારે હવે બીલકુલ પરણવું નથી. '**

આ નિશ્ચયનું પરિણામ મારે ભોગવવાનુંજ હતું. પિતાશ્રી તો રૂવાંફુવાં થઇ ગયા. ગાળો અને ઠપકાનો વરસાદ વરસી રહ્યો કુળની પ્રતિષ્ઠા અને કીર્તિ–અપકીર્તિના મોટા મોટા સરમન ઉપદેશ દેવાવા માંડ્યા. અને આખરે " લગ્ન કરવાની ' હા ' પાડ, નહિ તો નિકળ ઘર બ્હાર ! " આ અલ્ટીમેટમ મલી ચુક્યું. પિતાશ્રી સાથે અસહકાર વિના મારે માટે હવે બીજો રસ્તોજ નહતો. આપણે તો ઘર બ્હાર નીકલ્યા અને વણાટઆશ્રમમાં ધામો નાંખ્યો. ત્યાં રહી કાંતવાનું, વણવાનું અને સાંજે ખાંધે ખાદીના તાકા લઇ ફળીએ ફળીએ અને પરાંપરાંએ ખાદી વેચવાનું વ્રત લીધું. આમ કેટલોક વખત ચાલ્યું.

અમારા વણાટઆશ્રમમાં સ્વયંસેવક નહિ એવાં સ્ત્રીપુરૂષો તેમજ યુવકો અને કન્યાઓ પણ કાંતવા વણવાનું કામ શીખવા આવતાં હતાં.આશ્રમમાં રહીને હું લગભગ કાંતવા વણવાનું કાર્ય ઘણી કુશળતાથી શીખી ગયો હતો. પુસ્તક-શાસ્ત્રમાં જેટલું ચિત્ત ચોંટતું નહિ તેટલું વણાટશાસ્ત્રમાં ચોંટ્યું હતું અને પાવરધું બન્યું હતું. બીજાઓ કરતાં હું ઠીક કામ કરૂં છું એમ ઉપરી કાર્ય-કર્તાઓને પણ લાગ્યું હતું, તેથી ધીમે ધીમે નવા શીખવા આવનારને પ્રાથમિક આરંભ કરાવવાની ફરજ મારે માથે ઘણીક વખત આવતી.

પુરૂષો કરતાં સ્ત્રીવર્ગે આ ( કંતામણ અને વણાટ ) શાસ્ત્ર ખાસ ધ્યાન દઇ વધારે શીખવું જોઇએ એવો મારો અંગત મત હતો. જેમ યુરોપીય મહાન યુદ્ધમાં પુરૂષોનાં સિપાઇગીરી કારકુની વિગેરે કામો દેશસેવા તરીકે સ્ત્રીઓને કરવાની ફરજ પડી હતી તેમ આ હીંદના આર્થીક સ્વાતંત્ર્યના યુદ્ધમાં સ્ત્રીઓનું આ સ્વાભાવિક કાર્ય પુરૂષોએ ફરજ રૂપે કરવાનો સિદ્ધાંત હાલ તુર્તને માટે ઠીક છે પણ એ ધર્મ તો ખરેખર સ્ત્રીજાતિનોજ છે અને ભવિષ્યમાં પણ આ યુદ્ધના વિજયી અંત પછી પણ ' ગૃહઉદ્યોગ' ( Cottage Industry ) તરીકે તેમનોજ રહેવાનો. આ કારણથી હું બહુધા કન્યા કે સ્ત્રી ઉમેદવારોને વિશેષ ખંત અને ધ્યાનથી શીખવતો.તેમજ ઉપરોક્ત મારી માન્યતાની છાપ પણ તેમના પર પ્રસંગોપાત નાંખવા યથાશક્તિ પ્રયત્ન કરતો. મારા આ ઉપદેશ અથવા માન્યતા પર ઘણી કન્યાઓ તથા સ્ત્રીઓ આફ્રીન થતી, અને રેંટીઆ અને શાળની પ્રવૃતિમાં મશગુલ બની જતી. ઘણી સ્ત્રીઓએ એવી પ્રતિજ્ઞા પણ કરી કે આ શાસ્ત્રને હવે અમે પાછું મરવા ન દઇએ.

( અપૂર્ણ. )

# ચરિત્ર ગઠન.

(ગતાંકના પૃષ્ઠ ૭૮ થી ચાલુ.)

હીંદી પરથી અનુવાદક,

રા૦ વૈદ્ય કરૂણાશંકર મૂળજી-કુંડલા.

## પ્રકરણ ૨ જું.

अन्यस्मादादृशं स्वस्मै व्यवहारमपेक्षसे ।
अन्यस्मै तादृशं कर्तुमुत्सहस्व त्वमप्यहो ॥ १ ॥

આપણી સાથે બીજાને આપણે જેવી રીતે વર્તાવવા ચાહીયે તેવી રીતેજ આપણે પણ તેમની સાથે વર્તવું જોઇએ. (૧)

क्षमते शतशो दोषान् सदयस्य यथा हरिः ।
तथा शिष्टकृतान्दोषान्सहन्ते सकला जनाः ॥ २ ॥

જે પ્રમાણે પરમાત્મા દયાળુ પુરૂષોના સેંકડો અપરાધો સહન કરે છે, તે પ્રમાણે લોકો પણ શિષ્ઠ પુરૂષોના અપરાધો સહન કરે છે. (૨)

दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूषितः सर्पः किमसौ न भयंकरः ॥ ३ ॥

દુર્જન જો વિદ્વાન હોય તોપણ તેનો ત્યાગ કરવો જોઇએ. કારણ મણિવાળો પણ સર્પ ભયંકર નથી લાગતો શું? (૩)

धीराणां भूषणं विद्या मन्त्रिणां भूषणं नृपः ।
भूषणं च पतिः स्त्रीणां शीलं सर्वस्य भूषणम् ॥ ४ ॥

ધીર પુરૂષોનું ભૂષણ વિદ્યા છે. મંત્રીઓનું ભૂષણ રાજા છે. સ્ત્રીઓનું ભૂષણ પતિ છે, અને શીલ સર્વનુંજ ભૂષણ છે. (૪)

शीलावलम्बनमहर्निशमिष्टचिन्ता
वित्तानुरूपमशनाभरणादिकार्यम् ॥
वार्यं च दुर्जनसमाजनिजप्रशंसा
हास्यादि सज्जनवचो हृदये निधेयम् ॥ ५ ॥

શીલનું અવલંબન કરવું, રાત્રદિવસ ઉન્નતિ કરવાની ચિંતા રાખવી, પોતાની સંપતિને યોગ્ય ભોજન અને અલંકારો રાખવા, દુર્જનોની સોબત અને પોતાની પ્રશંસાથી વિરકત રહેવું, અને સજ્જનોનાં વચનનો આદર કરવો એ સુજનતાનાં લક્ષણ છે. (૫)

## શિષ્ટાચાર.

બહુલેકોનો એવોજ વિચાર છે કે લોકરૂઢી પ્રમાણે ચાલવાનું નામજ શિષ્ટાચાર સુજનતા છે. કેટલાએ લેકો કર્ણસુખદ મધુર વાક્યોથી અને બનાવટી વ્યવહારોથી લોકોનો સત્કાર કરીને સુજનતા પ્રકટ કરવા ઇચ્છે છે, કિંતુ તેને વાસ્તવિક સુજનતા કહી શકાતી નથી. લોકોમાં જે આગતા સ્વાગતા કરવાનો વ્યવહાર પ્રચલિત છે, તેનેજ શિષ્ટાચાર માની લેવો યોગ્ય નથી. યદ્યપિ લોકરૂઢી, રીતરિવાજ, ખાતર બરદાસ, નમ્રતા, શ્રદ્ધા, ભક્તિ અને મધુર ભાષણ આદિ શિષ્ટાચારની અંતર્ગત છે, તથાપિ તેમાં કોઇ એકને શિષ્ટાચાર સમજી લેવું એ ભૂલ છે. શિષ્ટાચાર એટલે સૌજન્યમાં અનેક મહત્વ ભરેલાં છે. શિષ્ટાચારનો અર્થ સાધુનું આચરણ એવો છે. જે સાધુના જેવો વ્યવહાર કરશે તેજ શિષ્ટાચારી કહેવાઇ શકાશે.

શિષ્ટાચારની સાથે વિદ્યાનો કાંઇ ગાઢ સંબંધ નથી, કેમકે કેટલાએ અભણ લોકો પણ શિષ્ટાચારી થએલ જોવામાં આવ્યા છે. જે વિદ્વાન દુર્જન છે તે સભા સમાજમાં નિંદ્ય ગણાય છે. કિંતુ જે મૂર્ખ હોવા છતાં પણ સુજન છે, તે સમાજમાં આદરણીય ગણાય છે. સૌથી પ્રથમ માણસોનો સ્વભાવજ જોવામાં આવે છે. સ્વભાવની ઉત્તમતા અને નીચતા પરજ માણસોનાં મહત્વ અને નીચતા આધાર રાખે છે. વિદ્યાની પરીક્ષા સર્વ વખતે થતી નથી. કિંતુ સ્વભાવ સદૈવજ પરખાઇ જાય છે. સંસારમાં કેવળ વિદ્યા ભણવાથીજ કોઇ શિષ્ટ કે સુજન બની શકતું નથી. વિદ્યા ભણીને પણ શિષ્ટાચાર દ્વારા જ સુશીલ અને સત્પાત્ર બનીને કોઇ લોકોના શ્રદ્ધાસ્પદ થઇ શકે છે. વિદ્યાર્થી સુશીલ હોવાથી શિક્ષકોનો વહાલો થાય છે, સંતાન સુશીલ હોવાથી માબાપ અને ગુરુજનોનાં પ્યારાં થાય છે, ગામવાસી લોકોની શિષ્ટતાથી ગામ સ્વર્ગતુલ્ય થઇ જાય છે. દેશવાસીઓની સાધુતા વિદેશીઓની શ્રદ્ધા અને પ્રીતિ પ્રાપ્ત કરે છે. સુશીલ શિક્ષકો પર વિદ્યાર્થીઓની ભક્તિ અને શ્રદ્ધા વધે છે. માલિક જો પોતાના નોકરોની સાથે સારી વર્તણુક ચલાવે તો તેના નોકર હૃદયથી આધીન અને ભક્ત થાય છે. એવી રીતે પરસ્પર સારો વ્યવહાર કરવાથી લોકો મોટા આનંદની સાથે સમય વ્યતીત કરી શકે છે.

એક દિવસ મહારાજ રામસિંહ પોતાના સાથીઓને લઇને શિકાર કરવા જંગલમાં ગયા. પહાડની ગાળીમાં વનમાં કાળીઆર રીંછ અને વાઘ આદિ પશુની શોધ થવા માંડી; કિંતુ બહુ શોધ કરવા છતાં પણ તે જંગલી જનાવર ક્યાંઇ જોવામાં આવ્યાં નહીં. આખર મહારાજે એક વગડાઉ સુવરની પાછળ પોતાનો ઘોડો દોડાવ્યો તે એટલી ત્વરાથી ભાગ્યો કે મહારાજનો ઘોડો અને તેમના શિકારી કુતરા તેની પાસે સુદ્ધાં પહોંચી ન શક્યાં. મહારાજ તેની પાછળ બહુ દૂર નીકળી ગયા. મહારાજની સાથેના લોકોએ તેમને શોધતાં શોધતાં એક

ઘોડા જંગલમાં પ્રવેશ કર્યો. મહારાજ તે જંગલથી બહુ દુર આવી પડ્યા. સાથે કોઈ ન હોતું. તરશને માર્યે તેમનો કંઠ સુકાવા મંડયો. થોડો પરસેવાથી તર થઇ ગયો. સૂર્યનાં પ્રખર કિરણોથી ઉત્તપ્ત થઇને રજપુરતાનની મરૂભૂમિ જાણે આગ વરસેવા મંડી. વાલુકામયી પૃથ્વી જાણે આગની જ્વાળાથી લપેટાઇ ગઇ. એવા સમયમાં મહારાજ ફરતા ફરતા એક નાનકડા પહાડની તળેટીમાં એક ઝુંપડીની પાસે આવી પહોંચ્યા. ઝુપડીમાં એક અત્યંત વૃદ્ધા સ્ત્રી સિવાય બીજું કોઇ ન હોતું. તે વૃદ્ધાની અવસ્થા જોઇને આમજ જણાતું હતું કે તે હવે થોડાજ દિવસમાં સંસારમાંથી ચાલી નીકળશે. મહારાજ સખ્ત તાપમાં ચાલીને બહુ વ્યાકુળ થઇ ગયા હતા. તેમણે અધીર થઇને મોટા વિનીત ભાવથી તે વૃદ્ધા પાસે થોડુંક ટાઢું પાણી માગ્યું. ત્યાં પાસેજ એક બહુ મોટો પહાડ હતો, જેમાં બે ઝરણાં એવાં હતાં કે જેમાંથી બરાબર પાણી પડયા કરતું હતું. મહારાજને ઝરણાંની વાર્તા જાણવામાં ન હોતી. વૃદ્ધા પ્રતિદિન સવારે ઝરણાનું જળ લાવીને પોતાની કુટીરમાં રાખી મુકતી હતી. વૃદ્ધાએ તરત એક માટીના વાસણમાં ઠંડું પાણી લાવીને જયપુરના અધીશ મહારાજ રામસિંહજી આગળ મુકી દીધું. વૃદ્ધાને શી ખબર કે આ જયપુરના મહારાજ છે. રામસિંહે શીતળ જળ પીને હૃદયને ઠંડું કર્યું. તેમની તરશ અને થ ક દુર થયાં. મનમાં ને મનમાં તેમણે વૃદ્ધાને બહુ ધન્યવાદ દીધો. જ્યારે રાજાનું ચિત્ત સ્વસ્થ થયું ત્યારે તેમણે વૃદ્ધાને પોતાની પાસે બેસાડીને પૂછ્યું "તમારો નિર્વાહ કેવી રીતે ચાલે છે, અને તમારા કુટુંબના માણસોમાં હમણાં કોણ કોણ છે અને કયાં રહે છે ?"

વૃદ્ધા બોલી કે "સિપાહીજી! મારે તો બીજું કોઇ નથી, માત્ર એક પુત્ર છે, કિન્તુ તે નાલાયક પુત્ર પણ આશરે બાર વર્ષથી આ ઘરડી દરીદ્ર માને સેજી કોણ જાણે કયાં વયો ગયો. કોઈ કોઇને મ્હોડેથી સાંભળ્યું છે કે જયપુરના મહારાજ રામસિંહના પહાડી કિલ્લામાં મારો છોકરો કાંઇક કામ કરે છે. મારા ભરણપોષણનો કશો ઉપાય નથી. પથિક લોકો અહીંઆ આવીને પાણી પીએ છે, અને મને કાંઇક આપવા ઇચ્છે છે, પણ પાણી પાઇને હું કોઇ પાસેથી કશું લેતી નથી, કેમકે હું આમ જાણું છું કે તરશ્યાને પાણી પાઇને અને ભૂખ્યાને કાંઇ ખવડાવીને તેના બદલામાં કાંઇ લેવું એ મહા પાપ છે. જંગલમાં લાકડાં,મૃગછાલા, પહાડી ચકલીઓ,અને કાષ્ટૌષધિ ઇત્યાદિ વેચી કરીને કોઇ પણ રીતે હું પેટ ભરી શકું છું. કિંતુ હવે અત્યંત વૃદ્ધા થવાના કારણથી મારાથી પરિશ્રમ થઇ શકતો નથી, તથાપિ લાચારીથી કરવોજ પડે છે. ઘડપણમાં આ રીતની લાચારીથી ઘણુંજ કષ્ટ થાય છે. હું મારા જીવનનો શેષ સમય ઘણાજ દુઃખથી વ્યતીત કરી રહી છું. આ અવસ્થામાં છોકરાનો વિયોગ તો મને એક રીતે મારીજ નાખે

છે." આમ કરીને તે રોવા મંડી. રાજા રામસિંહે પોતાના કીંમતી રૂમાલથી તેની આંખોનાં આંસુ લુછ્યાં. વૃદ્ધા બિચારી ક્યાં જાણતી કે જેની સાથે તે વાતચીત કરી રહી છે તેજ જયપુરના મહારાજા રામસિંહ બહાદુર છે. તે તેમને સિપાઇ જાણીને ફરી કહેવા મંડી કે "સિપાઇજી! સાંભળ્યું છે કે મહારાજ રામસિંહ મોટા દયાળુ છે. અને તેમની રાણી પણ ખુબ ભણેલી ગણેલી છે."

રાજાએ કહ્યું કે "હું એક દિવસ તમને રાજા સાથે મુલાકાત કરાવી દઇશ."

વૃદ્ધા બોલી, "બેટા તું ગાંડો તો થઇ ગયો નથી! રાજાનું દર્શન શું સર્વના નશીબમાં હોય છે? મોટાં માણસોને પણ રાજા સાથે જલદિ મુલાકાત થતી નથી; ત્યાં હું શી ગણતીમાં છું? મોટા પુણ્યથી રાજાનાં દર્શન થાય છે. જો તું મહારાજની આગળ મને લઈ પણ જાઇશ, તો હું તેમને શું નજરાણું ધરીશ! વળી રાજાનાં દર્શન તો દુર રહ્યાં, પણ પેહેરેગીર મારા પર નારાજ થઇ તેની તલવારથી મારું ધડ ઉડાડી દેશે."

રાજા તેની વાતનો કાંઇ જવાબ ન દેતાં તેની ઝુંપડીમાં સાદડી પર સુઇ ગયો. થાકેલો તો હતોજ, તેથી સુતાં વેંત તેને ઉંઘ આવી ગઇ, દિવસના પાછલા પહોરે, જ્યારે તે સુઇને ઉઠ્યો ત્યારે તે ઘોડા પર સવાર થઇને જયપૂર ભણી ચાલી નીકળ્યો.

બીજે દિવસે સવારમાંજ મહારાજે તે વૃદ્ધાના પુત્રની તપાસ કરી. જ્યારે તેને મહારાજની આગળ હાજર કરવામાં આવ્યો. ત્યારે રાજાએ તેને ખુબ ધમકાવ્યો અને તેણે જે પોતાની માને ત્યજી દીધી હતી તેની આ અસાધુતા માટે તેને તેમણે ઘણોજ ધિક્કાર્યો, અને પહેરેગીર પાલખી અને ભોઇ પોતાની સાથે લઇ જઇને તે વૃદ્ધાને લઇ આપવાનો હૂકમ કર્યો.

વૃદ્ધા આવી પહોંચી, રાજાની આજ્ઞાનુસાર સિપાઈ લોકો તેને મહેલમાં લઈ ગયા. વૃદ્ધા કોઇ રીતે રાજાની પાસે જવા ઇચ્છતી ન હોતી. તે ભયથી કંપવા મંડી. જ્યારે મહારાજ પંડે તેની આગળ આવીને ઉભા રહ્યા ત્યારે તો તેને ઓળખીને વૃદ્ધા સમજી ગઇ કે મારી ઝુંપડીમાં જે પાણી પીવા આવ્યો હતો તે સિપાઇ નહીં પણ મહારાજજ હતા. ડોશીએ હાથ જોડીને તેમની પાસે ક્ષમા માગી. રાજાએ તેને અભયદાન દઈને સંતુષ્ટ કરી. અને તેને મા કહીને બોલાવી ત્યારે તે ડોશીનો ડર દુર થયો, મહારાજ રામસિંહે તેમની જીવન યાત્રાને માટે

પચાસ રૂપીઆ માસિક પગાર નક્કી કરી દીધો,અને તેના પુત્રને સેના વિભાગના એક ઉંચા પદ પર નિમણુંક કરવાનો હુકમ કર્યો. એવી રીતે માતા અને પુત્ર બંને મળીને મહારાજની કૃપાથી સુખી થયાં. એક સપ્તાહ પછી ડોશી ફરી પોતાની તેજ જુની ઝુપડીમાં ચાલી ગઇ.

મહારાજે જે આ બિચારી ઘરડી દરીદ્રિણીની સાથે એવો સારો વ્યવહાર કર્યો તેથી શું તેમની પ્રતિષ્ઠામાં કાંઇ હાનિ થઇ! અથવા તેમનું મહત્વ ઘટી ગયું! બલ્કે આ પ્રકારના શિષ્ટાચારથી તેમનું મહત્વ વળી પણ વિશેષ વધી ગયું. તે પ્રજાઓના વિશેષ શ્રદ્ધાસ્પદ અને પ્રીતિપાત્ર બની ગયા. મહારાજની આ ઉદારતા જેવી રીતે રાજા મહારાજાઓને માટે અનુકરણીય છે, તેવીજ રીતે સર્વ સામાન્ય મનુષ્યોને માટે પણ આદર્શ સ્વરૂપ છે.મહારાજે તે ડોશીના ઉપર જેવી સુજનતા દર્શાવી તેના પ્રમાણમાં તે ડોશીએ પણ તેમનો ઓછો શિષ્ટાચાર કર્યો ન હોતો એક અભણ દરિદ્ર ડોશીનો આ રીતે અપરિચીત અતિથીની સાથે શિષ્ટાચાર અવશ્ય પ્રશંસનીય છે. આજકાલ તો શિક્ષીત સમાજમાં પણ શિષ્ટાચાર નામ માત્રનો રહી ગયો છે.

---

(ક્રમશઃ)




## ૧
## ચોખલાને દલીલ.

હું દલીલ કરનાર ચોખલાનો જ મોઢ ચાતુર્વેદીય બ્રાહ્મણ છું. આપણાં ચોખલામાં કાં તો સરસ્વતીદેવીની અકૃપા હોય કે આપણે તે દેવીની ઉપાસના કરવા આપણું લક્ષબિન્દુ બંધ કર્યું હોય એમ જણાય છે. કેમ કે આપણા રીતી રીવાજો બંધારણ અન્ય કોમના બંધારણો કરતાં ઉચ્ચ અગર સરખાંએ નથી. આનું કારણ કેળવણીની ખામી. જ્યારે આપણે આ જ પ્રમાણે દુર્લક્ષ્ય રાખીશું, ત્યારે તો આપણા ચોખલાનો ઉદય થવો અસંભવિત જ છે. કેટલાક રિવાજો નીચે આપુ છું. જેનું પરિણામ વાંચવાથી દરેક વ્યક્તિ સમજશે.

( ૧ ) સાટાં કરવાં એ મહા પાપ છે, છતાં થાય છે. તેમાં વળી અધમતા એટલી બધી જોવામાં આવે છે કે કદાચ સાટામાં કોઇની કન્યા ઉમ્મરે મોટી હોય તો લગભગ રૂ. હજાર સુધી મોટી કન્યાનો બાપ લે છે. એટલે તેને તો છોકરાઓ પરણે, છોકરા છોકરીનાં લગ્નનું ખર્ચ નીકળે ને પાંચ પૈસા ઘરમાં પણ રહે.

( ૨ ) સાટાંના ભોગ થઇ છોકરાને અગર કુટુંબના અગર જ્ઞાતિના કોઇ-પણ ઇસમ માટે રૂપીઆની લાલચમાં પોતાની બે ત્રણ વર્ષની છોકરીને પણ પરણાવતાં આંચકો ખાતાં નથી. કદાચ આ છોકરી ઇશ્વરેચ્છાથી વિધવા થાય તો તેની જીંદગી બરબાદ જાય છે. આવા ઘણાં કેસો બને છે.

( ૩ ) ચોખલાનાં અઢાર ગામ ગણાય છે. જ્યારે ગોળ બાંધ્યો ત્યારે તો તે બંધારણના ગમે તે ગામે કન્યા આપવા લેવાની હરકત હતી નહિં. છતાં અમૂક ગામના લોકો અઢાર ગામમાં કન્યા આપતા નથી. કદાચ કોઇ કન્યા ઉતારે તો પોતે પોતાની મેળે પટેલીઆઓ થયેલા એકમત થઇ એકપક્ષી ન્યાય કરી કન્યા આપનાર લેનાર ઉભયને જ્ઞાતિ બહાર મૂકે છે. ને તેમનો વ્યવહાર અન્ય જ્ઞાતિઓ પણ ન રાખે તેવું કરવા ચુકતા નથી. છેવટે જ્ઞાતિ બહાર રહેનાર વ્યક્તિ ચોખલાને મિષ્ટાન્ન આપે તો પુનઃ તેનો વ્યવહાર ચાલુ થાય છે.

( ૪ ) જો બંધારણ જોઇએ તેવું હોય તો વેસવાળ ફરીથી બને જ નહિં. જ્યારે સાટું આપવા ન હોય ને છેવટના ઉપાયે કોઇ વેસવાળ ફોક કરે છે તો તેનો

તન્મય બનાવતા અને ભાવિક ભક્તોનાં હૃદયોને રસમાં ડુબાવી દે એવા ભાગો જ ક્રમવાર પસંદ કરી જરા સરળ ભાષા વાપરી તેની કાવ્યમાં ગુંથણી કરી હોત તો અમારા નમ્ર મત પ્રમાણે આ ગ્રંથ વિશેષ આદરણીય અને લોકરૂચિને પોષણ-રૂપ થઇ પડત. સંસ્કૃત તેમજ ગુજરાતી કાવ્યો લખવાની અયાચીજીની કુશળતા આ કાવ્યોમાં સ્થળે સ્થળે તરવરી રહે છે. સંસ્કારી વાચકને માટે આ પુસ્તક બહુ ઉપયોગી થઇ પડે તેવું છે. છપાઇની અને બાંઇડીંગની સફાઇ પણ સારી છે. ત્રણસેં પૃષ્ઠના આવા સુંદર પુસ્તકની એક રૂપીઓ કીંમત કોઇ પણ રીતે વધારે ન કહી શકાય.

## શ્રીમોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા (સુરત અઠ્ઠાવિશી) ની સાતમા વર્ષની છેલ્લી સામાન્ય તથા અંતરંગ સભા.

સંવત ૧૯૭૯ ના ફાગણ વદ ૦) ને વાર શની તા. ૧૭-૩-૨૩ ના રોજે સ્ટા. ટા. ૪-૩૦ સાંજના જલાલપોર મુકામે રામજી મંદીરમાં ડૉ. ધીરજરામ પ્રાણશંકર વૈદ્ય નવસારીવાળાના પ્રમુખપણા નીચે મળી હતી; જેમાં નીચે પ્રમાણે કામકાજ થયું હતું. સભાના ચાલુ વર્ષના પ્રમુખ-શ્રીયુત-ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ જેઓ ડૉકટર સાહેબ-તરફ વડીલ ભાવે જોતા હોવાથી ડૉકટર સાહેબનો અતિ આગ્રહ હોવાં છતાં તેઓએ આ સભાનું પ્રમુખસ્થાન સ્વીકાર્યું ન હતું.

૧ જલાલપોર નિવાસી ભાઇ કેશવરામે રામશંકર ભટ્ટે પોતાને ત્યાં વિષ્નુયાગ પ્રસંગે પૂર્ણાહુતિના દિવસે ઉકત સભાના વાર્ષિક સંમેલનને માટે આગ્રહ પૂર્વક આમંત્રણ આપ્યું હતું, જે સ્વીકારતાં સભાએ ઠરાવ કર્યો હતો કે સંમેલન ચૈત્ર શુદ ૧૩ ને વાર શુક્ર (ગુડ ફ્રાયડે) તા. ૩૦-૩-૨૩ ના દિને બપોરે એક વાગે તેજ ગામના વતની રાવબહાદુર નાગરજીભાઇ ડાહ્યાભાઇ દેશાઇના પ્રમુખપણા નીચે ભરવું.

૨ ગતવર્ષનું કાર્યવાહક મંડળ સભાના આઠમાં અને નવમાં વર્ષમાં પણ કાયમ રાખવા બહુમતે ઠરાવ્યું હતું.

૩ સ્વ. ભાનુભાઇ ભાઉ વૈદ્ય નવસારીકર અને ધનોરીકર જોશી કાશીરામ ધરછારામના અવસાન માટે સભા તરફથી ખેદ પ્રદર્શીત કરવામાં આવ્યો હતો.

૪ ચાલુ વર્ષમાં સભા તરફથી સાંધીએર મુકામે શ્રીનૃસિંહ સંસ્કૃત પાઠશાળામાં લેવાએલી ब्रह्मनित्यकर्म તથા कर्मकाण्डની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને-અનુક્રમે નં. પહેલાને રૂ છ્ બીજાને રૂ. પ્ ત્રીજાને રૂ. ૪) અને બાકીના પાસ થયેલા દરેકને રૂ ૩) પારિતોષિક આપવા ઠરાવ્યું હતું.

૫ ब्रह्मनित्यकर्मનું પુસ્તક લખવા નિમેલી કમીટીના સભાસદોને આવતી આશાડ શુદ ૨ સુધીમાં પુસ્તક તૈયાર કરી આપવા સભાએ વિનંતિ કરી હતી.

૬ **धर्म नीति संवर्धिनी** પરિક્ષાના અભ્યાસક્રમ પૈકી નહિ મળી શકતાં પ્રકરણો હાલ તુરત છપાવવા સભાએ મુલતવી રાખ્યું હતું.

૭ વલસાડકર જોશી નારાયણ હરિકૃષ્ણ તરફથી આવેલા કાગળની સભાએ નોંધ લીધી હતી અને સૂચવેલા ચાર ઠરાવો ફેરફાર કરી નીચે પ્રમાણે વધુ નિયમો સભાના નિયમોમાં દાખલ કરવા ઠરાવ્યું હતું.

૧ હાલ સભાના નાણાં જે સેંટ્રલ બેંકમાં ડીપોઝીટ છે તેમાંથી રૂ. ૧૦૦૦) કાયમ ફંડ તરીકે અનામત રાખવા.

૨ પ્રતિ વર્ષે જે રકમ ભેગી થાય તેમાંથી (½ ને બદલે) ¼ ભાગ દરેક વર્ષે ઉમેરતા જવું.

૩ પ્રતિવર્ષે ¼ કાયમ ફંડમાં જમે કર્યાપછી બાકી વધેલી ¾ શીલકમાંથી સ્કૉલરશીપ આપવી તેમજ કાશીવાળા વિદ્યાર્થીઓનો વિભાગ પણ તેમાંથીજ નિયમ પ્રમાણે જમા રાખવો તથા ઑફીસ ખર્ચ વિગેરેની વ્યવસ્થા પણ તેમાંથીજ કરવી (આ નિયમ સભાએ રદ કર્યો હતો.)

૪ જ્યાં સુધી રૂપિઆ દશ હજાર ભેગા થાય નહિ ત્યાં સુધી ઉપર જણાવેલી કાયમ ફંડની રકમનું વ્યાજ પણ તેમાંજ જમે કરાવવું; અને દશ હજાર રૂપીઆ પુરા થયા પછી જ તે રકમનું વ્યાજ ઉપયોગમાં લેવું. છતાં નિયમ બીજામાં જણાવ્યા પ્રમાણે કાયમ ફંડ તો વધારતા જ જવું.

૮ શ્રીયુત વૈદરાજ કીકાભાઇ તરફથી આવેલી સૂચના પ્રમાણે સભાએ ઠરાવ કર્યો હતો કે હવે પછીની વ્યવસ્થાપક મંડળની ચુંટણી દર ત્રણ વર્ષે કરવી.

૯ સભાની કેટલીક જુની રસીદ બુકો ગેરવલ્લે ગયેલી છે, તેનો દુરૂપયોગ નહી થવા માટે તે રસીદબુકો આ સભાએ રદ કરી હતી; અને હવે પછીને માટે નવી રસીદબુકો મંત્રીની સહીવાળી મંજુર કરી હતી.

ત્યાર બાદ પ્રમુખ વિગેરેનો આભાર માની સભા વિસર્જન થઇ હતી.

કાર્યાલયઃ—<br>
જીતેકરની ચાળી<br>
ઠાકોરદ્વાર રોડ<br>
" નોબલ ફાર્મસી "<br>
મુંબઇ—૨<br>
તા. ૨૧—૩—૧૯૨૩.

લી. જ્ઞાતિસેવક<br>
હરિકૃષ્ણ ગોવિંદરામ વૈદ્ય નવસારીવાળા.<br>
મંત્રી શ્રી. મો. બ્રા. વિ. સભા મુંબઇ.

# લવાજમની પહોંચ.

——— :o: - - - .

રા. શ્રીકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી સુરત
,, મોતીરામ હરિશંકર ભટ્ટ બજુંસર
,, જયશંકર નાગેશ્વર ભટ્ટ ઉમરગાંવ
,, સૌ.માણેકબેન ગોપાળભાઇ કપડવંજ
,, ત્રિ. જયકૃષ્ણ મગનલાલ મુંબઇ
,, ભટ્ટ શિવશંકર દયાશંકર નવસારી
,, ચતુરભાઇ આદિત્યરામ ભટ્ટ મુંબઈ.
,, રામશંકર રાજારામ માસ્તર ઉમેર.
,, ગોરધનરામ છોટાલાલ ત્ર. મીયાંગામ
,, ગોરધનદાસ ડી. એન્જીનીઅર મુંબઇ
,, ભોગીલાલ છોટાલાલ મુંબઇ
,, માધવલાલ સોમેશ્વર ત્રિવેદી મુંબઇ
,, વ્રજલાલ અંબારામ દવે પાલીતાણા
,, ચંદુલાલ માધવલાલ ત્રિ નાગપુર
,, ફુલચંદ લલ્લુભાઇ ત્રવાડી કાલોલ
,, મણિલાલ લ. જાની અમદાવાદ
,, સદાશિવ ત્રિભુવન દવે સીકંદરાબાદ
,, નરહરિશંકર નારાયણજી વલસાડ
,, મયાશંકર અં. શાસ્ત્રી વરસોવા
,, નારણજીભગવાનજીભટ્ટ અમલસાડ
,, મણિલાલ મોતીરામ ત્રિવેદી સુરત
,, સેક્રેટરી સા. પુસ્તકાલય બીલોદા
,, મગનલાલ પુ. કાપડીઆ મુંબઈ
,, જીવરાજ મકનદાસ કુંડલા
,, લક્ષ્મીશંકર શીવશંકર અમદાવાદ
,, ચુનીલાલ લલ્લુભાઇ ત્રિવેદી પીજ
,, મોતીભાઇ બાપુજી ત્ર. અમદાવાદ
,, જટાશંકર રામજી ગારીઆધાર
,, વીઠલજી જયરામ જોશી બાંગાવાડી
,, અંબારામ મુળચંદ અમદાવાદ
,, ગુલાબરાય અં. રાવલ જુનાગઢ.

રા. વૈદ્ય તુળજારામ વિજયરામ ગણદેવી
,, વિઠ્ઠલદાસ માણેકલાલ મુંબઇ
,, હરિકૃષ્ણ ગોવીંદરામ વૈદ્ય મુંબઇ
,, વિશ્વનાથ નરભેરામ જાની ભાવનગર
,, મહાવીરપ્રસાદ શિ. દાધીચ મુંબઇ
,, રામચંદ પ્રભાશંકર દીક્ષિત મુંબઇ.
,, મોરારભાઈ ભીખાભાઈ પટેલ ,,
,, ભીખાભાઇ ની. ઉપાધ્યાય ,,
,, ચુનીલાલ ખુબચંદ ભોપાળ.
,, નગીનદાસ મો. હરગોવિંદ થાણા.
,, મોહનલાલ એમ. ત્રવાડી નવસારી.
,, વૈજનાથ કેશવજી ઉપાધ્યાય મુંબઇ.
,, કાનજી એલ. ત્રિવેદી કાંડરીમાપ્ન્સ.
,, છોટાલાલ પ્રા. વ્હોરા અમદાવાદ.
,, ભાઇશંકર મોતીરામ જાની ,,
,, માણેકલાલ છો. ત્રવાડી અસારવા.
,, કેશવલાલ બાપુજી ભટ્ટ આસોદર.
,, ત્રિભુવનદાસ લાલચંદ જુવા.
,, સોમેશ્વર પુરુષોત્તમ ભટ્ટ કલ્યાણ.
,, ભાનુશંકર બાઉ વૈદરાજ નવસારી.
,, શીવશંકર માધવજી કચ્છ-જખૌ.
,, નીછાભાઇ ભાઇશંકર ભટ્ટ ખરસાડ.
,, મગનલાલ પુરુષોત્તમ શાહ મુંબઇ.
,, ઠાકરશી પ્રેમજી ,,
,, ચુનીલાલ સોમેશ્વર ત્રવાડી કાલોલ.
,, માણેકલાલ ભાઇશંકર શુ. ભાવનગર.
,, ચંદુલાલ પુરુષોત્તમ ગોધરા.
,, રતીલાલ હરજીવન ગાંધી મુંબઇ.
,, હરિલાલ જાદવજી વકીલ અમરેલી.
,, અમથારામ કેશવરામ જાની મકતુપર.
,, દુર્ગાશંકર લ. શાસ્ત્રી કચ્છ-અંજાર.

,, અંબાશંકર ઘેલાભાઈ અમદાવાદ ,, ઇચ્છારામ આ. પુરોહિત આમરી
,, ગાંડાલાલ નથુભાઈ શાહ ઉના ,, મંગળભાઈ મૂળશંકર પંડ્યા બોદા.
,, ગણપતરામ ગોવિંદરામ ખેરગામ ,, માણેકલાલ તારાચંદ અડાળજા ભરૂચ.
,, શીવશંકર મં. પંડ્યા સિદ્ધપુર ,, નાથાલાલ તુળસીદાસ પરીગેજવાળા ;,
,, દામોદર પરમાણુંદ શેઠ કલકત્તા ,, રેવાશંકર દેવરામ વંથળી.
,, નટવરલાલ વૈદ્ય ઔરંગાબાદ ,, મણિશંકર પ્રેમાનંદ એરૂ.
,, હરિલાલ મ. મશર ચોગણુજ ,, દયાળજી વેલજી રાજગોર સોનગટ.
,, લીલાશંકર કાળીદાસ બોટાદ ,, મુળજીભાઈ નાગજી વકીલ કચ્છ બીદા.
,, ઓચ્છવલાલ મુળજીભાઈ વડોદરા ,, ચીમનલાલ મગનલાલ ગાં. અમદાવાદ
,, ઝવેરલાલ ત્રિ. મહેતા અલીરાજપુર ,, હરિલાલ જમનાદાસ ભદ્રવાળા ,,
,, મોતીરામ ન. શુકલ મુંબઇ ,, દ્વારકાંદાસ દયારામ મહેતા કરાંચી.
,, ખીમચંદ હ. વ્હોરા અમદાવાદ ,, ત્રિભુવન કાળીદાસ ત્રવાડી ભાવનગર.
,, અમૃતલાલ મયાશંકર બેજવા ,, છગનલાલ જેચંદ એડન કેમ્પ
,, ગાણેકલાલ જી. સઘવી અમદાવાદ ,, હકોરદાસ ગોરધનદાસ બરાનપુર
,, શંકરલાલ પુંજાભાઈ ઝાલોદ ,, ડાહ્યાભાઈ હરિભાઈ ભટ્ટ, વાસદ
,, જયંતીલાલ જેઠાલાલ કલકત્તા ,, મણિશંકર ભીમજી ત્રવાડી પાલીતાણા
,, નાનાલાલ મંછારામ મુંબઈ ,, કેશવજી ગીગાભાઇ ભાવનગર
,, વચ્છરાજ જીવરાજ શાહ દ્વારકાં ,, ઓછવલાલ વિધારામ ત્રવાડી પીજ.
, રામશંકર હરજીવન ત્ર. અમદાવાદ ,, માધવરાય હીરજી ત્રવાડી મુંબઇ
, શંકરલાલ ભાણાભાઈ વ્યા. પાટણ ,, ભોગીલાલ હીમતલાલ શાહ મલાડ.
. ગણપતલાલ બાપુભાઈ વડોદરા ,, જોઇતારામ અંબારામ પુંધરા.
,, યશવંતલાલ માણેકલાલ પેટાવડ ,, રાયચંદ ત્રિભુવનદાસ મહેતા કલકત્તા.
,, ડાહ્યાભાઈ મં. વૈદ્ય નવસારી ,, મફતલાલ મોતીરામ મોદી અમદાવાદ
,, પ્રેમશંકર નાગેશ્વર પુરાણી ધરમપર ,, ભાઈચંદ કેશવજી બૅંકર્સ કરાંચી.
,, બાપાલાલ તુળશીદાસ અમદાવાદ ,, હરિશંકર પ્રાણશંકર પુરોહિત માંડલે.
,, ગોરધનદાસ કુબેરદાસ અમદાવાદ ,, કાનજી નાથુરામ જાની કચ્છ-ચિત્રોડા.
,, જગજીવન ત્રિકમલાલ શુકલ કુહા ,, કૃષ્ણાબ્હેન કેશવરામ સુરત.
,, અંબાશંકર રતનજી ગોર મુંબઇ ,, મગનલાલ ઘેલાભાઇ ભટ્ટ સુરત.
,, ભાઈલાલ છગનલાલ વાડાસીનોર ,, ચુનીલાલ શીવલાલ મ. નસીરાબાદ.
,, ચીમનલાલ દામોદર ત્રિપાઠી દાહોદ ,, મગનલાલ લવજીભાઇ અમદાવાદ.
,, છગનલાલ નાથુરામ જાની સાબલા ,, અંબાશંકર મનસુખરામ કલકત્તા.
,, આર. કે. મોદી મુંબઇ ,, માધવલાલ ઇચ્છાશંકર એ. દીગરસ.
,, મુની મ બુદ્ધિસાગરજી સુ. વડોદરા ,, વજેરામ શીવદાસ કચ્છ નળીઆ.

(બાકીનાં હવે પછી પ્રકટ થશે.)

**અરે ઓ મોઢ બ્રહ્મ અને વણીક બંધુઓ!**

**તમને જરૂર જણાય છે ?**

**સમસ્ત મોઢ કોમ માટેના આ વાજીંત્રને**

**સદા કાળ ગર્જતું રાખવાની ?**

જો હૃદયમાં

ગ ને સેવાની કાંઇપણ લાગણી હોય તો

સમસ્ત મોઢ કોમના આ માર્તણ્ડને

**મદદ કરો મદદ કરો મદદ કરો.**

---

અને તે કેવી રીતે ?

પોતપોતાના તરફથી ફક્ત એકેકજ ગ્રાહક

વધારી આપીને.

---

પગભર થયેલા આ જ્ઞાતિ તંત્રને પુષ્ટિ આપવાનો

**ફક્ત આ એકજ સર્વોત્તમ સરળ**

**અને શક્ય માર્ગ છે.**

તો કેડ કસો અને

**ગ્રાહક વધારવા પોતપોતાથી બનતું કરો.**

---

હાલ પણ નવા ગ્રાહક થનારને

ચાલુ વર્ષના તમામ અંકો મળી શકશે

નવા વર્ષથી ગ્રાહક થનારે પણ નામ તાકીદેજ નોંધાવવાં.

ઢીલ કરશે તેમને પાછલા અંકો મળી શકશે નહીં

शुभस्य शीघ्रम्

કાંદાવાડી મુંબઇ ૪. અધિપતિ—મોઢ માર્તણ્ડ.

☞ માર્તણ્ડના ઉપાસકોને ખાસ

નીચેનાં તમામ પુસ્તકો ખાસ

સરળ ને સંસ્કારી વાચન.] [જ્ઞાન

પ્ર. જ. પાઠક પુસ્તક તાં ઉત્તમ શો.

વડોદરા રાજ્યમાં

શ્રીકુંભનાથ

મુંબઈ

હરિગીત.

ઉત્તમ જે આદેશ ઋષિના તે જાણી ઉન્નત બનશો,
સ્વોન્નતિના સીધા રસ્તામાં નિર્ભય થઈ નીડર ફરશો,
ધર્મ કર્મનું ભાન થતાં નિજ અમૂલી કીર્તિ મેળવશો,
ધર્મારણ્ય પ્રીતેથી પઢતાં ઉત્તમ જ્ઞાન અનુભવશો

આચારો વિચારો જાણી વડીલોના શુભ જ્ઞાની થશો,
તન મન ધન સહુ જન્મભૂમિને અર્પણુ કરવાનું શિખશો,
વડીલ જનનાં ધૈર્ય શૌર્યને હોશેથી હૃદયે ધરશો,
ધર્મારણ્ય પ્રીતેથી પઢતાં ઉત્તમ જ્ઞાન અનુભવશો

માતૃભૂમિ ને કુળદેવીનું મહત્વ અંતરમાં ધરશો,
પવિત્ર સ્થળની ખ્યાતિ જાણી નિજ ગૌરવને પારખશો,
ઉન્નત ભાવો અંતર વસતાં નિજ જ્ઞાતિ ઉન્નત કરશો,
ધર્મારણ્ય પ્રીતેથી પઢતાં ઉત્તમ જ્ઞાન અનુભવશો.

કોના પુત્રો, કયાંથી આવ્યા, કયાં કયાં કોણે વાસ વસ્યો,
નિજ નિજ કુળની ખ્યાતિ જાણી બંધુ ભાવ દિલે ધરશો,
ગોત્રો શાખા અવટંકો ને પ્રવરોને પણુ ઓળખશો,
ધર્મારણ્ય પ્રીતેથી પઢતાં ઉત્તમ જ્ઞાન અનુભવશો

પ્રકટ થાય તે ગ્રંથ અમૂલો, પ્રીતેથી તે સંગ્રહશો,
મણિ મળે છે જૂજ કિંમતે, તક તે જાવા નવ દેશો;
ખોશો લાભ અમૂલો આવો, તો પાછળથી પસ્તાશો,
ધર્મારણ્ય પ્રીતેથી પઢવાં ઉત્તમ જ્ઞાન અનુભવશો

પાટડી } કાસાર






લેખક:—સાહિત્યતીર્થ કવિ પોપટલાલ શર્મા.

## દશ્ય ૧ લું.

( કર્ણ એકાંત વાસમાં સૂર્યસમાધિ ધરે છે. તેની ભક્તિથી પ્રસન્ન થઇ સૂર્ય વરદાન દેવા પ્રત્યક્ષ થાય છે. )




ર્ય—(કર્ણના સમક્ષ ઉભા રહીને) અહા! વિજયની સાધન સાધે છે. વત્સ! મારા ભર્ગ મંડલથી દેવોને પણ દુર્લભ હું પ્રત્યક્ષ થયો છું વત્સના સ્નેહયોગે. સતીના સુતે સિદ્ધિની અભિલાષા સેવી સંભાગી છે મને કોઇ. અસાધ્ય સાધ્યના સાહાય્ય માટે ધન્ય છે. વત્સની વીરતા તો વિખ્યાત છે સમસ્ત વશ્વમાં. ત્યારે આપું છું પ્રત્યક્ષ દર્શન. (પ્રત્યક્ષ થઇ) વત્સ! કર્ણ! **વરં બ્રૂહિ, વરં બ્રૂહિ, વરં બ્રૂહિ.**

કર્ણ—(આંખ ઉઘાડીને) અહો! કોણ વિશ્વસાક્ષી ભગવાન્ દિવાકર! નમું છું દીન હું આપના પૂજ્ય ચરણે.

સૂર્ય—વત્સ! સુપ્રસન્ન છું તારી નિશ્ચલ સાધનાથી. અંતરની અભિલાષાને વ્યક્ત કર વીર! પામીશ તું પરમ પ્રસાદ પોતાનાજ સત્યાગ્રહથી.

કર્ણ—દિનમણિ! કૃતાર્થ છું વિશ્વપાવન! આપનાં સૌમ્ય દર્શનથી. દેવોને દુર્લભ દયામય! શી રીતે સન્માનું આપનાં પદપંકજને! હતી હૃદયમાં આપના દર્શન પૂર્વે જગદ્વિજય કરી યશોવિજયંતી સ્થાપવાની વીરમંડલમાં મારી પ્રબલ અભિલાષા, અને વિજય જય માટે દુઃસાધ્ય આ સાધનાને સ્વીકારી સહન કર્યાં ઘણાંયે કષ્ટો નાથ! ઝંઝાવાતના ઝપાટાથી ખળભળતા કો મહાસાગર સમું, વર્ષા સમયના પ્રબલ વાયુવેગને લીધે પરસ્પર અથડાતા મેઘમંડલથી ઘેરાયેલા ઘનઘોર આકાશના એકદેશ સરખું, સમસ્ત અરણ્યને ભસ્મ કરી અંબરચુંબિની ભીષણ જ્વાલાથી

વિશ્વને દગ્ધ કરવા ભભકતા દાવાનલ તુલ્ય, દિનેશ મારું દુર્વિદગ્ધ હૃદય તિરસ્કારથી દૂભાઈ દેવભાવના તજી દાનવ થવા ઈચ્છતું હતું. કિંતુ પૂજ્ય ! અનુગ્રહ કરી આપે થંભાવ્યો. મહાસાગરને વન્દું છું શ્રીચરણને હું મુગ્ધ બાલક.

સૂર્ય—વત્સ ! વિજયી થા વિશ્વમાં. અતિ સંતુષ્ટ છું તારી અંતરની દિવ્ય ઉદારતાથી, કિંતુ ન હોય નિષ્ફલ દેવનું દર્શન. સૌમ્ય ! સાધના સ્વીકારી છે તો સફલતાને સન્માની લે. પુનઃ અંતરની અનુદ્ભ્રાન્ત ઊર્મિમાલાથી તુજ ભક્તિથી પ્રસન્ન થયેલા મારાથી ઈચ્છા પૂર્ણ કરીશ વત્સ ! સહસ્ર કરથી.

કર્ણ—દેવ ! અહા ! કુટિલ હૃદય છે માનવીનું. અમૃતપાન કરતાં પણ હાલાહલને વધાવે છે સકલ આશાથી. ત્યારે પૂર્ણ કરો પ્રભુ ! અર્જુન જયની અભિલાષાને.

સૂર્ય—તથાસ્તુ. લે સ્વીકારી લે મારા આ તેજસ્વી કવચ અને કુંડલને. જ્યાં સુધી તારા ગાત્રમાં હશે ત્યાં સુધી વિષ્ણુ ઈન્દ્ર કે પશુપતિનાં અસ્ત્રો કુંઠિત થશે તુજ સન્મુખ આવતાં સમરાંગણમાં સંહારની ઈચ્છાથી. શો ભાર છે પાર્થનો? જા વીર ! વિજય મેળવ.

કર્ણ—(સ્વીકારીને) મહા અનુગ્રહ. સફલ થયો છું આપના પ્રસાદથી.

સૂર્ય—કિંતુ વત્સ ! આપીશમાં પ્રાણ જતાં પણ દાન આ કવચ કુંડલનું દેવોના દેવ ઈન્દ્રને પણ. પુત્ર ! તારી દાન-ઉદારતા પ્રસિદ્ધ વિશ્વમાં છે, તેથી ભવિષ્યનો સંદેશ ભૂલીશ મા !

કર્ણ—આ શું? ભગવન્ ! સ્વર્ગ દર્શન કરાવી નરકમાં નિપાતનની પ્રબલ વંચના ! વિષના પાત્રમાં અમૃત ! ન્યાયની સાથે સ્વાર્થનું મિશ્રણ ! સ્નેહ સાથે ક્રૂરતાનો સંબંધ ! ન હોય નાથ ! ન હોય દાન કરતાં પ્રાણ વ્હાલાં આ જાતિનીચ કર્ણને. અહા ! દેવપતિ ઈન્દ્ર સ્વર્ગ-સામ્રાજ્યનો ચક્રવર્તી વજ્રધર મારો અતિથિ થશે ? અને તે ક્ષુદ્ર તપશ્ચર્યાથી મેળવેલા અસ્વાભાવિક આ કવચ કુંડલ માટે મારી પાસે નમ્રતા દરશાવી દાન માગશે ! માર્તણ્ડ ! વિચારો વિચારો ! પછી કોણ છે વિજયી ! કોણ છે સ્વર્ગનો મહા અધિપતિ ! કોનું પ્રભુત્વ પરખાશે વિશ્વમાં ! ભાસ્કર ! બધું જાણું છું. કોણ અમર છે જગત્‌માં ! લઈ લો-સ્વીકારી લ્યો પાછાં તમારાં કવચ અને કુંડલો, ન જોઈએ કૃપણ ધન સમાન તમારી અભોગ્ય અદેય આ મહાવિભૂતિ.

સૂર્ય—કર્ણ ! આ શું ! મહા સાધનાને વ્યર્થ કરવા ઈચ્છે છે ! વારંવાર મળતું નથી દેવ દર્શન વત્સ !

કર્ણ—ત્યારે કોને મળે છે દેવરાજ અતિથિ રૂપે ! પ્રતાપરાજ ! એક વખત ઈચ્છા હતી કે મહાસાગર સમાન સમસ્ત પૃથ્વીને જલમય કરી નાખું, કાલાનલ સમાન ભસ્મ કરી જાઉં, કરાલ કાલના વિશાલ ગાલ સમાન ભક્ષણ

કરી લઉં, પ્રચંડ વાવાઝોડા જેમ ખળભળાવી દઉં સશૈલ સમસ્ત ભુવનને, બ્રહ્માંડને ભેદી વિજય વૈજયંતી સ્થાપું પૃથ્વીતલના સામ્રાજ્યમાં;—

સૂર્ય—(વચમાંજ) તે સર્વ કરવા તું સમર્થ છે કર્ણ !

કર્ણ—ના, ભાન થયું છે મને મારૂં પોતાનું કે હું કુપથમાં ઘસડાઉં છું. ક્ષુદ્ર નશ્વર સ્વાર્થને માટે વિશ્વનો હાહાકાર કર્ણના હૃદયને અસહ્ય છે આદિત્ય દેવ !

સૂર્ય—તો પછી વીરતા ક્યાં જશે ? કર્ણ ! કેમ આજ કાયરતાનો ઉદ્ગાર તને દબાવી દે છે ?

કર્ણ—પ્રભાકર ! સાચી વીરતા આત્મામાં વસે છે. નથી વસતી વિશ્વને કચરી રૂધિરથી ખરડાયેલા નશ્વર ભોગોમાં. અને હું નથી રાજપુત્ર, નથી રાજપુરૂષ, નથી રાજમાન્ય, છું કેવલ સૂતપુત્ર દાસીપુત્ર;—

સૂર્ય—(વચમાંજ) અને પોતાના બાહુબલથી પ્રસિદ્ધ વીરરત્ન. કિંતુ કર્ણ ! શા માટે ત્યારે પાંડવનો નાશ કરી સુયોધન સંતોષવા ઇચ્છે છે !

કર્ણ—કર્તવ્ય કરાવે છે. સ્વાર્થ નથી. જાણો છો વિશ્વચક્ષુ ! સવ રહસ્ય. આ દાસી પુત્ર-સેવક સુતને કોણ જાણતું હતું વિશ્વમાં કર્ણરાજ નામથી? આશ્રય આપી ઉછેર્યો છે આ દેહને. વિશ્વાસઘાત કેમ કરાય દિનરાજ !

સૂર્ય—( મનમાં ) શું ચીરી નાખું ભૂતકાલના પડદાને ? સત્ય વૃતાન્ત સમજાવું પ્રિય પુત્રને ! નહિ. હાલ નહિ. સમય આવશે ત્યારે સમજાશે સિંહપુત્રને પોતાનું સિંહત્વ. ( કર્ણને ) વત્સ ! તું કોણ છે !

કર્ણ—કોણ હું ! હું સુયોધનનો સેવક, નીચ સૂતપુત્ર, રાધા દાસીનો સુત, પિંડલુપ્ત હું છું, પણ કેમ પૂછો છો આશ્ચર્ય દૃષ્ટિથી આવું કુતૂહલ વિશ્વનયન !

સૂર્ય—વત્સ ! સત્ય છુપાયેલું છે અજ્ઞાનના અંધારે. પડદા પડ્યા છે તારા જીવન નાટકના. દિવ્ય માનસ સરોવરનો હંસરાજ ભૂલથી કો અજ્ઞાત અભિશાપથી, કો દૈવના દુષ્પરિણામથી, કો વિશ્વની ઘટનાથી આજ પોતાને દીન હીન મરુસ્થલના મલિન સરોવરનો બક માને છે.

કર્ણ—આ શું દેવ દેવ ! સત્ય કહો ! ઉતારો મને સાગર પાર. હૃદયના ધબકારાને કો અકથ્ય ભારને ઝીલી લ્યો. શો છે સત્ય ઇતિહાસ ! આ દાસીપુત્રની જન્મપત્રિકાને ફરી શા માટે વાંચવા લાગ્યા ? હું તો છું દેવ ! રાધાતનય અને સૂતપુત્ર.

સૂર્ય—ના, કર્ણ ! તું મહા અમૃતસાગરનો ચન્દ્ર છે. માનસનું મોતી છે. પ્રતાપીનું તેજ અને સતીનો પુત્ર છે.

કર્ણ—( આશ્ચર્યથી ) ક્ષમા, ક્ષમા આદિત્ય ! ક્ષમા.

સૂર્ય—ત્યારે મારૂં વચન અસત્ય કે કર્ણ !

કર્ણ—કેમ કહેવાય ! પ્રભુ ! કરુણા કરી કર્ણને સત્ય સમજાવો અને હૃદયશલ્ય કાઢી નાખો.

સૂર્ય—સમય આવતાં સમજાશે વત્સ ! રાધા તારી પોષક ધાત્રી છે. સ્વીકાર આ સતીવસ્ત્રને. તારી ખરી જનનીજ ધારણ કરી શકશે મારા આ ચૈતન્ય પ્રકાશને.

કર્ણ—મહાન્ અનુગ્રહ દિવાકર ! આજે હું ઉડું છું વિના પાંખે. દશે દિશાની નીરવ શૂન્યતામાંથી જાણે કોઇ ગૂઢ સ્નેહીના શ્વાસ સમ, સંયમીના હૃદય સમ, પુત્રના મધુર હાસ્ય સમ, મિત્રની મીઠાશ સમ, સ્વર્ગીય ગીતના ઝાંખાં સમીર લહરીથી મિશ્રિત દૂરના રણકારને સાંભળું છું. નિરાશાના ગૂઢ પાતાલ-ગૃહમાં આજે કિરણનો પ્રવેશ માનું છું. ૐ આદિત્ય ! સત્ય કહો ! હું કોણ છું ? સત્ય કહો.

સૂર્ય—વત્સ ! શાંત થા. સમય સમીપ છે. રત્નનું મૂલ્ય થશે. અરણ્યમાં સ્વચ્છન્દ વહેતું સ્રોત સરિતાને મળશે. ત્યારે હવે હું જાઉં છું સ્વર્ગમાં. મારા ઉપદેશને ભૂલીશ મા વત્સ !

કર્ણ—સૂર્ય દેવ ! શાને છેતરપિંડી કરો છો કર્ણથી ? ભગ્નાશ અતિથિના દુઃખનિઃશ્વાસ સાથે કર્ણનો પ્રાણ-વાયુ અંબરમણિ ! તમારા મંડલને ભેદી ધ્રુવસ્થાને ગમન કરશે. પધારો સ્વધામમાં તેજસ્વી !

સૂર્ય—ધન્ય છે કર્ણ ! ધન્ય છે તારી દાનવીરતાને.હું સમસ્ત ભુવનને પ્રકાશ આપું છું. કિંતુ,કર્ણ ! તારા સત્યાગ્રહી આત્મપ્રકાશ આગળ ઝાંખુ પડે છે મારૂં તેજોમંડળ. विजयी भूयाः कर्ण ! વિજય પામજે. (સૂર્યદેવ સીધાવે છે.)

કર્ણ—નમસ્તે દેવ દેવ ! આદિત્ય ! નમસ્તે.

---

## દ્રશ્ય ૨ જું.

(કર્ણનો તંબુ. પ્રાતઃકાળ, કુરૂક્ષેત્રમાં યુદ્ધની તૈયારી. કર્ણ સૂર્યોપાસન કરે છે.)

કર્ણ—આજે વીરોની કસોટી થવાની છે રણાંગણમાં. જેને માટે જન્મ આપે છે વીરાંગનાઓ સમીપ આવ્યો છે તે સમય વીરતાની જીવનજ્યોતિનો સ્વર્ગદ્વાર સમું ધર્મયુદ્ધ સ્વીકારવા ઉત્સાહ દરશાવનારાં આજે સમરમાં વાગે છે વીર વાજાં. પ્રભુ ! સૂર્યદેવ ! કાલે ફરી આ સમરસ્થળીને જોવા પધારશો કે ? અહા ! પરિવર્તન પરિવર્તન! કાલે વિજયમાળ કોને શોભાવશે! વિશ્વસાક્ષી ! એવો ગૂઢ સંદેશ પ્રેરશો કે તમારા ભર્ગમંડળથી ! નમું છું દેવ ! ચરણમાં. (નમે છે).

પણ, પણ આજે કેમ આજે હૃદય ચિન્તા અને કામનાને ચકે ચટયું છે ? હૃદય ભુત અને ભવિષ્યતની મહાસંધિ માટે મથી રહ્યું છે ! ઉપરથી ગંભીર, શાંત અને નીરવ મહાસાગરના ઉંડાણમાંથી જેમ અણચિંતવ્યો તરંગ ઉછળે તેમ મારા હૃદયમાંથી પણ કોઈ નિગૂઢ નિઃશ્વાસ નીકળે છે. શું ભય છે સમરનો ! ના. ત્યારે કેમ પ્રત્યક્ષ થતું નથી મારૂં હૃદય મને પોતાનો! આજે કર્ણનો અંતિમ દિવસ છે. પૃથ્વીતલમાં પાર્થ શાસન કરે અથવા દુર્યોધન. આજે બંન્નેની તુલા મારા હાથમાં છે. અરે કર્ણ, દાસીસુત કર્ણ ! શાને માટે આ મહા સાધના સાધે છે ? આ શૌર્યના ભડકાથી નથી ભસ્મ થવાનું તારૂં કુલ કલંક. તું તો સૂતપુત્ર જ છે. કર્ણ ! ધિક્કાર છે તારા બાહુબળને. કિંતુ સ્મરણમાં આવે છે યદુનાયક પાર્થસારથિ કૃષ્ણનું વાક્ય! કર્ણ ! તું નથી દાસીસુત, કે નથી સૂત તનય. મહા–પ્રતાપી વીરનો આત્મજ છે, સતીનો શણગાર છે. અને એવું જ વાક્ય ભગવાન્ ભાસ્કરનું હતું. શી છે આ ગૂઢ ભાવના મારા જીવનકાલની ! અને આજે તો કર્ણ રણાંગણમાં ઉતર્યો છે પાર્થવિજય કરવા. ત્યારે શી ચિંતા જન્મનીસંસાર પરખશે મારા બાહુબળને, અને અમર થશે નામ આ દાસીસુતનું. વંદુ છું દેવદેવ ! નમું છું. કોણ આવે છે દૂરથી મારા તંબુમાં ? અહો ! દેવી કુન્તી પધારે છે. મંગલ છે સતીનું દર્શન. પધારો દેવી સતી કુન્તી માતા!પધારો દાસનો ક્ષુદ્ર સત્કાર સ્વીકારો.

**કુન્તી**—( મનમાં ) હું રાધાપુત્ર–ના મારા પુત્રને છલવા આવી છું કૃષ્ણના વચનથી, પાર્થના સ્નેહથી. (પ્રકાશમાં) કર્ણ બેટા ! સમરની સાધનામાં શી વાર છે ! ' **यदर्थं क्षत्रिया सूते तस्य कालोऽयमागतः** '

કર્ણ—( મનમાં ) આઃ કેવું અભિમાન છે ક્ષત્રિયજાતિનું ? જાણે જન્મતાજ નથી અન્ય જાતિમાં શૂરશાર્દૂલો ! ( કુન્તીને ) માતા ! ખરૂં છે સતીનું વચન. પણ મારે માટે તો ઉભય સમાન છે.

**કુન્તી**—એ શું કર્ણ ! મહાવીર છે તું વિશ્વનો, તું સાચી ક્ષત્રિયાણીનો પુત્ર છે બેટા ! રખે કાયર થઇ જીવનના અંતિમ દ્વારને બંધ કરતો બેટા !

કર્ણ—હું તો રાધાસુત છું.

**કુન્તી**—ભૂલે છે વત્સ ! આજે તારા જીવનનો અંતિમ ભાનુ અસ્ત થશે સમજી કલંક ધોવા આવી છું બેટા ! આ રહી હું હતભાગા તારી જનની કુન્તી બેટા ! બેટા ! ( રોઇ પડે છે ).

કર્ણ—આ શું ! પાંડુપત્ની ધર્મની માતા આ દાસની પણ માતા છે ? સત્ય છે. સત્ય છે. નમું છું મા ! તમારા ચરણમાં.

**કુન્તી**—કુશલ થાઓ બેટા !

કર્ણ—ત્યારે આજ સુધી કેમ ભેદ ન જણાવ્યો માતા !

**કુન્તી**—ભાવિચક્રથી કર્ણ ! સર્વ ભૂલે છે.

**કર્ણ**—હા, પણ પરીક્ષા બાકી છે. સૂર્યદેવનું સતીવસ્ત્ર ધારણ કરશો કે !

**કુન્તી**—બેટા ! આ શું કહે છે ? વીર ! તેજ પ્રતાપી તારા પૂજ્ય પિતા છે. અહા ! કેવું રહસ્ય છે!

( પરીક્ષાશુદ્ધિ પછી )

**કર્ણ**—ધન્ય છું. માતા ! તમારા દર્શનથી. હવે હું સુખથી મરીશ સમરમાં. કર્ણની કુલકાલિમા ધોવાઇ ગઇ છે. કહો ! માતા ! શી ઇચ્છા છે !

**કુન્તી**—ચાલ વીર ! ચાલ ! તારા પાંચ ભાઇઓને ગળે લગાવ. છોડી દે સુયોધનના કુટિલ પક્ષને.

**કર્ણ**—માતા ! ક્ષમા કરો ! વિશ્વાસઘાતની દીક્ષા આપશો નહિ.

**કુન્તી**—અને બંધુનો વિનાશ ?

**કર્ણ**—કર્તવ્ય આગળ સર્વ સમાન છે.

**કુન્તી**—અને હું તારી માતા છું.

**કર્ણ**—**સમરમાંથી સ્નેહનો બહિષ્કાર છે.** માતા!તમોને આજે માતા જાણું છું, હૃદયમાં સ્નેહામૃત તો રેડયું છે રાધાદેવીએ.કર્ણનું રોમ રોમ, નસેનસ તેના સ્નેહથી જીવનથી અને શુભ આશીર્વાદથી પુલકિત થઇ પડે છે. માતા ! કર્ણ તો દાસીપુત્ર ગણાય છે. અહા ! તે બાલ્યજીવન ! માતા રાધા ! વંદુ છું તારા ચરણને.

**કુન્તી**—ત્યારે કર્ણ ! તિરસ્કાર તારી માતાનો !

**કર્ણ**—હૃદય હૃદયને ઓળખે છે. તિરસ્કારની સ્વાભાવિક શિક્ષા તો તમે આપી હતી ને ?

**કુન્તી**—( મનમાં ) અહા ! સમય બદલાય છે. હું પણ મારૂં કર્તવ્ય ! ગઈ, ખરેખર સમરમાંથી સ્નેહનો બહિષ્કાર છે. ( કર્ણને ) ત્યારે કર્ણ ! મારી આશા નિષ્ફળ થશે કે ?

**કર્ણ**—શું યાચવા આવ્યાં છો ? યાચો માતા ! યાચો. જગત્ જાણશે કે પરિત્યકત કર્ણે-ધર્મ અર્જુન અને ભીમની જનનીની આશા પૂરી દાસીપુત્ર કર્ણે. યાચો માતા ! યાચો.

**કુંતી**—આપીશ વત્સ !

**કર્ણ**—જીવનથી અધિક તો શું આપું યાચકને !

**કુંતી**—ત્યારે આપ મને અર્જુનનાશક બાણ દ્વય !

**કર્ણ**—ધન્ય છું. પ્રેમે સ્વીકારો માતા ! લ્યો આ બાણ.

**કુંતી**—વિજયી થા બેટા ! તારા સમાન ધન્ય છે દાનીને.

**કર્ણ**—પધારો માતા ! અને ભાઇઓને કહેજો કે, ખરૂં હેત જણાવવાનો સમય સમરમાં છે. તૈયાર રહેજો. પધારો દેવી ! પધારો. નમન જનનીને.

( કુન્તી-જાય છે. )

કર્ણ—ધન્ય છું, ભલે અર્જુન વિજય પામે. આના કરતાં બીજો કયો વિજય શ્રેષ્ઠ છે કર્ણને ? પણ-પણ-કેવું ગુપ્ત રહસ્ય પ્રકાશ્યું! હવે સુખથી મરીશ. અહા ! કેવો પ્રકાશ છે ? જીવન પામ્યો છું ખરું આજે. મારા જીવનની ઉષા તો આ ઘડીયે જ ફુટી છે. પણ આ જ્યોતિ ક્યાંથી આવે છે મારા તંબુમાં ? અહા ! જાણે સહસ્ર સૂર્યનો તેજ અંબાર ! દેવદેવ ! કોણ છો ? તારવા પધાર્યા છો દાસને તો પ્રકટ થાઓ આ ક્ષણે. (જોઇને) નમું છું પાર્થસારથિ ! યદુરત્ન ! લીલાપુરુષ કૃષ્ણ ! નમું છું.

**આકાશવાણી—वरं ब्रूहि, वरं ब्रूहि, वरं ब्रूहि.**

નથી આશા જીવનકામના કર્ણને, આપજો પ્રભુ ! દર્શન પુનઃ અવસાનમાં શ્રીચરણનું. એ જ આશા, એ જ જીવન. અને એ જ અંતિમ આશય નાથ ! નમું છું. ( આકાશે )

"ધન્ય છે કર્ણ ! તારા સમાન દાનીને ધન્ય છે. સદા પુણ્યપદ પામીશ સત્યલોકમાં પ્રિય ભક્ત !"

ધન્ય છું દેવદેવ ! શ્રીઅનુગ્રહથી. અહા ! રણાંગણમાં વીર વાજાં વાગે છે, તેમાં સાંભળું છું કર્ણની વીરયોધતા, વીરભાવના અને વીરકીર્તિ.

ત્યારે સમર્થ થાઓ પ્રભુ ઇચ્છા !

---

## धर्मारण्य प्रदेशः

### [शंका-प्रश्नः]

( अनुष्टुप् )

गतानुगतिकं त्यक्त्वा मोढब्राह्मणसत्तमैः ॥
करणीयो निजक्षेत्रधर्मारण्यविनिश्चयः ॥ १ ॥

( शार्दूलविक्रीडित. )

धर्मारण्यमहात्म्यमस्ति सुमतं पातालखंडोदितं ?
किं वा स्कंदपुराणगं त्वमिमतं, यत् ब्रह्मखंडोदितं ?
धर्मारण्य उदक् प्रदेश उदितो रामायणे-भारते
धर्मारण्यमिदं मुढेरनगरं नैवार्बुदारण्यगं ॥ २ ॥

लेखक—सद्धर्मारण्य विज्ञानाभिलाषी.

**वेदांतकोविद् शास्त्री अयाची मणिशंकर म.**

## લગ્ન વખતે વરકન્યાની પ્રતિજ્ઞા.

(વસંતતિલકા વૃત્ત.)

વર—છે ધર્મપત્નિ નરનું અરધાંગ જાણ્યું,
અર્ધાંગ અર્પ્યું તુજને મનથી પ્રમાણ્યું,
તેથી સદા હૃદયમાં શુદ્ધ પ્રેમ ધારી,
રક્ષા કરૂં અરધ અંગ ગણી તું નારી. ૧

કન્યા—જ્યાં જ્યાં વસો પ્રભુ તહાં તમ સાથ આવું,
છાયા રૂપે અનુસરી પતિની કહાવું,
હો દુઃખ કે સુખ જરી મનમાં ન લાવું,
સેવા વિષે રહી સદા પતિગુણ ગાઉં. ૨

વર—પાળે કુટુંબ નહિ કલેશ જરા કરે તું,
વૃધ્ધો તણાં વચન નિત્ય શિરે ધરે તું.
કર્તવ્ય તારૂં મનમાં સમજે અરે તું,
પાળું સદા પ્રણયથી તુજને અરે હું. ૩

કન્યા—પાળું કુટુંબ નહિ દ્રોહ ધરૂં જરાયે,
સેવા કરૂં વડીલની વિધિએ સદાયે,
ઇચ્છયું મળે નહિ મળે રહું હર્ષ માંહે,
સ્વામી તણી થઇ રહું મન-વાણી-કાયે. ૪

વર—જો તું રહે નિત પતિવ્રત પાળનારી,
સંસાર કાર્ય સઘળું તું ઉઠાવનારી,
વાણી મૃદુથી તનતાપ શમાવનારી,
પાળું ગણી અધિક પ્રાણથી પ્રિય નારી. ૫

કન્યા—ભક્તિ કરૂં પ્રભુ ગણી પતિ હું તમારી,
સ્વામી તણાં ચરણમાં રહું ભાવ ધારી,
વાણી વદી કટુ કદિ નહિ હું દુભાવું,
ભાખીશ હું મધુર વાકય સદાય સારૂં. ૬

વર—આજ્ઞા ધરી શિરપરે સહુ સુખ દેજે,
સંસારકાર્ય સુખદુઃખ વિભાગ લેજે,
તું છે કુલીન પ્રમદા ઘણી રાખું પ્રીતિ,
પાળું સદૈવ તુજને ન કરૂં અનીતિ. ૭

કન્યા—સ્વામી તણાં સુખ વિષે રહું પૂર્ણ સૂખી,
થાઓ કદિ દુખી તમો થઉં હુંય દુઃખી,
એ રીત નિત્ય સુખદુઃખ વિભાગી થાઉં,
આજ્ઞા તમારી સઘળી મનથી ઉઠાવું. ૮

વર—શાસ્ત્રાનુશાસન વડે સહુ ધર્મ પાળી,
થૈ ધર્મપત્નિ પતિના પદને નિહાળી,
સંસાર-વારિ-નિધિ પાર ઉતારનારી,
છે ધન્ય જન્મ મુજ જો મળી ધર્મનારી. ૯

કન્યા—શાસ્ત્રે વિહીત રિતિએ થઈ શુદ્ધ દેહે,
ભર્તા તણું મન રિઝાવિશ પૂર્ણ સ્નેહે,
ચક્ષુ તથા મનથકી ન ગણું બીજાને,
માનું બીજા પુરૂષ ભ્રાત પિતા સમાને. ૧૦

વર—હું યે નહિ ઠગું તુને કદિ કોઇ રીતે,
સાક્ષી કર્યા જગપતિ અતિ ચાહું ચિત્તે,
પાળીશ અંગ ગણીને તુજને હું પ્રીતે,
તું ધર્મપત્નિ સમજે નિજધર્મ નિત્યે. ૧૧

કન્યા—વાણી શરીર મનથી ન ઠગું પતિને,
સાક્ષી કર્યા વચનના કમળાપતિને.
સાથે વસીશ જગમાં સુખથી સુપ્રીતે,
ના કલેશ થાય કદિ વર્તિંશ એવી રીતે. ૧૨

વર—સંસાર કાર્ય ઘણાં દઈને સુધારી,
ધર્માર્થ કામ વિષયે બનું સ્હાયકારી,
સંસારમાં તું સુરલોક બતાવનારી,
મુકિત તદા સહજ દંપતિની થનારી. ૧૩

કન્યા—વહેલી ઉઠી પતિ થકી ગૃહકાર્ય કાજે,
યજ્ઞાદિ કાર્ય સઘળાં તમ સાથ સાથે,
ધર્માર્થ કામ સમયે નિત સાથ રહેવા,
સર્વ સ્વમેવ અરપું મમ નાથ કરમાં. ૧૪.

પાટીદાર પત્રિકા—નંબર ૯.




# ચરિત્ર ગઠન.

( ગતાંકના પૃષ્ટ ૧૬૮ થી ચાલુ.)

હીંદી પરથી અનુવાદક.

સ્વ૦ વૈદ્ય કરૂણાશંકર મૂળજી—કુંડલા.

## શિષ્ટાચારના સંબંધમાં ખોટી સમજ.

કોઇ કોઇ ઉદ્ધત પ્રકૃતિનાં મનુષ્ય અશિષ્ટ વ્યવહારનાં પક્ષપાતી થઇને કહ્યા કરે છે કે શિક્ષા અને અભ્યાસ દ્વારા શિષ્ટાચારી થઇને અમે લોકો કપટાચારી થવા ઇચ્છતા નથી. અમને લોકોને ઇશ્વરે જેવો કાંઈ ભલો કે ભુંડો સ્વભાવ આપ્યો છે. તદનુસાર ચાલવું યોગ્ય છે. અમે લોકો હમણાં જેને સત્ય માનીએ છીએ, તેને શિષ્ટાચારી થવાથી અસત્ય અને અશ્રદ્ધાય સમજશું, અને જેને મિથ્યા માનીએ છીએ તેના પર અમને લોકોને શ્રદ્ધા ઉત્પન્ન થવા મંડશે શિષ્ટાચારી બનીને અમે લોકો ભ્રમજાળમાં પડવા ઇચ્છતા નથી. કેટલાએ ભદ્ર સંતાનગણુ આ આડી અવળી વાતોમાં ભુલીને મોટા વ્યામોહમાં પડી જાય છે. અને યથેચ્છ વ્યવહારથી અશિષ્ટતાના શિખર પર ચડીને એકાએક અકર્તવ્ય રૂપી ખાડામાં આવી પડે છે. તમે લોકો કદી એવા ભ્રમમાં પડશો નહીં. ભ્રમમાં પડવું એજ અધઃપાતનું કારણ છે એમ સમજજો. જે લોકો આમ કહે છે કે જે જેટલા પવિત્ર આચરણથી રહેવા ઇચ્છે છે તે તેટલો કપટાચારી થાય છે, તે લોકો પોતાની સરળ હૃદયતા અને સત્ય પ્રિયતાના અનુરોધથી પોતાના ઘરના સરસામાનને અને પોતાનાં મેલાં વસ્ત્રોને પણ સ્વચ્છ કરવાના કારણને કપટાચારજ સમજશે. જાણે તેમનો આમજ સિદ્ધાંત હોય છે કે જે જે સ્થિતિમાં રહે છે તેણે તે સ્થિતિમાં જ રહેવું જોઇએ. સ્થિતિનું પરિવર્તન થવું એજ જાણે તેમને માટે કપટ છે. એવી સમજવાળાઓને પૂછવું જોઇએ કે જે સોનું ખાણમાંથી નીકળે છે તેની સ્વાભાવિક મલીનતા દુર કરવાને માટે અને તેને વિશુદ્ધ બનાવવાને માટે લોકો તેનો પરિશોધ શા માટે કરે છે ને દેદીપ્યમાન કરવાને માટે વારંવાર તેને આગમાં

શા માટે તપાવે છે ! જે સ્થિતિમાં તે ખાણમાંથી નીકળે છે તેજ સ્થિતિમાં તેને કેમ રહેવા દેતા નથી ! મહાશય કૃષ્ણદાસ પાલ, દ્વારકાનાથ મિત્ર, જનરલ વાશીંગ્ટન, સર વાલ્ટર સ્કૉટ, અને સિડનિસ્મિથ આદિ અનેકાનેક મહોદય વિનય અને સૌજન્યતાના પ્રભાવથી સંસારમાં જેવું કંઇ પોતાનું નામ સંસ્થાપિત કરી ગયા છે, તે અશિષ્ટતા અને ઉદ્દંડતાનું કામ કરીને શું તેનો શતાંશ પણ સ્થાપિત કરવામાં સમર્થ થઇ શકે તેમ હતા ?

અશિષ્ટ લોકો ધારે તો ધીરે ધીરે પ્રવૃત્તિ કરીને થોડા દિવસોમાં શિષ્ટ થઇ શકે છે, ને સાચા શિષ્ટાચારિયોના આચાર વ્યવહાર વાતચીત અને ક્રિયા કલાપોથી સારી રીતે શિક્ષા સંપાદન કરી શકે છે.

મહાશય રાજનારાયણ વસુ સુજનતાનો જાણે અવતાર હતા. શિષ્ટાચાર તેમનામાં સ્વાભાવિક હતો. શું ધની, શું દરિદ્ર, શું પરિચીત અને શું અપરિચિત સૌની સાથે તે સારૂં વર્તન ચલાવતા હતા, ને સર્વનું સન્માન કરતા હતા. તે પોતાના નોકરોના ઉપર પણ પોતાની શિષ્ટતા પ્રકટ કરવામાં કુંઠિત થતા ન હોતા. કર્તવ્યના પાલન કરવામાં જ તે પરમધર્મ સમજતા હતા. તેનું પરિણામ આમ થયું કે તે જ્યાં જતા ત્યાં દેવતાની સમાન આદર પામીને પોતે તો સુખી થતા હતા જ, કિંતુ બીજાઓને પણ સુખી કરતા હતા.

જે લોકો દરિદ્ર હોવા છતાં પણ કઠોરભાષી અને ઉદ્ધત છે તેની તો કાંઇ વાતજ કરવાની જરૂર નથી, કિન્તુ ધનવાન પણ જો એવા દુઃશીલ હોય તો તે લોકોને ખરેખર અપ્રિય થઇ પડે છે, કોઇ તેમને હૃદયથી ચાહતું નથી. જે તેનાથી કાંઇ પામે છે તે પણ તેને અસેવ્યજ સમજે છે. જે લોકો અપ્રિયભાષી છે, તેમનુંજ નામ સામાન્ય રીતે દુર્મુખ છે. જે લોકો પાસેથી સારા વ્યવહારની આશા રાખવામાં આવે છે, તે લોકોજ કદી કદી અયોગ્ય વ્યવહાર કરી બેસે છે. તેમની આ અશિષ્ટતાનું મૂળ અજ્ઞાનતા કહી શકાતું નથી કિંતુ તેમનું અત્યંત દુર્બલ ને દુર્વિનીત હૃદયજ તેનું મૂળ કહી શકાય છે. જે વ્યક્તિ અજ્ઞાન તથા અશિષ્ટતાનું કામ કરી જાય છે, તે અશિષ્ટતાનો દોષ જાણીને સંભવ છે કે બહુ શીઘ્ર પોતાને સુધારશે, કિંતુ હૃદયની દુર્બળતાના કારણથી જે અશિષ્ટ વ્યવહાર કરે છે તેનો સુધારો થવો કઠણ છે. જે દોષને જાણવા છતાં તેમાં મમત્વ રાખે છે, તેને દોષ પોતાનાં સહચર સમજીને સહસા ત્યજી શકતો નથી. જ્યાં સુધી તે પોતાના ઉપર પૂર્ણ રુપે સહચરનો વિરક્તિ ભાવ જોશે નહીં, ત્યાં સુધી તે તેમાંથી દુર થશે નહી. કેટલાએ લોકો એવા છે કે જે અશિષ્ટતા કરવા ઇચ્છતા નથી. પણ જ્યારે તેનાથી અશિષ્ટતાનું કોઇ કામ થઇ જાય છે, ત્યારે એક વાર તો તે તેને માટે પસ્તાય છે,

કિંતુ એમને એમ બે ચાર વાર તેનાથી અશિષ્ટતા થઇ જાય છે ત્યારે તેને માટે તે કાંઈ ખેદ કરતા નથી, તેમ તેના દુષ્પરિણામની પણ કશી પરવા રાખતા નથી. એટલા માટે એક વાર ભૂલથી પણ અશિષ્ટ વ્યવહારનું થવું મંગળપ્રદ થતું નથી. જે લોકો અશિષ્ટ છે, તેમની સાથે રહેવું ઘણુંજ દુઃખદ થાય છે. એટલા માટે જે સુખથી રહેવા ઇચ્છે તેમણે અશિષ્ટ લોકોની સંગતિથી દૂરજ રહેવું જોઇએ.

નરેશચંદ્ર નાની ઉમરમાં સારો બુદ્ધિમાન હતો. વૃદ્ધો કહ્યા કરતા હતા કે આ હોનહાર બાળક છે. એથી સંસારનો અતિ ઘણો ઉપકાર થવાનો સંભવ છે. નરેશ બાળુમાં સર્વ ગુણ રહેવા છતાં પણ તેનો કઠોર સ્વભાવ સર્વ અનિષ્ટોનું મૂળ થઇ રહ્યો હતો. ગુરૂજન તેના કર્કશ સ્વભાવને જાણી ન શકયાં તેથી સ્વભાવ કોમળ કરવાની કશી શિક્ષા તેને આપવામાં આવી નહીં, તેમ ન તેને માટે કશો વિશેષ પ્રયત્ન કરવામાં આવ્યો. નરેશ ક્રમશઃ વધવા મંડયો અને થોડા દિવસમાં તેણે લખવા વાંચવાનું સારી રીતે શીખી લીધું. યુવાન થયા પછી તે દ્રવ્યનું ઉપાર્જન પણ સારૂં કરવા મંડયો. સંસારનો સર્વ ભાર એક એક કરીને તેના શીર પર આવી પડયો. નરેશ બાબુની બુદ્ધિ અને વિચારે આ વખતે એક ભિન્ન માર્ગનું અવલંબન કર્યું. તે સર્વને કહ્યા કરતો કે "હું કોઇ પાસેથી સહાયતા ઇચ્છતો નથી, કોઇ મારી સહાયતા કરશો નહીં. તેમ હું કોઇને સહાયતા કરીશ નહીં. ભીખારીઓને અન્ન આપવું એ આળસુઓની સંખ્યા વધારવા સમાન છે, એવી રીતે ભાત ભાતના નઠારા વિચારોથી તેનું મગજ ભરાઇ ગયું. કોઇ બ્રાહ્મણ, સાધુ કે અનાથ જ્યારે તેની પાસે કાંઇ માગવા જતાં ત્યારે તે તુરત ક્રોધે ભરાઇને બોલી ઉઠતો કે "ઈશ્વરે હાથ પગ બંને આપેલ છે, કમાઇ ખાઓ." શહેરમાં ભીખારીઓની તો કમીજ નથી, રોજ રોજ કેટલાંએ આંધળાં લંગડાં, લુલાં ભૂખ્યાં, દીન, હીન, તેના દ્વાર પર આવીને "મા ભિક્ષા દો" કહીને પોકારવા મંડયાં. તે સર્વ પર નિર્દયતાની સાથે કઠોર વાકયોનો પ્રયોગ કરતાં કરતાં નરેશનો સ્વભાવ એટલો બગડી ગયો કે હવે તે પોતાનાં સગાં વહાલાંની સાથે પણ કઠોર ભાષણ કરવા મંડયો. કોઇના દ્વારા સમજાવવા જતાં તો તે આગની પેઠે વધુ પ્રજ્વલિત થઇ જતો હતો. થોડાજ દિવસોમાં તે પોતાના વ્યવહારથી અડોશ પડોશ તો શું, પણ સઘળી વસ્તીના લોકોનો અપ્રિય થઇ ગયો. એક બે માણસ સિવાય કોઈ તેની સાથે વાતચીત પણ કરતું નહોતું. સર્વ લોકો તેના સ્વભાવથી અસંતુષ્ટ હતા. એક દિવસ એક અનાથ બાળક તેને ઘેર ભિક્ષા માગવા ગયો. જો તે સાધારણ ભીખમગા જેવો હોત તો તો નરેશ તેને દૂર દૂર કહીને જ ભગાડી મૂકત, કિંતુ છોકરાનું સ્વરૂપ સારા કુલશીલના જેવું

જોવામાં આવ્યું તો પણ તેના હૃદયમાં દયા ન આવી. તેણે પોતાના વજ્રના સદૃશ કઠોર સ્વરથી તેને એવી રીતે ધર્મકાવ્યો કે તે કંપી ઉઠયો. તે બાળકે પોતાના મનમાં કહ્યું "આવી રીતે ન ધુરકતાં જો તે મીઠી વાતોની સાથે બે થપ્પડ પણ મારી લેત તો આટલું દુઃખ ન થાત." તે બાળક કાંઇ ન બોલતાં છાનો માનો ત્યાંથી ચાલ્યો ગયો.

જાનકીનાથ બાબુ કલકત્તાના કોઇ સોદાગરના કારખાનામાં મુનિમ હતા. તે ઘણાજ દયાળુ હતા. જે કોઇ ભૂખ્યો તેમની પાસે જતો હતો તેને તે એક બે મુઠી અન્ન આપતા હતા. તે અનાથ બાળક જાનકીનાથ બાબુની પાસે આવ્યો.

જાનકી બાબુએ પૂછ્યું—"તું શું ઇચ્છે છે ?"

બાળક—"હું દરિદ્ર છું, મારી પાસે કશું નથી. જે આપ ખુશીથી આપશો તે હું લઇશ."

જાનકી બાબુ—"ભોજન કર્યું છે કે ભૂખ્યો છે ?"

બાળક—"મેં ભોજન કર્યું નથી. મારી માએ પણ બે દિવસથી કશુ ખાધુ નથી."

જાનકીનાથ બાબુએ એક ચીઠી લખીને તેના હાથમાં આપીને કહ્યું—" મોદીના નામથી મેં આ ચીઠી લખી આપી છે તેને જઇને દે, તે તમ એક મણ ચોખા, દશ શેર દાળ, એક શેર ઘી, મીઠું, મશાલો, ને આપશે તે લઇને તમારી ભૂખી માની પાસે લઇ જાઓ" આમ કહી તેમણે એક મજુર પણ તે છોકરાની સાથે મોકલ્યો. છોકરાની બંને આંખો આંસુ ભરાઇ આવ્યાં. જાનકી બાબુએ કહ્યું—" કાંઇ ચિંતા નહીં, અનાથોનો નાથ ઇશ્વર છે. તે જ દીન દુઃખીઓની રક્ષા કરે છે."

બાળક—" મહાશય ! ઇશ્વરની કૃપા પર આધાર રાખીનેજ ભિક્ષા માટે હું ઘેરથી બહાર નીકળ્યો છું. મારી આંખોમાંથી આંસુ આવ બીજું કાંઇ કારણ નથી. હું આ મહોલાના એક માણસની પાસે ગયે હતો, તેના બહારના ઠાઠમાઠથી હું તેને ધનવાન તથા દાતા સમજ્યો; કિં તેણે એવો તિરસ્કાર બતાવ્યો કે મને ભાગવાનો રસ્તો સુઝ્યો નહીં. આ જે મીઠી વાતો કરીને મારી સાથે આ પ્રકારની દયાળુતા દર્શાવી છે મારૂં હૃદય દ્રવીત થઇ ગયું છે. હું કોઇ રીતે મારા હૃદયના આ વેગને રે... શકતો નથી." આમ કહી તે બાળક તેમની આગળ કૃતજ્ઞતા પ્રકટ કર... કરતો ચાલ્યો ગયો.

પેલી તરફ નરેશ બાબુના ઘરમાં એક રાતે ધાડ પડી. તેના ઘરમાં જેટ સર સામાન હતો તે સર્વ ચોરાઇ ગયો. જ્યારે ચોર તેના ઘરમાંથી કઠ વહી રહ્યા હતા ત્યારે નરેશ જાગી ગયો. તેણે પડોશીઓનાં નામ લઇ લઇ કેટલીએ રાડો પાડી, કેટલાએ તેમને કાલાવાલા કર્યાં, પણ એક પણ વ્યક્તિ તેની સહાયતા કરવાને માટે આવી નહીં, છેવટ તે હાય હાય કરતો રહ્યો ચોર મહા નિર્ભયતાની સાથે સર્વ માલ વહીને લઇ ગયા. (ક્રમશ:

# शिवस्तुतिः

રવિન્દ્રનાથ ટાગોરની ગીતાંજલિ પરથી

અનુવાદક.

ગણાત્રા વલ્લભદાસ ભગવાનજી.

---:o:---

( शिखरिणी. )

सुखं दुःखं सोढुं वितह मयि किंचिद् बलमपि
प्रभो गाढं ध्वान्तं दलय मनसो मे च सततम् ।
अहं सेवाकृत्ये सफलमखिलं जीवितमिदं
यथा कर्तुं शक्तः कुरु शिव तथा विश्वजनक ॥ १ ॥

પ્રભો ! દે તું શક્તિ સહન કરવા દુઃખ સુખને,
મહા અંધારૂં તું મુજ હૃદયનું નાશ કરજે;
સદા સેવા માટે સફલ કરવા જીવન બધું,
મને શક્તિ દે તું જગતપતિ શંભો શિવ ઝટ.

दरिद्राणां दैन्यं शमनमिह नेतुं मदयतो
मनुष्यान्नो नन्तुं वितर मयि शक्तिं च नियतम् ।
सदौदार्यं चित्ते विकसतु मदीये च मनसि
त्वदायत्ता वाञ्छा भवतु मम सर्वा त्वयि गता ॥२॥

ગરીબોનાં દુઃખો શમન કરવા સર્વ સમયે,
મદોન્મત્તો પાસે નમન કરવા આપ બલ તું;
પ્રભો ! મારા ચિત્તે સુમતિ પ્રકટે તેમ કર તું
તથા તારી ઈચ્છા અનુસરૂં સદા એવું બલ દે.

# સત્ય સત્તા.

ગઝલ.

ચમકતી સત્યના બળથી, સકલ બ્રહ્માંડની માંહી;
તમારી "આત્મજ્યોતિ" જ્યાં, કરો તે યાદ સહુ ભાઈ.

હતી "પ્રહ્લાદ"માં શક્તિ, સનાતન સત્યને માટે;
પિતાની સાથમાં કીધી. કરો તે યાદ સહુ ભાઇ.

અડગ રહી સત્ય પંથેથી, ચળ્યો નહી અંત સુધીમાં;
તજ્યું નહી નામ "ભગવદનું," કરો તે યાદ સહુ ભાઈ.

ગુરૂજીના વિરૂદ્ધ શિક્ષણ, સદા જે બાળને દેતો;
"મધુરા સત્ય મંત્રોનું," કરો તે યાદ સહુ ભાઇ.
"ચડાવ્યો પર્વતે તોયે," "મૂક્યું નહી સત્યને જોજો;"
"ગણીને મોત પણ વહાલું," કરો તે યાદ સહુ ભાઈ.

બતાવ્યું સત્યને જગમાં, મકમ રહી આત્મબળ ઉપર;
"તમારો તે સમય આજે," કરો તે યાદ સહુ ભાઈ.

અમૂલા હીરલા જન્મ્યા, કુખે આ "હિન્દ માતાના;"
"તમો પણ બાળ તેના છો," કરો તે યાદ સહુ ભાઈ.

સ્વીકારો સત્ય તે સાચું, જીવનની આત્મજ્યોતિનું:
ખરૂં તે તેજ દીપકનું, કરો તે યાદ સહુ ભાઈ.

ઉરાડી રાખ ઉપરની, ચઢેલી જે હૃદયપટ પર;
તમારૂં "શ્રેય" છે તેમાં, કરો તે યાદ સહુ ભાઇ.

"હૃદયની આત્મ વેલીને," "સિંચી લ્યો સત્ય વારિથી;"
અમર ફળ આપતો ઇશ્વર, કરો તે યાદ સહુ ભાઇ.

પ્રયોજક:—શાસ્ત્રી અમૃતલાલ ત્રિકમજી આચાર્ય.

पुरंदरे पाठक प्रि. प्रेस. मुंबई ४.




## અધ્યાય ઓગણત્રીશમો.

ધૌમ્ય કહે છે—હે રાજા! ત્યાર પછી જે થયું તે કહું છું તે તું સાંભળ. ક્ષેમલાભા બ્રાહ્મણોને જોઇને શુભ વચન કહેવા લાગી. (૧) દેવી કહે છે—હે બ્રાહ્મણો ! હું તમારી ભકિતથી સારી રીતે સંતોષ પામી છું. તેથી તમને શું ઇચ્છિત ફળ આપું તે મને કહો. (૨) તમને કદિ શત્રુથી ભય ઉત્પન્ન થશે નહિં, કદિ ચોરની બીક લાગશે નહિં; અને બ્રાહ્મણોના કુળોમાં કદિ દુષ્ટ રોગની પીડા થશે નહિં. (૩) અતિવૃષ્ટિ તથા દૈવી ભૌમી કે માનુષી ઉત્પાતો થશે નહિં; અને કદિ ધર્મમાં વિઘ્ન થશે નહિં. (૪) દુઃસ્વપ્નની પીડા થશે નહિં. અને પૂતના તથા કોટરા વિગેરે દુષ્ટ શકિતઓની તથા ગ્રહોની પીડા બાળકને નડશે નહિં. (૫) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે દેવીનું વરદાન મેળવી બ્રાહ્મણો ખુશી થયા. ને તે ક્ષેમલાભાની કૃપાથી સુખી થયા. (૬) ફાગણ માસની શુદિ નવમીને દિવસે ભક્તિમાં તત્પર એવા તે ઉત્તમ બ્રાહ્મણો પૂજન અને હવન કરતા હતા. (૭) તે ભકિતવાન બ્રાહ્મણો કુમારીકાઓને અને બ્રાહ્મણોને નવમીને દિવસે મિષ્ટાન્નથી ભોજન કરાવતા હતા. (૮) હે ભૂપ ! તેમનું સર્વ કાર્યમાં ત્યાં કલ્યાણ થયું, ને સર્વે બ્રાહ્મણો મનમાં પ્રીતિવાળા હોઇ આનંદમાં રહેતા હતા. (૯) યુધિષ્ઠિર કહે છે—તે ક્ષેમલાભા ત્યાં કેવી રીતે થયાં, એ દુષ્ટ દાનવ કોણ હતો, શકિતએ તેને કેવી રીતે માર્યો; તથા કુબેરની સ્થાપના કેવી રીતે કરી ? (૧૦) ત્યાં જંબૂકેશ્વર નામનું શિવલિંગ કોણે સ્થાપ્યું ? ને પવિત્ર જળવાળું ગંભીર નામનું સરોવર ત્યાં કોણે કર્યું ! (૧૧) હે દ્વિજોત્તમ ! એ બધું તમે કૃપા કરી મને કહો. હું સાંભળવાની ઇચ્છાવાળો આપનો ભકત છું, માટે મહેરબાની કરી સંભળાવો. (૧૨) ધૌમ્ય કહે છે—હે મોટી ભુજાવાળા ! હું મોહેરકપુરનું વિસ્તારથી વૃત્તાંત જેમ તને કહું છું તેમ સાંભળ. (૧૩) એક વખત મર્કટાક્ષ નામનો મહાન દુષ્ટ રાક્ષસ મહા ઘોર અને ભયાનક શરીર કરીને આવ્યો. (૧૪) તે મળમૂત્ર ઉછાળતો, સર્વ બ્રાહ્મણોને ત્રાસ આપતો, જન્મેલાં છોકરાંનું ભક્ષણ કરતો સર્વ બાજુ વેદીઆઓનો નાશ કરવા લાગ્યો. (૧૫)

તે વખતે ભયથી વ્યાકુળ થઇ બ્રાહ્મણો ભેગા થઇને ધ્રુજવા માંડ્યા, ને તે સર્વ હાથ જોડી પ્રણામ કરતા તેને કહેવા લાગ્યા. (૧૬) હે વીર! તમે શા કારણથી મહા ઉત્પાત કરો છો ! આપની અમે શી આજ્ઞા ઉઠાવીએ ? અમે ધર્મીષ્ટ એવા બ્રાહ્મણો છીએ. (૧૭) તેઓનું આવું વચન સાંભળી મદથી ગર્વિત થઇ તે દૈત્ય તેમને બીએલા જોઇ તિરસ્કાર કરતો બોલવા લાગ્યો. (૧૮) હે સર્વ બ્રાહ્મણો ! તમે સાંભળો. હું દિતિનો બળવાન પુત્ર છું. હું પરમેષ્ઠી બ્રહ્માના વરદાનથી પ્રાસાદિત થયેલો છું. (૧૯) મને તમે રાજા બનાવો, ને પછી સુખેથી ફરો. યજ્ઞમાં મારી પૂજા કરો, ને મને સોમરસ પાઓ. (૨૦) પૃથ્વી પર હું બળવાન્ છું. જે વધારે બળવાન હોય તેની પૂજા કરવી જોઇએ. હું તમારી રક્ષા કરીશ, અને બ્રાહ્મણો ! તમે સુખેથી રહેજો. (૨૧) આ પ્રમાણે નહિં કરો તો હું બાળકોને અને વૃદ્ધોને ખાઇ જઇશ, ને યજ્ઞનો ભંગ કરી સ્થંભો કાઢી નાખીશ. (૨૨) ધૌમ્ય કહે છે—તેનું એ વચન સાંભળીને ત્રિવેદી બ્રાહ્મણો શોકથી વ્યાકુળ થઇ ગયા ને પરસ્પર વિચાર કરીને સર્વે મળીને તેને કહેવા લાગ્યા. (૨૩) વેદમાં કહેલા જગતના કર્તા જનાર્દન દેવને મૂકીને અમે તને ભજીશું નહિં. (૨૪) તે વિષ્ણુએ તારા જેવા કરોડોને મારી નાખ્યા છે. સૃષ્ટિ સ્થિતિ ને અંતના કરનાર તે યજ્ઞના સાક્ષી દેવ છે. (૨૫) હે દુષ્ટ ! તું તારે સ્થાને પાછો જા. અમો શ્રીમાતાથી રક્ષાએલા છીએ. તું આ સ્થાનમાં વિઘ્ન કરીશ તો તે તને નક્કી મારી નાખશે. (૨૬) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે તેને કહ્યું એટલે તે દુષ્ટાત્મા ખળ ભયાનક રૂપ ધરી મારવા તૈયાર થયો હોય તેમ તે સર્વને ત્રાસ આપવા લાગ્યો. (૨૭) તે સર્વ બ્રાહ્મણો ત્રાસ પામી શુદ્ધિ વગરના ને ભયથી વ્યાકુળ થઇ શ્રીમાતાને ઉત્તમ સ્થાનકે ગયા. (૨૮) હે નૃપ ! કેટલાક બ્રાહ્મણો ભયથી વ્યાકુળ થઇ ધર્મેશ્વર ગયા, ને ત્યાં માતાની અને શંકરની સ્તુતિ કરવા લાગ્યા. (૨૯) જેની ધજામાં પોઠીયો છે એવા દેવના દેવ મહા ઇશ્વર શંકર પોતે કુબેરની સાથે ત્યાં ગયા. (૩૦) તેમણે તેની (તે રાક્ષસની) સાથે વિવાદ અને અતિ દારૂણ યુદ્ધ કર્યું. હે રાજા ! તે જોવા સર્વે દેવતાઓ વિમાનમાં બેસી ત્યાં આવ્યા. (૩૧) શંકરે અઢાર દિવસ એ પ્રમાણે યુદ્ધ કર્યાં પછી તે રાક્ષસના વરદાનના કારણ વિષે બુદ્ધિથી વિચાર કર્યો. (૩૨) તપથી સંતુષ્ટ થયેલા બ્રહ્માએ આને વરદાન આપેલું છે કે તારૂં મરણ પુરુષથી નહિં પણ સ્ત્રીથી થશે. (૩૩) તેથી તે મહાત્મા શંકરે શ્રીમાતાને પ્રેરણા કરી. ત્યારે શ્રીમાતાએ પોતાના દેહમાંથી શક્તિ ઉત્પન્ન કરી. (૩૪) ને કહ્યું કે હે દેવી ! તું બ્રાહ્મણોનું કલ્યાણ કર, મને એ લાભ છે: મારે આ સ્થાનના બ્રાહ્મણોની રક્ષા કરવી જોઇએ. (૩૫) હે સુંદર મુખવાળી ! પૃથ્વી પર તારૂં ક્ષેમલાભા નામ પ્રખ્યાતિ પામશે, ને તું હમ્મેશ પૂજનીય થઇ રહીશ. (૩૬) આ સ્થાનમાં સર્વ બ્રાહ્મણો

દંબા ! તારો જય થાઓ. ( ૮૧ ) હે માતા ! વીર્ય વગરના માણસને પુરુષપણું આવે એમ કરો. તેથી બહુચરી બોલી કે તે બધું થશે. ( ૮૨ ) જે મારી સદા સેવા કરશે તેના સર્વ અર્થ સાધી આપીશ. વળી હે ભુપાળ ! વૈદ્યનાથની ઉત્પત્તિ સાંભળો. ( ૮૩ ) હે રાજા ! પૂર્વે કૃતયુગમાં દિલીપ નામના રાજાએ દુષ્ટ રોગ મટાડવા માટે શિવનું આરાધન કર્યું હતું. ( ૮૪ ) ત્યારે ભગવાન્ પ્રસન્ન થયા, તે તે રાજાને વ્યાધિથી મુક્ત કર્યો. તે સ્થળે જે શિવલિંગ થયું; તે વૈદ્યનાથ કહેવાયું. ( ૮૫ ) હે રાજા ! તેના દર્શનમાત્રથી સર્વ રોગનો નાશ થાય છે, તેમ જ જે તેનું કીર્તન કરે અને સાંભળે તે બેઉ દુઃખથી મુક્ત થાય છે. ( ૮૬ )

એ પ્રમાણે પદ્મપુરાણના પાતાલખણ્ડમાં આવેલી
શ્રીધર્મારણ્ય કથાનો ક્ષેમલાભા વર્ણન
નામનો ઓગણત્રીશમો અધ્યાય.

પ્રભાશંકર જયશંકર પાઠક.




લેખક:-મણિશંકર મગનલાલ અયાચી-પાટણ.

धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा सर्व कामधुक् ।
धर्मः पुमर्थे मूलश्च दृष्टाऽदृष्टफलप्रदः ॥

( શાર્દુલ વિક્રીડિત છંદ. )

ર્મ ક્ષેત્ર પવિત્ર ભારત ભૂમિ પ્રખ્યાત છે પૂર્વથી,
ર્મ ક્ષેત્ર વિરૂદ્ધ કલ્પતરૂઓ ફૂલે ફળે ધર્મથી;
ર્મે ખાસ સુગંધ વાસ પસરે, આનંદ વાધે સદા,
ર્મચ્છાય તળે ટળે ત્રિવિધ સંતાપો ઉતાપો બધા. ૧

ર્મે શીતળ છાય, કલ્પતરૂની છાયે મળે નિવૃત્તિ
ર્મે ધર્મ પરંપરા પ્રસરતી, ધર્મે સ્વદેશોન્નતિ;
ર્ગાં ખાસ નિવાસ ભારતવિષે સ્વર્ગસ્થ દેવો ચહે,
ર્મે ભારત ભૂમિમાં નિવસતી આર્ય પ્રજા ઉત્સહે. ૨

ાદું જીવન ગાળતા મુનિવરો-વિદ્વદ્વરો-તાપસો,
ાણાંતે પણ ધર્મને ન તજતા, ઉદ્વેગ જ્યાં ના કશો;
ાવદર્થ પરિગ્રહે વ્યવહરી આનંદને માનતા,
ર્મ-જ્ઞાન-તપઃ પરોપકરણે સ્વારાજ્યમાં મ્હાલતા. ૩

સદ્ધર્મે ધન મેળવી, વ્યવહરી ધર્મા વિરૂદ્ધે સદા,
કામો ભોગવતા પ્રસન્ન મનથી પુણ્યે મળેલા યથા;
યાવદ્ અર્થ પરિગ્રહે વ્યવહરી સંતોષથી વર્તતા
ત્રૈવર્ગે સુખ ભોગવી, ઉપરમી, સ્વર્મોક્ષને પામતા. ૪

ધર્માલંબનથી જ જાહર હતી આ દેશમાં ઉન્નતિ,
ધર્મે સૌ વરણાશ્રમે વરતતા સ્વારાજ્યના મોજથી;
ધર્મે શાંતિ સદા પસન્ન મનથી સૌ વર્તતા સંપથી,
સંપે સંપત સાંપડે સરવને, સંપે સદા ઉન્નતિ. ૫

ધર્મે ઉત્તમ યજ્ઞયાગ વરતે, પર્જન્ય માગ્યા મળે,
ધર્મે ઉત્સવ ઘેર ઘેર વધતા, સન્માર્ગમાં સૌ સરે;
ધર્મે રિદ્ધિસમૃદ્ધિ વૃદ્ધિ સતતે, સેવા કરે સિદ્ધિયો,
ધર્મે દાનવ-દેવ-માનવ નમે, ધર્મે મળે યોગિયો. ૬

ધર્મે વ્યાધિ-દુકાળ-દુર્મરણની ભીતિ ન લેશે રહે,
ધર્મે ભોગ. વિમોક્ષ દુર્લભ નહિ, ધર્મે લહે જે ચહે;
ધર્મે માન્ય સનાતની પ્રસરતી શ્રીભારતે ભારતી,
લક્ષ્મી ધર્મ વિબદ્ધ અત્ર રમતી આનંદ વર્ષાવતી. ૭

ધર્મોદ્ધારક સાર્વભૌમ નૃપતિ શ્રીરામ કૃષ્ણાદિકો,
ધર્મે ભારત ભૂમિ ભવ્ય પુરૂષો દેખાય દેવાંશકો;
ધર્મે નીતિ સુરીતિ માર્ગ વરતે રાજા પ્રજા નેકથી,
ધર્મે આ વખણાય દેશ જગમાં, ધર્મે સદૈવોન્નતિ ૮

ધર્મે અત્ર-પરત્ર અભ્યુદય-નિઃશ્રેયઃ સધાયે સદા,
ધર્મે ધર્મ વિવૃદ્ધિયે સુખ મળે, ધર્મે ટળે આપદા;
ધર્મે અર્થ મળે અખુટ સઘળા ભોગો અનાયાસથી,
ધર્માત્મા યશવંત સંત સુખથી અંતે લહે સ્વર્ગતી ૯

સદ્ધર્મે મતિ આપણી અહર્નિશે જામી રહો સર્વથા
સાચો એ દ્રય લોકમાં સહ સરે સાથી તજે ના કદા;
ધર્મે સાધિત અર્થ કામ સુખ દે,ધર્મે મળે સ્વર્ગતિ,
ધર્મે ધર્મ વિવર્ધને દૃઢ કરો શ્રી ભારતે ઉન્નતિ ૧૦




( गतांक १५८ पृष्ट परथी चालु. )

मूल लेखक—ठक्कुर नारायण विसनजी
अनुवादक—
नाथूराम शालिग्राम (गोमुज) सोमवारीया बाजार,
शाजापुर, प्रांत माळवा.

---

## प्रवेश ४ था.

( स्थान विलासपुरमें हरिश्चन्द्रके मकानमें रतिका विलासभवन—
रति विरहवेदनासे अकुलाई हुई दिखाई देना ).

रति—जहर रेल आई हुई पुरनदीयें ज्यापि ये सब मनुष्य जाति के शत्रु हैं तो भी इन शत्रुओंका संहार करनेके उपायभी है. जीस शत्रुके नाशका एक भी उपाय नही ऐसा जो प्रबल शत्रु होवे तो वो केवल तारुण्य-वसंतमें उत्पन्न होनेवाला काम—मदन रोग अथवा प्रेम ही है. यह प्रेम जो तलवार हो तो उसके प्रहारको रोकनेके लिये ढाल बन जावे. जो यह-काम-मदन कोई रोग होतो इसके निवारणके लिये औषधि सेवन करे. और जो यह मदन अग्नि हो तो इसको शांत करनेके लिये पानी बन जावे. परंतु यह तो इनमेंसे कुछभी नही इससे इसके निवारणका कोई उपायभी नही हो सकता. मात्र इतनाही कर सकते है के इस निर्दय मदन राजके नाम पे रुदन कीया करे और अश्रुपातसे मुह धोया करूं.

' मदन राज करता सदा उज्जड गृहमें वास ।
दुःख करे जिसमें रहे उसका हिरदा खास ॥ १ ॥ '

रंभा—( प्रवेश कर ) हां हां–ये क्या विचारे मदनराजपर इतनी भारी नाराजी ?

रति—( आश्चर्यतासे ) आप कोई न्यायाधीश हो या वैरिस्टर हो- मेरी मरजीपर–हां हां अब समझी ये मदनराज तेरा सम्बधी अथव मित्र होगा.

रंभा—ये कल्पना कैसी विचित्र ! अरे दिवानी ! मदनराज तो समीका हितकर्ता है और सभीका मित्र है. क्योंकि मदन–प्रेमके बाजारका दल्लाल है और उसके प्रतापसेही स्त्री पुरुषोंके अंतःकरण आनन्दसे लाल है. जो तेरे श्रापसे ये बिचारा कहीं मर गया तो विश्वका प्रेमव्यापार एकदम बन्द हो जावेगा.

मदन--( पीछेसे प्रवेश कर स्वगत् ) सचमुच ये बाला जो मदनको दलालकी उपमा देती है इससे यह विदुषी हो ऐसा मालुम होता है–

रति–मुआ यह काम मर जावे और अपने जैसी बालाओंके दिव्य प्रेमाग्निसे खाक होते बंद होवे.

रंभा—जो ऐसा होगा तो जीव भाररूप हो जावेगा.

रति--भलेही जीवन असह्य हो जावे पर स्वार्थी पुरुषोंकी आवश्यक्ता तो टलेगी.

रंभा–कदापि नही. स्त्रियोंको पुरुषके छत्र बगैर चलनेकाही नहीं. कारण—

" बेमर्दके औरतका गुजाराही नहीं है "

" औरत जो अँगुठी तो मर्द उसका नगीना है "

मदन–( स्वगत् ) यह मेरी स्त्रीकी सहचरी महा विदुषी है. पुरुष बिना प्रमदाकी गति ही नहीं. कारण–

" पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रस्तु स्थाविरे भावे न स्त्री स्वातंत्र्यमर्हति ॥ "

अर्थात्—कौमार अवस्थामें पिता रक्षण करता है, यौवन अवस्थामें पति रक्षण करता है, और वृद्धावस्थामें पुत्र रक्षण करता है. स्त्री कभीभी स्वतंत्र नही है ऐसा शास्त्रका प्रमाण है।

रंभा—चल अब ये बेकार बातें छोड दे और तेरे पति आये हैं उनको प्रेम पाशमें बंधन करके स्त्रीहावभावसे वश कर ले, मैं तो अब जाती हूं.

रति—अच्छा बाई, मैंभी सयन करती हूं, और देखती हूं कि आज रात्रको प्रेमका कैसा नाटक होता है.

( रंभाका जाना, रतिका शयन करना, उसे निद्रा आई जानकर मदनका प्रगट होना, और उसके सौंदर्यका शास्त्रीय वर्णन करता है )

मदन—आहा ! ऐसी सुन्दर सरोवर समान सुन्दरी मिलनेसे अपना नाम भाग्यशालिओंकी नामावलिमें दाखल हो चुका. कारण—

" बाहूद्वौ च मृणालमास्य कमलं लावण्य लीला जलं ।
श्रोणी तीर्थ शिलाच नेत्र शफरी धम्मिल्ल शैवालकम् ।
कान्तायाः स्तनचक्रवाकयुगलं कन्दर्प बाणावलै—
र्दग्धानामवगाहनायविधिनारम्यं सरोनिर्मितम् ॥१॥ "

" मुख है कमल दोनों भुजाएं है मृणाल समान ही
सौन्दर्य जल क्या स्वच्छ है जिसकी कहीं उपमा नहीं ॥
चंचल चपल ये नैन मीनों कोल जाते है बने
शैवालसे फैले हुए वे केश है क्याही घने ॥
श्रोणी शिलासी दीखती युग चक्रवाक उरोज है
रमणीय अंगके अदभुत अनोखे ओज है ॥
जिनके लगे है अतनुशर जलती हियेमें ज्वाल है
उनके लिए विधिने बनाया यह तडाग विशाल है ॥ "

जिसके उभय बाहु मृणाल है, जिसका वदन कमल समान, जिसकी लावण्य लिला जल है, श्रोणी तीर्थ शिला है, नेत्र युगल मत्स्य है, जिसका केश कलाप शैवाल है, और उभयस्तन चक्रवाक पक्षिका जोडेके समान है.

ऐसा इस सुन्दरीका शरीर रूप सरोवर ब्रह्मदेवने कामदेवके बाणोसे कि ज्वालासे जलते हुवे पुरुषोंका अवगाहन यानी स्नानके लिये ही निर्माण किया है ऐसा शास्त्रका प्रमाण है. इससे मुझे इस सरोवरमें स्नान करना चाहिये परंतु स्नान करनेके पहिले जरा मुखशुद्धि तो कर लेवें (स्त्रीके पास जाकर उसके अधरामृतका पान यानी चुम्बन करता है ) अहा कैसा मधुर अधरामृतका स्वाद ? क्यों न होवे? कारण—

" मधुर शर्करा दधि मधुर अरु मधुमधुर मनाय ।
युवती अधरामृत परे कोई वस्तु जग नाय ॥ १ ॥

ऐसा शास्त्रका प्रमाण है. अब इसे जागृत कर युवती लिलासे मुग्ध होनेका अनुभव प्राप्त करना चाहीये. ( जागृत करता है ) मेरे गृहकी शोभा जाग, अरु चमकाव मेरा भाग.

रति—( जागृत होकर ) हे किसने जागत की? और मुझे अपने घरकी शोभा किसने बनाई ?

मदन—तुझे जगानेवाला ये खडा तेरा प्राणाधार ।

रति—किन्तु में आपके घरकी शोभा किस तरह? गृहकी शोभाका कारण तो पति और संतान मानी जाती है.

मदन—बस, लोग अज्ञान बिलकुल मूर्ख येही वडी भारी भूल खाते है. कारण " कान्ता गेहस्य भूषणम् " कान्ता—स्त्री घरका भूषण है ऐसा शास्त्रका प्रमाण है.

रति—तब जो बिचारे अनव्याहे हैं उनके घरकी क्या उपमा देनी भला ?

मदन—आरण्यकी. कारण " गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते " यानी गृहनी बीनाका गृह कान्तार यानी आरण्यसेभी विशेष भयंकर कहलाता है ऐसा शास्त्रका प्रमाण है.

रति—आपके इस प्रथम समागममें ऐसे वचन सुनकर मेरे मनका हर्ष उफन कर बाहेर निकलता है. आनंदसे वक्षःस्थल प्रफुल्लित होनेसे

चोलीके बंद टूटे जाते हैं. स्त्रीकी संसारमें जो पदवी है उस पदवीकी योग्यताको जाननेवाले ऐसे पंडित पति प्राप्त होनेसे यह रति महा भाग्यशालि है ऐसा प्रत्यक्ष अनुभव होता है.

मदन—तुंभी मेरी पांडित्य महत्ताको पहचान गई ऐसा जानकर मेरे हर्षको पारावार नही.

चंपा-( नेपथ्यमेंसे) रति! ओ रति! इस कमरेमेंका चिराक बुझ गया है उसे लगाजा. आग पेटी मुझे कहीं नही मिली.

रति-आई ( मदनसे ) जरा ठहरो में आती हूं ( जाना ).

मदन—( स्वगत ) सचमुच ऐसी स्वरूपवती और गुणवती स्त्री तो देवताओंकोभी मिलना दुर्लभ है, तो फेर मुझे ऐसी स्त्री प्राप्त होनेसे में अपनेको महा भाग्यशाली मानूं तो इसमें आश्चर्यजनक क्या है? किन्तु इस अतुल रूपके कारणसे मेरे दिलमें एक शंका उत्पन्न होती है. " भार्या रूपवती शत्रु " अर्थात् रूपवती स्त्री शत्रु समान है ऐसा शास्त्रका प्रमाण है, और बातभी सच है. कारण रूपवती रमणीपर अनेकोंकी नीयत बीगडती है और इसके लिये रूपवती स्त्री भ्रष्ट हुवे बगैर भाग्यसेही बच सके. इसके ये " सुवर्णको ढूढत फिरे कवि व्यभिचारी चौर " ऐसा शास्त्रका प्रमाण है. इस लिये अब किसी युक्तिसे इसके रूपका नाश करके इसको कुरूप बनानेका प्रयत्न करना चाहिये, बस्स इसकी एक आंख फोडकर इसको कानी बनानेसे अपना कार्य सिद्ध होगा. काणी होनेसे लोग इसे धिक्कारके कोई पासभी नही आवेगा. कारण—

" उत्तर देखा दख्खन देखा देखा मुल्क राणेका ।
इन तीनोंका संग न कीजे अंधे लूले कानेका ॥ "

ऐसा शास्त्रका प्रमाण है. ठीक येही निश्चय—

रति—( प्रवेश कर ) क्यों प्राणाधार! क्या चलता है विचार?

मदन—स्त्रीका विहार, येही इस समयका विचार. ( ऐसा कहकर अपने पाससे दांत खुतरनी निकाल स्त्रीके एक कंधेपर अपना हाथ रख दूसरे हाथसे उसकी आंखमें ठूस देता है. रति चिल्लाती है ).

रति—दोडोरे २ मुझ गरीब गायको बचावो. यह मुआ पागल पति तो मेरा काल बन गया. मुझने मेरी आंख फोडकर मुझे कानी कर डाली बापरे बाप. दोडो २.

(बाहरसे "दरवाजा खोलो" आवाज आता है। परंतु अन्दरसे दरवाजा बंद होनेके कारण कोई आ नही सक्ता ).

मदन—( रतिसे ) प्रिये—देवि—अब तू रूपवती नही है. इससे मेरी शत्रुभी नही. अबसे मेरी अत्यंत प्रियतम सहचरी और एकनिष्ठ भार्या है.

हरिश्चन्द्र–( नेपथ्यमें ) मदन, तुमको तुमारे कुलदेव और इष्टदेवकी सपथ है दरवाजा खोलो. ये क्या अनर्थ करना शुरू किया है? मेरी एककी एकही लडकीकी जिन्दगी बिगाडने कोही मेरे पूर्व जन्मके शत्रु जमाई बनकर आया है क्या ?

मदन—ससुर साहेब शान्त रहो. मैं आपका शत्रु नही किन्तु मेरे शत्रुको मित्र बनानेके कार्यमें लगा हुवा हूं। यद्यपि मेरी महान कार्यकी समाप्ति नही हुई जरा ठहरो अभी खोलताहूं ( ऐसा कहकर वो पुनः एक ध्यानसे रतिका मुख अवलोकन करता है और एक नवीन विचार आतेही चोंकता है.) एक आंखसे तो यह बराबर कानी हो गई, परन्तु फेर एक गंभीर प्रश्न आकर उपस्थीत हुवा। कारण " एकाक्षी कुलनाशिनी " यानी एक आंखवाली स्त्री कुलका नाश करनेवाली होती है ऐसा शास्त्रका प्रमाण है. बस तो फेर उसको दुसरी भी आंख फोड कर अन्धी बना डालना। अन्धा मनुष्य प्रज्ञाचक्षुके नामसे पहचाना आता है ऐसा शास्त्रका प्रमाण है. ( ऐसा विचार करके रतिकी दुसरी भी आंख फोड डालता है. इतनेमें हरिश्चन्द्र चंपा शिवचन्द्र, और रंभा इत्यादि दरवाजा तोडकर अन्दर घुस आते हैं और रतिको अन्धी देखकर मदन पर अत्यंत कोपायमान होते है ).

हरिश्चन्द्र–मूर्ख चांडाल अधमाधम मदन तुझे हमने हमारी पुत्री इसके लियेही दी होगी? ओ गर्दभकुमार! यह तेंने क्या अनर्थपात कीया?

चंपा–पापी नराधम कालमुखी ये तेने कौनसे जन्मका वैर लिया? मेरी लडकीको जिन्दाही मार डालीरे । भगवान् तू इस मुएको अन्धा क्यों नहीं बनादे ? जिससे इसे दूसरेके दुःखका अनुभव होवे अरे हत्यारे ! तेरे कुलका नाश होवे और तेरे पर ईश्वरका भयंकर कोप हो.

मदन—सास तथा ससुरजी शांत रहो शांत रहो । मैंने अनर्थ-पात किया ही नही यह आप विनाकारण मेरे शिर दोषारोपन करते हो. रूपवती स्त्री शत्रुसमान है ऐसा शास्त्रका प्रमाण होनेसे मैंने इसे प्रथम कानी बनाकर मित्रका रूप दिया। परंतु इतनेमें एक आंखवाली स्त्री कुलघातनी होती है एसा शास्त्रका प्रमाण याद आनेसे मैने इसकी दुसरी भी आंख फोड डाली. इसमें मैंने अयोग्य क्या किया भला ? अब मैं इसको मेरे प्राणसे भी अधिक प्रिय मानूंगा। कारण "प्राणाधिका च वल्लभा" स्त्री प्राणसे भी अधिक होती है ऐसा शास्त्रका प्रमाण है.

हरिश्चन्द्र–अरे तेरे शास्त्र के प्रमाणकी एसी तेसी ! चांडाल तुं काशीका पंडित है सर्व गुणखंडित गर्दभराज है गर्दभका पुत्र होनेसे ही जंगलमें गधीके शबको अग्नि संस्कार करके मुंडन कराया । ले ये तेरे पापका बदला ( ऐसा कहकर मदनको सब मिल कर पीटते हैं )

मदन–( कोपसे ) पिता माता सास ससुर और गुरु ये पांच व्यक्ति सदासर्वदा पूज्य हैं ऐसा शास्त्रका प्रमाण है. इससे मैं आपके सामने नहीं होताहूं नहीं तो इस स्त्रीको अन्धी बनाने के बदले मुझे पीटनेका आपको कोई अधिकार नही है. यह मेरी पत्नी और मैं इसका स्वामी इसका मालिक हूं इससे इसकी चाहे जो अवस्था करनेको मुझे पूर्ण अधिकार है। इसके बदले मारनेवाले आप कोन?

हरिश्चंद्र–मौन्य धारण कर मूर्ख.हम तुझे राजाके पास ले जावेंगे, तो वांह तेरे शास्त्रका प्रमाण मालूम होवेगा । बिचारी लडकीकी जिन्दगी बिगाड डाली. क्या करूं ब्रह्महत्याका भय लगता है नही तो इसी दम तेरा गला घोट डालता.

मदन–ठीक है, ठीक है. देखें राजा अब मेरा क्या करता है. मेरा जो अधिकार है उसे राजा भी अस्वीकार नहीं कर सक्के । कारण " पतिरेको गुरु स्त्रीणाम् " ऐसा शास्त्रका प्रमाण है.

शिवचन्द्र–भाई, आपके शास्त्रका प्रमाणोंने तो सत्यानाश किया। चलो। व्याह की वक्त तो आपके नामके गीत गाये थे अब तुह्मारे नाम पर रोते हैं. उस वक्त दूध शकर पीते थे, अब अश्रुपात किया जाता है। उस समय हर्षसे छाती प्रफुल्लित होती थी, अब शोकसे उफनाती है.

मदन–इसकी चिंता नहीं " संपत्तौ च विपत्तौ च महतामेकरूपता" विपत्ति और संपत्तिमें महान–गंभीर पुरुषोंका स्वरूप एकचित्त रहता है ऐसा शास्त्रका प्रमाण है ( सभी मदनको पीटते हुवे ले जाते हैं. चंपा रतिका हाथ पकड के पीछे २ ले जाती है ).

---



## પરોપકાર:

લેખક:—સાહિત્યતીર્થ કવિ પોપટલાલ શર્મા.

( વસન્તતિલકા. )

છે આ અનંત જગ, સાધન છે અનંત,
સ્વાર્થે ભર્યાં મનુજનો અહિં થાય અંત;
ગુંજાવતો હૃદયનાં ચિરતંત્રી તાર,
છે વિશ્વમાં સકળ શ્રેષ્ઠ પરોપકાર. ૧

ખારા ભરેલ જલધિ જળને નિહાળી,
પાછાં ફરે મનુજ જીવન વ્યર્થ ધારી;
નાન્હા પરંતુ રસપૂર્ણ સરે જઇને,
તૃષ્ણા છિપાવી, સરની સહુ કીર્તિ ગાતાં. ૨

શૈલો નદી નદ તણો પણ અંત થાશે,
ગર્વિષ્ટનાં સ્મરણ રેતી મહિં ભુંસાશે;
એંચાઇને સકળ કાળ-નદી પ્રવાહે,
આધાર-હીન હત-વૃત્તિ થઈ તણાશે. ૩

છે ધન્ય તે મનુજને સહુમાં સદૈવ,
સ્નેહાર્દ્રવૃત્તિ નિરખી નિજઆત્મદેવ;
ફૂંકે નિજ—સ્મરણ મંત્ર અનંતતાનો,
જાગે પ્રકાશ જગમાં શુભ એકતાનો. ૪

તેણે સમસ્ત નિજજીવનતત્ત્વ જાણ્યું,
તેણે મનુષ્યવપુમાં અમરત્વ માણ્યું;
તેણે લીધો જગ મહિં જગદીશસાર,
જેણે કીધો જીવન પામી પરોપકાર. ૫

વિદ્યા મળી, કુળ મળ્યું, મળી રિદ્ધિસિદ્ધિ,
કીર્તિ મળી, સુખ મળ્યું, વળી ભોગવૃદ્ધિ;
છે વ્યર્થ કિંતુ સઘળું ભવદુઃખભાર,
કીધો ન જો જીવન પામી પરોપકાર. ૬

શ્રીનાથના વિમલ વિશ્વમહિં રમંતા,
દેખી દુઃખો દીનતણાં દિલ ના દ્રવંતાં;
કીધો ન આત્મમહિં જો પરમાત્મપ્યાર,
ધિક્કાર છે જીવનને મન લક્ષ વાર. ૭

જ્યાં દિવ્યવૃત્તિ ઉપકાર પ્રકાશ પામે,
"હું તુ" તણો તિમિરભેદ વિનાશ પામે;
આત્મા સુવાસિત થતાં પમરે પરાગ,
છે ધન્ય જીવન કરેલ પરોપકાર. ૮

નાના પ્રપંચ કરતાં જગ આથડીને,
પોતાતણું ઉદર કાક સદા ભરે છે;
દર્શાવતા પરમપંથ મહાન્ત સંત,
તે ધન્ય ધન્ય ઉપકાર સદા કરે છે. ૯

પામ્યા પ્રતાપ અવળે પથ ચાલવાથી,
ઉંચે ચડ્યા ચરણથી જનશીર્ષ દાબી;
ભોગી અશેષ સુખ જીવનલ્હાવ લીધો,
છે વ્યર્થ કિંતુ ઉપકાર યદિ ન કીધો. ૧૦

જ્યારે પ્રભુનયનથી જ અમી ઝરે છે,
સત્કર્મથી મનુજ જન્મ અહિં મળે છે;
ઉગ્યા ઘણું વિજય વિશ્વમહિં વધાર્યો,
છે વ્યર્થ કિંતુ ઉપકાર યદિ ન ધાર્યો. ૧૧

ખોટું જગત્, જગતણી જયકીર્તિ ખોટી,
ખોટું સ્વજીવન, વૃથા મદ શું કરે છે; ?
તે સત્ય; જે અખિલનું હિત આચરીને,
આત્માતણાં અમર-પલ્લવ પાથરે છે. ૧૨

ઘૂમે સદા ગગનમંડળ ઘેરી ઘેરી,
મેઘો મહોપ્રકૃતિ-વૃષ્ટિ કરે અનેરી:
વૃક્ષો નવીન મૃદુ પલ્લવ પૂર્ણ આપે,
શિક્ષા પ્રભુતણી અહો જડમાં ભરી છે. ! ૧૩

તે દૂર દૂર પડઘા પડતા હજુએ,
ભૂપાલ—વિક્રમ—યશોજય—ભેરી ગાજે;
જેના થયા અમર યાચક દેહ માટે,
તે છે જડયું દધીચિ-રત્ન અનંત તાજે. ૧૪

પામી મનુષ્ય શુભ જન્મ પ્રભુપ્રસાદી,
જેણે ન વિશ્વજલધિમહિં પાળ બાંધી;
કીધો યદિ ન ઉપકાર સમાન જાણી,
સંસારમાં પશુ થકી પણ નીચ પ્રાણી. ૧૫

કરો કરો સર્વ પરોપકાર,
ઉતારવા ભારત—ભૂમિ-ભાર:
કરો કરો સર્વ પરોપકાર.
ઉધારવા શ્રીજગદીશ દ્વાર. ૧૬

# ખાદીની પ્રસાદી.

( ગતાંકના પૃષ્ટ ૧૬૩ થી ચાલુ. )

એક દિવસે હું આશ્રમમાં મારી પથારીપર સુતાં સુતાં એક પુસ્તક વાંચવામાં લીન થયો હતો. એ દિવસ રજાનો હતો, એટલે આશ્રમવાસીઓ ઘણાખરા બ્હાર નીકળી ગયા હતા, અને મારે વ્યવસ્થાપકની આજ્ઞાથી ખાસ રહેવું પડયું હતું. તે વખતે એક કિશોર બાળા મારી ઓરડીના બારણાં આગળ આવીને ઉભી. આ બાળાને હું સાધારણ ઓળખતો હતો તે આશ્રમમાં શીખવા રોજ એક બે કલાક આવતી હતી. તેનું નામ રૂક્ષ્મણી હતું. તે મારા કામમાં તથા મારી વાતોમાં એકચિત્ત બની રસથી ધ્યાન આપતી હતી એ સિવાય એના વિષે હું વિશેષ જાણતો ન હતો. હું સમજ્યો કે આજે રજા છે તેની એને ખબર ન હશે તેથી તે રોજના નિયમ પ્રમાણે આવી લાગે છે, તેથી મેં તેને કહ્યું.

"રૂક્ષ્મણી બ્હેન ! આજે તો શાળા બંધ છે. એટલે તમોએ નાહક ફેરો ખાધો."

"પણ તમો અહીં છો ને ! તો મારો ફેરો છેક ફોકટ ન જાય !" એમ ઉત્તર દેતાં દેતાં તેણે ઓરડીમાં પ્રવેશ કર્યો. મેં એને 'આવો' એટલા શબ્દ પુરતોએ આવકાર ન દીધો તે માટે હું પસ્તાયો.

"મારા સરખું કામકાજ હોય તો ખુશાલીથી ફરમાવો" મારા ઉત્તરનો કંઇ પણ જવાબ આપે તે અગાઉ રૂક્ષ્મણી મારી પથારીની સામેજ જમીન ઉપર બેસી ગઇ. 'બેસો' એટલો વિવેક પણ મારાથી ન થયો ! અરેરે ! મારૂં હૃદય કેટલું બધું નિષ્ઠુર અને વિવેકહીન ! પણ હવે ત્રીજી ભુલ થવા ન દીધી. મેં તરતજ મારી પથારી નીચેથી એક સાદડી કાઢીને તેને બેસવા આપી.

રૂક્ષ્મણી કેટલીક પળ મૌન રહી. એના શ્વાસોશ્વાસ, નેત્રનો ચમત્કાર, અને કપોલ ઉપર પડતા શેરડામાં કંઇક ભેદ હતો તે સમજવાને મારૂં વિવેકહીન ( અને રસહીન પણ ખરૂં ) હૃદય તે વખતે તો ખરેખર અશક્ત હતુંજ.

મેં પૂછયું "તમારે મારૂં શું કામ છે !"

"મારે માત્ર આપ પાસે એક શંકા સમાધાન મેળવવું છે. ઘણા વખતથી હું એ પુછવાનો વિચાર કરતી હતી, પણ પ્રસંગ મળ્યો ન હોતો."

"એવી તે શી શંકા છે કે જેના સમાધાન માટે તમે મારી પાસે આવવું યોગ્ય ધાર્યું ?"

"એ તો જેવી વિદ્યા તેવા ગુરૂ !"

"એટલે !" મેં આશ્ચર્યથી પુછ્યું.

"એટલે ...એમ કે .. ...હું ધારૂં છું કે મારી શંકાનું સમાધાન તમે કરી શકશો." રૂક્ષ્મણી આગળ શું બોલે છે તે સાંભળવા હું અધીરો બન્યો.

તેણે મૃદુ સાદે શરૂ કર્યું "મારી એક સખી કુમારિકા સંસાર યાત્રાની કંઇક સમજણી થયે એક યુવકને વરવા ઇચ્છા રાખતી હતી. તેની ઇચ્છાને આધીન થઇને તેના પિતાએ તે યુવકની વિવાહ માટે માંગણી કરી. યુવક તો આ વિષયમાં તટસ્થ હતોજ એમ અમે ધારીયે છીયે. પણ કરતા કારવતા તેના પિતા હતા. તેણે લગ્નના વિષયમાં ખાસ વિચારવા જેવા પ્રશ્નોનો વિચાર નહિ કરતાં એક વેપારી પ્રશ્નની એટલે પૈસાની દ્રષ્ટિથી આ માગણીનો અનાદર કર્યો; એટલુંજ નહિ પણ એ કુમારિકાના પિતાને ઉદ્ધત ઉત્તર દીધો. કુમારિએ આ યુવકને નિરખેલો, તેના વિષે કંઇ જાણેલું ખરૂં, અને તેને પસંદ પણ કરેલો, એટલે મનથી તો તે તેને વરી ચુક્યા જેવીજ હતી. તેના પિતાએ અન્ય સ્થળે તેનાં લગ્ન કરવા ઇચ્છા દર્શાવી ત્યારે તેણે ચોકખી ના પાડી અને વરવું તો એજ યુવકને વરવું એવી પ્રતિજ્ઞા કરી......".

રૂક્ષ્મણીના આ શબ્દો સાંભળી હું તો આભોજ બન્યો ! આ વાર્તાનો યુવક તે જાણે હુંજ ન હોઉં ! અરે, પણ 'જાણે' શા માટે ! આ મારીજ વાત કેમ ન હોય, અને પેલી કુમારિકા પેલા મકનજી માસ્તરની પુત્રી તો ન હોય ? મારા દીલમાં સહજ સંદેહ ઉપજ્યો. એના નિરાકરણ માટે મેં મારા મનમાં કંઇ કંઇ થતા અગમ્ય ગભરાટને શમાવી પૂછ્યું "પણ એ યુવકે તો બીજે કયાંક લગ્ન કર્યાં હશે. તો પછી એ કુમારિકાની પ્રતિજ્ઞા વ્યર્થ છે."

"એ યુવકે લગ્ન કર્યું કે કેમ તે ખબર નથી, પણ આ કુમારિકાએ હવે શું કરવું તેનો નિર્ણય હું તમારી પાસે માગવા આવી છું."

"મારા વિચાર પ્રમાણે તો એણે બ્રહ્મચર્યવ્રત લઇ દેશસેવા કરવી. સંસારનો ખટાટોપ છોડી દેશસેવાના કામમાં પડવું શું ખોટું ? સંસારની ઉપાધિઓ કરતાં આ દેશસેવાનું કાર્ય સહેલું છે."

"તમે સંસારની ઉપાધિથી દુર થવા માટેજ દેશસેવાનું સહેલું કામ કરવા કહો છો, નહિ કે પરમાર્થ દ્રષ્ટિથી અથવા દેશના દુઃખથી. ખરેખર !

સંતપ્ત થવાથી. એ તો પુરો સ્વાર્થ થયો, અને ખરેખરી નબળાઇ કહેવાય. છતાં તમો કહો છો તેમ નિરાશામાંથી કે નિર્બળતામાંથી ઉત્પન્ન થયેલાં દેશભક્તિ કે વૈરાગ્ય શુભ પરિણામી કેમ નિવડશે ? શું તે કુમારિકાને પોતાની આશાની કળીઓ કરમાવી નાંખનાર પેલા યુવકનું વર્તન, તેના પિતાની વ્યાપારી નીતિ, અને સમાજની ખોટી પ્રતિષ્ટા ઉપર ક્રોધ તિરસ્કાર કે વૈરભાવ ન ઉપજે ? તેના પોતાના કશા વાંક વિના સંસારીઓને અને સંસારની સ્ત્રીઓને તેની આશાઓ આમ છિન્નભિન્ન કરવાનો શો અધિકાર ? અને આવી ભગ્ન હૃદયની સ્થિતિમાં દેશભક્તિની ધગશ તેનામાં ક્યાંથી આવે ? અને એવી ધગશ કે સેવાની લાગણી ન હોય, તો દેશસેવક થવાથીએ કોને લાભ થવાનો હતો ? "

રૂક્ષ્મણીના આ દલીલ ભર્યા ઉત્તરનો મારાથી પ્રત્યુત્તર ન દેવાયો. દેશભક્તિનો મારો ઉપદેશ વ્યર્થ ગયો. અરે ઉલટો સ્વાર્થ અને નિર્બળતા દર્શક ઠર્યો. અને ખરેખર દીલની નબળાઇના પરિણામેજ મારાથી આવો ઉત્તર સહજ દેવાઇ જવાયો હતો. મને કોઇ ઉપયુકત દલીલ જડી નહિ એટલી મારા હૃદયમાં દેશસેવાની લાગણીની ઉણપ હતી એમ મને સહજ લાગી આવ્યું.

પણ આ ચર્ચાએ જુદુ રૂપ લીધું એટલે હું સ્વાભાવિક ' રૂક્ષ્મણી ' અથવા ' પેલી કુમારિકા ' કોણ હશે અને પેલો યુવક તે હું કે કોણ એ વાત ભૂલીજ ગયો. અને આ એક સામાન્ય વાદવિવાદ થતો હોય અને પ્રતિપક્ષીની દલીલના સામા મુદ્દા ન મળતા હોય ત્યારે જેમ ફાવે તેમ જવાબ દેવાય તેવી રીતે મેં ઉતર દીધો " તો પછી એ કુમારિકાએ પોતાનો મનોભાવ પેલા યુવકને જો તે હજી કુંવારો હોય તો જણાવી તેનું મન છતી લેવું તે સિવાય બીજો માર્ગ દેખાતો નથી. "

"મેં એજ રસ્તો ગ્રહણ કર્યો છે, અને તે માટેજ હું અહીં આપની સમક્ષ આવી છું." રૂક્ષ્મણીના આ વચને મને એકદમ જાગૃત કર્યો. બધા ભેદનું સ્ફોટન થઇ ગયું. પેલી કુમારિકા તેજ આ રૂક્ષ્મણી, અને પેલો યુવક તો હુંજ પોતે. મારો બેદરકાર ઉત્તર મનેજ ભારે પડયો. મારે હવે સાવધ થઇ ચોકસ જવાબ દીધા વિના છુટકો ન હતો.

"તમે અત્યાર સુધી બધી વાતો ભેદભરી રીતે કરી મારી પરીક્ષા લીધી. હું માનું છું કે તમારી પરીક્ષામાં હું પાસ નહિં જ થાઉં. હું હવે બધું સમજી ગયો. તમે પેલા મકનજીભાઇ માસ્તરનાં પુત્રી થાઓ ખરાં ને ? રૂક્ષ્મણી ! તમે કહ્યું તે બધું સત્ય છે. એમાં મારા પિતાજીનો,

જે જ્ઞાતિમાં અને જે રૂઢીબદ્ધ સમાજમાં એ ઉછરેલા તે જ્ઞાતિનો, તથા સમાજનો, તથા તેના રિત રિવાજોનો દોષ છે જ. હું જો કે એક રીતે નિર્દોષ છું, પણ તમે જે બળનું દર્શન કરાવ્યું તેટલું બળ મારામાં ન્હોતું ને નથી જ. એટલો હું ખામીવાળો, હું તમને ઓળખતો ન હતો. આપણી જ્ઞાતિમાં તમારા જેવું છુપું રત્ન હશે એ પણ જાણતો ન હતો. અને જાણ્યું હત તોપણ તમારા જેવું રત્ન મારા જેવાનાં ભાગ્યમાં હોય એ અસંભવિત જ માન્યું હોત. સત્ય કહું તો પરણવાને ખાતર જ ભણનાર, ભણાવવાનું ભારે પડતાં દેશસેવામાં પડનાર એવો હું તમારાં જેવાં રત્નને લાયક ક્યાંથી નીવડું !" મેં સરળ દિલથી મારી સ્થિતિ વ્યક્ત કરી દીધી.

"તમે મને ન્હોતા ઓળખતા એ ખરૂં; પણ હું તમને કંઇક ઓળખતી હતી. અને તમારો વિશેષ પરિચય લેવા જ આ આશ્રમમાં આવી હતી. એક શુદ્ધ સરળ સ્ત્રીહૃદય જેમ પરીક્ષા કરી શકે તેમ મેં તમારી પરીક્ષા કરી, તમને પાસ કર્યા હતા. ઇનામમાં મારૂં હૃદય અર્પ્યું હતું. હવે તમારે તે સ્વીકારી લેવાનું બાકી છે. તમે નિર્દોષ અને તટસ્થ છો. માટે જ તમારે ચરણે મારો સ્નેહ-નૈવેદ્ય ધરવા આવી છું. અને હવે તો તમે મને ઓળખશો જ."

"રૂક્મણી ! આમ ગાંડી જેવી માં થા. હું જો કે શુદ્ધ દેશભક્તિની ધગશથી અહીં આવ્યો ન હતો તે ખરૂં, પણ મને **ખાદીપ્રચાર** ઇત્યાદિ કાર્ય દ્વારા દેશસેવાની લગની લાગી છે. અને તેથી હું સંસારની ઉપાધિમ પડવા ઇચ્છતો નથી. હિંદનાં હજારો ગરીબોનાં અંગ ઢાંકવાનાં છે, અને હજારો ભૂખે મરતાંના પેટના ખાડા પૂરવાના છે."

"સંસારમાં રહીને એ દેશસેવાનાં શુભ અને પરોકારી કામો નહિં થાય !"

"ક્યાંથી થાય ? સંસારની ઉપાધિઓ ક્યાં ઓછી છે કે ત્યાં દેશસેવાને અવકાશ હોય ?"

"સંસારની ઉપાધિઓ તમને ભારે પડતી હોય તો દેશની ઉપાધિઓ તમે કેવી રીતે દૂર કરી શકવાના ? દરેક સંસારીઓ પોતપોતાનાં સ્વ-પરાક્રમ ને સ્વેચ્છાથી પ્રયત્ન કરે તો દેશનું દળદર વ્હેલું ફીટે એમ મારૂં માનવું છે. તમે બહુ તો ભાષણ આપશો, કોઇની પાસે જઇને એ વાત સમજાવશો, થોડીક ખાદી વણશો, તેથી તમે કેટલાંકના અંગ ઢાંકવાના, અને કેટલાંના પેટના ખાડા પૂરી શકવાના ? તમારો એ એકચક્રીય રથ કોઇ દિવસ નહિં ચાલે. તમે એકલા લોકોને રેંટીયો કાંતવા કે સ્વદેશસેવાનાં

બીજાં કામ કરવા ઉપદેશો, તેનાં કરતાં આપણે બન્ને એ ઉપદેશને પ્રત્યક્ષ અમલમાં મૂકી ઉપદેશ કરશું તો હું ધારૂં છું કે ખાદીપ્રચાર વધારે થશે. ખાદી એ સ્વાશ્રયનું ચિહ્ન છે. ગૃહસ્થાશ્રમ એ પણ સ્વાશ્રય જ છે. એ ઉભય સ્વાશ્રયનો માર્ગ ગ્રહણ કરતાં આપણાં કુટુંબનો ભાર તો દેશને ઓછો થશે જ. સંસાર પણ એક વણાટશાળા જ છે. દાંપત્યજીવન પણ એક વણાટશાસ્ત્ર જ છે. જાત જાતનાં સુતરો (સૂત્રો)ના વાણા-તાણા ગોઠવવાના છે. ગૂંચવાયલા સૂત્રોનો ઉકેલ કરવાનો છે. દાંપત્યજીવનનાં સૂત્રો તમે ઉકેલી નહિં શકો તો દેશનાં વધુ ગૂંચવાયલાં સૂત્રોનો ઉકેલ તમે કેમ કરી શકશો ? માટે જ હું કહું છું કે આપણે એકને બદલે બે વણાટશાળા ચલાવીશું. હું રેંટીઓ કાંતીશ, અને ગૂંચવાયલા સૂતરનો ઉકેલ કરીશ. તમે વાણાતાણા ગોઠવી શાળ પર બેસજો. તમારી ખાદીમાં હું સ્નેહ—રસની કાંજી પૂરીશ. એ રીતે આપણે ખાદી પ્રચાર કરીશું. તમારી ખાદી પ્રચારની લગનીને હું મંદ નહિ કરીશ પણ તેને હમેશ સતેજ રાખીશ, એ મારી પહેલી પ્રતિજ્ઞા પછી કંઇ !”

રૂક્ષ્મણી મંદહાસ્ય કરી આતુર નયને મારા તરફ જોઇ રહી.

રૂક્ષ્મણીના આ વાક્યચાતુર્યથી હું મ્હાત થયો. મને લાગ્યું કે આટલીશી કુમારિકામાં આટલી બધી ચતુરાઇ અને બુદ્ધિ ક્યાંથી ! જાણે કોઇએ પાઠ ભણાવીને જ મોકલી હોય ને ! હું તો જબરા વ્યામોહમાં પડયો. રૂક્ષ્મણીને જવાબ શો દેવો ! મેં જોયું કે રૂક્ષ્મણી કહે છે તેમ યાવત્‌જીવન બ્રહ્મચર્ય પાળી સ્વદેશસેવાનું વ્રત લેવું મારા જેવાને માટે મિથ્યા દંભ અને નિષ્ફળ પ્રયત્ન હતો. કૌટુંબિક કે ગ્રાહસ્થ્યધર્મ સફળતાથી અદા કર્યા વિના સ્વદેશસેવાનો ધર્મ મારે માટે વ્યર્થ હતો. દેશને એક રીતે તો હું ભારરૂપ થાઉં એમ જ હતું. તો પછી દાંપત્યધર્મ અંગીકાર કરી યથાવિધિ ગૃહસ્થધર્મ પાળી, અને પછી સ્વદેશસેવા કરવી સારી. અને એ ફરજ બજાવતાં બજાવતાં એનો ત્યાગ કરવાની આવશ્યકતા જણાય તો ત્યારે એ ત્યાગ સહેલો નહિં તોપણ સફળ થવાનો સંભવ ખરો જ. આ વિચાર મારા મગજમાં તત્કાળ પ્રવેશ પામ્યા. પણ હજી સ્નેહરસનો સ્વાદ હું પચાવી શકયો ન હતો. અને તેથી મારૂં હૃદય હજી તરબોળ થયું ન હતું. હું મારા મનથી રૂક્ષ્મણી આગળ લૂખો દેખાતો હતો; પણ તે તો મને રસપૂર્ણ રસરાજ માનતી હતી, એમ તેનાં વાણીપ્રવાહ અને નયનોના ચમકારાથી સમજાતું હતું.

પણ મારે શો જવાબ દેવો તે હું હજી નકી કરી શક્યો નહિં. હું ન "હા" કહી શક્યો, કે નહિં "ના" કહેવાની હિંમત ચાલી. હું તો કેટલીક પળ નિઃશબ્દ બેસી રહ્યો. રૂક્મણી પણ અવાક બેસી રહી. પણ તેના ગાલ પરના શેરડા, તેના અધિરા શ્વાસોશ્વાસ, અને આંખોમાં લજ્જાની કાંઇક છાયા ઇત્યાદિ કેટલાંક બાહ્ય ચિન્હો તેનાં હૃદયની સ્થિતિ સુચવતાં હતાં. તે મારા ઉત્તરની અધિરાઇથી રાહ જોઇ રહી હતી. આ સર્વ નિરખતાં મનન કરતાં મારા હૃદયમાં કંઇક રસ સંચાર થવા લાગ્યો. આ સામે બેઠેલી સ્નેહમયી મૂર્તિને હું તો હૃદયથી વંદન કરી રહ્યો. પણ એને એમ અધીર ક્યાં સુધી રાખવી ! મેં આખરે ઉત્તર શોધી કાઢ્યો "ઠીક, પેલી સખીને કહેજે કે તેનો મનોમય યુવક તેના હૃદયને નિરાશ નહિં કરે એમ હું પ્રયત્ન કરીશ." મારાથી સહજ હસાઇ જવાયું. રૂક્મણીએ પણ સ્નેહપૂર્ણ મંદ મંદ હાસ્યથી જ ઉત્તર દીધો; અને જાણે તેના દિલનો ભાર ઓછો થઇ ગયો હોય એમ એક ઉંડો નિઃશ્વાસ નાંખી તરત ઉઠી હરણીની પેઠે ત્વરિત ગતિથી ગુપચુપ મારી ઓરડીમાંથી ચાલી ગઇ.

આખરે રૂક્મણીની પ્રતિજ્ઞા સિદ્ધ થઈ. અમારાં લગ્ન કોઇ જાતના લૌકિક આચાર કે દબદબા વિનાં ફક્ત ધાર્મિક ક્રિયાથી થયાં. કોઇ પક્ષને ઝાઝું ખર્ચ થયું નહિં. વણાટશાળામાં અમો બેઉએ અમારાં લગ્નનાં કપડાં હાથે વણીને તૈયાર કર્યાં હતાં. એટલે અમે સ્વાશ્રયનો પાઠ લગ્નના મંગળાચરણમાંથી જ શરૂ કર્યો હતો. રૂક્મણીનાં માબાપનાં આનંદનો પાર ન હતો. કારણ કે તેમને તો ઇચ્છેલો જમાઇ પ્રાપ્ત થયો, અને કોઇ જાતનું અયોગ્ય ખર્ચ પણ થયું નહિં.

પણ મારા પિતાશ્રીની સ્થિતિ જુદી હતી. લોકમાં જ્યારે અમારાં આ ગાંધર્વલગ્નની વાતો ચર્ચાવા લાગી, અને કોઇ ટીખળીખોરે મારા પિતાશ્રીને જઇને કહ્યું કે "ઘેલા કાકા ! પેલા મકનજી માસ્તરની છોકરી "કંકુ ને કન્યા"એ પરણી ગઇ તે જાણ્યું કે ?" ત્યારે મારા પિતાશ્રીનો પિત્તો બહુજ ઉછળી રહ્યો હતો એવી મને ખબર થઈ. એટલે હું લગ્ન અગાઉ તેમની કને જઇ બધી વિગત કહેવાની હિંમત કરી શક્યો નહિં. પણ જ્યારે મારાં લગ્ન થઇ ગયાં, એટલે હવે તેમનો ક્રોધ નકામો હતો એમ તેમને જણાયું. અને હવે જમાનો બદલાતો ચાલ્યો છે એટલે જુની આંખે નવાં કૌતુક જોવામાં આવવાનાં જ એવી પણ તેમને ખાત્રી થવાથી તેઓ શાંત થયા હતા. અમો ઘેર આવીએ એમ ઇચ્છતા હતા એવી ખબર મને મળી હતી છતાં તેમનો આગળનો સ્વભાવ જોતાં મારી હિંમત

ચાલી નહિ; પણ રૂક્મણીએ મને પ્રોત્સાહન આપ્યું અને કહ્યું કે "લગ્ન પછી પિતાશ્રીને પ્રથમ પાયે લાગવું એ આપણો મુખ્ય ધર્મ છે. અને તે આપણે હિંમતથી પળવો જોઇએ." અમો તો હિંમત કરી મારે ઘેર ગયાં, પિતાશ્રી આરામખુરશીમાં આડા પડ્યા હતા, ત્યાં હું અને રૂક્મણી સામે જઇ ઉભાં. મારું મન પિતાશ્રીને વંદન કરતાં બ્હીતું હતું. પણ રૂક્મણીએ તો તેમને નમન કરી તેમનાં ચરણસ્પર્શ કરી બોલી "પિતાશ્રી ! આપનાં બાળક આપનો અમર આશીર્વાદ માંગે છે." મેં પણ તરત જ પિતાશ્રીને પગે લાગી ગદ્‌ગદ્‌ કંઠે યાચના કરી. "પિતાશ્રી ! આપનો આશીર્વાદ ઇચ્છું છું. અને મારો વાંક દરગુજર કરી ક્ષમા આપવા માંગણી કરૂં છું."

પિતાશ્રીની આંખોમાં તરત આંસુ આવી ગયાં. અને ખુરશીમાંથી બેઠા થઇ અમારા બેઉના માથા પર હાથ મૂકી આશીર્વાદ દીધા કે "દીકરાં ! દીર્ઘાયુ થજો, અને મારો વંશવૃક્ષ ખુબ ફાલજો."

આ આશીષ વચનથી મારા દીલનો બધો ભય એકદમ ભાગી ગયો. તેમનો પૈસાનો લોભ હવે ક્ષીણ થયેલો દેખાયો અને પોતાના એકના એક પુત્રને વિવાહિત થયેલ જોવાની તેમની કેટલાએ કાળની ઇચ્છા ફલીભુત થયેલી જોતાં તેમને અત્યાનંદ થયો. કહેવત છે કે "વારેલા ન વળે તે હારેલા વળે" તે ખોટી નથી.

અમે અમારા ગ્રહમાં સ્વસ્થ થયાં. અમે અમારૂં કાંતવા વણવાનું કાર્ય અમારા ગ્રહસ્થાશ્રમના બીજા વ્યવસાય સાથે ચાલુ રાખ્યું. એ કાર્યને અમે અમારા ગ્રહસ્થાશ્રમના બીજાં કાર્યો સાથે ઓતપ્રોત કરી દીધું હતું એમ કહીયે તો અતિશયોકિત નથી. અમારૂં જોઇને-દેખા દેખીના નિયમે-આજુબાજુનાં બીજાં ઘણાં કુટુંબોએ પોતાના ઘરમાં કાંતવા વણવાનું શરૂ કરી દીધું. આ પ્રમાણે રૂક્મણીના વચનો સિદ્ધ થતાં દેખાયાં.

ફળીઆમાંના ઘણાંખરાં લોકો રોજ કાંતવા વણવાને લગતી બાબત વિષે કંઇને કંઇ પૂછ્વા અમારે ઘેર આવતાં. રૂક્મણીની સખીઓ ઘણી-ખરી તો નવરાશની વખતે અમારે ઘેરજ આવી રેંટીઓ કાંતતી, સાથે વાતો ચલાવતી અને ગીતો ગાતી. આમ અમારૂં ઘર એક નાની સરખી વણાટશાળાજ થઇ રહ્યું.

મારા પિતાશ્રીની અવસ્થા જર્જરિત થવા આવી હતી અને તેથી હવે તેમનાથી ગૃહવ્યવસ્થાનો તેમજ ગામડાની અમારી ખેતીવાડીનો બંદોબસ્ત થઇ શકતો ન હતો. એટલે એ કામગીરી મારે માથે આવી પડી.

હું જ્યારે ખેતીના કામ પ્રસંગે ગામડે જતો ત્યારે મારે કામસર બે પાંચ દીવસ ત્યાં રહેવું પડતું હતું. રૂક્ષ્મણી ઘણી વખત મારી સાથે ગામડે આવતી. તેમ કરવાનો તેનો ઉદ્દેશ ગામડાંમાં ખેડુતોના ઘેર રેંટીઓ અને શાળ દાખલ કરવાનો હતો. દેવીની આ પ્રેરણાથી અમે ખેડુતોને રેંટીઆ તથા શાળો પુરાં પાડતાં અને તેનો લાભ સમજાવી કાંતવા વણ-વાનું શીખવી અનાજની સાથે વસ્ત્ર પ્રાપ્તિ માટે પણ તેમને સ્વાશ્રયી થવાનો માર્ગ બતાવતાં.

આમ યથાશક્તિ અમો ખાદી પ્રચારનું કાર્ય કરતાં. અને રૂક્ષ્મણીના શબ્દોમાં કહું તો અમારા ગ્રહસ્થાશ્રમના સૂત્રોનો ઉકેલ કરી તેનાં વાણાતાણા પણ સાથે સાથે નિયમપૂર્વક ગોઠવતાં. રૂક્ષ્મણી તેમાં સ્નેહ-રસની કાંજી પાતી અને અમારી ગ્રહસ્થાશ્રમની ખાદી સંપૂર્ણ સુખકારક વણાતી.

ગ્રહસ્થાશ્રમની પ્રવૃત્તિ સાથે દેશસેવાની થોડીઘણી બાહ્યપ્રવૃત્તિ કેટલી બધી સુખકર છે એનો મને ખરેખરો અનુભવ હવેજ થયો. જેને દેશસેવા કે લોકસેવા કરવીજ હોય તેને ગ્રહસ્થાશ્રમ કોઇ રીતે બાધકારક નથી. હા, સ્નેહ અને પ્રેરણાની દેવી તેની પીઠ પાછળ હોવી જોઇએ. નહિ તો ગ્રહસ્થાશ્રમે નહીં નભે,અને લોક કલ્યાણની તો પછી વાત કયાંથી? પૂર્વના તેમજ હાલના ઘણા દેશનાયકોની પીઠ પાછળ તેમનાં સારથી રૂપે સ્નેહ અને પ્રેરણા દેવીઓ હતી, અને છે. અને એ દેવીઓનાં સારથીપણાંથી જ તેઓ અનુપમ કામ કરી શક્યા છે. પણ જો એવા સારથીમાં સ્નેહ અને પ્રેરણાનું પ્રાબલ્ય નહિં હોય, પણ તેનો આભાસ માત્ર જ હોય તો ગૃહસ્થાશ્રમ કોઇ રીતે લો.કકલ્યાણકર નહિં થાય. પણ ઉલટું સ્વાર્થ ચેનબાજી અને તજ્જન્ય અનેક ઉપાધિઓમાં જ જકડાઇ રહેવાય. એવાં 'સ્નેહ અને પ્રેરણા'-હીન ગૃહસ્થાશ્રમીઓ જ કહી શકે કે તેમને સંસારની ઉપાધિમાં દેશ કે લોકસેવા માટે અવકાશ નથી.

હું આવા વિચારમાં મગ્ન બની મારા ઘરની અગાશીમાં એક ચાંદની રાતે વાળુ કરીને નિરાંતે આડો પડયો હતો; તે વખતે રૂક્ષ્મણી પોતાના કામથી પરવારીને મારી પાછળ આવી ચુપચૂપ ઉભી. અને સ્નેહપૂર્વક પોતાના કોમળ કરપલ્લવથી મારી આંખો દબાવી રહી. મેં આ હસ્તસ્પર્શના આહ્લાદનો પ્રેમપૂર્વક અનુભવ લીધો પણ હું કશું એ બોલ્યો નહિં. આખરે રૂક્ષ્મણી વ્યક્ત થઇ બોલી કેઃ—

"શું વિચારમાં પડયા છો ! સંસારની ઉપાધિથી કંટાળ્યા તો નથી ને ?"

મેં રૂક્ષ્મણીનો હાથ પકડી તેને મારી પાસે બેસાડી ઉત્તર દીધો કે "વ્હાલી ! જ્યાં તારા જેવી સારથી હોય, ત્યાં સંસારનો રથ અટકી પડવાનો કાંઇ પણ સંભવ નથી, તો પછી તેના પર કંટાળો તો આવે જ ક્યાંથી ! હું હમણાં એવી સારથી રૂપ સ્નેહ અને પ્રેરણાની દેવીઓનો જ વિચાર કરતો હતો. રૂક્ષ્મણી ! તું પણ મારી સ્નેહ અને પ્રેરણાની દેવી જ છો. જ્યાં સુધી તારા હૃદયનો પ્રેમનો ઝરો અને પ્રેરણાનો ભંડાર ખાલી ન થાય ત્યાં સુધી આપણો સંસાર સદા સુખી અને વૃદ્ધિંગત રહેશે. રૂક્ષ્મણી ! ખાસ ધન્યવાદ તો તારા માતાપિતાને ઘટે છે, કારણ કે તેમણે પોતાની પુત્રીને સારી કેળવણી આપી એક આદર્શ ગૃહિણીને યોગ્ય બનાવી. બધી કન્યાઓનાં માબાપ એવાં હોય તો કેવું ? વળી તું મને પ્રાપ્ત થઇ તે આ બધા ખાદીના જ પ્રતાપ છે હાં ! તે ભુલીશ નહિં. તું અને તારી સાથેનો મારો સુખી અને સંતોષી સંસાર એ મારે મન તો **"ખાદીની પ્રસાદી"** જ છે. જો હું સ્વયંસેવક ન થાત તો મને મારા પિતાશ્રી પોતાની મરજી પ્રમાણે ગમે ત્યાં પરણાવી દેત. તેથી પિતાજીની એક વાંછના ફલીભુત થાત પણ તેના ફળમાં મારે નસીબે કુટુંબ કલેશ શ્વસુરપક્ષ સાથેના અનેક ટંટા, અને પરિણામે દુઃખી અસંતોષી અને સ્નેહશૂન્ય સંસાર રહેત. વળી સ્વયંસેવક થઇને આશ્રમમાં ન દાખલ થાત તો તારો અને મારો પરિચય પણ ક્યાંથી થાત !"

"અને મેં તમને સ્નેહ રસના ઘુંટડા ન પાયા હત તો ?" રૂક્ષ્મણી સ્નેહના અભિનય પૂર્વક બોલી.

"ખરેખર, અર્જુન આગળ શ્રીકૃષ્ણ ભગવાને ભગવદગીતા ગાઇને તેને જેમ યુદ્ધ ધર્મમાં પ્રેર્યો, તેમ તેં મારી આગળ સ્નેહગીતા ગાઈ મને દાંપત્ય ધર્મમાં પ્રેર્યો. અને મેં પણ એજ શ્રીકૃષ્ણની પેઠે 'રૂક્ષ્મણી હરણ' કર્યું કેમ ખરૂં કે નહિ ?" મેં પ્રત્યુત્તર દીધો.

"મારૂં હરણ તમે કર્યું ? નહિ.નહિ, એ તો સાવ ખોટું. ખરૂં પુછો તો મેં તમારૂં હરણ કર્યું છે !" અમે બેઉ હસ્યાં અને..........

ત્યારે વાચકવર્ગ તમે કોઇ કહેશો કે મેં રૂક્ષ્મણીનું હરણ કર્યું, કે રૂક્ષ્મણીએ મારૂં હરણ કર્યું ? ઇતિ ઓમ્.

**મણિભાઇ માગજી દેસાઇ.**




મરાઠી પરથી સંક્ષિપ્ત અનુવાદક

**શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી દીક્ષિત વલસાડકર.**
મુખ્યાધ્યાપક—મમાદેવી પાઠ શાળા-મુંબઈ.

## અધ્યાય ૧ લો.



### મંગલાચરણ તથા દાશાર્હ રાજાનું ચરિત્ર.

હે અનાદિ માયાથી પર રહેનારા પૂર્ણ બ્રહ્માનંદ પુરાણ પુરૂષ શ્રી શંકર ! તમારા ગુણોનું વર્ણન કરવાને ચાર વેદ, છ શાસ્ત્ર, અઢાર પુરાણો એ સર્વેની મતિ પણ કુંઠિત થઈ તો મારા જેવા અલ્પજ્ઞનું શું ગજુ છે કે આપના ગુણોનું વર્ણન કરી શકું ! આ પ્રમાણે ગ્રંથકર્તા કવિ શ્રીધર મંગલાચરણ કરીને શિવલીલામૃતનો આરંભ કરે છે. નૈમિષારણ્યમાં શૌનકાદિક ઋષિઓએ સૂતને પ્રશ્ન કર્યો કે તમે અમોને વિષ્ણુની અનેક લીલાઓ સંભળાવી, હવે શ્રીશંકરની લીલા શ્રવણ કરવાની ઇચ્છા છે. સૂત કહે છે કે હું શ્રદ્ધાવાળા તમોને શ્રીશંકરની લીલાઓ સંભળાવું છું જે શ્રવણ કરવાથી સર્વ તીર્થોનાં સ્નાનનું તથા યજ્ઞનું ફળ મલે છે, અને કલિયુગના દોષોનો નાશ થાય છે. **यज्ञानां जपयज्ञोऽस्मि** એ ઇશ્વર વચન પ્રમાણે શ્રીશંકરનો પંચાક્ષર મંત્ર ૐ **नमः शिवाय** એ સર્વમંત્રોમાં શ્રેષ્ઠ છે. નવગ્રહોમાં સૂર્ય, શસ્ત્રોમાં પાશુપત અને દેવોમાં શ્રીશંકર જેમ શ્રેષ્ઠ છે, તેમ આ પંચાક્ષર મંત્ર સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ છે. ચારે વર્ણોએ એ મંત્રનો સર્વ અવસ્થામાં જપ કરવો જોઈએ. ગુરૂને શરણે જઇને આ મંત્રની વિધિપ્રમાણે દીક્ષા લઈ કાશી કુરૂક્ષેત્ર નૈમિષારણ્ય ગોકર્ણ વિગેરે પવિત્ર ક્ષેત્રોમાં એનું જપાત્મક પુરશ્ચરણ કરવું. આ બાબતમાં પુરાતન ઇતિહાસ કહુંછું.

મથુરા નગરીમાં યાદવ કુળમાં ઉત્પન્ન થયેલો દાશાર્હ નામનો રાજા હતો. તેણે કાશીરાજાની કન્યા કલાવતી સાથે લગ્ન કર્યું. પછી થોડે દીવસે રાજાએ કામ વશ થઇને કલાવતીને બોલાવવા માણસ મોકલ્યું, પણ તે આવી નહી એટલે રાજા જાતેજ કાશીપુરીમાં કલાવતીની પાસે જઇને કહેવા લાગ્યો કે તું મને આલિંગન આપી મારો કામપરિતાપ શાન્ત કર. સ્ત્રી બોલી કે મેં શીશંકરની ઉપાસના કરવાને માટે વ્રત (નિયમ) ધારણ કરેલાં છે, જેથી આપની ઇચ્છા હાલ મારાથી પૂર્ણ ન થાય. જે સ્ત્રી રોગી ગર્ભિણી રજસ્વલા ક્ષુધાતુર વ્રતધારણ કરનારી વૃદ્ધ અને અશક્ત હોય તેનો પુરૂષે ઉપભોગ કરવો હીન એવી શાસ્ત્રની આજ્ઞા છે.



આ પ્રમાણેનું સ્ત્રીનું વાકય ન ગણકારતાં રાજાએ કલાવતીને બલાત્કારે આલિંગન આપ્યું, એટલે રાજાનું શરીર તપી ગયું. રાજા એકદમ ચકીત થઇ દુર હઠીને એનું કારણ પુછવા લાગ્યો. તે વખતે કલાવતી બોલી કે રાજન્! મ્હારા ગુરૂ મહર્ષિ દુર્વાસાએ મને શિવપંચાક્ષર મન્ત્રનો ઉપદેશ આપ્યો છે તેથી હું નિષ્પાપ થઇછું અને તેનેજ લીધે મારૂં શરીર શીતલ છે. તમે અભક્ષ્ય ભક્ષણ કરી વિચાર વિના અગમ્યાગમન કરવા તતપર થયા પણ તમારે જાણવું જોઇએ કે વ્રતવાળી સ્ત્રીને સ્પર્શ પણ ન કરવો જોઇએ. મને ગુરુ દુર્વાસાની કૃપાથી ત્રણ કાળનું જ્ઞાન છે તે વડે હું જોઇ શકું છું કે તમે જપ તપ શિવાર્ચન કાંઇજ કર્યું નથી, તેમજ ગુરૂ સેવા પણ કરી નથી જેથી રાજ્યને અંતે તમને નરકપ્રાપ્તિ થશે.

આ પ્રમાણે સ્ત્રીનું કહેવું સાંભળીને રાજાને ઘણો પશ્ચાત્તાપ થયો અને સ્ત્રીને કહેવા લાગ્યો કે તું મને પાપનો નાશ કરનાર શિવપંચાક્ષર મંત્રનો ઉપ-

દેશ આપ. કલાવતી કહેવા લાગી કે આપ મારા પતિ હોવાથી ગુરૂ છો. એટલે આપને મંત્રદીક્ષા આપવાનો મારો અધિકાર નથી. તમે ગર્ગ ઋષિને શરણે જઈ દીક્ષા ગ્રહણ કરો. આ પ્રમાણે કલાવતી રાજાને કહીને રાજાને લઇ ગર્ગમુનિના આશ્રમે ગઇ, ત્યાં જઇ બેઉ જણાંએ ગર્ગમુનિને નમસ્કાર કરીને શિવમંત્રની યાચના કરી. ગર્ગમુનિ રાજારાણીને લઈ યમુનાને કિનારે ગયા, ત્યાં બન્નેને સ્નાન કરાવી શિવપૂજન કરાવ્યું. રાજા ત્યાર પછી ગર્ગમુનિની પૂજા કરી હાથ જોડીને ઉભો રહ્યો. એટલે ગર્ગમુનિએ રાજાની નમ્રતા જોઇને શિવપંચાક્ષર મંત્રનો ઉપદેશ કર્યો. રાજાએ એ મંત્રનું પુરશ્ચરણ કર્યું એટલે રાજાના શરીરમાંથી અનેક કાગડાઓ નીકળીને ભસ્મ થવા લાગ્યા. આ ચમત્કાર જોતાં રાજાને આશ્ચર્ય થવાથી ગર્ગમુનિને પુછ્યું, એટલે ગર્ગે કહ્યું કે રાજન્! તારાં અનેક જન્મનાં કરેલાં પાપ શિવપંચાક્ષર મંત્રના પ્રભાવથી કાગડા રૂપે બહાર નીકળીને બળી ગયાં છે. ત્યાર પછી રાજા ગર્ગમુનિને વંદન કરી સ્ત્રી સાથે મથુરામાં આવી શિવભક્તિમાં તત્પર થયો. બાદ રાજાએ કલાવતીનાં શરીરને આલિંગન કર્યું તો ચંદ્ર જેવું શીતલ લાગ્યું. આવો શ્રીશિવપંચાક્ષર મંત્રનો પ્રભાવ છે જેનું શ્રવણ કરવાથી મનુષ્ય નિષ્પાપ થાય છે.

## અધ્યાય ૨ જો.

### શિવરાત્રીમહિમા અને વ્યાધનું ચરિત્ર.

જે જગ્યાએ શ્રીશંકરનું સ્મરણ કરાય છે તે જગ્યાએ કોઇ પણ વિઘ્ન નડતું નથી. શ્રીશંકરનું સ્મરણ કોઇ પણ અવસ્થામાં કરતાં પાપનો નાશ કરે છે. જેમ અગ્નિને કોઈ પણ અવસ્થામાં સ્પર્શ કરાતાં તે બાળે છે શ્રીશંકરની શિવરાત્રીનો મહિમા શેષ પણ વરણી ન શકે એવો છે. શિવરાત્રિના પવિત્ર દિવસે શંકરનું પૂજન જાગરણ રૂદ્રમંત્રનો જપ ઉપવાસ કરનારને અનંત પુણ્ય મલે છે. માઘ માસના કૃષ્ણપક્ષની ચતુર્દશીને શિવરાત્રિ કહેવાય છે.

વિંધ્યપર્વત ઉપર એક નિર્દય વ્યાધ (પારધી) રહેતો હતો. તે એક વખત ધનુષ્ બાણ અને પાશ હાથમાં લઈ પશુપક્ષિઓનો શિકાર કરવા અરણ્યમાં ફરતો હતો. પારધીએ અરણ્યમાં એક શિવમંદીર જોયું. તે દીવસે શિવરાત્રી હોવાથી લોકોનો મોટો મેળો થયો હતો. દેવાલયને પણ ખુબ શણગાર્યું હતું. લોકો સદાશિવનું ભજન પૂજન કરતાં હરહર મહાદેવ શબ્દની ગર્જના કરતા હતા. પારધીએ બધી ધામધુમ જોઇને લોકોની મશ્કરી કરવાના ઇરાદાથી "હરહર મહાદેવ" શબ્દની ગર્જના કરી મંદીરની પ્રદક્ષિણા કરીને અરણ્યમાં ચાલ્યો ગયો. શિવરાત્રીને દીવસે શ્રીશંકર સ્મરણ કરવાથી પારધીનું

પાપ ઓછું થયું. તે દીવસે સાયંકાળ સુધીમાં કોઇ શીકાર હાથ ન લાગવાથી ઉપવાસ પડયો. સાયંકાળ થયો. એકાદ જનાવરની આશાએ તે પારધી એક બીલનાં ઝાડ ઉપર ચઢી છુપાઇને બેઠો. અને હાથ વતે બીલ્વપત્ર તોડીને નીચે ફેંકવા લાગ્યો. મનમાં "હરહર મહાદેવ" શબ્દનો જપ ચાલુજ હતો. તે ઝાડ નીચે બ્રમ્હદેવે સ્થાપન કરેલું એક શિવલિંગ હતું. તેના મસ્તક પર બીલ્વપત્ર પડતાં હતાં તેથી પારધીનાં પાપોનો ક્ષય થવા લાગ્યો.



એક પહોર રાત ગઇ તે વખતે એક હરણી ત્યાં આવી. તેના ઉપર બાણ ચઢાવાની તૈયારી કરતો હતો એટલે હરણી બોલી કે "હું ગર્ભિણી છું. મને મારવાથી તને સ્ત્રીહત્યા અને બાલહત્યાનું પાપ લાગશે." પારધી બોલ્યો કે "હું કુટુંબ સાથે ભૂખ્યો છું માટે તને મારોશ. પણ તે અગાઉ તું કહે કે તને પાપ પુણ્યનું જ્ઞાન કેવી રીતે થયું છે ?" હરિણી બોલી કે "હું રંભા નામથી અપ્સરા હતી. નૃત્ય અને ગાયનવિદ્યાના મદથી દેવોને તુચ્છ ગણી દારૂ પીવા લાગી. હિરણ્યનામના દૈત્ય સાથે રતિ કરવા લાગી. અને શિવભજન છોડી દીધું. તે દૈત્ય મૃગયા માટે ગયો હતો તે વખતે શિવનાં દર્શનની ઇચ્છાથી હું કૈલાસ પ્રત્યે ગઈ. મને જોતાંજ શંકરે શાપ આપ્યો કે તું અને તારી દાસી હરણી થાઓ અને હિરણ્ય દૈત્ય તારા પર રતિ કરો. મેં શંકરની ઘણી પ્રાર્થના કરી ત્યારે તેમણે અનુગ્રહ કર્યો કે બાર વરસ પૂરાં થતાં તું મારાં સ્થાનને મેળવીશ. એ શાપથી હું હરિણી થઇ છું. મારો પ્રસવકાળ નજીક હોવાથી હું પ્રસવીને તરત આવીશ તે વખતે તું મારો વધ કરજે." પારધી બોલ્યો કે "મને તારાં વચનનો

ભરોસો નથી." હરિણીએ અનેક જાતના સોગંદ લીધા અને પારધીની રજા લઈ પોતાને સ્થાને ગઈ. પારધી ઝાડ પર બેસીને બીલ્વપત્ર તોડીને નીચે ફેંકવા લાગ્યો તેનાથી અરધું પાપ જતું રહ્યું. બે પ્રહર રાત્રી જતાં બીજી હરણી આવી તેને પારધીએ મારવાની તૈયારી કરતાં બોલી કે "હું કામાતુર છું, માટે ભોગ ભોગવીને પાછી આવું ત્યારે મારો વધ કરવો." પછી તે પણ અનેક સોગંદ લઈને ચાલી ગઈ. પારધી પાછો બીલ્વપત્ર ચુંટીને નાંખવા લાગ્યો. ત્રણ પહોર રાત જતાં એક હરણ આવ્યો તેણે કહ્યું કે "હું મારી સ્ત્રીને પુછીને આવું છું. પછી મારો વધ કરજે." રાત્રીના ચોથા પહોરે ત્રીજી હરણી આવીને પારધીને કહ્યું કે "હું મારાં બચ્ચાંને ધવરાવીને પાછી આવું પછી મને મારજે." પહેલી પ્રસૂતા થઈ. બીજીએ પતિ સાથે ભોગ ભોગવ્યો. ત્રીજીએ બચ્ચાંને ધવરાવ્યાં, અને ચતુર્થ પ્રહરની સમાપ્તિ વખતે મૃગ સાથે બધી હરણી પારધી આગળ આવી. આ વખતે પારધી નિષ્પાપ થઈ ગયો હતો તેથી હરિણીએ પ્રત્યે બોલ્યો કે મારી બુદ્ધિ નિર્મળ થઈ છે. તમોને હું મારીશ નહી. આ પ્રમાણે શિવરાત્રીનો ઉપવાસ કરી ચાર પ્રહર જાગરણ અને શિવપૂજન કરીને પવિત્ર થયેલા પારધીને લેવાને વિમાન આવ્યું તેમાં પારધી તથા હરણ અને હરિણીઓને બેસાડી તે સર્વેને શિવના ગણો શિવલોકમાં લઈ ગયા. શ્રીશંકરનાં શિવરાત્રી વ્રતનો મહિમા સાંભળનારનાં પાપ નાશ પામે છે.

---




( ગતાંકના પૃષ્ટ ૧૪૩ થી ચાલુ. )

## પ્રકરણ ૪ થું.

## વિઝાણંદનો વિયોગ.

---




યરામાંથી ઉઠી વિઝાણંદે શાંત મનથી વિચાર કરી નિશ્ચય કર્યો કે શેણી જેવું ઉત્તમ પાત્ર હાથથી જવા દેવું નહીં. કારણ કેઃ—

જોઇ વ્હોરીએ જાત, મેલે નહીં મરતાં લગીઃ
પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહીં.
મોંઘેરાં જો મળે, મોંઘાં સાટવીએ નહીં;
દૂધમાં સાકર ભળે, સ્વાદ તેનો તો ચાખીએ.

વિઝાણંદ નવચંદ્રી ભેંસો મેળવવા તૈયાર થયો. તેને પોતાના જંતર ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી. તેણે ધાર્યું કે કોઇ રાજા પાસે જઇ તેની આગળ જંતર વગાડી પ્રસન્ન કરી ઇનામમાં ભેંસો લાવી હૃદયવલ્લભાને મેળવીશ. આવી આકાંક્ષા મનમાં રાખી તેણે થોડાક દિવસ સેણીનો વિયોગ સહન કરવા હામ ભીડી. આ વાત સેણીના સાંભળવામાં આવતા તેને અત્યંત દુઃખ થયું. છ મહિના પણ છ યુગ જેવા થઇ પડશે આમાં માની તે પોતાના વલ્લભને કહેવા લાગી કે, “ વિઝાણંદ! તમે મને એકલી, છોડીને તૈયારી કેમ કરો છો ? પ્રથમ પ્રેમ બતાવી મન હરણ કરી હવે કાળજામાં કાપ મુકી આમ એકલા ચાલ્યા જાઓ છો તે ઠીક કરતા નથી. મને પણ સાથે લ્યો.” આ પ્રેમયુક્ત વચન સાંભળી વિઝાણંદ બોલ્યો કે ‘ પ્રિયા ! હું જાઉછું તે સારા માટે જાઉછું અને આપણે થોડા દિવ-

સનો વિયોગ તો થશે, પણ તે વિયોગને અંતે આપણે કાયમ ભેગાં રહી શકીશું." આ સાંભળી શેણી રૂદન કરવા લાગી. જાણે ફરીથી મળવાનું બનશેજ નહીં એમ તેને લાગી આવ્યું. તેણે ઘણી આજીજી કરી પણ વિઝાણંદે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહિ. તેણે એમજ ઉત્તર આપ્યો કે, "છ મહિના પછી તને કાયમની મારી કરીશ, માટે એટલી ધીરજ ધર,અને રાજી થઇ રજા દે." ત્યારે શેણી બોલી કેઃ— .

જાઓ કેતાં જીવ નીકળે, કાળજ કટકા થાય;
વેલા વળો વાલમા! મિંટ મેળાવો થાય.

વાટ જુની ને પગ નવો, ચંગા માછ જાય;
ઉડ હૈયાં કર પાંખડી, મિંટ મેળાવો થાય.

"હે પ્રિયતમ! તમને શી રીતે જાકારો દઉં! તમારા વિયોગથી મારો પ્રાણ રહેશે નહિ. અત્યાર સુધી મીટ મીલાવો તો થતો! મારૂં એટલુંયે સુખ તમે શા માટે જાતું કરો છો ? જગતમાં મારૂં સુખનું કોઇ સ્થાન હોય તો તમેજ ફક્ત છો. તમારા વિના હું એક ઘડી પણ રહી શકું નહિ. ખરૂં છે કે.—

જેના પડોશમાં સજ્જનાં, તેને નિત્યના વરઝોળા;
કાં તો વઢી વેર કરો, ને કાં સંતોષ દિયો શેણા.

"તે પ્રમાણે જો તમારે જાવુંજ હોય તો કાં તો મારા સાથે વેર કરીને જાઓ, નહિં તો મને સંતોષ થાય તેમ કરો. તે શિવાય જવા દઇશ નહિ."

આ સાંભળી વિઝાણંદ બોલ્યો કેઃ—

જવાસો સૂકયો પાલવે, જેનો ઉંડો તરેહ;
તૂટી પ્રીત ન પાલવે, ઝાઝા વરસે મેહ.

"બધું સહન થાય પણ પ્રીત તુટી સહન થઇ શકતી નથી. પ્રીત વધારવા માટે તો આ બધી મહેનત કરી છે. તો તને હમેશની કરવા માટેનો થોડા દિવસનો વિયોગ સહન કર્યા વિના છુટકો નથી. આમ અધીર બનતું કામ આવે નહીં. જો આપણે થોડા વખતનો વિયોગ સહન નહિ કરીયે તો કાયમનો વિયોગ સહન કરવો પડશે. કારણ કે ચારણોએ જે વેણ માગ્યું છે તે વેણુ મુદતસર હું ન પાળી શકું, તો તેમાંથી છટકી

જવા તેમને કારણ મળશે અને આપણી બધી આશા ધૂળમાં મળી જશે માટે તું થોડા દિવસ હિમ્મત રાખ. નવસેંહ ભેંસો લઇ હું જરૂર આવીશ, અને તારી સાથે લગ્ન કરી આપણે હમેશને માટે સુખી થઇશું." આમ કહી વિઝાણંદ સાબદો થઇ જવા તૈયાર થયો. તે જોઇ સેણીએ વળી વિચાર કર્યો કે જો અપશુકન થાય તો વિઝાણંદ જાતો બંધ રહે. એમ વિચારી તે બોલી કે:—

વિઝાણંદ હાલ્યો વિદેશ, પોઠીડા પલાણીને;
ડાબો થા ને ગણેશ, વિઝાણંદ પાછો વળે.

"હે તેતર! વિઝાણંદ વિદેશ જાય છે. મારા કહેવાથી રોકાતો નથી તે માટે તું ડાબી કોર બોલ તો અપશુકન થયાં એમ માની તે પાછો વળશે. માટે તું શુકન ન આપતાં અપશુકન આપ."

છતાં પણ વિઝાણંદે તો શેણીનું કહ્યું કાન ધર્યું નહિ અને ચાલી નિકળ્યો. શેણી પણ ભગ્ન હૃદયે તેની પાછળ ચાલી ને ગામની બ્હાર આવી ઉભી રહી. જ્યાં સુધી વિઝાણંદ દેખાયો ત્યાં સુધી એકી દૃષ્ટિએ તેની સામું જોઇ રહી અને જ્યારે તે દેખાતો બંધ થયો ત્યારે નિશ્વાસ નાખી પાછી વળી. પાછાં વળતાં ગિરિનાર ઉપર તેની દૃષ્ટિ પડી તેથી બોલી કે:-

મોર વણુ ગરવો સૂનો, સીત વણુ સૂના રામ;
હંસ વણુ સરવર સૂનાં, પિયુ વણુ સૂનાં ગામ.

શેણી આમ નિરાશ થઇ ઘેર આવી. આજે તેને પોતાનો આવાસ ઉજડ જેવો લાગતો હતો. મન સ્થિર હતું નહિ. વિઝાણંદની પણ એવીજ દશા થઇ હતી. પણ તેના હૃદયમાં આશા હતી કે ૭ મહિના પછી સેણીને મારી કાયમની અર્ધાંગના કરીશ. આવા આશાતંતુને અવલંબી તે શાંત થયો. વિઝાણંદને ગયે દિવસો ઉપર દિવસો જવા લાગ્યા, શેણી તો વિઝાણંદની રોજ વાટ જોતી બોલતી કે:—

સાયર લોટ પગણુ થર, જેત્તા શિરમાં વાળ;
વિઝાણંદ દિલમાં સાંભરે, દિનમાં એટલી વાર.
વિઝાણંદ તારી વાટ. જોઇ જોઇને થાક્યાં અમે;
અંતર માહી ઉચાટ, આપીને નવ આવીઓ!

આમ વાટ જોતી અને ઉચાટ કરતી શેણી દિવસ નિર્ગમન કરવા લાગી. આજ આવશે કાલે આવશે તેમ તેણે પણ આશા રાખવા માંડી. પણ મુદત સુધી વિઝાણંદના કાંઈ સમાચાર આવ્યા નહિ તેથી અધીરી થઈ તે બોલી કેઃ—

આજ કાલ કરતાં આમ, દિવસ કાઢ્યા દોહ્યલા;
હૈયે આવે હામ, વાવડ આપે વિઝાણંદના.
સરવો મોટો સાથ, તેમાં નહિં કોઈ માહરૂં;
હૈડું રહે ન હાથ, વ્હાલા વિઝાણંદ વિના

શેણીને ખાવું પીવું કે નિદ્રા પણ આવતી ન હોતી. ફક્ત વિઝાણંદનું જ અહર્નિશ રટણ કરતી હતી. હવે તેણે તેના માબાપની લાજ પણ તદ્દન છોડી દીધી હતી. કારણ કે તેને વિઝાણંદ વિના કોઈ સગું કે સ્નેહી નથી તેમજ તે માનતી હતી. તેનાં માબાપ પણ શેણીને વધારે પજવતાં નહિ. પ્રથમથી આમ જાણ્યું હોત તો વિઝાણંદને પરદેશ જવા દેત નહિ એમ તેમને હવે લાગ્યું, પણ હવે વિઝાણંદનો પત્તાએ ન હોતો તેથી નિરૂપાય થઈ મનમાં સમજી તેઓ બેસી રહ્યાં. સેણી તો નિશ્વાસ ઉપર નિશ્વાસ નાંખતી કહેતી કે.—

ભલે હું માગું ભીખ, રખડું રાને રાનમાં;
ઘોળી પીઉં વિખ, વિઝાણંદ વણ વરૂં નઈં.

શેણીની સ્થિતિ આવી હતી, ત્યારે હવે બીજી બાજુ વીઝાણંદનું શું થયું તે આપણે જોઈએ. વિઝાણંદ ચાલીને કચ્છમાં ગયો. અને કચ્છના રાજા પાસે રહ્યો. રાવ પાસે પોતાનું જંતર વગાડી તેમને પ્રસન્ન કર્યા. રાવે રાજી થઈ વીઝાણંદને ઇચ્છા પ્રમાણે માગવાનું કહ્યું. ત્યારે વિઝાણંદે નવસેં નવચંદ્રી ભેંસો માગી. આ માગણીથી રાવને આશ્ચર્ય થવાથી નવચંદ્રીજ ભેંસો જોઈએ તે બીજી નહિ તેનું કારણ પૂછ્યું. ત્યારે વીઝાણંદે વેંદા ગઢવીની બધી વાત કહી સંભળાવી. તેથી કચ્છના રાવે પોતાના દેશમાંથી નવસેં નવચંદ્રી ભેંસો એકઠી કરી વીઝાણંદને આપી સૌરાષ્ટ્ર સુધી તેને પહોંચાડવા સાથે માણસો આપ્યાં, અને શેણીને પરણીને પોતાની પાસે આવવા કહી વિઝાણંદને રવાના કર્યો.

વિઝાણંદ કચ્છમાંથી રવાના થયો. મજલ દર મજલ કરવા લાગ્યો. પોતાના કાર્યમાં સફળતા મળવાથી તે હોંસમાં આવ્યો ને રસ્તામાં વિચાર

કરવા લાગ્યો કે હવે શેણી જરૂર મળશે. તે મારી માર્ગપ્રતિક્ષા કરતી બેઠી હશે, પળે પળે મારૂંજ ચિંતવન કરતી હશે. તેને જઇને શાંતિ આપીશ. ૭ મહિના પુરા થવા આવ્યા હતા પણ ગિર દુર હતી. પોતાના આ પરાક્રમથી ચારણો ખુશ થશે ને વચન પાળશે એમ ધારી તે વીતેલી મુદતને ન ગણકારતાં લાંબી વાટે ચાલ્યો આવતો હતો. આ બાજુ ૭ મહિના પૂર્ણ થયા ઉપર એક દિવસ ગયો ત્યારે વેંદા ગઢવીએ આસપાસના નેહના ચારણોને ભેગા કર્યા અને કહ્યું કે "વિઝાણંદનો વદાડ પુરો થયો છે. ૭ મહિના ઉપર એક દિવસ ગ ા હવે તમે બધા જેમ કહો તેમ કરૂં" વેંદા ગઢવીનાં વચન સાંભળી બધાએ કહ્યું કે "હવે શેણી ઉપર વિઝાણંદનો હકક રહ્યો નથી, કારણ તેની અવધી પુરી થઇ છે. વળી વિઝાણંદ હવે આવેયે કયાંથી! કારણ કે બધીએ નવચંદ્રી ભેંસો કયાંથી લાવવાનો હતો? ભેંસો મળે નહિ. અને વિઝાણંદ કાંઇ આવે નહિ. કદાચ આવે તો યે હવે તેનો હકક રહ્યો નથી. માટે હવે શેણી મોટી થઇ છે તો તેનાં લગ્ન કરી દેવાં જોઇએ" વેંદા ગઢવીને તો એ ગમતું જ હતું તેથી પાસેના નેસના એક ચારણને ત્યાં તેણે શેણીનું વેશવાળ કર્યું અને તુરત લગ્ન કરવાનું નકકી કર્યું. વિઝાણંદનો વદાડ પુરો થવાથી હવે તેનો હકક રહ્યો નથી અને પોતાનાં લગ્ન બીજા ચારણ સાથે થવાનાં છે આ સમાચાર સાંભળી શેણીના દુઃખનો પાર રહ્યો નહિ. તેને ખાત્રી હતી કે વિઝાણંદ આવ્યા સિવાય તો રહે નહિ. કદાચ કોઇ કારણસર તેને મોડું થયું હશે. પણઃ—

આજકાલ કરતાં અમે, ખટ માસ ગયા વહી;
દિલમાં દુઃખ છે દમે, વાતો વિવાહની થતાં.

તનમાં લાગે તીર, ભીંતરમાં ભડકા બળે;
વિઝાણંદ વણુ વીર, નર બીજાને ન્યાળવા.

"ભલે મારાં માવતરો પોતાના ગમે તેવા વિચારો ચલાવે, પણ મારે મન તો વિઝાણંદ પુરુષ છે. બીજા બધા મારા ભાઇ પ્રમાણે છે. મારા મનના દઢ નિશ્ચયની આડે કોઇ આવી શકશે નહિ, છતાં કોઇ આવશે તો મારા પ્રાણ ત્યાગ કરવામાં તો મને કોઇ રોકનાર નથી. થોડા દિવસ વિઝાણંદની રાહ જોવી. તેટલામાં તે જો ન આવે તો પછી તેને શોધવા જવું." આવી રીતે સેણી વિચાર કરી વીઝાણંદની વાટ જોવા લાગી.

વિઝાણંદને ગર્વ આવ્યો હતો કે આવી નવચંદી નવસેંહ ભેંસો ૭ મહિનામાં મારા સિવાય બીજો કોઇ એકઠી કરી શકે નહિ, ને શેણી જેવી સુંદરી બીજાને મળે નહિ, હું મહાન્ ભાગ્યશાળી છું કે શેણી જેવી રૂપ સુંદરી મેળવી સુખી થઇશ. આવી રીતે તે મનમાં મલકાતો હતો ને મુદત વીતી ગયા બદલ જવાબ દેવાના ખુલાસા ગોઠવી મુકતો હતો કે જઇને કહી શું કે ભલે મને આવતાં મોડું થયું પણ તમારી માગણી પ્રમાણે ભેંસો તો લાવ્યો છું ના? મારૂં વેંણ મે પાળ્યું. અને તમારૂં વેંણ હવે તમે પાળો. તેમ છતાં આનાકાની કરશે તો આસપાસના ચારણોને એકઠા કરીશ એટલે વેંદો ગઢવી આપોઆપ ઠેકાણે આવી જશે. આણીકોર ૭ મહિના ઉપર અડવાડીયું ગયું એટલે વેંદો ગઢવી બોલવા લાગ્યો કે હવે "વિઝાણંદ આવશે તો પણ નકામું છે. તેનો વાયદો ગયો, ને મારૂં વેંણ રહ્યું. હવે ભેંસો લાવે કે ન લાવે પણ શેણી તેને આપવાનીજ નથી. વળી તે પરદેશી છે. પણ તે આવે ક્યાંથી! ક્યાંઇ રખડીને મરી ગયો હશે." આ વાત શેણીના સાંભળવામાં આવી એટલે તેણે નિશ્ચય કર્યો કે હવે અહી રહેવુંજ નહિ. ૭ મહિના ઉપર અડવાડિયું થયું છતાં વિઝાણંદ ન આવ્યો તેનું કારણ શું છે તેની તપાસ કરવા મારે તેની પાછળ જવું. શેણીનું ચિત્ત કશામાં ચોંટતું નહિ. તેને રાતદિવસ વિઝાણંદની જંખના થતી હતી. તેને ચિંતા થતી હતી કે વખતે વિઝાણંદ ક્યાંઇ કારણસર રોકાઇ જાય અને મારાં પરાણે લગ્ન થઇ જાય તો પછી ઉપાય રહે નહિ. આમ ધારી તે વિઝાણંદની પાછળ જવા નિકળી. તેનાં માવતારે શેણીને ઘણી ઘણી રીતે સમજાવી અટકાવી પણ શેણીએ તો પોતાનો સ્પષ્ટ વિચાર તેમને જણાવી દીધો કે:—

વેરી મા ને બાપ, જગ બધો ઝેરી થયો;
સરવે લાગે સાપ, વ્હાલો એક વિઝાણંદો.

પાડું મારી કાય, વિખ ઘોળીને હું મરૂં;
બીજા બાંધવ થાય, વિઝાણંદ વણુ વરૂં નઈ.

"તમે ગમે તેમ કરશો પણ હું બીજા જોડે લગ્ન કરવાનીજ નથી. આ જન્મનો પતિ તો વિઝાણંદ છે. તેના વિના આખું જગત ઝેર જેવું છે. તમારા વિચારને હું આધિન થવાની નથી. તેમ હવે તમારી દરકાર પણ મને નથી. હું વિઝાણંદ પાછળ જઇશ અને તેને મેળવી મારો સંસાર સુખી કરીશ."

શેણીની આવી દૃઢતા જોઇ તેનાં માવતર ડરી ગયાં ને શેણી આત્મઘાત કરી પાપમાં નાખશે તેમ વિચારી તેઓ કાંઇ બોલી શકયાં નહિ. શેણી પોતાના પ્રિયતમને શોધવા ચાલી નીકળી. લોકલાજને તેણે દૂર ફેંકી દીધી જાતે એક અબળા હોવા છતાં દુખની મારી તે સબળા બની ગઇ.

શેણીને ગયાં થોડા દિવસ થયા કે વિઝાણંદ ગર્વ ભર્યો વેંદા ગઢવી પાસે આવીને બોલ્યો કે "જુઓ આ તમારી ભેંસો ! અને હવે તમારૂં વેણ પાળી શેણી મને પરણાવો." વેંદા ગઢવીને તો શેણીના તાજા વિયોગનું દુઃખ સાલતું હતું. પોતાને પ્રથમથી આવી વીઝાણંદની હીંમતની ખબર હોત તો શેણીનાં તેની સાથે લગ્ન કરી લ્હાવો લેત, પણ તેમાનું કાંઈ બન્યું નહિ, આવી સ્થિતિમાં વિઝાણંદને આવેલો જોઇ અશ્રુ પાડતાં તેણે કહ્યું કે "શેણી તો અમારો ત્યાગ કરી તમારી પાછળ તમને ગોતવા આવી છે માટે તમે પણ તેની પાછળ જાઓ." વીઝાણંદને આ જવાબ વીજળી પ્રહાર જેવો લાગ્યો. અને વિશેષ કાંઇ પણ વાતચીત કરવા ત્યાં ન રોકાતાં ગાંડાતુર જેવો બની ભેંસો મુકી શેણી પાછળ ચાલી નીકળ્યો.

## પ્રકરણ ૫ મું.

### પ્રણયીની શોધમાં પ્રેમદા.

——:×:——



શેણી પોતાના પ્રિયતમની શોધમાં ચાલી નીકળી. રખડતી રજળતી તે એક જંગલમાં જઇ ચડી. ત્યાં તેને એક સ્વર સંભળાયો. પ્રથમ તેને એમ થયું કે આ જંતર હશે પણ ધ્યાનથી સાંભળતાં કોઇ પાવો વગાડતો હોય તેમ લાગ્યું એટલે શેણીએ નિશ્વાસ નાખી કહ્યું કે:—

કોઇ વગાડે વાંસ પાવે મન પલળે નહીં;
જંતર વાળો જુવાન વેરાગી કયાં વિઝાણંદે.

આમ કહી શેણી આગળ ચાલી. મધ્યાહ્નનો સમય હતો. ઉન્હાળાને પ્રખર તાપ પડતો હતો. એક તો હૃદયના તાપે તે તપેલી હતી, અને વળી પ્રવાસ કરેલો હોવાથી થાકી ગઇ હતી, તેથી એક આંબાની શિતળ છાયા તળે આવીને બેઠી ત્યાં આંબા ઉપરથી કોયલે "પીયુ પીયુ" એમ ટહુકો

કર્યો. તેથી તેને ઘડીભર વળેલી શાંતી લુપ્ત થઇ અને મનમાં વિચાર કરવા લાગી કે આ પક્ષિણી જાતની માદા પણ પોતાના પિયુનું રટણ કરે છે અને મોઢેથી નામ ભૂલતી નથી. આના જેટલો પણ મારામાં પ્રેમ નથી. પણ અત્યારે તો તે બોલીને મને દુઃખ આપે છે માટે વેરણ કોયલડીને કાંઇક ઠપકો આપું એમ કરી તે બોલી કેઃ—

> કોયલ મારૂં કાંકરો, તારાં વરવાં લાગે વેણ;
> બળેલીને બાળવા, તેં રાતાં કીધાં નેણ.

શેણીનું આવું વચન સાંભળી કોયલ બોલી કેઃ—

> હું નારી કોયલ ચતુર, બોલું અમૃત વેણ;
> સોજા સાંજણને કારણે, રોઇ રાતાં કીધાં નેણ.

કોયલનો આવો જવાબ સાંભળી શેણી સમજી કે કોયલ પણ પોતાની પેઠે વિયોગણ છે માટેજ "પીયુ પીયુ" રટણ કરે છે, તો ભલે તે પોતાના પીયુને સંભારે. આમ વિચાર કરે છે ત્યાં સૂડે એક કાચી કેરી તોડી તે કેરી શેણીના ઉપર પડી, શેણીએ ઉંચું જોયું તો સૂડાને જોયો. તેણે કાચી કેરી ખાધી તેથી મારા ઉપર પડી એમ વિચારી બોલી કેઃ—

> કોયલને કેમ મારીયે, આંબાની રખવાળ.
> મારીયે હરામી સૂડલો, (જે) વણ પાકયાં ફળ ખાય.

દિવસ નમતાં તાપ ઓછો થયો, સાંજ પડી જશે તો જંગલમાં રાત રહી શકાશે નહિ તેમ વિચાર કરી તે ત્યાંથી ચાલતી થઇ અને એક ગામને પાદર આવી, ત્યાં દિવસ અસ્ત થયો ત્યારે તે હાય મારી બોલી કેઃ—

> દિ ડૂબ્યો ધરણી તળે, પંખી સંભાળે માળ;
> હું વિજોગણ વિઝાણંદની, મારો કોણ રખેવાળ ?

દિવસ પણ અત્યારે પોતાને ઘેર ગયો. પક્ષિઓ દૂર દૂર ચારો કરીને પોતાના માળામાં આવવા લાગ્યાં, પણ વિઝાણંદના વિયોગે હું નિરાધાર થઇ છું. અત્યારે મારૂં રક્ષણ કરે તેવું કોઇ નથી. મારે કોને ત્યાં જઇને અજાણ્યા ગામમાં રાત રહેવી ! આમ શોચ કરતી તે ગામમાં આવી અને કુંભારને ત્યાં જઇ રાત રહી. રાત્રે વાળુપાણી કરીને બોલી કેઃ—

જંતર વાગ્યું રાત, ભાંગતી ભારથીએ;
કાળજાને તે કાપ, સદ વાઢી ગયો વિઝાણંદો.

અરે દૈવ ! ભાંગતી રાત સુધી જંતર વાગતું અને મને જે સુખ થતું તેનું વર્ણન થઈ શકતું નથી. મેં સંસાર સાગરમાં ગૃહસ્થાશ્રમરૂપી વહાણનો વિઝાણંદને સુકાની ગોત્યો હતો, પણ ભરદરીયા વચ્ચે જતાં કાળજામાં કાપ મૂકી સદ વાઢીને તે અત્યારે ચાલ્યો ગયો, અને હું દુઃખમાં ડૂબવા લાગી છું. આમ કલ્પાંત કરતી તે તડફડવા લાગી. રાત કેમે કરી ખુટતી ન હોવાથી બોલી કેઃ—

વેરણ થઇ તું રાત, ખરી થઇ, નથી ખુટતી;
જટ પડને પરભાત, વાવડ કાઢું વિઝાણંદના.

આમ જેમ તેમ કરીને રાત કાઢી સવારમાં ત્યાંથી ચાલી નિકળી. બજારે થઇ જતાં એક દુકાનમાં વિઝાણંદ જેવો પુરુષ જણાયો તેથી તે હાટ પાસે જઇ જોવા લાગી, પણ ત્યાં બીજું જ કોઇ નજરે પડતાં હતાશ થઇ બોલી કેઃ—

લાલ સુરંગી ધોતિયે, કેશર ભીને વાન;
હમણાં હતો હાટડે, જંતરવાળો જુવાન.

અરેરે ! મેં હમણાં જ આંહી વિઝાણંદને ભાળ્યો હતો. તે ક્યાં ગયો! શું મને ભાળીને શરમનો માર્યો તે ભાગી ગયો હશે, કે મને ન ભાળી હોય તેથી ગામમાં મને ગોતવા ગયો હશે ! માટેઃ—

આવળ પીળે ફુલડે, કેશર ભીને વાન;
શેરીયે પડાવું સાદ, ભાળ્યો જંતરવાળો જુવાન ?

શેણી આમ નિરાશ થઇ ત્યાંથી ગામ બહાર નિકળી અને વિઝાણંદ ! વિઝાણંદ ! એમ રટણ કરતી ચાલવા લાગી. જંગલમાં જતાં ઓજત નદીના કાંઠા પાસેના ગુંદાળી ધારના ટેકરા નજરે પડ્યા. તે જોઇ બોલી કેઃ—

ચડું તે ટીંબા ટીંબડી, ચડું ગુંદાળી ધાર;
ઓઝત કરને ઉલાળો, વિઝાણંદ પાછો વાળ.

"વિઝાણંદને શોધવા હું ધારના ડુંગરા પર ચડીને જોઉં છું. ને હે ઓજત નદી ! તું ઉલાળો માર એટલે બે કાંઠે ભરાઇ જા જેથી વિઝાણંદ

તને ઉતરી આગળ જઇ શકે નહિં." એમ કહી ટેકરા ઉપર ચઢી ચારે કોર જોવા લાગી પણ કોઇદષ્ટિએ પડયું નહિં. શેણીએ વિચાર કર્યો કે વિઝાણંદની જન્મભૂમિ વાગડ પ્રગણામાં છે માટે તે ત્યાં ગયો હશે, પણ હવે હું છેક થાકી ગઇ છું. તેથી એટલે દૂર સુધી કેમ કરી જઇ શકીશ એમ વિચારી બોલી કેઃ—

ચાલું તો ચુકું નીકળે, ઘોડું તો લાજી મરૂં;
વિઝાણંદ વાગડ ઉતર્યો, હું ઉભી પોતું કરૂં.

વિઝાણંદ જરૂર વાગડમાં ઉતર્યો જણાય છે. તેને પહોંચી વળવા હું ચાલવા શકિતમાન નથી, તેમજ તેની પાછળ દોડતાં પણ લાજ આવે છે તેથી અહીયાં ઉભી રહી હું પોતું (લાકડી ઉપર લુગડું નાખી નિશાની દેખાડવી તે) કરૂં, પણ તે શી રીતે જાણે કે સેણી પાછળ નિકળી છે! આમ કલ્પના ઉપર કલ્પનાના તરંગ કરતી તે ચાલવા લાગી. પણ વિઝાણંદના વાવડ મળ્યા નહિં તેથી હતાશ થઇને બોલી કેઃ—

આપું સોનામહોર સામટી, વળી આપું એકાવળ હાર;
ઝાઝા કરૂં જુવાર, જો કોઇ વાવડ આપે વિઝાણંદના.

હવે વિઝાણંદ કોઈ રીતે ગોત્યો હાથ લાગવાનો નથી, ને હું આમ કયાં સુધી રખડીશ! રખેડયે તો તેનો પત્તો લાગવાનો નથી માટેઃ—

મારગ કાંઠે મઢી કરૂં, લઉ જોગણુનો વેશ;
ગોતું દેશ વિદેશ, વાવડ કાઢું વિઝાણંદના.

હવે વાગડ મલકમાંજ જાવું. ત્યાં ગયા વિના વિઝાણંદનો પત્તો લાગશે નહિ. તેમ વિચાર કરી તે આગળ ચાલી. દુખ ને થાકની મારી વેંદા ચારણની લાડકી દીકરી શેણી બ્હાવરી જેવી બની ગઇ હતી. માથાના વાળી છુટા થઈ વીખરાઈ ગયા હતા. શરીર પરનાં કપડાં જ્યાં ત્યાં ઝાળા ઝાંખરામાં ભરાઇ ફાટી ગયાં હતાં. શરીરે ઉઝરડા થઇ તેમાંથી લોહી વહેતાં હતાં. પગમાં કાંટા ભચોભચ ભાંગતા હતા. ખાડા ટેકરામાં પગ લપસી જવાથી નીચે પટકાઇ પડતી હતી. જનાં પણ તેના હૃદયનો વિશુદ્ધ પ્રેમ વિઝાણંદ ઉપરથી જરા પણ ઓછો થયો ન હોતો, ઉલટું જેમ જેમ તેના શરીરને કષ્ટ પડતું તેમ તેમ વિઝાણંદ ઉપરનો તેનો પ્રેમ દ્વિગુણિત થતો હતો. સોરઠની વિશુદ્ધ પ્રેમદાઓના પ્રેમની એજ ખુબી છે. આમ અટવાત

પછડાતી આગળ ચાલી ત્યાં એક રોઝનું ટોળું સામું મળ્યું. શેણીનું વિરૂપ જોઇ રોઝનું ટોળું તેની ફરતું ફરી વળયું. તે જોઇને બોલી કે:—

ખેતર પાકયું કણ ઝરે, મનડું બેઠું માળે;
વળને વિઝાણંદ, અમને રોઝડાં રંજાડે.

રોઝડાંના પાસમાંથી જેમ તેમ કરીને છુટીને તે આગળ નાસવા લાગી. દિવસ આખો તે વિઝાણંદની શોધ કરતી અને રાત પડે ત્યાં રાત રહેતી. આમ ભટકતી સ્થિતિમાં તે છેક બહાવરી બની ગઇ હતી. ખાવાનું ભાવતું ન હોતું, તેમ નિદ્રા પણ આવતી ન હોતી; કારણ કે:—

પ્રીત વછોયાં, બહુ રણાં, માથે વેર ઘણાં;
પ્રીતમ કહે પ્રેમદા, નાવે નિદ્રા ત્રણ જણાં.

પ્રીતમથી વિખુડાં પડેલાંને, બહુ કરજવાળાને, અને જેને માથે ઘણા શત્રુઓ હોય આ ત્રણને નિદ્રા આવેજ નહિ, તો શેણી પ્રીતમથી વિખુટી પડી હતી તેને નિદ્રા શેની આવે? ભુખ અને ઉજાગરા તથા થાક અને તડકો એથી શેણી બેહાલ બની ગઇ હતી. શરીરનો ગૌરવર્ણ મટી તેનો રંગ શ્યામ થયો હતો. દેહની પુષ્ટિ ચાલી ગઇ હતી અને કૃશતા આવી હતી. છતાં પ્રેમજ્યોતથી ભભકતું તેનું કુદરતી સૌન્દર્ય ઓછું થયું ન હતું. તેની જીહ્વાએથી વિઝાણંદનું રટણ અટકયું ન હતું. કયારેય પણ જરૂર વિઝાણંદ મળશે એવી આશામાં ને આશામાં તે શોધ કરતી રખડતી રઝળતી વાગડમાં પહોચી.

વારૂં વાગડ દેશ, વિઝાણંદની ઉપરે;
જંતરની જૂંબેશ, ચિન્તા કરી શેણીને.

વાગડમાં જઇ ગામે ગામ તે વિઝાણંદના ખબર પૂછવા લાગી. વાગડમાં ફરતાં ફરતાં વિઝાણંદનું ગામ રાજસ્થળી આવ્યું. પોતાના પ્રિયતમની જન્મભૂમિને જોઇ તેને પાદર આવી તે બોલી કે:—

જંતરવાળો જુવાન, જનમીયો આ ભોમમાં;
ઇ મોંઘેરો મેમાન, નજરે કયારે ભાળશું?

ગામમાં જતાં તેને કોઈએ પૂછ્યું કે તું કોણ છે ને ક્યાં રહે છે, ત્યારે શેણીએ કહ્યું કેઃ—

ગિરમાં મારૂં ગામ, ભટકતી ફરૂં ભોમમાં;
શેણી મારૂં નામ, વિજોગણ વિજાણંદની.

કણુ કણુ જંતર વગાડતાં, નેણાં જેનાં લોલ;
મીઠા લાગે બોલ, હું વિજોગણ તે વિજાણંદની.

શેણીએ ગામમાં જઈને વિજાણંદના ખબર પૂછ્યા તો સમાચાર મળ્યા કે જ્યારથી દુકાળ પડ્યો ત્યારથી ભેંશો હાંકીને તે તો કાંઈક ચાલ્યો ગયો છે. આ સમાચાર સાંભળી શેણીને ધ્રાસકો પડ્યો કે હવે વિજાણંદ મળશે નહિ. જેના માટે આટલી આટલી વિપત્તિ વેઠી. જેના માટે માવતર અને સગાંવ્હાલાં તજ્યાં તેનો પત્તો લાગતો નથી માટે હવે આ દેહ ટકાવી રાખવો નકામો છે. સઘળો સંસાર હવે મારે મન ખારો થઈ ગયો છે. મારો પ્રેમ આ ભવમાં બીજાને અપાય તેમ નથી અને વિજાણંદ મળે તેમ નથી. માટે હવે વિજાણંદ વિના જીવીને યે શું કરવું ! જો મેં વિજાણંદને ભેંસો લેવા જવા ન દીધો હોત અને મારા માવતરને મારો નિશ્ચય જણાવ્યો હોત તો આ વખત આવત નહિ; પણ હવે પાછળથી પસ્તાવો શા કામનો ! હવે તોઃ—

ખેતર પાકયું પોંક થયો, મનડું બેઠું માળે;
અધવચ મેલ્યાં એકલાં, હાલ્ય હૈયા હેમાળે.

મારૂં યૌવન રૂપી ખેતર પાકયું હતું. તેને પોંક પણ આવ્યો હતો, મારૂં મન તેમાં માળો કરી બેઠું હતું. પણ મને અધવચથીજ રખડતી મેલી તેથી હવે અહીં રહીને શું કરવું ! હવે તો હિમાળે જઈને હાડ ગાળવાંજ કામનાં છે કે જેથી બીજા ભવમાં વિજાણંદને મળી શકાય. શેણીનો આવો વિચાર સાંભળી ગામનાં માણસો તેની આસપાસ વિંટાઈ વળ્યાં. તેને ઠપકો દેવા લાગ્યાં કે જો તું જીવતી હોઇશ તો ક્યારેક પણ વિજાણંદ મળશે. પણ હિમાળે ગયા પછી વિજાણંદ ક્યાંથી મળવાનો હતો ! માટે અહીં રહે. આ તેની જન્મભૂમિ છે તો કોઈ વાર પણ તે અહીં આવશે. આ સાંભળી શેણી બોલી કેઃ—

મત શું દિયો માનવી, જણ જણ જુજવીયું;
ડાહ્યો હોત જો દેશ, વિજાણંદ કાં વાળ્યો નૈં ?

તમે બધાં ડાહ્યાં થઈ હવે મને શી જુદી જુદી શીખામણ દેવા આવ્યાં છો ? તમે જો ડાહ્યાં જ હતાં તો વિઝાણંદ જ્યારે આ ભૂમિ છોડીને ગયો ત્યારે તમે કેમ તેને રોક્યો નહિં ? શેણીની આવી દ્દતા જોઈ માણસો પોતપોતાને ઠેકાણે ગયાં, પણ એક ખીમસરીયો કરીને ચારણ યુવક હતો તેને શેણી ઉપર મોહ લાગ્યો. તે આવીને કહેવા લાગ્યો કે "વિઝાણંદ હવે મળવાનો નથી. તું નકામી હિમાળે જઈ હાડ ગાળીશ એ કરતાં જો મને પરણે તો તારી બધી મુરાદ પાર પાડું. તું જેમ કહે તેમ કરૂં. તું નકામી હિમાળે જઈને આ જીન્દગી એળે ગુમાવીશ તેમાં તારૂં શું વળવાનું હતું ! અને વિઝાણંદ ક્યાં તને સ્વર્ગે લઈ જાય તેમ હતો ? વિઝાણંદે તો તને આટલી બધી દુઃખી કરી, પણ હું તો તને સુખી કરીશ. માટે વિઝાણંદનુ નામ મુકીને મારી સાથે લગ્ન કર."

ખીમસરીયાનાં આવાં વચનો સાંભળીને શેણીને ક્રોધ ચઢ્યો અને બોલી કેઃ—

ખીમસરીયા ખેધો મ કર, ખેધે તું ખાટીશ નૈં;
ઉડાડીશ આકાશ, ભોં થરીયો ભાળીશ નૈં.

"ખીમસરીયા તું મારો ખેધો કરવો રહેવા દે. તેમ કરવામાં તું ફાવીશ નહિં. તું મને અબળા સમજીશ નહિં. તને હું આકાશમાં એવો તો ફેંકી દઈશ કે ભોંયનું તળીયું પણ પાછો ભાળી શકીશ નહિં."

આવા કડવા અનુભવથી શેણીને થઈ આવ્યું કે હવે ઝાઝા દિવસ દેહ ટકાવી રાખવામાં માલ નથી. ઝેરવેરના ભરેલા આ મુલકમાં ન રહેતાં હવે તો હિમાળે જવું. આવો નિશ્ચય કરી તે ત્યાંથી આગળ ચાલી નિકળી.

## શ્રી મચ્છુકાંઠીયા મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક મંડળ મુંબઇનું પ્રથમ વાર્ષિક સંમેલન.

ઉપરોકત મંડળનું સંમેલન તા. ૨૦—૪—૨૩ શુક્રવારના રોજ કાંદાવાડીમાં શ્રીયુત દયાશંકર દેવશંકર દવે એમની ચારધામની જગાના વિશાળ કંપાઉડમાં સુ. અ. મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના વયોવૃદ્ધ પ્રમુખ મહાશય શ્રીયુત ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ એમના પ્રમુખપણા નીચે રાત્રે ૧૦ વાગે મળ્યું હતું. સભાસ્થળને કીટસન લાઇટથી શણગાર્યું હતું. મુંબઇમાં વસતા વિવિધ સંવાયોના લગભગ દરેક સંવાયમાંથી સારી સંખ્યામાં ભાઇઓએ હાજરી આપી હતી.

શરૂઆતમાં મંડળના મંત્રી ગૌરીશંકર ડોસાભાઇ પંડ્યાએ જ્ઞાતિ સ્તુતિ કરી મંડળનો છાપેલો વાર્ષિક વૃત્તાંત વાંચી બતાવ્યો હતો. તેમાં જણાવ્યું કે સદરહુ મંડળ કરાંચીના મંડળની એક શાખા છે. મચ્છુકાંઠીયા સંવાયના જે ભાઇઓ ઉદ્યમાર્થે મુંબઇ આવી વસ્યા છે તે દરેકેદરેક ભાઇ આ મંડળનો મેંબર છે. આખા વર્ષમાં આ મંડળની એકંદર અગીયાર સભાઓ ભરાઇ હતી તેમાં ફંડ વધારવા માટે, નિત્યકર્મ શીખવા માટે, અને કરાંચીના મુખ્ય મંડળ સાથે જોડાવા ઠરાવો થયા હતા. વર્ષ આખરે મંડળ પાસે ૫૪૦ાા~ ની રકમ જમા થઇ હતી તેમાંથી રૂા. ૨૦૦) અનામત મુકાયા રૂા. ૧૨૦) કરાંચીના મંડળને મોકલ્યા ને બાકીનામાંથી ખર્ચ કરતાં ૧૮૨ાાા રૂા. સીલકમાં હોવાનું જણાવાયું હતું.

બાદ મંડળના પ્રમુખ જેઓ હાલારી સંવાયના છે તે રા. માનશંકર પીચરલાલ ત્રિવેદીએ આ મંડળના ઉત્સાહી આગેવાનોની ઓળખ કરાવી હતી ને જણાવ્યું કે આ જમાનો હાથ પગજોડી બેશી રહેવાનો નથી. સમસ્ત મોઢ કોમની ઉન્નતિ માટે મોટા પાયા પર ભગીરથ યત્ન થવો જોઇએ. ને તે માટે શ્રી ભારત વર્ષીય મોઢ બ્રહ્મ સમાજે જાગવું જોઇએ.

બાદ પ્રભાશંકર પાઠકે સભામાં હાજર રહેલા વિવિધ સંવાયના આગેવાનોની ઓળખ કરાવી જણાવ્યું કે હું મંડળોની બાબતમાં આશાવાદી છું. છતાં આવાં મંડળો સ્થપાય એટલેથીજ ખુશ થવાનું નથી, પણ તે સતત કાર્ય કરતાં રહે એ માટે ખાસ કાળજી લેવી ઘટે છે. આખા હિંદમાં મોઢ બ્રાહ્મણોનાં પાંત્રીશ અને મોઢ વણિકોનાં ચોવીશ મંડળો મારી યાદીમાં છે, પરંતુ તેમાંનાં બહુજ થોડાં સતત ઉત્સાહથી નિયમિત કાર્ય કરે છે. મારું પોતાનું ચુંવા સંવાયનું

મંડળ પણ સુષુપ્ત ભોગવે છે. તેનું કારણ મોટાઇ માટે મારામારી ને સુંને ગાંધીયે ગાંધી બનવાની લોલુપતા છે. જે યોગ્ય છે તેમને બેશક કામ કરતા થવા દેવા જોઇએ. પણ અધિકાર વગરના બીન અનુભવીના હાથમાં મંડળનાં તત્રો સોંપાય તો અગાઉના કાર્યકર્તાઓની સઘળી મહેનત બરબાદ જાય છે. આમ ન થવું જોઇએ. મોઢ બ્રહ્મ સમાજમાં હું શરૂઆતથીજ ભાગ લેનારો છું. પણ કુદરતનો મારા પર કોપ થયો ને મને તેણે એવી કઢંગી પરિસ્થિતિમાં ફેંકી દીધો કે હું અનેક બંધનોમાં અટવાઇ ગયો.તેથી ના છુટકે મારે હાલ તુર્ત માટે તેમાંથી ખસી જવું પડ્યું છે. કામ કરી બતાવવા હોંશીલા એવા મોઢ કોમના અન્ય ઉત્સાહી યુવકો મારૂં અધુરૂં કાર્ય ઉપાડી લઇ આગળ ધપાવશે તો સૌથી વિશેષ આનંદ મને થશે.

બાદ કચ્છના હરિકૃષ્ણ ભાઇએ ઐક્ય સાધવા ને સ્વજન—સ્વજ્ઞાતિ સેવા કરવા બોધ કર્યા પછી શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દીક્ષિતે જણાવ્યું કે આ મંડળે પ્રમુખપદ માટે યોગ્ય પુરૂષની પસંદગી કરી એ સમસ્ત સુરત અઠ્ઠાવિશીને માન મળ્યા બરાબર થયું છે. હાલના અસંખ્ય પેટા વિભાગો દ્વાપરના અંત સુધી ન હોતા. કળીયુગજ કલહનું કારણ છે. તે હવે પાછા એકત્ર થવા જોઇએ. એક ગોહીના સંબંધીઓનો સમુદાય એટલે જ્ઞાતિ. પ્રગતિના ચાલુ જમાનામાં સમાજનાં વિવિધ અંગો એટલે જ્ઞાતિઓએ જાગૃત થઇ પ્રગતિમાં મળી જવું જોઇએ. નહીં તો તેનો ભયંકર વિનાશ તો થવાનોજ. સર્વ પ્રકારની ઉન્નતિનું મૂળ વિદ્યા છે. માટે મંડળોએ પ્રથમ વિદ્યાને ઉત્તેજન આપવા પ્રવાસ કરવો ઘટે છે. આ મંડળનો પણ તેજ હેતુ છે એ ઇષ્ટ છે.

બાદ મણિશંકર દલપતરામ જોશીએ જુસ્સા ભરી ભાષામાં આગળ ધપવા ને મોઢ બ્રહ્મ સમાજ દ્વારા સમસ્ત મોઢ કોમની ઉન્નતિ સાધવા વિવેચન ર્યું હતું.

બાદ પ્રમુખ મહાશયે જણાવ્યું કે તમો ભાઇઓએ મને અયોગ્યને અધિક માન આપી આભારી કર્યો છે. હું નથી પંડિત કે નથી જ્ઞાની. ફક્ત અંતરની પ્રેરણાથી જ્ઞાતિની સેવા કરનારો દાસ છું. મારી અવસ્થાને લીધે હવે મારાથી કાંઇ બનતું નથી. છતાં યુવકોનો વધતો જતો ઉત્સાહ જોઇ તેમને પ્રોત્સાહન આપી મારાથી બનતી યત્કિંચિત સેવા અર્પણ કરતાં મને બહુ આનંદ થાય છે.આપણે આરંભ શરા તો ખરા.દેશનીજ પરિસ્થિતિ તપાસો. મહાત્માજીએ અથાગ પરિશ્રમે આણેલી જાગ્રતિ પાછી મંદ પડી લાગે છે. એ મનુષ્ય પ્રકૃતિનો દોષ છે. છતાં હતાશ ન થતાં આગળ ધપાવ્યેજ જવું જોઇએ. મુશ્કેલીયો ને મત-

ભેદ તો હોવાનાજ. તેનાથી ગાંજી જવાય નહીં. આપણું તપોબળ દૃઢ હશે તો આપણા વિચારો આપોઆપ સ્વીકારાશે. મંડળોનાં ધારાધોરણો બને તેમ ઓછાં રાખવાં. પાટકે બ્રહ્મ સમાજમાંથી રાજીનામું દીધું તેથી તેઓ મંદ ઉત્સાહી થયા છે એમ સમજવાનું નથી. બાકી કામ કરવાનું તેમનું કૌવત ચમત્કારી છે. ભવિષ્યમાં આપણેજ બ્રહ્મ સમાજને વ્યવસ્થિત રૂપમાં કાં ન લાવી શકીએ ? આપના મંડળનો સંપ અને ઉત્સાહ પ્રશંસાપાત્ર છે. છેવટમાં હું મંડળનો સંપૂર્ણ કૃતજ્ઞ થઉં છું.

બાદ આપણી જ્ઞાતિના દાનવીર ગ્રહસ્થ શ્રીયુત દયાશંકરભાઇ મહત્વના કામોમાં રોકાઈ જવાથી આ સભામાં હાજર નહીં થઇ શક્યા તે બદલ તેમનો આવેલો પત્ર વંચાયો હતો. પછી પ્રમુખ મહાશયે લીધેલી તસ્દી બદલ તેમનો આભાર મનાઇ મોડી રાત્રી સભા વિસર્જન થઇ હતી.

મોઢ માર્તણ્ડ કાર્યાલય.

# સારી રીતે ચાલતા મંડળને કેમ તોડી પાડવું ?

( નવીન મંડળો બાંધવાના નિયમો સૌ કોઇ જાણે છે. તેવીજ રીતે સારી રીતે ચાલતાં મંડળોને તોડી પાડવાના નિયમો પણ ધ્યાનમાં રાખવા જેવા છે. ઘણા ગૃહસ્થો જાણે અજાણ્યે આ નિયમોનું પાલન કરી તેની પ્રતિષ્ઠા વધારે છે, તે સંતોષજનક છે. )

૧ મંડળની સભાઓમાં આવશો નહીં. ૨ જો આવવું જ હોય તો મોડા આવવું. ૩ તબીયત ઠીક ન લાગે, હવા જરા ખરાબ હોય તો આવવાનો વિચાર જ ન કરશો. ૪ મિટીંગમાં હાજર રહેવું તો કાર્યવાહકો તથા અન્ય સભાસદોના દોષ કાઢવા. ૫ કોઇ દિવસ કંઇ કામ હાથમાં ન લેવું, કારણ કામ કરવા કરતાં ટીકા કરવામાં મઝા છે. ૬ છતાં કોઇ કમિટી પર નીમવામાં ન આવે તો રૂંટાણું મોઢું કરવું. કમિટીમાં નિમાઓ તો સભાઓમાં હાજર ન રહેવું. ૭ કોઇ ઉપયોગી બાબત પર પ્રમુખ તમારો અભિપ્રાય માગે તો 'કંઇ કહેવું નથી' એમ જણાવવું પણ સભા ખલાસ થયા પછી કેવી રીતે કામ થવું જોઇએ તે સર્વને કહેવું. ૮ ખાસ જરૂર સિવાય કંઇ કામ કરવું નહીં, પણ બીજા સભાસદો મરજીયાત સ્વાર્થ રહિત મંડળની પ્રગતિ માટે કામ કરતા હોય તો બૂમો પાડવી કે પક્ષાપક્ષીથી કામ ચાલે છે. ૯ બની શકે ત્યાં સુધી મંડળની ફી અગર ફાળા આપવા નહીં. બને તો સમૂળગા જ ન આપવા. ૧૦ નવા સભાસદો વધારવાની જંજાળમાં પડવું નહીં, સેક્રેટરીને તે કામ સોંપવું. ૧૧ જો ભીજબાની કરવાની હોય તો સર્વને કહેવું કે આવા નકામા ખર્ચ શા સારૂં ? ૧૨ જો મીજમાનીઓ ન થાય તો કહેવું કે મંડળમાં કંઇ દમ જ નથી. ૧૩ કંઇ ખેલ અગર તમાસો મંડળ તરફથી હોય તો ટીકીટ ખલાસ થયા પછી જ માગવી, ૧૪ ન મળે તો જણાવવું કે ઇચ્છાપૂર્વક મંડળના સભાસદો તરફ દ્રેષ રાખવામાં આવે છે. ૧૫ ટીકીટ મળે તો નાણાં આપવાં નહીં. ૧૬ બીજા સભાસદોની ખામીઓ બતાવવી, તે માટે પગલાં ન લેવાય તો ટીકા કરવી કે મંડળને સત્તા નથી. ૧૭ પોતાની ખામી પ્રત્યે ધ્યાન ખેંચવામાં આવે તો રાજીનામું આપવું. ૧૮ જરા પણ તક મળ્યે રાજીનામું આપવાની ધમકી આપવી અને મિત્રોને તેમ કરવા પ્રેરવા. ૧૯ મિટીંગમાં હાજરી હોય તો અમુક માટે વોટ આપવો. ઘેર ગયા પછી તેના વિરૂદ્ધ કામ કરવું. ૨૦ મિટીંગમાં કામ થાય ત્યારે હા ભણવી. બહાર જઇ ભૂલો બતાવી વિરૂદ્ધ પડવું. ૨૧ કંઇ પણ માહીતી પુછે તો ન આપવી. ૨૨ મંડળ તરફથી અમુક માહીતી ન મળે તો તેની ગેરવ્યવસ્થા પર સખત ટીકા કરવી. ૨૩ મંડળ જે આપે તે સ્વીકારવું. મંડળને કંઇ ન આપવું. ૨૪ બીજાઓને તમારી સાથે સહકાર કરે તેમ વાત કરવી. તમારે તેમ ન કરવું. ૨૫ બધું નિષ્ફળ જાય ત્યારે સેક્રેટરીના શીરે બધો દોષ મૂકવો.

( વેપારી જીવન, માર્ચ પાનું ૫૩. )

# પાદપૂર્તિની ઇનામી હરીફાઇ.

માર્તણ્ડના મુખપૃષ્ટ ઉપર દર સાલ પ્રકટ થતા આવેલાવાળા માર્તણ્ડના કર્તવ્યપથને અનુરૂપ **મોઢ માર્તણ્ડ એષઃ** એવા છેલ્લા ચરણવાળા સ્ત્રગ્ધરાવૃત્તમાં શ્લોકો લખી મોકલવા માટે જ્ઞાતિના વિદ્વાન શાસ્ત્રીવર્ગને સાગ્રહ વિનંતિ કરાય છે.

સરતો—શ્લોકો મોડામાં મોડા ઑક્ટોબર ૧૯૨૩ની આખર સુધીમાં સ્પષ્ટ ભાવાર્થ સાથે મળી જવા જોઇએ. શ્લોકોની પરીક્ષા જ્ઞાતિના વિદ્વાન શાસ્ત્રીજી હાથીભાઈ હરિશંકર એઓની પાસે કરવાશે. જેમનો શ્લોક ઉત્તમ ઠરશે. તેમને મારા તરફથી પ્રકટ થનાર શ્રીધર્મારણ્ય ગ્રંથ ભેટ મળશે. અને તે શ્લોક નવા વર્ષથી માર્તણ્ડના મુખપૃષ્ટ પર છપાશે. અન્ય લેખકોને પણ તેમની મહેનતના બદલામાં આત્મરામાયણ નામનો જ્ઞાનમાર્ગનો ગ્રંથ ભેટ મળશે. અને તેમના શ્લોકો પણ યથાવકાશ માર્તણ્ડમાં છપાશે.

અધિપતિ—મોઢ માર્તણ્ડ.




બોલો મીઠા સતત રસિલા,
બોલ મીઠી મ્હારી।
કાળી કિન્તુ સુગુણનિધિ આ;
કોકિલા પ્રેમઘેલી।
"ટૂહૂ ટૂહૂ" ગજબ કરતી,
પ્રેરતી હેત હૈયે।
કાળી કાયા સફળ કરતી,
કાર્ય રૂડાં કરીને।

વીર

# સમાલોચના અને સાભાર સ્વીકાર.

**શ્રી સાવિત્રી ચરિત્ર**—લેખક મણિશંકર નાગેશ્વર ભટ્ટ કઠોલીકર. પ્રકાશક શ્રી મુ. અ. મોઢ બ્રાહ્મણ વિ. સભાના પ્રમુખ શ્રીયુત ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ. ઉપરોકત સભાના દુય્યમ મંત્રીજી શ્રીયુત રામચંદ્ર વિજયરામ ભટ્ટ ગણદેવીકરે પોતાની એકનીએક પુત્રીસૌ. ભાનુમતીના લગ્ન પ્રસંગે જ્ઞાતિમાં જ્ઞાનદાનની લ્હાણી કરવાના પ્રશંસનીય શુભ હેતુથી બ્હોળું ખર્ચ કરી પોતાનાં જીવન સાથે ઓતપ્રોત કરી નાખેલી ઉપરોકત સભા મારફત આ ન્હાનકડો સચિત્ર ગ્રંથ પ્રકટ કરી દૃષ્ટાંતજનક જ્ઞાતિસેવા કરી છે. એક સાધારણ સ્થિતિના અને બહુ પણ નહીં ભણેલા છતાં વિદ્યાનુરાગી અને જ્ઞાતિસેવામાં પોતાનાં તન મન ને ધનનો અહર્નિશ એક પગે ભોગ આપવા તત્પર એવા રામચંદ્રભાઈને આ સુકૃત્ય બદલ જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. જ્ઞાતિમાં ઘણાયે શ્રીમંતો ને વિદ્વાનો પણ છે, પરંતુ હાલના જમાનાને અનુસરી જ્ઞાતિસેવા અર્થે જ્ઞાનની આવી લ્હાણી કરી દેખાડનારા બહુ ઓછા નજરે પડે છે. સાત આઠ વર્ષથી સ્થપાએલી પરંતુ જ્ઞાતિસેવા અર્થે અવિરત પરિશ્રમ કરનારી આ સભાને પણ આવા રૂપમાં જ્ઞાતિસેવા કરવાનો યશ મળ્યો એ ઓછા ધન્યવાદનેપાત્ર ન કહેવાય. પુસ્તકનું વસ્તુ, કાવ્યરચના, અને પુસ્તક પ્રકાશનનો હેતુ વિગેરે સંબંધી આ સંવાયના વે. શા. સં. શાસ્ત્રીજી મોતીરામભાઇએ પોતાની વિદ્વતાપૂર્ણ પ્રસ્તાવનામાં બહુ વિગતથી નિરૂપિત કરેલું હોવાથી એ વિષે વિશેષ વિસ્તારમાં નહીં ઉતરતાં એટલું તો જણાવવું જ પડશે કે શ્રીયુત મણિશંકરભટ્ટનો કાવ્ય લખવાનો હેતુ સંપૂર્ણ ફળદાયી થયો છે; અને તેમનું ન્હાનકડું કાવ્ય બહુ સુંદર રૂપમાં સ્વજ્ઞાતિમાં ને ખાસ કરીને સ્ત્રીવર્ગમાં ઉત્તમ જ્ઞાનની લ્હાણી રૂપે ઘેર ઘેર પહોંચે અને એમની કલમની કીર્તિ ચિરસ્થાયી બને એવા એ કાવ્યને શુભ સંજોગો પ્રાપ્ત થવા બદલ બેશક એના લેખકને પણ અભિનંદન ઘટે છે.

—o—

## મુંબઇની ચોર્યાશી બ્રાહ્મણ જ્ઞાતિના તડવીયો અને ઉત્સાહી ગૃહસ્થોની સભા તથા સંસ્થાની આન્હિક શિક્ષણ પાઠશાળાનો પંચવાર્ષિક વૃત્તાંત.

સભા તરફથી પ્રકટ કર્તા માણેકરામ સૂર્યરામ વ્યાસ અને વસંતરાય નરભેરામ પંડ્યા. અભિપ્રાય અર્થે અમને મળેલો આ રીપોર્ટ આદ્યંત વાંચી જતાં તેમાં ત્રણ બાબતો નજરે પડે છે. (૧) બ્રાહ્મણોની વિવિધ જ્ઞાતિઓ સંબંધી સામાન્ય હકીકત. (૨) મુંબઇમાં આવી વસેલા બ્રાહ્મણોનું શરૂઆતનું મંડળ. (૩) તેના ઉદ્ધારાર્થે કરાયેલ પ્રયત્ન, ને ખાસ કરી આન્હિક કર્મ પાઠશાળાનો વૃત્તાંત. પ્રથમ વિષય માટે લેખકે શરૂઆતનાં સાડા ચાર પેજ રોક્યાં છે, બીજા વિષય માટે દોઢ પાનું રોકી આ મોટા રીપોર્ટનાં ૧૫૪ પૃષ્ટો ત્રીજા વિષયની પાંચ વર્ષની કાર્યવાહી માટે રોકાયાં છે.

ચોરાશી જ્ઞાતિના આવા રીપોર્ટમા જ્ઞાતિઓ માટેની માત્ર સાડાચાર પૃષ્ટની હકીકત પુરતી ન લેખાય. આ સંબંધી વિશેષ માહિતી મેળવવા સ્વ. કવિ દલપતરામ ભાઇનો "જ્ઞાતિ નિબંધ" જોઇ જવાયો હોત તો જ્ઞાતિઓના વિભાગો અને પેટા વિભાગો જણાવતાં લેખકે કરેલી ભૂલો રહેવા સંભવ ન હોતો. દાખલા તરીકે ૭ પ્રકારના મોઢ કયા કયા તેનો નિર્ણય લેખક કરી ન શકવાથી લેખકે શ્રીપાળા ને ખજાડીયાને પણ એ ૭ પ્રકારમાં ગણાવી દીધા છે. મોઢ આશ્રમમાં શ્રીપાળા જેવો વિભાગ જાણવામાં જ નથી ને ખીજડીયા મોઢના ૭ પ્રકાર પૈકીમાં નથી, પણ તે ૭ પ્રકારના પેટા વિભાગનો એ નાનો પેટા વિભાગ છે.

ચોર્યાશી જ્ઞાતિની જુની સંસ્થાની હકીકત પણ ઘણીજ અધુરી, સંપૂર્ણ સ્પષ્ટતા વગરની, ને "એમ લાગે છે" "એમ સાંભળવામાં છે" એવા સંદિગ્ધ શબ્દોથી જણાવાઇ છે. વળી તે સંસ્થાના ફંડની રકમ ક્યાં કોને નામે છે, તેનો શો ઉપયોગ થયો છે, ને થાય છે તે પણ એમાં જણાવાયું નથી.

*વૃત્તાંતના સાતમા પૃષ્ઠથી નવીન પ્રકરણ શરૂ થાય છે. રીપોર્ટ એકંદરે* હોવો જોઇએ તેના કરતાં અતિ ઘણો ડંફાણરૂપ બની ગયો છે. સભાના રેકર્ડ પર નોંધાયેલો દરેકે દરેક અક્ષર રીપોર્ટ દ્વારા પ્રકટ થઇ જવોજ જોઇએ એમ કાંઇ નથી. વળી આખા રીપોર્ટમાં એકની એક બાબતની અનેક વખત પુનરૂક્તિ થયેલી જણાય છે, દરેક નવી સભાનો વૃત્તાંત પ્રથમની સભાથી ક્યાંથી જુદો પડે છે તેની સ્પષ્ટતા પણ થયેલી નહીં હોવાથી ને સઘળું લખાણ એક સરખું પ્રકટ થયેલું હોવાથી ફાલતુ ઠરાવો ઉપરાંત પ્રત્યેક સભામાં શું શું મહત્વનું કામ થયું છે તે એકદમ નજરે તરી આવતું નથી.

હાલની પ્રગતિને અનુસરી પોતાનું એક મંડળ સુવ્યવસ્થિત રૂપમાં સ્થાપવાના શુભ હેતુથી શરૂઆત કરેલી. આ વિચારને સ્વ૦ વિદ્વાન ભાઇશંકર નાનાભાઈ સૉલીસીટર જેવા સુકાની મળવાથી સંસ્થા કાંઇક કાર્ય કરતી થઇ. અનેકવાર સભાઓ ભરાઇ. જેમાં ચોરાશી જ્ઞાતિના તડવીઓને જાગ્રત કરી તેઓ દ્વારા મુંબઇની ચોરાશી જ્ઞાતિની સંસ્થાને નવજીવન આપવાનું કાર્ય ધારવા જેટલું સહેલું ન જણાયું. જેથી આ સભાએ પોતાના ધ્યેયની દિશા બદલી એ નિરસ કાર્ય જ્યાંનું ત્યાંજ રહેવા દઇ ઉન્નતિનું મૂળ વિધાન છે તેથી બ્રાહ્મણોનાં બાળકોને શરૂઆતનું ષડકર્મનું શિક્ષણ આપવા એક પાઠશાળાની યોજના કરવા મન દોર્યું. આ પ્રમાણે જે કાર્ય કરવા આ સભા પ્રથમજ ઉદ્ભવી તે કાર્ય તો તડવીયોની સુષુપ્તિથી સભાનાં પાંચ પાંચ વર્ષો થયા છતાં જ્યાંનું ત્યાંજ અટકી રહ્યું છે. જ્યારે પાઠશાળા સ્થાપવાનાં કાર્યમાં મંડળે ફત્તેહ મેળવી છે.

પાઠશાળા સ્થાપવાના કાર્યમાંએ આપણી મોઢ કોમના દાનવીર ગૃહસ્થ મુરબ્બી દયાશંકર ભાઈએ પ્રારંભમાંથીજ જો મદદ કરવા પોતાનો ઉદાર હાથ ન લંબાવ્યો હોત તો સભાનો આ બીજો હેતુ પણ પાર પડત કે કેમ તે શંકાસ્પદ છે. તા. ૫—૨—૧૯ ના રોજ પાઠશાળાની પ્રથમ શરૂઆત એ દાનવીર ગૃહસ્થને ઘેરજ થઈ હતી, જે આજ દિન સુધી તેજ સ્થળે ચાલે છે. હવે તો એ પાઠશાળાનો તમામ ખર્ચ પણ દયાશંકરભાઇએ પોતાને અંગે સ્વીકારી લીધો છે. પાઠશાળા આ મંડળની નહીં પરંતુ સુ. દયાશંકરભાઇનીજ સંસ્થા બની હોવાથી એ સભાને આ દિશામાં હવે કાંઇ વિશેષ કરવાનું રહેતું હોય તેમ જણાતું નથી. સેંકડો વર્ષથી મુંબઇમાં આવી વસ્તા અનેક બ્રાહ્મણ બંધુઓમાંથી પાઠશાળાના કાર્યમાં ઉદાર મદદ કરનાર અમારા મોઢ દાનવીર સિવાય અન્ય કોઇ જ ગ્રહસ્થ ન મળ્યા એ પણ ઘણી આશ્ચર્યજનક બાબત છે. મોઢ કોમને તો તે બદલ ખુશ થવા જેવું છે. સુ. દયાશંકરભાઈ પાઠશાળાની સંસ્થાને મક્કમ પાયા ઉપર મુકી તેનો સ્થાયી નિભાવ થાય તેવી યોજના પણ કરવાના છે.

આ પાઠશાળાને અંગે વિદ્યાર્થીઓને નવીન યજ્ઞોપવિત પહેરાવવાના તેમજ વાર્ષિક સંમેલનોના મેળાવડા સારા થયા છે. તેજ પ્રમાણે પાઠશાળાની મુલાકાતો પણ અનેક વિદ્વાનો અને માલવીયજી જેવા ધર્મનિષ્ટ દેશોદ્ધારક પાસે લેવરાવી તેમનો સંતોષ મેળવ્યો છે. આ બધું એ મોઢ દાનવીર દંપતીની તન મન ને ધનની મદદને અને આ સંસ્થાના વયોવૃદ્ધ પણ ઉત્સાહી ચાલક મંત્રી શ્રીયુત માણેકરામભાઇના પરિશ્રમને જ આભારી છે.

વૃત્તાંતના ઉત્કટના ભાગમાં ચોરાશી જ્ઞાતિનાં તડો અને તડવીયોની અપાએલી યાદી જો કે બહુ જુની છે તો પણ તે પ્રસિદ્ધ થવાથી તદ્દન અજાણ્યા માણસને જાણવાનું મળે છે. તેજ પ્રમાણે ચોર્યાશી જ્ઞાતિ જમાડનાર ગ્રહસ્થોની નામાવલી પણ ઠીક યોજાઇ છે.

સંસ્થાનો આર્થિક વૃત્તાંત અપાયો છે, જેમાં રૂા. ૩૯૦૦ાા એકંદર જમા દર્શાવાયા છે. એમાંથી રૂા. ૧૦૫૫) બેંકમાં જમે મુકયા છે, ને બાકીના ખર્ચમાં જતાં રૂા. ૧૪૩૬)= શ્રીયુત દયાશંકરભાઈ દવે હસ્તક શીલકમાં છે. આ પ્રમાણે આર્થિક સ્થિતિ એકંદરે સારી લેખાય.

અત્ર જણાવવું અસ્થાને નહીંજ ગણાય કે મુંબઇના ચોર્યાંશી બ્રાહ્મણોની જુની સંસ્થા પાંચ વર્ષને પરિણામે પણ હજુ ત્યાંની ત્યાંજ છે. નથી તેનો ઉદ્ધાર કરાયો કે નથી તે નવા મંડળ સાથે જોડી દેવાઇ. તડવીયોનો ઇતિ કર્તવ્યતા માત્ર લાડુ જમવાનાં આમંત્રણો સાચવી લેવા પુરતીજ જો હોય તો પછી આવા મંડળની જરૂર જ રહેતી નથી. હવે જમાનો બદલાયો છે. બ્રાહ્મણોએ માત્ર લાડુ ખાવા પુરતીજ કાળજી રાખી કે તેટલામાં જ સંતોષ માની બેસી રહેવાનો આ વખત નથી. દેશની પ્રગતિ સાથે એક્તા અવશ્ય થવી જોઇએ.

અંતમાં ઇચ્છીશું કે મુંબઈ આવી વસેલા બ્રહ્મ મંડળને જાગ્રતિમાં લાવવાનો શ્રીયુત માણેકલાલભાઇ વ્યાસનો અથાગ પરિશ્રમ એ ભૂદેવાના દરેકનું હૃદયમાં પ્રવેશે, અને પાઠશાળાના કાર્યમાં જેમ તેમને ફત્તેહ મળી છે તેમ બાકી રહેલું આ કાર્ય પણ તેમનેજ હસ્તે આશાજનક રૂપમાં આવી બ્રાહ્મણોના એ સાચા સેવકને વૃદ્ધાવસ્થામાં પોતાની મહેનતનું શુભ ફળ નજરે જોવાની અમુલ્યતક પ્રાપ્ત થાય.

---

## સાભાર સ્વીકાર.

નીચેનાં પુસ્તકો અભિપ્રાય અર્થે મળ્યાં છે જેની આભાર સહ પહોંચ સ્વીકારીએ છીએ. સમાલોચના હવે પછી અવકાશે લેવાશે.

**જ્યોતિ**—શ્રીમાળી શુભેચ્છકના ગ્રાહકોને સને ૧૯૨૨ ની ભેટ.

**કાઠીયાવાડી સાહિત્ય ભાગ બીજો**—કવિ કહાનજી ધર્મસિંહ રાજકોટ.

**હીમાલયની યાત્રા**—નારણજી પુરૂષોત્તમ સાંગાણી—મુંબઇ.

તંત્રી.




**અખીલ ભારતવર્ષીય દ્વિતીય મોઢ વણિક સંમેલન-** તા. ૧-૨ એપ્રીલ ૧૯૨૩ના રોજ જામનગર ખાતે શ્રીયુત શેઠજી પુરુષોત્તમદાસ ઠાકોરદાસ મહેતા એમના માનવંતા પ્રમુખપદ નીચે ભરાયું હતું. આ પ્રસંગનો લાભ લઇ ત્યાં એકઠા મળેલા જ્ઞાતિના સંમાનિત ગૃહસ્થોએ પ્રમુખ મહાશયને તા. ૩૧-૩-૨૩ ના રોજ પદ્ધતિસર એક માનપત્ર અર્પણ કરી તેમની જાહેર લોકસેવાઓ અને જ્ઞાતિસેવાઓની યોગ્ય કદર બુઝી હતી. તથા શ્રીયુત બાલુભાઇ કહાનદાસ મણિયાર સુલેહના અમલદાર થયા તે બદલ તેમને મુબારકબાદી આપવાનો ઠરાવ ભારે હર્ષનાદ વચ્ચે સર્વાનુમતે પસાર થયો હતો. આ સમ્મેલનમાં મોઢ જ્ઞાતિના ભૂષણરૂપ વિદ્વાન્ શાસ્ત્રીજી હાથીભાઇ હરિશંકર જેઓ ત્યાંના જ વતની છે તેમણે સારો આગેવાનીભર્યો ભાગ લીધો હતો. ત્રીજું સમ્મેલન મોઢ કોમના મૂળ વતન મોઢેરામાં ભરવાનું ઠર્યું હતું. મોઢ બ્રાહ્મણ બંધુઓ હવે ક્યારે જાગશે ?

**માળવાના મોઢ વણિકો શુદ્ધ વણિકો ઠર્યા.** લાંબી ચર્ચાને પાત્ર થયેલા આ ઝઘડાનો નિકાલ પણ ઉપરના સમ્મેલન વખતે બહુ પ્રતિષ્ઠિત આગેવાનોની બારીકાઇથી અને વિચારશીલ તપાસને અન્તે થયો હતો. તેમાં મોપાળ ભણીના મોઢ વણિકો તેલી હોવાની ચર્ચા બીનપાયાદર ઠરી, ને તેઓ શુદ્ધ વણિક હોવાનું નક્કી થતા સમ્મેલન વખતે તેમને ભોજનમા પંક્તિ આપી એક બનાવી દીધા હતા.

**મોઢ દાનવીરને મળેલી "સદ્ધર્મ ભાસ્કર"ની માનદ પદવિ.** તા. ૨૧-૪-૨૩ ના રોજ મુંબઇમાં ઉજવાએલી શ્રી શંકરજયન્તિની પુણ્ય તિથિએ શારદાપીઠાધિશ્વરે મોઢ બ્રાહ્મણ કોમના ધર્મનિષ્ઠ દાનવીર ગૃહસ્થ શ્રીયુત દયાશંકર દેવશંકર દવે એમને "સદ્ધર્મ ભાસ્કર"ની માનવતી પદવિથી નવાજ્યા છે. યોગ્યને યોગ્ય માન અપાયું છે. આ બદલ અમે ને પૂજ્યપાદશ્રીને અભિનંદન આપીયે છીએ.

**મહારુદ્ર યજ્ઞો.** સુરત—વકીલ ભવાનીશંકર હરિશંકરને ત્યાં તા. ૭-૫-૨૩ ના રોજ, ધમડાછા—શાસ્ત્રીજી નારૂશંકર અંબારામને ત્યાં હોમાત્મક મહારુદ્ર ફા. વ. ત્રીજના રોજ થયો હતો, ને ષષ્ટિ ને ગુરૂવારે તેમની પુત્રીના વિવાહ પણ કરાયા હતા. આ પવિત્ર કાર્ય ગણદેવીના શાસ્ત્રીજી મોતીરામભાઇ તથા વલસાડકર જોશી પ્રાણશંકરભાઇના અધ્યક્ષપણા હેઠળ કરાયું હતું. **પાંડરશીંગા**—આ ગામના મૂળ રહીશ પરન્તુ લાંબી મુદતથી અમદાવાદમાં વસતા વે. શા. સં શાસ્ત્રીજી રામકૃષ્ણ હર્ષજી એમણે વૈશાખ વદિ ૭થી પાંચ દિવસ સુધી ઉપરનાં ગામે પોતાની જન્મભૂમિમાં મહારુદ્ર યજ્ઞ ને તે પ્રસંગે ચુંથા ચાતુર્વિધ મોઢ બ્રાહ્મણનાં ચાર અને રાજગોર જ્ઞાતિનાં ચાર મળી કુલ્લે આઠ તડને છેલ્લા ત્રણ દિવસ જ્ઞાતિભોજન આપવાનું જાહેર કર્યું છે. શાસ્ત્રીજીની વિદ્વતા અને પ્રતિષ્ઠા પ્રમાણે વૃદ્ધાવસ્થામાં આ પવિત્ર કાર્યમાં થતી તેમની પ્રવૃત્તિ સર્વથા યોગ્ય અને પ્રશંસનીય છે. તે સાથે પોતાની ગરીબ જ્ઞાતિના વિદ્યાર્થીઓને વિદ્યાદાન માટે પણ કાંઇ મદદ થાય તો આ પ્રસંગ વિશેષ આનંદજનક ગણાય.

**સુરત અઠ્ઠાવિશીના વિદ્યાર્થીઓને આપવાની શિષ્યવૃત્તિઓ માટેની અરજીઓ**—જ્યેષ્ઠ શુદિ ૧૫ સુધીમાં સભાના મંત્રીને મળી જવી જોઇએ. અરજી કરનારે પ્રીન્સીપાલ ગુરૂ કે શાળાના મુખ્ય અધ્યાપકની સહીનું અભ્યાસ બદલનું સર્ટીફીકેટ સામેલ કરવું. મુદત પછી આવેલી અરજીઓ સ્વીકારવાનું મુશ્કેલ થઇ પડશે.

ઘેલાભાઇ કૃષ્ણરામ વૈદ્ય સુરતકરને ખુલાસો—તેમણે સભાને કરેલી સૂચનાના જવાબમાં આ સભાનો નિયમ નંબર પહેલો ફરીથી જોઇ જવા શ્રી સુ. અ. મોઢ બ્રા. વિ. સભાના મંત્રી વિનતિ કરે છે.

**ઉપવિત**—સુરત—શુકલ મોતીરામ નરહરિશંકરના ભત્રીજા સુંદરશ્યામને વૈ. વ. ૩ના રોજ, **પાંડરશીંગા** જયાનંદ જયરામ પાઠકના ચિ॰ હરિનારાયણને વૈ. શુ. ૧૫ના રોજ રતનપુર મુકામે, **માંડવાના** ટપુભાઇને તા. ૨૭-૪-૨૩ના રોજ, **ભાવનગર** જાની વિશ્વનાથભાઇના પુત્ર દિંમતરામને વૈ. શુ. ૧૧ના રોજ, **અમલસાડ** ઉપાધ્યાય વ્યકૃષ્ણ ભાનુશંકરને વૈ. શુ. ૧૫ના રોજ અપાયાં છે.

**વિવાહ**—વલસાડ—શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દીક્ષિતના ચિ॰ ગણપતિ શંકરનાં જંબુસરના વેટર્નરી સર્જન ડાકટર મોતીરામ હરિશંકરની ભત્રીજી ચિ॰ રાધા સાથે તા. ૮—૫—૨૩ ના રોજ થયાં છે.

**લગ્ન—સુરત** શુક્લ મોતીરામ ન. ની ભત્રીજી બાખી બહેનનાં વૈ. વ ૪ શુક્રવારે, **પાંડરશીંગા** પાઠક જયાનંદ જયરામની પુત્રી શાંતાનાં વૈ. શુ. ૧૫ સોમવારે રતનપુર મુકામે, **માંડવાના** અમૃતલાલનાં ઉપરોક્ત મીત્તીએ, **ભાવનગર** જાની વિશ્વનાથ નિર્ભયરામનાં પુત્રી તારાલક્ષ્મીનાં વૈ શુ. ૧૧ શુક્રવારે, **વલસાડ** રામચંદ્ર પ્રભાશંકર દીક્ષિતનાં વૈ. વ. ૪ શુક્રવારે, **અમલસાડ** ઉપાધ્યાય ભાનુશંકરનાં પુત્રી કમલાગૌરીનાં વૈ. વ રનાં રોજ, **દીવા** જંબુસર વેટર્નરીસર્જન ભટ મોતીરામ હરિશંકરનાં વૈ. વ. ૪ ના રોજ, કાશી નિવાસી શ્રીમાન ઇશ્વરપ્રસાદની પુત્રી રમાદેવી સાથે શુભ લગ્નો થયાં છે.

**મરણ—રાંદેર** મગનલાલ પરષોત્તમ પારેખ તા. ૨૪-૩-૨૩ ના રોજ, સુરત શુક્લ ભગવાન ભાઈશંકર તા. ૧૭-૪-૨૩ના રોજ પંચાવન વર્ષની વયે **ગણદેવી**—ભટ્ટ નરસિંહરામ કૃષ્ણારામ તા. ૪-૫-૨૩ શુક્રવારે, દેવલોક પામ્યા છે. સદ્‌ગતના આત્માને પ્રભુ શાંતિ આપો.

**મોઢ માર્તંડ કાર્યાલય.**

---

## લવાજમની પહોંચ.

| | | | |
|---|---|---|---|
| રા. | જટાશંકર અ. ગાંધી અમદાવાદ | રા. | સોમાભાઇ ચકાભાઇ ત્રિ. અમદાવાદ. |
| ,, | બાલચંદ મનુલાલ બીલાસપુર | ,, | જયકૃષ્ણ ભાનુશંકર ઉપાધ્યાય ડુંગરી |
| | રત્નેશ્વર ધનેશ્વર ભટ્ટ વલસાડ | ,, | ગોરધનદાસ નાનાભાઈ શા નડીઆદ |
| | પોપટલાલ લલુભાઇ મહેસાણા | ,, | હરજીવન મોનજી કાપડીઆ મુંબઇ |
| | ધીરજરામ પુ. ડાક્તર નવસારી | ,, | દિનમણિશંકર ન પુરોહિત અમરેલી |
| | પ્રભુજી દયારામ વકીલ રાજકોટ | ,, | માધવજી કલ્યાણજી કચ્છ-નખત્રાણા |
| ,, | દામોદર બાળમુકુંદ ટી. પુના | ,, | દલસુખરામ ચુનીલાલ ત્ર. અમદાવાદ |
| ,, | કેશવલાલ મગનલાલ ત્ર. ડેસર | ,, | ઉમાકાંત ભગવાનલાલ સૈયદ વડોદરા. |
| ,, | રતીલાલ ઉજમશી વીરમગામ | ,, | મણિશંકર જોઇતારામ પુરોહિત નાર. |
| ,, | હરિલાલ દુર્લભરામ ધરમપોર | ,, | માધવજી મકનજી ભટ્ટ મુંબઈ. |
| ,, | અમતલાલ નાગેશ્વર ભ. ઉમરેઠ | ,, | છોટાલાલ નારણજી પંડ્યા નડીઆદ. |
| ,, | રણછોડભાઇ ધનજી અમદાવાદ | ,, | ભોગીલાલ ભોગાભાઈ શેઠ પેટલાદ. |
| ,, | સૌ. મણિબેન જેઠાલાલ સોજીત્રા | ,, | મંગળદાસ નરોતમદાસ મ. મુંબઇ. |
| ,, | વીઠલદાસ મગનલાલ દોશી રાણપુર | ,, | મોહનલાલ છગનલાલ ગાંધી પાટણ. |
| ,, | ઉપેન્દ્રરાય ત્રિકમરાય મજમુંદાર પાટણ, | | પેરમાણંદ ખીમચંદ મહેતા કલકત્તા. |
| ,, | પુરૂષોત્તમદાસ ઠા. મહેતા મુંબઇ | ,, | દુર્લભરામ એન. ભટ્ટ મુંબઇ. |
| ,, | જુમખરામ ગીરધર જરીઆ | ,, | ફીકાભાઇ રામશંકર વૈદ્ય ગણદેવી. |

(બાકીના હવે પછી.)

## અરે ઓ મોઢ બ્રહ્મ અને વાણીક બંધુઓ!

## તમને જરૂર જણાય છે ?

## સમસ્ત મોઢ કોમ માટેના આ વાજીંત્રને

## સદા કાળ ગર્જતું રાખવાની ?

જો હૃદયમાં
જ્ઞાતિ સેવાની કાંઇપણ લાગણી હોય તો
સમસ્ત મોઢ કોમના આ માર્તણ્ડને

**મદદ કરો મદદ કરો મદદ કરો.**

---

અને તે કેવી રીતે ?
પોતપોતાના તરફથી. ફક્ત એકેકજ ગ્રાહક
વધારી આપીને.

---

પગભર થયેલા આ જ્ઞાતિ તંત્રને પુષ્ટિ આપવાનો

**ફક્ત આ એકજ સર્વોત્તમ સરળ**

**અને શક્ય માર્ગ છે.**

તો કેડ કસો અને

**ગ્રાહક વધારવા પોતપોતાથી બનતું કરો.**

---

હાલ પણ નવા ગ્રાહક થનારને
ચાલુ વર્ષના તમામ અંકો મળી શકશે.
નવા વર્ષથી ગ્રાહક થનારે પણ નામ તાકીદેજ નોંધાવવાં.
ઢીલ કરશે તેમને પાછલા અંકો મળી શકશે નહીં.

શુભસ્ય શીઘ્રમ્

કાંદાવાડી મુંબઇ ૪. અધિપતિ—મોઢ માર્તણ્ડ.

श्रीमोढेश्वरी विजयतेतमाम्

# मोढ मार्तण्ड.

પ્રકાશ ૫ મો.] નવેમ્બર ૧૯૨૩. [પ્રભા ૧૧ મી.




પ્રકાશક અને તંત્રી.

પ્રભાશંકર જયશંકર પાઠક.

કાંદાવાડી માધવભુવન મુંબઈ-૪.

વાર્ષિક મૂલ્ય રૂ. ત્રણ અગાઉથીજ

આ અંકની કીંમત રૂપીઓ દોઢ ફક્ત.

# અનુક્રમણિકા.

પ્રકાશ ૫ મો.] નવેમ્બર ૧૯૨૩. [ પ્રભા ૧૧ મી.
સમસ્ત મોઢ આલમનું એક સરખું પ્રિય વાજીંત્ર.




## मार्तण्डस्तुति.

भगं धियं वाजयन्त पुरन्धिं नराशंसो ग्नास्पतिर्नो अव्या ।
आये वामस्य सङ्गथे रयीणां प्रिया देवस्य सवितु स्याम ॥

ऋग्वेद मंडल २ अध्याय ८ सूक्त ३८ मंत्र १०

મહદ્‌ભાગ્ય શ્રેષ્ઠબુદ્ધિ અને પ્રતિભા એ સ્વપરાક્રમથી મેળવવા માટે અમે ઉત્સુક થયા છીએ. તો સર્વ મનુષ્યો વડે સ્તુતિ કરાવા યોગ્ય અને દિવ્યશક્તિના પ્રભુ સવિતા અમારા પર કૃપાદૃષ્ટિ રાખો, અમને અત્યુત્કૃષ્ટ ધનનો લાભ થાય અથવા અમને ઐશ્વર્ય મળે તથાપિ અમે આ જગપ્રેરક દેવ સૂર્યના ભકત થઇએ એટલે બસ

# मार्तण्ड—मङ्गलम्.

निःशेषशक्तिसमलङ्कृतभूषणाय
सर्गस्थितिप्रलयकारणकारणाय ॥
दिव्याय दैवतमनोमयमङ्गलाय
मार्तण्डमण्डलगताय नमः परस्मै ॥ १ ॥

पारं जगत् तिमिरनीरनिधेरुदस्य
श्रीमत्सरोजहसितेन समं निनीषुः ॥
श्रेयः स वो दिशतु शश्वदनश्वरस्य
प्राभातिकस्य तरणे र्महसो विलासः ॥ २ ॥

विलासं विश्वेषां त्रिभुवनपतेः स्मेरनयनं
घनध्वान्तं ध्वस्ताखिलगति निरस्यन्तमुदये ॥
सदीशं निर्देशे सकलजगतां कर्मसरणे
स्पाज्यापाराश्रयमय नमामोऽम्बरमणिम् ॥ ३ ॥

नमो निगमरोचिषे चरमधामसंचारिणे
जगत्त्रयशुभङ्करस्फुरदुपज्ञभर्गःस्पृशे ॥
नमो नियतियोगिने विगतबाधभासंस्तुतेः
पवित्रपदशालिने दिनकराय तुभ्यं नमः ॥ ४ ॥

यदा यस्य प्रशंसापरिणतिविवशाः कर्मणामीशिता य
स्त्रैलोक्य मधाता वसतिरभिमता धर्मशर्मोदयस्य ॥
उन्मीलत्पङ्कजालीपरिमललहरीलोभिनोन्दिन्दिराली—
ङ्कार स्वीकृतस्वागतपयमगुणः शोभते लोकचक्षुः ॥ ५ ॥

उल्लासं कमलाकरस्य कलयन् दीर्घं निरस्यंस्तमः
स्फूर्तिं कामपि मानवेषु विदधन् चश्चत्करश्रीभरः ॥
लोकं तेजसि मज्जयन् जययशोमुद्रामहिम्नांकितो
मार्तण्डः समुदेति सृष्टिरचनाचैतन्यदीक्षागुरुः ॥ ६ ॥

पुष्णातु पुण्यसुषमां नववत्सरेऽस्मिन्
श्रेय सुधां सपदि वर्षतु हर्षधाम ॥
चैतन्यमर्पयतु मानवमङ्गलाय
मार्तण्डमण्डलमिदं मुदमातनोतु ॥ ७ ॥

त्वत्तेजसा स्फुरतु विश्वमिदं सहासं
त्वत्तेजसा भवतु धार्मिककर्मशर्म ॥
त्वत्तेजसा जयतु वर्षमशेषसौख्यं
मार्तण्ड ! मङ्गलमनन्तगुणं कुर्षीष्ट ॥ ८ ॥

गुरुकुल महाविद्यालय अंधेरी } "साहित्यतीर्थ" शास्त्री पोपटलाल शर्मा कवि




લેખકઃ—મણિભાઈ પ્રાગજી દેશાઈ.

( ગતાંકના પૃષ્ટ ૫૭૩થી ચાલુ. )

" આપના છેવટના પ્રશ્નનો ઉત્તર દઉં. તમે કહી છે એ ભાવના અત્યુત્તમ છે. પણ ભાવનાના પ્રદેશમાં પ્રવેશવાનું સહેલ નથી. આ પ્રદેશપર બહુધા કલ્પનાની પાંખપરજ સહેલ કરી શકાય. બીજી પ્રજાઓમાં કોઇ કોઇ સ્ત્રીઓ કૌમારવ્રત પાળતી હશે, પણ એમનાં સમાજબંધન એવાં છે કે એમને એ વ્રત સુગમ થઇ પડે, તેમ પાછળથીયે એ વ્રત નહિ પળાય તો તે પુનઃ સંસારમાં પ્રવેશ કરી શકે છે. જ્યારે આપણા આર્ય સંસારમાં એવી સગવડતા નથી. અહીં તો સ્ત્રી જાતિનું લાલન પાલન પુરૂષ જાતિ ઉપર અવલંબેલું છે. તેમજ બેઉ જાતિનાં કર્તવ્યક્ષેત્ર નિરાળાં રહેલાં છે. એટલે કૌમારવ્રત અશક્ય જેવું છે. વળી સ્ત્રી જાતિનું હૃદય સ્વભાવજન્ય બે પ્રકારના "પ્રેમ" તરફ બહુ ખેંચાય છે. એક પતિ પ્રેમ, અને બીજો સંતતિ પ્રેમ. એ બે પ્રેમમાંથી એકમાં પણ તરબોળ થયા વિના સ્ત્રી હૃદય ક્વચિત્ જ લોકસેવા કે પ્રભુસેવામાં રસ લઇ શકે. જે વિધવા સ્ત્રીઓને સંતતિ હોય છે તેઓ પોતાનો પતિપ્રેમ સંતતિ પ્રેમ એટલે વાત્સલ્યભાવમાં રુપાંતર કરી શકે છે. અને જે સંસ્કારી સ્ત્રીઓ પતિપ્રેમનો થોડો કે ઘણો અનુભવ લીધા પછી ને પ્રેમથી વંચિત થાય તો તેઓ પ્રેમપ્રવાહને પ્રભુપ્રેમના સાગરમાં વાળી શકે છે. પછી કોઇ કમભાગ્ય સ્ત્રી પોતાના દાંપત્ય પ્રેમરસને આવી રીતે વાત્સલ્યભાવ કે પ્રભુભક્તિ સાથે મિલાવી ન શકે તેમને માટે તો સંસાર બંધન હોય કે ન હોય એ સૌ સરખું જ છે.

કવિશ્રી ન્હાનાલાલે યથાર્થ જ કહ્યું છે કેઃ—

' સ્નેહ લગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમ પાપ નથી;
દેહલગ્નની વિધવા માટે પુનર્લગ્ન સમ મુક્તિ નથી. '

અર્થાત્ જે વિધવા સ્ત્રીઓ સંતતિ પ્રેમ કે પ્રભુ ભક્તિ અથવા લોકસેવા જેવા ઉચ્ચ આદર્શના શિખરે પહોંચવાને શક્તિ કે સંસ્કાર ધરાવતી નથી, એટલું જ નહિ પણ પાસેની અનીતિની અંધારી ખાઇમાં પડી જવાની જેમને માટે ભીતિ રહે છે, તેવીઓને તો દેહ લગ્નની મધ્યમ સપાટીપર ચાલવા દેવાને હરકત નથી આદર્શો ઉંચા હોવા જોઇએ. પણ આદર્શ સુધી પહોંચવાનું કાર્ય ઉભા પર્વતના શિખરે ચડવા જેવું છે. એ શિખરપર ચડવા જતાં નબળાં પોચાંનું પતન પણ થાય. એમ પતન થતાં તેઓ છેક ઉંડી ખાઇમાં નહિ પડે તેની સાવચેતી માટે કંઇ બચાવના સાધનરૂપ અપવાદના નિયમો હોવા જોઇએ.

આ બધી બાબત તપાસતાં મારી ઈન્દુ કૌમારવ્રતના માર્ગે એ આદર્શના શિખરે પહોંચી શકશે નહિ કારણ તે દાંપત્યસ્નેહથી તદન વંચિત છે. અને તેનું સ્ત્રીહૃદય આગળ કહેલા એ પ્રેમ માટે, અવશ્ય તલસશેજ.

હું મારા એકલીનાજ વિચારથી આ અભિપ્રાય આપતી નથી. હું ઇન્દુનું હૃદય સમજી છું. તે અજ્ઞાત અગાધ સ્નેહ સાગરમાં તરવા ઉત્સુક છે. પણ જ્યારે તેને એવું ભાન થાય છે કે એનાં દ્વાર તેને માટે બંધ છે ત્યારે તે મુંઝાય છે, રીઝાય છે !

"હવે આપે બીજી જે શંકાઓ બતાવી તે બાબત મારો અભિપ્રાય એવો છે કે વડીલો કે જ્ઞાતિ જનોના અભિપ્રાયથી બહુ ડરવાનું નથી આપણે આપણો હેતુ જોવો. તે તેમના સ્વાર્થ વિરૂદ્ધ ન હોવો જોઇએ. અને તે તેમ છે તો હવે આપણી જ હિંમત જોઇએ. અને આપણે તે પાર પાડીએ હા, વર શોધી કાઢવો મુશ્કેલ છે, પણ..." વિમલા બોલતી અટકી ગઇ.

"પણ શું ?" નિર્મળચંદે જીજ્ઞાસાપૂર્વક પ્રશ્ન કર્યો.

"ઘણ લોકો વરની શોધ કરવા આ ઘરમાં આવતા જોયા છે; ત્યારે શું આ ઘરમા રહીને મારે બીજે વર શોધવા જવું !" વિમલા ઉદ્દંડપૂર્વક જોઇ રહી. નિમળચંદ સ્તબ્ધ થયો.

"ત્યારે એમજ કહોને કે જ્ઞાતિ કે વડીલોની સાથેજ વરની શોધમાં તમે પણ અંતરાય રૂપ છો !".

"નહિ, નહિ, એવું ખોટું અનુમાન કરીશ નહિ. ત્યારે હું એક સત્ય વાત કહી દઉં. વિનોદચંદના વિવાહ માટે બે ત્રણ ગ્રહસ્થ હમણાં હમણાં આવી ગયા, પણ વિનોદે લગ્ન કરવાની ચોકખી ના પાડી હતી. એક વખતે મેં એકાંતમાં તેના આવા વિચારનું કારણ જાણવા માંગ્યુ. ત્યારે તેણે મારી અનેક દલીલો છતાં જે જે પોતાના વિચારો જણાવ્યા તે ઉપરથી મને એટલો ખ્યાલ આવ્યો કે "ઇન્દુની વૈધવ્ય દશાથી તેનું કોમળ હૃદય વિરાગી બન્યું છે અને કહે છે કે એક કુમારિકાને જ્યારે આમ ફરજીઆત કૌમારવ્રત પાળવું પડે તો એક પુરૂષ શા માટે મરજીઆત કૌમારવ્રત પાળી ન શકે? તું જાણે છે કે વિનોદ તરંગી છે, અને તે પોતાના તરંગ ઉપર હંમેશા નાચે છે અને તે પ્રમાણે વર્તે છે. મને એમ લાગે છે કે તેણે કૌમારવ્રત પાળવાનો નિશ્ચય કર્યો છે હું તેની સ્વતંત્રતાની આડે આવવા નથી માંગતો. તેની મરજી વિરૂદ્ધ તેને સંસારના પિંજરામાં પુરવો નથી. એક વડીલ બંધુ તરીકે હું તેને યોગ્ય સલાહ અને માર્ગ બતાવીશ. પછી તે તેની બુદ્ધિ પ્રમાણે વર્તે મારી એવી માન્યતા છે કે સેવા અને સ્નેહના સ્વચ્છ વાતાવરણમાં માણસની ઉન્નતિ થઇ શકે છે; નહિ કે આજ્ઞા કરવાથી અને ફરજ પાડવાથી."

"ત્યારે એ બાબતમાં વિનોદચંદ સ્વતંત્ર છે એમજને!"

"હા. એમજ હું તેને કોઇ જાતની આજ્ઞા નહિ કરૂં, અને તેમ કરીને તે આજ્ઞાનો ઉલ્લંઘન થવાનો પ્રસંગ આવવા ન દઉં"

"ત્યારે વિનોદચંદનો તમે કહો છો તેવો વૈરાગ મારી અભિલાષાને ફળીભૂત કરવા સહાયરૂપ બનશે. કારણ કે એ વૈરાગ હેતુ વિનાના પક્ષપાત મમતામાંથી ઉદ્‌ભવ્યો લાગે છે અને તેથી એ વૈરાગની આછી આછી છાયા નીચે સ્નેહનો રંગ જામ્યો હોય એ સંભવિત છે."

"તો એ વૈરાગની આછી છાયા દુર કરવાનું તને સોંપીશ, અને તારી આશા ફળે એમ ઇચ્છીશ."

"અને જ્ઞાતિ કે સગાં સંબંધીઓના વિરોધને ટાળવાનું વ્યાહારિક કાર્ય તમને સોંપાશ"

"તે હું અવશ્ય સંભાળી લઇશ" એટલું કહી નિર્મળચંદ ત્યાંથી ચાલ્યો ગયો.

વિમલા કંઇકવાર હર્ષપૂર્ણ નેત્રે બારી તરફ જોઇ રહી. સંધ્યા-

કાળ થઇ ચુકયો હતો. અસ્ત થતા સૂર્યનાં લાલાશભર્યાં કિરણો અંતરિક્ષમાં ફેલાઇ રહ્યાં હતાં. થોડાક વખત પરના નિસ્તેજ દેખાતા અને વાસ્તવિક ખંડિત નહિ પણ જગતની નજરે ખંડિત દેખાતા ચંદ્રમાનું તેજ ધીમે ધીમે ખીલતું જતું હતું.

( ૬ )

પોતાનાં માતાપિતાના મૃત્યુ પછી જ્યારે વિમલા ઇન્દુને લઇને પોતાને સાસરે આવી ત્યારે વિનોદચંદ્રે ઇન્દુને પહેલવહેલી જોઇ. તેને જોતાં વારજ વિનોદચંદ્રને એક દુઃખ ભર્યો વિચાર થઇ આવ્યો. " શું ઇન્દુના વૈધવ્યનું હું એક કારણરૂપ નથી ? મેં ઇન્દુ સાથે વિવાહ કરવાની ના પાડી ત્યારેજ એ બિચારીને આ દશા પ્રાપ્ત થઇને ? એની સાથે મારાં લગ્ન થાત કે નહિ તે વાત જુદી હતી, પણ ભાભીની ઇચ્છા પ્રમાણે મેં એના લગ્ન મુલ્તવી રાખવાની સૂચનાને ટેકો આપ્યો હોત તો એ બિચારીની આ દુઃખી દશા ટાળી શકાત ! અત્યારે એને વૈધવ્ય દશા પ્રાપ્ત કરાવનાર હુંયે ખરો ! અરે બિચારી ઇન્દુ વિધવા થઇ ! આખી જીંદગી એકલવાયી, નિરાધાર, શુન્યવત્ વિતાડશે ! અને હું ? એ લોક થોડાજ મને પરણાવ્યા વિના રહેવાના છે ! પરણીને સંસારના સુખ માણીશ ! કદાચ મારા ભાઇ તો મારૂં સંસારસુખ જોઇને સુખી થશે પણ વિમલા ભાભી ! તે મારૂં એ સુખ કેમ જોઇ શકશે ! તે મારૂં સુખ જોઇ ટાઢી પડશે કે ઇન્દુની અવદશા નીરખીને બળશે ! અરે ! મેં લગ્ન કરવા ના પાડી હતી અને હવે હું ઇન્દુને વૈધવ્ય દશામાં મુકી લગ્ન કરીશ તો ભાભીને કેટલું બધું દુઃખ થશે ? તેની એક મોટી આશા મેં ભંગ કરી અને હવે હું સંસાર માંડીને એક જ ઘરમાં રહું એ તો દાઝ્યા પર ડામ દેવા જેવું થાય ! નહિ, નહિ, વિનોદ ! તારાથી એવું ન થાય શું તને લગ્ન કીધા વિના ન ચાલે ? એક અબળા નિરાધાર બાળા આજીવન વૈધવ્ય પાળી શકે, તો શું એક સ્વતંત્ર સ્વાશ્રયી યુવાન કોમારવ્રત પાળી નહિ શકે ? હા, હા, પેલું યાદ આવ્યું. ઇન્દુના વિવાહની વાત જ્યારે ભાભીએ કરી ત્યારે મેં જે વિચાર અનાયાસે જણાવ્યા હતા તે વિચાર ખરેખર દૈવયોગે અમલમાં મુકવાનો અવસર આવ્યો છે. વિનોદ ! તારે હવે તો તે અમલમાં મુકવાજ જોઇએ "

આવી સહજ જ ઇન્દુ પ્રતિ વિનોદની સહૃદયતા થઇ. તેની વૈધવ્ય દશા જોઇ તેને ઘણું લાગી આવતું. અને તત્કાળ તેણે લગ્ન નહિ કરવાનો નિશ્ચય કર્યો ત્યાર પછી બે ચાર મોટા ઘરની કન્યાઓ માટે એની પુછપરછ

થઇ. નિર્મળચંદ્રે એ વાત વિનોદને કહી અને તેનો અભિપ્રાય માંગ્યો અને કહ્યું કે તને જે ઠીક લાગે તે સંબંધી વિશેષ તપાસ કરી લેજે. પણ તેણે તો તરત જ ઉત્તર દઇ દીધો કે " મારે તો બીલકુલ લગ્ન કરવા જ નથી. " આવો ઉત્તર તે દર વખતે દેતો.

વિનોદચંદ્રના આવા વિચારો જાણી એક વખત નિર્મળચંદ્રે વિનોદને પોતાના ખંડમાં બોલાવી એકાંતમાં તેની સાથે વાતચીત કરી. નિર્મળચંદ્રે કહ્યું કે:—

" ભાઇ વિનોદ ! તારા વિવાહ માટે જ્યારે જ્યારે પુછપરછ થાય છે ત્યારે તું ના ને ના કહે છે એનું કારણ હું સમજી શકતો નથી. શું તને કન્યાઓ નાપસંદ પડે છે, કે તારી કોઇ બીજી અભિલાષા છે ? હવે તારી ઉમ્મર મોટી થઇ છે, તારાં લગ્ન થઇ જવાં જોઇએ. અને આમ ના ના કરતાં વખત જશે તો પછી સારા ઘરની કન્યા મળવી મુશ્કેલ થઇ પડશે એટલું જ નહિ પણ જ્ઞાતિમાં આપણી પ્રતિષ્ઠાને ધોક્કો લાગશે. માટે તારા મનની જે વાત હોય તે કહી દે ! "

" મોટા ભાઇ ! મેં કોઇ લૌકિક કારણે ના પાડી નથી. પણ મારે તો મુદ્દલ લગ્ન કરવાં નથી. હું આજીવન કુંવારો રહેવા ઇચ્છું છું."

" તેનું કારણ ? "

" સ્પષ્ટ કારણ હું કહી શકતો નથી. પણ મારા મનમાં જ એવી લાગણી થઇ રહી છે કે લગ્નની વાત મને અત્યારે મહા દુઃખદાયક લાગે છે."

" શું તને સંસારની અને કુટુંબની ભાવિ ઉપાધિઓ અને જોખમદારીઓનો ભય લાગ્યો છે ? "

" એ ઉપાધિઓ અને જોખમદારીઓ કેવાં હોય છે તેનો મને અનુભવ નથી તો તેનો ભય હોય જ કેમ ? "

" ત્યારે શું તારી કોઇ અકલ્પ્ય કલ્પના કે મહા અભિલાષા પ્રમાણે તારો લગ્નસંબંધ નહિ થાય એવો કંઇ અંદેશ તને રહે છે ? "

" લગ્ન કરવાનો વિચાર જ નથી, તો પછી એવા અંદેશાને સ્થાન જ ક્યાંથી ? "

" ત્યારે ના કહેવાનું કંઇ કારણ ? "

" ત્યારે હું હા પાડું તેનું પણ કાંઇ કારણ ? "

" કારણ, એજ કે તારી સંસારની મુસાફરીમાં તારે એક સહભાગીનીની જરૂર પડશે. આ સંસારનો રથ સ્ત્રી અને પુરુષ રૂપ બે ચક્ર

વડે ચાલી શકે છે માટે તારે લગ્ન કરવાની જરૂર છે."

"એ સંસાર-રથ કોનો ? સ્ત્રીનો કે પુરૂષનો ?"

"બેઉનો."

"પુરૂષનો સંસાર-રથ સ્ત્રીરૂપ ચક્ર વિના નહિ ચાલે ?"

"નહિ ચાલે."

"અને સ્ત્રીનો સંસાર-રથ ?"

"તે પણ પુરૂષ વિના નહિ ચાલે."

વિનોદચંદ પોતાના વડીલ બંધુ નિર્મળચંદ્રનો ઘણો વ્હાલો ભાઇ હતો. નિર્મળચંદ્રે એને એની પુખ્ત વયે વિચાર સ્વાતંત્ર્ય આપી દીધું હતું. તેમજ દરેક બાબતમાં એ બેઉ બંધુઓ બે ઈષ્ટ મિત્ર સમાન વર્તતા હતા. અને આવી સ્નેહવૃત્તીને બળે જ વિનોદચંદ પોતાના ભાઇ સાથે છુટથી વાત કરતો હતો. પોતાના મનમાં ઇન્દુના વૈધવ્યના વિચારો આવતા હતા ને ઉપરથી એને ઘણી વખત આખા વિધવા વર્ગના વિચાર પણ આવતા. અત્યારે એ ચર્ચા કરવાના ઉદ્દેશથી પોતાના ભાઇ સાથે પોતાની અંગત વાત ઉપરથી આમ સામાન્ય વાત ઉપર જાણી જોઇને ઉતરી પડ્યો.

"પણ હું તો ઘણી સ્ત્રીઓના સંસાર-રથ પુરૂષ-ચક્ર વિનાના જોઉં છું."

"ક્યાં ?"

"આ બધી હિંદુ વિધવાઓના જીવન શું એકચક્રી નથી ? અને એમના સંસાર-રથ એકચક્રી હોઇ શું નથી ચાલતા ?" નિર્મળચંદ નિરુત્તર રહ્યો. થોડી વાર રહીને તે બોલ્યો:—

"એમ કહીને તું શું કહેવા માગે છે ?"

"હું એમ કહેવા માગું છું કે સ્ત્રીઓના-વિધવા સ્ત્રીઓના સંસાર-રથ પુરૂષ ચક્ર વિના ચાલે છે તો મારો સંસાર-રથ સ્ત્રી ચક્ર વિના કેમ નહિ ચાલે ?"

"ભાઈ ! વિધવા સ્ત્રીઓનો સંસાર-રથ પુરૂષચક્ર વિના ઠીક ઠીક ચાલે છે એમ કેમ કહી શકાય ? તેમનાં રથનું એક ચક્ર ભાંગી ગયું છે; બીજું અનેક દુઃખભારથી ખંડીત થઇ ગયું છે. એમના રથ દ્વીચક્રી હતા ત્યાં સુધી જ ચાલ્યા. પછી નહિ. એમનું જીવન રથભ્રષ્ટ થયું. એમનો રથ હવે આગળ ન ચાલે."

"એવી રીતે પુરૂષોના સંસાર-રથનું સ્ત્રીચક્ર તૂટી જાય તો તેમનો

રથ પણ ચાલતો અટકે કે નહિ ?"

"અટકે તો ખરોજ. પણ બીજું ચક્ર જોડીને તે પુનઃ ચાલુ કરી શકે છે."

"અને સ્ત્રીઓના સંસાર-રથને બીજું ચક્ર નહિ જોડી શકાય ?"

"ભાઇ ! આ તો લાંબી ચર્ચામાં ઉતરવાનું થાય છે. તારો પ્રશ્ન વિકટ છતાં હું મારી બુદ્ધિ પ્રમાણે તારી શંકાનું નિવારણ કરીશ. જો, સ્ત્રી અને પુરૂષ એ સંસાર-રથનાં બે ચક્ર છે; પણ તે ઉભયની હૃદય રૂપ ધરીની શક્તિમાં ફેર છે એટલે જો સ્ત્રી ચક્ર દૈવયોગે તુટે તો આખા રથનો ભાર પુરૂષ ચક્ર ઝીલી શકે છે. તે જો કે સ્ત્રીચક્ર વિના આગળ ચાલી નહિ શકે પણ સ્ત્રીચક્રના તુટવા સાથે તે તુટતું નથી જ્યારે પુરૂષચક્ર તુટતાં આખા રથનો ભાર સ્ત્રીચક્ર ઝીલી શકતું નથી. એટલું જ નહિં પણ તેની હૃદયરૂપ ધરી અને લાગણી રૂપ આરાઓના ચૂરેચૂરા થઇ જાય છે. એટલે એ ચક્ર જોડે બીજું નવું પુરૂષ ચક્ર જોડવામાં આવે તોયે સંસાર-રથ ચાલી શકે એમ નથી.

સ્ત્રી હૃદય એવું કોમળ અને સ્નિગ્ધ છે કે તેના પર પતિવિયોગના ઘા અતિ ઉંડા પડે છે. તે પોતાનો પ્રેમ ભૂલી શકતી નથી. જ્યારે પુરૂષ ભૂલી શકે છે; અથવા સંસારની બીજી ઘણી ફરજો બજાવતાં તે ભૂલી જાય છે એવી તેને ભ્રાંતિ થાય છે; અથવા એવી ફરજો બજાવવા તેને ભૂલી જવાની અનિવાર્ય ફરજ પડે છે. અને તેને...."

"એટલે શું સબળ વર્ગના સ્નેહના ઘા રૂઝાય અને નિર્બળના નહિ?"

"વાસ્તવિક રીતે સ્ત્રી હૃદય પર જ સ્નેહના ઉંડા ઘા પડે છે. પુરૂષ હૃદયને નહિ અને સ્નેહના ઘા રૂઝવ્યા રૂઝાતા નથી. સંસારની અગણીત ઉપાધિઓ અને વ્યવસાયોથી પુરૂષ હૃદય સખ્ત અને સંતપ્ત બને છે. એ સખ્ત હૃદયને સ્નિગ્ધ કરવ, એ સંતપ્ત હૃદયને શાંત કરવા સ્ત્રી હૃદયની સ્વાભાવિક અપેક્ષા રહે છે. આપણા આર્યસંસારમાં કુટુંબવ્યવસ્થાને લગતાં બહારનાં કાર્યો પુરૂષને શીરે છે. અને એ કાર્યો કરવામાં તેમને આવશ્યક પ્રોત્સાહન આપવાનું કાર્ય સ્ત્રીઓનું છે. તેથી તેમનાં હૃદયો સ્વાભાવિક સ્નેહાર્દ્ર અને સ્નિગ્ધ હોય છે. એવા સ્નેહાર્દ્ર અને સ્નિગ્ધ હૃદયો પર પડેલા વિધિના ઘા કયા રીતે રૂઝવી શકાય ? એની બળતરા-વેગ બહુ બહુ તો પતિપ્રેમની સ્મૃતિ, સંતતિ પ્રતિનો વાત્સલ્યભાવ, અને પ્રભુભક્તિ ઇત્યાદિ અમીરસથી શાંત કરી શકાય. બાકી એને રૂઝવવા

એના પડેલા ચીરામાં અન્ય સ્નેહરસ પૂરવાનો પ્રયત્ન કરવા જતાં તેમાં ઉલટો સડો લાગશે, તેનો નાશ થશે !"

"પણ જે હૃદયનો સ્નેહ યોગ્ય સ્થાને ઢળાયા વિના ઠરી જ રહ્યો હોય તેનું શું ?" નિર્મળચંદ્ર આ પ્રશ્નનો મર્મ સમજી ગયો.

"તે સ્થિતિ પણ સંતાપકર છે. પણ તેનો ઉપાય શું ? કેટલીક વખત એવું બને છે કે આપણાં અમુક દુઃખો નિવારી શકવાને આપણે સમર્થ હોઇએ છીએ છતાં કેટલાક આજુબાજુના સંજોગોના કારણે આપણને તે દુઃખ નિરૂપાયે સહન કરી લેવું પડે છે. તારું કહેવું હું સમજ્યો છું. લગ્નાદિ રિવાજો સંસાર વ્યવહાર અને કુટુંબ વ્યવસ્થા માટેજ યોજેલા છે. એ વ્યવહાર અને વ્યવસ્થાને અંતરાય ન થાય તે માટે બીજા રિવાજો પણ રૂઢ થયેલા છે. જેમ રાજ્યના હિત માટે એના કાયદાઓનો અમલ થવો જોઇએ તેમ સમાજના હિત માટે સમાજના નિયમાનો પણ અમલ થવો જોઇએ. અને એજ સમાજના હિત માટે વૃદ્ધિ માટે લગ્ન પણ કરવાં જોઇએ"

નિર્મળચંદ્રે છેલ્લા વાક્ય પર ભાર મૂક્યો.

"પણ સમાજના કાયદાઓથી કોઇ નિર્દોષને અન્યાય થતો હોય તો એવા કાયદા કા તો સુધારવા કે કા તો તેનો ભંગ કરવો જરૂરનો છે. પણ મારે તો એ સમાજના કાયદાના ક્ષેત્રમાં પગ મુકવોજ નથી પછી શું ?"

"બાઇ ! ઉતાવળો થઇશ નહિ, હજી નિરાંતે વિચાર કરી નિશ્ચય કરજે અને......"

નિર્મળચંદ્ર વધુ કહેવા જાય છે એટલામાં ઇન્દુ ચાના પ્યાલા લઇ ટેબલ પાસે આવી ઉભી. તે ચાના પ્યાલા ટેબલ પર મુકતી હતી તે સમયે વિનોદચંદ્ર તેના શાંત, ગંભીર, અને મુગ્ધ પણ નિસ્તેજ મુખ તરફ સ્નિગ્ધ નજરે જોઇ રહ્યો હતો. ઇન્દુ ખંડની બહાર ગઇ ત્યાં સુધી તેની દૃષ્ટિ તેની પાછળ પાછળ ખેંચાઇ. ઇન્દુ અદૃશ્ય થતાં વિનોદચંદ્રની આંખમાથી એક બે આંસુ ટપકી નીચે પડ્યાં. નિર્મળચંદ્ર આ દૃશ્ય ઉત્કંઠાથી જોઇ રહ્યો. તે અનેક સંકલ્પ વિકલ્પમાં પડ્યો. વિનોદચંદ્રના દરેક પ્રશ્ન પર વિચાર કરવા લાગ્યો. વિનોદચંદ્રનું મન ઇન્દુના વિચારમાં પરોવાયું હતું, જ્યારે નિર્મળચંદ્રનું મન વિનોદના વિચારમાં હતું. આમ બેઉ ભાઇઓ થોડીક પળ ભિન્ન ભિન્ન દિશાએ વિચાર પર ચઢી ગયા. ટેબલ પર મૂકેલા ચાના પ્યાલાઓ પણ તેમની આ શાંતિ નિરખી ઠંડાગાર થઇ ગયા હતા

" વિનોદ ! ચા ઠંડી પડી ગઇ, પી લે." નિર્મળચંદ્રે પોતાનું પ્યાલું હાથમાં લેતાં લેતાં કહ્યું. વિનોદચંદ્ર એકદમ ખંચકાયો. તેમણે ચા પી લીધી પછી ઉઠતાં ઉઠતાં કહ્યું. " મોટાભાઈ ! હમણાં રજા લઉં છું. આપની વાત પર હું નિરાંતે વિચાર કરીશ. મારાથી કંઇ અણુઘટતું બોલાયું હોય તો તે માટે ક્ષમા આપશો. મેં તો માત્ર મારા તરંગોજ પ્રદર્શીત કર્યા છે."

" વિનોદ ! હું સમજું છું કે તું તરંગી છે. તું બહુ ઉંડા ઉંડા કલ્પનાના સમુદ્રમાં ઉતરતો જાય છે. પણ તારે આ સમયે એ ઉંડા પાણીમાં ઉતરવાની જરૂર નથી. પ્રથમ સંસારમાં પ્રવેશ કર, કારણ સંસારમાં રહીને જ તારી ભાવના અને આદર્શોની સિદ્ધિ થવી શક્ય છે. મારૂં તને અત્યારે તો એટલું જ કહેવાનું છે કે તને વખત જતાં જણાશે કે આજનો તારો નિશ્ચય ઘાતક નિવડશે. માટે એક વડીલ, શુભેચ્છક તરીકે મારે જે માર્ગદર્શન કરવાનું છે તે હું કરું છું. હું મારો ધર્મ બજાવું છું. તું તારો માર્ગ શોધી લેજે. પણ તે બહુ સંભાળથી શોધજે. મારી સલાહ ધ્યાનમાં રાખી તેને શોધજે. તેને છેક ઉવેખીશ નહિ."

વિનોદચંદ્રના ગયા પછી નિર્મળચંદ્ર મનોગત વિચારવા લાગ્યો કે " શું વિનોદચંદ્રનો ઇન્દુ તરફ પક્ષપાત છે ? શું તેના વૈધવ્ય દુઃખે દુઃખી થઇ તે પોતે કૌમારવ્રત પાળવા તૈયાર થયો છે ? અથવા શું તે આવી અણખીલી પુષ્પ કળીઓને ખીલતાંજ કરમાવી નાંખનાર સમાજબંધન પર રોષે ભરાઇ સમાજથી બહીષ્કૃત રહેવા ઇચ્છે છે ! જો એમ હોય તો તો ઠીક. એના એ તરંગો કાળે કરીને વિલય થશે ! પણ ....." તે જરા વાર ઉંડા વિચારમાં પડયો.

"નાહ, એમ નહિ હોય. જો તે ઇન્દુ પ્રતિ ક્ષુદ્ર મોહવશ થઇ ખેંચાતો હોય તો મારી હાજરીમાં તેના પ્રતિ દૃષ્ટિપાત કરવાની જરા પણ હિંમત ન જ કરે ! એ દૃષ્ટિપાતમાં વિષય ન હતો પણ કરૂણા હતી. એ તો માત્ર એક દુઃખી બાળા પ્રતિ મમતાભર્યો દૃષ્ટપાત હતો. અને એની સહૃદય લાગણીથી જ તેણે આ બધી ચર્ચા કરી લાગે છે.

અને બિચારી ઇન્દુની દશાનો દુઃખભર્યો વિચાર કોને ન આવે ! વિમલાને. એના વિચારમાં ને વિચારમાં અડધી થઇ ગઇ છે ! વિમલાની બ્હેનની વૈધવ્ય દશા આગળ મારા ભાઇનાં અવિવાહિત જીવનનો વિચાર નજીવો છે પણ સંસાર પિંજરથી બહાર ઉડનારાં આ

બે સ્વતંત્ર વિહારી પંખીડાંઓ ઉપર અમારે અવશ્ય નજર તે: રાખવી જ પડશે!"

( ૭ )

નિર્મળચંદ્ર એક વ્યાહારિક પુરૂષ હતો. કુટુંબની વ્યવસ્થા, સંબંધી ઓનો સંબંધ અને સ્નેહ, અને જ્ઞાતિ વ્યવહાર એ બધી વસ્તુઓ એક બીજાને અંતરાયરૂપ ન થાય તે પ્રમાણે તે પોતાનો જીવન-વ્યવહાર નીભાવતો હતો. કોઇ પણ કૌટુંબિક કે સામાજીક પ્રસંગે તે એકદમ લાગણીને વશ થતો નહિ; પણ ફરતીમેરનો વિચાર કરીને કોઇને બીનજરૂરી કનડગત કર્યા વિના પોતાનો નિર્ણય કરતો. જ્ઞાતિ કે સમાજમાં જે નાનાં મોટાં આંદોલનો થતાં તેથી તેની લાગણી ઉશ્કેરાતી નહિ. જ્યાં જ્યાં એનો અભિપ્રાય માંગવામાં આવે ત્યાં ત્યાં જો પોતાના અભિપ્રાયની કંઇયે કિમંત ગણાતી હોય તો જ તે પોતાનો અભિપ્રાય આપતો. નહિ તો તટસ્થ રહેતો.

જ્યારે વિનોદચંદ્ર સાથે તેના વિવાહ સંબંધી પ્રથમ સંવાદ થયો ત્યારે તેના મનમાં ઇન્દુ અને વિનોદના વિવાહ સંબંધની ઝાંખી કલ્પના પણ ન હતી. પણ વિનોદ સાથેની ચર્ચા પછી ઇન્દુના ભવિષ્ય માટે તેને ઘણા લાગણીભર્યા વિચાર થવા લાગ્યા. ત્યાર પછી પોતાની પત્નિ વિમલા સાથેની 'ચર્ચા થતાં ઇન્દુનું' ભવિષ્ય કોઇ પણ રીતે સુધારવું' એવો તેનો અભિપ્રાય બંધાયો. વિમલાના હૃદયની અભિ-લાષા •જાણી લીધા પછી, વિમલાની દલીલો પર મનન કર્યા પછી, તેણે નિશ્ચય કર્યો કે જો વિનોદ ઇન્દુ સાથે લગ્ન કરવા ખુશી હોય તો તે તેને અવશ્ય ટેકો આપશે. અલબત્ તેને હજી ઇન્દુનાં લગ્ન વિનોદ સાથે થાય તો સમાજના શા શા અપવાદો સહન કરવા પડશે તેનો ભય લાગતો હતો. પણ એક બાજુ પોતાની પ્રિયપત્નિની બ્હેનનું ભાવિ સુધરે છે, અને બીજી બાજુ પોતાના વ્હાલા બંધુનું હિત સધાય છે એમ સમજવાથી સમાજના ભયની તેણે બહુ પરવા કરી નહિ તેમ જ વિમલાએ જે દલીલો કરી હતી તેથી સમાજને સમજાવી શકાશે એવી પણ તેને ખાતરી થતી હતી. આ પ્રમાણે વિચાર કર્યા પછી તેણે એવો અભિપ્રાય બાંધ્યો કે આવી અક્ષત વિધવાઓનાં લગ્ન શાસ્ત્રોને પણ સંમત છે; પણ લોકાચારથી ડરીને લોકો એને ઉત્તેજન આપતા નથી. પણ સમજપૂર્વક એવાં એક બે લગ્નો કરતાં આવાં ઘણા

લગ્નો થાય તો લોકાચારનો ડર જતો રહે. આવાં લગ્નોને ભલે પુનર્લગ્ન કહેવામાં આવે, પણ તેથી સમાજ વ્યવસ્થાને કે સ્નેહ અને નીતિના બંધનોને કંઇ પણ હાની થાય એમ નથી. સમાજવ્યવસ્થા અને સ્નેહ કે નીતિનાં બંધનોનો ભોગ અપાતો હોય તો આવા અસહાય હૃદયોનો ભોગ આપીએ તો તે કંઇક ક્ષંતવ્ય ગણાય. પણ જ્યાં એવો ભોગ આપવાનું હોતું નથી ત્યાં પછી શા માટે નિર્દોષ જીવનનો ભોગ આપવો જોઇએ?

પણ વિનોદ ઇન્દુ સાથે લગ્ન કરવાની ના પાડે તો!

પણ વિમલા કહે છે તેમ જો ઇન્દુના દુઃખે દુઃખી થઇ તેણે આવો નિશ્ચય કર્યો હોય તો સંભવ છે કે વિનોદ હા પાડે. અને તે હા પાડે તો મારી ના નથી. હા, ના, મેળવવી એ કામ હવે વિમલાનું છે. સમાજનો વિરોધ શમાવી લેવો અથવા તેમના અપવાદ સહન કરવા એ મારી ફરજ છે."

વિનોદચંદ્રની ઇન્દુ પ્રતિની જે સ્વાભાવિક પણ મુંગી લાગણી દેખાતી હતી તે વિમલા સમજી ગઇ હતી. અને તેથી તેણે નિર્મળચંદ્ર આગળ પોતાનો મનોગત વિચાર જણાવ્યો હતો.

વિમલાએ એક દિવસે ઇન્દુને એકાંતમાં કહ્યું કે—"ઇન્દુ! મારા મનની એક વાત તને કહું. વિનોદચંદ્ર સાથે અમે તારો વિવાહ કરવા માંગીએ છીએ. તારો શો વિચાર છે તે હું જાણવા માગું છું. તારો વિચાર એજ મારો વિચાર. તારૂં હિત તે મારૂં હિત."

ઇન્દુ કશો ઉત્તર આપી શકી નહિ. તે સ્વાભાવિક શરમાઇ ગઇ અને નીચું જોઇ રહી. સંસારની અનુભવીપણે વિમલા સમજી ગઇ કે તેના આ શરમાળપણામાં હકારનો ઉત્તર આવી જાય છે. ઇન્દુને આટલી સૂચના કરી દીધા પછી પોતાનો હેતુ સફળ કરવા તેને પરોક્ષ રહીને જે સખીકૃત્ય કરવાનું હતું તે કરવામાં હવે વાંધો નથી એવા વિચાર સાથે તેને વળી એક એવો પણ વિચાર આવ્યો કે હું આ પરોક્ષ યુક્તિથી વિનોદચંદ્ર અને ઇન્દુના સ્નેહ બંધન માટે જે પ્રયત્ન કરૂં છું તે શું યથાર્થ છે! જેમ હું ઇન્દુને આવી રીતે સંસારના માર્ગે લઇ જાઉં તેમ તેને એથી ઉલટે રસ્તે એટલે વૈરાગ્યને પંથે ઉતારી ન શકું! શું, તેમ નહિ બને! થોડીવાર વિચારમુગ્ધ રહ્યા પછી તે મનમાં જ બોલી કે, એમ બનતું મને તો અશક્ય લાગે છે. અનેકપ્રબલ

આદિના ઉદ્યાનમાં ઉડતું પંખી એ ફળફુલની સુવાસ લેતાં તે ખાવાની ઇચ્છા નહિ કરે ! એ તેને પોતાને લાયક ફળફુલ ખાવાનો માર્ગ બતાવીયે તો તે તેનો યથેચ્છ લાભ લઇ પોતાનું હિત કરે, પણ જો એને એ ફળફુલ ખાતાં અટકાવીયે તો ! જો એવો પ્રયત્ન કરવા જઇએ તો તે કદાચ ચોરી છુપીને ગમે તેવું નુકશાનકારક ફળ પણ ખાઇ લે અને ઉદ્યાનનો નાશ કરે ! એમ કરવા માટે એને તો ઉદ્યાનમાંથી દૂર જ રાખવું પડે ! પણ તેમ કરતાં એ ફળફુલનું સ્વાભાવિક રસીયું પંખી એ ફળના આસ્વાદ વિના છવે પણ ખરૂં ! આવા વિચાર કર્યા પછી તેણે પોતાનું ધારેલું કાર્ય વ્યાજબીજ છે એમ અભિપ્રાય બાંધી લીધો.

(૮)

ઇન્દુ જ્યારે પ્રથમ આવી ત્યારે વિનોદચંદ્ર તેની સાથે એક નાની બ્હેન જોડે વાતો કરે તેમ વાતો કરતો હતો. ત્યારે કોઈક વખત તેને તેની વૈધવ્ય દશાનું ભાન થતું. પણ ઇન્દુની બાળચેષ્ટા જોતાં તે વિસ્મૃત થતું. ઇન્દુ પણ તેની જોડે બ્હેન પેઠે વર્તતી. અને વિનોદભાઇ કહી ઘડીએ ઘડીએ વાતો કરતી. પછી જ્યારે ઇન્દુની યૌવન કળા ખીલવા માંડી ત્યારે ઇન્દુને સ્વાભાવિક લજ્જા ઉત્પન્ન થવા લાગી. અને તેથી વિનોદચંદ્ર કે નિર્મળચંદ્ર સમક્ષ જરૂર વિનાની વાતો કરતી નહિ કે પાસે બેસતી નહિ. વિનોદચંદ્ર પણ જ્યારે જ્યારે ઇન્દુને જુએ ત્યારે ત્યારે તેના કલ્પીત દુઃખના વિચારમાં જ લીન થઈ જતો.

ઇન્દુ ઘરનું દરેક કામ પોતાની મોટી બ્હેનની સાથે રહીને જ કરતી. પણ હવે વિમલાએ ધીમે ધીમે દરેક કામ તે જાતેજ કરે એવો પ્રબંધ કર્યો. અને તે ઉપર ઉપરથી દેખરેખ રાખતી. વિનોદચંદ્રને લગતું ખાસ કામ ઇન્દુને જ સોંપાતું. વિનોદચંદ્ર પ્રતિ ઇન્દુની મમતા થાય એવા હેતુથી વિમલા હરવખતે વિનોદચંદ્રની વખાણ ભરી વાતો કરતી. ઇન્દુની હાજરીમાં વિનોદ જોડે આનંદ અને ગમતની વાતો કરતી; ઘડીકમાં તેને ખીજવતી, ઘડીકમાં તેને રીઝવતી.

ઇન્દુને સહેજજ વિનોદ પ્રતિ એનાથી ન સમજાય એવી લાગણી થવા લાગી. વિનોદચંદ્રનાં સુખ દર્શન થતાં તેનો હૃદયરૂપ ચંદ્રકાંત દ્રવતો અને નયનરૂપ કુમુદની પાંખડીઓ ખીલતી.

આણી તરફ વિનોદચંદ્રની દશા પણ તેનાથી ન સમજાય એવી

હતી. તેનું વિરાગી હૃદય જે થોડા વખત પર ઇન્દુને માત્ર એક દુઃખી બાળવિધવા તરીકે જોતું હતું, તેને હવે ઇન્દુ એક મધુર સ્નેહપૂર્ણ મુગ્ધા દેખાવા લાગી. તેનાં પ્રફુલ્લ નયનો, લાલ ગુલાબ સમા કપોલ, અને પ્રવાલ સમા અધરોષ્ઠ, તથા એ અધરોષ્ઠો વચ્ચેથી સરતા મધુર શબ્દના રણકાર નીરખી–સાંભળી વિનોદચંદ્રના હૃદયાકાશમાં કંઇ કંઇ અનેરું સંગીત ગરજી રહેતું.

સ્નેહના પ્રવાહને જ્યારે માર્ગ ન મળે ત્યારે તે કાં તો બંધ તોડી ઉભરાઇ જાય છે અથવા ઠરી જાય છે. ઉભરાઇ ગયેલો સ્નેહ અનીતિ અનાચારના કાદવકીચડમાં મલીન થવાનો સંભવ છે. જ્યારે ઠરી ગયેલો સ્નેહ શુદ્ધ રહી શકે છે. અને તેને સ્વાભાવિક ઉષ્ણતા મળતાં પુનઃ દ્રવે છે અને માર્ગ મળતાં વહેવા માંડે છે.

સ્નેહરસના ઠરી જતાં ઉત્પન્ન થયેલો વૈરાગ્ય એ માત્ર સ્નેહનું બીજું પણ શુદ્ધત્તમ સ્વરૂપ છે.

વિનોદચંદ્રને ઇન્દુ પ્રતિ સ્વાભાવિક મમતા થઇ હતી એથી તે તેના દુઃખે દુઃખી થતો હતો. અને તેની સ્નેહમય લાગણીઓએ ઠરી જઇને વૈરાગ્યનું રૂપ લીધું હતું. જ્યારે ઇન્દુને કહેવામાં આવ્યું કે વિનોદચંદ્રને તે પોતાના હૃદયનાથ તરીકે સ્વીકારશે કે કેમ ! ત્યારે તેણે શરમથી કંઇ જવાબ આપ્યો ન હતો, પણ પોતાના હૃદયથી તેણે તેને પોતાના હૃદયનાથ તરીકે સ્વીકારી લીધો હતો. અને તે——

'સ્ત્રીનું પહેલું પ્રણય વચન, પ્રેમી જોતાં વિલાસ.'

(મેઘદૂત.)

એ રીતે પોતાના હૃદયના ભાવો અનાયાસે વ્યક્ત કરતી હતી. આ બધા સ્વાભાવિક વિકાસથી વિનોદચંદ્રનો ક્ષણિક વૈરાગ્ય જતો રહ્યો, અને તેનો સ્નેહરસ દ્રવવા મંડ્યો.

જ્યારે જ્યારે કુટુંબ ભેગું એકત્ર થઇ બેઠું હોય અને અનેક પ્રકારની વાતો ચાલતી હોય તે વખતે ઇન્દુ શરમથી નીચું જોઇ દરેક વાતો સાંભળ્યા કરતી. વિનોદચંદ્રના શબ્દો કાન પર પડતાં તે ઘડીક ઉંચું જોતી, પાછું નીચું જોતી, અને તેની વાણી રસથી સાંભળતી. વિનોદચંદ્ર તેનો આ ભાવ સમજી જતો. અને એવી વખતે તેને શાકુંતલનો એક શ્લોક સહસા યાદ આવતો:—

જો કે વદે કદિ નહિ એ, મુજ સંગ વાણી,
દે કાન તોય મુજને, વદતો પ્રમાણી;
મારા ભણી મુખ કરી, ન જુએ એ કદાપિ,
રાખે એ નજર ન, અન્ય ભણી તથાપિ.

કોઇ કોઇ વેળા જ્યારે વિનોદચંદ્ર વાતના પુર રસમાં ખીલ્યો હોય ત્યારે વિમલા જાણીજોઇને ઇન્દુને પાણી લેવા કે બીજી કોઇ વસ્તુ લાવવાની આજ્ઞા કરતી. હૃદયનાથની વાણી-રસના ઘુંટડા પીતાં પીતાં મોટી બ્હેનની આજ્ઞા ઉઠાવવા આમ ઉઠવું પડે એ તેને બહુ વસમું લાગતું. તે મહા પ્રયાસે ઉઠતી, ધીમે પગલે જતી, પણ ઝડપથી પાછી આવતી. વળી જ્યારે ઇન્દુ આમ ઉઠીને જતી ત્યારે તે પાછી આવે ત્યાં સુધી વિનોદચંદ્રનો વાણી પ્રવાહ પણ ધીમો થઇ જતો. આ બધું વિમલા અવલોકતી. તેને હવે નિશ્ચિત થયું કે વિનોદચંદ આગળ લગ્નની વાત કરવામાં આવે તો તે ના નહિ પાડે.

આ પ્રમાણે આ મુંગું સંવનન સ્નેહમંથન કેટલોક કાળ ચાલ્યું. એક રીતે કહીએ તો ઇન્દુ પોતાના વડીલની આજ્ઞા અને પોતાના હૃદયના સહકારથી આ સંવનન કરી રહી હતી, એટલે તે તો આશાભરી હતી. પણ વિનોદચંદ્ર આ સ્નેહમાંથી જે નવનીતની આશા રાખી રહ્યો હતો તેની પ્રાપ્તિ માટે તેને બહુ ખાત્રી ન હતી. કારણ તેને એમ સંશય હતો કે ભાઇ અથવા ભાભી આ સંબંધ માટે અનુમત નહિ થાય, અને તેથી પોતાનું આ મનોગત મંથન અસ્થાને છે એમ માનતો. આથી તે મુંઝાતો હતો. તેનો સ્નેહ પાછો ફરી જતો હોય એમ દેખાતું હતું. વિમલા એ તરત ચેતી ગઇ.

એક દિવસે જ્યારે વિનોદચંદ્ર પોતાના ખંડમાં ખુરશી પર આડો પડી કોઇ ઉંડા વિચારમાં તલ્લીન હતો ત્યારે વિમલા ત્યાં આવી ઉભી અને તેને પૂછ્યું:—

"વિનોદભાઇ! આમ એકલા ખુરશી પર પડીને ક્યાં સુધી વિચાર કર્યા કરશો ?"

"હું કાંઇ વિચારમાં પડ્યો નથી. એ તો...ખાલી...અમસ્તો કંઇ ગમતું નથી એટલે આમ આડો પડ્યો હતો." વિનોદચંદ્રે બેઠાંથતાં કહ્યું.

"એકલાને તે કંઇ ગમતું હોય! કૃપા કરીને હવે તમારા વૈરાગને ઘોઇ પીઓ અને લગ્ન કરવાની હા પાડો. તમારા આવા વિચારથી તમારા

મોટાભાઇ બહુ મુંઝાય છે."

વિનોદચંદ્ર નિરુત્તર રહ્યો ભાભીને શો જવાબ આપવો તે સમજ્યું નહિ. વૈરાગ હતો નહિ, અને સ્નેહની વાત થાય નહિ.

"ત્યારે તમે કંઇ પીગળ્યા ખરા! બોલો, બોલો, તમારી શી અભિલાષા છે? શરમાતા નહિ!"

વિનોદચંદ્ર હજીએ શાંત રહ્યો. તેણે એક ઉચ્છ્વાસ નાખ્યો. વિમલાએ કહ્યુંઃ "વિનોદભાઇ, તમારે શરમાવાની કે મુંઝાવાની જરૂર નથી. હું તમારું હૃદય જોઇ શકું છું. ત્યાં શું છે તે મેં જાણ્યું છે. મારી કેટલાયે કાળની ઇચ્છા ફળીભૂત થાય છે. મારાં અણસુંઘ્યાં પુષ્પની સુવાસ તમારા હૃદય સુધી પહોંચી છે. તેની પરાગ ત્યાં જઇ સ્થિત થઈ છે. હવે તમારે એ ફૂલને તમારા હૃદયાસન પર ચઢાવવું રહ્યું."

વિનોદના મુખ પર પ્રફુલ્લતા દેખાઇ. તેને સાશ્ચર્ય આનંદ થયો, તે કંઇ બોલ્યો નહિ પણ વિમલાના મુખ તરફ અનિમેષ નયને જોઇ રહ્યો.

"તમારા વડીલ બંધુની અનુમતિ મળી ગઇ છે. લોકાચારના ડરથી પણ તમારે નિરાશ થવાનું નથી."

"લોકાચારના ડરથી હું ડરું એમ નથી, બાકી વડીલની અનુમતિની અપેક્ષા તો હતી જ." લજ્જા અને ભીતિ દૂર થયેલાં જોતાં વિનોદે ઉત્તર દીધો.

"ત્યારે ઇન્દુ તમારી થઇને?"

"હા, એ તમારી યક્ષકન્યા સમી ઇન્દુ મારી છે, અને રહેશે." વિમળાના એક વખતના મશ્કરીના બોલ યાદ કરતાં વિનોદે કહ્યું.

"તથાસ્તુ." કહી વિમલા હરખાતી હરખાતી ચાલી ગઇ.

વિમલાએ પોતાનો હેતુ સફળ થયાનો શુભ સંદેશો નિર્મળચંદ્રને કહ્યો. અને તેમણે વિનોદ અને ઇન્દુના વિવાહ નક્કી કરી સગાં સંબંધીઓને જણાવી દીધું. નિર્મળચંદ્રે ઘણાખરા સમજુ અને દયાળુ સંબંધીઓ તથા જ્ઞાતિજનો પાસેથી વાદવિવાદમાં અક્ષત વિધવાઓનાં લગ્ન થવાં જોઇએ એવો અભિપ્રાય મેળવી લીધો હતો. કેટલેક સ્થળેથી કંઇ કંઇ વિરોધ ઉપસ્થિત થયો હતો. પણ તેમની દરકાર કરવામાં આવી નહિ એટલે તે પાછળથી એની મેળે શમી ગયો. લગ્નતીથિ નક્કી થઇ અને યથાવીધિ લગ્નક્રિયા થઇ, સગાં સંબંધી તથા મિત્રમંડળે આનંદપૂર્વક ભાગ લીધો હતો. વિમલાના આનંદનો તો પારજ ન હોતો. જ્યારે ઇન્દુ અને વિનોદનો હસ્તમેળાપ થયો ત્યારે હર્ષેલી વિમલા આનંદથી લલકારી ઉઠી કેઃ—

'ઝાલપો ઝાલપો મારી ઇંદુએ તારલો રે લોલ,
રેજો અખંડ સૌભાગ્યનો એ તારલો રે લોલ.

(સંપૂર્ણ)

# પ્રિય–સ્વાગત.

લેખક:—કવિ પોપટલાલ શર્મા.

આવો પ્રિયતમ! માનસમંદિર પધરાવું,
આવો અલબેલા! પ્રેમગીતડાં ગાઉં.
જોયા ગિરિ ગિરિના શૃંગ શૃંગમાં જોયા,
જોયા સર, સરિતા કુંજ કુંજમાં જોયા;
જોયા નિર્મલ મન સંતસંગમાં જોયા,
જોયા પ્રણયીના અમલ અંતરે જોયા.
આવો આવો પ્રિય! આવો,
મુખચન્દ્ર છટા દર્શાવો.........૧

એકાંત યોગિના યદિ શાંત ઉપવનમાં
બોલો ગમશે કે મલિન માનવી મનમાં?
બોલો જીવનધન! હૃદયહાર! પધરાવું?
બોલો પ્રિયમન! શી ભેટ લાવી બતલાવું?
છો અમરભાવનાભૂષિત.
છું પામરજન હું દૂષિત.............૨

સુંદર પ્રણયીની છે મનમંદિર-શાલા,
છે બધી પ્રેમના યજ્ઞ તણી રે જ્વાળા;
એ પ્રેમયજ્ઞનું વિશ્વ ચરાચર હોતા,
અઘ અખિલ માનવી નયનનીરમાં ધોતા;
ત્યાં આસન આપ જમાવું,
મલયાનિલ ચમર ચલાવું............૩

એ પુરોડાશના રમ્ય પ્રસાદે પાવન,
અર્પણ કરવા તૈયાર સકળ તન, મન ધન;
એ વિશ્વવેદના અણમોલવીયા મંત્રે
ડોલે સચરાચર રાજ એકના તંત્રે
એ મંત્ર તંત્રના દૃષ્ટા,
છો નવનવ જગના સૃષ્ટા.............૪




## અધ્યાય ચોત્રીશમો.

ધૌમ્ય કહે છે—પછી સુમંત્ર પ્રધાન ઉત્તમ રથની ગોઠવણ કરી સત્ય પરાક્રમ એવા રામને પ્રણામ કરીને આગળ ઉભો રહ્યો (૧) તે ધર્માત્મા પ્રભુ રથ ઉપર બેસીને ગંગાને તીરે ગયા, ને ત્યાંથી સુમંત્રને રથ લઇ પીતા પાસે પાછા મોકલ્યા. (૨) રામ ગંગા નદી ઉતરીને ગુહરાજાના શહેરે જઇને જટા બાંધીને ઝટ ભરદ્વાજને આશ્રમે ગયા. (૩) દશરથ રાજા પોતાના પુત્ર રામ સીતા અને લક્ષ્મણ સાથે વનમાં ગયેલા સાંભળીને અતિ વિહ્વલ થઇને શોક કરવા લાગ્યા. (૪) શોકથી પીડિત થઇ નિત્ય નૈમિત્તિક કાર્યો પણ તેઓ કરતા નહીં, ને રામના વિયોગથી દુઃખી થઇ સ્નાન ભોજન પણ કર્યું નહિ. (૫) હે પુત્ર રામ! મને શોકથી દુઃખી થએલ ને અને વૃદ્ધને મુકીને કયાં જાય છે? હે પવિત્ર ધર્માત્મા પુત્ર! લક્ષ્મણની સાથે અહીં આવ. અહીં આવ (૬) શોકથી વ્યાપ્ત છે કમલ જેવાં નેત્ર જેમનાં એવા રાજા જ્યારે જાગતા હતા ત્યારે વિહ્વલ થઇ જોતા એકદમ બેશ થઇ જઇ એ મુજબ જ બોલતા હતા. (૭) ફરીથી મૂર્છા ખાઇને પૃથ્વીપર પડતા હતા. ને હે રામ! રામ! મૈથિલીના વલ્લભ! એમ જ ખના કરતા હતા. (૮) પતિને બેભાન થયેલા જોઇને કૈકેયી વિચાર કરવા લાગી કે મારે માટે આજે પતિ પ્રાણ છોડી દેશે તો હું શું કરીશ? (૯) તેથી હુ પતિને કૌશલ્યાને ઘેર મોકલી દઉં, તે રામની માતા છે એમ જાણીને તેમને જોઇને તેઓ સુખ પામશે. (૧૦) એમ વિચાર કરીને રાજાને પાલખીમાં બેસારીને તેને સેવકોની પાસે લેવરાવી કૈકયીએ કૌશલ્યાને ઘેર મોકલી દીધા (૧૧) તેમને ત્યાં ઉતારી સેવકો ઘેર ગયા તેજ ક્ષણે તેઓ શુદ્ધિમાં આવ્યા ને ઘણા દુઃખી થઇ તેમને (કૌશલ્યાને) કહેવા લાગ્યા. (૧૨) દશરથ કહે છે—હે કૌશલ્યા! દુઃખ દેનાર એવા તારાં મુખનું દર્શન આજે હું શી રીતે કરૂં!

રામ ગયા તેની સાથે મારા પ્રાણ પણ કેમ ન ગયા? (૧૩) હું સ્ત્રીજીત છું ને કામી છું તેથી તે મહાત્માએ મને ત્યજી દીધો છે. હું શું કરું? ક્યાં જઉં? મારી શી વલે થશે તે મને કહે. (૧૪) કૌશલ્યા કહે છે—હે ભૂપતિ! તમે સત્યવાદી છો. માટે ધૈર્ય ધરો. હે સુવ્રત! ચૌદ વર્ષ પછી તમે રામને જોશો. (૧૫) મહાન દુઃખ આવી પડે ત્યારે બુદ્ધિમાન પુરૂષોએ ભાવિ આગળ કરીને ધૈર્યનું અવલંબન કરવું જોઇએ. (૧૬) એ પ્રમાણે કૌશલ્યા બોલતાં હતાં ત્યારે રાજા ફરી મુર્છીત થયા. બે મુહૂર્ત પછી જાગીને તેમને તેઓ કહેવા લાગ્યા (૧૭) દશરથ કહે છે—હે પ્રિયા! જે વનચર પશુઓ વનમાં ગયેલા સુંદર રામને જોતાં તેમની પ્રિયાઓ સાથે વિહાર કરે છે તેમને ધન્ય છે. (૧૮) વળી હે પવિત્ર સ્ત્રી! જે ઠેકાણે રામ રહેતા હશે તે ભૂમિ પણ દર્શન કરવા યોગ્ય હશે. અયોધ્યા મને હવે મનથી સ્મશાન જેવી લાગે છે. (૧૯) હે મહાબાહુવાળા રામ! હે રામ! મને દુઃખીને છોડીને તું જતો રહ્યો! હે પુત્ર! મારા પરની તારી દયા ને તમામ વાત્સલ્યભાવ એ બધું ક્યાં જતું રહ્યું! (૨૦) કૌશલ્યા કહે છે—હે નાથ! તમે કૈકેયીને વશ થઇ મને છેતરી છે કે ભક્તિમાં તત્પર એવા જ્ઞાની પુત્રને તમે રાજ્યમાંથી હાંકી કાઢયો છે. (૨૧) વળી જનકની દીકરી નવોઢા અને અતિ સુંદર બાલા છે. તે કમલપત્ર જેવા પગ વડે ચાલતી ને રડતી તે વનમાં ગઇ છે. (૨૨) મહાબાહુ લક્ષ્મણ પણ તેઓની સાથે ગયો. તેમની માર્ગે ભાતું પણ નથી. સ્ત્રીજીતને પુત્રવધૂ ઉપર પણ પ્રીતિ ક્યાંથી હોય! (૨૩) મેં આજે તમારૂં મન જાણ્યું કે તમે મને ખરેખર છેતરો છો. હે રાજા! ઉઠો! ઉઠો! તમારી વ્હાલીને ત્યાં જાઓ. (૨૪) તમારી પ્રિયાના પુત્ર ભરતને બોલાવી રાજ્ય આપો, ને તેનું પ્રિય કરો. હે નાથ! મને તમે હતભાગી બનાવી છે. (૨૫) તમારે હવે સુખનો વખત આવ્યો છે. માટે નાના પ્રકારનાં સુખ ભોગવો. હું મારા પુત્રના વિયોગથી પ્રાણ ત્યજી દઇશ. (૨૬) તમારી પત્ની અનેક પ્રકારનાં ભોજન બનાવીને તમારી વાટ જુએ છે, માટે હે સુવ્રત! ત્યાં જઇ હંમેશની વીધિ કરીને ભોજન કરો. (૨૭) રાજા કહે છે—હે સુંદરી! વિરહથી અતિ બળેલાને તું શા માટે બાળે છે! રામે મને અનાથ કરી નાખ્યો છે, ને હું તારાં વચનરૂપી અગ્નિથી દુઃખી છું. (૨૮) હે કાન્તા! તે કમલ લોચન રામ પ્રતિ જે પ્રકારનું મારૂં મન છે તે તું મારા મરી ગયા પછી જાણીશ. (૨૯) હે દેવી! તું જે કઠીન શબ્દો કહે છે તેમાં તારો દોષ નથી, કારણ કે પુત્રશોકથી ઉત્પન્ન થએલું દુઃખ સ્ત્રીઓથી સહન ન કરી શકાય તેવું હોય છે. (૩૦) હે કમળના જેવા ઉજ્વાળી! આમ થવાનું કારણ સાંભળ. મને આંખમાં અને

પુત્રના મરણથી દુઃખી થઇ મુર્છા ખાતાં માતાપિતાનો શાપ છે કેઃ— (૩૧) હે રાજા ! જેમ અમારા પ્રાણ પુત્રશોકથી જાય છે, તેજ પ્રમાણે તારા પણ અદ્દભુત એવા પુત્ર વિયોગથી જશે. (૩૨) તે મારા મરણનો આ વખત આવી લાગ્યો છે. કારણ કે પૃથ્વી પર કોઇ ભવિષ્યને ફેરવવા સમર્થ નથી. (૩૩) ધૌમ્ય કહે છે—જ્યારે અર્ધ રાત્રિનો વખત થયો ત્યારે એ પ્રમાણે રામ રામ કહેતાં રાજાએ પથારીમાં પ્રાણ છોડ્યા. (૩૪) ચુપ રહેલા પતિ નિદ્રાધીન થયા છે એમ માનીને રાણી ભોંય પર સુતી ને ઉંઘી ગઇ. એ પ્રમાણે રાત્રી પૂરી થઇ. (૩૫) સવારે ઉઠીને તે રાણી રાજાને ઉઠાડવા લાગી કે હે રાજર્ષિ ! ઉઠો ! ઉઠો ! તમારી પ્રજા બહુ પીડાય છે (૩૬) જ્યારે રાજા કાંઇ પણ બોલ્યા નહિ ત્યારે તે રાણી દુઃખી થઇ ગઇ, ને બુદ્ધિ વગરના રાજાને જોઇને એકદમ પ્રધાનોને બોલાવ્યા. (૩૭) વસિષ્ટ વામદેવ અને મંત્રીઓને બોલાવીને તેજ વગરના મરણ પામેલા રાજાને દેખાડ્યા (૩૮) રાજાને મરી ગયેલા જાણી સર્વે ચિંતાતુર થયા, ને ભરતને તેડવા સુમંત્રને મોકલ્યા. (૩૯) હે યુદ્ધિષ્ઠર ! રાજાના મૃત દેહને તેલની કોઠીમાં નાંખીને તે બધા વિચાર કરવા લાગ્યા (૪૦) સુમંત્ર રથમાં બેસી ભરત પાસે ગયા, ને મામાને ઘેર રહેલા એવા તેને કુશળ સમાચાર દીધા કેઃ— (૪૧) હે વીર ! તારા પિતા અને રામ તને મળવા ઇચ્છે છે, માટે શત્રુઘ્નને સાથે લઇ ઝટ પધારો. (૪૨) એ પ્રમાણે કહીને સુમંત્રે તે બે મહારથીઓને રથમાં બેસારીને શોકનાં ચિન્હો ગુપ્ત રાખીને માર્ગમાં ઉતાવળથી જવા લાગ્યા. (૪૩) હે ભારત ! દુઃખી એવી અયોધ્યામાં પહોંચીને અને લોકોને દુઃખી જોઇને બહુ નવાઇ પામીને ભરત સુમન્ત્રને પુછવા લાગ્યા (૪૪) ભરત કહે છે—હે મંત્રીઓમાં શ્રેષ્ટ ! મારૂં ડાબું નેત્ર કેમ ફરકે છે ? ને વ્યાકુળ થયેલાં હરિણો મને અવળાં કેમ ઉતરે છે ! (૪૫) અયોધ્યાનાં લોકો મને દુઃખી હોય તેવાં કેમ જણાય છે ! ને હે માનદ ! શા કારણથી શહેર જીવ વગરનું લાગે છે ? (૪૬) રાજાનું અને રામનું કુશળ તો છે ના ! હે મહા ભાગ ! તમે સત્ય બોલો, ને હે અનઘ ! મારો સંશય ટાળો. (૪૭) એ પ્રમાણે બોલતા ભરતને સુમંત્રે ઉતાવળથી શુન્ય એવા વિસ્મયકારક કૈકેયીને ઘેર પહોંચાડ્યા. (૪૮) રથમાંથી ઉતરીને અતિ વિહ્વળ એવા ભરત એકદમ તેજ જેનું ઉડી ગયું છે એવી વિધવા માતાને પગે પડ્યા. (૪૯) માને પ્રણામ કરીને વીર આદરથી પુછવા લાગ્યો કે હે માતા ! મારા પિતા ક્યાં ગયા છે ! ને તું શોકમાં હો તેવી કેમ જણાય છે ! (૫૦) કૈકેયી કહે છે—હે પુત્ર ! પ્રજાનું રક્ષણ કરો ને હે કુળમાં શ્રેષ્ટ ! રાજ કરો,

समस्त मोढ कोमनां अधिष्ठात्री

कुळदेवी.



श्री मोढेश्वरी मातंगी माता.

मोढेरा, उत्तर-गुजरात.

## मोढ कोमना महान् कर्मयोगी.



महात्मा मोहनदास करमचंद गांधी.

# નૂતનવર્ષને સ્વાગત.

આવો ! આજે નવિન સુખદા,
હર્ષનું વર્ષ આવે,
માળા લાવે વિજય સુખની,
દિવ્ય પુષ્પે ગ્રથીને !

આવો તેનું તુરત કરવા,
સ્વાગતમ્ સ્નેહભાવે.
ગાઓ ગીતો રસિક મધુરાં,
પૂર્ણ માંગલ્ય કાજે !

હર્ષે ભેટો સકળ સુખથી,
અર્ધ્ય આપી અનેરૂં;
હૈયા કેરા વિમળ સરનું,
પ્રેમ વારિ ભરેલું !

અર્પો પુષ્પો સ્મિત રૂપ અહા,
હર્ષથી વર્ષમાં આ,
પામો માળા વિજય સુખની,
પૂર્ણ આનંદથી આ !

સંતકુંજ. } વીર દાધીચ.




હીંદી પરથી અનુવાદક
સ્વ૦ વૈદ્ય કરુણાશંકર મૂળજી—કુંડલા.

( ગતાંકના પૃષ્ઠ ૫૪૬થી ચાલુ. )

## પ્રકરણ ત્રીજું.

दरिद्रान्भर कौंतेय मा प्रयच्छेश्वरे धनम् ॥
व्याधि तस्यौषधं पथ्यं नीरुजस्य किमौषधैः ॥ १ ॥

હે અર્જુન ! દાન હમેશાં દરિદ્રોને જ આપવું જોઇએ. સાધનસંપન્નને દાન આપવાથી શું ફળ ? જે માણસ રોગી હોય તેને જ ઔષધ આપવાથી ફાયદો થાય છે. નિરોગીને ઔષધની જરૂર પણ શી હોય ? ( ૧ )

उपकर्तुं प्रियं वक्तुं कर्तुं स्नेहमकृत्रिमम् ॥
सज्जनानां स्वभावोऽयं केनेंदुः शिशिरीकृतः ॥ २ ॥

સર્વની ઉપર ઉપકાર કરવો, પ્રિય વચન બોલવું, અને સાચો સ્નેહ રાખવો એવો સજ્જનપુરુષોનો સ્વભાવ જ હોય છે. જેવી રીતે ચંદ્રમા સ્વભાવથી જ શીતળ છે તેમ. ( ૨ )

उपकर्तुमप्रकाशं क्षन्तुं न्यूनेष्वयाचितं दातुम् ॥
अभिसंधातुं च गुणे शतेषु कश्चिद्द विजानाति ॥ ३ ॥

ગુપ્ત રીતે ઉપકાર કરવો, આશ્રિતો પર ક્ષમાદૃષ્ટિ રાખવી, નહીં માગનાર દરિદ્ર જનને પણ દાન દેવું, અને બીજાના સદ્‌ગુણ ગ્રહણ કરવા, આ ચાર બાબતો સેંકડો માણસોમાં કોઈ વિરલા નર જ જાણે છે. ( ૩ )

( દોહરા. )

મધુર વચન બોલો સદા, કરો ન મન અભિમાન,
ક્ષમા દયાને નવ ભૂલો, જો ઇચ્છો કલ્યાણ.

અધમ ઉપર પણ સાધુજન, કરે દયા વિસ્તાર.
નિજ પ્રકાશ પ્રસરે ન શું ! ચંદ્ર શ્વપચ આગાર.

## સદય દાન.

સંસારમાં જે લોકો દાન કરી રહ્યા છે તેઓ જાહેરાતરૂપી નગારાના અવાજથી પોતાના દાનનો સુયશ ચારે તરફ ફેલાવી રહેલ છે. પ્રતિ તેઓ રવીવારે ભિખારીઓના કોલાહલથી તેમનો સઘળો મહોલ્લો ગાજવા મંડે છે તે શા માટે? કદી કદી વર્તમાન પત્રોમાં દાનનો જે બહુ મોટો પ્રશંસાસૂચક લેખ જોવામાં આવે છે તેનું પ્રયોજન શું? એથી શું દાતાઓની દયા પૂર્ણરૂપે પ્રકટ થાય છે? જો એ સાચું જ હોય તો જમણે હાથે ભિખ આપવાને વખતે ડાબા હાથમાં લાકડી કેમ રખાય છે? યાચકોની પ્રાર્થના પુરી કરતી વખતે ભવાં ચડાવીને કઠોર વચન બોલવાનું પ્રયોજન શું? તમે લુખા મનથી, આંખો લાલ કરીને, કે ક્રોધ પૂર્વક જે દાન કરો છો તે દાનથી શું યાચકોનું મન પ્રસન્ન થાય છે? અપ્રસન્ન ચિત્તથી જે દાન કરવામાં આવે છે તેને ગ્રહણ કરીને યાચક પ્રસન્ન થતા નથી. તેના હૃદયમાં વ્યથા થવા મંડે છે, તે મોઢેથી મને દાતાની કૃતજ્ઞતા પ્રકટ કરી શકતા નથી, તે તમારૂં તિરસ્કૃત દાન ગ્રહણ કરવાને વખતે કદાપિ તમારૂં સહાસ્ય મુખ દયાથી ભરેલી આંખો ને મધુર મૂર્તિનું મનમાં ને મનમાં ધ્યાન કરીને પરમ પિતા પરમેશ્વરની પાસે તમારી મંગળ કામના કરશે. પણ હા. એટલું નિશ્ચય જાણજો કે તે પોતાની દરિદ્રતાને વારંવાર ધિક્કાર દઇને તમારાં ક્રોધ સૂચક રક્ત-નેત્ર અને ભયંકર મૂર્તિનું ચિત્ર હૃદયમાં અવશ્ય ધારણ કરશે અને જ્યારે જ્યારે તમારાં વજ્રોપમ વચનનું તેને સ્મરણ થશે ત્યારે ત્યારે તેનું ભગ્ન હૃદય કંપી ઉઠશે હવે તમે સ્વયં વિચાર કરી શકો તેમ છો કે આ બન્ને પ્રકારનાં દાનોમાં સારૂં દાન કયું છે. જો તમે સાચું સુખ પામવાની ઇચ્છા રાખતા હો, જો તમે બીજાના મનો મંદિરમાં વિહાર કરવા ઇચ્છતા હો, અને જો તમે સઘળા સંસારને પોતાનો બનાવવા ઇચ્છતા હો તો અભિમાનનો ત્યાગ કરીને વિનય સહિત મીઠી વાત બોલવાનો અભ્યાસ કરો. મધુર વચનની સાથે દાન કરવાથી દાતાનું પુણ્ય વધે છે અને દાન લેનારનું મન પણ પ્રસન્ન થાય છે. મનુષ્યોને માટે મધુર ભાષણ એક એવો પ્રધાન ગુણ છે કે જેથી સંસારના સર્વ લોકો સંતુષ્ટ થઇ શકે છે એટલા માટે મનુષ્ય માત્રે પ્રિયભાષી થવાનો પ્રયત્ન કરવો જોઈએ. ચાણાક્યે કહ્યું છે કેઃ—

> **प्रियवाक्यप्रदानेन सर्वे तुष्यन्ति जन्तवः ।**
> **तस्मात्प्रियं च कर्तव्यं वचने का दरिद्रता ॥**

પ્રિય વાક્ય બોલવાથી સર્વ માણસો સંતોષ પામે છે, માટે પ્રિય બોલવાની ટેવ પાડવી, કારણ કે વચનની દરિદ્રતા શા માટે રાખવી?

> ત્યાગી મન અભિમાનને, વદીયે એવી વાણ;
> કરે શીતળ સાૈને અને, થાય શીતળ નિજ પ્રાણ.

> કાગા કાસો લેત હે, ? કોયલ કાકો દેત ?
> તુલસી મીઠે બચનમેં, જગ અપનો કર લેત.

જનાબ ઇબ્રાહીમખાંનો નિયમ હતો કે જ્યાં સુધી તે ભૂખ્યા અતિથીને ભોજન કરાવી લેતા ન હોતા ત્યાં સુધી, પોતે જલ સ્પર્શ સુદ્ધાં કરતા ન હોતા. એક દિવસ વરસાદની મોસમમાં અધિક ઝડી હોવાના કારણથી એક પણ અતિથી તેમને ઘેર આવ્યો નહિ. તે આખો દિવસ ભૂખ્યા રહ્યા. છેવટ સાંજે તેમણે અતિથીને શોધી લાવવાને માટે પોતાના નોકરોને ચારે તરફ મોકલ્યા અને પોતે પંડે પણ અતિથીની શોધ કરવા બહાર નિકળીને આમ તેમ ફરવા મંડ્યા. તેણે જોયું કે સામે એક અત્યંત વૃદ્ધ કે જેની દાઢી મૂછોના વાળ તદ્દન સફેદ છે તે વરસાદની જડીમાં પડ્યો પડ્યો થર થર કંપી રહેલ છે. તેઓ તે વૃદ્ધની પાસે જઇને દયાથી દ્રવિત થઈને બોલ્યા કે "મહાશય! આપ કૃપા કરીને આજ મારે ઘેર આતિથ્ય ગ્રહણ કરો." વૃદ્ધ પ્રસન્નતાપૂર્વક તેમનું નિમંત્રણ સ્વીકારીને તેને ઘેર ગયા ઇબ્રાહીમખાંના નોકરોએ અતિથીને મોટા આદરથી બેસવાને માટે આસન આપ્યું. જ્યારે તે વૃદ્ધ હાથ પગ ધોઇને આસન પર બેઠા ત્યારે તે નોકર તેમની આગળ ભોજનની સામગ્રી પીરસવા મંડ્યા ને જનાબ ઇબ્રાહીમખાં તે અતિથીની આગળ આવીને ઉભા રહ્યા. જ્યારે સર્વ સામગ્રી પીરસાઇ ચૂકી ત્યારે તે વૃદ્ધ ભોજન કરવા મંડ્યા. કિન્તુ ઇશ્વરનો પાડ માન્યા વિના ને ઇશ્વરનું નામસ્મરણ કર્યાં વિના તેને ભોજન કરતા જોઇને ઇબ્રાહીમ અત્યંત કુપિત થઇ ગયા અને બોલ્યા કે "તમારો આ કેવો વ્યવહાર છે કે જેની કૃપાથી તમને આ મધુર અન્ન ખાવાને મળેલ છે, તેને ધન્યવાદ આપ્યા વિના જ તમે કુતરાની માફક ખાવા મંડ્યા. તમારામાં વૃદ્ધના જેવી સમજણ જોવામાં આવતી નથી."

તેના ઉત્તરમાં વૃદ્ધે કહ્યું:—"હું નાસ્તિક છું."

તેનો એવો ઉત્તર સાંભળીને ઇબ્રાહિમનાં સર્વાંગ ક્રોધથી સળગી ઉઠ્યાં. તમણે તરત તેને પોતાના ઘરમાંથી બહાર કાઢી મુક્યો તે વખતે ઇબ્રાહિમના હૃદયમા દેવવાણી થઇ "હે ઇબ્રાહિમ! મેં જેને યત્નપૂર્વક અન્ન આપીને આટલી મોટી ઉમર સુધી બચાવી રાખ્યો છે તેને તમે એક ઘડી પણ પોતાને ઘેર રાખી ન શક્યા? અને તમે તે સાથે આટલી તોછડાઇ કરી? તે નાસ્તિક હતો એ કારણથી તમે દાનથી તમારો હાથ પાછો કેમ ખેંચ્યો?"

ઇબ્રાહિમ પોતાની ભુલ સમજીને પસ્તાવા મંડ્યા.

ઘણાઓનું આમ ધારવું છે કે જેને હું દાન દઉં તેને એ વાત કહેવાનો પણ મારો અધિકાર છે. પણ આ વાત વ્યાજબી નથી. જ્યારે આપણે દાન આપવા જઇએ છીએ ત્યારે શિષ્ટાચારની વાત કેમ ભૂલી જઇએ છીએ! દરિદ્રને ધન દેવાને માટે અને ભુખ્યાને અન્નદાન આપવાને માટે જતાં જો તમારા હૃદયે કઠોરતા ધારણ કરી, અથવા દુઃખીઓનાં દુઃખ દેખીને તમે ઉતાવળથી તત્કાળ દાન કરીને પાછળથી પસ્તાવા મંડ્યા તો એવા દાનથી દાન ન દેવું જ સારૂં છે. જો દાન દયાપૂર્વક આપવામાં આવતું નથી તેથી કશું મહત્વ પ્રકટ થતું નથી. પણ નીચતા જ પ્રકટ થાય છે. એટલા માટે તમે કોઇને જે કાંઇ દાન દ્યો તે પ્રસન્ન મનથી દ્યો. ને દાન દેવાને વખતે વિનયનું પણ સ્મરણ રાખો. (ક્રમશઃ)

# નહિ નમશે નિશાન ભૂમિ ભારતનું.

નહિ નમશે, નહિ નમશે, નિશાન.! ભૂમિ ભારતનું:
ભારતની એ ધર્મધ્વજાનું,.......(૨)
સાચવશું સન્માન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
ઐકય તણો એ અમરપટો છે....(૨)
મુકિતનું વરદાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
ભારતમાના મંદિર પર એ,.......(૨)
શાંતિનું એધાણ !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
ચક્ર સુદર્શન અંકિત એ તો......(૨)
હિન્દી જનના પ્રાણ !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
સફેદ લીલું લાલ ત્રિરંગી......(૨)
વિરોધનું સંધાણ !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
સફેદમાં સહુ ધર્મે ધાર્યું,.......(૨)
ઈશ્વરનું ફરમાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
લીલામાં ઇસ્લામી ધર્મે,......(૨)
રાખ્યું પાક કુરાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
લાલ સનાતન આર્યપ્રજાનું,......(૨)
મંગળ મૂર્તિમાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
અચળ અમારે આંગણ એ તો,....(૨)
સ્વરાજ્યનું મંડાણ !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
સાચા હિન્દી શૂરાઓનું,......(૨)
એ છે વિજય સુકાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
નિર્ભયતાની નોબત છે એ.......(૨)
પ્રેમ તણું શુભ ગાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
જગદુદ્ધારક ઝળકે એમાં,......(૨)
ગાંધીજીનું જ્ઞાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.
એની ટેક નિભાવા કાજે,......(૨)
તન મન ધન કુરબાન !—ભૂમિ ભારતનું: નહિ નમશે.

"નવજીવન"માંથી — ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ.




મરાઠી ઉપરથી અનુવાદક
**વે. શા. સં. શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી દીક્ષિત.**

( ગતાંકના પૃષ્ટ ૪૧૩થી ચાલુ. )

## અધ્યાય પાંચમો.

### પ્રદોષવ્રત અને ધર્મગુપ્તનું ચરિત્ર.

શિવના નામનો મહિમા પરમ અદ્ભુત છે. પ્રદોષ વ્રતનું આચરણ કરવાથી દારિદ્રય મહાવ્યથા વિગેરે કષ્ટો ૭ માસમાં જતાં રહે છે. એક વરસમાં બુદ્ધિ નિર્મળ થાય છે બાર વરષમાં મનુષ્ય મહાભાગ્યશાલી બને છે. આ વ્યાસ વચનને અસત્ય માનનારા અનેક વરસો સુધી બંધનમાં પડે છે. આ બાબતની કથા સૂત શૌનકને કહે છે.

વિદર્ભ દેશમાં સત્યરથ નામનો પરાક્રમી અને ધાર્મિક રાજા હતો, છતાં શ્રીશંકરની ભકિત ઉપર તેનું જરા પણ લક્ષ ન હતું. એક વખત શાલ્વસ દેશના રાજાએ તેના ઉપર ચઢાઈ કરી સત્યરથ રાજા સાત દિવસ પર્યંત યુધ્ધ કરીને રણાંગણમાં મૃત્યુ પામીને પડયો. પ્રજાની પાયમાલી થઈ ગઇ. એ વખતે સત્યરથ રાજાની સ્ત્રી ઈંદુમતી ગર્ભવતી હતી અને પ્રસવકાળ નજીક હતો. તેવી અવસ્થામાં તે શત્રુથી ભય પામીને અરણ્યમાં નાશી ગઇ. અરણ્યમાં જઇને એક ઝાડ નીચે વિસામો લેવા બેઠી તે જગ્યાએ તેણે પુત્રને જન્મ આપ્યો. પુત્ર જન્મના આનંદના સમયમાં પણ દુઃખથી યુકત હોવાને લીધે તે વિવ્હળ થઇ ગઇ અને પાણીની તૃષાને લીધે આકુળવ્યાકુળ થવા લાગી. આજુબાજુ જોયું પણ કોઇ મનુષ્ય ન હોવાથી તરતના જન્મેલા બાળકને ઝાડ નીચે મુકી પાણી પીવાને માટે નીચાણ જમીનમાં એક તળાવડીમાં ઉતરી. તે વખતે એક મગરીએ તેને

પકડી અને તરતજ તે મૃત્યુને પ્રાપ્ત થઇ.

એ સમયે ઉમા નામની એક વિધવા બ્રાહ્મણી પોતાના એક વર્ષના છોકરાને લઇને નિર્વાહ માટે ફરતી ફરતી ઝાડ નીચે આવી ચઢી. તો ઝાડ નીચે તરતનો જન્મેલો છોકરો જોઇને આશ્ચર્ય પામી દયા લાવી તેને સ્તનપાન કરાવ્યું. બ્રાહ્મણી વિચાર કરવા લાગી કે આ છોકરાને લઇ જાઉં કે નહી. ત્યારે તે વખતે સંન્યાસીના વેષે શ્રીશંકરે પ્રગટ થઇને તેને કહ્યું કે આ છોકરો રાજપુત્ર છે તારાં ભાગ્યનો ઉદય થવાથી તને પ્રાપ્ત થયો છે માટે તું એનું રક્ષણ કર, અને કોઇની આગળ બોલીશ નહી. આટલું કહીને શ્રીશંકર અંતર્ધ્યાન થયા.

ત્યાર પછી ઉમા બન્ને છોકરાને લઇને એકચક્ર નગરમાં આવી. પોતાના છોકરાનું નામ શુચિવ્રત અને રાજપુત્રનું નામ ધર્મગુપ્ત રાખ્યું. કોઇ પુછતું તો કહેતી કે બન્ને છોકરા મ્હારા છે. તે નગરમાં એક શંકરનું મંદીર હતુ તેમાં ઘણા બ્રાહ્મણો બેસીને પૂજા કરતા હતા ત્યાં ઉમા દર્શન કરવા ગઇ. મંદીરમાં શાંડિલ્ય ઋષિ બેઠા હતા તેને નમસ્કાર કર્યા. શાંડિલ્ય ઋષિ ધર્મગુપ્તને જોઇને કહેવા લાગ્યા કે કર્મની ગતિ કેવી ગહન છે કે આ રાજપુત્ર થઇને ઘરેઘર ભટકે છે. આ વાક્ય સાંભળતાં ઉમાએ શાંડિલ્ય ઋષિને પુછ્યું કે મહારાજ! આપ ત્રિકાલજ્ઞ છો તો કહો કે આ છોકરો કોનો છે અને એનાં માતાપિતા જીવે છે કે નહિ?

શાંડિલ્ય બોલ્યા કે આ છોકરાનો પિતા સત્યરથ નામનો રાજા હતો. તેનું નગર શત્રુઓએ ઘેરી લીધું તે વખતે તે શિવપૂજન કરતો હતો. શિવપૂજન પુરૂં કર્યા શિવાયજ તે ઉઠયો એટલે તરતજ પ્રધાનોએ શત્રુ પાસે એનો શિરચ્છેદ કરાવ્યો. રાજાએ શિવપૂજન અધુરૂં રાખ્યું એ કારણે અલ્પ આયુષ્ય ભોગવીને મરણ પામ્યો. આ ધર્મગુપ્તની માતાએ પોતાની શોકયને મારી નાખી હતી, તે યક્ષિણી થઇને પાણીમાં રહીને પોતાનું વેર લેવા માટે એની માને પાણીમાં ખેંચી ગઇ અને મારી નાખી. ધર્મગુપ્તે પૂર્વજન્મમાં શ્રીશંકરની પૂજા અર્ચા કરી ન હતી તે કારણે તે માતાપિતા શિવાય નિરાધાર થયો.

ત્યાર પછી ઉમાએ પુછ્યું કે મારો પુત્ર શુચિવ્રત દુર્ભાગી કેમ થયો! તે વખતે શાંડિલ્ય ઋષિ કહેવા લાગ્યા કે આ છોકરાએ પૂર્વજન્મમાં અનેક જાતનાં દુષ્ટ દાનો લીધાં હતાં પણ જાતે દાનધર્મ તથા શિવપૂજન કર્યું ન હતું તે કારણથી દુર્ભાગી થયો છે. આ સાંભળીને બન્ને છોકરાઓ શાંડિલ્ય ઋષિને પગે પડયા એટલે દયાળુ ઋષિએ તેમને શિવપંચાક્ષર મંત્રનો ઉપદેશ કરીને પ્રદોષનું વ્રત કરવાને આજ્ઞા કરી. બન્ને છોકરાઓએ પ્રદોષ વ્રતની શરૂઆત કરી અને શ્રીશંકરની ભક્તિમાં તત્પર થઇને એકચક્ર નગરીમાં રહેવા લાગ્યા.

એક વખતે શુચિવ્રત નદી કીનારે રમવા ગયો ત્યાં તેને એક દવ્યથી

ભરેલો ઘડો મળ્યો તે લઇને ઘરે આવીને પોતાની માને આપ્યો અને તેમાંનું અરધું દ્રવ્ય ધર્મગુપ્તને આપવા માંડ્યું. તે વખતે ધર્મગુપ્તે કહ્યું કે મને એવી જરૂર નથી. પૃથ્વી ઉપરનું બધું દ્રવ્ય મારૂંજ છે.

એક વખતે બન્ને છોકરાઓ વનમાં ફરવા ગયા, ત્યાં ગંધર્વ કન્યાઓ ક્રીડા કરવા આવી લાગી. તેમાં કોદવીણ નામના ગંધર્વની કન્યા અંશુમતી નામની હતી તેના તરફ ધર્મગુપ્ત એકીટશે જોવા લાગ્યો. શુચિવ્રત કહેવા લાગ્યો કે સ્ત્રીનાં દર્શનથી ચિત્ત વિહ્વળ થાય છે માટે અનર્થકારિણી સ્ત્રીના તરફ જોવું યોગ્ય નથી. પણ તે વાકયને ન ગણકારતાં ધર્મગુપ્ત ઉઠીને અંશુમતી પાસે ગયો. અંશુમતીએ ધર્મગુપ્તને જોયો એટલે વિહ્વળ થઇ ગઇ અને સખીઓને ફુલ ચુંટવાને બહાને બીજી બાજુ મોકલીને રાજપુત્ર ધર્મગુપ્ત પાસે જઇને તેને જ પતિ તરીકે નિશ્ચિત કરીને ગળામાંથી મોતીનો હાર કાઢી ધર્મગુપ્તના કંઠમાં અર્પણ કરીને ચરણમાં નમન કર્યું, અને બોલી કે



હું મન વાણી અને કર્મથી આપની અર્ધાંગના થઇ છું. રાજપુત્રે કહ્યું કે હું માતાપિતા વિનાનો દરિદ્રી છું. આ વાર્તાની તારાં માતાપિતાને ખબર પડશે તે વખતે તેઓ તને શું કહેશે? અંશુમતી બોલી કે ગમે તે થાઓ પણ મારા નિશ્ચયથી હું ફરવાની નથી. હું ત્રણ દિવસમાં પાછી અત્રે આવીશ તે વખતે તમો લગ્ન માટે અત્ર હાજર થજો. મારૂં વચન ફરનારૂં નથી. આટલું કહીને અંશુમતી ઘરે ગઇ અને પિતાને સર્વ વર્તમાન કહ્યા. તે સાંભળીને પિતાને સંતોષ થયો કારણ કે શ્રીશંકરે કોદવીણ ગંધર્વને કહ્યું હતું કે મારા ભક્ત સત્યરથ રાજાનો પુત્ર ધર્મગુપ્ત નામનો છે તેને તારી પુત્રી પરણાવવી.

ધર્મગુપ્તે આવીને શુચિવ્રતને બધી વાર્તા કરી. તે વખતે શુચિવ્રતે કહ્યું કે શાંડિલ્ય ગુરુના ઉપદેશનું આ ફળ છે. બાદ બન્ને ભાઇઓ ઘેરે આવ્યા ને માતાને વાર્તા કરી એટલે માતા બોલી કે શિવભજનનો મહિમા અવર્ણનીય છે. શ્રીશંકરની પૂર્ણ કૃપાથીજ આ અવસર પ્રાપ્ત થયો છે.

ત્રીજે દિવસે દ્રાવીણ ગંધર્વ બધી તૈયારી કરીને વનમાં આવ્યો. ધર્મગુપ્ત પણ માતા અને ભાઇને લઇને વનમાં ગંધર્વને મળ્યો. દ્રાવીણ ગંધર્વે જમાઇને જોઇને સંતોષ પ્રદર્શિત કર્યો. ત્યાર પછી અંશુમતી અને ધર્મગુપ્તનો વિવાહ આનંદપૂર્વક થયો. ગંધર્વરાજે પણ લગ્નની પહેરામણીમાં હાથી ઘોડા રથ દાસ દાસી હીરા માણેક ધનુષ્ય બાણ વિગેરે યુધ્ધની સામગ્રી સાથે ચતુરંગિણી સેના આપી.

થોડો વખત ગયા બાદ જે દુર્મર્ષણ રાજાએ ધર્મગુપ્તના પિતાનો નાશ કરીને રાજ્ય છીનવી લીધું હતું તેનાં સૈન્યને ધર્મગુપ્તે વિદર્ભ નગરમાં જઇને ઘેરી લીધું અને દુર્મર્ષણ રાજાને કેદ કરી શુભમુહૂર્તમાં ધર્મગુપ્તનો રાજ્યાભિષેક થયો. ધર્મગુપ્તે પાલક માતા ઉમા અને શુચિવ્રત સાથે રહીને દશહજાર વર્ષ પર્યંત રાજ્ય કર્યું. ગુરુ શાંડિલ્ય ઋષિએ ધર્મગુપ્તને યજ્ઞ કરાવ્યો. ધર્મગુપ્તના યજ્ઞમાં વ્યાધિ દુઃખ શોક વિઘ્ન સમૂળાં નાશ પામ્યાં હતાં. ધર્મગુપ્તે શુચિવ્રત ભાઇને પ્રધાન બનાવીને દશહજાર વર્ષ રાજ્ય કર્યું. પછીથી સુદત્ત નામના પોતાના પુત્રને રાજ્ય આપીને શંકરે મોકલેલાં વિમાનમાં માતા અને ભાઇ સાથે બેસી દિવ્ય શરીર ધારણ કરીને કૈલાસમાં ગયો અને શ્રીશંકરનાં ચરણમાં લીન થયો. (ક્રમશઃ)

## લગભગ એક હજાર પૃષ્ઠોનો

### મોઢ કોમનો અપૂર્વ સચિત્ર પ્રાચીન ઇતિહાસ

## શ્રી ધર્મારણ્ય ગ્રંથ ક્યારે પ્રકટ થશે?

---

મોઢ કોમનો તૈયાર થતો આ અમૂલો મહદ્ ગ્રંથ છાપવાનું કાર્ય કેટલે સુધી આવ્યું છે, ને તે ગ્રંથ ક્યારે પ્રકટ થશે એ સંબંધી એ ગ્રંથની અધીરાઇથી રાહ જોતા કેટલાએક જીજ્ઞાસુ ભાઇઓ અમને વારંવાર પૂછતા હોવાથી સર્વની જાણ માટે અત્ર જણાવવું યોગ્ય ધરાય છે કે:—

**એ ગ્રંથના અગણ્યોત્તેર અધ્યાયો**
**સંપૂર્ણ છપાઈ ચુકયા છે.**

હવે તે ગ્રંથની પૂર્તિ માટે મહત્વનાં પરિશિષ્ટો કોષ્ટકો પ્રસ્તાવના અવલોકનો અનુક્રમણિકા ચિત્રો વિગેરે વિગેરે તૈયાર કરી છાપવાં માત્ર બાકી છે. ગ્રંથના વૃત્તાંત જેટલાં જ મહત્વનાં તેનાં આ અંગ ઉપાંગ પણ કાળજીપૂર્વક તૈયાર કરવાનું કાર્ય ચાલી રહ્યું છે.

એટલે બનતી દરેક ઉતાવળ કરવા છતાં પણ,
**ગ્રંથ પ્રકટ થતાં હજુ બે ત્રણ માસનો ઢીલ થવા સંભવ છે.**

ગ્રંથનાં એકંદર પૃષ્ટો **આઠસેં નહીં**, પણ **લગભગ એક હજાર** થવા સંભવ છે. તેથી તેના વધતા જતા કદના પ્રમાણમાં જાહેર થયેલી **તેની રૂપીયા છ ની કીંમત વધારી રૂપીયા આઠ કરવી પડે** તો તેમાં આશ્ચર્યકારક કાંઇજ નથી.

વસ્તુસ્થિતિ આમ હોવા છતાં અગાઉથી ગ્રાહક થઇ તેની કીંમતનાં નાણાં અગાઉથી મોકલી આપનાર અમારા માનવંતા ગ્રાહકોને તો પ્રથમ જાહેર થયેલી કીંમતેજ ગ્રંથ આપવો યોગ્ય ધાર્યું છે.

હજુ પણ ગ્રંથ પ્રકટ થતાં સુધીમાં જેઓ તેની જાહેર થયેલી કીંમત અગાઉથી મોકલી આપશે તેમને તો પ્રથમની કીંમતેજ ગ્રંથ અપાશે.

**પરંતુ ગ્રંથ પ્રકટ થયા પછી ગ્રાહક થનારને**
**ગ્રંથ પર છપાયેલી કીંમતે જ તે મળી શકશે.**

માટે વહેલા તે પહેલા.] [ઢીલ કરશે તે પસ્તાશે.

કાંદાવાડી માધવ ભુવન } પ્રભાશંકર જયશંકર પાઠક.
મુંબઇ-૪. } અધિપતિ—મોઢ માર્તંડ.

# नूतनवर्षाभिनन्दनम्.

जयत्यसौ चित्रचरित्रचित्रित—
त्रिसर्गसंसर्गनिसर्गरञ्जितः ॥
शुभामृतं यस्य दिशन् जगत्प्रभोः
कृपाकटाक्षो विदधातु मङ्गलम् ॥ १ ॥

सखे ! स्वरस्यामृयाः श्रवणपथमायाति मधुरा
गभीरा कापीयं जगद्हृदयसङ्गीतलहरी ॥
यदन्तःस्पन्देभ्यः समुदितरसोल्लासकणिका
परीरम्भश्चेतस्तरलतरलं कल्पयति नः ॥ २ ॥

प्रतिपदमुपकारस्फीतसौभाग्यकीर्ति—
तिलकितमवदानै गौरवं भारतस्य ॥
सरणिमुदयदिव्यां शीलशिष्टां दिशन्तः
स्फुरितचरितवन्तः सन्तु सन्तो महान्तः ॥३॥

विधित्सवः श्रौतविधिं विधानतः
प्रदित्सवः पावनधाम वैभवम् ॥
करिष्णवो विश्वजनीनमाशयं
भवन्तु सन्तः सततं गुणालयाः ॥ ४ ॥

विद्वांसः श्रुतिबोधबन्धुरधियः सत्योन्मुखाः श्रोत्रिया
भूपालाः प्रजया जयन्तु विहितस्वातन्त्र्यशिक्षोदयाः ॥
ब्रह्मक्षत्रविशां परोपकरणं शूद्रैः सर्वेषां समं
भूयाद् भारतवर्षगौरवं यशः संजीवनं जीवनम् ॥ ५ ॥

भवनाविदैन्यवचनाभिभाषिनो
नवनामधामकवनाभिरागिणः ॥
भवनाय चित्रचरिताय दीक्षिता
मनुजा भवन्तु भुवनातिशायिनः ॥ ६ ॥

विद्यावदान्ये हृदये विशुद्धे
परोपकारक्षतदोषजाले ॥
सरस्वती स्वीकृतदिव्यगीती
स्थितास्तु वीणामिव वादयन्ती ॥ ७ ॥

विशुद्धिहेतो र्हितवावदूका
जगज्जनाः सत्कृति जागरूकाः ॥
दयाक्षमास्नेहसुधास्रवन्ती—
पूरे सदा मज्जनमाचरन्तु ॥ ८ ॥

विद्यातेजः स्फुरणरुचिरा भूसुरा भासमानाः
शौर्योत्कर्षोच्छलितमनसः क्षत्रियाः सत्त्वनिघ्नाः ॥
वित्तोद्रेकाः परकृतिजुषो वैश्यवर्याः समानाः
सौभाग्याय स्वयमुदयतः किञ्च क्षुद्रा भवेयुः ॥ ९ ॥

विमलगुणनिवासो मङ्गलानां विधाता
परमसविक्रमाजां सद्गुणानां मगाला ॥
उदयमहिमरागी भानुवद्भासमानो
विलसतु हितदानः साक्षराणां समूहः ॥१०॥

करम्बिता बुद्धवरै र्मधुव्रतै
र्गृहे गृहे मङ्गलसौरभाञ्चिता ॥
समुल्लसच्छीलविवेकपल्लवा
सरस्वतीकल्पलता विजृंभताम् ॥ ११ ॥

विबुधसदसि रागः पुण्यवस्तु प्रसक्ती—
रतिरमलमतेषु क्षीणवित्तेऽर्थसक्तिः ॥
हितकृति रुपकारश्रेणिभिः स्वाश्रितेषु
जगति तिलकितानां जायतां सज्जनाम् ॥१२॥

साहित्यविज्ञानकलाऽर्थशास्त्र—
पाण्डित्यपूर्णाः प्रविविच्य तत्त्वम् ॥
ते साक्षराणां मधुराः प्रबन्धः
श्चतुर्दिगन्तां परिपूरयन्तु ॥ १३ ॥

गृहे गृहे स्नेहसुधास्रवन्ती
  समुल्लसन्न्यायतरत्तरङ्गा ॥
कौटुम्बिकानां हृदयानि कामं
  विश्वक् पुनाना परमाविरस्तु ॥ १४ ॥

शिष्टा विशिष्टाशयमावहन्तु
  बालाश्च विद्याघ्यपनोत्सुकाः स्युः ॥
कन्या वदान्यामलमानसाश्च
  धन्या अवन्ध्यां महिला भवन्तु ॥ १५ ॥

प्रीत्या यशःश्रीपरमा मनोज्ञा—
  नीत्या प्रतीत्या विलसन्तु विज्ञाः ॥
नित्यं स्वधीत्या विनयस्य रीत्या
  तत्त्वं विदित्वा प्रवदन्त्वमीत्या ॥ १६ ॥

पित्रा सवित्रेव सहाचरन्तु
  पुत्रा श्चरित्राणि पवित्रितानि ॥
मित्रेण सत्रा दुरितस्य हन्त्रां
  विचित्रिताः सन्तु कथाविलासाः ॥ १७ ॥

शिक्षासु दक्षाः कृतधर्मरक्षा
  विपक्षकक्षां क्षपयन्त्वमीक्षणम् ॥
कृत्वा परीक्षां सदसत्त्वपक्षां
  वीक्ष्यार्थदीक्षां परिशिक्षयन्तु ॥ १८ ॥

मङ्गलं मङ्गलं नित्यं करोतु भगवान् विभुः ॥
जायतां भारतीयानां यशः श्रीकीर्तिनीतयः ॥१९॥

रोगशोकविपत्तापबन्धनव्यसनक्षयाः ॥
क्षयं यान्तु सदा देशे स्वराज्योदयशर्मणा ॥२०॥

गुरुकुल महाविद्यालय, अंधेरी } 'साहित्यतीर्थ शास्त्री' पोपटलाल शर्मा कवि.




વિનિત નિવેદક-મ. ના. ભટ્ટ કચ્છોલીકર.

वेदाहमेतम्पुरुषम्महान्तमादित्यवर्णन्तमसः परस्तात । तमेव
विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनाय ॥

यजु० अध्या० ३१ मंत्र १८.

શબ્દાર્થઃ—અજ્ઞાન (अविद्या) તિમિરથી પર એવા મહાન્ (आपर्यन्तम्) આદિત્યવર્ણના તેજસ્વી (स्वप्रकाशम् । उपमान्तराभावात् स्वोपमम् ।) સર્વોત્કૃષ્ટ પુરુષને (सूर्यमण्डलस्थम्) અર્થાત્ માર્તણ્ડપુરુષને હું જાણુંછુ (એમ અનુભવ કરો) તેનેજ સમ્યક્ પ્રકારે જાણવાથી (अतिमृत्यु=અપઘાત માંથી તરીને) મૃત્યુનું અતિક્રમણ કરીને જાયછે (अतिमृत्यु=મોક્ષ પમાય છે) (અથવા તે પુરુષને—આત્મપુરૂષને—સૂર્યમણ્ડલાન્તઃ પુરુષને પમાય છે) એ વિના अयन નો (ઉન્નયન ઉન્નતિ—આત્મસ્વરૂપપ્રાપ્તિ—મુક્તિનો) બીજો માર્ગજ નથી.

**અ**નન્ત બ્રહ્માણ્ડના નિમિત્ત ઉપાદાનાદિ કારણરૂપ પરમાત્માએ પોતાની સગુણમૂર્તિ રૂપ પ્રણવમાંથી વેદવાણી રૂપ અમૃત ઉત્પન્ન કરીને તે દ્વારા જગતના જીવોને અતિ મૃત્યુમાંથી બચી મૃત્યુનું અતિક્રમણ કરી ચિરજીવન—ઉન્નતિ—મોક્ષ પામવાનો ત્રિકાલાબાધિત સત્ય જ્ઞાનનો જે ઉપકારક બોધ કર્યો છે તેનું યથાર્થ જ્ઞાન મંત્રદ્રષ્ટા—ઋષિ વિના અન્ય પ્રાકૃત જનોને થવું અશક્ય છે, એ લક્ષ્યમાં રાખીને ઉપરિનિર્દિષ્ટ વેદવાણીનો યથામતિ અર્થ સમજવા નિમિત્તે માર્તણ્ડ સ્તુતિ કરાય છે.

આ પ્રમાણે માર્તણ્ડ (માસિક), ભગવાન્ માર્તણ્ડ (દેવ), અને સૂર્યમણ્ડલાન્તસ્થ પુરુષ—આત્મપુરુષને અનુલક્ષી કરાયલા આદિદૈવિક—આધ્યાત્મિક અર્થના અનુસંધાનમાં હવે સંક્ષિપ્ત વિવેચન પૂર્વક આધિભૌતિક અર્થમાં વેદવાણી કયા અમૃત તત્વનો બોધ કરે છે તે વિચારવું પ્રાપ્ત થાય છે. કેવળ વેદાન્ત તત્વનો બોધ કરનારા એ મંત્રમાં આત્મતત્વનો સાક્ષાત્કાર જ છે. વેદવાણી કહેછે કે હે જીવો તમે નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત સર્વજ્ઞ સર્વવ્યાપી સર્વ શક્તિમાન સર્વાન્તર્યામી પરમાત્મપુરુષ છો. અજ્ઞાન તમઃ પ્રભાવે તમે તમારૂં શિવત્વ ભૂલી જીવત્વ પામ્યા છો. રે! પામ્યા છો એમ નહિ પરંતુ માની

રહ્યા છો. તમે પોતેજ પોતાને અશક્ત, અજ્ઞ, અભ્યાપ્ત માની બંધનમાં નાંખી રહ્યા છો. તમે પોતે પોતાને હીણા માની બંધનમાં નાંખી રહ્યા છો. ખરી રીતે તમે સચ્ચિદાનંદરૂપ છતાં દુઃખના, ભયના, પાપના, ને અજ્ઞાનના વિચારો કરી તદ્રૂપ થઇ રહ્યા છો. તે તજી સર્વોત્તમભાવનાથી આત્મરૂપ થવાના વિચારો કરી આત્મસ્વરૂપ ઓળખો. કારણ કે **योयच्छ्रद्धः स एव सः ॥** તમારી ઐહિક પારલૌકિક ઉન્નતિ કરવા કોઇ આવવાનું નથી. તમે ધારશો તો તમારી અવનતિ યા ઉન્નતિ કરી શકશો. **उद्धरेदात्मनात्मानं०......॥** આ ગીતા વાક્ય સુવિદિત છે. અર્થાત્ તમે પોતે પોતાને ઓળખો એજ **अयन** નો ઉત્તમ માર્ગ છે. સિવાય બીજો નથી. એમ વેદવાણી બોધ આપે છે. પ્રસ્તુત વેદ મંત્રમાં આવેલા **पुरुष** શબ્દનો અર્થ **पुरुषार्थ** અથવા **पुरुषसमूह** ( સંઘ અથવા પરિષદ્ ) એવો વ્યાવહારીક અર્થ લેવાથી વેદમંત્રનો આધિભૌતિક અર્થ થાય છે. જો તમારે તમારી સામાજીક ઔદ્યોગિક ઇત્યાદિ ઐહિક ઉન્નતિ કરવી હોય તો પુરુષાર્થને ( અને બીજા અર્થમાં પુરુષસમૂહપદ્ધતિ-પરિષદ પદ્ધતિ-સહકાર ને સંઘ શક્તિ ) સમ્યક્ પ્રકારે અનુભવમાં મૂકો. તે મહાન્ આદિત્યવર્ણની તેજસ્વી શક્તિ વિના **अयन** (ઉન્નતિ) નો અન્ય માર્ગજ નથી. પ્હેલો વ્યવહાર પછી પરમાર્થ. એવો માનવી સ્વભાવ હોવાથી તેમજ અંધ શ્રદ્ધાથી ધર્મનાં મૂળતત્વ માની લેવાનો જમાનો બહાદુરીથી એક સૈકા જેટલો પાછો હઠવાથી હવે **बाबा वाक्यं प्रमाणम्** ચાલતું નથી ! તેની સાથે હવે દરેક બાબત વિવેકબુદ્ધિ ને વિજ્ઞાનના ત્રાજવામાં તોળાઇ વ્યવહારની કસોટીપર ચંડાયા વિના સ્વીકારાય નહિ. આમ હોવાથી વેદમાંનું પરમાર્થ તત્વ વ્યવહારમાં ઉપયુક્ત કરનારો અર્થ બતાવવા પ્રયાસ કર્યો છે. એ ઉપરાંત કેવળ વિજ્ઞાનવાદીના મંતવ્ય પ્રમાણે એવો પણ અર્થ થાય કે વિજ્ઞાનની દ્દષ્ટિએ સર્વ જીવોનું જીવન એવા ભગવાન સૂર્ય નારાયણનેજ સમ્યક પ્રકારે અનુભવ કરીને જાણો. તેના વડેજ રોગરૂપી તમઃપ્રભાવ નષ્ટ થશે. સૂર્ય કિરણ-ઉપયોગથી સર્વ રોગ નાશ કરવાનો પદાર્થ વિદ્યાનું આ મૂળતત્વ છે. આ પ્રમાણે પરમ કૃપાળુ પરમાત્માએ ઉત્પન્ન કરેલી વેદવાણીનું યથામતિ જ્ઞાન મેળવવા કરેલા અલ્પવયસ્ય પ્રયાસને અલ્પમતિનું પરિણામ માની વાચકો સારનું ગ્રહણ કરશે એવી આશા સાથ પ્રસ્તુત મંત્રમાં વર્ણવાયેલ **आदित्यवर्णे वेदपुरुष** ( માર્તંડ,-માર્તંડમંડલસ્થ પુરુષ,-આત્મપુરુષ ) ને સહસ્ત્રાવધિ પ્રણામ કરી તે **पुरुष** સૌનું કલ્યાણ કરો એવી પ્રાર્થના સાથ વિરમીશ.



જાન્યુઆરી સને ૧૯૨૪થી શરૂ થતા
આ માસિકના છઠ્ઠા વર્ષનું લવાજમ અગાઉથી વસુલ કરવા

## ચાલુ વર્ષનો

માહે ડીસેંબર સને ૧૯૨૩નો

# આવતો અંક

સ્થાનિક તેમજ બહાર ગામના સર્વ ગ્રાહકોને એક સરખી રીતે

# વી. પી. થી મોકલાશે

તે સ્વીકારી લેવા કૃપા કરવી.

---

નવા વર્ષથી જેમને ગ્રાહક ન રહેવું હોય તેમણે
તેમના પર વી. પી. નહીં મોકલવા
અગાઉથી એક પોસ્ટ કાર્ડ લખી જણાવી ડીસેંબરનો અંક
બુકપોસ્ટથી મેળવી લેવો.

આ પ્રમાણે અગાઉથી ખબર ન આપનાર તરફથી વી. પી. પાછું
ફરશે તો તેમને ડીસેંબરનો અંક ફરીથી મળી શકશે નહીં.

---

નવેંબર ૧૯૨૩ ની આખર તારીખ સુધીમાં અમને
જેમનાં લવાજમ મળી જશે તેમને વી. પી. મોકલાશે નહીં.

---

નવા વર્ષથી ગ્રાહકો પુરતીજ આ માસિકની નકલો છપાશે.
તો નવા થનારા ગ્રાહકોએ તાકીદથી અગાઉથી
લવાજમ મોકલી નામ નોંધાવવાં.

---

મોડા જાગનારાઓને પાછલા અંકો મળી શકશે નહીં.

કાંદાવાડી માધવભુવન, મુંબઇ-૪.
પટેલ વાલજી લીંબા હીરપરા,
વ્યવસ્થાપક—મોઢ માર્તંડ.

ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि
धियो यो नः प्रचोदयात्



ब्रह्मांडसंपुटकलेवरमध्यवर्ति चैतन्यपिण्डमिव मण्डलमस्ति यस्य।
आलोकितोऽपि दुरितानि निहन्ति यस्तं मार्तण्डमादिपुरुषं प्रणमामि नित्यं ॥

## ભારત ભૂમિનું નિશાન.



નહીં નમશે, નહીં નમશે
નિશાન ભારતનું !
ભારતની એ ધર્મધ્વજાનું (૨)
સાચવશું સન્માન ભૂમિ ભારતનું
નહીં નમશે.

જોશી આર્ટ પ્રિંટીંગ વર્ક્સ, મલારગેટ, કોટ મુંબઈ.

# દીવાળી.

(લેખક:-સીતારામ જે. શર્મા.)

એજ દીવાળી રામ,
અમારે એજ દીવાળી રામ.

આ જગની જંજાળ ત્યજીને,
થઈએ બ્રહ્મ નિષ્કામ;
ભૂત સકળ આત્માવત્ ભાળી,
પ્રેમ મહીં મસ્તાન. અમારે.

મોહ મમત ને મમતા ત્યાગી,
ભાગી ભયનાં ભાન;
શુદ્ધ સત્ય મનથી સમજાયે,
ધન્ય એ જીવન લ્હાણ. અમારે.

પરહિત કાજે નિજ હિતનું,
દૈ શકીએ બલીદાન;
વાણી સરખું વર્તન કરવું,
લક્ષ્ય બને અભિરામ. અમારે.

હું, તું, તારૂં, મારૂં ભૂલી,
લૈ રસમસ્તી તાન;
મોંઘા સેવા કેરા મંત્રે,
બની જઈએ ગુલતાન. અમારે.

નામ નહિં પણ કામ કરૂં કૈં,
એ પર ર્‌હોંટે ધ્યાન;
હું ને મારૂં તન-મન સઘળું,
આવે પરને કામ. અમારે.

પરદુઃખમાં નિજનાં દુઃખ દેખી,
પર સુખમાં આરામ;
સત્ય ધર્મના રક્ષણ અર્થે,
થઈ જઈએ કુરબાન. અમારે.

# નૂતનવર્ષને !

લેખકઃ—મહાવીરપ્રસાદ દાધીચ—સન્તકુંજ.

નૂતનવર્ષ ! આવ, ત્હારૂં સ્વાગત્ સંપ અને સંપત્તિના સુમનોથી કરીએ ! હર્ષભર્યાં વર્ષ ! આવ, ત્હને અમારાં હૃદયમંદિરોમાં સુખ અને શાંતિપૂર્ણ સ્થાન દઈએ.

અહા ! કેવો આનંદ અને ઉત્સાહ ! ત્હારૂં આગમન અમારી રગેરગમાં નવચેતન લાવે છે. અને તેથી જ આબાલવૃદ્ધ અનેરા ઉત્સાહથી આજે ઉમંગ બતાવે છે. ત્હારી નજર પ્રસારીને જો ! ત્હારા આર્ય મિત્રો કેવા ઉત્સવો મનાવે છે ? ત્હારા સ્વાગતાર્થે લલિત લલનાઓ મધુર ગીત ધ્વનિથી અને મધુર વાગ્સુમનોથી ત્હને વધાવે છે. અહો ધન્ય છે ત્હને, અમારા રૂડા નવિન મ્હેમાન ! ધન્ય છે ત્હને !

પણ તું આ અપૂર્વ સત્કાર, અને માન સન્માનનું કારણ જાણે છે ! શું દીવાની દુનીયા ત્હારામાં નૂતનતા જ દેખી ત્હને આટલું માન આપે છે ! હા. ત્હારા સન્માનનું મુખ્ય કારણ ત્હારી નૂતનતા જ છે. કેમ કે નૂતનતા આશાજનક હોય છે. નૂતનતામાં સર્વ કોઇની સુમહતી આશાઓ હોય છે. બાળક પણ એક નૂતન સૃષ્ટિ છે, તેના બાલ્યકાળથી તે સંસાર સંગ્રામમાં ઉતરવાના કાળ સુધી એનામાં અનેરી આશાઓ રાખવામાં આવે છે., પણ જેમ જેમ ત્હેની નૂતનતા ઘટતી જાય છે તેમ તેમ તે આ સંસારનો સાચો સંસારી થતો જાય છે. અને ત્હેના સાચા સ્વરૂપનો પરિચય થવાથી આપણી આશાઓ પરિમિત થાય છે. *અને તેથી જ નૂતન વર્ષ ! ત્હારી અમને અનેરી આશા છે. તું અમારી આશાઓને પૂર્ણ કરજે !*

ત્હારી પૂર્વે અમારા દેશમાં અનેક વર્ષો આવી ગયેલાં. તે વર્ષોમાં કેટલાંક તો અત્યંત સુખકારી હોવાને લીધે એ હજુ પણ યાદ આવે છે, તે વર્ષોની કેટલી ઉદારતા ! તે વર્ષો પોતાના રાજ્યમાં હર્ષની વર્ષા વર્ષાવી ધન અને ધાન્યથી અમારા દેશની સમૃદ્ધિ વધારી પોતાનું નામ અમર કરી ગયાં છે ! વળી કેટલાંક વર્ષોએ અમારા દેશને અલ્પકાળમાં જ પાયમાલ કરવામાં કશી મણા રાખી નથી.

પ્રભો ! એવાં કાળાં વર્ષોને અમારા પર શાસન કરવા કદિ મોકલતો નહિ. તે કઠોર હૃદયી વર્ષોના જુલમો યાદ આવતાં જ હૃદય વિદીર્ણ થઇ જાય છે. તે દુષ્ટોના વખતમાં આ પવિત્ર દેશની શી બુરી દુર્દશા ! એક ભાગમાં જ્યારે મહામારી ક્રૂરતાથી જનતા પર ત્રાપ મારી આબાલવૃદ્ધ નરનારીઓનું ભક્ષણ કરી રહી હતી, ત્યારે બીજા ભાગમાં દુર્ભિક્ષના સંતાપથી સંતપ્ત થઇ ત્રાહિ પુકારતી પ્રજા મરણાંત થઇ રહી હતી. તે શાંતિહતક રાક્ષસો મારા ધારવા પ્રમાણે તે ક્રૂર વર્ષોની આજ્ઞાથી જ તે ત્રાસ વર્તાવી રહ્યા હતા.

નૂતન વર્ષ ! આ દેશની પ્રજા પવિત્ર છે, આર્ય છે, અહીં નાદિરશાહીની જરૂરીયાત નથી. માટે જો તું પણ તે જ ક્રૂર પ્રતિકારોથી અમને વશીભૂત કરી શાસન કરવા ઇચ્છતું હોય તો તે વિચારને આ જ ઘડીએ છોડી દેજે. ભારતીઓનું તું નવિન મહેમાન હોવાથી તું કદાચ એમના વિષે વિશેષ નહિ જાણતું હોઇશ, પણ આર્યભૂમિનાં સંતાનને આર્ય જાણી તું પૂર્ણ આનંદમયું ઉત્સાહી અને સુખજનક બનજે ! ત્હારા અમલના કાળમાં ત્હારી ઉત્તમતામાં ઉત્તમ શક્તિઓનો ઉપયોગ જનતાના હિતાર્થે કરજે. અને ત્હારું નામ " સુખી વર્ષ "નામથી જગતના ઇતિહાસમાં સદાને માટે અમર થાય એવું કરજે !

## માળીને ઉપાલંભ.

(મંદાક્રાંતા.)

માળી ! માળી ! જુલમ કર માં;
નિર્દયી ! શું કરે છે ?
તારે હૈયે કયમ નહીં દયા ?
ક્રૂર કાં તું બને છે ?
પુષ્પો સંગે સતત વસતો,
હોય આશ્ચર્ય છે કે-
ત્હારૂં હૈયું અકરૂણ રહ્યું.
હન્ત ! પ્રારબ્ધ છે એ !

ઘેલા માળી ! બસ કર હવે,
ચૂંટ ના પુષ્પ વ્હાલાં;
ખીલેલાંને કદિ ન હણવાં,
ખીલવા દે બીચારાં !

દેવાં મ્હેકે સુયશ સરખાં !
ગન્ધ આનંદ આપે !
સ્નેહી હૈયાં મધુકર તણાં,
સ્નેહ એનો પિછાને !

સન્તકુંજ. વીર દાધીચ.



# દ્વિજના સોળ સંસ્કારો.

લેખકઃ—યતિ મુકુંદાશ્રમ.

દૃષ્ટા "શ્રી સનાતન ધર્મ પ્રભા" ખંભાત.



અર્વાચિન સમયમાં હિંદની જાગ્રતિના ધ્વનિઓ ચોતરફથી શ્રવણ-ગોચર થઇ રહ્યા છે. ઘણા પુરૂષોની એવી માન્યતા છે કે હાલમાં હિંદમાં જાગ્રતિ આવી છે જેથી તેનો અભ્યુદય હવે પાસે છે. આ વાતમાં કેટલું તથ્ય છે એનો વિશેષ તુલનાત્મક વિચાર કરવાનો તો અહિં અવકાશ નથી, પણ ભારતવર્ષ પ્રાચીન સમયમાં ઉન્નતિના શિખરે વિરાજમાન હતો તે વખતની જે ક્રિયાઓ થતી તેનો તો સમૂલ અભાવ જ જોવામાં આવે છે. તેથી હિંદુ સંતાનો સત્ય પ્રગતિના પંથે પળ્યાં છે એ વાત સ્વીકારવાને અમારૂં મન તો હજુ આનાકાની કરે છે. કારણ કે બીજને અનુકૂળ જમીન અને જળ તથા હવા મળે તો જ પ્રરોહ, થઇ વૃક્ષ વૃદ્ધિ પામે છે, અને પરિણામે પુષ્પ આવી ફળ દર્શન થાય છે. ભારતમાતાના સંતાનોમાં જે બીજ-ધર્મબીજ છે તેને અનુકૂળ જમીન વર્ણાશ્રમ વ્યવસ્થા, અને જળ ધર્મમય જીવન પ્રવાહ, તથા હવા મોક્ષના વિચારો છે. તેને બદલે હાલમાં તો વર્ણાન્તર લગ્નના કાયદાના ફાયદા બતાવી વિધવા વિવાહ કરાવી, વર્ણાશ્રમરૂપ જમીનને ક્ષારયુક્ત બનાવવામાં આવે છે. તથા દેશોદયને નામે અસ્પર્શાસ્પર્શ આદિ અધર્મમય જીવન પ્રવાહ વહેવરાવી વિષમય જળથી ધર્મબીજ પોષાય છે. અને સત્તા અને સંપત્તિની પ્રાપ્તિમાં સ્વતંત્રતા છે એ સ્વચ્છંદ પ્રચારક હવા પ્રસરે છે. તો આવા પ્રતિકૂલ સંયોગમાં ધર્મબીજ કેવી રીતે પ્રરોહ પામે! અને ધર્મ-વૃક્ષ વૃદ્ધિ ન પામે તો વિજયની સ્વતંત્રતાની કે અભ્યુદયની આશા શી રીતે રાખી શકાય! શ્રુતિ તો સ્પષ્ટ કહે છે કે यतो धर्मस्ततो जयः જ્યાં ધર્મ છે ત્યાં જય છે. માટે ધર્મ દ્વારા જ અભ્યુદયને પ્રાપ્ત કરવો એ પ્રત્યેક મનુષ્યોનું ખાસ કર્તવ્ય છે. અને તેમાં બ્રાહ્મણોનું તો સર્વસ્વ-ધર્મ જ છે. માટે ધર્મ દ્વારા જ ઉન્નતિના માર્ગને સાધ્ય કરવો જોઇએઃ

" મોઢ માર્તણ્ડ " એ મોઢ જ્ઞાતિ ( વિપ્ર ને વૈશ્ય ) ના ઉદયને માટે યત્ન કરી રહેલ છે. તો દ્વિજ જાતિ ધર્મપરાયણ અને એ વાતને ધ્યાનમાં રાખી મનુષ્ય જીવનને વિકાસમાં સંપૂર્ણ મદદ કરનાર સોળ સંસ્કારનું ટુંકામાં અત્રે વર્ણન કરવામાં આવે છે. કોઇ કુશ કહે છે કેઃ—

चित्रं क्रमाद् यथानेकैरंगैरुन्मील्यते शनैः।
ब्राह्मण्यमपि तद्वत्स्यात्संस्कारै र्विधिपूर्वकैः॥

અર્થ—જેમ ચિત્રકારની કલમ વારંવાર ફરવાથી ચિત્રનાં અંગ અને પ્રતિઅંગ ક્રમથી પરિસ્ફુટ થતાં જાય છે તે જ રીતે વિધિપૂર્વક સંસ્કારના અનુષ્ઠાન દ્વારા મુક્તિપ્રદ બ્રાહ્મણ્ય ગુણનો પૂર્ણ વિકાસ થતો જાય છે. મહર્ષિ મનુ પણ કહે છે કેઃ—

वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम्।
कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च॥

વૈદિક વિધિ દ્વારા દ્વિજોના ગર્ભાભિધાનાદિ સોળ સંસ્કાર કરાવવા જોઇએ, તે સંસ્કાર આ લોકતથા પરલોકમાં પવિત્રતાદાયક થાય છે. માટે સંસ્કારની જરૂર છે.

વર્તમાન કાળમાં એ ફરીયાદ ખાસ સાંભળવામાં આવે છે કે અમારૂં મન અમારે કબજે થતું નથી, માટે તેનો ઉપાય બતાવો. પરંતુ જેમ પાયા વિનાની ગમે તેવી ઇમારત બાંધવામાં આવે છતાં સ્વલ્પ સમયમાં તે પડી જાય છે, તેમ સંસ્કારશૂન્ય મન પણ કોઇ પ્રકારના નિશ્ચય ઉપર આવી શકતું નથી તેનું કારણુ હાલમાં ભારતવર્ષમાંથી સંસ્કારોનો લોપ થયો એજ છે અન્ય વર્ણ તો ભિન્ન ભિન્ન વાડાઓમાં ભરાઇ જતાં વર્ણાશ્રમકર્મને ભૂલી જ ગયા છે, પણ શાસ્ત્રસંમત વર્ણના ગુરૂઓ બ્રાહ્મણોએ પણ સંસ્કારની વાતને ખોરંબે નાખી છે. અને યજ્ઞોપવિત વખતે જાણે બધા સમયનું સામટું જમી લેતા હોય તેમ માત્ર નાટક જ કરી આઠ સંસ્કારો એકદમ કરી નાખે છે. જેનું પરિણામ અસારે પડતીના રુપમાં પ્રસક્ષ થઇ રહ્યું છે. માટે જે પુરૂષ પોતાના સાચા અંતઃકરણથી પોતાનું, કુટુંબનું, જ્ઞાતિનું અને દેશનું હિત ઇચ્છતો હોય તેણે સોળ સંસ્કારની પ્રથા યથાસમય ચાલુ કરવી જોઇએ. દુર્ભાગ્ય ભારતમાં અત્યારે તો સોળ સંસ્કારનાં પુરાં નામ પણ જાણનાર કોઇક જ હશે. માટે બ્રાહ્મણને ઉપયોગી એવા સોળ સંસ્કારોની હકીકત અત્રે લખવામાં આવે છે.

( ૧ ) પ્રથમ સંસ્કારનું નામ ગર્ભાધાન છે. જે સંતાન ઉત્પન્ન થાય છે તેમાં પિતા અને માતાના આત્મા, હૃદય, તથા શરીરના અંશો આવે છે તેથી પિતામાતાના સ્થૂળ શરીરમાં તથા સૂક્ષ્મ શરીરમાં જે દોષો હોય છે તે સંતાનમાં પણ સંક્રામિત થાય છે. આ વાત નક્કી હોવાથી ગર્ભગ્રહણ યોગ્યતા તથા ઉપ-

શુભકાળનો નિર્ણય કરી સંતાનના જન્મ વખતે માતાપિતાનું મન અને શરીર પશુભાવ ન હોતાં સાત્વિક દેવભાવ ભાવિત હોય તે વખતે ગર્ભાભિધાન કરવું. એટલા માટે જ આ પ્રથમ સંસ્કાર છે. શ્રીમદ્ભવદ્ગીતામાં શ્રીકૃષ્ણ કહે છે કે:–**धर्माविरुद्धे भूतेषु कामोस्मि भरतर्षभ ।** મનુષ્યમાં ધર્મથી અવિરુદ્ધ કામ એ ભગવાનની મૂર્તિ છે. પિતામાતા યદિ ધર્મભાવથી ભાવિત થઇ કેવળ ધાર્મિક પ્રજાની ઉત્પત્તિના લક્ષ્યથી કામક્રિયાનું અનુષ્ઠાન કરે તો જ તે કામ ધર્મથી અવિરુદ્ધ કહેવાય; અને આવા પ્રકારના કામ દ્વારા સંસારનું કલ્યાણ થાય છે. સંતાનોત્પત્તિના સમયે પિતામાતાના મનમાં જેવા પ્રકારની ભાવનાનો ઉદય થાય છે તે જ પ્રમાણે સંતાનનું શરીર તથા મન તે ભાવનામય બને છે. કામભાવના દ્વારા કામુક પ્રજા ઉત્પન્ન થાય છે વીરભાવ તથા વીરપુરૂષોના સ્મરણથી અથવા વીરતાની અધિષ્ઠાત્રી દેવતાના ચિંતન દ્વારા વીરસંતાનની ઉત્પત્તિ થાય છે. ધર્માધિષ્ઠાત્રી દેવતાના ચિંતનથી ધાર્મિક સંતાન પેદા થાય છે. આવો નિયમ હોવાથી આર્યશાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે પિતામાતા ગર્ભાધાન સમયે પોતાને દેવ-ભાવમાં ભાવિત કરે પતિ પોતાને પ્રજાપતિનો અંશ સમજે, અને પત્ની પોતાને વસુમતીનું રૂપ જાણે. અને ઇષ્ટદેવતાના ચિંતનપૂર્વક ગર્ભાધાનક્રિયાને સંપાદિત કરે ગર્ભાધાન સમયે પતિ પોતાની સ્ત્રીને કઇક મંત્રના અર્થ સમજાવે. યથા— વ્યાપક વિષ્ણુ ગર્ભગ્રહણનું સ્થાન આપે, દેવ શિલ્પી ત્વષ્ટા રૂપનું મિશ્રણ કરે, પ્રજાપતિ સિંચન કરે, સૃષ્ટિકર્તા ગર્ભનું સંગઠન કરે, ચંદ્રકળાની દેવતા ગર્ભાધાન કરે, સરસ્વતી દેવી ગર્ભાધાન કરે, અશ્વિનીકુમારો જેના અધિષ્ઠાન દ્વારા સંતાન આયુઃપ્રાપ્ત વિનયશીલ અને સત્વગુણ સંપન્ન થાય છે તે ગર્ભાધાન કરે આ રીતે દેવભાવના કરવાથી સંતાન સુલક્ષણવાળું અને ધાર્મિક થશે એમાં જરા પણ શંકા નથી. આ ગર્ભાધાનનું સંક્ષિપ્ત રહસ્ય છે. કાળના કુટિલ સ્વભાવથી આ ઉત્તમ સંસ્કાર હાલ તો નામ શેષ છે. જેથી કેવળ પશુભાવનો જ પ્રાદુર્ભાવ જોવામાં આવે છે, જેને વાજીકરણ ઔષધીઓની જાહેરખબરો સ્પષ્ટ સમજાવી રહેલ છે.

( ૨ ) દ્વિતીય સંસ્કારનું નામ પુંસવન છે. આ સંસ્કાર તથા સીમંતો-ન્નયન સંસ્કાર ગર્ભરક્ષામાં ઉપયોગી છે. તેથી ગર્ભાવસ્થામાં જ આ સંસ્કાર કરવામાં આવે છે. માનુષી ગર્ભ વિનષ્ટ થવાના બે સમય અતિ પ્રબળ ગણાય છે: ( ૧ ) ગર્ભધારણ પછી ત્રીજા મહીનાથી લઇને ચોથા મહીનાની અંદર. ( ૨ ) છઠ્ઠા મહીનાથી લઇને આઠમા માસની અંદર. આથી આ બન્ને સમયોમાં વિશેષ સાવધાનતાની સાથે ગર્ભિણીના ગર્ભરક્ષાની આવશ્યક્તા છે. માટે જ્યારે શિશુ ગર્ભમાં રહે ત્યારે આ બન્ને સંસ્કારોનું વિધાન છે. પુંસવન સંસ્કાર સીમંતો-ન્નયનથી પ્રથમ કરવામાં આવે છે. તેનો સમય ગર્ભગ્રહણથી ત્રીજા માસના દસ

દિવસની અંદર છે. પુંસવન શબ્દનો અર્થ એ છે કે પુરૂષ સંતાનને ઉત્પન્ન કરવું. ગર્ભાશયમાં સ્થિત ગર્ભથી પુત્ર થશે કે કન્યા થશે તે નિશ્ચય ચોથા મહીના સુધી થઇ શકતો નથી. કારણ કે સાધારણતઃ ચોથા માસ પહેલાં સ્ત્રીવા પુરૂષનું ચિહ્ન હોતું નથી. માટે સ્ત્રી અથવા પુરૂષનું ચિન્હ પ્રકટ થતાં પહેલાં પુંસવન સંસ્કારનું વિધાન છે. સાધારણતઃ સર્વ દેશની સ્ત્રીઓ કન્યા કરતાં પુત્રનું અધિક ગૌરવ સમજે છે. વિશેષતઃ ભારતની સ્ત્રીઓ પુત્ર સંતાનની બહુજ ઇચ્છા કરે છે. તેથી પિતરોની તૃપ્ત્યર્થ વૃદ્ધિશ્રાદ્ધ તથા માંગલિક હવનાદિક સમાપ્ત કરીને જ્યારે પતિ ઉઠે ત્યારે મંત્રપાઠ પૂર્વક ગર્ભિણીને કહે છે કેઃ મિત્રાવરુણ નામક બે દેવતા પુરૂષ છે, અશ્વિનીકુમારો નામક બે દેવતા પુરૂષ છે, અને અગ્નિ વાયુ એ બે પુરૂષ છે. તમારા ગર્ભમાં પણ પુરૂષનો આવિર્ભાવ છે. ત્યારે ગર્ભિણીનું હૃદય આનંદથી પ્રફુલ્લ બને છે. તે આનંદથી તે સમયનું અત્યન્ત વમન વિગેરે થનાર અવસાદ (શોક) તથા ભય આલસ્ય આદિથી પ્રકટેલ વિષાદ મટી જાય છે અને ગર્ભ પોષણનું બલ ફરી આવે છે. પુંસવનમાં બે વટના ફળ અડદ તથા યવની સાથે ગર્ભિણીના નાકમાં લગાવીને સુંઘાડવાની વ્યવસ્થા કરવી. સુશ્રુતાદિ આયુર્વેદ શાસ્ત્રમાં તેનાથી યોનિદોષ નાશ તથા ગર્ભરક્ષાની શક્તિ બતાવવામાં આવી છે.

(૩) ત્રીજા સંસ્કારનું નામ સીમંતોન્નયન છે. આનું પ્રયોજન પણ ગર્ભ-રક્ષા કરવી એજ છે. ગર્ભ ગ્રહણ પછી છઠ્ઠા અથવા આઠમાં માસમાં આ સંસ્કાર કરવામાં આવે છે. આ સંસ્કારમાં મુખ્ય કર્મ ગર્ભિણીના સીમંતને પાડવો એજ છે. આ કર્મ થઇ ગયા પછી સ્ત્રીએ શૃંગાર આદિ સેવન કરવું ન જોઇએ. તેમજ પુષ્પમાલા પહેરવી કે પતિ સંસર્ગ પણ ન કરવો જોઇએ. આ સંસ્કારમાં પતિ વૃદ્ધિશ્રાદ્ધ ચરૂપાક આદિ કર્મ કરી રહે પછી એક વૃંત (દીંટા) માં બે પાકેલાં ઉદુંબરનાં ફળ તથા માંગલિક પદાર્થો રેશમી વસ્ત્રમાં ગર્ભિણીને ગળે બાંધીને પ્રથમ આ મંત્ર સંભળાવે. "તું આ ઊર્જસ્વલ (બળવાળા) ઉદુંબર વૃક્ષથી ઊર્જસ્વલા થા. હે વનસ્પતે! જેમ પત્રોની ઉત્પત્તિથી તમારી સમૃદ્ધિ થાય છે તેજ પ્રમાણે આનામાં પુત્રરૂપ પરમ ધન ઉત્પન્ન હો." ત્યાર પછી કુશગુચ્છ વડે ગર્ભિણીનો સીમન્ત (સેંથો) પાડે. પછી પતિ કહે કે "જે રીતે પ્રજાપતિએ દેવતાની માતા અદિતિનો સીમન્તોન્નયન કર્યો તેજ રીતે આ ગર્ભિણીનો સીમંતોન્નયન કરી તેના પુત્ર પૌત્રાદિકોને હું વૃદ્ધાવસ્થા પર્યંત દીર્ઘજીવી કરૂં છું." ત્યાર પછી પૌર્ણમાસી દેવતા આદિથી પણ એવીજ પ્રાર્થના કરે. સધૃત ચરુ પ્રદર્શન આદિ ક્રિયાઓ કરે. જેનાથી ગર્ભ પોષણ તથા ભાવિ સંતાનનું કલ્યાણ અને ગર્ભ દોષ નાશ પામે.

(૪) ચતુર્થ સંસ્કારનું નામ જાતકર્મ છે. આ સંસ્કાર સંતાન જન્મીને પૃથ્વી ઉપર આવે તે જ વખતે કરવામાં આવે છે. તેમાં મુખ્ય કર્મ એ છે કે પિતા

યવ તથા ચોખાના લોટ દ્વારા અને પછી સુવર્ણ દ્વારા ઘસેલા સુવર્ણ દ્વારા ઘી તથા મધને લઇને સદ્યોજાત સંતાનની જીભ ઉપર લગાવે છે. અને તે વખતે મંત્ર બોલે કે આ અન્ન એજ પ્રજ્ઞા છે, એજ અમૃત છે. તને એ સર્વ પ્રાપ્ત થાઓ. મિત્રાવરણ તને મેધા આપે, અશ્વિનીકુમારો તને મેધા આપે, બૃહસ્પતિ તને મેધા આપે. ઉક્ત મંત્રમાં અન્નને માટે એક વાર પ્રાર્થના છે અને તેનો જ સૂચક યવ તથા ચોખાનો લોટ છે. અને એજ પ્રથમ ચખાડવામાં આવે છે. કેમકે અન્ન દ્વારા જ શરીરની રક્ષા થાય છે, અને શરીરરક્ષા જ પ્રથમ ધર્મસાધન છે. ત્યાર પછી મેધાને માટે દેવતાઓને વારંવાર પ્રાર્થના છે. કારણ કે જીવ એના વડે જ પોતાના જીવનની ઉન્નતિ કરી શકે છે. સુવર્ણથી ઘસેલ મધ તથા ઘી સંતાનની જીહ્વા ઉપર લગાડવાથી અનેક ગુણ થાય છે. સુવર્ણ વાયુદોષને શાંત કરે છે, મૂત્રને સાફ કરે છે, રક્તની ઉર્ધ્વ-ગતિના દોષને દૂર કરે છે. ઘૃત શરીરમાં ગરમી વધારે છે. બળની રક્ષા કરે છે, અને દસ્ત સાફ લાવે છે. મધ મુખમાં લાળનો સંચાર કરે છે, પિત્તકોપની ક્રિયાને વધારે છે, અને કફદોષને દૂર કરે છે. આ ક્રિયા વાયુદોષને શમાવનાર અને કંઠની નળી પેટ તથા મળમૂત્ર નીકળવાના રસ્તાને સાફ કરી કફને ઓછો કરે છે. પ્રસવની પીડાને લઇને સદ્યોજાત શિશુની રક્તગતિ ઉર્ધ્વ થઇ જાય છે. તે ા તેનાં શરીરમાં કફદોષ અધિક થઇ જાય છે અને તેના આંતરડામાં એક પ્રકારનો કાળો મળ સંચિત થઇ રહે છે તે મળ ન નીકળવાથી અનેક પ્રકારની પીડાઓ ઉપજે છે. તેથી ડાકતર લોકો પણ સદ્યોજાત શિશુને મધુમિશ્રિત દીવેલ આપવાની વ્યવસ્થા કરે છે. પણ સુવર્ણમિશ્રિત ઘી દીવેલ કરતાં વિશેષ ઉપકારી છે; એટલા જ માટે ાર્યશાસ્ત્રમાં આવા પ્રકારની વ્યવસ્થા છે.

(૫) પાંચમા સંસ્કારનું નામ નામકરણ છે. સંતાન ઉત્પન્ન થયા પછી ા રાત્રિ વ્યતિત થવા બાદ તેનું નામ પાડવામાં આવે છે. આમ દશ રાત્રિ છોડવાનો હેતુ એ છે કે પ્રાયશઃ સૂતિકાગૃહમાં જેટલાં સંતાનો મરે છે તે દશ રાત્રિની અંદર જ હોય છે. તેથી દશ રાત્રિ છોડી દેવામાં આવે છે. નામકરણ સંસ્કારમાં શિશુના જન્મગ્રહ, નક્ષત્ર તથા અન્ય દેવતાઓને ઉદ્દેશી હવન કરી પિતા બાળકનું નામ કહે. તેમાં નિમ્ન લિખિત મંત્રના અર્થ કહેઃ—તું કોણ છો ? તારી કોણ જાતિ છે ? તું અમૃત છો. હે અમૃત ! તું સૂર્ય સંબંધી માસમાં પ્રવેશ કર. હે અમૃત ! સૂર્ય તને દિવસથી દિવસમાં પ્રાપ્ત કરાવે. દિવસ રાત્રિમાં પ્રાપ્ત કરાવે, દિવસ અને રાત્રિ પક્ષમાં પ્રાપ્ત કરાવે. પક્ષ પૂર્ણ માસમાં પ્રવેશ કરાવે. માસ ઋતુમાં પ્રવેશ કરાવે, ઋતુ સંવત્સરમાં, અને સંવત્સર શત વર્ષની સીમા પર્યંત પહોંચાડે. આ રીતે દૃઢ મંત્ર દ્વારા આત્માનું અમૃતત્વ પ્રતિપાદન કરીને સંતાન દીર્ઘજીવી થાય માટે પ્રાર્થના કરવામાં આવી છે. નામકરણ સંસ્કાર દ્વારા નામની ભિન્નતાનુસાર જાતિનો પણ નિર્ણય થઇ જાય છે.

(૬) છઠ્ઠા સંસ્કારનું નામ અન્નપ્રાશન છે. પુત્ર હોય તો છઠે અગર આઠમે માસે, અને કન્યા હોય તો પાંચમે અગર સાતમે માસે આ સંસ્કાર કરવા જોઇએ. આ સંસ્કારથી ખાદ્ય પદાર્થ નિર્દિષ્ટ થવાથી અન્ન સંકરતા દોષનું નિવારણ થાય છે. અન્ન પ્રાશનને માટે શુભ દિવસ જોવો જોઇએ. વૃદ્ધિ શ્રાદ્ધ કરી પિતા સંતાનને ખોળામાં લઇને અને માતા વામ ભાગમાં બેસે, પછી પિતા મંત્ર બોલી અગ્નિમાં આહુતિયો આપે, પછી સંતાનના મુખમાં અન્નનો ગ્રાસ આપે. "અન્ન જ સર્વ જીવોનું રક્ષક છે. અન્નપતિ સૂર્યદેવ અન્નદાન તથા મંગળદાન કરે." વિગેરે ભાવાર્થ બોધક મંત્ર તેમાં બોલે. માતાના ગર્ભમાં મલ ભક્ષણને જે દોષ લાગેલો હોય છે તે અન્ન પ્રાશનથી શુદ્ધ થઇ જાય છે.

(૭) સપ્તમ સંસ્કારનું નામ ચૂડાકરણ છે. આનો મુખ્ય સમય શિશુનું ત્રીજું વર્ષ છે. અને કેશમૂંડન એ મુખ્ય કાર્ય છે. ગર્ભાવસ્થામાં જે કેશ ઉત્પન્ન થાય છે તે બધાને દુર કરી ચૂડાકરણ દ્વારા શિક્ષા તથા સંસ્કાર પાત્ર બનાવવામાં આવે છે તેથી જ કહ્યું છે કે ચૂડાકરણ દ્વારા અપાત્રીકરણ દોષનું નિરાકરણ થાય છે.

શ્રાદ્ધાદિક ક્રિયા કર્યા પછી સૂર્યનું ધ્યાન ધરીને નિમ્નભાવના વાળા મંત્રો આમાં બોલવામાં આવે છે. જે સુધિતિ (અસ્ત્રા) દ્વારા સૂર્યે બૃહસ્પતિના કેશ મુંડન કર્યાં હતા, જે અસ્ત્રાથી વાયુએ ઇન્દ્રનું મુંડન કર્યું હતું, તે જ બ્રહ્મરુપી અસ્ત્રા દ્વારા તારૂં કેશમુંડન કરૂં છું. તને આયુઃ તેજ બલ વિગેરે પ્રાપ્ત થાઓ.

(૮) આઠમાં સંસ્કારનું નામ ઉપનયન છે. દ્વિજાતિના બાલકો આજ સંસ્કાર વડે જ્ઞાન શિક્ષાના ઉદ્દેશથી આચાર્યની સમીપ ઉપનીત થાય છે. શાસ્ત્રની વ્યવસ્થા એવી છે કે બ્રાહ્મણ બાલક પાંચ વર્ષથી સોળ વર્ષ પર્યંત, ક્ષત્રિય બાલક ૭ વર્ષની અવસ્થાથી બાવીશ વર્ષ સુધી, અને વૈશ્ય બાલક આઠ વર્ષથી તે ચોવીશ વર્ષ સુધી ઉપનયનનો અધિકારી ગણાય છે. શુદ્રને ઉપનયનનો અધિકાર નથી. ઉપનયન સંસ્કારમાં શ્રાદ્ધાદિક- ઘણાં કર્મ કરવામાં આવે છે. એક મંત્રમાં અગ્નિને કહેવામાં આવ્યું છે કે હું દ્વિજાતીય બાલક ઉપનયન વ્રતનું આચરણ કરીને તે તમને (અગ્નિને) નિવેદન કરૂં છું. આ વ્રત વડે અધ્યયનરૂપ સિદ્ધિ પ્રાપ્ત કરીશ. હું મિથ્યા વચનથી પૃથક્ રહીશ અને સત્ય સ્વરૂપ બનીશ- મારૂં યથેષ્ટાચરણ દુર થઇ મારા આચારો નિયત રહેશે.

વાયુ દેવતા, સૂર્ય દેવતા, ચંદ્ર દેવતા, અને ઇન્દ્ર દેવતાને પણ ઉપરની જ વાત કહેવામાં આવે છે. એકની એક વાત વારંવાર કહેવાથી તે મનમાં દૃઢ થઇ જાય છે. ઉપનયન સંસ્કારનો ઉદ્દેશ સત્ય જ્ઞાન તથા સદાચાર લાભ અર્થાત્ મનુષ્ય જીવનમાં સર્વ શ્રેષ્ટ સાર વસ્તુની પ્રાપ્તિ છે. આર્ય શાસ્ત્ર અગર સનાતન ધર્મ મર્યાદામાં મનુષ્યજીવનના વિકાસનો જેવો માર્ગ બતાવ્યો છે તેવો.

કરવામાં આવે છે. શ્રાદ્ધાદિક કરીને પછી અગ્નિને કહેવામાં આવે છે કે "હે અગ્નિ! ઉપનયન સમયે તમારી અનુકૂળતામાં જે વ્રત કરવાને માટે મેં કર્યું હતું તે હવે સમાપ્ત થયું છે; અને મને અધ્યયન રુપ સમૃદ્ધિ પ્રાપ્ત થઇ છે. વાયુ આદિ દેવોને પણ એમજ કહેવામાં આવે છે. આચાર્યની સામે સુગંધી જલની અંજલી ભરીને કહેવામાં આવે છે કે જળમાં પ્રવિષ્ટ સર્વ દોષોને મેં ત્યાગ કર્યો છે. જલ મારે સ્નાન કરવા યોગ્ય થયું છે. તેમાં જે દીપ્તિકર અગ્નિ છે તે મેં ગ્રહણ કરેલ છે અને તેના વડે આત્માને અભિષિકત કર્યો છે. તેથી યશ, તેજ, બ્રહ્મવર્ચસ્, બલ, ઇન્દ્રિયસામર્થ્ય, ધન સમૃદ્ધિ અને સન્માન મળશે. હે અશ્વિનિકુમાર તમે જે કર્મ વડે અપુણ્યા નામની સ્ત્રીની હિંસા કરેલ છે, મદિરાને ખંડિત કરેલ છે. જુગાર ક્રીડાનો ત્યાગ કર્યો છે. એજ પવિત્ર કર્મ તથા પથનો ભાગી બનાવી મને અભિષિકત કરો. ત્યાર પછી અનેક પ્રકારની પ્રાર્થના પૂર્વક સૂર્યને નમસ્કાર કરવામાં આવે છે. ત્યાર પછી મંત્રપાઠ પૂર્વક મેખલામોચન બ્રાહ્મણભોજન કરાવી આચાર્યનો યથોચિત સત્કાર કરી બ્રહ્મચારી પોતાને ઘેર જાય છે.

( ૧૨ ) બારમા સંસ્કારનું નામ ઉદ્વાહ છે. આ યૌવન સંસ્કાર છે. આમાં ગૃહસ્થ ધર્મનું પરિપાલન કરવાનું હોય છે. જે બાબત ધર્મશાસ્ત્રમાં સવિસ્તર લખાએલી છે

( ૧૩ ) તેરમા સંસ્કારનું નામ અગ્ન્યાધાન છે. આમાં સ્ત્રી સહ અગ્નિહોત્ર કરવાની વિધિ છે. વૈદિકાગ્નિ, સ્માર્તાગ્નિ આદિ અગ્નિ ગ્રહણની રીતો છે. તે શ્રૌત અને સ્માર્ત ગ્રંથોમાં લખેલી છે.

( ૧૪ ) ચૌદમા સંસ્કારનું નામ દીક્ષા છે. જ્યારે ગુરૂદેવ કૃપા કરીને શિષ્યને મંત્ર તથા દેવતાનો ઉપદેશ કરે છે ત્યારે એ સંસ્કારનું નામ દીક્ષા કહેવાય છે. આ રીતે અગ્ન્યાધાન પછી ગુરુ દીક્ષા દ્વારા ગૃહસ્થ પુરૂષ ક્રમથી આત્મ રાજ્યમાં આગળ વધે છે.

( ૧૫ ) પંદરમા સંસ્કારનું નામ મહાદીક્ષા. આમાં આગળ વધેલા સાધકને યોગ ક્રિયાનો ઉપદેશ કરવામાં આવે છે. તે મહાદીક્ષા છે.

( ૧૬ ) સોળમાં સંસ્કારનું નામ સંન્યાસ છે. ઉપરના સોળ સંસ્કારોમાંથી આઠ સંસ્કારો પ્રવૃત્તિરોધક અને આઠ સંસ્કારો નિવૃત્તિપોષક છે. જીવ પ્રથમના આઠ સંસ્કારોથી પ્રવૃત્તિનો રોધ કરે છે. અને પાછલા આઠ સંસ્કારોથી નિવૃત્તિને પોષે છે. સંન્યાસમાં નિવૃત્તિની પરાકાષ્ટા છે. તેના વડે જ મનુષ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે. શ્રુતિ સ્પષ્ટ કહે છે કે કર્મથી પ્રજાથી કે ધનથી મોક્ષ પ્રાપ્ત થતો નથી, પણ વૈરાગ્ય વડે નિવૃત્તિથી મોક્ષ મળે છે. આ રીતે સોળ સંસ્કાર દ્વારા જીવ ક્રમથી

ઉન્નતિને સાધે છે, અને છેવટ બ્રહ્મપદમાં સ્થિત થાય છે. એ જ સોળ સંસ્કારોનું રહસ્ય છે

ઉપર જે પ્રમાણે સોળ સંસ્કારો ગણાવ્યા તેને બદલે ગ્રંથાતરમાં બીજી રીતે પણ ષોડશ સંસ્કાર ગણાવ્યા છે. તેમાંનો કેટલોક ભાગ ઉપરના વિવેચનમાં આવી જાય છે અને વિશેષ જાણવાની ઇચ્છા રાખનારાએ ગૃહ્યસૂત્ર સંસ્કારભાસ્કર આદિ ગ્રંથોમાં જોઇ લેવું.

પ્રાચીન કાળમાં તો બેંતાળીશ સંસ્કાર કરવામાં આવતા હતા. આપણા પૂજ્ય મુનિયોએ કાળનો વિચાર કરી સોળ સંસ્કાર રાખ્યા છે. તેનો પણ વર્તમાન સમયમાં જેવો જોઇએ તેવો ઉપયોગ થતો નથી. જો આ પ્રણાલિકા દરેક જ્ઞાતિ પોતાનું હિત સમજી પોતાનામાં દાખલ કરે તો અત્યારે જે અધઃપાતના અખાડામાં તાલીમ લેવી પડે છે તેમાંથી મુક્ત થવાનો પ્રસંગ સ્હેજે આવે તેમ છે. જે જ્ઞાતિઓ કૉન્ફરન્સો ભરે છે, કમીટીઓ બાંધે છે, મંડળો સ્થાપે છે, બોર્ડીંગો ખોલે છે અને અન્ય ઉપાયો વડે પોતાની પ્રગતિ માટે મંથન કરી રહેલ છે, તેમને તથા તે તે જ્ઞાતિના માસિકોના તંત્રીમહાશયોને અમે ભારપૂર્વક ભલામણ કરીએ છીએ કે તેઓ પોતાની જ્ઞાતિમાં જે સંસ્કારપ્રણાલિ શિથિલ થઇ છે તેને પુનઃ સતેજ કરે, અને ગર્તમાં ધસતા ભારતવર્ષના યથાર્થ ઉદ્ધારમાં ભાગ લે. આવી સુમતિ પરમાત્મા સર્વ દ્વિજ જાતને આપો એવા શુભ સંકલ્પપૂર્વક આ વિષય પૂર્ણ થાય છે, ઇતિ શમ્.




लेखक–कवि पोपटलाल शर्मा.

वेद-शास्त्र-अनंत तंत्र-विचारसे
आप ही बस एक गत-आकार हैं.
जानकर भी भूलते हैं हम सदा,
पामरोंका कब हुआ उद्धार है ? १

अमर, नर, किंनर, मुनींद्र न आपका,
ठीक पा सकते नहीं अब भी पता.
दृश्य या कि अदृश्य में तुम हो बसे,
किस तरह मानव भला सकता बता ? २

हैं दिखाते श्याम, राम कई तुम्हें,
हैं बताते आपमें ही बुद्धको.
मान ले उपदेश कैसे इस तरह,
लेप कैसे हम लगावें शुद्धको ? ३

जब कि हो व्यापक चराचर में बसे,
एक में कैसे भला अवतार है ?
भार भू का हरण करनेके लिये,
क्या न इंगित एकका अधिकार है ? ४

व्योम, अनिल, अनल, जल, क्षिति विश्वकी,
गूढ रचना खेल है जिस ईशको.
मचल लेना मशक सम क्या बात है,
दुष्ट–दानव–असुर–दल–दस बीसको. ५

भूल से कोई बताते शैल में,
और कोई ललित कुसुमित कुंजमें.
बाटमें सर–घाट में भटका रहे,
और कोई अकल अणुके पुंजमें. ६

मति, गति, श्रुति आपके आगे थकी,
हे दयामय ! पतित जन अपनाइए.
मानवी–मन की महत्ता मापली.
आप ही अपना स्वरूप दिखाइए. ७

रूप, गुण, आवास अश्रुत आप का,
नाम से संबंध हो फिर क्यों भला ?
वंचकों की चित्र–मायिक–जाल में.
किंतु पामर मानवी जाता छला. ८

शोध करनेके लिये तेरी प्रभो !
जा बसा एकांत में यति--वृंद है.
सत्व--पूरित चित्त उनका है खिला,
छूट जाते निखिल शाश्वत फंद हैं. ९.

है प्रतिष्ठा बुद्धिगम्य न आपकी,
चिन्ह भी मिलता नहीं अनुमानमें.
फिर भला कैसे तुम्हें हम देख लें,
सड रहे हैं मोहमें, अभिमानमें. १०

खेलसे चर, अचर है निर्मित किया,
आप ही उसमें निरंतर छिप गया.
फिर भला कैसे बतावें आपको,
नित्य धरते हो स्वरूप नया नया. ११

हां, ठहर सकता न कोई वृक्ष भी,
घोर चलता जब कि झंझावात है.
भीम भट कटते समरमें देखकर,
थरथराता कायरोंका गात है. १२

इस तरह भगवन् ! तुह्मारी शक्तिसे,
भीत भीत शशी, अनल, दिनराज है.
काँपता है गूढ भीषण दंडसे,
नीच, अभिमानी नृपति का ताज है. १३

नाथ ! तेरे नाम की है रट लगी.
चित्त--चातक मोहवश पागल हुआ.
हे सुधाघन ! अमृतकण बरसाइए.
मृत, विवश, आभार--हत, वेकल हुआ. १४

ईश ! शंकर ! अज ! अमेय ! नितान्त हो,
मूढ हूं मैं, कुछ पता चलता नहीं.
नाथ ! दर्शन के बिना अब आपके,
क्षुब्ध--मानस--सिंधुमें स्थिरता नहीं. १५

विश्वनायक ! भर्गं एक प्रकाशमय,
डाल दो इस विश्वमें करके दया.
स्नेह--सौरभ, भक्तिकलिका; आत्मका,
खिल रहे सुवसन्त दिव्य नया नया. १६

आइए करुणाकलित ! अब आइए !
नाथ ! धीरज हाथमें रहती नहीं.
है न हठ शठ चित्तमें; आरत हुआ
आपकी इच्छा वही मेरी सही. १७




लेखक-कवि पोपटलाल शर्मा.

धन्य है धन्य विमलजल कूप !
तेरे गुन गानेसे अब हम नहीं रहेंगे चूप. धन्य.

लख आये हम विविध जलाशय मिला न तव प्रतिरूप.
आडंबरमय वे सब देखे तेरी लहर अनुप. धन्य.

विमल सलिल तव अटूट देखा शुभ आदर्श सरूप.
कूप ! तुम्हें हम बतलाते हैं सर्वजलाशय--भूप. धन्य.

अविरल जल सब जग पीता हैं चढी विजयमय--धूप.
वे सब नदनदियां सुखती हैं लगे ग्रीष्मका धूप धन्य.

हरा भरा संसार बनाकर ढँक लेते निजरूप.
वृथा न गर्जन तुम करते हो कार्य साधकर चूप. धन्य.

आडंबरमय वंचकतासे भरा जगत अभिरूप.
वही बडा है, जिसमें होवे धूर्तनेका धूप. धन्य.

गर्जन, तर्जन वृथा छोडकर रहते हो समरूप.
यही निरंतर आशा मनमें बन जावें सब कूप. धन्य.

महा सरस्वती.



शारदा शारदाम्भोजवदना वदनाम्बुजे।
सर्वदा सर्वदास्माकं संनिधिं संनिधिं क्रियात्॥

श्री महालक्ष्मी.



कमलासनकमलेक्षणकमलारिकिरीटकमलमुद्राहैः ।
नुतपदकमला कमला करधृतकमला करोतु मे कमलम् ॥




(સૌરાષ્ટ્રની એક ઐતિહાસિક સત્ય ઘટના.)

લેખક—શ્રી નરસિંહ બ્હેચરભાઈ ગોહીલ.



**સ**મય વિક્રમ સંવત ૧૫૭૯ નો હતો. હળવદની ગાદીએ રાજમાનસિંહજી હતા. માનસિંહજી શૂર ધીર અને કર્યદક્ષ હતા. ઉગતી યુવાની ઐશ્વર્ય બાહુબળ એ બધાં ઉન્મત્ત બનાવવાનાં સાધનો તેનામાં એકઠાં થયાં હતાં. માનસિંહજીપાસે બુદ્ધિશાળી અને સ્વામિભક્ત પ્રાગજી નામનો રજપૂત નોકર હતો તેની એક-નિષ્ઠાની હદ હતી, તેનું લશ્કર પણ એકનિષ્ઠ હતું. આ કારણથી માનસિંહજીને ગીરાશ વધારવાનો ઉન્માદ લાગ્યો હતો.

દસાડનો મલેકબક માનસિંહજીની દ્રષ્ટિએ ચડ્યો. તેનો ગીરાશ પોતાને હસ્તગત કરવો તેવો વિચાર આવતાં આસપાસનો વિચાર કર્યા વિના તેના ઉપર તેમણે ચડાઇ કરી. મલેકબક અને અમદાવાદના બહાદુરશાહને ઘણોજ ગાઢો સંબંધ હતો તે છતાં માનસિંહજી દસાડ ઉપર લશ્કર લઇ આવ્યો. મલેકબક પણ પાછો હઠે તેવો ન હતો. તેથી પોતાનાં માણસો લઇ તે સામે થયો. બંને પક્ષના સરખા લડવાવાળા હતા તેથી યુદ્ધનો રંગ જામ્યો. આ યુદ્ધમાં મલેકબકનો દીકરો મરાયો. લશ્કર છિન્નભિન્ન થયું, એટલે મલેકબક અમદાવાદ ગયો અને બહાદુરશાને બધી હકીકત કહી.

વાર્તાલાપ કરનાર બાદશાહ બહાદુરશાહ અને તેની બેગમ હતાં. બેગમે પ્રશ્ન પુછયો કેઃ—"આવો વરસાદ, વીજળી, અંધકાર, અને ગર્જનાના સમયમાં બહાર કોણ હોય!"

બાદશાહઃ—"આવા સમયમાં પણ જેને મરવાનો ભય ન હોય, અસંત દુઃખી હોય, તેવો માણસ બહાર હોય તો નવાઇ જેવું નથી."

બેગમઃ—"એવું તે મોટું દુઃખ કયું હોય કે આવામાં બહાર રહી મરણને આમંત્રણ કરે!"

બાદશાહઃ—"જે રાજપુતનો ગીરાશ છુટી જાય તેના જેવો દુનિયામાં બીજો કોઇ દુઃખીયો નથી. ગીરાશ છુટી ગયેલ રાજપુત આવે વખતે પણ બહાર હોય."

આ સાંભળી બેગમના હૃદયમાં દયા આવી અને બોલી કેઃ—"ગીરાશ છુટી જવાથી રાજપુતો આટલા બધા દુઃખી થાય છે, ત્યારે શા માટે તમે તેમનાં ગીરાશો ઝુંટવી લ્યો છો!"

બાદશાહઃ—"રાજની એવી જ રીત હોય છે. છતાંયે અત્યારે ગઢ પાસે બારી સામે આવીને જેનો ગીરાશ લઇ લીધો હોય તેવો કોઇ માણસ અરજ કરે તો તેનો ગરાશ પાછો આપું."

આ સાંભળી તક સાધવા માનસિંહજી બોલ્યા કેઃ—"હું હળવદનો ધણી છું. મારૂં નામ માનસિંહજી છે. મારો ગીરાશ આપે લઇ લીધો છે તેથી દુઃખી છું. અને આપના મહેલની નીચે ઉભો છું; તો મને મારૂં રાજ પાછું આપો."

આ વચન સાંભળી બાદશાહને આશ્ચર્ય થયું અને માનસિંહજી પ્રત્યે બોલ્યો કેઃ—"તમારૂં રાજ તમને પાછું આપીશ. તમે સવારે કચેરીમાં આવજો." આવી રીતે બાદશાહનું વચન લઇ તેણે પ્રાગજી સાથે એક દેવાલયમાં રાત્રિ નિર્ગમન કરી. બીજે દિવસે સવારે કચેરીને વખતે તેઓ કચેરીમાં ગયા.

માનસિંહજી અને પ્રાગજી બન્ને પ્રસિદ્ધ બારવટીયાને હથીયારબંધ બેધડક કચેરીમાં આવતા દેખી કચેરીનાં માણસો ગભરાઇ ગયાં. બન્ને નાણા નિડરતાથી બાદશાહ તરફ ચાલતા હતા તે જોઇ કચેરીના માણસોએ જાણ્યું કે તેઓ બાદશાહને મારવા જાય છે, તેથી પકડી લેવાની પેરવી કરવા મંડ્યા. તે જોઇ બાદશાહે કહ્યું કેઃ—"તમે એને શું પકડી શકવાના હતા? બે કાંઠામાં આવેલી સાબરમતી ઉતરી રાત્રે તેઓ મારા મહેલની બારીએ આવ્યા હતા. જો મને મારવો ધાર્યો હોત તો એ વખતે જ મારત. પણ તેમ કરવાની તેની ઇચ્છા નથી. રાત્રે તેમને તેમનો ગીરાશ પાછો આપવાનું મેં વચન આપ્યું છે. અને અત્યારે અહીં બોલાવ્યા છે તેથી આવ્યા છે." આમ કહી બન્નેને સન્માન સાથે બેસાર્યા.

હળવદમાં બાદશાહનો એક સુબો રહેતો હતો. તેના ઉપર બાદશાહે રૂક્કો લખી આપ્યો. અને તેમાં જણાવ્યું કે 'હળવદ માનસિંહજીને સોંપી દેવું.' આવી

રીતનો રૂકકો લઇ પ્રાગજી સાથે માનસિંહજી હળવદ આવ્યા, અને સુબાને રૂકકો આપ્યો કે તુર્તંજ સુબાએ હળવદ ખાલી કર્યું. પણ ખજાનામાં જે કાંઇ હતું તે બધું સાથે લઇ અમદાવાદ ગયો. માનસિંહજીને ગીરાશ તો મળ્યો, પણ પાસે એક પાઇ પણ ન હોતી, તેથી પ્રાગજીએ વિચાર કર્યો કે પૈસા વિના લશ્કર રાખી શકાય નહિ. અને લશ્કર વિના રાજ ટકાવી શકાય નહિ પણ પૈસા કાઢવા ક્યાંથી?

વિચાર કરતાં પ્રાગજીને રસ્તો સુઝ્યો એટલે માનસિંહજી સાથે સંકેત કરી તે વેપારીઓ પાસે ગયો. રૂપીયા ધીરવાનું આકરી સરતે નક્કી કર્યું. તે સાથે પોતાને જામીન લેવાનું પણ નક્કી કરી માનસિંહજી પાસે તે કબુલ કરાવ્યું. માનસિંહજીએ વેપારીઓને કહ્યું કે તમારે મારી પાસેથી નહિ પણ પ્રાગજી પાસેથી આ પૈસા લેવા.

જ્યારે પૈસા પાછા આપવાનો વાયદો નજીક આવ્યો ત્યારે પ્રાગજીએ માનસિંહજીને સમજાવ્યો કે "વેપારીઓ પૈસા માગવા આવે અને સાથે હું ઉઘરાણી કરું ત્યારે મારૂં માથું તમારે ઉડાવી દેવું." આ સાંભળી માનસિંહજીને આશ્ચર્ય થયું. પણ પ્રાગજીએ પોતાની પીઠ બતાવી તો આખી પીઠ ખવાઇ ગયેલી હતી અત્યંત વેદના થતી હતી આ શું છે? તેમ માનસિંહજીએ પુછ્યું ત્યારે પ્રાગજીએ કહ્યું કે બાર વરસથી પાઠું પડયું છે. તેથી આખી પીઠ ખવાઇ ગઇ છે. આ વેદના સહન થતી નથી. આપણે બારવટે હોવાથી આપને તે જણાવા દીધું ન હોતું. પણ અને તો જ સુખ થાય કે મારૂં માથું કાપી લ્યો. એક તો હું દુઃખમાંથી મુક્ત થઇશ, ને વેપારીનું લહેણું પણ ખોટું થશે; માટે તેમ કરજો.

માનસિંહજીને ગીરાશ મળેલો સાંભળી ઢેઢ આવ્યા. તેમને ચરાડી ગામ બક્ષીશ આપ્યું. હજુ સુધી એ ગામ ઢેઢચરાડી નામથી ઓળખાય છે. આ ગામ માનસિંહજીએ સંવત ૧૫૯૪માં ગાદીએ બેઠા પછી તુરત ઢેઢાઓને આપ્યું છે.

વેપારીઓ ઉઘરાણીએ આવ્યા તેના સાથે પ્રાગજીએ પણ ચાંપીને ઉઘરાણી કરી. પ્રથમ સંકેત કરી રાખ્યો હતો તે પ્રમાણે માનસિંહજીએ તરવાર ખેંચી વેપારીઓના દેખતાં પ્રાગજીનું માથું ઉડાવી દીધું. એ જોઇ વેપારીઓએ ફરીને ઉઘરાણીએ ન આવવું તેમ નિશ્ચય કર્યો પણ પ્રાગજીને માર્યો તે જોઇ દરબારમાં એક કવિ બોલ્યો કેઃ—

ઝાલાકું દી ચાકરી, વેશ્યાકું દો નેહ;
માને પ્રાગો મારીયો, કયે અગવણે એહ?

એના જવાબમાં માનસિંહજીએ તુર્ત જ કહ્યું કેઃ—

અવગુણ પ્રાગામાં નહીં, પ્રાગો ગુણભંડાર;
આપ વચનહિત સામરો, સમજ લડયો સરદાર.

ક્યાં છે હાલ પ્રાગજી જેવા આત્મભાગ આપનારા સાચા સ્વામીભક્ત રાજસેવકો! ઇતિ ઓમ્.

# સદાના સંત જનને સર્વ સમર્પણ.

( હરિગીત. )

જેના જીગરમાં નેમ છે નિજ લોકના કલ્યાણની,
નયનો મહીં અગ્નિ ઝરે છે રાષ્ટ્રના ઉદ્ધારની;
પગ હસ્તમાં દમ દેશનો, હેના તરફ દીલ ખેંચજો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

નિજ નીતિ ને વર્તન થકી સુધારતા જે અન્યને.
ના મન વચન કાયા થકી ઇચ્છે કદી પરદ્રોહને;
જેને અહર્નિશ એજ ચિંતન 'દેશ મુજ ઉન્નત થજો.'
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

નથી કલેશનો અવકાશ જેને, દ્વેશ જેણે બાળીઓ,
ચક્ષુ હૃદયનાં ખોલીને કુસંપ મનનો ટાળીઓ;
અજ્ઞાનના અંધારથી ગ્રહી બાંહ્ય જે ઉગારતો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

જે દેખી વૈભવ દેશનો આનંદ ઉર લાવે ઘણો,
નીહાળી ભૂખ્યા નમ્રને ધિક્કાર જીવ્યું જાણતો;
કસી કેડ ને આગળ પડી સુમાર્ગ જે બતલાવતો,
એવા સદાના સંત જન પર સવ જીવન અર્પજો.

વિદ્વાન થઇને વિદ્વતાનો ડોળ જે કરતો નથી,
સાદાઇમાં આચાર ને વિચાર વીસરતો નથી;
ધનવાન થઇ મોટાઇમાં મોહાંધ મગરૂર ના થતો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

કરે કામ પર ઉપકારનાં પણ દાસ થઇને જે રહે,
વળી ભોગવે જે દુઃખ પણ કદિ અન્યને ના દૂભવે;
દિન દુઃખિયાના રોગ ટાળી અવનતિ અટકાવતો,
'એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

કુટિલતા કુડ કપટને સ્વપ્નેય જે ચાંતો નથી,
પર જાતિના પણ ભાઈને ઈચ્છે સદા દીર્ઘાયુષી;
શાંતિ ક્ષમા અહિંસા વડે નિતિ ધર્મને સમજાવતો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

કરી ખુબ વિદ્યા એકઠી ફરી દેશ ને પરદેશમાં,
ટાળે અનીતિ વ્હેમ ખોટા ભીતિ ને પરતંત્રતા;
નિજ જાત પર ઉભા રહી સદ્‌ભાવ ઐક્ય પ્રસારતો.
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

દુર્ગુણ દુરાચાર ને વ્યસનો મહીં ડુબ્યા તણી,
તે આદતો છોડાવતો હિમ્મત પરિશ્રમ ખંતથી;
વળી જૂલ્મીઓના જોરને નિજ આત્મબળથી ખાળતો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

જે પુછતાં ઉત્તર દીએ. દિલ ખોલીને વાતો કરે,
જે મર્મભેદી શબ્દને ઉચ્ચારતાં દિલમાં ડરે;
જે રાજવૈભવ મોહ મમતા લક્ષ્મીને તુચ્છકારતો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

જે ધીર ને શુરવીર છે, દાતા અને દુઃખભંજનો,
જે સાચ ન્યાયે દૃઢ દિસે, ઈશ્વર ઉપર શ્રદ્ધાળવો;
અંતર મહીં ના દ્વેશ જેને રંક રાજા રાષ્ટ્રનો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

જે અચળ હીમાલય સમો વૈરાગ્ય ત્યાગે ભરથરી,
ટેકી ધરે શ્રી રામની, શાંતિ યુધિષ્ઠિરના સમી;
જે કૃષ્ણસમ કોડામણો બની નાગ દુર્જન નાથતો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

ઉપકારનાં કાર્યો કર્યાં, ઇતિહાસમાં આલેખજો,
સાક્ષાત નજરે જો પડે તો ઉરમાં પીછાણજો;
શયતાનતા ઉરની તજી, નિજ જ્ઞાન ચક્ષુ ખોલજો,
એવા સદાના સંત જન પર સર્વ જીવન અર્પજો.

વટપત્તન. સુરળ.

લોકપ્રિય રાજરત્ન વકીલ

# શ્રીયુત હરિલાલ ગોવિંદજી પરીખ.

## બી. એ. એલ. એલ. બી.

## એમની ટુંક જીવન નોંધ.

ચુસ્ત રેખાવાળા ઘોઘારી મોઢ વણિક જ્ઞાતિના આ વકીલનો જન્મ અમરેલીમાં સં. ૧૯૩૩ના મા. શુ. ૧૫ના રોજ થયો છે. તેમણે અમરેલીમાં ગુજરાતી તથા અંગ્રેજી પાંચમી ચોપડી સુધીનો અભ્યાસ કરી વડોદરા હાઇસ્કુલમાં છઠ્ઠા અને સાતમાં ધોરણનો અભ્યાસ કર્યો હતો. તેઓ પહેલેજ વર્ષે મેટ્રીકયુલેશનની પરીક્ષામાં પાસ થયા હતા. હાઇસ્કુલની અંદર તેમનો અભ્યાસ ઘણો સારો હતો અને તેથી તેમને સ્કુલમાં ઇનામ તથા સ્કૉલરશિપો મળતી હતી. મેટ્રિકયુલેશનની પરીક્ષામાં કાઠીયાવાડમાંથી બેઠેલા વિદ્યાર્થીઓમાં અંગ્રેજીમાં તેમણે સૌથી સારા માર્ક મેળવવાથી તેમને બે વર્ષ સુધી મુંબઇ યુનિવર્સિટિ તરફથી "જામશ્રી વિભાજી સ્કૉલરશિપ." મળી હતી. હાઇસ્કુલમાં તેમની આવી ઝળકતી કારકીર્દિ ઉપરથી પ્રતીત થતું હતું કે તેમની પાઠશાળાની કારકીર્દિ પણ તેવીજ ઉજ્વળ નીવડશે. અને તેજ પ્રમાણે બન્યું. પોતાની કૉલેજના અભ્યાસ દરમીયાન તેમણે યુનિવર્સિટિ તરફથી હરીફાઇના લખાવવામાં આવતા નિબંધો પૈકી એક ઉચ્ચ કોટીનો નિબંધ "અંગ્રેજી કેળવણી અને તેથી હિંદુસ્તાનના સમાજીક જીવન ઉપર થયેલી અસર" તે વિષે લખ્યો હતો. તેમનો આ નિબંધ ઉત્તમ ગણાયો હતો અને તેથી મુંબઇ યુનિવર્સિટિ તરફથી તેમને આશરે રૂપિયા ચારસેનું ઇનામ મળ્યું હતું. સને ૧૯૦૨ માં તેઓએ એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કરી.

તેમનું વિદ્યાર્થી જીવન આવું ઉજ્વલ નીવડયું હતું, જેને પરિણામે તેઓ એક પરોપકારી લોકપ્રિય શહેરી નીવડ્યા છે. વિદ્યાર્થી અવસ્થામાં તેમની યાદશક્તિ ઘણી જ સારી હતી તેથી તેઓ થોડાજ વખતમાં પોતાનું લેસન ઘણું સારી રીતે કરી શકતા. તેઓ આખો દિવસ પુસ્તકોજ વાંચ્યા કરતા નહોતા પણ અંગમજબુતી આપનારી રમતોનો પણ તેમને ઘણો શોખ હતો. તેમનું મન ઘણું શાંત અને સરળ હોવાથી તેમજ યોગ્ય વ્યાયામથી તેમનું આરોગ્ય સારું હતું.

આ બધી બાબતો તેમની યાદદાસ્ત સારી કરવાને સાધનભૂત થઇ પડી હતી. તેમને હાઇસ્કુલના સમયથીજ એકસ્ટ્રા પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો. ખાસ કરીને તેઓ ઇતિહાસનાં પુસ્તકો વાંચતા. આથી તેમની સાધારણ સમજશકિત ઘણી વધી, જે ઉત્તમ લેખનપદ્ધતિ અને વર્ણનશક્તિ તેમનામાં જોવામાં આવે છે તે આ એકસ્ટ્રા પુસ્તકોના વાંચનનેજ આભારી છે. એમની લેખનપદ્ધતિ એવી તો ઉત્તમ અને અસરકારક છે કે એક વખત આપણા હિંદુસ્તાનના મરહુમ નરરત્ન ગણાતા રોમેશચંદ્ર દત્ત વડોદરાના દિવાન તરીકે અમરેલીમાં આવ્યા હતા, ત્યારે અમરેલીની પ્રજાએ તેમને એક માનપત્ર આપ્યું હતું. અંગ્રેજી ભાષામાં લખાએલું એ માનપત્ર સાંભળીને નામદાર દત્ત સાહેબે મે. સુબા સાહેબને પુછ્યું હતું કે "આ માનપત્ર કોણે લખ્યું ? અંગ્રેજી ઉત્તમ છે!" તેના જવાબમાં મે. સુબા સાહેબે હરિલાલભાઇને બતાવીને કહ્યું કે "જે યુવાને આ માનપત્ર લખ્યું છે તે આ રહ્યા!" ત્યારથી રા. હરિલાલભાઇ તરફ શ્રીયુત દત્તને ઘણોજ સ્નેહ થયો. તેઓના મળતાવડા આનંદી અને સરળ સ્વભાવથી તેમને હાઇસ્કુલ તેમજ કૉલેજની કારકીર્દિની અંદર ઘણા સારા અને ખાનદાન મિત્રો થયા છે, અને તેમનો વિદ્યાર્થી અવસ્થાનો આવો સ્વભાવ તેમના જાહેરજીવનને લોકપ્રિય બનાવવાને સાધનભૂત થયેલ છે.

આ પ્રમાણે વિદ્યાર્થી જીવન ગાળીને અને ભવિષ્યની જાહેર જીંદગીની સામગ્રીઓ એકઠી કરીને સને ૧૯૦૭ માં તેમણે અમરેલીની ડિસ્ટ્રિક્ટ જજની કચેરીમાં વકીલાતનો ધંધો શરૂ કર્યો. વકીલ તરીકે તેઓ ઉત્સાહી અને ઉદ્યોગી હોઇ તેમણે પોતાના ગ્રાહકોનો સંપૂર્ણ પ્રેમ તથા વિશ્વાસ મેળવ્યાં છે. તેઓ હમેશાં પોતાના અસીલને સાચી સલાહ જ આપે છે. કેસ જીતવા જેવો ન હોય તો સ્પષ્ટતાથી અસીલને તેમ કહી દે છે. પોતાના સરળ નિખાલસ અને ભલા સ્વભાવથી વકીલ મંડળમાં પણ તેઓ પ્રિય થઇ પડ્યા છે. જે જે ન્યાયાધિશોના સંબંધમાં તેઓ આવ્યા છે તેમનો સંપૂર્ણ વિશ્વાસ અને માન તેમણે મેળવ્યાં છે. એક વખત અમરેલીના એક બાહોશ મેજીસ્ટ્રેટે હરિલાલભાઇ વિષે બોલતાં કહ્યું હતું કે "મી હરિલાલ જ્યારે જ્યારે કચેરીમાં બોલવા ઉભા થાય છે ત્યારે ત્યારે પોતાને જે સાચી વાત લાગે છે તેજ તેઓ સરળતાથી અને નિડરતાથી બોલે છે. તે વખતે ન્યાયાધિશના મનમાં એમ જ થાય છે કે મી. હરિલાલ કોર્ટને કદિ ખોટે રસ્તે દોરવશે નહિ" આ કથન ઉપરથી આપણને સ્પષ્ટ થાય છે કે તેઓ પોતાનો ધંધો કેવા પ્રામાણિકપણાથી અને સરળતાથી ચલાવે છે.

વકીલાતનો ધંધો શરુ કરવાની સાથે જ તેઓએ સમાજસેવા તરફ પોતાનું લક્ષ દોડાવ્યું છે, અને એક કેળવાયલા ગૃહસ્થ પાસેથી પ્રજાહિતનાં જેવાં કૃત્યોની

આપણે આશા રાખી શકીએ તેવી આશા તેમના સંબંધમાં ફલીભુત થઇ છે તે તેમની કેટલીક નીચે જણાવેલી પ્રવૃત્તિઓ તરફ નજર કરવાથી સહજ જણાઇ આવશે.

કોઇપણ જ્ઞાતિનું હિત ઉત્તમ રીતે સાધવાને વાસ્તે તે જ્ઞાતિમાં કેળવણીનો બહોળો ફેલાવો થવાની જરુર છે, તેમજ નિરાધાર બાળકો અને જ્ઞાતિ ભાઇઓને તેમની જીંદગી ટકાવી રાખવા મદદ કરવાની પણ ઘણી જરૂર છે. આવો ઉત્તમ હેતુ ધ્યાનમાં રાખી અમરેલીમાં મોઢ વિદ્યોત્તેજક ફંડ સ્થાપવા તેમણે આગેવાની ભરેલો ભાગ લીધો છે. તેમજ કાઠીયાવાડના સમસ્ત મોઢ ભાઇઓના પુત્રોને કેળવણી લેવાની સરળતા થાય તે માટે ભાવનગરમાં "કાઠીઆવાડ મોઢ વણિક બોર્ડિંગ" સ્થાપવા તેમજ તેનું બંધારણ ઘડી કાઢવા અને તેને માટે કાયમનું ફંડ એકઠું કરવાના કામમાં મોટા સ્વાર્થના ભોગે બીજા આગેવાન મોઢ જ્ઞાતિ ભાઇઓની સાથે રહી સતત મહેનત કરી સ્વજ્ઞાતિની તેમણે મોટી સેવા બજાવી છે જ્યારે જ્યારે તેમની મોઢ જ્ઞાતિ માટે તેમની સલાહની જરૂર પડે છે ત્યારે ત્યારે યોગ્ય અને વિચારશીલ સલાહ તેઓ આપે છે. પોતાની જ્ઞાતિમાં સંપની વૃદ્ધિ થાય, કન્યાવિક્રય અટકે, અને દરેક રીતે પોતાની જ્ઞાતિ આગળ વધી યશ પ્રાપ્ત કરે તેવી તેમની તીવ્ર ઇચ્છા અને સતત પ્રયત્ન ચાલુ જ છે. આવીજ ઇચ્છા અને લગણીથી દોરવાઇને એક વખત શ્રી રાણપુર મુકામે મોઢ કોંગ્રેસ ભરાઇ હતી તે વખતે તેમાં ફાટફુટ અને કુસંપ દાખલ થતાં જણાતાં તેમણે પોતાની ન્યાયવૃતિ અને સરળતાથી જ્ઞાતિના આગેવાનોને તેમ કરતાં અટકાવ્યા હતા.

આ પ્રમાણે પોતાની જ્ઞાતિની ઉન્નતિનાં કાર્યો કરવાના ટુંકા ક્ષેત્રમાંજ ોતાની શકિતઓ કામે લગાડી પોતે સંતોષ માની બેસી રહ્યા નથી, પણ એક રા દેશહિતેચ્છુને શોભે તેમ પોતાની શકિતઓ જ્ઞાતિ અને ધર્મનો ભેદ રાખ્યા વાય સામાન્ય જનસમાજના હિતનાં કાર્યો કરવા પણ તે વાપરવી એ પોતાની ાડી ફરજ છે તેમ તેઓ સમજે છે લોકહિતને માટેની તેમની પ્રવૃત્તિઓ એટલી બધી છે કે તેમાંની થોડીજ આ સ્થળે બતાવી શકાશે. દેશની ઉન્નતિનો ખરો આધાર કેળવણી ઉપરજ રહેલો છે, ને સિદ્ધાંત પ્રમાણે અમરેલીમાં ભણતાં ગરીબ બાળકોને કેળવણી લેવાના કાર્યમાં મદદ કરવાને તેમણે અમરેલી કેળવણી ફંડ સ્થાપવા સૌથી આગેવાની ભરેલો ભાગ લીધો છે, અને તેઓ તે ફંડના મેનેજીંગ કમીટીના કાયમના ચેરમેન છે. આ ઉપરાંત કોઇ પણ ગરીબ વિધાર્થીને પછી તે ગમે તે વર્ગનો હોય તો પણ તેને બનતી મદદ આપવાને હમેશાં તેમનું ઉદાર અને દયાળુ હૃદય તૈયારજ જોવામાં આવે છે. આ કારણથી વખતોવખત કોઇ ગરીબ વિદ્યાર્થી અથવા તેને માટે ભલામણ કરવા કોઈ સહૃદય ગૃહસ્થ

તેમની પાસે આવતા જોવામાં આવે છે વળી એજ સ્તુત્ય સિદ્ધાંત તરફ નજર રાખી તેઓ અમરેલીની શ્રી હુન્નર ઉદ્યોગશાળાના કામકાજમાં આગેવાની ભરેલો ભાગ લે છે; અને સને ૧૯૦૮ થી આજસુધી તે સંસ્થાના પોતે ઉપપ્રમુખ છે બચ્ચાંઓને કેળવણી લેવી તે એક આનંદનું કાર્ય થઈ પડે તથા તેમનાં મન શરીર અને આત્માને યોગ્ય અને પુરતો વિકાસ મળે તેવા હેતુથી અમરેલીમાં સ્થપાયલી કિંડરગાર્ટન શાળાનું અસ્તિત્વ મોટે ભાગે તેમને આભારી છે; તથા તેને ચઢતી સ્થિતિ ઉપર લાવવા માટે બહુજ ઉત્સાહ ભર્યો ભાગ તેઓ લે છે. એ શાળાની ફત્તેહનો આધાર તેમને આભારી છે એવું સૌ કોઈ જાણે છે. એ સંસ્થામાં પ્રજાકીય વહીવટથી ભોજન ફંડ તથા સાધન ફંડનો વ્યવસ્થિત કારભાર કરવામાં તેમનો મુખ્ય હાથ છે. સમાજસેવા કરવાની પોતાની વધતી જતી તીવ્ર ઇચ્છા સ્વ. ગોખલેનો સોસાયટીના હેતુને અનુસરીને તેમની દેખરેખ નીચે જ સ્થપાયેલ 'સેવક મંડળ' ની પ્રવૃત્તિમાં સ્પષ્ટ જોવામાં આવે છે. આ સંસ્થાની મારફત જનસમાજમાં સામાન્ય જ્ઞાન વધે તે માટે જયંતીઓને દિવસે અને બીજા યોગ્ય સમયે પ્રખ્યાત વક્તાઓ પાસે જુદા જુદા વિષયો ઉપર ભાષણો અપાવવામાં આવે છે. પ્રજાને સહેલાઇથી મફત દવાઓ મળે તેવી ગોઠવણ કરવામાં આવી છે. થોડા જ સમય ઉપર પ્રાણઘાતક 'ઇન્ફ્લુએન્ઝા' તાવ દેશની અંદર જ્યારે ફેલાઇ રહ્યો હતો તે વખતે અમરેલીમાં તેમજ આસપાસના ઘણાં ગામડાંઓમાં દવા આપવાની, દુધ તથા બીજી જરૂરની ચીજો પૂરી પાડવાની, તથા દરદીઓમાં અને તેમનાં સગાવહાલાંઓમાં આ દરદ વધવા ન પામે તેમજ થતું અટકે તેવી કિંમતી સુચનાઓની પત્રિકાઓ છપાવી વહેંચવાની એ સંસ્થા તરફથી ગોઠવણ થઇ હતી આ સેવા કરતાં પોતે પણ 'ઇન્ફ્લુએન્ઝા' થી પટકાઇ પડ્યા હતા છતાં તે રોગની સખળામણમાં પણ ઉપરની યોજનાઓ અમલમાં મુકવા અને શ્રીમંત ગાયકવાડ સરકારના અમલદારો અને પ્રજાના આગેવાનો સાથે રહી આ ઘાતકી રોગ ફેલાતો અટકાવવા તેમણે જે જેહમત ઉઠાવી છે તેથી તેમણે સર્વ કોઇનો વાહ તથા આશીષ જ મેળવ્યાં છે. કાઠીયાવાડના સેવા સમાજોના સંમેલન વખતે એ બધાં સમાજસેવાનાં મંડળોનું મધ્યસ્થ મંડળ જે હમણાંજ સ્થાપવામાં આવ્યું છે તેના તેઓ શરૂઆતથી આજ સુધી પ્રમુખ છે. થોડા વર્ષ પહેલાં સ્થપાયેલું મહીલા પુસ્તકાલય પણ તેમની મહેનતને આભારી છે. તેમની સમાજ સેવાની હદ આટલેથી બાંધણની નથી. જ્યારે જ્યારે તેમને કોઇપણ પરોપકારી કામ કરવાની તક મળે છે ત્યારે ત્યારે તેઓ તે તક કદિ હાથમાંથી જવા દેતા નથી. દુષ્કાળનાં સંકટ ઓછાં કરવાને સ્થપાયેલાં "અનાથગૃહ" તથા ઢોરોને ભુખમરાથી બચાવવાની સંસ્થા ખોલી છે.

" સસ્તા અનાજ " ની દુકાનોની સંસ્થા સ્થાપવા માટે બીજા આગેવાનો સાથે તેમણે આગેવાની ભરેલો ભાગ લીધો છે. તેઓ દુષ્કાળફંડ કમીટીના ઉપપ્રમુખ છે. દુષ્કાળ નિમિત્તે ગરીબ માણસોને કપડાં પુરાં પાડવાને મુંબઇમાં જે ભાટીયા વોલંટીયર કોર ઉભી થઇ હતી તે સંસ્થા તરફથી કાઠીયાવાડના દક્ષિણ વિભાગમાં આ સ્તુત્ય કામ બરાબર અમલમાં આવે તે હેતુથી તેમને આ સંસ્થાના એજંટ નીમવામાં આવ્યા હતા. જેથી હજારો ગરીબ માણસોમાં કપડાં વહેંચાવી આપવાની બધી ગોઠવણ તેમના તરફથી થઇ હતી.

ઉપર પ્રમાણે સમાજ સેવા કરવાની સાથે તેઓ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી પ્રજાહિતની સ્થપાએલી સંસ્થાઓ તથા કમીટીઓ અને કમીશનોમાં ભાગ લઇ લોકસેવા કરી રહ્યા છે. સને ૧૯૦૬ માં અમરેલી મ્યુનિસીપાલીટીમાં સભાસદ તરીકે તેઓ દાખલ થયા હતા જે આજ સુધી ચાલુ છે. સને ૧૯૦૭ થી આજ દિન સુધી મ્યુનિસીપાલીટીના ઉપપ્રમુખ અથવા ચેરમેન તરીકે જોખમદારી ભરેલું કામ પ્રજા અને રાજ્ય બંનેનુ હિત સાચવીને કરે છે. પ્રજાનું હિત તેમને એટલું બધું પ્રિય છે કે કોઇ વખતે સરકારી અમલદારોની ઇચ્છા અને વિચારોની વિરૂદ્ધ પણ પ્રજાના હિતને માટે તેમને પોતાનો મત ઉચ્ચારવો પડે છે પણ તેઓ સરળ નિઃસ્વાર્થી અને પ્રમાણિક છે તેવો પ્રજા અને સરકારી અમલદારોનો તેમને વિષે અભિપ્રાય હોવાથી તેઓ બંને પક્ષની સતત કૃપા અને માન મેળવી શકયા છે. વડોદરા રાજ્યની મહાલ પંચાયત તથા પ્રાંત પંચાયતમાં પણ તેઓ સને ૧૯૦૫ થી ચાલુ સભાસદ છે અને છેલ્લાં બે વર્ષોથી તેઓ પ્રાંત પંચાયતના ઉપપ્રમુખ તરીકે કામ કરે છે. અમરેલી ખેતીવાડી પેઢીના તેઓ એક ડિરેક્ટર છે. વડોદરા રાજ્યનું કેળવણી કમીશન સને ૧૯૦૯ માં શરૂ થયેલું ત્યારે તેમાં તેમણે મેંબર તરીકે કીમતી સેવા બજાવી છે, વડોદરારાજ્યમાં પ્રાથમિક શાળાઓનો અભ્યાસ ક્રમ નક્કી કરવાને નીમાયેલી કમીટીમાં તેઓ સભાસદ હતા. અમરેલી તાલુકાની સહકારી મંડળીઓના તેઓ ઓનરરી ઓર્ગેનાઇઝર ( પ્રવર્તક ) હતા, અને ઇકોનૉમીક કમીટી ( વડોદરા રાજ્યમાં હુન્નર ઉદ્યોગની ખીલવણી કેમ થાય તેનો તપાસ કરવાને નીમાએલી કમીટી ) ના પણ તેઓ સભાસદ છે. વડોદરા રાજ્યની ધારાસભામાં તેઓએ સન ૧૯૦૮ થી ૧૯૧૬ સુધી સભાસદ તરીકે કામ કર્યું છે; સ્ટેટની પ્રતિનિધિ સભાના તેઓ સભાસદ હતા. અને થોડા વખત પહેલાં નીમવામાં આવેલા વડોદરા રાજ્યની સલાહકારક મંડળના તેઓ મેંબર હતા. સરકારી અમલદારો તેમજ પ્રજાના આગેવાનો સાથે રહીને કરેલી સમાજ સેવાની તેમની ઉપર બતાવેલી કેટલીક પ્રવૃતિઓમાંની માત્ર થોડીજ સ્થળ સંકોચથી અત્રે જણાવી છે.

તેમની આવી જ્ઞાતિહિતની પ્રજાહિતની અને રાજ્યહિતની જગજાહેર સેવાઓની યોગ્ય કદર વડોદરા સ્ટેટ તરફથી પણ થઇ છે તે એ કે શ્રીમંત મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ એમના જન્મદીવસે વડોદરામાં ભરાયેલા તા. ૨૨-૬-૧૯ના દરબારમાં ભાઇશ્રી હરિલાલને આપવામાં આવેલા રાજરત્નના ચાંદ વખતે વડોદરા રાજ્યના ના. દિવાન સાહેબ મનુભાઇ નંદશંકર મહેતા એમણે તેમના સંબંધી નીચે પ્રમાણે શબ્દો ઉચાર્યા હતા. "અમરેલીના આ આગેવાન વકીલે સાત આઠ વર્ષ સુધી ધારાસભાના સભાસદ તરીકે સારૂં કામ કર્યું છે. તેમજ સહકારી મંડળીના ઑનરરી ઓર્ગેનાઇઝર તરીકે ઉત્સાહ અને ખંત પ્રદર્શિત કર્યાં છે. અમરેલી પ્રાંત પંચાયત અને સુધરાઇના ઉપાધ્યક્ષ હોઇ તેઓ પોતાના કામમાં ઘણો રસ લે છે. પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા, દુષ્કાળ વગેરે પ્રસંગોમાં તેમની કરેલી સેવા જાણીતી છે, અને સોશ્યલ સર્વિસ લીગ, અનાથાશ્રમ, સ્ત્રી ઉદ્યોગશાળા પુસ્તકાલય અને બાલશાળા જેવી લોકસેવા અર્થે ઉભી થએલી સંસ્થાઓમાં ઉમંગથી ભાગ લેઇ તેમને સફલ બનાવવા પ્રયત્ન કરે છે. રાજ્યમાં સને ૧૯૦૪ માં નીમાયલા કેળવણી કમીશનમાં મી. હરિલાલે ઘણી બાહોશીથી કામ કર્યું હતું, અને હાલ રાજ્યની દ્રવ્ય સંપત્તિ ખીલવવા નીમાયલા કમીશન ઉપર પણ મી હરિલાલને શ્રીમંત સરકારે નીમ્યા છે. તેઓ રાજભક્ત અને પ્રજાભક્ત હોઇ બંનેનાં હિત સાચવવા કાળજી ધરાવે છે. તેમનાં આવાં સાર્વજનિક કામો માટે શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇ તેમને રાજરત્નનો રૌપ્ય ચાંદ ઇનાયત કરવા ઠરાવ્યું છે.

સં. ૧૯૭૫માં બોટાદ મુકામે કાઠીયાવાડ યુવક પરિષદ્‌ના પ્રમુખ તરીકે તેમની ચુંટણી થતાં યથાશક્તિ તે કામ તેમણે કર્યું હતું. એમાં જ્ઞાતિમાંના કુરિવાજો નાબુદ કરવા સંબંધી તથા જ્ઞાતિ ફંડના હિસાબો પ્રસિદ્ધ કરવા તથા કેળવણીના પ્રચાર માટેનાં સાધનો વિગેરે સંબંધી ઠરાવો કરવામાં આવ્યા હતા. સં. ૧૯૭૬ થી ૧૯૭૯ સુધી વડોદરા રાજ્યની ધારાસભામાં તેમણે યશસ્વી રીતે કામ કર્યું હતું. મ્યુનિસીપાલીટીમાં ચાલુ સાલથી તેઓ પ્રમુખ તરીકે ચુંટાયા છે તે સર્વથા યોગ્ય છે. સં. ૧૯૭૮ ના ફાગણ માસમાં વડોદરા રાજ્યની પ્રજામંડળની બેઠકમાં પ્રમુખ તરીકે કામ કર્યું હતું તેનો હેવાલ સયાજીવિજય અને બીજા પેપરોમાં પણ પ્રસિદ્ધ થયો છે. મોઢ વણિક જ્ઞાતિનાં રાજકોટ અને જામનગર સંમેલનો અનુક્રમે સં. ૧૯૭૮-૧૯૭૯ માં મળેલાં તેમાં પણ બનતો પ્રયાસ કરી તેમણે સારી જ્ઞાતિસેવા કરી છે.

રા હરિલાલભાઇ આવાં આવાં સમાજસેવાનાં કાર્યો કરી શકયા અને ઉત્તરોત્તર પ્રજા, રાજા અને રાજ્યના અમલદારોનો પ્રેમ તથા માન મેળવી શકયા તેનાં શું કારણો હશે તે જાણવાની ઇચ્છા દરેકને થાય તો તે સ્વભાવિક છે. તે કારણો તેમના સદ્ગુણો અને સુવૃત્તિઓજ છે. તેમના નિકટના સંબંધમાં આવનાર દરેક ગૃહસ્થ જોઇ શકયા છે કે પાઠશાળાની ઉંચી કેળવણી લીધા પછી યથાશક્તિ દેશસેવાના કાર્યો કરવાં તે તેમની મોટામાં મોટી ફરજ છે. એવી ઉમદા સમજ તેમનાંમાં દઢ રીતે દાખલ થઇ હતી. વળી સાથે સાથે આ દેશસેવાનાં કાર્યો કરવામાં નિસ્વાર્થ વૃતિએ તેમનાં કાર્યો ફતેહમંદ રીતે કરવામાં ઘણી મદદ કરી છે. આથી તેઓ લોકોનો અને અમલદાર વર્ગનો વિશ્વાસ મેળવી શકયા છે. એક વખત એક વિદ્વાન ડિસ્ટ્રિકટ જડ્જે એક ગૃહસ્થ સાથેની વાતચીતમાં કહ્યું હતું કે " મી હરિલાલ સમાજસેવાનાં એટલાં અને એવાં કાર્યો કરે છે કે તેમની આ યુવાનીમાં તેમણે પોતાના કુટુંબને માટે પૈસા કમાવા જોઇએ એ કાર્યમાં પણ ખલેલ પડે છે. અમલદારોનો તેમના ઉપર પ્રેમ અને તેઓ નિઃસ્વાર્થપણે કાર્યો કરે છે તેવી તે અમલદારોની માન્યતા આ શબ્દો સ્પષ્ટ રીતે બતાવી આપે છે. પોતે ખાનદાન કુટુંબના હોઇ એક ખરા ગૃહસ્થને શોભે તેમ પછવાડે કોઇનુંપણ બુરૂં નહિ બોલવું તેવી તેમની વૃત્તિ, દરેક તરફ સ્નેહ ભરેલી લાગણી, પોતાના હૃદયમાં કોઇપણ વ્યક્તિ તરફ વૈરનો અભાવ, અને સાદાઇ એ ગુણો ઉપર તેમની ફત્તેહ અને લોકપ્રિયતાનો મુખ્ય આધાર છે.

સમાજસેવા સાથે સ્વદેશસેવા કરતાં રાજદ્વારી બાબતોમાં પણ પોતાની સેવાઓનો યોગ્ય ફાળો આપવા માટે હજારો વર્ષોથી જાણીતી થયેલી મોઢ કોમના આવાં નરરત્નોને પ્રભુ લાંબુ આયુષ્ય યશ અને ઐહિક સંપત્તિ આપો અને તેમના યશસ્વી હસ્તે હજુ પણ એવાં અનેક શુભ કાર્યો થાઓ એમ આપણે પ્રચ્છીશું.

મોઢ કોમમાં પ્રભુ આવાં અનેક રત્નો ઉત્પન્ન કરો અને મોઢ કોમની યશસ્વી કારકીર્દિ હરહમેશને માટે ઝળહળતી રહો એમ પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

**ર. ક. પરીખ, અમરેલી.** **મોઢ માર્તણ્ડ-કાર્યાલય.**

---

# અપરાધ ક્ષમાપન સ્તોત્ર.

સંસ્કૃત ઉપરથી અનુવાદક–લાલજી ભિરેશ્વર જાની.

(શિખરિણી.)

ન મંત્રો કે તંત્રો જનનિ ! નવ જાણું સ્તુતિ કથા,
ન જાણું મા ! પૂજા તુજ સ્વરૂપનું ધ્યાન અથવા;
ન જાણું હું મૂદ્રા વિવિધ વિધિ પાઠો તુજ તણા,
પરંતુ જાણું કે તવ શરણ છે ક્લેશ હરતા. ૧

વિધિના અજ્ઞાને, ધન રહિત, આલસ્ય થકી કાં,
અશક્તિથી કાં તો તુજ ચરણ સેવાજ તજી મા !
ક્ષમા માગું તેની જનનિ સકલોદ્ધારિણિ સતિ,
કુમાતા ના થાયે, કદિ કુપુત થાયે જડમતિ. ૨

વસુધામાં તારા સરલ સુત છે કૈંક જનનિ !
પરંતુ તેમાં હું વિરલ સુત તારો ભગવતિ !
શિવે ! મારો ત્યાગ પ્રણુંત જનનો યોગ્ય ન રતી,
કુમાતા ના થાયે, કદિ કુપુત થાયે જડમતિ. ૩

જગન્માતા ! મેં તો તુજ ચરણ સેવા નવ કરી,
ન દીધાં મેં દાનો જનનિ ! પ્રભુ પ્રીતિ મન ધરી;
તથાપિ હે અંબે ! મુજ પર બહુ સ્નેહ ધરતી,
કુમાતા ના થાયે, કદિ કુપુત થાયે જડમતિ. ૪

તજી દીધા દેવો, વિવિધવિધ સેવાશ્રમ થકી,
ગયાં પંચાશીથી અધિક મુજ વર્ષો ઝડપથી;
થશે ના જો હાવે તુજ જરી કૃપા હે ભગવતિ !
કહે જાઉં કોને શરણ પછી હેરંબજનનિ ! ૫

બને વક્તા સારો જરૂર જગ હીણો નર ઘણો,
કૃપા તારી થાતાં ગરીબ નર થાયે ધની વડો;

અપર્ણે ! મા તારો પુનિત જપ જે કો જપી શકે,
અહો તેને શું તું જગત જનની ના દઈ શકે ? ૬

ચિતા ભસ્મે ચોળે શરીર, વિષ ખાયે પશુ પતિ,
જટાધારી કંઠે, ભુજગપતિ, વસ્ત્રો વિણ સ્થિતિ;
કપાલિ ભૂતેશ ત્રિપુરહર થાયે જગપતિ.
શિવે ! તારા પાણિગ્રહણ વિધિનું આ ફળ સતી. ૭

ન આકાંક્ષા મોક્ષે, નહિ વિભવવાંછા મન વસી.
અપેક્ષા વિજ્ઞાને નહિ, નહિ સુખેચ્છા શશિમુખિ!
મહા દેવી ! માગું જનમમરણું મા મુજ ટળો,
મૃડાની રૂદ્રાણી શિવ શિવ ભવાની હું જપતો. ૮

( વસંતતિલકા )

આરાધી હું નવ શક્યો વિધિયો વડે રે,
મિથ્યા જ ચિંતન કર્યું વચનો વડે મેં;
કિંતુ કૃપા મુજ પરે જનનિ ! કરે તું,
છે યોગ્ય અંબે તુજને મુજથી બને શું ? ૯

( ઉપજાતિ. )

આપત્તિમાં હું તુજને સ્મરૂં છું,
પયોધિ દુર્ગે ! કરૂણા તણો તું;
જાણે ન મા ! તે શઠતાજ મારી,
ભૂખ્યો સ્મરે છે નિજ માત પ્યારી. ૧૦

( વૈતાલીય. )

જગદંબ વિચિત્ર અત્ર શું ?
પરિપૂર્ણા કરૂણાથી માત તું;
અપરાધ પરંપરા હશે,
તદપિ મા સુતને ના ઉવેખશે. ૧૧

( અનુષ્ટુપ. )

નથી કો હું સમો પાપી, પાપઘ્ની તું સમાન નહિ;
જાણી . આ હે મહાદેવિ, ઘટે તે કરજે સહી. ૧૨

श्री महादेवजी.



ॐ नमः परमार्थैकरूपाय परमात्मने ।
स्वेच्छावभासितासत्यभेदभिन्नाय शंभवे ॥

महाकाली.



प्रचण्डचण्डमुण्डयोर्महाबलैकखण्डिनी
ह्यनेकरुण्डमुण्डयुग्रणे बलैकदायिनी ।
क्षान्तिदशक्तिकारिणी रमाविलासदायिनी
मुदेऽस्तु कालिका सदा समस्तपापहारिणी ॥



# પુરોહિતનું પરાક્રમ.

લેખક—નારાયણજી ગોવર્ધનરામ કલસારકર.
અધિપતિ—ઔદિચ્ય પ્રકાશ.

માઇ જણ અહુડા જણા, જહુડા રાણપ્રતાપ;
અકબર સૂતો ઔઝ કે, જાણ સિરાણે સાપ.

રાણા ઉદયસિંહના મરણ પછી તેઓ ચિતોડના ગાદી વારસોમાં મોટો કુસંપ મૂકતા ગયા હતા. પોતાના નાના પુત્ર જગમલને ગાદી પર અભિષેક કરવાની તેઓ આજ્ઞા કરતા ગયા હતા. એ મુજબ એક તરફ રાણા ઉદયસિંહનો અંત્યેષ્ઠિ સંસ્કાર, ને બીજી તરફ રાજમહેલમાં જગમલને રાજ્યાભિષેકની ધામધુમવાળી ક્રીયા, એમ દ્વિધા રાજ્યખટપટ ચાલી રહી હતી. પણ મેવાડના સામંતો આ અન્યાય સાંખે ખરા ? કૃષ્ણાજીએ પાટવીકુંવર પ્રતાપને કબુલ રાખ્યા, અને રાણાના પચીસ કુમારોમાં પ્રતાપ અગ્રણી હોઇ તેઓ મેવાડના પ્રભુ થયા.

"અહિરિયા" નો ઉત્સવ રાજપુતોમાં અને તેના અગ્રણી રાણાઓમાં મુખ્ય મનાય છે. તે દિવસે શુકનો લેવાય છે. આખા વર્ષના વિજયની ચાવી તેમાં જોવાયછે. એ મુજબ મહારાણા પ્રતાપ અશ્વારૂઢ થઇ અહિરિયા ઉત્સવમાં જોડાયા. વરાહ દુરને દુર જતો ગયો તેમ તેમ મહારાણાએ તથા તેના કનિષ્ઠ બન્ધુ શક્ત-સિંહે તે હઠીલા શિકારની પૂંઠ પકડી. નજરવેગે એ શિકાર થતાં એક સાથે બે ગોળીઓ છુટી. વરાહ મરાયો. મહારાણા કહે "મારી ગોળીથી વિંધાયો," ત્યારે શક્તસિંહ કહે "નહિ, જ્યેષ્ઠબન્ધુ ! મારીજ ગોળીથી."

મેવાડના રાજમુકુટ અને હિંદુકુળ તિલક રાણાપ્રતાપને રૂવેરૂવે ક્રોધાગ્નિ પ્રગટ થયો. "શક્તસિંહ ! તું મારો ભાઇ છે. જો બીજા કોઇ પાગલે મારા આગળ આવા અભિમાનના શબ્દો ઉચ્ચાર્યાં હોત તો તેનું મસ્તક ધડથી ક્યારનું જુદું થઇ ગયું હોત." "નહિ. ભાઇ ! શિકારના ખેલનમાં આ વખતે હું જ આપને સહાયક થયો છું." શક્તિસિંહે અગ્નિમાં ઘી હોમ્યું.

જોતજોતામાં કોશાગારમાંથી વિદ્યુત ચમકે તેમ રણચંડી જેવી સામસામી તરવારો ખડી થઇ ગઇ. ચિતોડના પ્રભુ અને કુમાર શક્તિસિંહનું ત્યાં અનિવાર્ય,

જય જય ભુવન કલ્યાણકારી, ભારતીયલલામ જય !
જય વેદમંડિતા વિશ્વપંડિત, લોકમોદનિદાન જય ! ૬

સત્ય-પ્રતિષ્ઠા સ્થાપવામાં, તું સહોદર રામનો,
ને કર્મદીક્ષા બોધવામાં, તું સખા ઘનશ્યામનો;
જગમોહમાયા છોડવામાં, બુદ્ધનો તું બંધુ છે,
શંકર સમો હિત સાધવામાં, તત્ત્વપુરિત સિંધુ છે. ૭

અજ્ઞાન-પારાવારથી ભારત, મહામતિ ! તારવા,
પરતંત્રતા, પરદાસતાની, શૃંખલા સંહારવા;
પામી પ્રભુની પ્રેરણા, આદર્શ ભારતવર્ષનો,
સંદેશ આપ્યો દેશને ત્હેં સત્યનાં ઉત્કર્ષનો. ૮

વ્યષ્ટિ વિષે જ સમષ્ટિની, હિતસાધના કારણ થયું,
પ્રાચીન અર્વાચીનના, આદર્શનું મિશ્રણ થયું;
ગાજી દશે દિશ દેવના, અવતાર આવ્યા દેશમાં,
આત્મપ્રતિષ્ઠા પામવા, પડઘા પડયા આ દેશમાં. ૯

સંસારમાં પ્રભુભાવનાનો, મૂર્તિમય અવતાર છે,
જેણે ઉતાર્યો સત્ય શોધી, ભારતીનો ભાર છે;
ઉચ્છેદ કરવા ભેદ બાંધ્યો, એકતામય પૂલ છે,
આ દેશના આદિ ઉદયનું, મૂલશંકર મૂલ છે. ૧૦

---

સત્યસનાતનવેદધર્મના પુનરુદ્ધારક તત્ત્વવેત્તા મહર્ષિ દયાનંદ સરસ્વતીનો જન્મ મોરબી પાસેના ટંકારા ગામમાં થયો હતો. જાતે ઔદિચ્ય વિપ્ર હતા. નામ મૂળશંકર હતું. બાલ્યકાળમાં જ સંસારત્યાગી પ્રભુપદ પામવા સત્યની શોધ કરી, પૂર્ણ બ્રહ્મચર્ય પાળી સમસ્ત શાસ્ત્ર અને વેદોનું મનન કરી ભારતના તમામ વેદવિરુદ્ધ ધર્મનું માર્મિક ખંડન કરી ફરી ભારતવર્ષનો ઉદય કરવા એમણે સંન્યાસદીક્ષા લીધી હતી. એમના પવિત્ર જ્ઞાનપ્રકાશથી ભારતમાં ખળભળ મચી ગઇ, અને જનતાએ તેમને એક પૂર્ણાનુભવી મહર્ષિ તરીકે વધાવ્યા. આર્યસમાજ એ એમની ઉજ્વળ કીર્તિની પ્રશસ્તિ છે. એમનું જીવન ઘણું ચમત્કારી અને જ્ઞાનમય છે. ભારતના આદિ ઉદ્ધારક તે મહર્ષિ દયાનંદ સરસ્વતીનું અવસાન દિવાળીને દિવસે જ સંધ્યા સમયે થયું હતું. ઈશ્વરની અકળ ગતિ છે!

# કુલિનતા—અકુલિનતા.

લેખક:—ભદ્રશંકર મંછારામ ભટ્ટ.
અધિપતિ—મોઢ ચંદ્રોદય અને પૂર્ણિમા, કતારગામ.

લગ્ન જેવા રિવાજ પર તો માણુસ જાતિનું અસ્તિત્વ ટકેલું છે, તથાપિ પોતાના અસ્તિત્વ સાથે સંબંધ ધરાવતા આવા પ્રમુખ-આવશ્યક અને અનિવાર્ય રિવાજ સંબંધી હાલ પ્રચલિત છે એવી ને એટલી બધી હલકી, એટલી બધી નીચ માન્યતાઓ શી રીતે થઇ ગઇ ! લગ્ન એટલે માણુસ જાતિના અસ્તિત્વનો આધાર. લગ્ન એટલે માનવીની મહત્તા મેળવવાનો માર્ગ. લગ્ન એટલે આદર્શો ઉગાડવાનું અને પોષવાનું ક્ષેત્ર. લગ્ન એટલે પ્રજાનું ઘડતર અને સંસ્કરણ. લગ્ન એટલે માનવધર્મ અને માનવકર્મનો વિકાસ. લગ્ન એટલે આવું આવું શ્રેષ્ટતમ અને ઉચ્ચત્તમ. જ્યારે લગ્નનો આધુનિક ખ્યાલ વિલાસ અને ઉપભોગનો માર્ગ, વ્યાપાર અને દલાલીનું સાધન, ઢીંગલા ઢીંગલીની રમત, અને એવું એવું નીચત્તમ અને કનિષ્ટત્તમ !

એવા અનેક નીચ ખ્યાલોમાં કુળાભિમાનના ખોટા ખ્યાલે તો દાટ વાળ્યો છે. એવા ખોટા ખ્યાલનું પોષણ કરી માનવસમાજની પ્રગતિમાં અવરોધ આણવાનું મહા પાપ કરવામાં આવ્યું છે, એટલું જ નહિ પણ એ ખ્યાલનું પોષણ કરનારાઓએ પોતાનામાં વિચારશક્તિનો અભાવ, દીર્ઘદષ્ટિની ખામી, સામાજિક વિષયને ઓળખવાની અજ્ઞાનતા અને દેખીતી આંખે આંધળા હોવાની નીચતા દેખાડી આપી દુનિયા સમક્ષ પોતાની ખ્યાતિ બનાવી દીધી છે. હા, કુલનતા લગ્ન જેવા મહા આદર્શમય સંબંધ માટે અત્યાવશ્યક છે. તેની કોઈથી ના પાડી શકાય એમ નથી. પણ કુલિનતાનો અર્થ શો ? કુલિનતા એ તો માણુસનો એક સદ્‌ગુણ છે શુદ્ધ આચાર અને શુદ્ધ વિચાર. પ્રમાણિકતા, નિષ્કપટ અને નિસ્વાર્થવૃત્તિ, બંધુપ્રેમ અને સાલસ સ્વભાવ એવા સદ્‌ગુણો જેનામાં હોય તે કુલિન. શ્રીમંતાઇ અને અગ્રેસરપણું કુલિનતા માટે અત્યાવશ્યક હોય એવું કાંઇ નથી. શ્રીમંત કરતાં ગરિબમાં કુલિનતા વધુ હોઇ શકે. અગ્રેસર કરતા સામાન્ય માણુસમાં કુલિનતા વિશેષ રૂપમાં હોઇ શકે

ગણવામાં આવતો. આમ બ્રાહ્મણનો પુત્ર ક્ષત્રિય કોટીમાં જતો, અને શૂદ્રનો પુત્ર બ્રાહ્મણ વર્ગમાં જતો તાત્પર્ય સર્વથા જ્ઞાન અને અને અનુભવજન્ય સંસ્કારો વડે જ માણસની કીંમત અંકાય છે, જન્મના સંસ્કારો જોવાની કાંઇ જરૂર રહેતી નથી. એજ ખરી હિતકર પ્રણાલિકા હોઈ શકે.

ટુંકામાં કુલિનતા જન્મ પર આધાર રાખતી નથી. તેમજ બાળવયમાં પણ કુલિનતા પારખી શકાતી નથી. કુલિનતા તો પ્રૌઢ વયમાંજ પારખી શકાય. એથી જ બાળવયમાં સંબંધ બાંધવાની પ્રણાલિકા તદ્દન અહિતકર છે લગ્ન સંબંધ તો પ્રૌઢ વયમાં જ બાંધી શકાય. જે વખતે માણસની કીંમત બરોબર આંકી શકાય. કુલિન થવાનો પ્રત્યેક માણસનો હક્ક છે તેમાં જન્મ કાંઇપણ બાધ લાવી શકે નહિ. પ્રત્યેક માણસ પોતાના ગુણોને કેળવી કુલિનતા પ્રાપ્ત કરી શકે છે, અને એવા ગુણોવાળાને જે કુલિન કહેવાની પણ આનાકાની કરે તે મૂર્ખની કોટીમાં જ ગણાય છે. તાત્પર્ય કે હાલમાં કુલિનતા સંબંધી જે ખોટા ખ્યાલનું પોષણ થઇ રહ્યું છે તેથી સમસ્ત માનવજાતિને અનેક પ્રકારની હાની થઇ રહી છે. સમાજનું નિકંદન વળી રહ્યુ છે. ઘણા સારા યુવકોને એકલવાયું જીવન દોરવવું પડે છે અને એથી સમાજના વસ્તી પ્રમાણમાં જબરી અસર થાય છે. તે સાથે ગમે તેવા જોડાંઓને ગોઠવી દઇ સામાજિક સ્થિતિમાં જબરો અવનતિકારક પ્રહાર કરવામાં આવે છે માણસ માત્ર સમાન છે. માણસમાં ન્હાના મ્હોટાના અંશ હોઇ શકે જ નહિ. એ સધળી ખોટી માન્યતા છે. પ્રત્યેક માણસ અમુક અંશે મોટો અને અમુક અંશે નાનો છે. એથી કોઇને કુલિન અને કોઇને અકુલિન માનવામાં પોતાની પરીક્ષાશક્તિની બડાસ જ કહેવાય. માણસ માત્રની કિંમત પોતાની સ્થિતિ ઉપર આંકી શકાય. એથી કોઇને પરણવાનો અને કોઇને ન પરણવાનો હકક આપનાર આપણે કોણ ? સમિષ્ટિનું સામાન્ય હિત તપાસતાં કોઇ પણ સાંગોપાંગવાળો યુવક જેણે સારી કેળવણી મેળવી હોય, સારી બુદ્ધિવાળો હોય, સારી સ્થિતિવાળો હોય, પરિવારનુ પોષણ કરવાની શકિતવાળો હોય, એવો એક પણ યુવક પોતાના જ કાંઇપણ વાંક વિના કે તેને પોતાને જ પરણવાની મરજી ન હોય તે સિવાય અવિવાહિત રહે તો તેમાં સમાજના અગ્રસરનો સમાજના લોકોનો ભારે દોષ છે. પિતા, પિતામહ કે પ્રપિતામહ, માતામહ કે પ્રમાતામહના કોઇક અનિષ્ટ કર્મને લીધે જ માત્ર સર્વ પ્રકારે યોગ્ય એવા યુવકોને મરણ પર્યંત એકલવાયું જીવન ગાળવું પડે એ બુદ્ધિને ઠોકર મારવાનું મૂર્ખ પગલું જ સમાજના અગ્રેસરોનુ હોઇ શકે. સર્વ પ્રકારે યોગ્ય એવા બીજા ઘણા મંડાતા ટીંગલા કે બુદ્ધાઓ કરતાં વિશેષ યોગ્ય એવા યુવકો માત્ર કુલિનતાના ખોટા ખ્યાલને લીધે અવિવાહિત રહે તો તેમાં સમાજની દુર્દશા, અધમાવસ્થા, સમાજનો લય લાવવાનું મહા પાપ સમાજના કહેવાતા અગ્રેસરોને જ શિરે છે. વસ્તુતઃ કુલિનતા અકુલિનતાનો ભેદ ટાળી સર્વ હિતકર પ્રણાલિકા યોજવાની પ્રધાન ફરજ આ સમયે આગેવાનોની છે. અને આગેવાનો ન કરે તો પ્રત્યેક વ્યકિતએ એ ખોટા ખ્યાલમાં નહિ તણાતાં સમષ્ટિને અવનતિ તરફ જતાં બચાવી લેવાનો ઉપાય પોતે જાતે શોધી લેવાનો છે. ઇતિ.

---



# જાગૃતિ.

ગોકુળદાસ દ્વારકાંદાસ રાયચુરા.

( સીતા રામનાં સંતાન—એ રાગ. )

અજબ જાગૃતિ દિસે,
અજબ ચેતના દિસે;
ગાજે અવાજ આજ વિશ્વનો.

વ્યકિત, જ્ઞાતિ ને સમાજ રાષ્ટ્ર આજ જાગશે,
રાષ્ટ્ર રાષ્ટ્ર ખંડ ખંડ ભેદ સર્વ ભાંગશે;
લોક લોકને વિષે,
અજબ ભાવના દિસે;
ગાજે અવાજ આજ વિશ્વનો.

પ્રેમના પ્રકાશ પૂર્ણ ગૃહે ગૃહે પધારતા,
એકતાના સૂર સર્વ દિલે દિલે બિરાજતા;
જગત્ જાગતું દિસે,
ઐકયભાવના વિષે;
ગાજે અવાજ આજ વિશ્વનો.

જાગૃતિના ઘંટનાદ દેશમંદિર વાગતા,
સન્ત ને મહન્ત જાગી જગતને જગાડતા;
ધન્ય યુગ આ દિસે,
નૂતનભાવના વિષે;
ગાજે અવાજ આજ વિશ્વનો.

અજબ જાગૃતિ દિસે,
અજબ ચેતના દિસે;
ગાજે અવાજ આજ વિશ્વનો.



# આત્મજ્ઞાન.

લેખક—પંડિત મયાશંકર શર્મા—ગુરૂકુળ—અંધેરી.

જીવન અને મરણ શી વસ્તુ છે? આ પ્રશ્નનો ઉત્તર આપતાં પહેલાં એવી શંકા ઉત્પન્ન થાય છે કે એ પ્રશ્નની શી આવશ્યકતા છે? દરરોજ કોઇપણ રીતે પ્રયત્ન કરવો અને તેના બદલામાં જે કંઇ મળે તેનાથી નિર્વાહ કરવો એટલામાંજ કૃતકૃત્યતા સમાવિષ્ટ છે. આથી વધારે અદ્રશ્યને માટે પ્રયત્ન કરવો એ આકાશ માપી કાઢવાનો પ્રયત્ન છે. આ શંકા તદન અસ્થાને છે. જો સંસારમાં ઉન્નતિ જેવી કંઇ વસ્તુ જ ન હોત, અથવા ઉન્નતિ મેળવવાનાં સાધનો જ ન હોત તો એવી શંકાની કંઇક કિંમત અંકાત. પણ દરેક વસ્તુની ઉન્નતિનો ક્રમ આપણે અહર્નિશ અનુભવીએ છીએ. બીજમાંથી અંકુર અને અંકુરમાંથી વૃક્ષ થાય છે. જે ક્ષેત્રમાં ધાન્ય ઓછું પાકતું હોય તેમાં ખાતર પૂરી પૂર્ણ ઉપજાવ શક્તિવાળું બનાવી શકાય છે. ક્ષીણ અને રોગી બાળક ઔષધ આદિનું સેવન કરી નીરોગી અને ઉત્તમ નવયૌવનમાં ખીલેલું મનુષ્ય થઇ શકે છે. કળીમાંથી ફુલ અને ફુલમાંથી ફળ થાય છે. જે એક વખતે જંગલી પ્રજા કહેવાતી હતી તે આજે સંસારમાં ઉતમ સુધારક અને નાગરિક ગણાય છે. આ બધા ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે જગતમાં ઉન્નતિ છે અને ઉન્નતિનાં સાધન પણ છે. જગતમાં આવો ક્રમ હોવા છતાં આપણો ઉદ્દેશ કેવળ પેટ ભરવામાં જ સમાય તો આપણે પશુ કરતાં કોઇ પણ રીતે ઉંન્નત અવસ્થામાં નથી. આપણે નિત્ય સંધ્યા કરીયે છીએ તેમાં પણ પ્રભુ આપણને ઉન્નતિ તરફ પ્રયાણ કરવા ઉપદેશે છે. धियो यो नः प्रचोदयात्। હે પ્રભો અમને ઉત્તમ બુદ્ધિ આપો સત્કર્મમાં અમારી બુદ્ધિને પ્રેરો, જેથી અમે ઉત્તમ કર્મ કરી શકીએ. જીવન અને મરણના સ્વરૂપને યથાર્થ સમજવામાં આપણી સાચી ઉન્નતિનો પાયો છે.

પ્રાણી માત્રને મરણ કરતાં બીજી કોઇ પણ વસ્તુ વધારે ભયપ્રદ નથી. બંદુકની ગોળી મને વાગે તો હું મરી જાઉં, તરવારનો ઘા પડે તો હું મરી જાઉં. ખાવા ન મળે તો હું મરી જાઉં. આ ગુલામી છે છતાં જો હું તેને ન નીભાવું તો હું મરી જાઉં. આ અસત્ય છે, જુઠું છે. પાપ છે, પણ જો હું તે ન આચરું તો

મારા બાળબચ્ચાં ખાય શું ? અને હું હેરાન થઇ મરી જાઉં. આ ભયથી ભણેલા અને અભણ બધાં મનુષ્યો એક પ્રકારની ઉન્માદ અવસ્થા ભોગવે છે સંસારમાં જેટલું કંઇ થઇ રહ્યું છે તેમાં મરણના ભયનો હિસ્સો ઘણો છે માણસોને મરણથી સર્વદા દુર રહેવું ગમે છે તેથી જ જીવનને પકડી રહ્યાં છે. ગમે તેવું ગંદું હોય પણ જીવવું સારૂં. સ્વવૃત્તિથી પણ જો જીવન નીભાવી શકાય તો સારૂં. ગુલામ બનીને પણ જીવી શકાય તો સારૂં. જીવતો નર ભદ્રા પામશે. આ છે આજકાલની આપણી ભાવના. આ ભાવના આપણને નિર્બળતા સિવાય બીજું કશું આપતી નથી. આ ભાવનાએજ આપણી પાસેથી મનુષ્ય તરીકેના હક્કો ઝુંટવી લીધાછે. મૂઢ અને કાયર મનુષ્યો એ મનુષ્ય નથી. **मत्वा कर्माणि करोति स मनुष्यः** વિચારીને જે કાર્ય કરે તે મનુષ્ય. પરિણામનો વિચાર કર્યા વગર કેવળ જીવવાના ઉદ્દેશથી જ જે માણસ પ્રયત્ન કરે છે તેઓ તો બીજાનાં સુખના ઉપકરણોજ બને છે. હાય આ ભાવના આર્યસંતાનોમાંથી ક્યાંથી આવી ? ગીતા જેવા પવિત્ર ગ્રન્થો હોવા છતાં આવી ભયંકર આસક્તિ ક્યાંથી ઉદ્ભવી ! શું આર્યમહર્ષિઓનો જ્ઞાનગઢ એવો જર્જરિત છે કે જે ફુંક મારવાથી ઉડી જાય ! આર્યજગતમાં આ અનાર્ય ભાવના કેમ ઉત્પન્ન થઇ ? અરે ! જગગુરૂના આર્યોની અમરવાણી સંસારને જીવન અને મરણના પાઠો શીખવતી હતી. તે વાણી આજે આર્યોને ઓળખતી પણ નથી આર્યો એ અમૃતસંચારિણી ભગવતી ભારતીને તદ્દન ભૂલી ગયા છે. **देहिनित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।** એ ભાવનાનું જ્વલંત જીવન કયા દેહીમાં છે ! એના ઉપર વિશ્વાસ રાખી આજ કોણ વર્તી શકે છે ? તત્વજ્ઞાનના પુસ્તકનો વિચાર કર્યા પહેલાં આપણે એક કવિના વચનનો વિચાર કરીએ કે તે આપણને મરણ અને જીવન વિષે શું કહે છે ! કે જે મરણનો આપણને બહુ ભય છે અને જે જીવનનો આપણને બહુ લોભ છે.

**मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः ।** કવિ કુલશિરોમણિ કાલિદાસ લખે છે કે મરણ એ આત્મ ની પ્રકૃતિ અર્થાત્ સ્વભાવ છે, અને જીવન એ આત્માનો વિકાર અર્થાત્ આત્મામાં રહેલું મિથ્યા જ્ઞાન છે. આત્માની પ્રકૃતિ એટલે આત્માનું સ્વરૂપ અને એનું જ નામ મરણ. જેનાથી આપણને ભય લાગે છે તે શી વસ્તુ છે ? આત્મા જેનાથી ભય પામે છે તે આત્મા સિવાય બીજી કઇ વસ્તુ છે ! શરીર ઈંદ્રિય અને મનથી આત્માનું જે જુદા પડવું તેનું નામ મરણ. અને શરીર ઈંદ્રિય અને મન સાથે આત્માનું જોડાણ તેનું નામ જીવન અથવા જીવવું તે. શરીરાદિ સાથે જો આત્મા ન જોડાય તો આત્મા પોતાના જ સ્વરૂપમાં રહે છે. શું આત્મા પોતાના જ સ્વરૂપથી ભય પામે છે ! નહિ. એ કદિ સંભવે જ નહિ. " **द्वितीयाद्वै भयं भवति** " ભય હેતુ પોતાનાથી અતિરિક્ત જ હોવો જોઇએ. " **तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः** "

ઉપનિષત્કાર કહે છે કે આત્મજ્ઞાનીને મોહ કે શોક રહેતો નથી. હું કોણ છું એવું આત્મજ્ઞાન ન હોવાને લીધે અર્જુને કાયર માણસની માફક હથીયાર છોડી દીધાં હતાં અને એ સ્વર્ગ નરકની ભાવનામાં તણાવા લાગ્યો. સંસારમાં અન્યાય, અધર્મ અને ઇર્ષ્યાની થતી વૃદ્ધિની ઉપેક્ષા સ્વધર્મને-ક્ષત્રિય ધર્મને તિલાંજલિ આપી રથમાં નીચું મુખ રાખી બેસી ગયો અને ભિક્ષુક થવા તૈયાર થયો. પણ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે તેને પ્રતિબોધ આપી આત્મા શી વસ્તુ છે તે સમજાવ્યું કે હે અર્જુન ! સ્વર્ગ અને નર્કની માયિક કલ્પનામાં ફસાઇ તું સ્વધર્મથી ભ્રષ્ટ ન થા. જો દુર્યોધ ! પોતે પાપી છે તો તેણે પોતાનો ઉદ્ધાર પોતે જ કરવો જોઇએ.

"उद्धरेदात्मनात्मानम्" દુર્યોધનનો પુત્ર મરેલા દુર્યોધનને અધોગતિમાં જતાં કોઇ પણ રીતે અટકાવી શકશે નહિ. કોણ પીંડ આપશે ! એ તારો પ્રશ્ન અવિપાશ્ચત્ લોકોએ ઉચ્ચારેલી પુષ્પિત-પ્રલોભક વાણીના સંસ્કારનું પરિણામ છે. એવી અર્થવાદાત્મક વાણી ઉપર તથ્યતાનો વિશ્વાસ રાખનારાઓમાં કામવેગનો અગ્નિ સળગતો હોય છે. એવા લોકોની બુદ્ધિ આત્માનો નિશ્ચય કરવાને વ્યવસાયાત્મિકા થઇ શકતી નથી. જ્યારે આ મોહકલિલ તારી બુદ્ધિમાંથી નીકળી જશે ત્યારે તને ખરૂં ભાન થશે, માટે ઉભો થા. "नियतं कुरु कर्म त्वं" તારે ભાગે પડેલું કર્મ તારે કરવું જ જોઇએ. કામરૂપ શત્રુનો નાશ કરી નિશ્ચિન્ત થઇ યુદ્ધ કર. અન્યાય દૂર કરવા માટે યુદ્ધ કરવું તે પોતાના અને પરકીય આત્મામાં શુદ્ધિ ઉત્પન્ન કરે છે. જ્યારે ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે અર્જુનને આત્માનું ખરૂં સ્વરૂપ સમજાવ્યું ત્યારે તેણે કહ્યું કે **नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत।** મારૂં અજ્ઞાન દૂર થયું છે. અને તમારી કૃપાથી હું મને ઓળખી શક્યો છું. હવે હું તમારૂં વચન પાળીશ એમ કહી લડવા તૈયાર થયો.

એક મડદાને અને એક રોગીને જોઇ મહાત્મા બુદ્ધને મરણનો ભય લાગ્યો કે શું મારે માથે પણ મરણ છે ? શું હું પણ ઘડપણની યંત્રણા ભોગવીશ ? આ શું ! આનાથી કેમ બચી શકાય ? આ પ્રશ્નોએ એ મહાત્માને પુરેપુરા મુંઝવ્યા અને છેવટે સ્ત્રી અને બાળબચ્ચાંને રડતાં મુકી વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરી તેઓ જંગલમાં ગયા અને તપશ્ચર્યા કરી. એ દયામૂર્તિને બીજો ઉપાય ન મળ્યો.

મહારાજ જનકને આ પ્રશ્નો મુંજવી શક્યા નહિ. સંસારમાં રહેવા છતાં અસંગ કેમ રહી શકાય છે એનું જ્ઞાન તેમને વેદાંતમાં મળ્યું હતું. **मिथिलायां प्रदग्धायां न मे दह्यति किंचन ।** મહારાજ જનકને નોકરે આવી કહ્યું કે "મહારાજ ! રાજમહેલમાં આગ લાગી છે. મહારાજે ઉત્તર આપ્યો કે "મિથિલા બળે છે તેમા મારૂં શું બળે છે ? મિથિલા કોનો ? " **कस्येदं धनं** ? આ ધન કોનું ? અર્થાત્ સર્વ જડ જગત્નો અધિષ્ઠાતા પરમાત્મા છે. હું તો ત્યાગ-

ભાવથી જ સંસારમાં રહી ધર્મ આચરી શકું છું. હું ગૃહસ્થ છું, ક્ષત્રિય છું, પણ મારા પોતાના સ્વરૂપે હું એમાંથી એકે નથી. **गुणा गुणेषु वर्तन्ते इति मत्वा न सज्जते ।** એ ભાવનાથી મહારાજ જનક રાજ્ય કરતા હતા. સાચા આત્મજ્ઞાની હતા. મહર્ષિ શુક જેવાની આત્મશુદ્ધિના તેઓ પરીક્ષક હતા. આત્મજ્ઞાનના બોધક હતા, સત્યજ્ઞાનને લીધે જ તેઓ લોકસંગ્રહ કરી શકયા હતા.

**सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत ।**
**कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥**

જ્ઞાની માણસોએ અસક્ત થઇને લોકસંગ્રહ કરવો જોઇએ. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનો સહાધ્યાયી સુદામો બ્રાહ્મણ હતો. વિદ્વાન્ હતો, તે કંગાળ થયો; પણ પોતાના બ્રાહ્મણત્વનો ત્યાગ ન કર્યો. છેવટે પ્રભુએ એની સહિષ્ણુતાનું ફળ આપ્યું. **स्वधर्मे निधनं श्रेय:** । તે એનું નામ. કર્તવ્ય-કર્મ ઉપર આરૂઢ રહેવું એ આત્મજ્ઞાનવિહીન માણસોનું કામ નથી. સતીશિરોમણિ સીતાજી અને દમયન્તી આદિ મહાસતીઓએ આત્મજ્ઞાનને બળે જ વિપત્તિરૂપી ઝંઝાવાતમાં પોતાને બચાવી શકી અને સંસારમાં અમરકીર્તિ ફેલાઇ ગઇ. હાલમાં મહાત્મા ગાંધી પણ આત્મવિશ્વાસને લીધે જ આખા જગતને પોતા તરફ ઉન્મુખ કરી રહ્યા છે.

આવી રીતે દરેક માણસને કર્તવ્યોમાં નિયમિત ગતિશીલ બનાવતાં છતાં વિશુદ્ધ રાખનાર આત્મજ્ઞાન છે. જે આત્મજ્ઞાની છે તે જ ખરો કર્મયોગી થઇ શકે છે. કેટલાક લોકો કહે છે કે હિંદુસ્તાનીઓ આત્મજ્ઞાનના લોભમાં પડી ભૌતિક ઉન્નતિ કરી શકયા નહિ અને અને હજી પણ જ્યાં સુધી એ લોભ છોડશે નહિ ત્યાં સુધી ઉન્નતિ કરી શકશે નહિ. આ કથનને આપણે તો સત્ય માનીએ. જો જ્ઞાન અને કર્મનો વિરોધ હોય તો તેમ પણ નથી. જ્ઞાન તો કર્મનું આંતરિક સ્વરૂપ છે. જેમ નાડીઓમાં લોહી ફરે છે. તેમ કર્મની અંદર જ્ઞાનનો પ્રવાહ વહે છે. આત્મજ્ઞાન વગરનાં કર્મો આસુરી સંપત્તિ છે. જે લોકો આત્મજ્ઞાનની ઉપેક્ષા કરી ભૌતિક ઉન્નતિને આગળને આગળ ધપાવ્યે જાય છે તેઓના આત્માને કદિપણ શાંતિ મળતી નથી એવી ઉન્નતિથી લોકોને ખરું સુખ પણ મળતું નથી. એ ઉન્નતિની આસપાસ વિશુદ્ધ વાતાવરણ હોતું નથી. એ ઉન્નતિ દેવીની એક આંખ નરહત્યા અને પશુહત્યાથી હમેશાં લાલ થયેલી હોય છે. કર્મની ઉચ્છૃંખલતાને એ ઉન્નતિ રોકી શકતી નથી. અજ્ઞાની માણસો સામ્યને જાણી શકતાં નથી. ઘણા યુરોપીયનોના અને મુસલમાનોના તરસ્યા આત્માને વેદાંતે જ્ઞાનામૃત પાઇ શાંત કર્યા છે કે જે તરસને ભૌતિક ઉન્નતિ દુર ન કરી શકી. એ આત્મજ્ઞાન આજ ભારતવર્ષ પાસે કયાં છે ? બ્રાહ્મણો કે જેઓએ પ્રકૃતિરૂપી સમુદ્રને વલોવી જ્ઞાનામૃત કાઢ્યું હતું, તેઓનાં સંતાનો આજ કયાં

માગે તેટલા દાસ અને દાસીઓ આપું, માગે તેટલું આયુષ્ય આપું, સંસારમાં સૌથી તને ઉત્તમ બનાવું. પણ તું આત્મા જાણવાનો આગ્રહ ત્યજી દે" નચિકેતાએ ઉત્તર આપ્યો કે:—"તમે મને કેટલું આયુષ્ય આપી શકો? જે શરીર બન્યું છે ને તો એક વખત પડવાનું જ છે. ધનથી કે મને પૂર્ણ સંતોષ થયો હોય એમ મેં હજી સુધી સાંભળ્યું નથી, પણ અગ્નિમાં જેમ ઘી હોમવાથી અગ્નિ વધે છે તેમ ધન મળવાથી આશારૂપી અગ્નિ વધારે સળગી ઉઠે છે. એક ઇચ્છા પુરી થઇ કે તરત બીજી ઇચ્છા વળગે છે. જેટલું તમે આપી શકો તેટલું બધું અનિત્ય હોવાથી છેવટે એ બધું મૃત્યુનું જ છે, માટે એવી ઉપાધિઓથી આત્માને ન ઢાંકો. આત્મજ્ઞાન સિવાય મને સંતોષ થનાર નથી. આનું નામ છે વિવેક અને વૈરાગ્ય. કામ ક્રોધ અને લોભાદિના ઉછાળા ક્ષણે ક્ષણે પજવ્યા કરતા હોય. આપણો એમના ઉપર જરા પણ કાબુ ન હોય તે વખતે એમ કહેવું કે હું આત્માને જાણું છું, હું આત્માનું પ્રવચન કરૂં છું; હું આત્માનું શ્રવણ કરૂં છું. એ તદ્દન ખોટું છે. ભગવાન વારુણિ પિતા પાસે ગયા અને કહ્યું કે:—"પિતાજી! આત્મા શી વસ્તુ છે તે મને સમજાવો." વરુણે અન્ન, પ્રાણ, ચક્ષુ, મન અને વાણી એ પ્રમાણે કહી બ્રહ્મનું લક્ષણ કહ્યું કે:—"**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यत्प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्मेति।** જેનાથી આ બધાં ભૂતો ઉત્પન્ન થાય છે, જેના બળથી જીવે છે અને અને છેવટે જેમાં લય પામે છે તે બ્રહ્મ છે એમ તું સમજ." વારુણિ એટલે ભૃગુએ પિતા પાસેથી આ પ્રમાણે આત્માના લક્ષણનું શ્રવણ કર્યું, પણ ભૃગુનું શ્રવણ આધુનિક લોકોના જેવું શ્રવણ ન હતું. તેણે એ લક્ષણ ઉપર મનન કર્યું; "**स तपोऽतप्यत**" આ ઠેકાણે મનનનું નામ જ તપ છે.

**श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्य:।** પ્રથમ આત્માનું ગુરૂ પાસેથી શ્રવણ, પછી તેના ઉપર મનન કરવું, અને પછી આત્માનો સાક્ષાત્કાર કરવો.

**आगमेनानुमानेन ध्यानाभ्यासरसेन च।**
**त्रिधा प्रकल्पयन् प्रज्ञां लभते योगमुत्तमम्॥**

આગમદ્વારા શ્રવણ કરવું, મનન કરવું. અને પછી એકતાનતાથી નિત્ય ધ્યાન કરવું એ પ્રમાણે. અભ્યાસ કરવાથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. આ પ્રમાણે મનનરૂપ તપ કરી ભૃગુ અન્નને બ્રહ્મ તરીકે સમજ્યા, કારણ કે અન્ન ખાવાથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. અને અન્ન વડે જ જીવે છે અને છેવટે લય પણ તેમાંજ થાય છે, પરંતુ વધારે મનન કરવાથી તેને શંકા થઇ કે અન્ન તો અવિકારી છે. માટે તે શંકા દુર કરવાને ફરીથી તે પિતા પાસે ગયા. પિતાએ કહ્યું કે **तपसा ब्रह्म विजिज्ञासस्व।** તપ વડે આત્માને સમજો. ફરીથી તેણે તપ આદર્યું અને પ્રાણને બ્રહ્મ તરીકે સમજ્યા, પછી વિજ્ઞાનને અને પછી છેવટે આનંદને બ્રહ્મ તરીકે સમજ્યા. આત્માને આનંદ સ્વરુપે સમજ્યા પછી તેને સંતોષ થયો. આનું નામ તે શ્રવણ, મનન, અને નિદિધ્યાસન. વર્ષો સુધી કથા સાંભળીએ છીએ પણ મનન, નિદિધ્યાસન, વૈરાગ્ય આદિ ન હોય તો કશું પણ ફળ મળતું નથી. મહર્ષિ ગૌતમ, કણાદ, કપિલ, પતંજલિ, અને

વ્યાસ આદિએ એજ વેદાંત સમજાવ્યું અને તેઓ પોત પોતાના મનન સ્વરૂપે એક એક દર્શન બનાવી ગયા, જે દર્શનોની ખ્યાતિ આજ અમર થઈ ગઇ છે. એનું નામ છે શ્રવણ. આ પણ શ્રવણ આત્મસાક્ષાત્કારનો હેતુ થતો નથી તેથી આપણામાં ખરો કર્મયોગ પણ નથી. વર્ણાશ્રમ ધર્મનું આસક્તિ ત્યજી પાલન કરવું તેનું નામ છે કર્મયોગ. પ્રથમ આશ્રમ બ્રહ્મચર્યાવસ્થા છે. તેમાં જ્ઞાન અને બળ પ્રાપ્ત કરવાનું છે, પણ આજ તેના ઉપર કોણ લક્ષ આપે છે ? બાળકને જ્યારે બ્રહ્મચર્ય પાળવાનો ખરો વખત આવે છે તે જ વખતે માબાપ તેને પરણાવી દે છે. ઠીક છે. ધર્મ ક્યાં લાકડી લઇને મારવાનો છે ! પણ યાદ રાખવું જોઇએ કેઃ—

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति॥
धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः॥

અધર્મ એકદમ ફળ આપતો નથી પણ ધીમે ધીમે અધર્મ કરનારનાં સુખના મૂળ કાપી નાંખે છે. આજ આપણો દેશ દુનીયામાં અપમાન સહે છે તેનું કારણ આપણે આશ્રમ ધર્મ બરાબર પાળી ખરૂં બળ મેળવ્યું નથી તે છે. આપણે ધર્મનો નાશ કરીએ છીએ અને નષ્ટ થએલો ધર્મ આપણો નાશ કરે છે. મહર્ષિઓ કહી ગયા છે કે હજાર ગુરૂના જેટલી યોગ્યતા માતામાં છે, બલ્કે તેથી પણ વધારે છે. પણ આજકાલના અકર્મયોગીઓ કહે છે કે સ્ત્રીઓને ભણાવવીજ નહિ. પ્રાચીન સમયમાં સ્વામીશંકરાચાર્ય અને મંડનમિશ્રના વાદમાં મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતી અધ્યક્ષ સ્થાને હતાં. મદાલસાએ પોતાના પુત્રોને નાનપણથી જ આત્મજ્ઞાની બનાવ્યા હતા.

સતીશિરોમણિ તારા જેવી સ્ત્રી મહારાજ હરિશ્ચન્દ્રને હતી. ક્યાં આજકાલના અકર્મયોગીઓનો ગૃહસંસાર, અને ક્યાં પ્રાચીન આર્ય કર્મયોગીઓનો સંસાર! જ્યારે આપણે માતાને અબળા અજ્ઞાની અને તાડનની અધિકારિણી ગણીએ, શૂદ્ર તરીકે ગણીએ, ત્યારે તેની પ્રજામાં કર્મયોગનું બળ ક્યાંથી હોય? જેવું બીજ તેવું વૃક્ષ. કૌશલ્યા જેવી કર્મયોગિની સ્ત્રી રામ જેવા પુત્રને ઉત્પન્ન કરી શકે, એવા પુત્ર દેશને દુઃખમાંથી બચાવી શકે. અને રાવણ જેવા દેશને પજવનારા રાક્ષસોને દુર કરી શકે. ગીતામાં સ્પષ્ટ લખ્યું છે કે સ્ત્રી અને શૂદ્રો ગને પ્રાપ્ત થઇ શકે છે, અર્થાત્ તેઓ પણ આત્મજ્ઞાનના અધિકારી છે. આપણે તેમના હીનતા.ઉન્નતિનાં બારણાં બંધ કરીએ છીએ. આ છે આપણી અંદર કર્મયોગની આ હીનતા દુર કરી ખરા કર્મયોગી થવું જોઇએ, स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। કર્મયોગ કરનારને કોઇનાથી પણ ભય હોતો નથી, તેમજ આત્મજ્ઞાનીને પણ ભય હોતો નથી. આત્મજ્ઞાનની દ્દઢતા ઉપર જ કર્મયોગ અવલંબી રહ્યો છે, आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन।

—॥ इति ओम् ॥—

महाराजाधिराज रघुवंशचूडामणि

गौब्राह्मणप्रतिपाळ सत्यप्रतिज्ञ श्रीरामचंद्र.



मोढज्ञाति मूळवसति स्थळ.

मोहेरकपुरना आद्य महान् जीर्णोद्धारक, मोढकोमना इष्ट देवता.

श्रीमंत सरकार गुर्जराधिपति

महाराजा श्रीसयाजीराव गायकवाड.



मोढेराक्षेत्रना सांमत राजकर्ता.



# નર્મદાષ્ટક.

અનુવાદકઃ—લાલજી વીરેશ્વર જાની.

( નારાચ. )

સબિન્દુ સિંધુમાં જતું, તરંગભંગ શોભિતું
વિવિધ પાપના સમૂહને સદા પ્રજાળતું;
હરે કૃતાંતદૂત ભીતિ, વારિ માત શર્મદે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે ! ૧

જળે રહેલ જીવ જંતુને ય સ્વર્ગ આપતું,
હરે કલિ તણાં ય પાપ, સર્વ તીર્થમાં વડું,
સુમચ્છ, કચ્છ, નક્ર, ચક્રવાકને ય શર્મદે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે ! ૨

ધુએ વિશાળ નીરપૂરથી જ પાપ ભૂ તણું,
સમસ્ત પાતકારિ વારિ, વિશ્વ મધ્ય ગર્જતું;
મૃકંડપુત્ર મા ! ઉગારીયો, મહા લયે તમે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે ! ૩

ગઈ જ ભીતિ માહરી, નિહાળ્યું વારિ જે પળે,
સદાય સેવતા મૃકંડપુત્ર, શૌનકાદિ જે;
પુનર્ભવાબ્ધિ જન્મ ટાળી, દુઃખ બાળી શર્મદે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે ! ૪

પૂજાયલું અસંખ્ય કિન્નરો સુરો વડે સદા,
પવિત્ર નીર તીરમાં સુશીર પક્ષી ભાસતાં;
વસિષ્ઠ પિપ્પલાદિ કર્દમાદિને સુશાંતિદે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે ! ૫

નામ આપી શકીએ. હરેક મનુષ્યે હરેક કુટુંબે કે હરેક ગોળે નીતિના અમુક સિદ્ધાન્તો અને માર્ગો પોતાના કરી રાખેલા હોય છે. એવા ઘરમાં ઉછેરાતું બાલક પણ એજ સિદ્ધાન્તો અને માર્ગોને અમુક વયનું થતાં સુધીમાં તો વળગી રહે છે. સ્વનિર્દિષ્ટ માર્ગે ચાલી રહેલા પોતાના બાલકને નિહાળી માબાપ અત્યંત હર્ષિત થાય છે, પ્રભુનો ઉપકાર માને છે અને પોતાના પુર્વજન્મના પુણ્યનો ઉદય પણ સમજે છે. પોતાના બાલકને બાંધી આપેલી હદની બહાર જતો અટકાવવા તેઓ અનેક પ્રયત્ન કરે છે.

શિક્ષણ શાસ્ત્રીઓએ સિદ્ધ કર્યું છે કે હરેક મનુષ્ય બુદ્ધિમાં સ્વભાવમાં અને માનસિક વલણમાં બીજા મનુષ્યથી કંઇને કંઇ અંશે જુદું જ હોય છે. આ તફાવતને પરિણામે હરેક મનુષ્ય બીજાથી સ્વતંત્ર વિચાર ધરાવતું હોય છે, અને એવા સ્વતંત્ર વિચારને જ્યારે પોષણ મળી જાય છે ત્યારે ત્યારે પોતાનો વિચાર તે આગળ લાવે છે અને પોતાના મંતવ્ય ઉપર ચાલવા પ્રયત્નશીલ થાય છે. આ નિયમથી અજ્ઞાત અને પોતાનાજ વાડામાં બાંધી રાખવા ઇચ્છતાં માબાપો જ્યારે ઉપર કહ્યું તેવું મનુષ્ય સ્વભાવનું સહજ પરિણામ પોતાનાજ બાલકમાં જુએ છે ત્યારે તેઓ અધીરા થઇ જાય છે, અને વસ્તુસ્થિતિનો બીલકુલ ગ્રાહ નહિ હોવાથી પોતાના બાલકે ગ્રહેલા માર્ગને અનીતિમય અને અમંગળકારી ગણે છે. પોતાનીજ બુદ્ધિને અને સર્વોત્તમ લાગણીઓને અનુસરીને ચાલવાની અનુજ્ઞા જ્યારે બાલક માગેછે ત્યારે તેને સ્વછંદી અને અનાજ્ઞાશીલ ગણી કાઢવામાં આવે છે. પરંતુ તેવે વખતે માબાપો શાંતિથી વિચારી જોતાં નથી કે પોતે સ્વીકારેલા પંથની હદ પોતાનું બાલક હવે ઓળંગી ગયું છે. પોતે બાંધી આપેલી મર્યાદા તેને હવે બહુ સાંકડી ભાસે છે. અને તેથી તેને એ હદની બહાર વિચરવા દેવામાંજ લાભ અને શુભ છે. પરંતુ અફસોસની વાત છે કે જડવાદે અને આપખુદ સ્વભાવે આપણા ઉપર એટલું મોટું સામ્રાજ્ય મેળવ્યું છે કે આપણે આપણી નિર્મળ દૃષ્ટિ અને વિશાળ અંતર ગુમાવ્યાં છે અને બદલામાં સંકુચિત વૃત્તિના મલિન અંતરના અને કઠોર હૃદયના આપણે થઇ ગયા છીએ. ઇતિ



# વિભુ પ્રાર્થના.

(તોટક.)

૧

જળમાં સ્થળમાં સહુ અંતરમાં,
વિભુ વાસ વસે વન વાદળમાં;
સઘળે કૃતિઓ તમ નીરખીએ.
જગદીશ પિતા તુજને નમીએ.

૨

સચરાચર છો વિભુ શાસ્ત્ર કથે,
અખિલેશ નમું તમને હરખે;
મતિ દો શુભ વંદન આચરીએ.
જગદીશ પિતા તુજને નમીએ.

૩

સહુ સૃષ્ટિ તણા વિભુ ધારક છો,
પિતુ માત નિયામક પાલક છો;
તમ આશ્રય ભીતિ નહિ જરીએ,
જગદીશ પિતા તુજને નમીએ.

૪

વિભુ આપ વિના કંઇ ખાલી નહીં,
શરણાગત-વત્સલ આપ મહીં;
ક્ષણ એક ન ઈશ્વર વીસરીએ,
જગદીશ પિતા તુજને નમીએ.

૫

સ્તુતિ બાળકની પ્રભુ ધ્યાન ધરો,
કરૂણા કરીને દિલ શાંત કરો;
ઉર ઉઘડનાં સત પરખીએ,
જગદીશ પિતા તુજને નમીએ.

મિત્રાલ. ચુનીલાલ લલ્લુરામ ત્રિવેદી.

સુતાઓને 'स्त्री शूद्रो नाधीयताम्'ના અજ્ઞાન–કુહરે ઢાંકી દેવામાં આવી છે. પદ્મિનીની પુત્રીયોને પાપિણી કહી તિરસ્કારી કાઢી છે. દમયંતીની દુહિતાનું દમન કરવામાં આવે છે. અને છતાં પણ ભારતનિવાસીઓ પોતાને પ્રભુના પ્યારા ગણી ધર્માત્મ નો ઢોંગ કરી જગતને છેતરી રહ્યા છે. વૈદકધર્મના આ દર્શનો નાશ થતાં જ નારીઓ તો પીંજરાનું પંખી બની ગઇ છે. પોતાનું સત્ત્વ જાળવવા માટે કે અભ્યુદય કરવા માટે જાણે નારીઓ લાયક જ નથી? કેટકેટલા અત્યાચારો આ અબળાઓ ઉપર કરવામાં આવે છે! કેટકેટલાં બંધનોથી આ ગરીબડી ગાયોને બાંધી લેવામાં આવી છે!

પુરૂષોની પાશવિક પિપાસાને શાંત કરવાનું સાધન આ નારીને માનવામાં આવી. સ્ત્રી એટલે ઘરની દાસી સ્ત્રી એટલે પુરૂષનું રમકડું, સ્ત્રી એટલે નરકનો ખાડો. આમ વારંવાર સાંભળવામાં આવે છે.

એક તરફથી શાસ્ત્રકારોએ સ્ત્રીની પ્રતિષ્ઠા જાળવવા માટે મોટાં મોટાં માનનાં વાક્યો રચી જગતને ચેતવણી આપી. સતીઓનાં ચરિત્ર લખી પોતાની કલમની કરામત કેળવી તો બીજી તરફથી કલિકાલના ધર્મનેતાઓએ એ નારીને નીચ દુષ્ટ કહી ધિક્કારી તિરસ્કારી. અને અહીં સુધી કહેવામાં આવ્યું કે નારી એ માયાકરંડી છે. નરકની હંડી છે તપને બગાડનારી છે, સુકૃતને બાળનારી છે, નરોનો નાશ કરનારી છે. અને પાપની પેટી છે, કોઇએ કહ્યું કે નારીજાતિનો વિશ્વાસ જ કરવો નહિ, તો કોઇએ ગાલ વગાડયા કે નારી નરને નરકમાં લઇ જનાર છે. સંસાર સાગરને તરવા જતાં વચમાં આ નારી રૂપી ગ્રાહ, નરને પકડી લે છે तिय छवि छाया ग्राहिनी " વિગેરે વિગેરે.

આપણે જાણીયે છીયે કે કોઈ મનુષ્ય સર્વથા નિર્દોષ હોતો નથી. એક સ્ત્રી દુષ્ટ હોવાથી શું સમસ્ત નારીઓ દુષ્ટ કહેવાય? અને તેવા દુષ્ટ સ્વભાવના નરો શું સમાજમાં નથી વસતા! શું કેવળ આવી અનુચિત નિંદા સ્ત્રીઓની જ કરવી ઘટે છે! અમારૂં તો માનવું છે કે નારીઓ સ્વતઃ કઇ અનર્થકારિણી નથી, એ પુરુષે પોતાનું કર્તવ્ય સમજી જાય. આજ હજારો ઉદાહરણો પુરૂષનાં અત્યાચારનાં મળી આવે છે. મહામૂર્ખ, વ્યસની, પાપી, દુરાચારી અને નીચતમ કૃત્ય કરનારા પુરૂષો કયાં સમાજમાં ઓછા છે? તો પછી આવી રીતે એકદમ સ્ત્રીજાતિનું ઘોર અપમાન કરવા તૈયાર થવુ એ શું બુદ્ધિમત્તા છે? નારીઓ તરફની આવી ધૃણા-દૃષ્ટિ, આવાં નિંદક વાક્યો જ્યારે કોઇ ભણી–લખી બ્હેન જોતી હશે ત્યારે તેનાં મનમાં તો જરૂર હોળી સળગતી હશે? પાપી પુરુષોએ નારીજાત ઉપર ઘોર અત્યાચાર કીધો છે. મ.ગો. ખરેખર રાક્ષસ રૂપે જ અવતર્યા છે. એક આ ચોપાઇ તો ઘણી જ પ્રરૂઢ છે.

"ढोर गमार शूद्र पशु नारी। ए सब ताड़नके अधीकारी॥
હો સાંભળો, કાન ઉઘાડીને સાંભળો બ્હેનો! તમે સાવિત્રીની બ્હેનો મટી ઢોર ગમાર અને શુદ્રની સાથે થઇ ગઇ છો, છિ!! ધિક્કાર પુરૂષોની અધમતાને અને આટલી ક્ષુદ્રતાને! આટલી સ્વાર્થપરાયણતા! મર્યાદાપુરુષોત્તમની પત્ની સીતા રાવણના ત્રૈલોક્યના પ્રભુત્વને લાત મારી અશોકવાટીમાં પતિવ્રતધર્મ પાળી રાક્ષસીના સહવાસમાં છતાં ભારતનું મુખ ઉજાળે તે સીતા નારીજાતિમાં જ પેદા થઇ હતી. યમના હસ્તમાંથી મરેલા પતિને છોડાવનારી દેવી સાવિત્રી તો સ્રીરત્ન જ હતી. પોતાનું સતીત્વ જાળવા માટે અગ્નિકુંડમાં સ્વાહા થનારી ચિતોડની પદ્મિની કોણ હતી? આમ છતાં પણ નારી પશુ ગણાય! કેવળ નારી માર ખાવા જ સરજાઇ છે? છિઃ!

અને શૂદ્રો પણ શું તમારો ગુલામપટ્ટો લખાવી આવ્યા છે! ખરેખર પુરાતન મુનિઓના અભાવે કલિયુગના નીચ ધર્મધ્વજીઓએ આપણા ભારતીય પવિત્ર આદર્શને કાળો કરી મુકયો છે. ધર્મના પ્રત્યેક માર્ગમાં કાંટા વેરી ખળભળાટ મચાવી દીધો છે.

श्रेयःस्थानी ब्रह्मवर्याः फलानी
पुष्पाप्युच्चैः क्षत्रियाः सत्त्वनिष्ठाः।
स्कंधारुढा वैश्यजाताश्च शूद्राः
शूद्रो मूलं वर्णवृक्षस्य तस्मात्॥ *

અર્થાત્—બ્રાહ્મણો ફળ છે, ક્ષત્રિઓ પુષ્પ છે; વૈશ્યો શાખા અને થડ છે, અને શૂદ્ર એ આ વર્ણરૂપી વૃક્ષનું મૂળ છે. સર્વ જાતિનું મૂળ શૂદ્ર જ છે શૂદ્રમાંથી જ બધી જાતિઓ આવી છે. પણ આવા નિર્મર્યાદ લેખકોને કોણ રોકી શકે? આવી કાલિમા કયારે દૂર થશે? ભારત ફરી કયારે ભારત થશે?

નારીને શાસ્ત્રકારોએ દેવી ગણી છે. આજે પુરૂષોએ એને ભૂતડી બનાવી દીધી છે નારીને શિક્ષાથી વંચિત રાખી છે. જ્ઞાનથી અજાણી રાખી છે. ધર્મથી અબોધ રાખી છે, અને બુદ્ધિથી બાર ગાઉ લઇ ગયા છે.

પોતાનો પતિ પાંગળો હોય, પાપી હોય, દુરાચારી હોય, અંધ હોય, બધિર હોય, છતાં પણ સ્રીએ તેને ઇશ્વર તુલ્ય ગણવો આવી શાસ્ત્રની આજ્ઞાને ન જાણતાં છતાં પણ તેવી રીતે વર્તનારી નારીઓને ધિક્કાર ખમવો પડે. અને પુરુષના પામરતા તો જુઓ! પુરુષો તો શાસ્ત્ર જાણે છે, ગ્રંથો વાંચે છે, પણ કેટલા આચારણમાં મૂકી શકે છે? કેટલા પોતાનું કર્તવ્ય જાણે છે! આ પામરો શુ કરશે? અરે! નમો એ નારીને કે જેણે શ્રીરામ,

---

* મારા અપ્રકાશિત "ધર્મવીર વિજયમ્" નામના સંસ્કૃત નાટકમાંથી ઉધ્ધૃત. લેખક.

કૃષ્ણ, ભીષ્મ, ધર્મરાજ, વ્યાસ, વાલ્મીકિ, વશિષ્ઠ, શંકર, બુદ્ધ, વિક્રમ, કાલિદાસ, દયાનંદ, તિલક અને ગાંધી જેવા વીરનરોને જન્મ આપ્યો. સ્વીકારો એ નારીઓની મહત્તાને, અને તેમને પણ હવે પારી સીતાની સાહેલીઓ થવા વખત આપો, આપણે પુરૂષો જ પશુ થયા છીએ. જરા વિચારો. પ્રભુ તરફ ધ્યાન રાખો. ગૃહમાં બાલકોનું લાલન પાલન કરનારી નારીઓને શિક્ષિત બનાવો. તેમને દેશનું અને ધર્મનું સાચું ભાન આપો. નારીઓ અત્યારે સીતા સાવિત્રીના ચરિત્રને ભૂલી ગઇ છે. કેવળ કયારેક કયારેક મૂર્ખ ભામટાઓના કહેવાથી બીચારી જાણેઅજાણે વડલા ફરતી આંટા મરે છે, ઝાળાંઝાંખરામાં દેવ માની કાંટામાં પડે છે, ખોટા વ્હેમ અને સ્વાર્થી દંભીઓની જાળમાં પડી પોતાનું સતીત્વ નષ્ટ કરે છે તેમને બચાવો. એમની વ્હારે ધાઓ.

પારસીઓમાં એક કથા કહેવામાં આવે છે:——

એક પતિ અને તેની સ્ત્રી સાથે જ મરી ગયાં ખુદાના દરબારમાં ગયાં. પતિ શિક્ષિત હતો તેણે કંઇક સારાં કામો કર્યાં હતાં. સ્ત્રી અભણ હતી. આખો દિવસ ઘરના કામકાજમા ગૂંથાઇ રહેતી. પતિની સેવા અને પુત્રના લાલનપાલનમાં જ સમય ચાલ્યો જતે, બીજું કાંઇ કરી શકી ન હતી.

ખુદાએ ફરમાવ્યું કે:—" આ પુરૂષને સ્વર્ગમાં લઇ જાઓ. અને સ્ત્રીને નરકમાં લઇ જાઓ. કારણ કે પુરૂષે કેટલાંક નેકીનાં કામો કર્યાં છે. પણ સ્ત્રીએ કંઇ કર્યું નથી." ખુદાના ફિરસ્તા પુરૂષને સ્વર્ગમાં લઇ જવા તૈયાર થયા. તુરત જ સ્ત્રીએ પુરૂષને પકડી લીધો, અને કહ્યું:—" હરામી! પામર! નાદાન! સ્વર્ગમાં એકલો ક્યાં જાય છે! મારી સાથે નરકમાં ચાલ તારો હક્ક હતો કે તું મને પણ શિક્ષિત બનાવ, ખુદાને ખુશી કરવા સારાં કામો કરવાં શીખવાડ, સાચા ધર્મનું જ્ઞાન આપ. પણ તેં તો મને કંઈ શીખવાડયું જ નહિ કેવળ ઘરમાં જ ગૂંથાયી રાખી મારાથી મનમાન્યા ભોગો ભોગવ્યા, પાપી! હું તને એકલો સ્વર્ગમાં નહિ જવા દઉં. મારી સાથે નરકમાં લઇ જઇશ" ખુદાએ સ્ત્રીની ફરીયાદ સાંભળી.

ખુદા બોલ્યા - "નરાધમ! શેતાન! તારી સ્ત્રી સાચું કહે છે. તારો ધર્મ હતો કે જે સારાં કામો તું કરે છે તે તારી અર્ધાંગિની સ્ત્રીને પણ શીખવાડ. જે ધર્મ તું જાણે છે તે ધર્મ તારે તારી પત્નીને પણ સમજાવવો જોઇતો હતો. તેં તેને અભણ રાખી. મૂર્ખ રાખી કેવળ ભોગ ભોગવવાનું સાધન અને ઘરની ગુલામડી કરી નાખી. માટે ડાકુ! તું નરકમાં જા. અને તારી સ્ત્રી જ સ્વર્ગમાં જશે. કારણ કે તેણે પોતાનો ધર્મ સાચવ્યો છે. તું હરામી ચાડાલ છે. લઇ જાઓ આ પાપીને નરકમાં"

આ કથાનો સારાંશ તો સમજ્યા હશો. નારી જાતિની દુર્દશા ઉપર ધ્યાન આપવું એ આપણું કામ છે તેમને આપણે યોગ્ય કરી લેવા એ આપણો ફર્જ છે. પ્રભુનાં બાળકો સહુ સરખા છે. ઇતિ.

# કરો વીરનાં કામ.

લેખકઃ—કવિ પોપટલાલ શર્મા.

( દોહરા. )

૧

હેતે જન્મ સુધારવા, નિર્મળ કરવા નામ;
ભારતના વાસી સહુ, કરો વીરનાં કામ.

૨

સાંજ પડે રવિ આથમે, ફરતું વિશ્વ તમામ;
તમે અચલ રહેવા સદા, કરો વીરનાં કામ.

૩

સત્ય કાર્ય કરવા સદા, ધરો હૃદયમાં હામ,
નિર્મલ યશ આકાંખવા, કરો વીરનાં કામ.

૪

દુઃખ ભલે આવી પડે, ડરવા હોય ન ઠામ;
પણ ઉત્સાહ ઉમંગથી, કરો વીરનાં કામ.

૫

જીવન છે બે દિનનું, નાશવંત છે નામ;
અચલ કીર્તિને સ્થાપવા, કરો વીરનાં કામ.

૬

સાહસ ધીરજ વીરતા, વખાણીએ અભિરામ;
હોંશ ધરી હૈયે ઘણી, કરો વીરનાં કામ.

૭

કામ ન આવે કાંઈ પણ, ઘણું ખરચતાં દામ;
પાછું જીવન ના મળે, કરો વીરનાં કામ.

૮

સત્ય માર્ગ છોડો નહિ, કરો નીતિ સંગ્રામ;
સિદ્ધ મળશે અંતમાં, કરો વીરનાં કામ.

# અભ્યાસ.

**અભ્યાસ કરવાનો હેતુ.** (૧) મન કેળવવું. (૨) એક જ વિષય પર મન ચોટાડવું (૩) ધ્યેયંતા મેળવવી. (૪) વિચાર કરવાની ટેવ પાડવી. (૫) તુલનાશક્તિ મેળવવી. (૬) સામા માણસના સ્વભાવ જાણવા. (૭) પોતાનું તથા બહારનું જ્ઞાન મેળવવું. (૮) યાદદાસ્તને સુધારવી.

**સૂચનાઓ.** (૧) અભ્યાસના કલાક મુકરર કરવા. (૨) અભ્યાસ કરતી વખતે એવી રીતે બેસવું કે શરીરને નુકશાન ન થાય. (૩) અભ્યાસ કરતી વખતે વાતચીત ન કરવી (૪) જે બાબતનો અભ્યાસ કરવાનો હોય તે સંપૂર્ણ કરવો. (૫) મહેનતનો અભ્યાસ કરવાનો મહાવરો પાડવો (૬) વિચાર કરવાની ટેવ પાડવી. (૭) પુસ્તકોમાંથી જ્ઞાન મેળવવા વિષે:—કેટલાંક પુસ્તકો ઉપરચોટીયાં જોઈ જવાનાં હોય છે. કેટલાંક ધ્યાન દઈને વાંચવાનાં હોય છે. કેટલાંક મનન કરવા જેવાં હોય છે. (૮) પુનરાવર્તન એ ફતેહ મેળવવાની નિશાની છે. (૯) આરામ લેવા માટે અભ્યાસ તદ્દન બંધ ન કરવો પણ અભ્યાસનો વિષય બદલવો (૧૦ કોઈ બાબતમાં ગુંચવાઈ જઈએ તો તે તુર્ત સમજવાને મહેનત કરી વખત ન ગાળવો પણ બીજો વિષય શરૂ કરવો કારણ કે ઘણી વખત એમ બને છે કે અધરી બાબત કોઈ બીજી વખત જોવાથી ઝટ સમજાઈ જાય છે. (૧૧) મનની કેળવણી સાથે તનની કેળવણી પર પણ ધ્યાન આપવું.

**સામાન્ય.** (૧) વાંચવાથી માણસ સંપૂર્ણ બને છે (૨) લખવાથી માહીતગાર થઈ મુદ્દા સમજે છે માટે અઘરી બાબતો લખવાની ટેવ પાડવી. (૩) વાતચીતથી માણસ હાજર જવાબી થાય છે (૪) અભ્યાસ કરતી વખતે મોજશોખથી દુર રહેવું જોઈએ. (૫) જે જે વિચાર સ્ફુરે તેનું ટાંચણ કરવા એક નોટ હમેશાં પાસે રાખવી જોઈએ.

**જુદા જુદા અભ્યાસથી થતા ફાયદા.** ઇતિહાસથી—ડહાપણ આવે છે. કવિતાથી—બીજાને ખુશ કરવાની તથા હાજર જવાબીનો ગુણ આવે છે. ગણિતથી માણસ યુક્તિબાજ થાય છે પદાર્થ વિજ્ઞાનથી—માણસ ઉંડો વિચાર કરવાવાળો થાય છે. નીતિ ને તત્વ જ્ઞાનથી ગંભીર બને છે. ન્યાય ને સાહસથી—વાદ કરવાની શક્તિવાળો થાય છે.

એકઠું.






(રાગ ધીરાનો.)

સેહ ભક્તિનો ભારે રે, નહિ તે સોંઘા જડે,<br>
ખાંડા કેરી ધારે રે, કોઇક વીરલા રહડે. ટેક.

તંબુરો મોટો હાથમાં લીધો, મુજીરાં ખખડાવ્યાં બહુ,<br>
ઝાંઝ પખાજ ઢોકડ કરતાલ, તાલ મળે છે સહુ;<br>
અંતર તાલ છે અળગા રે, પ્રભુ મેળ કયાંથી મળે !–સેહ. ૧

પટેલાઇમાં આડા પડે, જાણે હું સમો ન કોઇ,<br>
અવરને સુખી ન દેખી શકે, અંતર દુઃખે જોઇ જોઇ;<br>
કુડ કપટ નવ ત્યાગે રે, અવગુણનાં દળણાં દળે.–સેહ. ૨

ચા, ગાંજો. અફીણ તમાકુ, કસુંબાયે મન ભમે,<br>
માયા મમતા મોહ મહિં, અલબેલા રાચ રમે;<br>
કરમની કઠણાઇ રે, ચતુર થઇ ચાળે રહડે.–સેહ. ૩

સાચ. વિવેક નીતિ, નરમાશ, કોડે કોકમાં જડે,<br>
બોલ્યું પાળે નહિ કદિ ને. વચન વિસારે પડે;<br>
બોલ્યું એ બગાડે રે, "સરળ" સાચો ઠરે.–સેહ. ૪

સરળ.




(છપ્પો)

ચેતાવે ઘડીઆળ, આયુષ્ય જાયે છે વીતિ;<br>
ચેતાવે ઘડીઆળ, નિયમમાં રાખો નીતિ.<br>
ચેતાવે ઘડીઆળ, પળો પરમારથ કાજે;<br>
ચેતાવે ઘડીઆળ, હૃદય શુદ્ધ રહેવું છાજે.<br>
ચેતાવે ઘડીઆળ, ટકટક કરી ટકોરા સાનમાં;<br>
ઝટ કરી લે ,જીવતર ધન્ય, જાવું જમની જાનમાં.

સરળ.

છે. ઠેકાણે ઠેકાણે અર્થાન્તરન્યાસો આપી ખુબી વાપરી છે હા, જ્યાં વિષય ક્લિષ્ટ છે ત્યાં ભાષાકાઠિન્ય પણ છે; છતાં સર્વાંશ રીતે તો ઘણુંજ મધુર છે. છંદ શિખરિણી સ્તુતિને યોગ્યજ રખાયેલો છે. પદપદમાં ચમત્કાર અને સૌન્દર્ય ભરેલું છે, તેથીજ તે હજારવર્ષથી એકરીતે પ્રસિદ્ધ થયેલું છે. પ્રતિવર્ષ હજારો નકલો આ સ્તોત્રની નીકળે છે. પ્રત્યેક ભારતીય ભાષામાં એનો અનુવાદ પણ થયેલો છે તેમાં પણ મધુસુદન સરસ્વતીએ સંસ્કૃતમાં વિસ્તૃત વિદ્વતાપૂર્ણ ભાષ્ય લખ્યું છે. અને પ્રત્યેક શ્લોકના બે અર્થો કર્યાં છે, એકમાં શિવ અને વિષ્ણું, બંને દેવને વર્ણવ્યા છે, જો કે મધુસૂદનને ઘણે ઠેકાણે ખેંચતાણ કરવી પડી છે છતાં સારૂં પાંડિત્ય દેખાડયું છે. કારણ કે મધુસૂદન વેદાંતી હોવા છતાં પણ કૃષ્ણના અનન્ય ભક્ત હતા તો કૃષ્ણની ખોડખાંપણ કેમ કહી શકે? માટે તેમણે બે અર્થો કર્યાં છે. તેમની ટીકા ઘણીજ સરસ છે. આવી એકજ ટીકાના વાંચનથી ઘણું જ્ઞાન મળી શકે છે. પુષ્પદંતે અથવા તે નામના કોઇ પંડિતે આ સ્તોત્ર લખી શિવસંપ્રદાયનો મોટો ઉપકાર કર્યો છે. ઘણાના હૃદયમાં ભક્તિની છાપ બેસારી છે. જેમ વૈષ્ણવોમાં ગીતગોવીંદ ગવાય છે તેમ શિવમંદિરોમાં મહિમ્નસ્તોત્ર સંભળાય છે. ગીતગોવીંદ શૃંગારમય તથા બીભત્સ પણ કહેવાય; કિંતુ મહિમ્ન તો વિશુદ્ધ પારસમણિજ છે. પ્રત્યેક બાલક નરનારી એકસરખી રીતે ગાઇ શકે, તેનો પાઠ કરી શકે.

આ સ્તોત્રને જોતાં વાંચતાં અને વિચારતાં અમારાથી આમ કહેવાઇ જાય છે કે:———

न स्तोत्रमेतत् किल पुष्पदंतो
जयन्प तर्कक्रमचक्रचक्रम् ।
समस्ततन्त्रव्यतिभेददक्षो
महामनाः कोऽपि स वज्रदंतः ॥

અર્થ—આ અનેક તર્ક અને પ્રખર પાંડિત્યપૂર્ણ મહિમ્નસ્તોત્રને પુષ્પદંતે (જેનાં દાંત પુષ્પ જેવા સુકુમાર હોય તેણે) તો નહિ રચ્યું હોય પણ અમને લાગે છે કે કોઇ સમસ્ત શાસ્ત્રના તત્ત્વને જાણનાર મહા બુદ્ધિમાન વજ્રદંતે (જેનાં દાંત વજ્ર જેવા કઠિન હોય તેણે)જ રચ્યું હશે!

શિવભક્તે તો મહિમ્નના રસપ્રવાહમાં નિમગ્ન રહેવું જ જોઇએ. ઇતિ.



રાજરત્ન

# શ્રીયુત હરિલાલ ગોવિંદજી પરીખ.

બી. એ. એલ એલ. બી.



ઘોઘારી મોઢ વણિક જ્ઞાતિના
એક જ્ઞાતિહિતચિંતક બાહોશ લોકપ્રિય વકીલ.

જન્મઃ— સંવત ૧૯૩૭ માઘ શુદિ પૂર્ણીમા.

શુભ નિવાસઃ— અમરેલી (વડોદરા રાજ્ય, કાઠીયાવાડ.

वेद शास्त्र संपन्न

श्रीयुत शास्त्रीजी मोतीराम कल्याणजी दीक्षित

वलसाडकर.



अध्यापक—श्रीमम्मादेवी पाठशाला मुंबई.

श्रीधर्मारण्य ग्रंथना संस्कृत विभागनी संशुद्धिकर्ता.

| जन्मभूमि. | जन्म. | हालनिवास. |
|---|---|---|
| वलसाड (सुरत) | संवत १९४२ आ. व १० मंगळवार. | मुंबई. |

[...] प्रिंटींग प्रेस, मुंबई-४.

વે. શા. સંપન્ન

# શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દીક્ષિત.

## વલસાડકર એમનો ટુંક પરિચય.

**स जातो येन जातेन याति वंशः समुन्नतिम्**

જન્મમરણની શૃંખલાથી જકડાએ રહેલી આ મર્ત્યભૂમિમાં વિદેહ થયેલા કયા જીવને ફરીથી જન્મ લેવો નથી પડતો ! હરહંમેશ અને પ્રતિ ક્ષણે અનેક જીવો જન્મે છે અને નાશ પામે છે, પરંતુ શિષ્ટ પુરૂષોએ તેનાજ જન્મને ધન્ય માન્યો છે કે જે પુરૂષે જન્મ લઇને પોતાનાં આપ્તજનો સ્વજ્ઞાતિ અને સ્વદેશની ઉન્નતિ અર્થે યથાશક્તિ પરિશ્રમ કર્યો છે. મોઢજ્ઞાતિમાં જન્મેલા અત્ર એવાજ એક વિદ્વદ્‌રત્નના જીવનની કાંઇક આછી પ્રારંભિક છાયા આલેખાય છે.

સાધારણ રીતે એવો નિયમ છે કે કોઇપણ અગ્રગણ્ય પુરૂષના જીવનના આદર્શો સંબંધી યથોચિત ઉલ્લેખ તો તેમની ગેરહાજરીમાં જ થવો જોઇએ કે જેથી તેના આખા જીવનની બેઉ બાજુની સંપૂર્ણ સમાલોચના લઇ શકાય, પરંતુ આ સામાન્ય નિયમનું ઉલ્લંઘન કરી હજુ તો જેઓ સંપૂર્ણ યુવાવસ્થામાં છે, જેમની પાસેથી હજુ મોઢજ્ઞાતિ ઘણી ઘણી સંગીન સેવાઓની આશા રાખી શકે છે, અને સ્વજ્ઞાતિ અને સ્વદેશ માટે કંઇકંઇ કરી બતાવવા જેમના વિશાળ હૃદયમાં અનેક ઉંડી ઉંડી લાગણીઓનો તનમનાટ અહર્નિશ ચાલુ જ છે તેવા મોઢજ્ઞાતિના એક છુપા રત્નને પ્રકાશમાં લાવવા આટલીબધી ઉતાવળ શા માટે કરાય છે એવો સ્વાભાવિક પ્રશ્ન ઉપસ્થિત થાય તો તેના જવાબમાં જણાવી દેવું જરૂરનું છે કે અખિલ ભારતવર્ષની સમસ્ત મોઢ કોમની ઉત્પત્તિનો પ્રાચીન પવિત્ર અને સપ્રમાણ બૃહદ ગ્રંથ શ્રી ધર્મારણ્યને પ્રકાશમાં લાવવાના મહત્ કાર્યમાં અમને જો આપણા આ ઉદારચિત્ શાસ્ત્રીજીની અમૂલ્ય સાહાય્ય ન મળી હોત તો મજકુર ગ્રંથ પ્રકાશનની અમારા જીવનની મહદ્ અભિલાષા આ જીંદગીમાં પુરી થાત કે કેમ એ શંકાસ્પદ બાબત જ રહેત. મોઢ જ્ઞાતિના અનેક નાના મોટા અને પ્રખ્યાત અપ્રખ્યાત વિદ્વદ્‌રત્નોમાં આમ અપરિમિત પરિશ્રમથી મુંગી જ્ઞાતિસેવા કરી પ્રશંસા કે કીર્તિની પણ લેશભાર અપેક્ષા ન રાખનારા શાસ્ત્રીજી મોતીરામભાઇ જેવા અદ્વિતીય વિદ્વદ્ રત્ન પણ મોઢજ્ઞાતિમાં છે એ સત્ય ઘટના જનતાની સમક્ષ મુકવાના શુભ હેતુથી જ શાસ્ત્રીજીની પોતાની બીલકુલ ઇચ્છા નહી હોવા છતાં તેમના જ્વલંત પવિત્ર અને આશાજનક જીવનની કાંઇક ઝાંખી માત્ર શાસ્ત્રીજી પ્રતિના અમારા અંગીકાર આદરને વશ થઇ અત્ર પ્રકટ કરાય છે.

શાસ્ત્રીજી મોતીરામભાઈનો જન્મ અસિત દેવલ અને શાંડિલ્ય નામના ત્રણ પ્રવર યુકત શાંડિલ્ય ગોત્રમાં સુરત અઠ્ઠાવીશીના વલસાડ ગામમાં થયો છે. તેઓ જ્ઞાતે શુક્લ યજુર્વેદની માધ્યંદિનીય શાખાના ચાતુર્વેદીય મોઢ બ્રાહ્મણ છે. એમનું કુળ દીક્ષિત નામથી પ્રસિદ્ધ છે. દીક્ષિત શબ્દને માટે એવી પ્રસિદ્ધિ છે કે જે બ્રાહ્મણ અગ્નિહોત્ર લઈને સોમ, ચયન, વાજપેય વિગેરે વૈદિક યજ્ઞો કરે તે દીક્ષિત કહેવાય છે. વૈદિક યજ્ઞમાં સોમપાન કરીને પવિત્ર થનાર દીક્ષિત બ્રાહ્મણ પૂજ્ય મનાય છે. શ્રીશંકરનાં આઠ સ્વરૂપોમાં દીક્ષિતને શ્રીશંકરના સ્વરૂપ તરીકે વર્ણવેલ છે. સાંભળ્યું છે કે સુરત અઠ્ઠાવીશીમાં વલસાડ શિવાય બીજાં ગામોમાં દીક્ષિત અવટંક છે જ નહી. વલસાડનું દીક્ષિત કુટુંબ વિદ્યાને માટે પ્રસિદ્ધ છે. કાશીનાથ દીક્ષિત, ભવાનીશંકર (કાકાભાઈ) દીક્ષિત, અને કલ્યાણજી દીક્ષિતને સુરત અઠ્ઠાવીશીના કૃતજ્ઞ મોઢ બ્રાહ્મણો હજી પણ સંપૂર્ણ માનથી યાદ કરે છે.

જગતને માટે જે સામાન્ય નિયમ હોય તે પ્રતિભાશાલીને માટે અપવાદરૂપ બને છે એ ન્યાયે શાસ્ત્રીજીનું લગ્ન ઘણી નાની ઉમરમાં થયા છતાં તેમનો વિદ્યાનો વ્યાસંગ અવ્યાહત ચાલુ રહ્યો હતો. આઠમે વર્ષે યજ્ઞોપવીત અને લગ્ન એકજ માસમાં થયાં. સ્કુલનો અભ્યાસ ચાલુ રહી ચાતુર્માસ્યયાજી શુક્લ હરિહરભાઈ પાસે બ્રહ્મનિત્યકર્મ તથા વેદનો અભ્યાસ શરૂ કરાયો. પરમશ્રોત્રીય શુક્લ જગન્નાથ પાસે રાત્રીના સમયમાં માર્ગોપદેશિકા અને હિતોપદેશનું પઠન પણ શરૂ થયું. છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ કરીને સ્કુલનો અભ્યાસ બંધ કર્યો. વિદ્યાપીઠ તરીકે પ્રસિદ્ધિ પામેલ વલસાડને માટે આ સમય (સંવત ૧૯૫૩) એવો હતો કે ભણવાની ઇચ્છા રાખનારને ભણાવનાર ન મલે. વલસાડની શાસ્ત્રીય વિદ્યાનો તે સંધ્યાકાળ હતો. પ્લેગનો ઉપદ્રવ અશાંતિનો ઉત્તેજક બન્યો હતો. શાસ્ત્રી પ્રભાશંકર દીક્ષિત તથા શાસ્ત્રી મંછારામ ભાયા પાસે લઘુકૌમુદી મંદીરાન્તપ્રવેશિકા ને ભાગવતનું પઠન શરૂ કરાયું. વેદનો અભ્યાસ પૂર્ણ થઇ કર્મકાંડનો અભ્યાસ ચાલુ હતો. સોળમાં વર્ષમાં શ્રી રામચંદ્રજીના મંદીરમાં ભાગવતની સપ્તાહ કરી. એ અરસામાં ભાવનગર તાબે પછેગામના રહીસ પ્રશ્નોરા નાગર વૈયાકરણકેસરી નર્મદાશંકર શાસ્ત્રીજી જેઓ અધ્યયન સમાપ્ત કરીને કાશીથી આવી ભાવનગરમાં રહ્યા હતા તેમની પાસે સિદ્ધાન્ત કૌમુદીનો આરંભ કર્યો, પરંતુ થોડાજ સમયમાં કૌટુંબિક આપત્તિ (બનેવીનો યુવા વસ્થામાં સ્વર્ગવાસ) ના આઘાતને લીધે વલસાડ આવવું પડયું. પાછા જવાનો વિચાર કરવા અગાઉ ગુજરાત કાઠીઆવાડના કમનશીબે નરરત્ન નર્મદાશંકર શાસ્ત્રીજીનો કૈલાસવાસ થયો. અધ્યયન અટકયું. એટલામાં રાજરાજેશ્વર નામના વિદ્વાન પરમહંસ વલસાડ પાસેના અબ્રામા નામના ગામે આવી

લાગ્યા. તેમનાં દર્શને જતાં પ્રાક્તન સંસ્કારના બળે શાસ્ત્રીજીને ભણાવવાની ઇચ્છા સ્વામીજીના મનમાં સ્વયં જાગ્રત થઇ. વલસાડથી એક ગાઉ દૂર તડકેશ્વર મહાદેવના એકાંતસ્થાનમાં સ્વામીજી રહ્યા અને રાત્રીના સમયમાં શાસ્ત્રીજી ત્યાં જઇ અધ્યયન કરવા લાગ્યા. લગભગ બે વર્ષ સુધી સ્વામીજી પાસે આમ અધ્યયન ચાલુ રહ્યું. લોકકલ્યાણના ઉચ્ચ સંસ્કારનું બીજારોપણ સ્વામીજીએ કર્યું. શિક્ષણનો રસ સુકાઇ ન જશે એવી ખાત્રી થતાં શરીરત્યાગ વખતે પાછા મળવાનું કહીને સ્વામીજી તે સ્થાંથી ચાલી નીકળ્યા. પરીણામ પણ એવું જ આવ્યું કે સ્વામીજીએ ઘણાં વર્ષોના ગાળા બાદ પોતાના પ્રેમાળ શિષ્યને વિદ્યાસંપન્ન જોઇને અતઃકરણનો સંતોષ પ્રદર્શિત કરી આશીર્વાદ આપી ભૌતિક શરીરનો ત્યાગ કર્યો. અને જે સ્થાનમાં સ્વામીજીએ શાસ્ત્રીજીને શિક્ષણ આપ્યું હતું તેજ સ્થાનમાં શાસ્ત્રીજીના હાથે સ્વામીજીના ભૌતિક શરીરનો અંત્ય સંસ્કાર થયો !

થોડો વખત ગયા પછી મોઢજ્ઞાતિભૂષણ વ્યાકરણવરિધિ વિદ્યાવાચસ્પતિ વે. શા. સં. રામકૃષ્ણ શાસ્ત્રીજી પાસે અમદાવાદમાં અધ્યયન શરૂ કર્યું. શાસ્ત્રીજીના સહાધ્યાયીના મોઢેથી સાંભળ્યું છે કે અમદાવાદ સંસ્કૃત પાઠશાલામાં મર્મગ્રાહી બુદ્ધિ માટે તથા કાર્યૈકગ્રતા માટે શાસ્ત્રીજી પ્રસિદ્ધ થયા હતા. કાવ્ય નાટક સાહિત્ય તથા કૌમુદીનો અભ્યાસ ત્યાંજ પૂર્ણ કરી પછી ત્યાંથી પોતાના બાલમિત્રો શાસ્ત્રીજી ઇચ્છાશંકર તથા જોશી પ્રાણશંકર સાથે કાશીપ્રયાણ કર્યું. પટવર્ધનોપાહ્વ મહામહોપાધ્યાય રામકૃષ્ણ શાસ્ત્રી (તાત્યા શાસ્ત્રી) પાસે મનોરમા પરિભાષેન્દુ શેખર અને શબ્દેન્દુ શેખર વિગેરેનું અધ્યયન કર્યું. યશોવિજયજી જૈન પાઠશાલામાં પંડિત ચન્દ્રિકાદત્તજી પાસે સાહિત્યનો અભ્યાસ ચાલુ રાખ્યો. તથા નાગરકુલભૂષણ જ્યોતિષકેસરી જ્યોતિષભાસ્કર દૈવજ્ઞવાચસ્પતિ પંડિત સુંદરદેવજી પાસે જ્યોતિષશાસ્ત્રનું અધ્યયન પણ શરૂ કર્યું. કાશીમાં રહેતા ગુજરાત કાઠીઆવાડના વિદ્યાર્થીઓનાં સંકટ ટાળવા માટે તથા વિદ્યાગ્રહણના વ્યવસાયમાં ઉત્સાહિત રાખવા માટે "ગુર્જરછાત્ર સમાજ" નામનું મંડળ સ્થાપન કર્યું શાસ્ત્રીજીના મંત્રીપદ નીચે ઉકત મંડળે તે સમયમાં ગુર્જર છાત્રોમાં નવું ચેતન અર્પ્યું હતું.

છવ્વીસમા વર્ષમાં પુષ્ટ અભ્યાસ કરીને સજળ નેત્રે કાશીનો ત્યાગ કર્યો. વલસાડ આવ્યા. લોક કલ્યાણની જ્વલંત ભાવનાથી વલસાડમાં શ્રીવિદ્યામૃતવર્ષિણી નામની સંસ્કૃત પાઠશાલાનું સ્થાપન કર્યું. પોતાના લઘુબંધુ તુલ્ય જોશી નારાયણ હરિકૃષ્ણની સાથે સેવાવૃત્તિથી કાંઇ પણ વેતન લીધા શિવાય અધ્યાપન શરૂ કર્યું. થોડો વખત ગયા બાદ શ્રીવિદ્યા મૃતવર્ષિણી પુસ્તકશાલા નામની ફ્રી લાયબ્રેરી શરૂ કરી. શરૂઆતમાં તો શાસ્ત્રીજીનો નિશ્ચય હતો કે ભૃતકાધ્યાપન નજ કરવું, પણ સમયના દુર્દૈવે એ ઉચ્ચ મનોરથથી પતન પામીને દમણ પાસે આવેલા પાલીકરમલી

અનુરાગ છતાં તેઓ પોતાના પુત્રને પાશ્ચાત્ય શિક્ષણ શા કારણે આપે છે તે કળી શકાતું નથી.

શાસ્ત્રીજીના પિતા વિદ્યમાન છે અને તે શાસ્ત્રીજી તરફના દ્રવ્યની જરા પણ ઇચ્છા ન રાખતાં શાસ્ત્રીજીનું આરોગ્ય અને હિતકારક પ્રવૃત્તિઓનીજ આશા રાખેછે એ સંતોષ કારક છે.

શાસ્ત્રીજીના જીવનમાં એક નોંધ લેવા યોગ્ય પ્રસંગ લખ્યા વિના રહી શકાતું નથી. અંતઃકરણની સંકુચિત વૃત્તિનો પરિત્યાગ કરવો એમાંજ જ્ઞાતિકલ્યાણનું બીજ રહેલું છે એ સિદ્ધાંત પ્રમાણે સુરત અઠ્ઠાવીશીના છેક દક્ષિણ છેડે આવેલ વલસાડના વતની શાસ્ત્રીજી મોતીરામભાઇના પુત્ર ગણપતિશંકર જોડે ગોદારાના છેક ઉત્તર છેડે આવેલ દીવા ગામના વતની ભટ્ટ કેશવરામ ( જંબુસરવાળા ડૉકટર મોતીરામના વડીલ બંધુ ) ની પુત્રીનો વિવાહસબંધ થયો એ એક અનુકરણીય સંબંધ થયો છે. જ્ઞાતિની પરિષદ્ મેળવીને સંકુચિત વૃત્તિનો પરિત્યાગ કરી ક્ષેત્ર મર્યાદાનો વિસ્તાર કરવાનું કાર્ય એકદમ સુકર ન થઇ શકે તેવું કાર્ય કોઇની પણ પ્રેરણા સીવાય ભટ્ટ કેશવરામભાઇ તથા ડોકટર મોતીરામ ભાઇએ કરીને સુધારક તરીકેનાં પોતાનાં નામોને સાર્થક કરીને જ્ઞાતિસમસ્તને એક શુભમાર્ગ બતાવવાની અનુકરણીય હીંમત બતાવી છે તે ધન્યવાદને પાત્ર છે. આશા છે કે ડૉકટર મોતીરામભાઇ કે જેઓ જ્ઞાતિ કલ્યાણના માર્ગમાં સાહસીક વીર• નર તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે તેમની સાથે શાંત અને ઠરેલ તત્વનિર્ણયાત્મકબુદ્ધિવાળા શાસ્ત્રીજી મોતીરામભાઇનો સંબંધ મોઢજ્ઞાતિના કલ્યાણને કરનારો થાઓ. સુરત અઠાવીશી અને ગોદારા વિભાગની મોઢ જ્ઞાતિના કલ્યાણમય• પ્રસંગોમાં એક મોતીરામ ડૉકટર સેનાપતિ થાય, અને બીજા મોતીરામ શાસ્ત્રી મંત્રી થાય, અને તેમ થઇને જ્ઞાતિના કુધારા રૂપી શત્રુઓનો સમૂલોચ્છેદ કરીને શાંતિનું જ્ઞાતિરાજ્ય સ્થાપે એવી આશા રાખવી સંપૂર્ણ યોગ્ય છે.

કવિ તરીકે શાસ્ત્રીજીએ ઝાઝું લખ્યું નથી, પણ જે કવિતાઓ તેમણે લખી છે તે જોતાં જણાય છે કે જો વિશેષ લખે તો આદરને પાત્ર થાય એવી ભાવનાપૂર્ણ તે કવિતાઓ છે. વકતા કરતાં લેખક તરીકેનો શાસ્ત્રીજીનો ગુણ વિશેષ છે. તલસ્પર્શી સચોટ લેખ લખનાર તરીકે શાસ્ત્રીજી પ્રસિદ્ધ છે અને મોઢજ્ઞાતિ તરફથી અમે આશા રાખીએ છીએ કે જ્ઞાતિકલ્યાણના માર્ગો એમની વિવેકપૂર્ણ લેખિનીથી લખાઇને ઉત્તરોત્તર માર્ગદર્શક થાય.

આ પ્રમાણે શાસ્ત્રીજીના જીવન સાથે સંબંધ ધરાવતા અમુક અમુક મુદ્દાઓની નોંધ માત્ર લઇ તેમના અને અમારા સ્નેહસંબંધ વિષે પણ બે શબ્દો કહ્યા સિવાય આ ઉલ્લેખ પૂર્ણ થઇ શકે નહીં.

આજથી લગભગ દશેક વર્ષો પહેલાં અમારા મુરબ્બી કાકા રામકૃષ્ણ શાસ્ત્રીજીના એક સ્નેહપાત્ર વિદ્યાર્થી મુંમાદેવીની નવીન સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક તરીકે યોજાયા છે એવી વાત કર્ણપરંપરા સાંભળ્યા પછી એકાદ બે પરોક્ષ પ્રસંગોથી શાસ્ત્રીજીના સંબંધમાં આવતાં તેમના સૌજન્ય કાર્યકુશળતા વ્યવહાર-વિચક્ષણતા અને યુવાવસ્થા છતાં વૃદ્ધોચિત ચિત્તની શાંતિ જોઇ અનાયાસે જ તેમના તરફ અમારૂં દિલ ખેંચાયું હતું. બાદ "શ્રી સુ. અ. મોઢ બ્રા. વિદ્યોત્તેજક સભાના " આત્મા અને અમને ન્યાતિસેવાના દુર્ઘટ કાર્યમાં મચ્યા રહેવા અહર્નિશ પ્રોત્સાહન આપનાર શાસ્ત્રીજીના સ્વજ્ઞાતીય અમારા મુરબ્બી શ્રીયુત ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ એમના દ્વારા શાસ્ત્રીજીનો કાંઇક વિશેષ પરિચય થયો. ચારેક વર્ષ અંગાઉ યોગાનુયોગ એક મુદ્રણાલયનું આધિપત્ય સ્વીકારવાનું અમને પ્રાપ્ત થતાં અને તે સાથેજ **શ્રીધર્મારણ્ય** ગ્રંથને પ્રકટ કરવા દ્રવ્યની ઉદાર મદદ આપનાર મોઢ દાનવીર ગૃહસ્થ પણ મળી જતાં એ હસ્તલિખિત મહદ્ ગ્રંથનો સંસ્કૃત વિભાગ કોઇ વિદ્વાન્ શાસ્ત્રી પાસે શોધાવીને જ પ્રકટ કરાવવાની અનુલ્લં-ઘનીય આવશ્યક્તા જણાઇ. મુંબઇમાં શાસ્ત્રીઓ અને વિદ્વાનોની ખોટ નહોતી, છતાં આ કાર્ય માટે પ્રાક્તન ઋણાનુબંધથી અમારૂં ચિત્ત સ્વાભાવિક રીતે જ શાસ્ત્રીજી પ્રતિ આકર્ષાયું. તેમને આ કાર્ય સ્વીકારવા પ્રાર્થના કરાઇ, જે તેમણે લેશમાત્ર પણ આનાકાની કર્યા વિના ઘણા જ આનંદ અને ઉત્સાહથી સ્વીકારી લીધી. એ પ્રમાણે જૂની શૈલીથી લહીઆને હાથે લખાએલા આ બૃહત્ ગ્રંથના અમારા ભાષાંતરનો મૂળ ભાવ સાચવી તેને હ્રસ્વ દીર્ઘ અને સમાસનો પરાપૂર્વનો સંબંધ બેસારી શાસ્ત્રીજી શ્લોકોની સંશુદ્ધિ કરી તેને નવેસરથી લખી અમને આપવા લાગ્યા, અને અમે છાપવા લાગ્યા. આ પ્રમાણે ગ્રંથનું મુદ્રણ શરૂ કાર્ય થયું.

પ્રત્યેક મોટા કાર્યોમાં સ્વાભાવિક રીતે જ બને છે તેમ આ કાર્યની પ્રણાલીમાં એક નહીં પણ અનેક કુદરતી અંતરાયો નડયા. અને મોઢ કુળદેવતાએ કસોટી કરવામાં લેશમાત્ર પણ દયા ન દર્શાવી. પ્રારંભમાં શાસ્ત્રીજીનાં ભગીની બીમાર પડયાં હતાં, જે છેવટ ગત થયાં. બાદ તેમનાં પત્નીને રાજયક્ષ્માનો ભયંકર વ્યાધિ લાગુ પડયો જે લાંબા સમયે શાસ્ત્રીજીની ચીવટભરી દીર્ઘદર્શી સુશ્રુષા તથા ઉપચારોથી સુધારી શકાયો. બાદ બીજાં બહેનને સંગ્રહણીનો રોગ લાગુ પડયો, જેના અનેક ઉપચારો કરતાં છતાં છેવટે તેઓ પણ ગત થયાં. આ બહેનનાં મરણ પછી તેમનો એક જ પુત્ર (શાસ્ત્રીજીના ભાણેજ)ને ૪૮ દિવસનો ટાઇફોઇડ આવીને પરિણામે જલોદર જેવો મહાન્ અસાધ્ય રોગ ઉત્પન્ન થયો. પરંતુ શ્રી પ્રભુકૃપાથી અને શાસ્ત્રીજીની પોતાની દેખરેખ નીચે ચીવટભર્યા ઉપચારોથી તેનો એ રોગ નિર્મૂળ થયો. બાદ શાસ્ત્રીજીની પોતાની તબીયત લથડી જે અદ્યાપિ તેવી જ છે.

આ બધી આધિ ને વ્યાધિયો સહન કરી મુંબઇ જેવી અજંપાપુરીમાં રહ્યે છતે પાઠશાળાના અધ્યાપક તરીકેના વ્યવસાય ઉપરાંત શાસ્ત્રીજીના અનેક અન્ય

બહોળા અને નિઃસ્વાર્થી વ્યવસાયની ઉપાધીપરંપરાનો કીલ્લો ઓળંગવાનો તે ખરેખર. એકવીર ને ધીર નરને છાજે તેમ એકલેપંડે આમ સર્વ કષ્ટપરંપરાઓને ધકેલતાં ધકેલતાં શાસ્ત્રીજીએ ચિત્તનું સ્વાસ્થ સાચવી ઉત્તમ જનની માફક સ્વીકૃત કરેલું કાર્ય છેવટ લાંબી મુદતે પણ પૂર્ણ કરી આપી પોતાની કિંકર્તવ્યતા બજાવી છે. શાસ્ત્રીજી પર ઉપરાછાવરી આવતી વિટંબણાઓ જોઈ અમને પોતાને પણ ઘડીવાર ભય ઉત્પન્ન થતો કે રખેને આ મહદ્કાર્ય આમ અધવચમાં જ અસમાપ્ત છોડી દેવાનો દુઃખદ પ્રસંગ આવે! પરંતુ પ્રભુ ઈચ્છાથી એ ભય તો ભય માત્ર જ રહ્યો છે, અને લગભગ સાડાત્રણ વર્ષ જેટલી મુદતે પણ શાસ્ત્રીજીએ આ કાર્ય સાંગોપાંગ રીતે તેમનાથી બનતે હરેક પ્રયત્ને કાળજી પૂર્વક લેશભાર પણ કંટાળ્યા સિવાય કે અકળાયા સિવાય પૂર્ણ કરી આપ્યું છે એ બદલ એ નરવીરને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. અમારા ઉપર થયેલા તેમના આ ઉપકારનો બદલો દ્રવ્યની કોઈ પણ નાની મોટી રકમથી અમારાથી વાળી શકાય તેમ નથી એવી એ એક અપૂર્વ સાહાય્ય છે. જ્યાં સુધી **શ્રીધર્મારણ્ય** ગ્રંથની એક પણ પ્રત ભારતવર્ષમાં વસતા કોઈ પણ મોઢ બંધુના ઘરમાં વિદ્યમાન હશે ત્યાં સુધી આ અમૂલ્ય સાહાય્ય દૃષ્ટાંત રૂપે જીવન્ત રહેશે.

શાસ્ત્રીજીની વિદ્વતા માટે તો અમારા જેવા અશાસ્ત્રીય પદ્ધતિથી અલ્પજ્ઞાન મેળાવેલાથી શું કહી શકાય! છતાં ધૃષ્ટતા કરી કહેવા હીંમત ધરીએ તો વિના સંકોચે કહેવું પડે છે કે ગ્રંથો ભણવા અને ભણાવવા એટલામાં જ પંડિતાઈ પરિસમાપ્ત થતી નથી. પુસ્તકો દ્વારા મેળવેલું જ્ઞાન મગજમાં પચાવી તેને વ્યાવહારિક કાર્યોમાં યોજી સંસારમાં જન્મ લેવાનું કાંઈક સાર્થક કરી બતાવવું તેને જ અમે તો વિદ્વાન્ કહીએ છીએ. બાકી પંડિતાઈથી પૈસા મેળવી તેનો પિંડ પોષણાર્થે યથેચ્છ ઉપભોગ કરી જીવન પુરૂં કરવું એમાં કાંઈ જ વિશેષતા નથી. ઠરેલ છતાં આપ્ત જનમાં નિખાલસપણું, મિતભાષી છતાં સભામાં વક્તૃત્વ, શાંત દેખાતા છતાં લેખનકળામાં વાચકનાં હૃદયોને હચમચાવી નાખવાની કુશળતા, બોલી નહીં બતાવતાં કાર્ય કરી બતાવવાનું લક્ષણ, વેરીમાં પણ વાસ કરી લેવાની કળા, હૃદયમાં ઉંડી શાંતિ ને સુખ દુઃખમાં પણ ચિત્તની સ્વસ્થતા, અને અનાયાસે પ્રાપ્ત થતી સ્થિતિમાં સંતોષ માની તેમાંથીજ પોતાના ધ્યેયને અનુસાર માર્ગ કરી લેવાની વ્યવહારકુશળતા વિગેરે વિગેરે શાસ્ત્રીજીના સદ્ગુણોની યોગ્ય કદર તો મોઢજ્ઞાતિને કાળ હવે પછી કરાવશે. મુંબઈની બાબુલનાથ અને મંમાદેવી નામની બે નામાંકિત સંસ્થાઓના નેતાઓના આત્મારૂપ મોઢ જ્ઞાતિના આ છુપા રત્નને પ્રભુ વિશેષ દીપાવો, અને મોઢ બ્રાહ્મણજ્ઞાતિ એમના તરફથી જે જે પ્રકારની સંગીન સેવાઓની આશાઓ રાખી રહી છે તે ફલવતી કરવા પરમ કૃપાળુ પરમાત્મા તેમને દીર્ઘાયુઃ બક્ષો એવી શુભેચ્છા સાથે આ નોંધ પૂર્ણ કરાય છે ઇતિ શમ્.

અધિપતિ–મોઢ માર્તંડ.

# વિવિધ મંડળોની હિલચાલો અને જ્ઞાતિ સમાચાર.

## શ્રી ભારતવર્ષીય મોઢ બ્રહ્મ સમાજ—મુંબઇ.

(૧)

ઉપરોક્ત સંસ્થાની એક સામાન્ય સભા તા. ૭–૧૦–૨૩ રવીવારે એટલે ગાંધીજયંતિને દિને રાત્રે કાંદાવાડીમાં ચારધામની જગામાં સંસ્થાના ઉપપ્રમુખ શ્રીયુત માધવલાલ મકનજી ભટ્ટ એમના પ્રમુખપણા નીચે મળી હતી. આજરોજે હીરાબાગમાં આપણી જ્ઞાતિના મહાન પુરૂષ મહાત્મા ગાંધીજીની જયંતિ ઉજવવા મુંબઇમાં વસતા મોઢ વણિક ભાઇઓની એક બીજી પણ સભા હોવાથી અત્રે હાજરી ઓછી થવા સંભવ હતો, છતાં હાજરી ઠીક ઠીક થઇ હતી અને વિવિધ સંવાયના ઘણા ભાઇઓ આવ્યા હતા.

પ્રમુખપદ સ્વીકારતાં શ્રીયુત માધવલાલભાઇએ જણાવ્યું કે સભાના પ્રમુખ કે ઉપપ્રમુખ થવું એ તો ઔપચારિક બાબત છે. બાકી એ બ્હાને પણ આપણી જ્ઞાતિની સેવા કરવાની આપ સર્વ ભાઇઓએ મને જે તક આપી છે તે બદલ હું આપ સર્વને આભારી છું. આવાં સંઘશકિતનાં કાર્યો સર્વ ભાઇઓની એક સરખી મહેનત અને ઉત્સાહથી જ ફલદાયી થઇ શકે છે. યથાશકિત કાંઇપણ જ્ઞાતિ સેવા કરવી એવી મારી ઘણા વખતની ઇચ્છા હતી તેવામાં આ સંજોગો આવી મળ્યા છે તો મારા તન મન અને ધનના ભોગે આ તક હું જવા દઈશ નહી. આપ સર્વ બંધુઓ મને મદદ રૂપ થઇ પડશો એવી પ્રાર્થના છે.

બાદ પ્રભાશંકર પાઠકે ગઇ સભાનો રીપોર્ટ મોઢમાર્તણ્ડ માસિકમાં છાપેલી પ્રત પરથી વાંચી બતાવ્યો હતો ને તે સર્વાનુમતે પસાર થયો હતો. પછી આ સંસ્થાના મુખ્યમ મંત્રીજી ચતુરલાલ આદિત્યરામ ભટ્ટને તેમના કુટુંબની ચાલુ માંદગીના કારણથી અચાનક મુંબઇ છોડી જવાનું થવાથી તેમણે મોકલેલું રાજીનામું સભામાં વાંચી બતાવાયું હતું ને તે સર્વાનુમતે મંજુર રખાયું હતું

બાદ શ્રીયુત ગિરજાશંકર ભાઇ ભટ્ટે મંત્રીની આ ખાલી પડેલી જગા માટે હાલારી સંવાયના ઉત્સાહી યુવક માનશંકર બેચરલાલ ત્રિવેદીનું નામ સૂચવી આ કાર્ય કરવા માટે તેમની યોગ્યતા જણાવી હતી, જેને પ્રભાશંકર પાઠકે અનુ-મોદન આપતાં કહ્યું કે ભાઇ માનશંકર ને હું દસ વર્ષથી ઓળખુ છું. તેઓના

# શ્રી ભારતવર્ષીય મોઢ બ્રહ્મ સમાજ—મુંબઇ.

( ૨ )

તા. ૨૧-૧૦-૨૩ના રોજ આ સંસ્થાની એક સામાન્ય સભા શ્રીયુત દયાશંકર-ભાઇના ચારધામના મંદીરમાં ચાર વાગે મળી હતી. શરૂઆતમાં દવે ભાઇશંકર વનમાળીએ દરખાસ્ત કરી કે આજની સભાનું પ્રમુખસ્થાન શ્રીયુત દયાશંકર-ભાઇને આપવું, જેને શ્રીયુત માધવલાલ સોમેશ્વરે અનુમોદન આપ્યા પછી શ્રી. દયાશંકરભાઇ પ્રમુખ સ્થાને બીરાજ્યા હતા.

ત્યારબાદ મંત્રી માનશંકરે સભાનો આમંત્રણ વાંચ્યા પછી ગઇ સભાનો રીપોર્ટ પણ વાંચી સંભળાવ્યો હતો, જે સર્વાંનુમતે કબુલ રાખવામાં આવ્યો હતો. ત્યારપછી મંત્રી પાઠક પ્રભાશંકરભાઇએ દરેક સંવાયોની યાદીઓ મેળવવા વિષે વિવેચન કરતા જણાવ્યું કે ધેનુજા, રાજગોર, ઝાલાવાડી, ચોખલું એ સવાયોની યાદીઓ હજુ સુધી મળી નથી. આવી યાદીઓની ખાસ જરૂર છે. પારિષદ ભરવા માટે મુબઇમાં વસતા જુદા જુદા ભાઇઓની જ્યાં સુધી આપણી પાસે સપૂંર્ણ યાદીઓ ન હોય, ત્યાં સુધી બહાર દેશાવરની પ્રવૃત્તિ કરીએ તે યોગ્ય ગણાય નહિ. અત્યારે તો સ્થાનિક ગૃહસ્થોની પૂરી યાદીએ ની ખાસ જરૂર છે. વળી આપણાં સંગઠન માટે અહિં વસતા ભાઇઓ મારફત દેશાવરમાંથી પણ જુદા જુદા સંવાયોમાંથી પ્રતિષ્ઠિત ઉત્સાહી અને પટેલીઆઓ વિગેરે ગૃહસ્થોનાં નામો, વિગેરે હકીકત આપણે મેળવી શકીએ કે જેથી પરિષદ્ મેળવવાને ઘણું સરળ થાય, ઘણા સંવાયોના વસ્તીપત્રકો પણ થયાં છે. એ પ્રમાણે જે જે સંવાયોનાં તૈયર હોય તે જો મોકલી આપશે તો વળી કાર્ય વધારે સરળ થશે." પાઠકે ચર્ચાપત્ર વિષે બોલતા જણાવ્યું કે પ્રજામિત્ર પત્રમાં તા. ૫-૧૦-૨૩ના રોજ "હરિદત્તપ્રમાદ મિશ્ર" એ નામથી લખનાર ભાઇએ આ પ્રમાણે ચર્ચા કરવી યોગ્ય નથી. શરુઆતમાં ઓછી સંખ્યા હોયજ અને તે બદલ દીલગીર થવાની જરૂર નથી. ચૂંટણી તો સંવાય પ્રમાણે જ થયેલી હોવાથી ગેરહાજર સભ્યોને પણ ચૂંટયા છે. છતાં ગેરહાજર રહેલા ગૃહસ્થો અસ્વીકાર કરે તો પછી બીજાને ચૂંટવા છૂટ રખાય છે. યોગ્યાયોગ્યની શરુઆતમાં આપણને કેમ ખબર પડે! ઉદ્દેશો હંમેશાં મ્હોટા રાખ્યા સિવાય કેમ ચાલે! વિગેરે વિવેચન કર્યા પછી તેમણે એવી દરખાસ્ત કરી કે આ સભાએ મંત્રીને સત્તા આપવી કે તેમણે છાપાઓને ખબર આપવા કે તેમની સહી સિવાય મોકલાયેલાં ચર્ચાપત્રો કે રીપોર્ટો પ્રમાણભૂત ન ગણી પ્રગટ કરવા નહિ. આ દરખાસ્તની વિરુદ્ધ એવો મત પડયો કે ચર્ચા થવા દેવી તે ઉત્તમ છે માટે તેમ કરવું નહિ. પ્રભાશંકરભાઇએ આ ચર્ચાપત્રનો જવાબ માર્તંડમાં છાપવો.

ત્યારપછી શ્રીયુત હરિશંકર દેવકૃષ્ણે ચર્ચાપત્ર વિષે બોલતાં જણાવ્યું કે આ માણસને હું જાણુંછું. આ જમાનામાં નામફેર કરીને પણ ચર્ચા કરી શકાય છે. ચર્ચા થવાથી ફાયદોજ થશે. પરંતુ ચર્ચા કરનાર ભાઇએ પ્રત્યક્ષ વિચારો દર્શાવ્યા હોત તો ઘણું સારૂં થાત.

ત્યારપછી પાઠક પ્રભાશંકરે આ સંસ્થાએ આજ દિવસ સુધી કરેલાં કાર્યોની ટુંક હકિકત રજુ કરતાં જણાવ્યું કે "શ્રી કાઠીઆવાડી ચા. મોઢ જ્ઞાતિમંડળ" તરફથી આ સમાજ સ્થાપવાની શરૂઆત કરાઇ હતી. શરૂઆતમાં આખા હિંદુસ્થાનમાં આપણા ભાઇઓમાં વહેંચવા માટે ઉદ્દેશપત્રો છપાવવામાં રૂ. ૧૦૦ની મદદ શ્રીયુત દયાશંકરભાઇએ આપી હતી. ત્યાર પછીનાં ત્રણ વર્ષો દરમીયાન જુદે જુદે વખતે સાત સભાઓ મળી હતી તેમાં ખાસ જાણવા જેવું એ હતું કે માધવલાલ સોમેશ્વર ભટ્ટ એમને વિલાયત જતાં માન આપવા હીરાબાગમાં મળેલી સભામાં સ્ત્રીઓએ પણ હાજરી આપી હતી. સિવાય ઝવેરભાઇ હોલમાં શ્રીયુત બાલુભાઇ કહાનદાસના પ્રમુખપણા નીચે પાઠકનાં પત્નિનાં અવસાન નિમત્તે શોક પ્રદર્શીત કરવા, હીરાબાગમાં શાસ્ત્રીજી મોતીરામભાઇના પ્રમુખ પણા નીચે તીલક મહારાજના સ્વર્ગવાસ નિમિતે શોક પ્રદર્શીત કરવા, અને ત્યારપછી ગિરિજાશંકરભાઇ ભટ્ટનાં પત્નિના અવસાન નિમિત્તે શોક દર્શાવવા જુદી જુદી સભાઓ મળી હતી. સં. ૧૯૭૯ના શ્રાવણમાસ પછી આ સભાના કામકાજમાં નવું ચૈતન્ય આવેલું છે. અને હાલમાં જે છેલ્લી ત્રણ સભાઓ મળી છે તેમાં ઠીક કામકાજ થયું છે. હવે પછી આ સમાજની આગળ પ્રવૃતિ કરવા માટે યોગ્ય પદ્ધતિસરની યોજનાની જરૂર છે.

ત્રવાડી માનશંકરે જણાવ્યું કે આ વખતે ગોકલેલાં ૩૫૦ આમંત્રણોમાંથી ગણ્યા ગાંઠ્યાજ ભાઇઓ હાજર છે એ ઉત્સાહની ખામી દેખાડે છે. માટે નવિન ઉત્સાહ આવે એવી કાર્ય પ્રણાલિકાની જરૂર છે.

શ્રી. માધવલાલ સોમેશ્વર ભટ્ટે ત્યાર પછી નીચેના ત્રણ ઠરાવો રજુ કર્યા કે (૧)જ્યાં સુધી દરેકે દરેક સંવાય માંથી મેમ્બરો પૂરેપૂરા થઇ જાય નહિ ત્યાં સુધી ત્રણ કે ચાર ભાઇઓની એક કમીટી નીમવી અને તે કમીટીના સભ્યો દરેક સંવાયના એક ગૃહસ્થ મારફતે મેમ્બરો મેળવવાનું અને મંડળમાં હાજરી આપવાને વિનવવાનું કામ કરે. આમ કરતાં બે માસ લાગશે અને એક મોટી સંખ્યામાં મેમ્બરો મેળવી શકાશે. (૨) હાલ મેમ્બરો થોડા છે તેમનું લવાજમ છાપવામાં તથા પોષ્ટમાંજ વપરાઇ જાય છે એટલા માટે આપણે એક સ્થાયી ફંડ ભેગું કરવું (૩) પરિષદ્ સફળ થાય તેવી યોજનાઓ કરવી. તેને માટે જો અહિંથી અમુક સભ્યોનું ડેપ્યુટેશન દેશાવરમાં આપણા બંધુઓ જ્યાં જ્યાં વસે છે ત્યાં મોકલવામાં આવે તો મેમ્બરો વધવા ઉપરાંત સંગઠન ઘણું ઉત્તમ થશે. વિશેષમાં

તેમણે જણાવ્યું કે આ માટે પૈસાની ખાસ જરૂર છે. હરવખત દાન આપનારાઓ ઉપર આધાર રાખવો એ ઠીક નથી. ટીકાઓ વિષે બોલતાં માધવલાલ-ભાઈએ જણાવ્યું કે ટીકાઓ તો મોઢમાર્તણ્ડ પત્ર આપણું પોતાનું છે તે છોડીને બીજાં પત્રોમાં કરવી તે કોઈ રીતે ઠીક નથી. શ્રીયુત માધવરાય હરજીએ જણાવ્યું કે હું આ કામમાં દરેક પ્રકારે મદદ કરવાને મારાથી બનતો પ્રયત્ન કરી મોઢ માર્તંડના ગ્રાહકો પણ મેળવી આપીશ.

કમીટીની બાબતમાં શુકલ ચંદ્રશંકરભાઈએ એવો સુધારો રજુ કર્યો કે કમીટી નીમવાને બદલે દરેક સંવાયમાંથી એક એક સ્વયંસેવક ચૂંટવો અને તેમની મારફત મેમ્બરો વધારવા પ્રયત્નો કરવા.

શ્રીયુત માધવલાલ મકનજી એમણે એમ જણાવ્યું કે ભાઈ માધવલાલ ત્રિવેદીના અસલ ઠરાવને હું ટેકો આપું છું, તેનું કારણ એ છે કે કમીટી પોતેજ સ્વયંસેવકોની જ બનેલી થશે એમ સમજવું જોઈએ. સ્વયંસેવકો ચૂંટવા વિગેરેની ધાંધલ કરતાં કમીટીથી જ કામ લેવાય તે ઉત્તમ છે. વિશેષમાં તેમણે જણાવ્યું કે અત્ર હાજર થનારાઓમાંથી ઘણાએ ભાઈઓ આ સંસ્થાના સભ્યો નહિ હોય તેમણે પણ પોતાનાં નામો સભ્યો તરીકે નોંધાવી દેવાં જોઈએ. આ ઉપરથી તેજ વખતે નીચેના છ સભ્યોએ પોતાનાં નામો ત્યાંજ નોંધાવ્યાં હતાં. કરૂણાશંકર નારણજી C/o શ્યામજી પંડયા. રવિશંકર કાલીદાસ રાજ્યગોર ભાવનગર (માણેકજીનીવાડી). પ્રાણશંકર બેચરલાલ ત્રિવેદી C/o માનશંકર બે. ત્રિવેદી. પ્રભાશંકર મોહનલાલ દવે C/o ભારત વોચ કંપની પાયધુની. રેવાશંકર પ્રેમજી દવે C/o રામજી આશર સ્કુલ ઘાટકોપર. માધવજી મકનજી ભટ્ટ ભરૂચા બિલ્ડીંગ–મુંબઈ.

ત્યારપછી શાસ્ત્રીજી મોતીરામભાઈએ વિદ્વતા પૂર્ણ વિવેચન કરતાં કહ્યું કે મ્હોટાં જળાશયો બંધાવનાર વિરલા કવચિત જ હોય પરંતુ તેનો ઉપયોગ કરનારાઓ અસંખ્ય હોય છે. તે પ્રમાણે જ સારા માર્ગનું રહસ્ય સમજાવ્યા પછી લાભ ઉઠાવનારા ઘણાં હોય છે પરંતુ સમજાવનાર જ થોડા હોય છે. માત્ર અંતઃકરણની લાગણીથી કાર્ય થઈ શકે નહિ. અહિં તો કર્તવ્યનિષ્ઠાની જરુર છે. શ્રીયુત માધવલાલભાઈ સોમેશ્વરના ત્રણે ઠરાવોને હુ ટેકો આપું છું, અને તેમાંએ પહેલો ઠરાવ હું ખાસ મહત્વનો ગણું છું. શાસ્ત્રીજી હરિશંકરભાઈની મદદથી અમારા સંવાયમાંથી મેમ્બરો મેળવવાનુ હું મ.થે લઉંછું. સભાએ શાસ્ત્રીજીના આ શબ્દોને તાળીઓથી વધાવ્યા હતા.

ખીજડીઆ સંવાય માટે શ્રીયુત માધવરાય હરજી એમણે ઉપરોક્ત કાર્ય કરવાનું માથે લીધું હતું. શાસ્ત્રીજી હરિશંકર દેવકૃષ્ણે પોતે જ્ઞાતિસેવા કરવા માટે હંમેશ તૈયાર છે એમ ઘણીજ નમ્રતાપૂર્વક જાહેર કર્યું હતું અને તનમનથી

મદદ આપવાનું જણાવ્યું હતું. શ્રીયુત માધવલાલ સોમેશ્વરે પોતાના ઠરાવના વધારામાં જણાવ્યું કે મારા ઠરાવમાં જે સુધારો મૂકવામાં આવ્યો છે તે હું શક્ય ગણી શકતો નથી, કારણ કે સભામાં પણ હાજરી આપે નહિ તે આ કામ કેમ કરી શકે! હું નીચેના ગૃહસ્થોની એક કમીટી નીમવાને માટે મારા ઠરાવના વધારામાં દરખાસ્ત કરું છું. શ્રી. હરિશંકરભાઇ. શ્રી. માધવલાલ મકનજી ભટ્ટ શ્રી. શાસ્ત્રીજી મોતીરામ ભાઇ. શ્રી. ચંદ્રશંકર ભાઇ વકીલ, અને માનશંકર ત્રિવેદી, આ કમીટી દરેક સંવાયમાંથી એકને સાથે લઇ મેમ્બરો વધારવાનું પોતાનું કાર્ય કરે,

શ્રીયુત પ્રભાશંકર પાઠકે આ દરખાસ્ત તેમજ સુધારા ઉપર મત માગતાં શ્રી માધવલાલભાઇનો ઠરાવ બહુમતે પસાર થયો હતો. અને સુધારો ઉડી ગયો હતો.

શ્રી. માધવલાલ સોમેશ્વરે વાસામીનોર સંવાયમાંથી પોતે સાથે ચાલીને મેમ્બરો નોંધાવવાનું કામ માથે લેવાનું જાહેર કર્યું હતું. શ્રી. આદિત્યરામભાઇએ પણ શ્રી. માધવલાલભાઇના ઠરાવના ટેકામાં ઠીક કામ થશે એમ જણાવ્યું હતું.

ત્યારપછી શ્રી. પ્રભાશંકર પાઠકે જોશી બ્રધર્સવાળા ભાઈ ગીરજાશંકર ભગવાનજીની ઓળખાણ આપતાં જણાવ્યું કે એ ભાઈ જ્ઞાતિદાઝ જાણનાર છે. તેઓ આ સભાના જીંદગીના મેમ્બર તરીકે દાખલ થઇ રા. ૫૧) આપવાનું જણાવે છે. વળી આ સભામાં પધારેલ શીહોરના વયોવૃદ્ધ ત્રવાડી પ્રભાશંકરભાઇની ઓળખાણ આપતાં તેઓએ જણાવ્યું કે એ ગૃહસ્થ વિદ્વાન છે અને વાનપ્રસ્થ છે. આવાં રત્નો આપણામાં છે તેમની આપણને જરૂર છે. જવાબમાં શ્રીયુત પ્રભાશંકરભાઇએ બ્રહ્મસમાજનો ઉપકાર દર્શાવ્યો હતો.

ત્યારપછી સભ્યો નોંધનારી કમીટીને લવાજમ વસુલ કરવાની સત્તા સર્વાનુમતે આપવામાં આવી હતી.

ત્રવાડી માનશંકરે આમંત્રણપત્રો વ્હેંચવા વિગેરે માટે સ્વયંસેવકોની જરૂર જણાવી હતી. પરંતુ તે દરખાસ્ત ઉડી ગઇ હતી. છેવટે શ્રીયુત આદિત્યરામ ભાઇએ પ્રમુખનો આજની સભામાં લીધેલી તસ્દી બદલ આભાર માનવાનો ઠરાવ રજુ કર્યો હતો જેને શ્રીયુત માધવલાલ મકનજી ભટ્ટે ટેકો આપ્યો હતો. પ્રમુખશ્રીએ વળતું યોગ્ય વિવેચન કર્યા પછી હરહર મહાદેવ તથા મોઢેશ્વરી માતકી જયની ગર્જના સાથે સભા વિસર્જન થઇ હતી.

## શ્રી ભારતવર્ષીય મોઢ બ્રહ્મ સમાજ–મુંબઇ

---

### વ્યવસ્થાપક કમીટીની મીટીંગ.

(૩)

ઉપરોક્ત સભાની કાર્યવાહક મંડળની એક સભા તા. ૧૮–૧૧–૨૩ ના રોજ શ્રી. દયાશંકર દેવશંકરના મકાનમાં રાત્રે ૯ વાગે તેમના જ પ્રમુખપદે

મળી હતી. જેમાં વીશમાંથી નવ મેંબરો હાજર હોઇ કોરમ ભરાઇ જવાથી નીચે મુજબ કામકાજ થયું હતું.

(૧) ભાઇ માધવલાલ સોમેશ્વરના ઠરાવ મુજબ ગઇ સામાન્ય સભામાં નીમાએલી મેંબર વધારનારી કમીટીનો રીપોર્ટ માગતાં ભાઇ માધવલાલ સોમેશ્વરે પોતાની તથા શાસ્ત્રીજી મોતીરામભાઇની તબીયત નાદુરસ્ત હોવાથી કામ પુરૂં થયું નથી એમ જણાવ્યું હતું. (૨) શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજીનો પાટણથી આવેલો પત્ર વાંચી સંભળાવ્યો હતો. (૩) મેનેજીંગ કમીટીના એક સભાસદ શ્રી રેવાશંકર પ્રભાશંકરે આજ દિવસ સુધી કોઇ પણ બેઠકમાં હાજરી નહિ આપી હોવાથી તેમનું નામ કમી કરીને તેમને બદલે શ્રી. ગિરિજાશંકર ભગવાનજી જોશીને ચૂંટી કાઢવામાં આવ્યા હતા. (૪) શ્રી. પાઠક પ્રભાશંકરે એવી દરખાસ્ત કરી કે સમાજના પેટ્રન અને લાઇફ મેંબર એમ બે વર્ગ છે તેની વચ્ચે એક રૂા. ૧૦૧) વાળો વર્ગ દાખલ કરવો જોઇએ. તેના ટેકામાં સર્વાનુમતે એમ ઠરાવવામાં આવ્યું કે આ વર્ગને હિતચિંતક એમ કહેવું. (૫) શ્રી ગિરિજાશંકર મણિશંકર ભટે એવી સુચના કરી કે હવે પછી નીચે પ્રમાણે વર્ગોનો નીચે પ્રમાણે શબ્દોથી ઉપયોગ કરવો. પેટ્રનને બદલે આશ્રયદાતા, સીંપેથાઇઝરને બદલે હિતચિંતક, અને લાઇફ મેંબરને બદલે આજન્મ સભાસદ. અને તે બદલ ઠરાવેલી રકમો અનુક્રમે રૂા. ૨૦૧) ૧૦૧) અને ૫૧) રાખવી. આ ઠરાવ પસાર થયો હતો. (૬) પાઠક પ્રભાશંકરે સમાજના નિયમો અને ઉદ્દેશો છપાવવા માટે દરખાસ્ત મુકી હતી. તેના સુધારામાં શ્રી. ગિરિજાશંકરભાઇએ એ ઉદ્દેશો ટુંકામાં "મોઢ માર્તંડ"માં પ્રકટ કરવાની સૂચના કરી હતી. પરંતુ સર્વાનુમતે એમ ઠરાવવામાં આવ્યું કે રૂા. ૭૫) સુધી ખર્ચ કરીને આશરે એક હજાર નકલો જુદીજ ટુંક રૂપમાં છપાવીને પ્રકટ કરવાની સત્તા મંત્રીઓને આપવી. (૭) સ્થાયી ફંડ ઉભું કરવા માટે શું પગલાં ભરવાં એમ પાઠક પ્રભાશંકરે જણાવતાં તે બાબત સામાન્ય સભા ઉપર મુલતવી રાખવાનું સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું હતું. (૮) ત્રિવેદી માનશંકરે એવો ઠરાવ રજુ કર્યો હતો કે આ બ્રહ્મસમાજના બહાર ગામના મેંબરો વધારવા માટે દેશાવર ખાતેના મોઢ બ્રહ્મ-મંડળોના મંત્રીઓને એક વિનંતિપત્ર લખીને તે તે મંડળોના સભ્યોને આ સમાજના સભ્યો થવાને વિનંતિ કરવી. અને તેમ કરવાની સત્તા મંત્રીને આપવી.. આ ઠરાવ શ્રી. ગિરિજાશંકરભાઇના ટેકાથી સર્વાનુમતે પસાર થયો હતો. (૯) હવે પછીની સામાન્ય સભા સં. ૧૯૮૦ ના કાર્તિક વદ ૯ રવિવારે સાંજના (મું. ટા.) ૪ વાગે ચારધામના મંદિરમાં મળવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. એ પ્રમાણે કામકાજ કરી મોડી રાત્રે મીટીંગ વિસર્જન થઇ હતી.

---

## શ્રી ( ગુજરાતી સંવાય ) હાલારી ચાતુર્વેદીય મોઢ બ્રાહ્મણ જ્ઞાતિ-હિતેચ્છુ મંડળ—મુંબઈ.

( ૪ )

ઉપરોક્ત મંડળ સ્થાપવા માટે જ્ઞાતિબંધુઓની એક સભા વૈદરાજ જયશંકર હરજીવન ભટ્ટને ત્યાં તા. ૧૮-૧૧-૨૩ ના રોજ સાંજે ૭ વાગે મળી હતી. હાજર થએલા સભ્યોમાંથી આ મુજબ કાર્યવાહક મંડળ ચૂંટાયું હતું. પ્રમુખ શુકલ હરખશંકર જયશંકર. ઉપપ્રમુખ નવલશંકર મયાશંકર ત્રિવેદી. મંત્રી માનશંકર બેચરલાલ ત્રિવેદી. ઉપમંત્રી મહાદેવભાઇ કાળીદાસ ત્રિવેદી. સલાહકાર વૈદરાજ જયશંકર હરજીવન ભટ્ટ.

કેટલુંક અગત્યનું વિવેચન થયા બાદ વૈદ જયશંકરભાઇ તરફથી મંડળને રૂા. ૨૫) ની, ભટ્ટ બેચરલાલ પ્રભાશંકર તરફથી રૂા. ૨૧)ની. શુકલ હરખશંકર જેશંકર તરફથી શુકલ શિવશંકરે માસિક રૂા. ૨) એક વર્ષ સુધીની મદદ આપવાનું જાહેર કર્યું હતું. ભટ્ટ બેચરલાલ પ્રભાશંકર તરફથી પ્રમુખને તથા અન્ય કાર્યવાહકોને હાર તોરા પહેરાવાયા હતા. શ્રી. ચંદ્રશંકર વૈદે જ્ઞાતિઉત્કર્ષ વિષે એક મનનનીય લેખ વાંચી સંભળાવ્યો હતો. હાજર રહેલા ભાઇઓમાં ઘણો ઉત્સાહ જણાયો હતો. આવતી સભા માગસર શુદી ૧ રવિવારે ૬ વાગે ત્રીજી ભોઇવાડામાં વૈદ જયશંકરભાઇના દવાખાનામાં મળવાનું ઠરાવી સભા વિસર્જન થઇ હતી.

કાર્પેન્ટર સ્ટ્રીટ મુંબઇ-૪ }
તા. ૨૧-૧૧-૨૩. } લી. સેવક,
મંત્રી—માનશંકર બેચરલાલ ત્રિવેદી.

**પરિક્ષાપાસ—**અમદાવાદથી ખબર મળ્યા છે કે બાવીશી સંવાયના ચિમનલાલ મમનુલાલ ત્રિવેદી બી. એ. ની પરીક્ષામાં તે સંવાયમાં પ્રથમ જ ગ્રેજ્યુએટ તરીકે પાસ થયા છે.

**નવો ધંધો શરૂ કર્યો—**સુરતના રહીશ ભટ્ટ મહીપતરામ રૂપરામ તથા વૈદ છગનલાલ મોતીરામ ગણદેવીકરે ભાગીદાર તરીકે જોડાઇ "એમ. છગનલાલની કુંપની" એ નામથી કણપીઠ બજારમાં વીલાયતી દવાઓ વેચવાનો નવો ધંધો શરુ કર્યો છે.

**મુંબઇમાં એક જ પ્રાઇવેટ એકાઉન્ટન્ટ એજન્સી—**ના માલીક કપડવણજના રહીશ શ્રીયુત મણિલાલ ભુખણદાસે પોતાના ધીકતા ધંધાને વધારી માંડવીપર ભાત બજારમાં ન્યુ મેવજી મેન્શન્સમાં, અને વીઠલવાડીમાં રામજી ભગવાનના માળામાં બે શાખાઓ ખોલી છે. હીસાબી કામ કરાવનારાઓ માટે આ ઉતમ તક છે.

મોઢ માર્તણ્ડ કાર્યાલય.




**આ અંક મોડો પ્રકટ થવાનું કારણ**—સતત બે માસથી તાવના અવર નવર હલ્લાની બીમારીને લીધે તથા મુંબઇમાં દર સાલ બને છે તેમ શરદ ઋતુના સમયમાં છાપખાનામાં કામ કરનારા માણસોના પણ મોટા ભાગની માંદગીને લીધે આ અંક ધાર્યા કરતાં ઘણો મોડો પ્રકટ કરી શકયા છીએ, જે બદલ અમારા સુજ્ઞ વાચક વર્ગની અમે ક્ષમા માગીએ છીએ.

**ઓકટોબર માસનો અંક હજુ હવે પછી પ્રકટ થશે**—આવીજ હરકતોને લીધે તથા ને અંકનું કેટલુંક લખાણ હજુ તૈયાર થવાનું બાકી હોવાથી ઓકટોબરનો અંક ગ્રાહકોને આ અંક મળી ગયા પછી એકાદ બે અઠવાડી-આમાં મોકલાશે ડીસેંબર માસનો અંક તે પછી તે માસની આખર લગભગ વી. પી. થી રવાના થશે. તો અંકો માટે મહેરબાની કરી ઉઘરાણીઓ કરી પોસ્ટનું ખર્ચ ન કરવા પ્રાર્થના છે.

**અમારો દીવાળીનો આ અંક**—મોડા મોડાએ અમારાથી બનતે હરેક પ્રયત્ને અમે આ અંક સુંદર ને વિવિધ પ્રકારનાં વિસ્તૃત વાંચનથી ભરપુર બનાવવા ચુકયા નથી. અમારા લેખકવર્ગના ક્ષેત્રની સગવડ પ્રમાણે લેખો બનતાં સુધી ઉચ્ચ કોટીના જ પસંદ કરાયા છે. ખાસ દીવાળીને માટે જ લખાઇ આવેલા પણ અમને બહુ મોડા મળેલા લેખોને હવે પછીના અંકોમાં સ્થાન આપવામાં આવશે. લેખકોનો આભાર માનતાં સૌથી પ્રથમ સંસ્કૃત હિંદી તેમજ મરાઠી ત્રણે ભાષામાં ગદ્ય તેમજ હૃદયંગમ રીતે પદ્યમાં પણ એક સરખી રીતે લખનારા મેવાડા જ્ઞાતિના પણ માર્તણ્ડને પોતાનું જ માની લીધેલા એવા અમારા અડગ સાહાય્યક સાહિત્યતીર્થ શાસ્ત્રીજી પોપટલાલ શર્માનો ખુલ્લે દિલે આભાર માનવાનો છે. ફકત એ એકજ લેખક અમને સર્વ પ્રકારની વિવિધતા સાચવીને પણ સર્વ પ્રકારના લેખો પુરા પાડી શકે તેમ છે, પુરા પાડે છે, ને પાડયા છે; છતાં મોઢ જ્ઞાતિના અન્ય લેખકોને જાણ્યે અજાણ્યે એ અન્યાય ન મળે તેવા વિશુદ્ધ હેતુથીજ કવિ પોપટલાલ શર્માના કેટલાક સારા લેખોને પણ આ અંકમાં પ્રકટ કરવાનું મુલતવી

રાખવું પડયું છે. વેદાંતના વિષયોમાં જેમની કલમ બહુ ઉંડી ઉતરી છે તેવા ખંભાતના વિદ્વાન યતિ મુકુન્દાશ્રમજીનો મનનનીય લેખ આદરણીયછે. મારવાડના રહીશ દધીચી ઋષિના વંશજ અમારા ઉછરતા કોલેજીયન લેખક મહાવીરપ્રસાદની તેમના અભ્યાસના અમૂલ્ય વખતને ભોગે પણ અમને અપાતી સાહાય આભાર-જનક છે. સૌરાષ્ટ્રના અપ્રસિદ્ધ ઐતિહાસિક સાહિત્યના અમારા ગોહિલવીર લેખકબંધુ ધીરસિંહ વ્હેરાભાઇની વાર્તાઓએ અમારા વાચકનાં હૃદયોને જીતી લીધાં છે. "સરળ" નામધારી વડોદરાના અન્ય જ્ઞાતિના લેખકનાં કાવ્યો પણ બોધજનક થઇ પડે તેવાં છે. મોઢ ચંદ્રોદય માસિકના તંત્રવાહક શ્રીયુત ભદ્રશંકરનો લેખ કુળનું ભૂત જેમને વળગેલું છે તેવાઓને માટે મનનનીય થઇ પડે તેવો છે. પંડિતજી મમાશંકરનો વેદાંતનો લેખ તેમની વિદ્વતાની સારી છાપ પ્રકટ કરે છે. આ સિવાય સાક્ષરશ્રી રાયચુરા, બ્રહ્મભટ્ટ સાક્ષરશ્રી સીતારામ શર્મા, શ્રીયુત કાળસારકર વિગેરે જુદાં જુદાં માસિકોના અધિપતિઓના અને "અથ મંગલમ"થી શરુઆત કરતા વિનિત નિવેદક મ. ના. ભટ્ટ તથા જાની લાલજી વીરેશ્વર એ સર્વ સહાય્યક બંધુઓના પણ આભારી છીએ. આ અંકમાં મોઢ જ્ઞાતિના બે અગ્રેસરોની ફોટા સહ જીવનનોંધો પ્રકટ કરાય છે, જેમાંના એક વણિક જ્ઞાતિના જ્ઞાતિસેવક સાથે લોકસેવક છે, અને અન્ય બ્રાહ્મણ જ્ઞાતિના જ્ઞાતિસેવક સાથે સરસ્વતીના પણ સાચા ઉપાસક છે.

ચિત્રોની બાબતમાં દર સાલ પ્રમાણે આ દિશામાં અમારા હરહમેશના સાહાય્યક જોશી બ્રધર્સવાળા શ્રીયુત ગિરિજાશંકર ભગવાનજી જોશીનો અમે જેટલો આભાર માનીએ તેટલો ઓછો છે. સપ્તાશ્વવાળા રથ ઉપર ગગનમંડળમાં પ્રયાણ કરતા માતંણ્ડ ભગવાનવાળા ચિત્ર બદલ અને તે ચિત્રના મૂળ પ્રણેતા શ્રીમાન શેઠજી જગમોહનદાસભાઇ ધરમદાસનો ઉપકાર માનવાનું પણ ભૂલી શકતા નથી.

આ પ્રમાણે પત્રં પુષ્પં ફલં તોયં રુપ અમારી યથાશકિત ને સાધનોના પ્રમાણમાં બનતી સેવા અમારા સુજ્ઞ વાચકવર્ગને સાદર કરી છે જેને યોગ્ય ન્યાય મળશે એવી આશા છે.

**નવા વર્ષનું અભિનંદન**—એવા હેતુથી લખાએલા દર સાલ પ્રમાણે અમારા શુભ હિતચિંતકો તરફથી અમને કેટલાક પત્રો મળ્યા હતા, પરંતુ એ પ્રમાણે સામા પત્રો લખવાની અમારી પદ્ધતિ નહીં હોવાથી તે સર્વ શુભ-ચિંતકોની શુભાશીષ બદલ અત્રે જ અમે તે સર્વનો સામટો આભાર પ્રદર્શિત કરીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે આ નવીન વર્ષ સર્વને સુખરૂપ નીવડો.

**ડીસેંબરનો અંક વી. પી.**—અગાઉથી જાહેર થયા પ્રમાણે ઓણું સાલ હવે પછીનો ડીસેંબરનો અંક સર્વ ગ્રાહકોને એક સરખી રીતે વી. પી. થી મોકલાશે તે સ્વીકારી પાંચ પાંચ વર્ષથી હજારો રૂપીઆની ખોટ સહન કરીને પણ જ્ઞાતિસેવા કરતા આ રંક માસિકને કદરદાન વાચકો ઉત્તેજન આપશે એવી અમને સંપૂર્ણ ખાત્રી છે.

**નવા વર્ષથી**—માસિક વિશેષ સુંદર રૂપમાં નીકળશે. તેમાં અન્ય આકર્ષક લેખો સાથે શ્રીયુત ધીરસિંહ વ્હેરાભાઇ ગોહિલની 'સૌરાષ્ટ્રની એક બીજી અદ્‌ભુત પ્રેમકથા ક્રમશઃ પ્રકટ થયાં કરશે. ગ્રાહકોની સંખ્યા પુરતાજ અંકો છપાવાય છે તો નવા વર્ષથી ગ્રાહક થનારાઓએ લવાજમ અગાઉથી મોકલી બને તેમ જલ્દી નામો નોંધવવાં કે જેથી પાછળથી અંક વગર પસ્તાવું ન પડે.ઇતિ ઓમ્

અધિપતિ—મોઢ માર્તણ્ડ.



### જુનું ઐતિહાસિક સાહિત્ય.



### જીવનચરિતો.



### વેદાંત.



### શિક્ષણશાસ્ત્ર.



### પ્રકીર્ણ.



### ચિત્રો.



મુદ્રક—પ્રભાશંકર જયશંકર પાઠકે મુંબઇમાં ૩ ઠાકોરદ્વાર રોડ પર આવેલા પોતાના પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યું.
પ્રકાશક—પ્રભાશંકર જયશંકર પાઠક, કાંદાવાડી માધવભુવન, મુંબઇ–૪.
તા. ૧-૧૨-૨૩.

Registerd No. B 136.

# તું એકલો જાજે.

કર્તવ્યના પંથ ઉપર તારા સાદ સાંભળી સાંભળીને જ્યારે કોઇએ ન આવે, તારો સાથ કરવાની કોઇએ સ્વજન હા ન પાડે, એ ઉજ્જડ અને વિકાળ મુસાફરીની મસ્તી કોઇ પણ પ્રિય જનના પ્રાણમાં ન જાગે, ત્યારે, તો પણ, ઓ વિકટ માર્ગના પ્રવાસી! તું અટકતો ના, હતાશ થતો ના, વાટ જોતો ના. તું એકલો જાજે.

ઓ મહાભાગ! પ્રવાસે પળવાને ટાણે કદાચ તને વિદાયનું એક મધુર વેણ પણ કોઇ નહિ કહે, તારે મસ્તકે આશીષનો મીઠો હાથ પણ નહિ મુકે. તારાથી મ્હોં ફેરવીને છુપાઇ જશે, તને વળાવવા આવતાં પણ ભય પામશે. તોયે ફિકર નહિ. મુસાફર! તું ત્હારા હૃદયની વાતને મ્હેતી જ મુકજે. પ્રાણ ખોલી ખોલીને ત્હારા અંતરની વાણી સંભળાવજે. કોઇ કાન પણ ન ધરે તોયે તું એકલો ગાજે! એકલો જાજે!

એ ગહન પંથ ઉપર તું અડગપણે ચાલી નીકળજે. તારાં પ્રિયજનો તો પાદરમાંથી જ પાછાં વળશે. તારા તરફ મમતાની કે દયાની એક નજર પણ એ તો નહિ કરે. એ ઘોર માર્ગના તીક્ષ્ણ કાંટા ઘોંચાઇ ઘોંચાઇને ત્હારા કદમનાં તળીયાં લોહીથી રંગાઇ જશે. એ લોહીલોહાણ કદમને લુછનારૂં એ દારૂણ વેદના ઉપર મીઠી ફુંક મારનારૂં કોઇ યે વ્હાલું તારે પડખે નહિ હોય. તોયે શી ફીકર છે? ઓ અવધૂત! કદમની નીચે કાંટાને કચરતો જજે. શૂળો ભોંકાય તે વેળા ચીસ પાડીશ ના હસતો જજે. સ્વજન સાંભરે ત્યારે અશ્રુ ખેરીશ ના, દુવા ઉચારતો જજે! તું એકલો જાજે!

ઓ યોગી! ત્હારા અંધારા આવાસની અંદર દીવો પણ નહિ સળગાવ્યો હોય. એ ભીષણ વાવાઝોડાને વખતે, એ મેઘલી મધરાતને ટાણે તારે આંગણે જઇને તું ઉભો રહીશ ત્યારે દ્વાર બંધ હશે. તું ટકોરા દઇશ, પણ સહુ નિદ્રામગ્ન હશે. તું બૂમો પાડીને બોલાવીશ, પણ બ્હીકથી ધ્રુજતાં એ સ્વજનોમાંથી કોઇ ઉઘાડવા નહિ ઉઠે ત્યારે પણ હૈયું હાથ રાખજે. ઓ મસ્ત! ત્હારા આત્માનો ચિરાગ ટપકાવી લેજે. આખી રાત જલ્યા કરજે. બ્હાર ઉભો ઉભો તારા કર્તવ્યની માળા જપ્યા કરજે તું એકલો રહેજે!

કવિવર રવિન્દ્રનાથ ટાગોર.

માર્તંડના મુખ્ય મંત્રો—સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.

સમસ્ત મોઢ કોમનું હિત વાંછક.



ઉત્તમપ્રકારનું મોઢ માસિક.

હરિગીત.

નિંદો ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણ થાતું છો નકી;
પણ ધીર પાછું ના ભરે ડગ ન્યાય કેરા માર્ગથી.

પ્રકાશ ૩ જો ] જુલાઈ ૧૯૨૧ [ પ્રભા ૭ મી.

## भिक्षा तणी हांडी कदी बेसे नहि शीके चढी.

પ્રયોજક— ડાહ્યાભાઇ જયકૃષ્ણદાસ મહેમદાવાદી.

હરિગીત.

૧

ઉદ્યમ રતિ કરવો નહિ, આધાર રાખી અન્યનો,
મન શોચ રજ ધરવો નહિ કુટુંબના પોષણ તણો,
નિરાશ થઇ પર આશ પર દીન રાત મરશે આથડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૨

નિજ કર્મ ધર્મ ભૂલી જઈ, ભિક્ષા થકી ઉદર ભરે;
યજમાન આશીર્વાદમાં, કર્તવ્ય નિજ પુરૂં કરે,
ઈચ્છા થતી નવ અંતરે, શ્રમથી કમાવા પા ઘડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૩

હાથી તણો હોદ્દો મળે, ભિક્ષા થકી તો શું થયું?
કે પાલખીની સાહ્યબી, અર્પણ થઈ તો શું થયું?
યજમાનની વૃત્તિ પરે અવલંબતું સુખ હર ઘડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૪

યાચે જઈ ગુણવાનને, પણ મુખ તો નીચું રહે,
યાચે જઇ ધનવાનને, મદથી કટુ શબ્દો કહે,
રાચે ભલે મનમાં પરંતુ મૂછ ના રહે વાંકડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૫

નહિ માન કે અપમાનને રજ સ્થાન અંતરમા મળે,
બુદ્ધિ અને ગૌરવ સમા સદ્દગુણ પ્હેલાંથી પળે,
દીન મુખ તેજહીણ કરી, શિરથી ઉતારે પાઘડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૬

ઉત્તમ ગણી ખેતી, વળી વેપારને મધ્યમ ગણ્યો,
નીચી ગણી છે નોકરી, ભાવે ભલી વિદ્યા ભણ્યો,
ભિક્ષા નીચી એ સર્વથી, દીનતા હમેશાં રહે ખડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૭

આળસ અતિશે આવશે, અંગે મદા ભિક્ષુકને,
વાળશે. વ્યસન કંઇ જાતનાં, બુદ્ધિ તણો બુઠ્ઠો બને.
થાયે પ્રમાદી પૂર્ણ, પાડા તુલ્ય તે રે'શે પડી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

૮

ધંધો નહિ કંઈ સૂઝશે, ઉપદેશ અંતર ખૂંચશે,
નિદ્રા અને નિંદા તણી, વાતો હૃદયને રૂચશે,
એ'શાન બહુ દર્શાવશે, ડાહ્યો બની વાતો કરી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી.

---

# विधवानी हाय खाली ना जाय.

પ્રયોજક—ડાહ્યાભાઇ જયકૃષ્ણદાસ મહેમદાવાદ'.

દોહરા.

નિરાધાર નિર્બળ જગે, અબળા જાત મનાય,
તેમાં પણ વિધવા અતિ, નિર્બળ જાત ગણાય. ૧
તેનાં દુઃખ દેખી દીલે, થાય ન હાય જરાય,
વિધવાની જે હાય તે, કદી ન ખાલી જાય. ૨
ભલે ભણી સહુ શાસ્ત્રને, પંડિતમાં પંકાય;
સુધારા સારા કરી, કીર્તિ ઘણી કમાય, ૩
પણ વિધવાની વેદના, દિલમાં નહિ ધરાય,
વિધવાની જે હાય તે, કદી ન ખાલી જાય. ૪
અનાથ જનને પાળવા, ઉપદેશો ઉચરાય;
અપંગને ઉદ્ધારવા, સંસ્થા કંઈક સ્થપાય. ૫
અનાથ વર્ગેથી કદી, વિધવા બાતલ થાય,
વિધવાની જે હાય તે, કદી ન ખાલી જાય. ૬
વૃદ્ધ લગ્ન કરવા થકી, બાળા વિધવા થાય,
ઉદર નિમિત્તે આંધળાં, માત પિતા થઇ જાય. ૭
જીવન ઝેર સમું થતાં, નીકળે મુખથી હાય,
વિધવાની જે હાય તે, કદી ન ખાલી જાય. ૮
સંસ્કારો નીતિ તણા, કન્યાને ન અપાય,
દૈવ યોગે વિધવા થતાં, મર્યાદા ચુકી જાય. ૯
અધોગતિ થાતાં પછી, રહે ન એક ઉપાય,
વિધવાની જે હાય તે, કદી ન ખાલી જાય. ૧૦
એક પત્નીવ્રત પુરૂષથી, પાળી નહિ શકાય,
એક પતિવ્રત પાળવા અંકુશ અતિ મુકાય. ૧૧
એ અન્યાયે અબળનાં, કાળજ કટકા થાય,
વિધવાની જે હાય તે, કદી ન ખાલી જાય. ૧૨
અદલ ન્યાયની યાચના, અવિનાશીને થાય,
રૂઢી બંધને બેડીમાં, બાળા બહુ રીબાય. ૧૩
શ્રીપતિ શાપે પુરૂષને અવલોકી અન્યાય
વાંઢા તે મરી જાય કે, પરણીને રંડાય. ૧૪
માટે ડાહ્યાં માનવી શોચો હૃદયે ન્યાય,
સમય વિચારી વર્તતાં, વિધવા વ્યથા બુઝાય. ૧૫

## भिक्षानी जोळी

અમારા દેશની ખાતર,
ધરી છે હાથમાં ઝોળી,
તમારા હિતની ખાતર,
ભરો ભિક્ષા તણી ઝોળી.

નહિ હક્ક છે અમારો પણ,
ફરજ તો છે તમારી હા,
કરજને ફેડવા ખાતર,
ભરો ભિક્ષા તણી ઝોળી.

થઇને સ્વાર્થમય સાધુ,
વિભૂતિ અંગના ચોળી,
ન ઝોળી ગેરૂમાં બોળી,
ભરો ભિક્ષા તણી ઝોળી.

ગુંથીને સ્નેહને તાણે,
વળી વિવેકને વાણે,
સ્વદેશી શુદ્ધ ખાદીની,
ભરો ભિક્ષા તણી ઝોળી.

બળે છે હિંદને હૈયે,
જુલમ અન્યાયની હોળી,
બુઝાવો દાન દઈ ડાહ્યા,
ભરો ભિક્ષા તણી ઝોળી.

નેજવા. } જયકૃષ્ણાત્મજ,
મહેમદાવાદી.

## बाल साहित्य.

કુતરો.

( રાગ—ચાબખાનો. )

કુતરો ઘર તણો રખવાળ, પણ છે બિલ્લી કેરો કાળ—ટેક.
તૂ તૂ કરતાં તરત દોડીને, તલપી ટુકડા ખાય,
ખાતાં વધે તે મોંમાં ઝાલી, ખુણામાં લઇ જાય. કુતરો.
પગે પગે ત્યાં ખાડો ઓદી, મુકે મઝાની સાથ,
કચરે ઢાંકે કાળજીથી એ, કેવી કુશળ જાત! કુતરો.

બારણામાં બેસી બહાદુરીથી ચોકી કરે બહુ પાકી,
અણુજાણ્યાને આવતાં દેખી પૂઠે મુકે પદડાકી. કુતરો.
ખડખડતામાં ખળભળી ઉઠી ભો ભો કરતો ધાય,
સૂતેલા શેઠ જાગી ઉઠેને ચટ દઈ ચોર ઝલાય. કુતરો.
કોટે તો વળી પટો પ્હેરીને, ફાનસ મોંમાં સ્હાય,
વાંકી પૂછડી ઉંચી કરીને શેઠની સાથે જાય. કુતરો.

નીછાભાઈ ભાઇશંકર ભટ્ટ
ખરસાડકર.



## હઠીલું બાળ.

( પશુમાં પડી એક તકરાર–એ રાહ ફેરફાર સાથે )
હઠીલા! હઠ કંઈ એવી રાખ ( ૨ )
ઉધરે તુજ ખ્હોંતેર કુળ જગ રહે અવિચળ શાખ–હઠીલા. ટેક
ગણી આદર્શ અનેરો સૌ રસ લે તુજ ગૌરવમાંય,
ગૂંથે નવીન બળ તુજ કૃત્યોની પ્રતિભામાં લ્હેરાય
કરે સુર લોક તણી જન ઝાંખ–હઠી. ૧

નહિ તું નકામું! રંક રત્ન સમ! મમ જીવન છો બાળ!
જીણી જીણી તુજ કાર્ય પ્રણાલી રસિકની ખરી નિશાળ,
સાંપડે સુજને નવલી પાંખ–હઠી. ૨

નથી તુજ નજરે શત્રુ મિત્ર કે ન્હાનું મોટું ખચીત
સત્ય લ્હાણી સરખી ન્હેંચી દે હસી મીઠડું શુભ રીત
શીખવ કંઇ પાઠ નુતન જીવ લાખ–હઠી. ૩

અજબ જ્યોતિમય અંતર ઝળકે-તન-કૃતિ-ઉજ્વળ હોય.
જનની કને નભ તારક માગે એ આડો પણ સ્હોય
ખરે ભુરકીમાં સૌને નાંખ–હઠી. ૪

હાં હાં ધ્રુવ સમ શક્તિ બતાવા ઇચ્છે નિર્મળ ઉર
વિદ્યારામ રૂચીર આશાથી જુએ પ્રેમ ભરપુર
રસીલી, હઠીલી, પણ તુજ ભાખ.–હઠી. ૫

વિદ્યારામ વસનજી ત્રિવેદી.

—:o:—

## चुंथा ज्ञाति सुधारक पत्रिका नं. १

( ગતાંકથી ચાલુ. )

# અધોગતિમાંથી ઉદ્ધરવાનો ઉત્તમ માર્ગ.

પત્રિકા કાઢવાની યોજના

## તેના ખર્ચની વ્યવસ્થા માટે જાહેર આપીલ.

### ૬ આ બધું આપણે કયાં સુધી સહન કરીશું ?

મારા વ્હાલા જ્ઞાતિબંધુઓ ! પટેલનો આ ત્રાસ ગુલ્મ અન્યાય અપમાન અને શિરજોરીઓ આપણે કયાં સુધી મુંગે મોઢે સહન કરીશું ! શું આપણે કાંઇપણ લાગણી વગરના પશુ થઇને અવતર્યા છીએ કે જેમ એક ભરવાડ સેંકડો ઘેટાંને એક લાકડીની ધાકથી પોતાની મરજી માફક હંકારી જાય છે તેમ પટેલના "જ્ઞાતિબહાર" રૂપી લાકડીના ડરથી આપણે તે નચાવે તેમ નાચ્યા કરવું ! આપણે શું નિર્માલ્ય નિઃસત્વ હોઇ ઇશ્વરને ઘેરથી ઘેટા જેવા સર્જાયા છીએ ! સ્વમાન બુદ્ધિ લાગણી કેળવણી સારાસાર સમજવા જેટલી શકિત આપણને ઇશ્વરે આપી નથી શું ! જ્ઞાતિબહારના હુકમો સિવાય બીજું કાંઇજ જેને આવડતું નથી તેવા પટેલની આપખુદી નીચે વર્ષોનાં વર્ષો સુધી સડયાં કરવાનો તામ્રપટ પર દસ્તાવેજ આપણા બાપદાદાએ એ પટેલને લખી આપ્યો છે શું ! આટ આટલાં અપમાનો સહન કરતાં છતાં જેની પાસેથી લેશમાત્ર પણ હિત થવાની આશા ફોકટ છે. એવો પકકો કડવો અનુભવ થયા પછી શા માટે એક ક્ષણ પણ તેવા સ્વતંત્રસત્તાધીશ પટેલને આપણે પટેલ તરીકે માન આપવું ! એનામાં પટેલ એટલે જ્ઞાતિના નેતા થવા જેવું છે શું ? એને તે જ્ઞાતિનો પાલક એટલે રક્ષક ગણી શકાય કે અધોગતિ તરફ લઇ જનાર ભક્ષક ! એનો અધિકાર, એની પદવી, એનું માન એણે પોતાનેજ હાથે એકવાર નહિ પણ અનેકવાર ગુમાવ્યાં છે. એનાં વચન પણ એણે કયારે પાળ્યાં છે ! ફકત જ્ઞાતિબહારના હુકમો કાઢયા સિવાય એણે જ્ઞાતિની

શી શુભ સેવા કરી છે ! તો બહેતર છે કે તેને જ્યાંના ત્યાં રહેવા દઇ આપણે આપણો માર્ગ શોધી લેવો. એના બાપદાદાની પટેલાઇનું એ કોઇ પણ રીતે નહિ આપે રાજીનામુ, કે નહિ સુજવા દે ઉન્નતિનો અન્ય માર્ગ. તો ભલે એ એના મનમાં પોતાને જ્ઞાતિનો પટેલ માન્યાં કરે, આપણે તો એની ત્રાસદાયક પટેલાઇ નથી જોઇતી. જો અત્યારથીજ આમ નહીં કરાય તો યાદ રાખજો કે હજુપણ તે અનેક જણનાં અપમાન કરશે ને તેની મરજી પ્રમાણે એક પછી એક અનેકને જ્ઞાતિબહાર મુકયાં કરશે. તેનું આવું અપમાન સહન કરવા કરતાં આપણે પોતેજ ચેતીને આપણો ઉન્નતિમાર્ગ આપણે હાથેજ કાં વેળાસર ન શોધી લેવો ?

## ૭. એ નવો માર્ગ કયો ?

એ નવો માર્ગ એ છે કે બળતામાંથી બચવું. જ્યારે ચોબાજુ લાહ્ય લાગી રહી હોય ત્યારે કાંઇ ન મળે તો છેવટ પોતાનો જીવ લઇનેજ નાસી છુટવું જોઇએ એ ન્યાયે જ્યારે આપણી જ્ઞાતિમાં ઉપર જણાવ્યા પ્રમાણે પટેલનાં કર્તવ્યોથી અંધાધુંધી જોસભેર ચાલી રહી છે ત્યારે શાણા મનુષ્યોનું ભૂષણ છે કે એનો ત્યાગ કરવો. કારણ જ્યાં અધર્મનેજ ધર્મ મનાય, પટેલના મનસ્વી તરંગોનેજ પરાણે પાળવા પડે, બ્રહ્મત્વથી નષ્ટ થવા માટે પટેલ જેને તેને નોટીશો લખી ફરજ પાડે, ને તે ન પળાય તો જ્ઞાતિબહાર મુકે, અનેક ધરારપટેલો વચમાં કૂદી પડી જ્ઞાતિની વધારે બરબાદી કરે, ને તેને કોઇ અટકાવે પણ નહીં, ત્યાં કોઇ સુહૃદયી મનુષ્યે ઉભું રહેવું પણ યોગ્ય નથી. જેમણે જ્ઞાનનો પ્રકાશ જોયો છે, જેમનાં હૃદય સંસ્કારી થયાં છે, જેમને પોતાની સ્થિતિનું ખરૂં ભાન થયું છે, જેઓ સારાસાર સમજી શકેછે, જેમણે ચાલુ જમાનાની પ્રગતિ અનુભવી છે, તેવો કયો મનુષ્ય એને વધારે લાંબો વખત વળગી રહેશે ! ભાઇઓ ! વિચાર કરો વધારે પાપ શેમાં ! એને વળગી રહેવામાં કે તેનો ત્યાગ કરવામાં ! વધારે વ્યાજબી શું ? એ ટોળીમાં રહી સાથે બેસી લાડવા ઉરાડી પોતે જ્ઞાતિમાં છે એમ ગણાવી નીતિભ્રષ્ટ થવામાં કે એથી દુર થઇ ઉન્નતિ અને ધર્મનો માર્ગ ગ્રહણ કરવામાં ? એવા જુલ્મો પર પગ મુકી તેને કચડી નાખવામાં દુષણ નથી પણ ભૂષણ છે, કારણ **ધારા માટે જ્ઞાતિ નથી, પણ જ્ઞાતિ માટે ધારા છે.** આપણે મનુષ્ય જાત અનિષ્ટ ધારાઓના બંધનમાં સંકડાઇ રહેવા સર્જાએલા નથી. આપણે પણ દેશકાળને અનુસરી આપણે માટે નવીન ધારા બનાવવા જેટલી શક્તિવાળા છીએ. વળી જ્ઞાતિના જુના ધારા કાંઇ પરમેશ્વરે સ્વહસ્તે તામ્રપટ પર લખી આપણે માટે પૃથ્વી પર ઉતાર્યા નથી કે જેથી તેને ફેરવતાં પ્રભુનો કોપ વ્હોરી લેવાનું પાપ લાગે. એ તો આપણા વડીલોએજ તે વખતના જમાનાને અનુસરી બનાવેલા છે. હવે દેશકાળ બદલાયો છે તો તે પણ જરૂર બદલાવાજ જોઇએ. નાનપણમાં શીવડાવેલાં કપડાં મોટી ઉમર થતાં સાંકડાં પડે એ દેખીતું છે. બદલાતા દેશકાળ પ્રમાણે ધર્મશાસ્ત્રાના નિયમો પણ બદલાયા છે.

## चुंथा ज्ञाति सुधारक पत्रिका नं. १

( ગતાંકથી ચાલુ. )

# અધોગતિમાંથી ઉદ્ધરવાનો ઉત્તમ માર્ગ.

પત્રિકા કાઢવાની યોજના

## તેના ખર્ચની વ્યવસ્થા માટે જાહેર આપીલ.

---

### ૬ આ બધું આપણે ક્યાં સુધી સહન કરીશું?

મારા વ્હાલા જ્ઞાતિબંધુઓ ! પટેલનો આ ત્રાસ જુલમ અન્યાય અપમાન અને શિરજોરીઓ આપણે ક્યાં સુધી મુગે મોઢે સહન કરીશું ! શું આપણે કાંઇપણ લાગણી વગરના પશુ થઇને અવતર્યા છીએ કે જેમ એક ભરવાડ સેંકડો ઘેટાંને એક લાકડીની ધાકથી પોતાની મરજી માફક હંકારી જાય છે તેમ પટેલના "જ્ઞાતિબહાર" રૂપી લાકડીના ડરથી આપણે તે નચાવે તેમ નાચ્યા કરવું ! આપણે શું નિર્માલ્ય નિઃસત્વ હોઇ ઇશ્વરને ઘેરથી ઘેટા જેવાં સર્જાયા છીએ ! સ્વમાન બુદ્ધિ લાગણી કેળવણી સારાસાર સમજવા જેટલી શક્તિ આપણને ઇશ્વરે આપી નથી શું ! જ્ઞાતિબહારના હુકમો સિવાય બીજું કાંઇજ જેને આવડતું નથી તેવા પટેલની આપખુદી નીચે વર્ષોનાં વર્ષો સુધી સડ્યાં કરવાનો તામ્રપટ પર દસ્તાવેજ આપણા બાપદાદાએ એ પટેલને લખી આપ્યો છે શું ! આટ આટલાં અપમાનો સહન કરતાં છતાં જેની પાસેથી લેશમાત્ર પણ હિત થવાની આશા [illegible] છે એવો પડેલો કડવો અનુભવ થયા પછી શા માટે એક ક્ષણ પણ તેવા [illegible] સત્તાધીશ પટેલને આપણે પટેલ તરીકે માન આપવું ! એનામાં પટેલ એટલે ના નેતા થવા જેવું છે શું ? એને તે જ્ઞાતિનો પાલક એટલે રક્ષક ગણી શકાય અધોગતિ તરફ લઇ જનાર ભક્ષક ! એનો અધિકાર, એની પદવી, એનું માન એણે પોતાનેજ હાથે એકવાર નહિ પણ અનેકવાર ગુમાવ્યાં છે. એનાં વચન પણ એણે ક્યારે પાળ્યાં છે ! ફક્ત જ્ઞાતિબહારના હુકમો કાઢ્યા સિવાય એણે જ્ઞાતિની

શી શુભ સેવા કરી છે ! તો બહેતર છે કે તેને જ્યાંના ત્યાં રહેવા દઇ આપણે આપણો માર્ગ શોધી લેવો. એના બાપદાદાની પટેલાઇનું એ કોઇ પણ રીતે નહિ આપે રાજીનામું, કે નહિ મુકવા દે ઉન્નતિનો અન્ય માર્ગ. તો ભલે એ એના મનમાં પોતાને જ્ઞાતિનો પટેલ માન્યાં કરે. આપણે તો એની ત્રાસદાયક પટેલાઇ નથી જોઇતી. જો અત્યારથીજ આમ નહીં કરાય તો યાદ રાખજો કે હજુપણ તે અનેક જણનાં અપમાન કરશે ને તેની મરજી પ્રમાણે એક પછી એક અનેકને જ્ઞાતિબહાર મુક્યાં કરશે. તેનું આવું અપમાન સહન કરવા કરતાં આપણે પોતેજ ચેતીને આપણો ઉન્નતિમાર્ગ આપણે હાથેજ કાં વેળાસર ન શોધી લેવો ?

## ૭ એ નવો માર્ગ કયો?

એ નવો માર્ગ એ છે કે બળતામાંથી બચવું. જ્યારે ચોબાજુ લાય લાગી રહી હોય ત્યારે કાંઇ ન મળે તો છેવટ પોતાનો જીવ લઇનેજ નાસી છુટવું જોઇએ એ ન્યાયે જ્યારે આપણી જ્ઞાતિમાં ઉપર જણાવ્યા પ્રમાણે પટેલનાં કર્તવ્યોથી અંધાધુંધી જોસભેર ચાલી રહી છે ત્યારે શાણા મનુષ્યોનું ભૂષણ છે કે એનો ત્યાગ કરવો. કારણ જ્યાં અધર્મનેજ ધર્મ મનાય, પટેલના મનસ્વી તરંગોનેજ પરાણે પાળવા પડે, બ્રહ્મત્વથી નષ્ટ થવા માટે પટેલ જેને તેને નોટીશો લખી ફરજ પાડે, ને તે ન પળાય તો જ્ઞાતિબહાર મુકે, અનેક ધરારપટેલો વચમાં કુદી પડી જ્ઞાતિની વધારે બરબાદી કરે, ને તેને કોઇ અટકાવે પણ નહીં, ત્યાં કોઇ સુહૃદયી મનુષ્યે ઉભું રહેવું પણ યોગ્ય નથી. જેમણે જ્ઞાનનો પ્રકાશ જોયો છે, જેમનાં હૃદય સંસ્કારી થયાં છે, જેમને પોતાની સ્થિતિનું ખરૂં ભાન થયું છે, જેઓ સારાસાર સમજી શકે છે, જેમણે ચાલુ જમાનાની પ્રગતિ અનુભવી છે, તેવો કયો મનુષ્ય એને વધારે લાંબો વખત વળગી રહેશે ! ભાઇઓ ! વિચાર કરો વધારે પાપ શેમાં ! એને વળગી રહેવામાં કે તેનો ત્યાગ કરવામાં ! વધારે બ્યાજબી શું ? એ ટોળીમાં રહી સાથે બેસી લાડવા ઉશડી પોતે જ્ઞાતિમાં છે એમ ગણાવી નીતિભ્રષ્ટ થવામાં કે એથી દુર થઇ ઉન્નતિ અને ધર્મનો માર્ગ ગ્રહણ કરવામાં ? એવા જુલ્મો પર પગ મુકી તેને કચડી નાખવામાં હાણુ નથી પણ ભૂષણ છે, કારણ **ધારા માટે જ્ઞાતિ નથી, પણ જ્ઞાતિ માટે ધારા છે.** આપણે મનુષ્ય જાત અનિષ્ટ ધારાઓના બંધનમાં સંકળાઇ રહેવા સર્જાએલા નથી. આપણે પણ દેશકાળને અનુસરી આપણે માટે નવીન ધારા બનાવવા જેટલી શક્તિવાળા છીએ. વળી જ્ઞાતિના જુના ધારા કાંઇ પરમેશ્વરે સ્વહસ્તે તામ્રપટ પર લખી આપણે માટે પૃથ્વી પર ઉતાર્યા નથી કે જેથી તેને ફેરવતાં પ્રભુનો કોપ વ્હોરી લેવાનું પાપ લાગે. એ તો આપણા વડીલોએજ તે વખતના જમાનાને અનુસરી બનાવેલા છે. હવે દેશકાળ બદલાયો છે તો તે પણ જરૂર બદલાવાજ જોઇએ. નાનપણમાં શીવડાવેલાં કપડાં મોટી ઉમર થતાં સાંકડાં એ દેખીતું છે. બદલાતા દેશકાળ પ્રમાણે ધર્મશાસ્ત્રના નિયમો પણ ...

જો એમ ન હોત તો એક પછી એક એમ અનેક સ્મૃતિઓ ઉદ્ભવતજ નહીં. તો પછી આપણે પણ આપણી જ્ઞાતિનું નવું ધર્મશાસ્ત્ર દેશકાળ ને અનુસરી કેમ ન રચવું ? જો હજુ પણ આપણે નહીં ચેતીયે, ને તેનો ત્યાગ નહીં કરીએ તો તો તે દુષ્ટ ધારા આપણનેજ કચડી નાખશે. ને અત્યાર સુધી ઉંઘવાથી જે ભયંકર અધોગતિએ આપણે આવી પહોચ્યા છીએ તેથી પણ વિશેષ પાયમાલીએ આપણે જરૂર જઈ પહોંચીશું. ને છેવટ થોડા દસકામાં તો આપણો સમુદાય નામશેષ ને નષ્ટપ્રાય થઇ જશે એ પણ સિદ્ધાંતપૂર્વક માનવું.

## ૮ આપણું નવું બંધારણ કેવી રીતે રચવું ?

### આ બંધારણ કેવી રીતે બાંધવું ?

અધોગતિના જુના બંધન કરતા ધારાઓ ઉપર મીંડું મૂકી, દેશ કાળને અનુસરી, જ્ઞાતિની સ્થિતિ લક્ષમાં લઇ,ધર્મશાસ્ત્રના આધાર સાથે, ભવિષ્યનો વિચાર કરી, ગરીબ અને શ્રીમંત સર્વને એક સરખી રીતે અનુકુળ આવે તેમ ઓછામાં ઓછા ખર્ચાળ, આચાર વિચારનું રક્ષણ થાય એવા, જ્ઞાતિની આબાદી વર્ધક, ને શાસ્ત્ર તથા રૂઢીનું તારતમ્ય તારવી અસારમાંથી સાર ખેંચી કાઢેલા આપણા નવા ધારા હોઇ શકે. તે માટે મારી પાસે હિંદમાં વસતી અનેક મોઢ જ્ઞાતિઓમાં પ્રચલીત ધારાઓનાં ટીપ્પણો સંગ્રહેલાં છે,. તેનું દોહન કરી પ્રથમ આપણી જ્ઞાતિ માટે કેવા ધારા હોઇ શકે તેનો ખરડો તૈયાર કરાશે, જે આવી પત્રિકાના રૂપમાં છપાઈ નાનેથી મોટા દરેક જ્ઞાતિ બંધુના મત લેવા તથા સુધારા વધારા કરવા પોસ્ટદ્વારા ઘેરે ઘેર મોકલાશે. અમુક મુદતમાં તે પર સૌના મત આવી ગયા પછી તેમાં યોગ્ય ફેરફાર કરી ફરીથી તારણ તૈયાર કરી એકવાર ફરીથી તે પાછો ઘેરે ઘેર મોકલાશે,ને તેના જવાબ પણ અમુક મુદતમાં આવી ગયા પછી જ. આપણી કાન્ફરન્સ બોલાવવી ઠીક પડશે. આમ દરેક જ્ઞાતિ બંધુનો મત મંગાવ્યા પછી કોઇને પૂછ્યું નહિં એવો વાંધો પણ નહિ ઉઠે, ને ધારા બાંધવા આખી જ્ઞાતિને એક ઠેકાણે મળી મોટા ખર્ચ પણ નહિ ઉઠાવવો પડે. બેશક છપાઇ પોસ્ટ વીગેરેનો ખર્ચ થશે, પણ તે આવશ્યક છે. ને તે માટે શું કરવું એ યોજના પણ આ સાથે આગળ જણાવું છું. આમ કર્યા વગર સંકડો વર્ષો વહી જશે તો પણ નવા ધારા તૈયાર થવાના નથી. જ્ઞાતિની ઉન્નતિ અર્થે આ એકજ સરળ ને સહજસાધ્ય માર્ગ મારી નજરે તરે છે. જો મેં મારા સમાગમમાં આવેલા અનેક ભાઇઓને જણાવ્યો છે, ને આખી જ્ઞાતિને આજે હવે કહું છું. તે ભરાએલી કોન્ફરન્સમાં પણ ફેરવવા જેવું જણાશે તો ફેરવી શકાશે. એ પ્રમાણે ત્રણ ત્રણ વખત ચર્ચાઇ ગયેલા ધારા સર્વમાન્ય પણ થાય એમાં આશ્ચર્યજનક કાંઇ નથી. એ નક્કી થયેલા ધારા પર સહીયો લઇ છપાવી તેની ચોપડી જ્ઞાતિમાં દરેકને ઘેર ઘેર મોકલાશે, ને આપણી જ્ઞાતિના હિતની ખાતર જરૂર જણાશે તો જે જે રાજ્યોમાં આપણી જ્ઞાતિ વસે છે તે તે રાજ્યોમાં તે રજીસ્ટર કરાય તો આપણું બંધારણ "ન ભૂતો ન ભવિષ્યતિ" જેવું ચોકસ થઇ જશે.

## આ બંધારણ કેવું બાંધવું ?

આ નવા બંધારણમાં જ્ઞાતિનું ક્ષેત્ર વિશાળ કરવાની છુટ માટે, કન્યાઓને ચાંલ્લે આપવાની યોજના માટે, પાછલી લેણી દેણી કન્યાઓનો નિકાલ કરવા સર્વેને ગમશે તેવો વચલો માર્ગ કાઢવા માટે, જ્ઞાતિની વિધવાઓ માટે તથા વિદ્યાર્થીઓ માટે ફંડ કરવા ને તેમાં દરેક જ્ઞાતિ બંધુએ પોતાને ઘેર આવતા સારા નરસા પ્રસંગે યથાશક્તિ મદદ કરવાનું ફરજીઆત રાખવા, જ્ઞાતિના હાલના નાણાંનો સમાવેશ પણ, તેવા ફંડમાં ભેળવી દેવા કે ઠીક લાગશે તો ઇલાયદો રાખી તેનો ઉપયોગ જ્ઞાતિ હિતાર્થે કરવા, આપણી જ્ઞાતિના છોકરાને ભણવા ભાવનગર જેવા સગવડવાળા સ્થળે એક વિદ્યાર્થીગૃહ (બોર્ડીંગ હાઉસ) ઉઘાડવા, ગરીબની દાદ પર પણ પુરતું ધ્યાન આપવા, જ્ઞાતિનું પદ્ધતિસર દફતર રાખવા, ને તેનો રિપોર્ટ દરસાલ તૈયાર કરવા, જ્ઞાતિનું નવું વસ્તીપત્રક બનાવવા, દરેક કાર્ય બહુમતિથી અમલમાં મુકવા, મોઢ માર્તંડ માસિક દ્વારા જ્ઞાતિની ફરિઆદો દાદો પ્રકાશમાં લાવવા, ને એકંદરે ઉન્નતિનું મૂળ કેળવણીને ઉત્તેજી જ્ઞાતિની આર્થિક શારીરિક અને માનસિક સ્થિતિ સુધરે તે માટે બનતા સર્વ ઉપાયો લેવા દરેક કાળજી રખાશે.

## ૯ જ્ઞાતિનો નવો પટેલ કોણ થશે?

અત્ર સર્વેને સહજ પ્રશ્ન ઉદ્ભવશે કે એ બંધુ તો ઠીક, પણ આ નવું તંત્ર ચલાવનાર જ્ઞાતિનો નવો પટેલ થશે કોણ ? ભાઇઓ ! એકજ વ્યક્તિ આખી સંસ્થાનો કુલ જોખમદાર હોય એવો વખત તો હવે વહી ગયો છે. એવાં કુલ સત્તાધીશ ને જાહાંગીરી કાયદાવાળાં રશીઆ જેવાં વિશાળ રાજ્યો પણ સ્વતંત્ર સત્તાથી આજે નષ્ટપાય થઇ ગયાં છે. આજે જમાનો બદલાયો છે. તે પ્રમાણે નવું બંધારણ પ્રજાસત્તાકજ હોય તો સર્વને અનુકુલ થાય. એવું બંધારણ કરવા આપણી જ્ઞાતિના જથાવાર રીતસર ચુંટાએલા બંધુઓનું એક કાર્યવાહક મંડળ રચાવું જોઇએ. તેમાંથી પણ સરપંચ પસંદ કરી તે સર્વનો એક યોગ્ય પ્રમુખ પણ નક્કી થવો જોઇએ. તેવો પ્રમુખ યોગ્ય લાગે તો દર વર્ષે કે દર પાંચ વર્ષે ફેરવી શકાય. તેમજ વ્યવસ્થાપક મંડળો પણ અવર નવર બદલાવાં જોઇએ; જેથી સર્વેને વારાફરતી આવી હીલચાલોમાં ભાગ લેવાનો લાભ મળી શકે. અમુક ડુમકાવાળા ભાઇ જે કરે તેજ થાય એવી પદ્ધતિ રખાશે નહિ. કાર્ય કરનારાઓની યોગ્યતા જ્ઞાતિની દાજ કેળવણી ને સુસંસ્કારિતા એ બાબતોને વિશેષ મહત્વ અપાશે. દરેક કાર્ય બહુમતિથી થશે. મને ખાત્રી છે કે આ રીત સર્વે ભાઇઓને અનુકુલ થશે. હવે સમજાયુંજ હશે કે આવા બંધારણનો વારંવાર બદલાતો કે ચુંટણીથી પસંદ કરાતો પ્રમુખ તે અમુક મુદતને માટે જ્ઞાતિનો પટેલ ગણાશે. વંશપરંપરાગતનો પટલાઇનો ત્રાસ આ જમાનામાં લાંબો વખત નભી શકે નહિ. ને નભવા દેવો તે પણ પાપ છે.




## અધ્યાય બારમો.

ધૌમ્ય કહે છે—તેને ઉંઘેલો જોઇને જયદેવ બ્રાહ્મણે મોહ પામીને તેનું ધન લઇ લેવા ઇચ્છા કરી. (૧) મધ્યરાત્રે આ સુતેલા બ્રાહ્મણને હું કેવી રીતે મારૂં ને તેનું ધન કેમ લઇ લઉ એવી તે ચિંતા કરવા લાગ્યો (૨) તેવી છરી નથી, ને દાતરડું પણ ધાર વગરનું બુઠું છે, મારી સ્ત્રી અને છોડી ચપળ છે, તેથી વાત ઉઘાડી પડી જશે. (૩) બ્રાહ્મણનું કાપેલું ગળું જોઇ લોકો વિસ્મય પામશે અને મનેજ ખસુમ કરીને તેનો વધ કરનાર માનશે. (૪) રાજા પણ એવું જાણીને મને દંડ દેશે. હે ધર્મને જાણનાર ! એ પ્રમાણે વિચાર કરતાં તેની રાત્રિ ચાલી ગઇ. (૫) સવારે ઉઠીને આ બ્રાહ્મણ પોતાના ઘરભણી જશે. તેની પાસે ઘણું ધન છે. હું શું કરૂં તે મને સુઝતું નથી (૬) હે કુંતિના પુત્ર ! એ પ્રમાણે ચિંતાગ્રસ્ત થયેલા જયદેવને તે મુસાફર બ્રાહ્મણે સવારે જતા જતાં કહ્યું. (૭) હે દ્વિજશ્રેષ્ઠ ! હું તારી મહેરબાનીથી તારે ઘેર સુખેથી રહ્યો. તારૂં કલ્યાણ થાઓ. હવે હું મારે ઘેર જઇશ. (૮) એ પ્રમાણે બ્રાહ્મણે કહ્યુ એટલે જયદેવ તે બ્રાહ્મણનું ધન પોતાના હાથથી ગયું એમ માનીને ઘણો દુઃખી થયો. (૯) તે દુષ્ટ બુદ્ધિવાળાએ આંખોમા આંસુ લાવીને કહ્યું હે સુવ્રત બ્રાહ્મણ ! આજે મારે ઘેર જમીને તમારી મરજી પ્રમાણે જાઓ. (૧૦) હે મહાભાગ ! તમે અતિથિ છો, ને ખરેખર મારા પુજનીય છો. તમે જરૂર કાલે સવારે તમારે ઘેર જજો. (૧૧) જો તમે જમ્યા વગર જશો તો મારૂં જીવતર નિષ્ફળ છે, ને ગૃહસ્થાશ્રમના ધર્મ પ્રમાણે મને પાપ લાગશે. (૧૨) ધૌમ્ય કહે છે— તે નિપુણ ઉત્તમ બ્રાહ્મણ જયદેવનાં વચન સાંભળીને એનું કહેવું ખરૂં છે એમ માનીને તે મોટા મનવાળો સાં રહ્યો. તે પાપ બુદ્ધિવાળાએ વિચાર કર્યો કે હવે હું શું કરૂં ! આને શી રીતે મારૂં ! અને એનું ધન શી રીતે લઉં ? (૧૪) હે મોટી ભુજાવાળા પાર્થ ! તે મોઠી ચિત્તવાળા પિશાચ જેવા તે પાપીએ જે કર્યું તે હે ભારત ! સાંભળ. (૧૫) લોભ બધાં પાપો કરાવે છે એમાં સંશય નથી. લોભી મનુષ્ય લોભથી માબાપને

ભાઇને ગુરૂને તેમજ મૈત્ર અને પ્રિય મિત્રને મારી નાખે છે, અને પોતાના કુળનો ધર્મ પણ ભુલી જાય છે. ચિત્તમાં લોભ ઉત્પન્ન થતાં સઘળા ગુણો નકામા છે. (૧૬-૧૭) ને લોભી દુષ્ટે લોટમાં હળાહળ ઝેર નાખ્યું. હે નૃપ! તે બ્રાહ્મણ જમીને રાત્રે સુતો કે તુર્ત મરણ પામ્યો. (૧૮) એકઠા થએલા આડોશીપાડોશીઓને કહ્યું કે આ બ્રાહ્મણ સુતો હતો ત્યાં તેને સાપ કરડયો ને તે મરણ પામ્યો છે. (૧૯) તેનું તમામ ધન લઇને તે દુષ્ટે તેની વિધિસર દહન ક્રીયા તેમજ ઉત્તર ક્રીયા પણ કરી નહિ (૨૦) ત્રણ મહિને તેનો પુત્ર યજમાનને ઘેર ગયો તો તેણે કહ્યું કે મેં તેને ધન આપ્યું છે ને તે અહીંથી ઘેર જવા નીકળ્યો છે. (૨૧) તેથી તે છોકરો ચિંતાગ્રસ્ત થઇને રસ્તાનાં ગામો અને શહેરોમાં પૂછતો અને જોતો જોતો ઘણો દુઃખી થયેલો તેજ ગામમાં આવી ચડયો (૨૨) ગામને ઝાંપે તેણે પુછ્યું કે અહીં ત્રણ માસ અગાઉ કોઇ વેદ જાણનારો ધાર્મિક બ્રાહ્મણ આવ્યો હતો? (૨૩) તે સાંભળીને વણિકોએ કહ્યું કે જયદેવ બ્રાહ્મણને ઘેર તે ઉતર્યો હતો, ત્યાં તેને સાપે કરડયો ને તે ગુજરી ગયો એમ અમારે કાને આવ્યું છે. (૨૪) તે સાંભળીને તે પુછતો પુછતો જયદેવ બ્રાહ્મણને ઘેર ગયો ને ઘણા ભક્તિ ભાવથી તેના પિતા સબંધી પુછ્યું તે જયદેવે તેને કહ્યું કે સોમશર્મા નામનો થાકેલો અને ભુખ્યો બ્રાહ્મણ અહીં આવ્યો હતો એ વાત ખરી છે (૨૬) રસ્તામાં તેનું ધન ચોરોએ લઇ લીધું હતું ને તે દુઃખીઓ થઇ આવ્યો હતો. મેં તેને અન્ન આપ્યું ને તે અહીં રહ્યો હતો. (૨૭) તે થાકેલો હતો તેથી બીજે દિવસે મારે ઘેર રહયો હતો ને તે કુટુંબની તથા રસ્તાની વિવિધ વાતો કરતો હતો. (૨૮) રાત્રે તેને કાળો સાપ કરડયો ને તે મરણતોલ થયો. મેં તેનાં ઘણા ઉપચારો કર્યા પણ તે મરીજ ગયો. (૨૯) મેં તેની ષટ્પીંડી વિગેરે ક્રીયા કરી હતી. તારે હવે કાંઇ દુઃખ ધરવું નહિ. કારણ કાલ અટકાવી શકાતો નથી. (૩૦) જન્મેલાને જરૂર મરવાનું છે, ને મરેલાને જરૂર જન્મવાનું છે, તેથી વિદ્વાન બ્રાહ્મણે તેનો શોક કરવો જોઇએ નહિ. (૩૧) મરવું એ આત્માનો ધર્મ નથી કારણકે એ સદા નાશ રહીત છે. અન્નથી તેનું બંધારણ છે તે માટેજ પાર્થિવ વિકાર ગણાતો આ દેહ ક્ષણભંગુર છે. (૩૨) જેમ માણસ જુનાં લુગડાં ત્યજીને નવાં ધારણ કરે છે તેમ જીવ જુનો દેહ ત્યજીને નવો દેહ ધારણ કરે છે. (૩૩) એ પ્રમાણે તેનું વચન સાંભળી ઘણા દુઃખી થયેલો છોકરે તેનું કહ્યું ખરૂં માનીને સ્નાન કરી ઘેર ગયો. (૩૪) હે ભારત! પછી કેટલાક મહિને તેનું ધન ચોરોએ લઇ લીધું, ને તે પાપથી જયદેવ બ્રાહ્મણને રકતપીતનો રોગ થયો (૩૫) તેના કાનમાં કીડા પડવા લાગ્યા ને તેને ધોળો કોઢ થયો, શરીર સુકાઇ ગયો, નિર્ધન ને દુઃખી થઇ લોકોમાં તિરસ્કારને પાત્ર થયો. (૩૬) તેથી

લોકોમાં એવી વાત ચાલી કે આણે તે બ્રાહ્મણને મારી નાખ્યો છે, ને તેનું ધન લઇ લીધું છે; તે પાપથીજ આ પીડાય છે. (૩૭) તે ઘોર રૌરવ નરકમાં પડશે, અથવા ખરેખર તે કુતરાની જાતમાં જન્મ લેશે, (૩૮) તે ગધેડો ઉંટ બીલાડો શિયાળ વાઘ કે કાગડો થશે. માણસ પણ ચાંડાલ થાય છે એમાં સંશય નથી. (૩૯) એ બ્રહ્મહત્યા કરનારો છે એમ લોક તેની વારંવાર નિંદા કરતા હતા તેથી ને કોઢના દુઃખથી અતિ દુઃખીયો થવાથી તેની તીર્થ કરવાની ઇચ્છા થઈ. (૪૦) તે પ્રયાગ માઘ સ્નાન કરીને કાશી ગયો. પછી કાંચી ગયો, ને તે તીર્થોમાં સ્નાન કર્યો. (૪૧) પછી વૈજનાથ અને જગતના ગુરૂ જગન્નાથનાં દર્શન કરી તે બદ્રીનાથ, કેદારનાથ અને વીરભદ્ર મહાશીન ધામે ગયો. (૪૨) મથુરા અયોધ્યા અને નૈમિષારણ્યમાં જઇને પછી કુરૂક્ષેત્રમાં સ્નાન કરી તે શુભ એવા પુષ્કરરાજ ગયો. (૪૩) પછી મહાકાલનાં દર્શન કરી ઓંકારનાથ અને અમરેશ્વર ગયો. પછી ભમતો ભમતો ગૌતમની પુત્રી ગોદાવરીએ આવ્યો. (૪૪) પછી રેવાજી થઇને રામચંદ્રજીના પૂજેલા સેતબીંદુ રામેશ્વર ગયો અને ગંગા તથા સમુદ્રના સંયોગ આગળ સ્નાન કરી શંકરના દર્શન કર્યાં. (૪૫) પછી સાબરમતીમાં નાહી દુધેશ્વર શંકરનાં દર્શન કર્યાં. ત્યાંથી લોકને પવિત્ર કરનારા પ્રભાસ ક્ષેત્રમાં ચંદ્રેશ્વરનાં દર્શન કર્યાં (૪૬) પ્રાચી પાટણમાં સરસ્વતીમાં નાહી સોમનાથ શંકરનાં દર્શન કર્યાં. પછી શુકાવર્ત નામે મહાપવિત્ર ક્ષેત્ર જોયું. (૪૭) ત્યાં પણ ગોમતીમાં નાહીને ફરી ફરી નિશ્વાસ નાખ્યા, કારણ મહા દુઃખકારક કોઢના રોગથી મુક્ત થયો નહિ (૪૮) એ પ્રમાણે તે દુઃખાતુર બ્રાહ્મણે દેહનો ત્યાગ કરવા વિચાર કર્યો, તેવામાં લોકો પાસેથી મહા પવિત્ર એવા ધર્મારણ્ય વિષે તેણે સાભળ્યું. (૪૯) હે રાજા! તે ભમતો ભમતો ને પૂછતો પૂછતો કેટલેક દિવસે મોહરકપુર આવ્યો. (૫૦) તેણે ધર્મકૂપના શુધ્ધ પાણીમાં વિધિ પૂર્વક સ્નાન કર્યું. કે તુર્તજ તે બ્રાહ્મણ કોઢથી મુક્ત થયો ને તેને દિવ્ય દેહ પ્રાપ્ત થયો. (૫૧) હે રાજેન્દ્ર! આમ થવાથી તે ખુશ થતો થતો પોતાને ઘેર ગયો. હે ધર્મને જાણનારા! આ પ્રમાણે આ શુભ ઇતિહાસ મેં તને કહ્યો. (૫૨) હે રાજા! ધર્મવાવના પ્રભાવથી તે બ્રાહ્મણ જ્યા પાપથી મુક્ત થયો એવા તે તીર્થોમાં ઉત્તમ તીર્થ વિષે મેં તને કહ્યું. (૫૩) હે રાજા! ત્યાં નહાવાથી માણસ પાપથી મુક્ત થાય છે. હવે તે સ્થળનાં બીજાં તીર્થો વિષે હું તને કહું છું. (૫૪)

આ પ્રમાણે પદ્મપુરાણના પાતાલ ખંડમાં આવેલી ધર્મારણ્ય કથાનો દ્વિજહત્યાનાશ નામનો બારમો અધ્યાય.

પ્રભાશંકર જયશંકર પાઠક.

## स्व. रेवाशंकर प्राणशंकर व्होरा.



અકાળે અવસાન પામેલા મોઢ જ્ઞાતિના પરમ ભક્ત, વિદ્વાન લેખક,
ઉત્તમ શિક્ષક, ને આદેશ વ્યાપારી.
મૂળ રહીશ-અરણેજ.

લોકોમાં એવી વાત ચાલી કે આણે તે બ્રાહ્મણને મારી નાખ્યો છે, ને તેનું ધન લઇ લીધું છે; તે પાપથીજ આ પીડાય છે. (૩૭) તે ઘોર રૌરવ નરકમાં પડશે, અથવા ખરેખર તે કુતરાની જાતમાં જન્મ લેશે, (૩૮) તે ગધેડો ઉંટ બીલાડો શિયાળ વાઘ કે કાગડો થશે. માણસ પણ ચાંડાલ થાય છે એમાં સંશય નથી. (૩૯) એ બ્રહ્મહત્યા કરનારો છે એમ લોક તેની વારંવાર નિંદા કરતા હતા તેથી ને કોઢના દુઃખથી અતિ દુઃખીયો થવાથી તેની તીર્થ કરવાની ઇચ્છા થઈ. (૪૦) તે પ્રયાગ માઘ સ્નાન કરીને કાશી ગયો. પછી કાંચી ગયો, ને તે તીર્થોમાં સ્નાન કર્યો. (૪૧) પછી વૈજનાથ અને જગતના ગુરૂ જગન્નાથનાં દર્શન કરી તે બદ્રીનાથ, કેદારનાથ અને વીરભદ્ર સદાશીવ ધામે ગયો. (૪૨) મથુરા અયોધ્યા અને નૈમિષારણ્યમાં જઇને પછી કુરૂક્ષેત્રમાં સ્નાન કરી તે શુભ એવા પુષ્કરરાજ ગયો. (૪૩) પછી મહાકાલનાં દર્શન કરી ઓંકારનાથ અને અમરેશ્વર ગયો. પછી ભમતો ભમતો ગૌતમની પુત્રી ગોદાવરીએ આવ્યો. (૪૪) પછી રેવાજી થઇને રામચંદ્રજીના પૂજેલા સેતબંદુ રામેશ્વર ગયો અને ગંગા તથા સમુદ્રના સંયોગ આગળ સ્નાન કરી શંકરના દર્શન કર્યાં. (૪૫) પછી સાબરમતીમાં નાહી દુધેશ્વર શંકરનાં દર્શન કર્યાં. ત્યાંથી લોકને પવિત્ર કરનારા પ્રભાસ ક્ષેત્રમાં ચંદ્રેશ્વરનાં દર્શન કર્યાં (૪૬) પ્રાચી પાટણમાં સરસ્વતીમાં નાહી સોમનાથ શંકરનાં દર્શન કર્યાં. પછી શુક્રાવર્ત નામે મહાપવિત્ર ક્ષેત્ર જોયું. (૪૭) ત્યાં પણ ગોમતીમાં નાહીને ફરી ફરી નિશ્વાસ નાખ્યા, કારણ મહા દુઃખકારક કોઢના રોગથી મુક્ત થયો નહિ. (૪૮) એ પ્રમાણે તે દુઃખાતુર બ્રાહ્મણે દેહનો ત્યાગ કરવા વિચાર કર્યો, તેવામાં લોકો પાસેથી મહા પવિત્ર એવા ધર્મારણ્ય વિષે તેણે સાંભળ્યું. (૪૯) હે રાજા! તે ભમતો ભમતો ને પૂછતો પૂછતો કેટલેક દિવસે મોહરકપુર આવ્યો. (૫૦) તેણે ધર્મકૂપના શુધ્ધ પાણીમાં વિધિ પૂર્વક સ્નાન કર્યું. કે તુર્તજ તે બ્રાહ્મણ કોઢથી મુક્ત થયો ને તેને દિવ્ય દેહ પ્રાપ્ત થયો. (૫૧) હે રાજેન્દ્ર! આમ થવાથી તે ખુશ થતો થતો પોતાને ઘેર ગયો. હે ધર્મને જાણનારા! આ પ્રમાણે આ શુભ ઇતિહાસ મેં તને કહ્યો. (૫૨) હે રાજા! ધર્મવાવના પ્રભાવથી તે બ્રાહ્મણ જ્યાં પાપથી મુક્ત થયો એવા તે તીર્થોમાં ઉત્તમ તીર્થ વિષે મેં તને કહ્યું. (૫૩) હે રાજા! ત્યાં નહાવાથી માણસ પાપથી મુક્ત થાય છે. હવે તે સ્થળનાં બીજાં તીર્થો વિષે હું તને કહું છું. (૫૪)

આ પ્રમાણે પદ્મપુરાણના પાતાલ ખંડમાં આવેલી ધર્મારણ્ય કથાનો દ્વિજહત્યાનાશ નામનો બારમો અધ્યાય.

પ્રભાશંકર જયશંકર પાઠક.

# स्व. व्होरा रेवाशंकर प्राणशंकरनी टुंक जीवन नोंध.



રા. વ્હોરા રેવાશંકર પ્રાણશંકરે અમદાવાદના પ્રતિષ્ઠિત વ્હોરા પ્રાણશંકર ગવરીશંકરના જેષ્ટ પુત્ર હતા. તેમણે ગુજરાતી કેળવણી લીધા બાદ અઢાર વર્ષની નાની વયમાંજ મેટ્રીકની પરીક્ષા સારા નંબરે પસાર કરી હતી. પરીક્ષા પસાર કર્યા પછી તેઓ થોડાજ વખતમાં દશક્રોઇ મામલતદારની કોર્ટમાં કલાર્ક તરીકે જોડાયા. આ વખતથીજ તેમનું મન જ્ઞાતિ ઉન્નતિમાં દોરાયું, અને સને ૧૮૯૦ માં તેમણે સંક્ષિપ્ત ધર્મારણ્ય નામનું પુસ્તક પ્રકટ કર્યું. પુસ્તક પ્રકટ કર્યા પછી તેમનું ધ્યાન મોઢેરાનો જીર્ણોદ્ધાર કરવા તરફ દોરાયું. આથી તેમણે પાટણના વકીલ નથુભાઈ ગીરધરલાલની સાથે રહી ધર્મારણ્ય જીર્ણોદ્ધાર મંડળની સ્થાપના કરી. વકીલની સાથે રહી પ્રથમ સ્થળો બતાવનાર તેજ હતા. મોઢેરા ઉદ્ધારમાં તેમનું મન લાગેલું હોવાથી તેમને કોર્ટની નોકરીને તીલાંજલી આપવી પડી. અને તે વખતમાં દેશાઈ બ્રજરાયની મદદથી ચાલતી અને તે વખતમાં અમદાવાદમાં પ્રતિષ્ઠા પામેલી ન્યુ ઈંગ્લીશ સ્કુલમાં એએ માસ્તર તરીકે નીમાયા. આ અરસામાં તેમણે ભારતવર્ષનો ઇતીહાસ ૧૮૯૫ ની સાલમાં છપાવ્યો, જે ઇનામ તથા લાઇબ્રરી માટે મંજુર પણ થયો. માસ્તર તરીકેની કારર્કિર્દીમાં તેમને શેઠીઆઓ સાથે પરીચય થયો હતો, કારણ કે ઘણે સ્થળે મીસ એજટોને ત્યાં ટયુશનો આપવા તેઓ જતા હતા. કેટલાક શેઠીઆઓની મદદથી તેમણે ૧૮૯૮ ની સાલમાં કાળીદાસ રેવાશંકરની કંપનીના નામની સ્ટોરની પેઢી ઉઘાડી. પરન્તુ પેઢીનું કામકાજ બે વર્ષ ચાલ્યું; બાદ તે દરમીયાનમાં તેઓ ચોત્રીશ વર્ષની વયમાંજ પોતાના ચાર માસના પુત્ર વ્હોરા જશુભાઇને પોતાના કનિષ્ટ બંધુ છોટાલાલ પ્રાણશંકરના હાથમાં સોંપી અને ઘર તથા પેઢીનું સઘળું કામ તેમને સ્વાધીન કરી મોઢેરાનો સંપૂર્ણોદ્ધાર જોયા વિના આ દુનીઆનો ત્યાગ કરી ચાલ્યા ગયા. જો તેઓ વિશેષ મુદત હયાત રહ્યા હોત તો બેશક સમસ્ત મોઢ કોમને ઉપકારક થાત.

(મળેલ)

# स्व. व्होरा छोटालाल प्राणशंकर एमनी टुंक जीवन नोंध.



અમદાવાદ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ જ્ઞાતિમાં અગ્રગણ્ય ગણાતા સુપ્રસિદ્ધ રા. રા. પ્રાણશંકર ગવરીશંકર મહેતાથી કોઇ અજાણ્યું નથી. તેઓ અમદાવાદમાં કેળવણી ખાતા તરફથી. નીશાળના મહેતાજી હતા, અને તેમના હાથે કેટલાક છોકરાઓ એવા સારા નીવડ્યા કે જેઓ અમદાવાદ શહેરમાં મીલ એજંટ તરીકે કામ કરી તેમના નામની મીલો ચલાવી છે. ચોરાશી જ્ઞાતિમાં પણ તેઓ. આગળપડતો ભાગ લેતા હતા. વિદ્યાર્થીઓને ઉત્તમ પગલે ચાલવાની અહર્નિશ તેમની શીખામણ હતી. તેમના કામથી શહેરમાં ઘણો સંતોષ હતો. તેઓને ઇશ્વર કૃપાએ બે પુત્રો હતા, તેમાંના મોટા પુત્ર રા. રેવાશંકરભાઇ જેમની નોંધ આગળ. લેવાઇ ગઇ છે તે તથા કનિષ્ટ આ છોટાલાલભાઇ હતા.

રા. છોટાલાલ પ્રાણશંકર તા. ૧૨-૧૦-૧૮૭૩ ના રોજ જન્મ્યા હતા. તેઓએ પોતાના પીતાની તાલીમ નીચે થોડા વખતમાં વિદ્યાભ્યાસ કરી તા. ૨૩-૧૦-૧૮૯૧ ના રોજ થર્ડ ગ્રેડની પરીક્ષા પસાર કરી ત્યાર પછી તા. ૧૨-૧૨-૧૮૯૪ ના રોજ રજીસ્ટ્રેશન ડીપાર્ટમેંટની પરીક્ષા પસાર કરી હતી. તેટલામાં પોતાના મોટાભાઇ રેવાશંકરનું અકાળ મૃત્યુ થવાથી પોતાની સ્ટોરની દુકાનના કામકાજમાં જોડાયા, ધંધામાં પોતાની આવડત ને હુશીયારીને લઇને અમદાવાદના સુપ્રસિદ્ધ શેઠીયાઓ ની સાથે દિવસે દિવસે સંબંધ વધતો ગયો. શ્રીમાન બેરોનેટ સરદાર સર ચીનુભાઇ માધવલાલ તથા શેઠ મનસુખભાઇ ભગુભાઇ તથા શેઠ લાલભાઇ દલપતભાઇ વિગેરે શેઠીયાઓ રા. છોટાલાલ પ્રાણશંકર મહેતા ઉપર અત્યંત પ્રીતિ રાખતા હતા. અને બીજા ઘણા મહત્વનાં કાર્યો કરવાનું તેમને સોંપતા હતા. તે કાર્યમાં તેઓ ફતેહમંદ નીવડવાથી તેઓ તે શેઠીયાઓના અત્યંત વિશ્વાસપાત્ર તરીકે ગણાતા હતા. શેઠ બાલાભાઇ દામોદરદાસ સાથે પણ તેમને પાછળથી સારી પીછાણ થઇ હતી.

આ પ્રમાણે એક તરફ તેઓ શેઠીયાઓની કૃપાથી વેહેપારમાં વધતા ગયા. અને બીજી તરફ પોતાની જ્ઞાતિની ઉન્નતિ માટે શાં શાં પગલાં લેવાં તે બાબતમાં વિચાર કરતા ગયા. જ્ઞાતિ બંધુઓના ઉત્તેજન માટે સને ૧૯૧૨ ની સાલમાં

"અમદાવાદ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હિતવર્ધક" સમાજ સ્થાપી અને તે સમાજનું જ્ઞાતિ બંધુઓએ તેઓને પ્રમુખસ્થાન આપ્યું. સમાજ સ્થાપન કરવાનો હેતુ જ્ઞાતિના વિદ્યાર્થીઓને સંસ્કૃત, ગુજરાતી ને ઇંગ્રેજી કેળવણીનો લાભ મળે તે હતો. તે ઉદ્દેશ પ્રમાણે કાર્યો કરવાથી સમાજની સ્થિતિ ઘણા સારા પાયા ઉપર ચાલે છે, તે પ્રયાસનું માન વ્હોરા છોટાલાલ પ્રાણશંકર મહેતાને ઘટે છે. જ્યારે ધી ઑનરેબલ સરદાર સર ચીનુભાઇને નામદાર સરકારે બેરોનેટનો ખીતાબ બક્ષ્યો ત્યારે તેમના માનમાં તા. ૧૮-૨-૧૯૧૩ ના રોજ સમાજ તરફથી મેળાવડો ભર્યો હતો, તેમાં પણ તેમણે અત્યંત પ્રયાસ લીધો હતો.

સ્વજ્ઞાતિમાં સંપ તથા ઐક્યતા હંમેશાં રહે અને વિદ્યાની વૃદ્ધિ થાય તે માટે તેઓ વધારે ઉત્કંઠિત હતા. તેમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થયા પછી તેમની પાછળ ઉત્તરક્રિયા વખતે જ્ઞાતિમાં કુસંપ હતો તેથી તે બાબત ઘણો પરિશ્રમ લઇ જ્ઞાતિના બન્ને તડના પક્ષ વાળાઓને સમજાવીને પોતાના ઘેર સમસ્ત જ્ઞાતિને ભોજન કરાવ્યું હતું. તેવી રીતે તેમણે પોતાનાં પ્રમાતુશ્રીની ઉત્તર ક્રિયામાં દશકોશી તેડીને જ્ઞાતિ ભોજન ઘણી સારી રીતે કરાવ્યું હતું. વિશેષમાં પોતાના ભત્રીજા ચી. જસુભાઇ રેવાશંકરનાં લગ્ન પ્રસંગે જસુલાલ રેવાશંકર આનંદ મંગળ ફંડની સ્થાપના કરી, જ્યાં સુધી શ્રી અમદાવાદ ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ હિતવર્ધક સમાજ ચાલુ રહે ત્યાં સુધી કાયમ રૂ. બસોનું વ્યાજ પ્રતિ વર્ષે આપવાનું વચન આપ્યું હતું અને હજુ સુધી તેજ પ્રમાણે ચાલે છે.

ધાર્મિક સંસ્થાઓ તથા સંસ્કૃત પાઠશાળાઓ વિગેરે ઠેકાણે ઘણી સારી રકમો પોતાની હયાતીમાં તેમણે આપેલી છે.

દરેક વર્ષે શતચંડી, નવચંડી બ્રહ્મભોજન કરાવવું વિગેરે તેમનું ઉત્તમ પ્રકારનું સત્કાર્ય હતું. વળી ગમે તે જ્ઞાતિનાં છોકરાંઓને ગુપ્ત રીતે પણ વિદ્યાભ્યાસ માટે ચોપડીઓ તથા ફી વિગેરેનો બંદોબસ્ત કરતા હતા. બ્રાહ્મણ, દેવ, ગુરૂ ઉપર તેઓ અત્યંત પ્રીતિ રાખતા હતા અને આસ્તિક બુદ્ધિથી સ્નાન, સંધ્યા વંદન કરી પોતાના દિવસો નિર્ગમન કરતા હતા.

ઇશ્વર કૃપાએ વહેપાર રોજગારમાં ઘણી સારી ફળ પ્રાપ્તિ મેળવીને તેનો સદુપયોગ પણ તેવોજ કરતા હતા. લક્ષ્મી, સરસ્વતી, સૌજન્યતા, દૈવી બુદ્ધિ અને ઉદારતા એ પાંચ સદ્ગુણો રા. છોટાલાલભાઇમાં હતા.

થોડા સમય ઉપર તેમણે બોતેર ગામમાં દશક્રોશીમાં સંપ તથા ઐક્યતા વધારવા શ્રી ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ મહામંડળની સ્થાપના કરી હતી, અને તેમાં પોતે સર્વાનુમતે પ્રમુખ તરીકે નિમાયા હતા. ઉપર પ્રમાણે અનેક પ્રકારના સદ્‌ગુણો-થી અલંકૃત રા. રા. વ્હોરા છોટાલાલ પ્રાણશંકર મહેતાએ આ ક્ષણભંગુર દુનીયાંનો ત્યાગ કરી તા. ૨૭-૪-૧૯૨૧ સંવત ૧૯૭૭ ના ચઇત્ર વદી પાંચમના રોજ સ્વર્ગ ગમન કર્યું જેથી ઘણી દીલગીરી થાય છે. આવાં મહાન પુરૂષના સ્વર્ગવાસથી જ્ઞાતિમાં ઘણીજ ખોટ પડી છે.

તેઓ પોતાની પાછળ પોતાની સ્ત્રી તથા પોતાના મોટા ભાઇ રેવાશંકરના ચિ. રા. રા. જસુભાઇ રેવાશંકરને મુકી આ ક્ષણભંગુર દુનીયાંનો ત્યાગ કરી ગયા છે. તેમના ભત્રીજા જસુભાઇ રેવાશંકર પુખ્ત ઉમરના છે, અને વહેપારમાં તેમની હયાતીમાંજ માહીતગાર થયા છે. તેમણે પણ પોતાના કાકાને પિતાશ્રી સમાન માનેલા હોવાથી તેમની ઉત્તરક્રિયામાં દશકોશી બોતેર ગામ તેડાવી બે દિવસ રાખી બ્રહ્મભોજન સારી રીતે કરાવ્યું હતું. તેમની આબરૂ પ્રમાણે તેમની પછવાડે ધર્માદા રકમ પણ સારી કાટવામાં આવી છે. પરમાત્મા જસુભાઇ રેવાશંકરને સદ્‌ બુદ્ધિ આપે અને તેઓ પોતાના કુટુંબ તથા જ્ઞાતિમાં ઉજ્વળ કીર્તિ મેળવે એટલું કહી અમે વિરમીયે છીએ. પરમાત્મા મરનારના આત્માને શાંતિ આપે એજ પ્રાર્થના. (મળેલું)

---




### बावीशी संप्रदाय विद्योत्तेजक फंड संबंधी.

બાવીશી સમ્પ્રદાયનું વિદ્યોત્તેજક ફંડ કાઢ્યું છે. તેનો હિસાબ બરાબર રખાતો નથી તેમજ તેનો વ્યય પણ યોગ્ય રીતે થતો જણાતો નથી. વળી ગયા માસિકમાં કુહા કડવાડાના ગરીબ વિદ્યાર્થીઓને જુજ રકમની ચોપડીઓ આપી જણાવાઇ છે, તો બાવીશીનાં બીજાં ૩૦ ગામોમાં ગરીબ નહિ હોય ! ફક્ત એકલાં મોટાં ગામ કુહા કડવાડા જ ગરીબ છે ! સામાન્ય લાભ બધાને મળવો જોઇએ. ફંડનો ઉપયોગ સ્વાર્થપરાયણ થતો જોવામાં આવે છે. તો હવેથી મોઢ બાવીશી વિદ્યોત્તેજક ફંડનો હિસાબ મોઢ માર્તંડ દ્વારા પ્રસિદ્ધ થવો જોઇએ. હવે પછી તેમ નહિ થાય તો ફંડમાં ગોટાળો છે તેવું સર્વને જણાશે.

લી:-મણિલાલ ભોળાનાથ શુકલ.

# जमानानो प्रश्न.

(ગતાંકથી ચાલુ.)

આહારશુદ્ધિનો વિષય છાંદોગ્ય ઉપનિષદમાં છઠ્ઠા પ્રપાઠકના પાંચમા તથા છઠ્ઠા ખણ્ડમાં નીચે પ્રમાણે વર્ણવેલ છે.

> अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातु
> स्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ।
> अन्नमयं हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वाक् ॥
> दध्नः सोम्यमथ्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति
> तत्सर्पिर्भवति । एवमेव खलु सोम्यान्नस्याद्यमानस्य
> योऽणिमा स उर्ध्वः समुदीषति तन्मनो भवति ॥

મનુષ્યના શરીરમાં ખાધેલા અન્નના પરિપાક થતાં તે ત્રણ ભાગમાં વહેંચાઇ જાયછે. જે તેનો સ્થૂલ ભાગ છે તે મળ રૂપે પરિણમે છે. જે મધ્યાંશ છે તેનું માંસ બને છે, અને જે અન્નનો અતિ સુક્ષ્માંશ છે તે સારભુત ભાગ મન રૂપે પરિણમે છે. ઉદ્ધાલકે કહ્યું કે હે સૌમ્ય-શ્વેતકેતો ! અન્નમય મન આપોમય જલમય પ્રાણ, તથા તેજોમય વાણી કહેવાય છે. જેમ દહીંને મથતાં તેનો સુક્ષ્માંશ હલકો હોવાથી ઉપર આવે છે. તે દહીંનો સારભાગ ઘી કહેવાય છે. એજ પ્રમાણે ખાધેલા અન્નના પરિપાકને અંતે તે અન્નનો સુક્ષ્માંશ હલકો હોવાથી ઉપર આવે છે. અર્થાત્ એ સારભાગ હૃદયમાં અથવા મસ્તકમાં આવે છે તેને મન કહેવામાં આવે છે. હવે જ્યારે ખાધેલા અન્નનો જે સુક્ષ્મ સારભાગ મન બને છે તો જેવા સાત્વિક રજસ અને તમસ અન્ન ખાવાથી તેવુંજ મન બનશે એ વાત યુક્તિ તથા પ્રમાણેથી બરાબર સિદ્ધ છે એ અભિપ્રાયથીજ છાંદોગ્ય ઉપનિષદ્‌ના આઠમા પ્રપાઠકના સાતમા ખણ્ડમાં કહેલ છે કેઃ—

> आहारशुद्धौ सत्वशुद्धिः सत्वशुद्धौ ध्रुवास्मृतिः स्मृतिलम्भे सर्व-
> ग्रन्थीनां विप्रमोक्षस्तस्मै मृदितकषायाय तमसः पारं दर्शयति
> सनत्कुमारः ॥

આહારને ઘણા લાંબા વખત સુધી શુદ્ધ રાખવાથી અર્થાત્ દીર્ઘ કાળ સુધી શુદ્ધ ભોજન મળવાથી સત્વ અંતઃકરણ (મન) ઠીક શુદ્ધ બની જાય છે. એ અંતઃકરણ રૂપ મનની બરાબર શુદ્ધિ થતાં યથાર્થ સ્મરણ આવે છે કે મેં હજારોવાર

જન્મમરણાનુભવ લીધો, અનેકનો પિતા અને અનેકનો પુત્ર થયો, અને અનેક માતાઓનું દૂધ પીધું, અનેક ગર્ભવાસનાં દુઃખો અનુભવ્યાં, સંસારચક્રમાં હમેશાં ઘુમતાં ઘુમતાં ચોરાશી લાખ યોનિમાં ભટક્યો, હવે વિશ્રામ લઇશ. ગુરૂશરણ લઇ આત્મજ્ઞાનના આનંદમાં નિમગ્ન રહીશ. આવા પ્રકારનાં સ્મરણો મન શુદ્ધ થતા માંજ ઉદ્‌ભવે છે અને એમ કરતાં સ્વરુપ સ્મૃતિનો લાભ થતાં કામ ક્રોધાદિકની વાસનાઓ રૂપી બંધન શિથિલ થઇ જાય છે. એવા શુદ્ધ અંતઃકરણવાળા પુરૂષોને માટે ભગવાન સનત્કુમારે કરેલો જ્ઞાનોપદેશ ઇષ્ટ સાધક નીવડે છે. અર્થાત્ જેમ સ્વચ્છ નિર્મળ વસ્ત્ર ઉપર રંગ સારો ચઢે છે તેમ શુદ્ધાન્તઃકરણ પુરૂષના મનમાં જ્ઞાનોપદેશ બરાબર ખાને બેસે છે, કે જેથી તે મોક્ષનો અધિકારી થાય છે. હવે વાંચનારના હૃદયમાં સ્પષ્ટ સમજાયું હશે કે ભોજનની શુદ્ધિ અશુદ્ધિનો પરંપરા સંબંધ છેક મોક્ષ પર્યંત છે,

આ વાત પણ લોકસિદ્ધ છે કે જે મનુષ્ય જેવો હોય તેના શરીરમાં તેવાજ પરમાણુઓનો સંચય થતો જાય છે. ઇસાઇ મુસલમાનો વિગેરેમાં ઇસાઇપણાના તથા મુસલમાનપણાના પરમાણુઓ ભર્યાં પડેલા હોય છે. તેઓના સંગથી બીજાના શરીરમાં પણ તેવા પરમાણુઓનું સંક્રમણ થાય છે અને તેઓએ પકાવેલ પૂરી જેવી રસોઈ જમવામાં પણ તેના હસ્તાદિકના પરમાણુઓની અસર અવશ્ય આવશેજ, અને તે અસરથી એ સંસર્ગીઓની પણ તેવીજ બુદ્ધિ અવશ્ય થવાની. આ દશા પ્રત્યક્ષ દેખાવા લાગી છે. સ્ત્રીશિક્ષાના ફેલાવા દ્વારા ઇસાઇઓના જેવા ભારત મહિલાઓને સ્વતંત્ર બનાવવાના ઉદ્યોગો ધમધોકાર ચાલી રહ્યા છે. વિધવા વિવાહનો પ્રચાર વધતો જાય છે. વર્ણવ્યવસ્થા અધિકાર અને અધિકારની મર્યાદા તોડાતી જાય છે. સર્વનું એક ભોજન કરવાની ચેષ્ટા ચલી રહી છે. આ સઘળાં આચરણ પાશ્ચાત્ય શિક્ષણનાં ફળ છે.

પાશ્ચાત્ય લોકોમાં વેપારની વૃદ્ધિદ્વારા દેશોન્નતિ કરાય છે. ભારતવર્ષમાં બ્રાહ્મણ ક્ષત્રિયાદિ વર્ણોના યથોક્ત ધર્મ પાલનદ્વારા દેશોન્નતિ મનાતી. પણ જ્યારથી પાશ્ચાત્ય સંગના પ્રતાપથી વૈશ્યવૃત્તિદ્વારા અમે પણ દેશઉન્નતિ કરવા કટિબદ્ધ થઇ રહ્યા છીએ. સારાંશ એજ છે કે દ્વિજ સંજ્ઞાધારી બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યને માટે શ્રુતિસ્મૃતિમાં જે કંઇ આચારવિચાર કહેલા છે તેના પર જોઇ બરાબર ચાલવામાં આવે તો એ દ્વિજ હિંદુઓને જે લાભો પ્રથમથીજ મળતા આવ્યા છે તે પૃથ્વીપરના કોઇ અન્ય દેશને ન હતા કે હવે મળી શકે તેમ પણ નથી. આવી દશામાં તેઓએ ભોજનાદિકની શુદ્ધિ પણ પોતાના ધર્મની રક્ષા કરવા ખાતર અતિ આવશ્યક છે.

હાલમાં એ ભારતવાસીઓનો વેદશાસ્ત્રોક્ત ધર્મ પ્રાયઃ છુટી ગયો છે, અને ઇસાઇ મુસલમાનાદિકની હવા તેમને લાગી ચુકી છે, તેથી તે પરમ લાભ પ્રતીત થતો

નથી કે જે શુદ્ધ સાત્વિક ભોજનની સાથે અન્ય વેદોક્ત ધર્મ સેવનદ્વારા પૂર્વકાળમાં મળતો હતો. અર્થાત્ જેમ જેમ પ્રતાપી, શૂરવીર, બળવાન, ધીર, વિદ્વાન, મહાત્મા, યોગી, જ્ઞાની, તપસ્વી, ભારતવાસી જે ધર્મના પ્રભાવથી થઈ ગયા છે તેજ ધર્મનો એક અંશ પવિત્રતા પણ છે.

આપણે અર્જુન જેવા શૂરવીર જોઈએ છે, કેસર જેવા નહિ; ભીમસેન જેવા બળવાન, સૅન્ડો જેવા નહિ; પ્રતાપરાણા જેવા પ્રતાપી, નેપોલીયન જેવા નહિ; ભીષ્મપિતામહ જેવા બ્રહ્મચારી, ખોટા વેશ ધારી નહિ; રામચંદ્ર જેવા ધીર, મેકમેહોન જેવા નહિ; કાળીદાસ જેવા વિદ્વાન, મિલ્ટન જેવા નહિ; વસિષ્ટ જેવા જ્ઞાની, મેક્ષમુલર જેવા નહિ; શ્રીકૃષ્ણ જેવા યોગી, ઑલકોટ જેવા નહિ; અને વિશ્વામિત્ર જેવા તેજસ્વી જોઈએ છીએ. એવા પુરુષો આજસુધી ઇસાઇ મુસલમાનોમાં થયા જાણ્યા નથી તેમ આગળ ઉપર હોવાનો પણ સંભવ લાગતો નથી. ધર્મના સર્વાંશનો આધાર જ્યારે મન ઉપર છે તો ને મન સાત્વિક રજસ અને તમસ ભોજનને અનુસાર બને છે. માટે ઇસાઇ મુસલમાનાદિકની બનાવેલી અથવા અડકેલી રસોઇના ભોજનમાં વિશુદ્ધિનો અંશ કદાપિ હોઇ શક્તો નથી, કે જે ઠીક શુદ્ધિ જાણનાર અને પાળનાર બ્રાહ્મણાદિના બનાવેલ ભોજનમાં હોય છે. આચારહીનની બનાવેલી રસોઇ જમવાથી તેવુંજ મન બનશે કે જે ધર્મ વિરોધીજ હોય. એટલાંજ કારણથી સર્વનાં અડકેલાં ભોજન કરવા વાળા લોકો આસુરીસંપતની તરફ વળે છે, એ આ લેખમાં ખાલી પ્રમાણો આપીને નથી પતાવ્યું પણ યુક્તિથી ઉત્તમ પ્રકારે સિદ્ધ કરેલ છે. જો કે આ સમયે ભારતવાસી બ્રાહ્મણાદિ જાતિ સર્વાંશમાં અવનતિ પામેલી છે, તથાપિ બીજા દેશોની અપેક્ષાએ આ સમયે પણ તેઓમાં ધર્મભાવનું જે કંઇ અધિક તત્વ પ્રતીત થાય છે તેનો હેતુ સદાચારજ છે એમ સ્પષ્ટ છે.

આજ સુધીમાં ધર્મનાં બ્યુગલ વગાડી અન્ય દ્વીપોમાં કોઇપણ ઇસાઇ આદિકે વિજય પ્રાપ્ત નથી કર્યો; પરંતુ સ્વામી વિવેકાનંદજી તથા સ્વામી રામતીર્થજી આદિ મહાત્માઓએ ધર્મનો ડંકો બજાવીને અમેરિકા વિગેરે દેશોમાં વિજય પ્રાપ્ત કર્યો છે. ઘણા અમેરિકન લોકો એમના ચેલા બન્યા છે. મિસ એનીબીસેન્ટ જેવાં પણ સનાતન ધર્મનાં ગુણગાન કરી રહ્યાં છે. અને તે દેશોમાં આજે પણ ભગવાન શ્રી શંકરાચાર્યજીના અદ્વૈત વેદાંતમત મનાય છે, જે અદ્વૈતના પેટમાં સર્વ વર્ણાશ્રમ શ્રૌત સ્માર્ત ધર્મનો સમાવેશ થાય છે. એજ ધર્મનો એક અંશ શુદ્ધિ અથવા શૌચ ધર્મ છે.

પરમાર્થસાધક યોગાભ્યાસનાં આઠ અંગમાં બીજુંજ ધૈને તે નિયમમાં પહેલોજ અંશ શૌચ છે. તે બાબત યોગભાષ્ય तत्र शौचं मृज्जलादि जनितं मेघ्यालमवहरणादिकं बाह्यम्। અર્થાત્ મૃત્તિકા તથા જલાદિથી શરીરની શુદ્ધિ

અને શુદ્ધ ભોજનદ્વારા બાહ્ય શુદ્ધિ થાય છે. શું કોઇપણ કહી શકશે કે બ્રાહ્મણાદિ સમાન કોઇ ઇસાઇ મુસલમાનાદિકમાં કોઇકાળે શુદ્ધિ સચવાય છે વા હોઇ શકે છે? કદાપિ નહીં. જેથી ઉપસંહારમાં સંક્ષેપમાં એટલુંજ જણાવવાનું કે ઇશ્વર પ્રાપ્તિ અથવા મોક્ષનો લાભ અર્થાત્ સાંસારીક અસંખ્ય દુઃખોથી બચવા રૂપી પરમ સુખનો લાભ તેવા દ્વિજ બ્રાહ્મણાદિનેજ મળી શકે છે કે જેઓ પોતાના સ્વધર્મ સેવનની સાથે ભોજનાદિકની પણ શુદ્ધિ જાળવે, અને શાસ્ત્રાદિ ઇષ્ટ સદાચારને સુસ્તપણે પાળવા તત્પર રહે.

જામનગર. } વે. શા. સં. શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર
મહામહોપાધ્યાય.

---




(ગતાંકથી ચાલુ.)

વાચન—વાંચવાની ક્રિયા માનસિક છે તેથી લેખન કરતાં અઘરી છે. વાચનની શરૂઆત લેખનની સાથેજ થાય છે. વાચન સાથે ઉચ્ચાર સ્પષ્ટ કરાવવા ઉપર ખાસ ધ્યાન આપવું. જેના ઉચ્ચાર સ્પષ્ટ હોય છે તેની વિચારશક્તિ પણ સ્પષ્ટ હોય છે એવું સાધારણ મન્તવ્ય છે. બાળકો વાંચતાં વિરામચિન્હો સમજે અને ગદ્ય તથા પદ્ય વાચનનો ફરક ધ્યાનમાં રાખે એમ થવું જોઇએ. વાંચી જવું અને સમજીને વાંચવું એમાં પણ ફેર છે. શરૂઆતમાં બાળકો વાંચી જાય છે ખરાં પણ સમજતાં નથી. માટે તેને પ્રથમ મનમાં વાંચવાની ટેવ પાડવી. કારણ મનમાં વાંચવાથી તેનો ભાવાર્થ જલદી સમજાય છે. વળી એ ટેવ આગળ ઉપર પણ બહુ ઉપયોગી થઇ પડે છે. વાચન સાથેજ જોડણી અને વ્યુત્પત્તિનું જ્ઞાન પણ આપતા જવું.

अ-વ્યાકરણ — ભાષા શીખવાનો મહત્વનો વિષય વ્યાકરણ છે. જેનું વ્યાકરણ સારૂં હોય તે સ્હેલાઇથી પરભાષા શીખી શકે છે. વ્યાકરણથી ભાષાની શુદ્ધિ અશુદ્ધિ સમજાય છે. નિબંધ લખવામાં તે ઘણું મદદ રૂપ થઇ પડેછે. વાચન અને વ્યાકરણનો નિકટનો સંબંધ છે. માટે તે સાથે સાથે શીખવવું. શીખવવામાં પ્રથમ ભાષા અને પછી વ્યાકરણ એ ક્રમ રાખવો. નાનાં બાળકોને વ્યાકરણ શીખવવા માટે સંયોગીકરણ પદ્ધતિ અનુકુળ પડે છે.

ઇતિહાસ—ઇતિહાસના શિક્ષણની શરૂઆત આગળ જણાવ્યા પ્રમાણે વાર્તાથી થાય છે. પ્રથમ પોતાના ગામની કે આડોશપડોશનાં ખંડિયેરોની કાંઇ જૂની પુરાણી ઐતિહાસિક વાતો અગર તે વિભાગમાં થઇ ગયેલા ને જીવતા મોટા માણસોની વાતો હોય તે બાળકોને કહી તેની ઇતિહાસ શીખવાની વૃત્તિ ઉત્તેજવી. અને એ પ્રમાણે પોતાના દેશનો ઇતિહાસ પ્રથમ અને પછી બીજા દેશનો શીખવવો. શરૂઆતમાં ઇતિહાસ વાર્તા રૂપે શીખવવો. પ્રથમ પાત્રોનાં જીવનચરિતો કહેવા ને તેમ કરતાં નીતિનો બોધ આપવાનું લક્ષમાં રાખવું. કારણ નીતિ શીખવા માટે ઇતિહાસ વિશાળ ક્ષેત્ર છે. ઇતિહાસની ઝીણી ખાંચખુંચો તો આગળ ઉંચા અભ્યાસ માટે છે.

મલીન મન સત્વથી રંગાય છે. રાજસી અને તામસી ઇષણાઓનાં ભયંકર અરણ્યમાં ભટકતાને ધર્મારણ્યની વાર્તા પણ ભય નિવૃત્ત કરી આનંદાભિમુખ કરે છે, અને ધર્મનો ઝાંખો પ્રકાશ દૂર રહેલો બતાવે છે. આપણી જ્ઞાતિનો પવિત્ર-નિધિરૂપ ધર્મારણ્ય ગ્રંથ કે જેને થોડા માસ પછી ગુજરાતી ભાષાંતર સાથે મોઢ **માર્તંડના** ઉત્સાહી તંત્રી શ્રીયુત પ્રભાશંકરભાઇ પ્રસિદ્ધ કરનાર છે તેને અવલોકવાની તૃષ્ણા આપને થાઓ એમ ઇચ્છું છું. આપ તેમાં જોઇ શકશો કે ધર્મારણ્યમાં અઢાર હજાર ત્રૈવિધ મોઢો (શરૂઆતમાં સર્વે મોઢો ત્રૈવિધ નામથીજ ઓળખાતા) એક સાથે રહી ક્લેશ વિનાનું, પરસ્પર સહાયવાળું, શાંતિમય જીવન ગાળતા હતા. આપણાં કર્તવ્યજન્મ - દુર્દૈવે તેજ મહર્ષિઓનાં સંતાનોને એક સંપી કરી શ્રેય સાધવાને મંડળ, પરિષદ્, સમાજ વિગેરે કૃત્રિમ ઉપાયો કરવા પડે છે, કારણ તો ચોખ્ખું જ છે કે આપણે આપણાં સ્વરૂપ ભૂલી ગયા છીએ.

ગૃહસ્થો! હવે હું સુરત અઠ્ઠાવીશીનાં ભૂતકાળનાં (અર્વાચીન) સંસ્મરણો સ્થૂળરૂપેજ વર્ણવીશ. પ્રથમ વિદ્વાનો પ્રસંગ વિચારીએ તો કહેવું પડે છે કે સુરત અઠ્ઠાવીશીનાં નાનામાં નાનાં ગામે પણ આપણી જ્ઞાતિને ક્રમમાં ક્રમ એક સારા પંડિતની લ્હાણી કરી હતી. આજે આખાં ગુજરાતની પાઠશાળાઓમાં જેટલી વિદ્યાર્થીઓની સંખ્યા છે તેનાથી વધારે સંખ્યાના વિદ્યાર્થીઓ સુરત અઠ્ઠાવીશીમાં અધ્યયન કરતા. અઠ્ઠાવીશીનાં કોઇ પણ ગામમાં જતાં વેદનો ધ્વનિ કાને અથડાતો. પ્રાતઃસ્મરણીય ભગવાન શાસ્ત્રી, કાશીનાથ દીક્ષિત, ભવાનીશંકર દીક્ષિત, ભવાનીશંકર જોશી, શંભુરામ શાસ્ત્રી, આનંદરામ શાસ્ત્રી, કલ્યાણજી દીક્ષિત, હરિભાઇ શાસ્ત્રી, ભાનુશંકર શાસ્ત્રી, વિગેરે વિદ્વાનોનાં આદર્શ ચરિતો જેમણે જોયાં હશે, અનુભવ્યાં હશે તે આજની સ્થિતિ જોઇને આપણાં દુર્દૈવનું માપ આંકી શકશે. સુરત અઠ્ઠાવીશીની કોઇ પણ યોગ્ય માતા એવા પુત્રને જન્મજ ન્હોતી આપતી કે જે બ્રાહ્મણોના આચાર, બ્રહ્મકર્મ, વેદાધ્યયન અને વ્યુત્પત્તિબોધમાં રૂચિ વાળો ન નીવડે. મૂર્ખતા ઉન્માદમાંજ જણાતી, અદૂરદર્શિતા અનિત્ય સુખમાંજ રહેતી, વક્રતા ત્રિપુંડમાંજ રહેતી, ગુણદ્વેષ મોક્ષચિંતનમાં થતો, તેજદ્વેષ ઉલૂકજ કરતો, એ બધું એ સ્મરણાવશેષ થયું. આપણી પાસે હવે વડીલોની પુંઠમાં તેઓના સદ્ગુણોના આરોપનો મિથ્યા ગર્વજ રહ્યો, મને આ પ્રસંગે કવિરાજ ધનપતિ મિશ્રનો એક શ્લોક યાદ આવે છેઃ—

वेदव्यासः स नव दश यो वेद वेदाक्षराणि ।
श्लोकं त्वेकं परिपठति यः स स्वयं जीव एव ॥
आपस्तंबः स इह कलयेत्सम्यगौपासनं यः ।
कष्टं शिष्टक्षतिकृति कलौ कार्यमृच्छन्ति विद्या ॥

(ભાવાર્થ)—નવ કે દશ વેદના શબ્દો જાણે તે વેદવ્યાસ ગણાય, એક શ્લોક આડંબર સાથે બોલનાર પોતાને બૃહસ્પતિ માને, ઔપાસનવિધિ એટલે કે સાંય પ્રાતહોમની ગણના કરનાર આપસ્તંબ જેવો ગણાય. ખરેખર દીલગીરી સાથે કહેવું પડે છે કે શિષ્ટોને સંહારનાર કલિયુગમાં વિદ્વાઓ કૃશ થઇ જવા લાગી છે. શું આ શ્લોક આપણી વર્તમાન દશાને નથી સૂચવતો ?

મને શોક અને ભય થાય છે કે હું વધારે પડતું અપ્રિય બોલું છું, તેથી આપ સજ્જનોને જરૂર ખોટું લાગવાનું. હું પોતે તો સ્પષ્ટપણે કબુલ કરું છું કે જ્ઞાતિના દોષ વર્ણવવાની મારામાં જરા પણ યોગ્યતા નથી. દોષનું વર્ણન તેજ કરી શકે કે જે ગુણી હોય. હું ગુણી નથી; વિશેષ જ્ઞાનથી શીલ સંપન્ન નથી, અમુક વ્યક્તિને ઉદ્દેશીને પણ મારે કહેવાનું કાંઇજ નથી. હું સમષ્ટિની અવનતિ જોઇ રહ્યો છું અને તે વર્ણન કરવાને મારા જેવા મૂર્ખમન્ય પાસે યોગ્ય શબ્દો ન હોવાના કારણેજ કટુ વાક્ય નીકળે અને તે દોષ મારોજ.

મારું માનવું સાચું જ છે એવો દુરાગ્રહ ન કરતાં મને જે જણાય છે તે કહું છું. વર્તમાન કાળની બીજી બ્રાહ્મણ જ્ઞાતિઓ સાથે સરખાવતાં હજી આપણી અઠ્ઠાવીશી પૂર્વજોનાં થોડાં અને ઝાંખાં પણ સંસ્મરણો જાળવી રહી છે. વીસમી સદીના ભયંકર તૃષ્ણાપ્રવાહની લહેરમાં હજી આપણે પડ્યા નથી. પાશ્ચાત્ય છલના હજી આપણી પાસે આવી નથી. થોડી સંપત્તિથી પણ સંતોષ માનીને બ્રાહ્મવૃત્તિમાં રહેનારા સજ્જનો આપણી જ્ઞાતિમાં છે. હજી પણ આપણે બીજી કેટલીક જ્ઞાતિઓની આગળ અભિમાન કરી શકીએ કે અમારી અઠ્ઠાવીશીમાં સંધ્યાગાયત્રી ન જાણે એવો બ્રાહ્મણ નથી. હજી પણ આપણે બીજી કેટલીક જ્ઞાતિઓને કહી શકીએ કે અઠ્ઠાવીશીનો બ્રાહ્મણ યજમાનનાં ઘર શિવાય બીજાને ઘેર ગૌરવહીન ભીક્ષા માગતાં શીખ્યો નથી. હજી પણ આપણી જ્ઞાતિ સારી સંખ્યાના યાજ્ઞિકો વૈદ્યો જ્યોતિષીઓ અને શાસ્ત્રીઓ રાખવાનું માન ધરાવી શકે છે. છતાં કહ્યા શિવાય નથી ચાલતું કે આપણને પૂર્વજોની કીર્તિનાં સંસ્મરણોનું ભયંકર અજીર્ણ થતું જાય છે. શિષ્ટાચારની મર્યાદા વાણીમાત્રમાં સંકોચાતી જાય છે. અંતઃકલેશ આપણને સતાવવાની અને પાયમાલી કરવાની તઇયારી કરી રહ્યો છે. દંભે તો થોડા અંશમાં પોતાનો અધિકાર પણ જમાવ્યો છે. છતાં શુભાશાનું એક અમૃતબીન્દુ મને દેખાય છે કે આપણે આપણા વડીલોને ભૂલી ગયા નથી, તેમજ આપણા દુર્ગુણો પણ શુદ્ધ સ્વદેશી છે. પાશ્ચાત્ય દુર્ગુણોએ હજી પગપેસારો કર્યો નથી ત્યાં સુધીજ આપણા પૂર્વજોનું પુણ્ય તપે છે એમ માનવાનું.

ગૃહસ્થો ! મને મારો ટુંકો અનુભવ એમ કહે છે કે અમારી જ્ઞાતિ ઘણીજ તીક્ષ્ણ લાગણી વાળી છે. અમારી જ્ઞાતિ સારો લાભ ગુમાવે છે પણ માન ગુમાવતી નથી. આ લાગણી બ્રાહ્મણપણાંનાં ભૂષણ રૂપ છે એમ કબુલ કરીને સાથે એટલું ઉમેરવું પડે છે કે એની પણ મર્યાદા છે. મર્યાદાની બહાર જતાં એનું ક્રોધ નામ પડે છે અને તે અંતઃશત્રુ છે એમ કહેવાની ખાસ જરૂર નથી. ઘણાએ જ્ઞાતિહિતચિંતકો એ લાગણીના ભોગ બનવાના ડરે કરીને મનોગત વિચાર બહાર પાડી શકાતા નથી. મારાં પણ સાહસ માટે મને માફ કરજો કે હું નાને મોઢે મોટી વાત કરૂં છું. જ્ઞાતિબંધુઓ ! ઘણીજ બારીકીથી તપાસ કરશો તો જણાયા વિના નજ રહે કે આપણામાં કુસંપ ઉદાસીનતાએ પગપેસારો કરવા માંડયો છે. કુસંપની વિગતમાં ઉતરવાનો આ પ્રસંગ નથી. યોગ્ય સમય માટે અનામત રાખી આજે એટલું તો જરૂર કહીશ કે કુસંપ અથવા ઉદાસીનતાનાં ભયંકર પરીણામોથી આપણા ધાર્મિક ઇતિહાસો ભરેલા છે તે નજરે લાવી સવેળા એને અટકાવવાનો પ્રયાસ કરાય તો ઠીક. હજી પણ સમય છે. જલદી આપશે તે બમણું આપ્યું ગણાશે. પ્રયત્ન કરનાર ઉદારાત્મા સજ્જનોને માટે આ સમય વિશેષ અનુકૂળ છે એટલી ચેતવણીજ આ સમયે તો બસ છે.

બંધુઓ ! અને ગૃહસ્થો ! આપને કંટાળો ઉપજે એવો ઉપોદ્‌ઘાત થયો-ગદ્ગદ્ બ્રાહ્મણોને કટુ વાણી કહેવી તે પાપ છે એ હું સમજું છું, એમ છતાં પણ રૂચે ન એવો વાક્‌પ્રયોગ કર્યો તેને માટે ક્ષમા ઇચ્છું છું. પ્રશંસા કોને ન ગમે! દેવો પણ સ્તુતિથી પ્રસન્ન થાય છે. પ્રશંસામાં અતિશયોક્તિ આવે તેની હરકત નહી, પણ મીથ્યોક્તિ ન આવવી જોઇએ. મારી મોઢજ્ઞાતિને માટે હજી પણ મને પૂર્ણ માન છે. એની ઉન્નતિના પ્રયત્નમાં મને આનંદ મળે છે. મારી મોઢજ્ઞાતિ મીથ્યોક્તિવાળી પ્રશંસાના લોભે મેળવેલી કીર્તિ ન ગુમાવી દે એજ હેતુને અનુલક્ષીને હું કાંઈ વધારે પડતું બોલ્યો છું.

જ્ઞાતિ બંધુઓ અને સદ્‌ગૃહસ્થો! જાણે કે અજાણે પસરતા આ અગાઉ વર્ણવેલા પ્રસંગો ઇચ્છવા જોગ તો નથીજ એમ સર્વનું હૃદય કબુલ કરશે. ત્યારે એને માટે ઉપાય શો? મારા ભૂતકાળમાં પણ મને આ વિચારો આવેલા અને તે માટે એકજ ઉપાય ધ્યાનમાં આવતો કે જ્ઞાતિની ઉન્નતિમાં આડે આવે એવાઓને નસીહત દેવી. એમને જ્ઞાતિથી અલગા કરવા. એઓની સાથે વાગ્યુદ્ધ કરવું વિગેરે. વખત જતાં અનુભવે કબુલ કરાવ્યું કે જ્ઞાતિની અવનતિનાં કારણો અનેક નથી, પણ એકજ છે. તે કારણ આપણામાં થયેલો સદ્વિદ્યાનો હ્રાસજ છે. એ સિવાય આપણી અવનતિનું કારણ મને બીજું ન દેખાયું. સાથે સાથે એ તત્વ પણ સમજાયું કે જ્ઞાતિના કોઇ પણ બંધુને આપ-

ત્રાથી જુદા રાખીને આપણે ઉન્નતિ ન મેળવી શકીએ. કદાચ અકસ્માત્ એવી ઉન્નતિ પ્રાપ્ત થઇ જાય તો તે સારાં પરીણામવાળી નજ નીવડે. હું જ્ઞાતિ નહી પણ જ્ઞાતિનો હું છું એ તત્વ સમજાયું. મારા પરમ હિતચિંતક મુરબ્બીશ્રી કૈ૦ કરૂણાશંકર શાસ્ત્રી સાથે એ સંબંધમાં અનેક ઉહાપોહ કરતો, મનોરથોની પરંપરાઓ ચાલતી, અને બીજી જ્ઞાતિનાં પરિણામો જોઇ મનોરથ ઢીલાઇ જતા. કોઇ વખત ગામે ગામ વ્યાખ્યાન આપવાની ઇચ્છા થતી, તો કોઇક વખત જ્ઞાતિના ધારા ધોરણો બદલવા વિચાર થતો. છેવટે સર્વ વિચારો ઉપર સત્ય વિચારે વિજય મેળવ્યો. મોઢ જ્ઞાતિ ભૂષણ આ સભાના મંત્રીજી ગિરિજાશંકર ભાઇ સાથે મેળાપ થયો, જ્ઞાતિના હિત માટે ગિરિજાશંકરભાઇનું હૃદય અમારા કરતાં પણ વધારે તલસતું દેખાયું, હમો ગિરિજાશંકરભાઇના વિચારને અનુસર્યા અને હમારી જેટલી શક્તિ તેટલા પ્રમાણમાં વિદ્યાવૃદ્ધિના પ્રધાન ઉદ્દેશવાળી શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાનું સ્થાપન કર્યું; જેનો આજે છઠ્ઠા વર્ષમાં પ્રવેશ થયો છે.

ગૃહસ્થો! "વિદ્યાની ઉન્નતિથીજ સર્વ ઉન્નતિ થાય છે" એ સર્વ માન્ય સૂત્રને કબુલ કરીએ કે તરતજ આ વિચાર ઉપસ્થિત થવાનો કે સંસ્કૃત વિદ્યાની ઉન્નતિ કરવી કે અંગ્રેજી વિદ્યાની ઉન્નતિ કરવી? મારૂં માનવું છે કે બંને વિદ્યાને માટે પ્રયત્ન કરવા; અને તેમ ન થાય અને એકજ પ્રયત્ન કરી શકાય તો સંસ્કૃત વિદ્યાને માટેજ કરવો. આપણે બ્રાહ્મણોએ કોઇ પણ દેશમાં અથવા સમયમાં એટલું તો યાદ રાખવુંજ જોઇએ કે આપણી સાચી માતા તો અમર ભારતી એટલે કે સંસ્કૃત વિદ્યાજ છે. જો એમ છે તો પછી ઈંગ્રેજી અથવા બીજી વિદ્યાને માટે પ્રયત્ન ન કરવો જોઇએ એ પ્રાપ્ત થાય છે. અને હું તો એમજ કહું કે દેશકાળ અનુકૂળ હોય તો સંસ્કૃત વિદ્યાથી બીજી બાજુ આપણું ધ્યાન નજ જવું જોઇએ. છતાં દેશકાળ આપણાથી પ્રતિકૂળ છે એટલે બીજી તરફ ધ્યાન આપ્યા શિવાય ન ચાલે. આપણે આપણાં સાદાં જીવનથી ખસીને વૈભવી જીવનની ઇચ્છા રાખી વૈભવી જીવન ગાળનારાઓની વચ્ચે આવીને વસ્યા છીએ, એટલે ઓછે વધતે અંશે આપણે જગતના પ્રવાહને અનુસરવું રહ્યું. તે અનુસરણ કરવાને આપણે જગતનો વ્યવહાર જાણવાની જરૂર તે ફક્ત સંસ્કૃત અધ્યયનથી જાણી ન શકાય. અથવા જે બ્રાહ્મણ યથાર્થ બ્રાહ્મીવૃત્તિમાં રહેવા ઇચ્છે તેણે પણ પોતાનાં વર્તનથી ઉપદેશથી યાવચ્છક્ય જગતની સુધારણા કરવાની, તેને માટે પણ જગતનું મંતવ્ય અને વૃત્ત જાણવાની જરૂર અને તે જરૂરીઆતને અંગે ઈંગ્રેજી અથવા બીજી વિદ્યાને જાણવી જરૂરની છે. નિર્મળ અને નિષ્ક્રીય બ્રહ્મનું જ્ઞાન મેળવવાને બ્રહ્મનાં વિવર્ત જ્ઞાનની જેમ પ્રથમ અનિવાર્ય આવશ્યકતા છે તેમજ બ્રાહ્મણોને પણ વિવર્તવાદ જેવા ઇતર વિદ્યા વિષો જાણવા જરૂરના છે. જેને અંધકારનું જ્ઞાન નથી તે પ્રકાશની કીંમત શી રીતે આંકી શકે? જેને કુકર્મના દોષની ખબર નથી

તે પતિવ્રતાને વંદનીય શી રીતે ગણે? છેવટે બ્રાહ્મણોએ જો જગતના ગુરૂ તરીકેના સ્થાન પર રહેવાની પ્રબળ ઇચ્છા હોય તો જગતના ઉન્માર્ગો જાણવા એ ખાસ જરૂરના છે. મહાપાત્ર મીમાંસક શિરોમણિ કુમારિલભટ્ટાચાર્ય બૌદ્ધોનું ખંડન કરવા માટે બૌદ્ધ મઠમાં બૌદ્ધ સાધુ બની નાસ્તીક દર્શનો ભણ્યા હતા. અપ્પૈય દીક્ષિતનો સિદ્ધાન્ત લેશ સંગ્રહ અનેક મતમતાન્તરોના ઉલ્લેખથી ભરપૂર હોઈ અદ્વૈત માર્ગનું પ્રતિપાદન કરનાર છે. સાહિત્યદર્પણકાર મહાકવિ વિશ્વનાથની પ્રશસ્તિ રત્નાવલી અરાર ભાષાનાં ચિત્રમાં બનાવેલી છે. દીલ્લીશ્વર સમ્રાટ્ અકબરની રાજસભાના રત્ન કવિકુલપંચાનન જગન્નાથ પંડિતનું અલ્લાસૂક્ત ઘણાને જાણીતું છે. જ્યોતિષના એક અંગ તરીકે રૂઢ થયેલ તાજક જ્યોતિષ અને રમલ જ્યોતિષ અરબસ્તાનમાંથી બ્રાહ્મણો લાવેલા છે. એજ કારણથી કતરી બ્રાહ્મણોએ યવનજાતકનાં મંગળાચરણમાં યવનોનાજ દેવોનું સ્મરણ કરેલું છે. દાખલા તરીકે:-

अल्ला खेरकरः खुदा अरिहरो रहेमान् मानार्चनः
विसमिल्ला गजवाजिधान्यकरणो दावुद दे दोलतम् ॥
पुरजादा महमूदपीर मचलां क्यामदिनान्तोपयुक्ः ।
सत्कीर्ति च रसूल्लको वितरतु श्रीदः सदा साहिबः ॥

**महाभाष्यकार पतंजली भगवान्** પોતાના ઉપોદ્ઘાતનાં પ્રકરણમાં લખે છે કે **यथा गौरित्यस्य गावी गोणी गोता गोपोतलिकेत्येव मादयोऽपभ्रंशाः** એ ઉપરથી અપભ્રંશોનું જ્ઞાન સૂચવે છે, છેવટે શ્વેતાશ્વતર ઉપનિષદ્ શ્રુતિ પણ

**कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुष इति चिन्त्याः**

એમ કરી જગતના અનિત્યકારણવાદોનાં જ્ઞાનપૂર્વક શાશ્વતકારણનું કથન કરે છે. એ ઉપરથી પણ વિરૂદ્ધવાદોનું જ્ઞાન આવશ્યક છે એમાં તો સંદેહજ નથી. નાટ્યવિદ્યાના ભરતમુનિ આચાર્ય, ગાનવિદ્યાના નારદમુનિ આચાર્ય, ભૂગર્ભવિદ્યાના અગસ્ત્ય આચાર્ય, ત્રિસ્કંધ જ્યોતિષ એટલે કે ગણિત-ફલિત-કાલજ્ઞાન તથા તેનાં ઉપાંગો મસ્તકવિદ્યા વિગેરેના ભગવાન સૂર્યનારાયણ વિગેરે અષ્ટાદશ આચાર્યો, વનસ્પતિ શાસ્ત્ર ધન્વન્તરી, યુદ્ધવિદ્યાના વશિષ્ટ, અને વાલ્મિકી. વિષવિદ્યાના મહર્ષિ આસ્તિક, રાજનીતિનાં સર્વાંગોના ઉપદેષ્ટા ભગવાન વ્યાસ, અને નારદ. વધારે શું કહું જગતમાં જે કાંઈ વિદ્યા શબ્દથી કહેવાતું તે સર્વના પ્રવર્તક આચાર્યો બ્રાહ્મણોજ હતા. પાકશાસ્ત્રથી આરંભી મોક્ષશાસ્ત્ર પર્યંતનું જ્ઞાન બ્રાહ્મણોએજ જગતને આપ્યું હતું. હવે કોણ કહી શકશે કે બ્રાહ્મણોએ કેવળ વેદ ગોખીને વ્યવહારમાં બુડથલજ રહેવાનું છે?

ગૃહસ્થો! આ ઉપરથી એટલું તત્વ મને તો જરૂર સમજાય છે કે બ્રાહ્મણોનું ખરૂં ધન **संस्कृत विद्या** છે, છતાં તેનાં યથાર્થ રક્ષણ માટે તથા તેના ઉપર આવતા જડવાદના હુમલાઓથી તેને બચાવવા માટે ઇતર ભાષાની વિદ્યાઓ પણ જાણવીજ જોઇએ, પણ એ ન ભૂલવું જોઇએ કે **गीर्वाण भारती**

આપણી સાચી માતા છે અને ઇતિર ભાષાઓ એ સાવકી છે. પોષણકારક પય આપણને માતા તરફથીજ મળવાનું. સાવકી પાસેથી પય ન મળે અને કદાચ મળે તો તે તનમનની ખુવારી કરનારૂંજ થાય. એ સિદ્ધાંતને અનુસરીને જો બ્રાહ્મણો ઇતર વિદ્યાનું અધ્યયન કરે તો મારા માનવા પ્રમાણે કાંઈ પણ બડબડાટ કરવાનું કારણ રહેતું નથી. છતાં વર્તમાન સમય આપણને નવોજ રંગ બતાવે છે. આપણા નવયુવકો પોતાની યથાર્થ જનનીને ભુલીને ઇતર વિદ્યાનેજ જનની માનવાની ભ્રાંતિમાં પડતા જાય છે. ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોને બદલે કેવળ અર્થપ્રધાન કાર્યો તરફજ લક્ષ અપાય છે. જે ધર્મને માટે બ્રાહ્મણો સુખ વૈભવ છોડી જંગલે જંગલ ભટક્યા અને વનચરના સહવાસી થયા, જે ધર્મને માટે રાજસ્થાનનાં પ્રત્યેક પાર્થિવ રજઃકણો વીર ક્ષત્રિઓનાં રૂધિરથી ભીંજાયાં, તે ધર્મને આપણા ભારતવાસીઓ પાપી પેટ ભરવા ખાતર ખુશીથી ગુમાવે એનું કારણ મને તો એજ સમજાય છે કે આપણે આપણી માતાને રખડાવી છે, રઝળાવી છે, ચીંથરેહાલ કરી છે.

જેણે સ્વમાન ગુમાવ્યું તેની પાસે ગુમાવવા જેવું બીજું કાંઈજ રહેતું નથી. મોટામોટા વજ્રમય કીલ્લાઓ અને મહેલો જમીન ભેળા થઈ જશે, ભયંકર અરણ્યો વેરાન થઈ જશે, સમુદ્ર સુકાશે, પણ આ તત્ત્વ તો અક્ષયજ રહેવાનું કે

**दैवी संपद्विमोक्षाय निबंधायासुरी मता.**

મને આજે કહેવાને આનંદ થાય છે કે લગભગ દોઢસો વરસની ભ્રાન્તિ પછી આપણને સાચું જ્ઞાન થવા માંડયું છે. આપણાં ગૌરવની રક્ષા માટે આપણા બંધુઓ જાગૃત થયા છે એ સુભાગ્ય છે. છતાં એક વાત કહેવી આવશ્યક છે કે ઉત્સાહનો વેગ પણ મર્યાદામાં ન રહે તો અનર્થકારકજ નીવડે છે. આર્યાવર્તના આ ઉત્સાહની આજુબાજુનું આવરણ પણ શુદ્ધ આર્યાવર્તનુંજ હોવું જોઈએ.

બંધુઓ! જે સમયે પાશ્ચાત દેશો આસુરી તંત્રનાં પરીણામે દિનપ્રતિદિન અધિક બંધનમાં પડી રાગદ્વેશના ગુલામ બની કેવળ લોહીના તરસ્યા થઈ પિશાચ ચેષ્ટામાંજ આનંદમગ્ન થઈ ગયા છે તેવા સમયે ભારતવાસીઓએ પોતાનાં સત્વની પરીક્ષા આપી જગતને સિદ્ધ કરી બતાવવું જોઈએ કે સાચી સભ્યતા ભરતભૂમિમાંજ છે. ઉદ્ધારક નીતિ અને નિષ્પ્રપંચ ધર્મનો અમૂલ્ય નિધિ ભારતવર્ષમાંજ છે. આપણી "પરીક્ષા" માટે આ કરતાં બીજો ક્યો સમય વધારે સારો મળશે? આ કાર્યમાં રાજાનો અથવા પ્રજાનો કોઈનો દ્રોહ કરવાનો નથી, પ્રત્યુત ઉદ્ધાર કરવાનો છે. રાજાને ઇશ્વરાંશ માનનારો અમારો હિંદુધર્મ રાજદ્રોહનો ઉપદેશ કરે એ વાત માનવાને કોઈ પણ ભારતવાસી તૈયાર નથી. વિદ્રોહનાં તત્વનો ખરાબમાં ખરાબ વારસો પાશ્ચાત્ય દેશોનેજ આપ્યો છે. ઓ પાશ્ચાત્યો! તમારે ત્યાં ભલે રાજભક્તિની સ્કુલો કાઢો, અમારે ત્યાં તો અમારો ધર્મજ પ્રજાને રાજ્યભક્તિ અને રાજાને પ્રજાભક્તિ બેઉ તત્વનો ઉપદેશ કરે છે. (અપૂર્ણ)

નોટ—આ ભાષણકર્તા તે અન્ય કોઈ નહીં પણ વલસાડકર સુપ્રતિષ્ઠિત શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દીક્ષિત છે. આ મહત્વનું આખું ભાષણ જે આગામી અંકમાં સમાપ્ત થશે તે લક્ષ્યપૂર્વક વાંચી મનન કરવા વાચકવર્ગને વિનંતિ છે.

તંત્રી મોઢ માર્તણ્ડ.

# मोढ चातुर्विद्य (पीपलदर करवटीआ) ब्राह्मणोनी वस्ती.

| નં. | ગામ. | તાલુકો. | જીલ્લો અગર દેશી રાજ્ય. | વેદ. | કુંવારા. | વિધુર. | પરણેલા. | વિધવા. | કુલ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પાટણ. (ગુજરાત.) | પાટણ. | પ્રાંત કડી. વડોદરા રાજ્ય. | યજુર્વેદ. | ૨ | ૦ | ૧૦ | ૧૦ | ૨૨ |
| ૨ | શંખલપુર. | ચાણસમા | ,, | ,, | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| ૩ | વડુ. | કડી. | ,, | ,, | ૨ | ૦ | ૦ | ૦ | ૨ |
| ૪ | ડેંગુચા. | ,, | ,, | ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૫ | આજોલ. | વિજાપુર. | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૨ | ૨ |
| ૬ | બહીયલ. | દહેગામ. | ,, | ,, | ૦ | ૦ | ૦ | ૪ | ૪ |
| ૭ | સંખેશ્વર. | રાધનપુર. | રાધનપુર સ્ટેટ. (વઢીયાર.) | સામવેદ. | ૦ | ૫ | ૦ | ૦ | ૫ |
| ૮ | ઝાડીઆણા. | ,, | ,, | યજુર્વેદ. | ૦ | ૦ | ૨ | ૦ | ૨ |
| ૯ | કુવારદ. | ,, | ,, | ,, | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| ૦ | સાંથોળ. | થાણેકટોસણ. | મહીકાંઠા એજંસી. | ,, | ૦ | ૦ | ૩ | ૦ | ૩ |
| ૧ | મગુના. | ,, | ,, | ,, | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| | | | | કુલઃ– | ૬ | ૫ | ૧૭ | ૧૬ | ૪૪ |

જ્ઞાતિ સેવક,

**બાળાશંકર ગોપાળજી.**

પાટણ (ગુજરાત.)

રવાના શ્રીયુત મોઢ માર્તણ્ડ માસિકના તંત્રી તરફ–માસિકમાં પ્રસિદ્ધ થવા સાર.

વડોદરા **મગનલાલ રણછોડજી ત્રિવેદી.**




( તટસ્થ ભાવે )




આ તમે સંયમી પ્રજા પૂર્વની છે, તે ધર્મભાવનાના દૃષ્ટિબિંદુ વડે જીવન વ્યવહારને યોજી તેમાંજ કૃતાર્થ માની આચાર વિચાર અને આહારને સેવનારી છે. તો બીજાઓ અર્થભાવનાના દૃષ્ટિબિંદુ વડેજ જીવન વ્યવહારને યોજી તેમાંજ સર્વસ્વ માની લઇને દ્રવ્યનેજ યેન કેન પ્રકારે પણ મેળવવાને સાહસ કરનારા હોય છે. એકનું જીવન ધર્મભાવનાને કેળવનારૂં તો બીજાનું અર્થભાવનાને કેળવનારૂં છે. આ ભેદને લીધે બેઉની દૃષ્ટિમાં મોટો ભેદ કુદરતી રીતેજ છે, છતાં ધર્મભાવનામાં શૈથીલ પામેલા નબળા સંસ્કાર સમૂહના નેતાઓ પોતે પણ પોતાનાજ નબળા ભોગવટને આધારે ધર્મભાવને ત્યજી અર્થ ભાવનેજ લક્ષમાં રાખી વિવિધ ધમાલનું અનુકરણ કરવામાંજ કર્તવ્ય માની મનાવી સમૂહનો દ્રોહ કરવામાં તત્પર થયા છે.

અમને તમારા ધર્મ સાથે કાંઇ સંબંધ નથી. સંબંધ રાખવાને માગતા પણ નથી, પરંતુ આડકતરી રીતે તમારા ધર્મમાં પગ ઘાલીએ એમ લાગે તો તે માત્ર અર્થ-દ્રવ્યની દૃષ્ટિ બિંદુ વડેજ છે. દ્રવ્ય લાલસા અમારી પૂર્ણ થાય તેવા પ્રકારના તમામ પ્રસંગે કળથી બળથી અમે યોજનામાં લેશ પણ ગાફેલ રહીશુંજ નહી. અમારા એ મુદ્દાને બરાબર સમજીને તમારા ધર્મને જાળવો તો અમને કાંઇ વાંધો નથી. અમારી અર્થભાવનાને લેશ પણ ધક્કો પોહચાડી તે પ્રકારના આચાર વિચાર કરશો તો અમે સાંખીએજ નહી. અમારા સ્વભાવજન્ય ધર્મમાં તમારે આડા આવવુંજ નહીં. જેટલાનો અમને ખપ હશે તેટલું અમે તમારી પાસેથી હરેક પ્રકારે મેળવવા તરફજ સાવધાન પૂર્વક નિડર પણે યુક્તી પુરઃસર ક્રમે, તમારી અક્કલ ન પહોંચે તેવી કુશલતા વડે મેળવવાને તત્પર રહીશુંજ. આ કક્ષા અમારો સ્વભાવજન્ય ધર્મ છે. તે ધર્મમાં ઘુસીને તમારે ધમાલ કરવીજ નહીં. અમારૂં તંત્ર તો તમારા "મેહસાણાના ભાટ જમે કાલ" તેના જેવુંજ છે હો!

અમને ભોગવિલાસનો ભારે ચસ્કો છે, તે ચસ્કામાંજ અમારૂં અસ્તિત્વ છે. તે અસ્તિત્વનેજ સિદ્ધ કરવાને અર્થેજ અર્થનું મહાન સેવન અમારે શીરે અવિ-ચલપણે પ્રાપ્ત કરેલા ભોગ વિલાસી જીવ છીએ. અમારૂં અનુકરણ કરી તમે શું કરવા ધમાલમાં "ભોગ વિલાસી" થવા ઉમંગ કરો છો! તમારે તો ભોગ વિલાસનો ધર્મ પાળવાનો નથી. અને પાળવા જશો તો તમારે અને અમારે સ્પર્ધાનો દ્વેષ ઉદય થતાં તે "દૈત્યરાજ" અમારાજ ઉપાસક ઇષ્ટ હોવાથી તમે હારી જવાના. માટે હાર જીતના ક્રમને ન વળગતાં અમને જોઇએ તેટલું પ્રેમ આપીને સિધો વ્યવહાર રાખો તો તમારૂં શ્રેય સચવાશેજ. અમે દ્રવ્ય મેળવવાને વાસ્તે જે ધર્મ પાલન કરીએ છીએ તેજ ધર્મ અમારૂં રક્ષણ કરશેજ. અમને સંપુર્ણ ભરોસો અમારા "પેન્ટ-સગવડ યુક્ત કુશલતા દર્શક" સગવડીઆ ધર્મ ઉપર છે. તમે તમારા "ધર્મને" ત્યજી અમારા પેટ્રન્ટ ધર્મને સગવડીઆ ધર્મને પાળવા તૈયાર થાઓ તો તમારા "સ્વધર્મના શ્રાપ" તમને અવશ્ય લાગવાજ જોઇએ. અમે અમારો સ્વધર્મ ત્યજીને તમારા ધર્મમાં આવતા નથી તો તમે તમારા "સનાતન ધર્મ" ત્યજીને અમારા "સગવડીઆ ધર્મ" પાલક થવા પામો તે તમારો અહિતાચારજ હોઇને ત્યજવા યોગ્યજ છે. તોજ તમે સુખી જીવન ગાળી શકશો. અમારૂં "સુખી જીવન" અમારા સગવડીઆ ધર્મના દૃષ્ટિ બિંદુ વડે આચાર પ્રદેશ રચી લેવાનું રહે છે. તોજ અમારી સગવડોના સાધન રૂપી દ્રવ્ય અમને પ્રાપ્ત થાય એવો અમારો પરમ સિદ્ધાંત છે. તે સિદ્ધાંત અનુસારજ અમારા તમામ વ્યવહાર અમે સાવધાનતાથી ખેડીએ છીએ અને ખેડીશુંજ એવી ખેડથીજ અમારા મનના કોડ પૂરાશેજ. તમારા હાથમાં ઘરબાર છે. તો અમારા હાથમાં જાન માલ અને હુકમ છે. સમજ્યા!

તમારો સિદ્ધાંત સંસારના અંત વગરના ચક્રમાંથી નીકળી જવાનો છે. તો અમારો સિદ્ધાંત કયા કર્મ શુભ અને કયા કર્મ અશુભ તે જોવાનું છે જ નહી, સગવડ અને સુગમ અમારી પ્રકૃતિને લાગે તેજ માર્ગે અમારા ભોગ વિલાસને તૃપ્ત કરવા, ને તેના માટે મુખ્ય સાધન મનાએલા દ્રવ્યને મેળવવું તેજ છે. તમારા ધર્મમાં "સ્થાપન સિદ્ધાંત" જે શુભ અશુભનું નક્કી કરી પછી દ્રવ્ય પ્રાપ્ત કર-વાની જે શૈલી તે અમને પરવડેજ નહી. તમારા અમારા વચ્ચે આજ મોટો તફાવત ખડો રહ્યો છે. અમે અમારી વાસનાને જોઇએ તેટલી સ્વતંત્રતા અર્પવામાં અમારૂં કર્તવ્ય માનીએ છીએ, પણ તમે તો ઉલટાજ વાસનાને જેમ બની શકે તેમ અંકૂશમાં રાખવાને ચાહો છો. "વાસના" કદી પણ જીવને શાંતિ આપતીજ નથી એવું માનો છો, પણ અમારી "શાન્તી" અંત વગરના ભોગવટના વિલાસને અંગે પ્રાપ્ત થતા કર્મોમાં પ્રવૃતિને સર્વદા જાગ્રત રાખવામાંજ દ્રવ્યને રળી શકીએ. દ્રવ્ય વડેજ શાંતિને મેળવવાને ખંત ધરાવનારા અમે તંતીલા છીએ, તમારો

અમારો "લક્ષ્ય ભેદ" આમ ભિન્ન હોવા છતાં તેનું ભાન ભૂલીને અમારા જેવા વૈભવના ભોગવટાથે તમને સ્વપ્નું આવે છે તેજ તમારા મહાન્ 'કમભાગ્ય'ની વાત છે. તેથી તમો સર્વે નબળા ભોગવટાના ચીલે ચઢી ગયેલા પામર જીવન ગાળનારા મૂર્ખાઓ છો, એવા મૂર્ખાના સરદારોએ અમારી બરોબરી કરવા મથવું ચાહવું એ તો તમારાજ ધર્મના દૃષ્ટિ બિંદુ વડે અધર્મ છે એમ સ્પષ્ટ સમજાય તેવું તો છેજ, છતાં અનુકરણના ઘેને ચડેલા ગાડરની જાત તમે હોવાથી તમને કશુંજ સુજતુંજ નથી. તમે "ધર્મના પથર" છાતીએ ગોઠવ્યા છે તો હમે કર્મના એટલે ભોગવટના વિલાસમાં ઉદ્ભવેલી "પ્રવૃતિનો પથ્થર" સ્વાર્થની દોરી વડે અમારા શિરપર લટકાવી રહીએ છીએ. અમારી તમામ પ્રવૃતિ સ્વાર્થનાજ તીવ્રગતિ વાળી છે, તો તમારી તમામ પ્રવૃતિઓમાં "ધર્મભાવનાનું લાકડું" જબરજસ્ત ઠોકી બેસાડેલું છે, અમારામાં રાષ્ટ્ર ભાવના કેન્દ્રસ્થાને છે તો તમારામાં ધર્મ ભાવના કેન્દ્રસ્થાને સ્થાપો છો. અમારો ઇતિહાસ "પોલિટિકલ" અને 'નેશન' નો છે તો તમારો "ધર્મનો" ઇતિહાસ છે. તમારા અને અમારા ઇતિહાસનો પણ મેળ આવે તેમ નથી. છતાં તમારા અર્ધદગ્ધ મનુષ્યો અમારા ઇતિહાસનું અનુકરણ કરવા કુદી પડે છે તે ક્રમ તમારા માટે લેશ પણ હિતકર નથીજ. અમારા "પરમ સૂત્રના" પ્રતિપાદન કરનારા "પોલીટિકલ તથા નેશન"ની ભાવનાનો અનુવાદ કરી શકવા સમર્થ શબ્દ તમારા શબ્દકોશમાં નજ મળે તો તમારા 'ધર્મ' શબ્દને માટે યોગ્ય શબ્દ અમારા શબ્દકોશમાં શોધ્યો જડે તેમ નથી. છતાં તમારા માંહેના તમારા સરદારોને સ્વપ્નું આવે છે કે તમારા ધર્મને બંધ બેસતો અર્થ "રીલિજીયન" એવું ઠોકી બેસાડી દ્યો છો. અમે તો અમને ભોગવટની લાલસાઓમાં ઘણીજ રાહત મળશેજ લાભ થશેજ એજ લક્ષ્યબિંદુને અમારી નસે નસમાં ઓતપ્રોત સ્થાપીને ધનસંચય કરવામાં યેન કેન પ્રકારે તત્પર રહીએ છીએ; તો તમે ધર્મને આગે ધર્મ રૂપી પથ્થરને છાતીએ ઉંચકીને દ્રવ્ય મેળવવાને ફાંફાં મારો છો. અમારા "હેતુને" નડનારા વિઘ્નોને સહેજ વારમાં લાત મારીને દૂર ફેંકી દઇએ છીએ, તો તમે વિઘ્નોને પગે લાગીને નમાલા થઇને દ્રવ્યહીન જીવન ગાળવાને સર્જાએલી દરીદ્ર અવસ્થાને પામી જાઓછો, અને મનમાં ધર્મ ભાવનાને સ્થાપી દ્યો છો તેથી અમારૂં અનુકરણ કરવાને તમે તદન નાલાયક છો. છતાં તમને તમારા નબળા સંસ્કારવશાત્ અમારા જેવા થવાને પ્રકૃતિને વેગ મળે છે તે તમારી અધોગતિનું જ લક્ષણ છે. તમે આંધળા થઇને ધર્મભાવને અંગે સારૂં નરસું ખોળવા નીકળો છો તો અમે દ્રવ્યને રસ્તે સુગમતાથી મોટો દલ્લો હાથ આવે એવી મહાન ભાવનાને અંગેજ સારા નરસાનો નિર્ણય તુરત કરી લઇને પ્રવૃતિમાં જાગ્રત થઇ જઇએ છીએ. તમારો પંથ અને અમારો પંથ ન્યારોજ છે.

પ્રારબ્ધના કર્મ બંધનને ધીમે ધીમે યુક્તિ પુરઃસર કાપવાને માટે વાસના ક્ષય ક્રમનેજ વળગીને પ્રાપ્ત ભોગવટને પણ સંતોષથી ન ભોગવનારા અસંતોષી માણસ તમે છો. વાસના મોહને નાશ કરવાનેજ સર્જાએલા હો તેવા ઘાટમાં કર્મના અનંત બંધનોને તોડવાને ઇચ્છાવાળા હોઇને શુભાશુભનો નિર્ણય કરવામાં ઉંધા મતિ વાળા છો; તેથી અમારા સિદ્ધાંતોનું અનુકરણ તમારાથી કોઇકાળે નજ કરાય, અને અમારા રસ્તે નજ ચલાય. અમને બધું ખાવાને સ્વતંત્ર સત્તા છે તો તમને ખાવાને લેશ પણ સ્વતંત્રતા તમારો ધર્મ આપતો નથી. તેથી પરાધીન જીંદગીમાં પસાર થનારા પશુ જેવા છો. તમારા ગળામાં તમારા ધર્મની ૧૦૦-મણીયા સાંકળ લાદીને તમને જકડાવી લીધા છે. તમારૂં તત્વજ્ઞાન જેટલે દૂર પોહચ્યું છે તેટલે દૂર તમારા આચાર વિચાર આહાર વિહારની ગતિને પણ ખેંચી ગયું છે. તમારો લક્ષ્ય ધર્મ યુક્ત કર્મને સાધવામાં જકડાએલો પરાધીન યુક્ત છે. તો અમારો લક્ષ્ય ફક્ત ધનસંચય શી રીતે થઇ શકે તેટલાજ અંશે હોઇને સરળજ છે. અમે સરળ જીવન ગાળનારા છીએ તો તમે કઠીન જીવન ગાળવાને સર્જાએલા છો. હમારી સરળતા તુટવાની નથી ને તમારી કઠીનતા મટવાની પણ નથી. દ્રવ્ય મેળવવાને માટેજ ગમે તેવા મુશ્કેલ પ્રસંગોને પણ સામ દામ ભેદ દંડથી સરળ બનાવીને અમારા ભોગવટના પ્રદેશને ભવ્ય અને સુંદર રાખી અમારી આંટ તળે સર્વેને દાટવામાં અમે ક્રીટ છીએ, તો તમે ધર્મ પાલનમાંજ પ્રારબ્ધ સંયોગ વશાત્ પ્રાપ્ત વૈભવોને પણ તુચ્છ ગણી ગણાવી કચ્છ વાળી સ્વચ્છ સ્વરૂપનેજ નિહાળવાને ઇચ્છા વાળા હોઇને, મુચ્છ મુંડાવી કોચ, વોચ મેચમાંથી ગળી રાચનારા ધીટ છો. અમારી સાહેબી નિહાળીને તમને ચસ્કો ઉઠે છે. ચસ્કેલી ઠગલીમાં અનેક મુશ્કેલીઓ ખડી કરી લઇને વડા થવાને સડો બેસાડવા રડો છો. અમારાં "વડાં" અને તમારાં "વડાં" ઉભયમાં જે જે મશાલો ભરેલા છે તેમાં ઘણો ફેર છે. અમારા વડાની રીત ભાત જાતનું અનુકરણ તમારા વડામા કરાયજ નહીં કરો તો મરોજ. અમે અમારા ભોગવિલાસ વિષયવાસનાને સિદ્ધ કરી આપવાના "કોરા કાગળમાં" સહી કરી સીલ કરી આપે તેવા મહાન કુશળોનેજ નેતા બનાવી તેના પિતા થવાનેજ ખાશીયતવાળા છીએ. તો તમે "તમારાજ હેતુને" ભૂલીને, અમારી નકલ કરી અકક્લ ગુમાવી અટકચાળોમાં પાવરદા બનેલા તરંગી પંખીઓનેજ મોખરે રાખી, તેવા કુશળ નેતાઓને પ્રાપ્ત કરીને કૃતાર્થ થયા એમ માની મનાવી લંગોટીવાળા પંગોટ લાંબા કરીને આમ તેમ મોતનીજ રાપામાં આળોટો છો. તમારે કર્મમાં આળોટવાનું છે તો ઉભા થવાનું ક્યાં રહ્યું છે! ઉભા થતાંજ તુરત માથામાં વાગે તેવી જગામાં રહ્યા છતાં જોર કરીને કુદીને ઉભા થવા જાઓ છો તેથી તમારા જેવા મૂર્ખાઓ અમે દીઠાજ નથી. મૂર્ખાઓને શી રીતે પળોટવા તેની કળા અમે તથા અમારી નાડ જાણનારા નેતાઓએ બરાબર ઓળખી છે છીએ; અમારા કાબેલ કુશળ મનુષ્યોના જુથને જુથ

ક્રમાત્ અનેક કાલ તમારા ખોળામાં લેહેર કરીએ છીએ, છતાં તમે અમને ઓળખી શકતાજ નથી. તમારા મનાએલા નેતાઓ પણ અમને લેશ પણ ઓળખી શક્યા નથી. પણ ઓળખ હોવાનો ખોટો દંભ ને સેવવામાં પાકા થયા તે પકડાઇમાંજ અમારી શર્કરાઇ અમે સિદ્ધ કરી ચોકખા રહી, તમને ચોખાના પણ વાખા પડે તેવા ધોકા મારી ડોકાં મરડી દાકાબંગાલના તાકાની પણ ઓખાના ધણીની સહામું મોં રાખી તેને ઓળખ્યાની ડંફાશમાં ફાંફારામ બન્યા છો એમ સારૂં સારૂં અમને અનુભવ થઇ ચૂક્યો છે.

તમારી ઢંગ ધડા વગરની નાડ અમારાજ હાથમાં છે એમ તો પ્રથમ તમારા પગમાં તમારા તેજનાના તેજમાં મોહ ઘેલા થયા તો તમે મેહુમાન ઘેલા થયા. તેથી અમે ધીમે ધીમે તમારા પગ તળેથી ઉઠીને ઉભા થયા અને ખોળામાં બેસવાને લાયક થયા. પછી ખોળામાંથી આગળ વધીને તમારા કાળજામાંજ તમારા ઓખાના ધણીની સહામેજ અમારૂં સિંહાસન અમે ગોઠવી લીધું ને બેઠા. હવે અમે ઉઠીએ એવા કાચા નથી. અમારાં કાચાં પણ પોચાં નથી પણ તમારૂં બધું કાચુંજ છે. તો અમારૂં બધું પાકું છે સુંદર છે. અમારૂં કાચું હતું ત્યારે તમારા પગ ઝાલ્યા. પગ હાથમાં આવ્યા ત્યારે અમે નક્કી કર્યું કે વખત જતાં ચોટલી લગી પોહચી જઇશુંજ. તો અમારો હાથ તમારી ચોટલી ઉપર બરાબર વિંટાયેલો છે તેનું ભાન તમને ક્યાં બન્યું છે! "ચોટલીજ" તમારા હાથે તમે કાતરો તો ચોટલીવાળા હાથ ખસવા પામે. કાતર્યા વગરજ જોર કરો તો તમારૂંજ માથું દુઃખશે. અમને કાંઇ આંચકો લાગવાનો નથી. અમે તમારી ચોટલી મુકીએ પણ નહીં જેથી તમે ચાહની ફિટલી ભણી જોવા પામો. અમારા તેજમાંજ તમને અંધારાં આવી જાય જેથી કશું તમે જોવાજ ન પામો છતાં અમે બધું જોયા અને ધરાયા. એવી ધુનમાં નાચવા કુદવા ઠેકડા મારવા મંડી પડો છો. પણ ચોટલી અમારા હાથમાં વળ ઉપરે વળ દઇને વિંટાઇ છે તેનું ભાન લેશ પણ નથી; માટે તમે બધા મૂર્ખા છો. કારણ પોતાનીજ ચોટલી કાતરી નાખવાની તાકાદ નથી તેવા મૂર્ખાઓ તમે પારકાના પગ તળેજ ચગદાઇ મરવાને કેમ લાયક નથી? લાયકને લાયકાત પ્રમાણેજ આપવું તે અમારો જાતી સ્વભાવ છે. પાત્ર ઓળખનાર સૂત્રધારી સૂત્રધાર છીએ તેથી તમને મૂતર અને મૂતરફેણીમાં જ માત્ર સાવધાન પુર્વક સ્થાપવાથી અમારો બેડો પાર. અમને અમારો ખાટલોજ વાહલો છે, તો તમને તમારો પાટલો વાહલો છે. પાટલામાં આનંદ માનનારાઓને ખાટલો શું કામ જોઇએ! અમારા ખાટલા જોઇને તમને તો તમારા પાટલા ગમતા નથી એ શું તમારો ધર્મ છે? ના ના ના. તમારે તો લંગોટી વાળીને પાટલે બેસી ઓખાના ધણીને યાદ કરો જેથી કોઇ કાળે સાદ સાંભળીને દાદ આપે. માટે હાલ વાદવિવાદમાં ન ઉતરો, અમને ન ઉતારો, એમાંજ સૌની શાંતિ જળવાઇ રહેશે. (અપૂર્ણ)

# समस्त मोढ ब्राह्मणोनी परिषद् सफल केम बनावाय?

( ગતાંકથી ચાલુ )

લેખક રમાશંકર ઘેલાભાઇ જોશી.

## કોન્ફરન્સની યોજના.

હવે પરિષદ્‌ની યોજના કેવી રીતે ઘડવી કે જે સર્વાનુમતે અને નિઃશંક રીતે પસાર થાય. પ્રથમ તો જ્ઞાતિ પ્રેમ ધરાવનાર ઉત્સાહી યુવકોને જ્ઞાતિ એ શી વસ્તુ છે, શા માટે સરજાએલી છે, કયા પ્રકારથી એ ચઢતી સ્થિતિ પ્રાપ્ત કરી શકે એમ છે, એવા એવા જ્ઞાત્યુન્નતિના ઉદ્દેશો સમજાવવા યથાવકાશે બનતા સુધી પ્રત્યેક સંવાયના પ્રત્યેક ગ્રામોમા મોકલવા જોઇએ, કે જેથી જ્ઞાતિ-સમાજમાં જે અવિચારી અજ્ઞાનાધકાર છે તે દૂર થાય. મારા સાંભળવા પ્રમાણે કેટલાક ભૂદેવો એવા વિચારો ધરાવે છે કે જ્ઞાતિના આગેવાનો ખરેખોટે બહાને પૈસા કઢાવી ઓઇઆં કરી જાય છે. અગર તે વડે ફક્ત લાગતા વળગતાનેજ મદદ કરે છે. ભલે તે ભાઇઓના અંતરમા એવા વિચારો આવે, એને આપણે શું કરવાના હતા? બંધુઓ આનુંજ નામ જ્ઞાત્યંધકાર. આનુંજ નામ જનહૃદયની અચલતા. આનુંજ નામ અપ્રજ્ઞત્વ. વધુ તો શું કહું? પણ એ સર્વે દોષોને નાશ કરવા અને એનું શુદ્ધ તત્વ સમજાવવા ઉત્સાહી યુવકોને અમુક જથામા ગામે-ગામ ફેરવવા. તેઓએ પણ ગમે તેવી અગવડો વેઠી પોતાને સોંપાએલું કાર્ય હંમતથી કર્યા કરવું. ફળની આશા ન રાખ્યા સિવાય સતત્ નિજકાર્યમા મંડ્યા રહેવું કારણ કે ફળ તો ઇશ્વરાધીન છે. પણ મારા ધારવા પ્રમાણે આવા પ્રકારનાં ડેપ્યુટેશનો મોકલવાથી જ્ઞાતિને ઘણાજ પ્રકારના લાભો થશે. વળી જ્ઞાતિસમાજ અજ્ઞાનનાં કાળા વાદળાંને દૂર ખસેડી સ્વજ્ઞાતિમાર્તંડને પીછાનશે. તેના વડે જીવનતત્વ મેળવી આનંદમાં દિવસો નિર્ગમન કરશે.

## ગ્રામ્ય મંડળો ને તેના પ્રતિનિધિઓ.

આ પ્રમાણે સ્વયંસેવકદ્વારા પ્રત્યેક ગ્રામોમા જ્યારે એવા વ્યાખ્યાનો થયે જાય અને જેમ જેમ જ્ઞાતિબંધુઓનું એકય થતું જાય, તેમ તેમ દરેક ગ્રામ-માંથી ઉત્સાહ ધરાવનારાએ ત્રણ બંધુઓને તે ગ્રામના તે કાર્યના પ્રતિનિધિ તરીકે ચુંટી કાઢી ત્યાર પછીનો સર્વ કાર્યભાર તેમને શિર નાખવો.

## વિવિધ મંડળો.

૧ વિભાગ મંડળ—આ પ્રમાણે દરેક ગ્રામમાંથી બે ત્રણ બંધુઓ આ કાર્યને માટે તૈયાર થાય, તે બંધુઓની અમુક વિભાગની જથાની એક સંસ્થા સ્થાપવી (સંવાયો ઘણા મોટા હોય ત્યારેજ આ પ્રમાણે જથા પાડવા). આવી સંસ્થાઓમાં પ્રસંગે પ્રસંગે જ્ઞાત્યુન્નતિનાં ભાષણોની સુવ્યવસ્થિત વ્યવસ્થા થવી જોઇએ. અને તેમાં પ્રત્યેક બન્ધુઓએ અંતઃકરણપૂર્વક રસ લેવો જોઇએ. ત્યાર બાદ તે સઘળા ભાષણોનો સાર પ્રત્યેક ગ્રામના પ્રતિનિધિઓ પોતાના ગ્રામમાં સંભળાવે એવી વ્યવસ્થા થવી જોઇએ. આથી પ્રત્યેક ગ્રામનું પ્રત્યેક ગૃહ કાંઇ નહિ તો કાંઇપણ સુધારા પર આવશેજ.

૨ સંવાય મંડળ—આ પ્રમાણે યોગ્ય સમય ચાલ્યા બાદ દરેક વિભાગ મંડળોમાંથી બે ત્રણ પ્રતિનિધિઓ ચુંટી કાઢી સમસ્ત સંવાયની એક સભા નીમવી જોઇએ. આ સભામાં ઉપલી સભા કરતાં ઉચ્ચ વિષયોની ઉચ્ચ દૃષ્ટિથી ચર્ચા થવી જોઇએ. જે ચર્ચાનો સાર હેતુ "વિભાગમંડળમાં" અને એ "વિભાગમંડળો" માંથી પ્રતિનિધિ દ્વારા પ્રત્યેક ગ્રામમાં ચર્ચાય. આથી બંધુઓને ઘણુંજ જાણવાનું મળશે.

૩ સંવાયમંડળોનું ઐચ્છિક ઐકય એજ સમસ્ત પરિષદ્—આવાં "સંવાય મંડળો" રચાયા બાદ તેમને સારી સ્થિતિમાં આણી ચિરસ્થાયી બનાવવાની ઘણીજ જરૂર છે. આ પ્રમાણે સારી સ્થિતિમાં આવ્યા બાદ સમસ્ત મોઢ બ્રહ્મ પરિષદ્ (કોન્ફરન્સ) સ્થાપવાની વ્યવસ્થા પર લક્ષ દોરી શકાશે. ધીમે ધીમે અને શાંતિથી આવા ઐક્યના લાભો "સંવાયમંડળમાં" ચર્ચાવા જોઇએ. અને સમસ્ત મોઢ પરિષદ્‌ને માટેના ભાવનો મજબુત પાયો બ્રહ્મસમાજનાં અંતરમાં ચણાવો જોઇએ, જેથી એક સમય એવો આવશે કે પ્રત્યેક "સંવાયમંડળો" અરસપરસની સહાનુભૂતિથી અને સ્વેચ્છાથી અરસપરસ એકત્ર થવા માંડશે અને આપણું ધારેલું કાર્ય પ્રભુ કૃપાથી નિર્વિઘ્ને પાર ઉતરશે.

૪ પરિષદ્ મેળવવાનું સ્થળ—સર્વ બંધુઓની સગવડ સાચવવા નાતિ-ક્ષેત્રના મધ્યસ્થળે આવી પરિષદો મેળવવી પસંદ કરવી. આથી સર્વ બંધુઓની સગવડો સચવાશે, અને દરેક હૃદયમાં કોઇપણ જાતની આશંકા આણ્યા સિવાય એક જ્યે ભેગા થઇ શકાશે. દરેક ધંધાના બ્રહ્મબંધુઓને આવા સંજોગો પોતાનાં ધંધાને રૂચીકર થઇ પડશે.

૫ પરિષદ્‌ની વ્યવસ્થા—પરિષદ્ ભેગી કરવા પૂર્વે તેની વ્યવસ્થા માટે નીચે પ્રમાણે ગોઠવણ કરવી જરૂરની છે.

(૧) સન્માન કારીણી સભા–સ્થાપવી કે જે બહારગામના લોકોનું સન્માન શી રીતે કરવું એ બાબત પર સંપૂર્ણ લક્ષ આપી હાથ નીચેના સ્વયંસેવકોને એ બાબત વિષે શી વ્યવસ્થા કરવી તે જણાવી શકે. અને તે માટે ચાંપતા ઉપાયો લઇ શકે. જ્યાં આગળ સંવાયો નાના નાના હોય ત્યાં વિભાગ મંડળોની જરૂર નથી. આગન્તુકોને 'આપણે બહાર ગામમાં આવ્યા છીએ' એવું લેશમાત્ર પણ ભાન ન થાય.

(૨) વ્યવસ્થાપક સભા—પ્રત્યેક પરગામી બંધુઓની સર્વ પ્રકારની વ્યવસ્થા તથા સભાની પ્રત્યેક બાબતની જેવી કે દ્રવ્યની, સભા શણગારની, ભોજનપ્રબંધની, પ્રાહુણસંબંધીની સર્વ વ્યવસ્થા પોતાની બુદ્ધિ પ્રમાણે કરી શકે.

(૩) સ્વયંસેવક સંઘ–ઉત્સાહી અને જાણીતા યુવકોનો એક સંઘ સ્થાપવો કે જેઓ બંધુઓને આવકાર આપવા, સ્થાન બતાવવા ઇત્યાદિ પ્રત્યેક સવડો સાચવવામાં ઉપયોગી થઇ પડે.

૪ નિવાસ સ્થાન અને ભોજન પ્રબંધ—રહેવાનું સ્થાન અને ભોજનાલય સ્થાપી તેની યથાયોગ્ય વ્યવસ્થા પણ સ્વયંસેવકો દ્વારાજ કરાવવી. ટુંકાણમાં સ્વયંસેવકો પુરતા જથામાં રાખી પરિષદ્‌ની વ્યવસ્થામાં કશી પણ ખામી ન જણાય એવી વ્યવસ્થા સમયાનુસાર કરવી.

## ધ્યાનમાં લેવા યોગ્ય બાબતો.

**૧ સમયની પરિસ્થિતિ**-વર્તમાન કાળમાં જનકર્તવ્યે કે દૈવીકોપે સમયે સમયે સમય પરિસ્થિતિમાં અચાનક ફેરફારો થઇ જાય છે. આજે સારો સમય છે તો કાલે કેવો સમય આવશે તેની મોટા મોટા વાયુચક્રશાસ્ત્રી, વિજ્ઞાનશાસ્ત્રી, ખગોળવેત્તા કે ભૂસ્તરવેત્તાઓને પણ ખબર પડતી નથી. તો આવા અસ્થિર કાળમાં આવાં મહત્ કાર્યમાં દરેક બ્રહ્મબંધુઓની શારીરિક, માનસિક ઔદ્યોગિક ઇત્યાદિ પરિસ્થિતિ અતિ સામાન્ય રીતે ઉંડી દૃષ્ટિ નાખવી આવશ્યક છે. દાખલા તરીકે લગ્નસરાના પ્રસંગમાં ભરવામાં આવતી પરિષદમાં યજમાનવાળા બંધુઓ આવી શકવા અશક્તજ નીવડે. વળી રોગની મહામારી આવા પ્રસંગમાં તો સર્વને એકત્ર થવું અતિ દુ:સહ્ય થઇ પડે. નોકરીઆત વર્ગને નોકરીના દિવસો માફક ન જ આવે. તો આવે પ્રસંગે સર્વને સમયની સવડતા યથાશક્તિ રૂચિકર થઇ પડે એવીજ રાખવી કે જ્ઞાતિનાં આબાલવૃદ્ધ ઇત્યાદિ સર્વજનો સરળતાથી લાભ લઇ શકે. આવાં કાર્યો બનતા સુધી ઉનાળાના સમયમાંજ સમાજને રૂચીકર થઇ પડશે.

**૨ આર્થિક પરિસ્થિતિ**—પૈસા વગર મનુષ્યથી એક પગલું પણ આગળ ભરી શકાતું નથી એવો ચાલુ સમય છે. છેક નાનામાં નાનેથી મોટામાં મોટી

બાબતો દરેકમાં એ દેવીની આવશ્યકતા છે જ. તો આવા મહત્ કાર્યમાં સર્વને અનુકૂળ બનાવી સફળ કરવું એમાં તો એ દેવીની કૃપા થવીજ જોઇએ. તો એ કાજ પરિષદ્ ભરવાનું નક્કી કરવા પૂર્વે તેના ખર્ચની વ્યવસ્થા ગમે તે નીતિમય પ્રકારે કરવી જરૂરની છે. યજમાનો દ્વારા, સ્વબંધુઓ દ્વારા, ઉત્સાહી બંધુઓ-દ્વારા, યા તો સર્વને માથે અમુક જાતનો રૂપીકર ફાળો નાખી તેની વ્યવસ્થા કરવી. આવા ઉત્કૃષ્ટ કાર્યમાં જે યથાશક્તિ મદદ ન આપે તેને નર નહિ પણ ખરજ જાણવો.

આ કાર્યમાં ઉત્સાહી યુવકો ઘણુંજ કરી શકે. તેઓ માત્ર એક સંઘ સ્થાપી એવા જનસમાજને પ્રિય થઇ પડે તેવા સંવાદો (નાટકો) તેમની સમક્ષ કરી બતાવી, જનસમાજની પાસે ગમ્મત સાથે ધાર્મિક કાર્ય કરાવી, તે મારફતે આવેલું દ્રવ્ય પરિષદ્ ફંડમાં ભરાવી શકે.

૩ સ્થળ—ઉપર કહેવાઇ ગયા પ્રમાણે સ્થળ મધ્યસ્થજ રાખવું.

**૪ સ્ત્રી સમાજને ઘટતું ઉત્તેજન આપવું**—यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः—એ નિયમાનુસાર પરિષદ્‌ની આમંત્રણ પત્રિકામાં અબળાઓને પધારવા સ્નેહપૂર્વક વિનંતિ કરવી. કારણ ભાવિ જ્ઞાતિબંધારણ અને ઉચ્ચાધિકાર એમના શુભ હસ્તમાંજ છે. તો આવી દેવી તુલ્ય વીરાંગનાઓને આવા કાર્યમાં વીરતાપૂર્વક ભાગ લેવા સૂચવવું. અગ્રગણ્ય મહારાયોએ શરૂઆતમાં પોતે સહકુટુંબ આવવું કે જેથી વ્યાવહારિક રીતે પૂર્વજોના રિવાજને નામે ખોટે માર્ગે દોરવાઇ સ્ત્રીસમાજને ઉત્તેજન ન આપતાં તેના શુભ સ્વાતંત્ર્યને ધિક્કારનારા બહાદુર પણ યથાસમયે સમજે, અને સર્વાનુમતે પરિષદ્‌માં ભાગ લેવા દેવાની છુટ આપે જેથી તેઓ એમાં ભાગ લેવા સમર્થ થાય. આથી પુરૂષ પ્રકૃતિની એકતાથી આપણું મંડળ બ્રહ્માનંદમાંજ જાણે રાજતું હોય એવો દુર્લભ લાભ થશે. બ્રહ્મત્વની પુરેપુરી પ્રભા પ્રકાશશે.

**૫ પરિષદ્‌ના વિષયને અનુસરતાં પદ્યો ભાષણો સંવાદો અને વક્તાઓ**—શરૂઆતમાં સમાજનું ધ્યાન આકર્ષવા અને તેને રસિક બનાવવા ક્યાંઇ પદ્યોનું, ગાયન, સંવાદો, ભાષણો વિગેરેની સર્વ રસોથી ભરપુર યોજના થવી જોઇએ કે જેથી શ્રોતાના અંતઃકરણમાં ત્યાંથી ઉઠવાના બીલકુલ વિચારો ઉદ્ભવે નહિ. તત્ પશ્ચાત્ વિદ્વાન વક્તાઓના નીતિમય અને જ્ઞાત્યુન્નતિના વિષયના વિચાર-વાળાં ભાષણો શ્રોતાઓના અંતર્પટપર સુધામય પ્રતિભા પાડે એવી ગોઠવણ થવી જોઇએ, કે જેઓ દિવ્ય આનંદિત માર્તણ્ડનું સ્વરૂપધારી સર્વના હૃદયમાં રહેલાં અંધકાર રૂપી કાળાં વાદળાંને વીખેરી નાખે. અસંબંધનીય અને સમાજના હૃદયને ખોટા પ્રકારે ઉશ્કેરે એવાં ભાષણો કેટલેક સમયે હાનિકર્તા થઇ પડે છે.

૬ પરિષદ્‌નો સમય—સમય એ ત્રણ દિવસનો રાખવો, અને એ દરમીઆન ભિન્નાભિન વિખ્યાત વક્તાઓનાં વ્યાખ્યાનોની ગોઠવણ કરવી.

આ પ્રમાણે પરિષદ્ મંડપમાંની વ્યવસ્થા ઇત્યાદિ બાબતો ઉપર સ્વયંસેવકોનું યોગ્ય ધ્યાન એ થવું. આમ કરવાથી મારા ધારવા પ્રમાણે સમસ્ત મોઢ બ્રાહ્મણોની પરિષદ્ સફળ કરી શકાશે.

## ઉપસંહાર.

ભાઇઓ ! ઉદય પ્રાપ્ત કરવાનો સમય નીકટ છે. સમસ્ત સૃષ્ટિ ઉદય પ્રાપ્ત કરવા અથાગ પ્રયત્નો આદરી રહી છે તો તેવા સમયમાં ઉદય સમયની દિવ્ય નોબતો ઘંટાઓ વાગવા છતાં આપણે હજુ અંધકારમાં અસ્ત સ્થિતિમાં શા કારણથી પડી રહેવું ? આપણે કોણ ? કેવા હતા ? કેવા છીએ ! અને કેવા થવું જોઇએ ! એ સર્વે પ્રશ્નોનો અંતઃકરણથી વિચાર કરશો તો જણાશે કે આપણી હાલમાં તદ્દન નિદ્રાવસ્થા છે, તો ભાઇઓ ! જાગો ! હવે જ્ઞાત્યુન્નતિના ધંધે લાગો, માંહે માંહેના વિખવાદોને ભાગો. સર્વ નિજકર્મમાં અનુરાગો. ભૂદેવોની પ્રાચીન પ્રણાલિને યાદ રાખો. તે મુજબ વર્તો. વર્તી તે સ્થિતિ, તે પ્રણાલી પુનઃ પ્રાપ્ત કરો. ગૃહ કલેશમાં જ્ઞાતિને ના સળગાવો. તપેલા લોહ સમાન થઇ જ્ઞાતિ વૃક્ષને ન સુકાવો. પણ શીતળ જળ સમાન થઇ બ્રહ્મતેજને, માર્તંડની પ્રભા સમું બનાવી જ્ઞાતિવૃક્ષને લીલુંછમ બનાવો, ઘેરાવાદાર બનાવો, પછી જુઓ કે એ દિવ્ય કલ્પવૃક્ષ આપણને કેવાં દિવ્ય ફળોનો આસ્વાદ આપે છે ! સર્વ શક્તિમાન પરમેશ્વર પર વિશ્વાસ રાખી હિંમત ધરો, આગળ વધો. કહેવત છે કે "હિંમતે મરદાં તો મદદે ખુદા" એ ફારસી કહાણી યાદ લાવો. હિંમત કરો અને મન ઇચ્છિત વરને વરો. કાર્ય કરો. કાર્ય કરવામાં પાછી પાની ના ધરો. ભલે તે કાર્ય કરવામાં સહસ્ત્ર સંકટો આવી પડે છતાં લીધેલું કાર્ય અધવચથી પડતું ના મૂકો. ફળની આશા રાખ્યા સિવાય અવિરત પ્રયત્નો કરો. શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુનને કહ્યું છે, કે—

॥ कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ॥

તો એ જ્ઞાનમયી વાણીને યાદ લાવો. આળસ તજી ઇશ્વર પર આધાર રાખી ફળની આશાને હૃદયમાં લેશમાત્ર પણ સ્થાન ન આપી ઉલટભરે આપણી ઉન્નતિના માર્ગને હસ્ત ધરો. પ્રયત્નો આદરો. ભગીરથ પ્રયત્ન આદરો, અને દિનેશ કૃપાથી આપણા પૂર્વજોની મહત્ સ્થિતિને વરો. अस्तु

# राज्यगोर संवाय परिस्थिति.



ઉપરોક્ત માસિકના એપ્રીલના અંકમાં આપે રાજ્યગોર સંવાયના વસ્તિ પત્રક માટે ઇસારો કરેલ છે, તો તેનો ખુલાસો તથા આ જ્ઞાતિની ટુંક હકીકત મારી જાણ મુજબ આપું છું:—

રાજ્યગોર સંભવાયનાં ચાર તડ છે. સિહોર, દિયોર, સાતભાયા અને નાથાણી. કુલ વસ્તિ આશરે આઠ હજારની હશે. તેઓ મુખ્યત્વે કાઠીયાવાડમાં ભાવનગર, સિહોર, પાલીતાણા, લાઠી, વળા, મહુઆ, અને તેની આસપાસના ગામોમાં વસે છે. થોડીક સંખ્યા ગુજરાતમાં પણ જઇને વસેલ છે.

જ્ઞાતિનો મોટો ભાગ ગોહિલ રાજાઓના ગુરૂ ગોર છે. અને તેથી તેઓ રાજ્યગોર કહેવાય છે, ગરાસ હોવાથી ખેતી કરે છે. વડીલોની સ્થિતિ સારી હતી. તેઓનો આધાર માત્ર ગરાસ અને ખેતી ઉપરજ હોવાથી, દુષ્કાળને લીધે તેમાં કસ રહ્યો નહિ જે પરિણામે તેઓ નબળા પડી ગયા. આજીવિકાનો બીજો રસ્તો ન હોવાથી હવે યુવાન વર્ગ શિક્ષણ તરફ દોરાયો છે. કેટલાક નોકરી અને થોડાક સ્વતંત્ર ધંધો કરવા લાગ્યા છે.

રાજ્યગોર સિવાય બીજાઓને ગરાસ નથી, તેથી તેઓને જાત મહેનતથી કમાવું રહ્યું, આમ હોવાથી તેઓ પહેલાથીજ નોકરી તેમજ ધંધો કરે છે.

શિક્ષણ સાધારણ છે. આખી જ્ઞાતિમાં ગ્રેજ્યુએટો બે, ત્રણ પ્રીવીઅસ, તથા મેટ્રીક સુધી પહોંચેલા આઠ દસ હશે. સંસ્કૃત કેળવણી પણ થોડીજ છે.

જ્ઞાતિમાં કન્યાવિક્રય થાય છે. જ્યારે બીજી ઘણી જ્ઞાતિઓમાં કન્યાની અછતને લીધે તેમજ નાણાંની મોટી રકમ આપવી પડતી હોવાથી યુવાનોને વૃદ્ધાવસ્થા સુધી સંસાર માંડવો મુશ્કેલ થઇ પડે છે, ત્યારે આ જ્ઞાતિમાં કન્યાની છત હોવાથી ગરીબ કુટુંબના યુવકોને સંસાર માંડતાં મુશ્કેલી પડતી નથી એ ઘણું લાભકારક છે; પરન્તુ આ છતનો લાભ લઇને ગુંદા તથા હાલારી સંભવાયના કેટલાક બંધુઓ વધારે નાણાંની લાલચ આપી કન્યાને લઇ જઇને આ જ્ઞાતિના ગરીબવર્ગમાં મુશ્કેલી ઉત્પન્ન કરે છે, એ ઘણું શોચનીય છે. જો કે કન્યા સાટે કન્યા આપવાનો કોઇ પણ જાતનો પ્રતિબંધ આ જ્ઞાતિમાં નથી. શિક્ષણના પ્રચારથી કેટલાક બંધુઓએ પોતાની કન્યાને ચાંદલે આપવાની શુભ શરૂઆત કરી છે, ને તેનું અનુકરણ ગરીબવર્ગ પણ કરવા લાગ્યો છે, એ જ્ઞાતિનાં અહોભાગ્ય.

હાલમાં આ જ્ઞાતિના આશરે સવાસો માણુસો અત્રે વસે છે. તેમાં થોડાક બંધુઓ સ્વતંત્ર ધંધે લાગી ગયા છે. મુંબઇ જેવા પ્રગતિવાન શહેરમાં અન્ય કોમોનાં મંડળો, બોર્ડીંગો, કૉન્ફરન્સ વિગેરેની ધમાલ જોઇને આ જ્ઞાતિના કેટલાક યુવકોને પણ સ્વજ્ઞાતિ માટે કંઇક આવી ઉત્કંઠા થઇ. પરિણામે "શ્રી મોઢ ચાતુર્વેદીય રાજ્યગોર સમુદાય મંડળ" નામની સંસ્થા સંવત ૧૯૭૩ ના કારતક શુદિ ૧૧ ના રોજ સ્થપાઇ. તેમાં ૯૦ સભાસદોનાં નામો નોંધાયાં. વિદ્યોત્તેજક ફંડ ખોલવામાં આવ્યું, શુભાશુભ પ્રસંગે તે ફંડમાં દાન મળવા લાગ્યું. થોડાક ભાઇઓના અવિશ્રાંત શ્રમ તથા આર્થિક ભોગથી મંડળ પગભર થવા માંડયું. મંડળથી દૂર ભાગતા જુના વિચારના ભાઇઓ મંડળનું નિઃસ્વાર્થ કાર્ય જોઇ મંડળની પૃચ્છા કરવા લાગ્યા. વિદ્યોત્તેજક ફંડના પ્રમાણમાં જ્ઞાતિના વિદ્યાર્થીઓને માસિક રૂ. દસની છુટક મદદ મળવા લાગી. યુવાનો જ્ઞાતિ માટે ભોગ આપવાને ઉછળી રહ્યા, ભવિષ્ય ઘણું ઉજ્વળ દેખાવા લાગ્યું, પરંતુ તે મૃગજળવત્ નિવડયું. દુર્ભાગ્યે નાણાંસબંધી મતભેદ પડયો, ને મંડળમાં બે પક્ષ પડયા. કલહ એટલો વ્યાપિ ગયો કે જેના પરિણામે મંડળને બંધ કર્યા સિવાય છુટકો થયો નહિં.

આ મંડળ પૂરજોસમાં ચાલતું હતું તે સમયે પાલીતાણામાં વસતા ઉત્સાહી યુવાન બંધુઓએ પણ એક મંડળ સ્થાપ્યું. તેણે મુખ્ય કાર્ય વસ્તિ ગણત્રીનું ઉપાડયું, ને તે પાર પાડયું. ગણત્રીનાં સર્વ પત્રકો તઇયાર થઇ ગયાં પણ તેને છપાવવા માટે જોઇએ તેટલું ફંડ ન હોવાથી મુંબઇના બંધુઓની મદદ માગી. આ વખતે મુંબઇનું મંડળ બંધ પડયું હોવાથી સર્વ ભાઇઓએ મળીને છપાવી આપવાનો ઠરાવ કરીને રૂપિઆ સોની મંજુરી આપી. વસ્તિ ગણત્રીનાં પત્રકો મોકલી આપવા તે મંડળને જણાવ્યું; પણ તેમનો પ્રત્યુત્તર આવ્યોજ નહિં. કાર્યવશાત્ ત્યાં જવાથી મને ખબર પડી કે પત્રકો છપાવતી વખતે મુંબઇ વાળા પ્રકટ કર્તા તરીકે પોતાનું નામ તેની ઉપર છપાવી દે અને તેઓનું પકાવેલું મુંબઇ વાળા ખાઇ જાય એ બ્હીકથી તેઓએ પત્રકો મોકલ્યાં નહિં. આખાં પત્રકો છાપવાને બદલે ટુંક હકીકતનો રિપોર્ટ છપાવી બહાર પાડવાની સૂચના પણ વ્યથ ગઇ. અન્તે અત્યંત શ્રમ અને ખર્ચથી તઇયાર થયેલાં વસ્તિ પત્રકો અત્યંત ઉપયોગી છતાં ઉદ્ધઇ ખાતાં પડી રહ્યાં છે. એ અતિશય શોકજનક છે.

આ મંડળ પણ ત્યાંના ઉત્સાહી કાર્ય કરતાઓના અભાવે તેમજ નાણાંના અભાવે બંધ પડયું. એટલે જ્ઞાતિનાં સારી આશા આપનારાં બેઉ મંડળો બાળવય-માંજ લય પામ્યાં. પ્રભુ જ્ઞાતિના યુવાન બંધુઓને પ્રેરણા કરો કે જેથી તેઓ જ્ઞાતિ સેવા માટે પુનઃ તત્પર થાય. ઇતિ શિવમ્

લી. જ્ઞાતિ સેવક,
મણિશંકર ભગવાનજી જોષી.

મુંબઇ. }

# श्रीं सु. अ. मो. ब्रा. विद्योत्तेजक सभानुं पंत्तम वार्षिक संमेलन.

તા. ૨૯ મી મે ૧૯૨૧ ને રોજ ઉપરોક્ત સંસ્થાનું પંચમ વાર્ષિક સંમેલન વલસાડકર શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દીક્ષિતના પ્રમુખપણા નીચે શ્રીબીલીમોરા મુકામે "ધી પોર્ટ કંપની વિદ્યાર્થી આશ્રમ" વાળા "શેઠ પુરૂષોત્તમદાસ હૉલ" મા મળ્યું હતું. મકાનને સ્વાગતસૂચક તથા આશિર્વાદાત્મક મુદ્રાલેખોથી તથા કદળીસ્થંભ આસોપાલવાદિથી બાહ્યાભ્યંતર સુશોભિત કરવામાં આવ્યુ હતું. આ સર્વ વ્યવસ્થા કરવાનું મહત્વનું કાર્ય ઉક્ત સભાના એક ઉમંગી વ્યવસ્થાપક શ્રીયુત ભટ્ટ દેવશંકર વિજયરામ વળોટીકરે કર્યું હતું એ જાણતાંજ કોઇને પણ એ વિચાર સ્વાભાવિક સ્ફુરે કે "કાર્યવાહકો નામધારી નહી પણ આવાજ જોઇએ" આ સંમેલનની વિશેષતા એ હતી કે સુરત અઠ્ઠાવીશીની મોઢ બ્રાહ્મણ જ્ઞાતિનું નવનીતજ ત્યાં એકત્ર થયેલું દૃષ્ટિએ પડતુ હતું. એમ પણ સાંભળવામાં આવતું હતુ કે આ પ્રસંગ જેટલી વલસાડની આગેવાન મંડળી અગાઉના કોઇ પણ સંમેલન વેળા જોવામા આવી ન હોતી. એ સ્પષ્ટ દર્શાવતું હતું કે શાસ્ત્રીજી મોતીરામભાઇ વલસાડમા કેટલા લોકપ્રિય હતા. આ લખનારની હાજરીથી પણ પધારેલા બધા ભાઇઓ પ્રસન્ન થતા જણાતા હતા. ઇશ્વર સ્તુતિ શારદા સ્તવન વિગેરે સાથ સંગીતથી કાર્યની શરૂઆત થઇ ગયા પછી સભાના સ્થાયી પ્રમુખ વૈદ્યરાજ હરીકૃષ્ણ ભાઇની દરખાસ્ત અને ધમડાછાકર શાસ્ત્રી મણિશંકર અંબારામનાં અનુમોદનથી સભાપતિનુ સ્થાન વલસાડકર શાસ્ત્રી મોતીરામભાઇએ શોભાવી પ્રસ્તાવીક ભાષણ કર્યાં બાદ સભાનુ કાર્ય શરૂ થયું હતુ. સંસ્થાના ઉપમંત્રી રામચંદ્ર વિજયરામ ભટ્ટે ત્યાર બાદ આ પ્રસંગને માટે ખાસ આવેલા પત્રો રજુ કર્યાં હતા, જેમા મોઢ જ્ઞાતિભૂષણ શ્રીયુત દયાશંકર દેવશંકર દવેનો અનિવાર્ય સંજોગોને લીધે સભામા હાજર ન થઇ શકવા બદલનો અતિ આર્જવતા યુક્ત પત્ર સર્વનું ધ્યાન ખેંચી રહ્યો હતો. આ પછી ઉપમંત્રીશ્રીએજ વાર્ષિક વૃત્તાંત સભા સમક્ષ વાંચી દર્શાવ્યો હતો, જેની સાથ ગુપ્તેશ્વરવાળા અમહકારવાદી અને સભાના પરમ હિતચિંતક ભાઇ મોતીરામ ઉત્તમરામ ભટ્ટ તરફથી સ્વરાજ્ય કિર્તનાવળી સભામા છુટથી વહેંચવામા આવી હતી. પધારેલા પરોણાઓના રંજનાર્થે વચમા વચમા સંસ્કૃત ગુજરાતી હીંદી અંગ્રેજી સંવાદો પણ થયા જતા હતા, જે કાર્ય ઉત્તમ રીતે કરવા બદલ સુરતકર વિદ્યાર્થી રત્નમણિ રમાશંકર શુકલને ગુપ્તેશ્વર વાળા ભટ્ટ બાબુભાઇ પ્રાણશંકર તરફનુ રૂપિઆ પાંચનું ઇનામ ડૉ. ધીરજરામભાઇ વિગેરેની કમિટીથી નિર્ણય કરાયા બાદ આપવામા આવ્યું હતું. બ્રહ્મનિત્યકર્મ પરીક્ષામા ઉત્તીર્ણ થનારને પ્રમુખ હસ્તે પારિતોષિક તથા પ્રમાણપત્ર અપાયા બાદ બીલીમોરા પાઠશાળાધ્યાપક શાસ્ત્રી ભૂપતરામભાઇને તેઓએ સિદ્ધાંત

કૌમુદીમાં શ્રેષ્ટ પદ મેળવવા બદલ ઉપમંત્રી તરફનું પારિતોષિક પણ પ્રમુખશ્રી હસ્તેજ આપવામાં આવ્યું હતું. આ વેળાનું દૃશ્ય અલૌકિક હતું કારણ શાસ્ત્રી દલપતરામજી પ્રમુખશ્રી મોતીરામભાઈના એક વેળા શિષ્ય હતા. શાસ્ત્રીજીએ ગુરૂ શિષ્યનો સબંધ જ્યારે જણાવ્યો અને પોતાની મીઠી વાણીથી દલપતરામભાઇને ધન્યવાદ આપ્યો તે પ્રસંગજ આનંદજનક લાગતો હતો.

આ વીધિ થયા બાદ પ્રમુખ મહાશયે પોતાનું વિદ્વતાભર્યું ગૌરવયુક્ત ભાષણ વાંચી સંભળાવ્યું હતું. જે મનનીય તથા ઉચ્ચ કોટીનું હોવાથી અક્ષરશઃ આ અંકમાંજ અન્યત્ર પ્રકટ કરવામા આવ્યું છે. ભાષણની શરૂઆતમા પ્રમુખશ્રી મોતીરામજીએ ગત વર્ષનાં મ મેલન વેળાએ સ્ત્રીવર્ગની સારી જેવી હાજરીનું સ્મરણ કરતા આ વેળા સ્ત્રીવર્ગની હાજરીનો અભાવ દર્શાવતાં આ મંડળના ચાલક ગિરિજાશંકરભાઇની સ્વ. ધર્મપત્ની અ. સૌ. મંછાબેનનું પુન્ય સ્મરણ કરતાં જે હૃદયભેદક વર્ણન આપ્યુ તે દુઃખદ કથન શ્રવણ કરતાં શ્રોતસમૂહ ગળગળીત થઇ જતો જોવામાં આવ્યો હતો, અને કેટલાકનાં નેત્રોમાથી અશ્રુ ટપકતાં પણ આ લેખકે અવલોકયા હતાં.

આ પત્રના તંત્રીને બોલવાની તક મળતા તેઓએ જણાવ્યું કે સુરત અઠ્ઠાવીશીના અગ્રગણ્ય જ્ઞાતિ બંધુઓનાં દર્શનથી તેઓને અત્યાનંદ થયો છે. આ અલભ્ય લાભ તેઓને પ્રથમજ મળે છે એમ દર્શાવતાં તેઓએ અભિપ્રાય આપ્યો બધા મોઢ બંધુઓમાં સુરત અઠ્ઠાવીશીના મોઢ બંધુઓ સારી પ્રગતિ કરતા જોઇ તેઓ ઘણા રાજી થયા છે. માર્તંડ દ્વારા થતી જ્ઞાતિસેવામા થતા સ્ખલન બદલ તથા જ્ઞાતિના દોષો સ્પષ્ટપણે જણાવવા બદલ તેઓએ સર્વની ક્ષમા માંગતાં કહેર્યું કે આ સર્વ બંધુભાવથીજ થાય છે, તેથી કોઇએ તે સંબંધે રાગ માણવાનો નથી. આ બાદ અંકલેશ્વર વાળા શ્રીશુકાચાર્યજી મહારાજે પોતાની સરળ મચોટ ભાષામાં ઐક્ય સાધવા ઉપદેશ કર્યો હતો, અને બાદ ગિરિજાશંકર જોષી બાંધીએરકરે વિધવિધ પ્રાસંગિક સૂચનાઓ કરતાં વૈદરાજ ફીકાભાઇ શાસ્ત્રી મોતીરામ ભાઇ તથા મંત્રીશ્રીની ત્રિપુટીથી આ સભા ચિરસ્થાયી થશેજ એવી આશા વ્યક્ત કરી હતી. નવા યુવકોના સારા અભ્યાસ તથા મેળવેલી પદવિઓ માટે પ્રમુખશ્રી તરફથી ધન્યવાદ ઉચ્ચારાઇ તેઓનું યોગ્ય ગૌરવ કરવામા આવ્યા બાદ વૈદરાજ ફીકાભાઇએ મહાસભા મધારનારનો, હાજર રહેલા સર્વ સજ્જનોનો, તથા સાહાયકોનો આભાર માની આ માસિકના તંત્રી વગેરેનો પુષ્પ હારોથી સત્કાર કરવામાં આવ્યો હતો. શોકગ્રસ્ત છતા વૈદરાજશ્રીની સૂચનાથી સભાના વયોવૃદ્ધ મંત્રીજી ગિરિજાશંકરભાઇને હસ્તે શાસ્ત્રીજી મોતીરામભાઇને પુષ્પમાળા અર્પણ થતા શાસ્ત્રીજીની યોગ્યતાના શીયુત ભટ્ટજીએ વખાણ કર્યા હતા, જેનો વિનય-પૂર્વક ઉત્તર શાસ્ત્રીજીએ આપતા, શાસ્ત્રીજીના નિરભિમાનપણા માટે સભાને તેઓ માટે પૂજ્યભાવ પ્રગટતો જોવામા આવ્યો હતો. છેવટે મોઢેશ્વરી માતાની જય બોલતા સર્વ છુટા પડ્યા હતા. મોઢ માર્તંડ-કાર્યાલય.

# સાંધિયેરની શ્રી નૃસિંહ પાઠશાળાનું નવા વહિવટ હસ્તકનું પ્રથમ સંમેલન.

તા. ૨૮ મી મે ૧૯૨૧ ને રોજ સદરહુ સંસ્થાનો મહોત્સવ માધર વાળા દેશાઇ મોહનભાઇ પ્રાગજીના પ્રમુખપદે શ્રીસાંધીએર મુકામે શ્રીનૃસિંહજીના મંદિર સમિપ પ્રસંગ માટે ખાસ ઉભા કરેલા ભવ્ય મંડપમાં ઉજવાયો હતો. સભામાં ગામ પરગામના તેમજ સંસ્થા સાથ જોડાએલા મુંબઇ સુધીના અનેક સ્ત્રીપુરુષોની હાજરીથી આ ગામમાં અગાઉ ભાગ્યેજ આવો સમારંભ થયો હોય એમ જણાતું હતું. ગામના ઘણું સુવંડા ખાદીના પોશાકમાં સજ્જ થઇ સ્વય સેવક તરીકે કામ કરતા જણાતા હોવાથી દેખાવ કાંઇ ઓર આકર્ષક જણાતો હતો. નવા મંત્રી જોષી મણિશંકર દલપતરામે તેઓના હાથમાં વહીવટ આવ્યા પછીનો પ્રથમ વૃત્તાંત સભા સમક્ષ વાંચી સંભળાવતાં સંસ્થાની ઉપયોગિતા સબંધમાં અસરકારક વિવેચન કર્યું હતું, અને સંસ્થાને મોટા રૂપમાં મુકવા મારી જેવી રકમની મદદ મેળવવા જરૂર જણાવી હતી. સંસ્કૃત, ગુજરાતી, ને હિંદી ભાષામા સંવાદો થયા હતા. ત્યાર બાદ આ શાળા માટે જાતીભોગ આપનાર શાસ્ત્રી સુરજરામ પ્રહ્લા ગણદેવિકરના (જેઓ આ પ્રસગે લગભગ પ્રેમઘેલા જણાતા હતા) આજ પાઠશાળાના એક સમયના વિદ્યાર્થી પણ હાલમાં વિદ્યાભ્યાસમાં ઘણા આગળ વધેલા શાસ્ત્રી ધીરજરામ ગગાશંકરનાં, વડોદરા વાળા વ્યાખ્યાન-પટુ શાસ્ત્રી બદ્રિનારાયણભાઇનાં તથા શ્રીશુકાચાર્યજી મહારાજ અ કલેશ્વર વાળા-નાં ભાષણે શ્રોતાજનો પર સારી અસર ઉપજાવતા હતા. આ. ડે. ઇન્સ્પેક્ટર દેશાઇ ગુલાબભાઇ, મોતાળા ગૃહસ્થ રાજેશ્રી લાલશંકરભાઈ વિગેરે સજ્જનોએ પણ નવાં વ્યવસ્થાપક મંડળ વિશેષ ઉત્સાહથી કાર્ય કરશે એવી આશા બાંધતા પ્રોત્સાહ પૂર્વક બોધવાય રજુ કર્યા હતા. મદરહુ સંસ્થાના વાનપ્રસ્થ થતા મંત્રી શાળાના આદ્યસ્થાપક પૈકી અગ્રગણ્ય સદ્દગત ભટ્ટ કેશવરામભાઇ તથા અન્ય સહાયક બંધુઓનો યોગ્ય આભાર મનાયા પછી સંસ્થાના નિભાવ ફંડ માટે તેમજ લાયબ્રેરી તથા મકાન ફંડ માટે જુદા જુદા ગૃહસ્થો તરફથી મદદો જાહેર કરવામાં આવી હતી જે લગભગ રૂ૩૦ રૂપીઆ ઉપરની હતી. આમાં ?.

૧૫૧ ની રકમ આજની સભાના પ્રમુખ મહાશય તરફની હતી આ સર્વ થયા બાદ વાનપ્રસ્થ થતા મંત્રી રા અમથાભાઇના બત્રીજા કાલિદાસભાઇ M A ની પરીક્ષામા ઉત્તીર્ણ થયા બદલ તેઓને માનપત્ર અર્પણ કરવામા આવ્યું હતુ આ સંસ્થાને સારા રૂપમા મુકતા સૌ કોઇ ઉત્સુક જણાતું હતુ આ સંસ્થાના ટ્રસ્ટિઓમા સુરતના ડિસ્ટ્રિકટ ડેપ્યુટી કલેકટર સાહેબ શ્રીમાન્ નટવરલાલભાઇ તથા ટ્રેઇનીંગ સ્કુલોના ઇન્સ્પેકટર સાહેબ શ્રીમાન્ કૃષ્ણલાલભાઇ હોવાથી તેમજ સાધિએરના જાણીતા ગૃહસ્થ પરભુભાઇ દયાળજી દેશાઇ મેનેજર હોવાથી નવો વહિવટ નમુનેદાર નિવડશે એમ સહજ આશા રાખી શકાશે પ્રમુખ મહાશય તથા વધારે સંભાવિત ગૃહસ્થોને ફુલહાર અર્પણ કરાયા પછી ફુલાહાર આ પાન લઇ લગભગ ચાર કલાકે શ્રીનૃસિંહજીની જય બોલતા સભા વિસર્જન કરવામા આવી હતી

પ્રેક્ષક.

---

# श्री मोढ बंधु समाज—मुंबई.

સદ્ગુરુ માસિકના ગતાંકના પૃષ્ટ ૨૯૯ ઉપર ઉક્ત સમાજને માટે શ્રીયુત બાલુભાઇ કહાનદાસ મણિયાર તરફથી પ્રકટ થયેલા ખુલાસા પરથી તથા તે સાથે ની અમારી નોંધ પરથી તે સમાજના કેટલાક સભ્યોને અન્યથા આભાસ થવાથી વિશેષ સ્પષ્ટિકરણ માટે શ્રીયુત મણિયાર પોતા તરફથી નીચે પ્રમાણે ખુલાસો પ્રકટ કરે છે:—

"શ્રી મોઢ બંધુ સમાજને મેં રૂપીઆ ૧૦૧) આપેલા છે, તે સમાજના નીભાવફંડમાં આપેલા છે. પરન્તુ શ્રી મોઢ માર્તંડ ૧૯૨૦ ના માર્ચ મહીનામાં બાઇ સમરત બાઇના પુણ્યાર્થે થયેલી સખાવતોના લીસ્ટના નં. ૪ તથા ૧૯ મા જે બીના લખવામાં આવી છે તેવી કોઇપણ રકમ મેં આપી નથી. એ બાબતમાં મેં ખુલાસો સમાજના સેક્રેટરીઓ ઉપર લખી મોકલ્યો છે. તે છતા જુન ૧૯૨૧ ના મોઢ માર્તંડના અંકમા ૨૯૯ મે પાને જે ખુલાસો મેં મારી સહી નીચે કરેલો છે તેમા "મેં સમાજને જે રૂપીઆ આપેલા છે તેની સાથે સખાવત શબ્દ જોડાય તે સામે સમાજના કેટલાએક સભાસદોને વાધો હોવાથી મે આપેલી રકમ સાથેનો સખાવત શબ્દ કાઢી નાખવો" એવું જે લખાણ છે તેમા પણ ગેર સમજુતી થાય છે. માટે આથી ખુલ્લુ જણાવું છુ કે બાઇ સમરત બાઇના પુણ્યાર્થે કોઇપણ રકમ શ્રી મોઢ બંધુ સમાજને મારા તરફથી આપવામા આવી નથી. આ ગેરસમજુતી ઉભી થવાને માટે હુ દીલગીર છુ. તેમજ તંત્રી તરફથી "શ્રી મોઢ બંધુ સમાજના ગરબડગોટાનો ખુલાસો" તથા તંત્રીની નોંધ જોડે મને કંઇપણ લાગતું વળગતુ નથી."

દી. બાલુભાઇ કહાનદાસ.

**તંત્રીની નોંધ**—અમારી નોંધમા લખાએલા જે જે શબ્દો માટે જે બાઇઓની ઉપર મનાતા ઉપરથી છે તે તે શબ્દો સમાજના સેક્રેટરીઓ વીગેરેને અમારી ઓફીસમાં આવી અમોને રૂબરૂ જણાવી તે બદલ દીલગીરી પ્રદર્શિત કરવા અમોને સુચવ્યું, દીલગીરી જ બતાવવાની વાત બાજુ પર રહેવા દઇ, કેટલાક કારણોથી ને આ સંજોગોમાં તે તે શબ્દો અમારી તરફથી યોજાયા હતા તેનુ સ્પષ્ટીકરણ માત્ર પ્રકટ કરી અમે અમારી ફરજ અદા કરવા તેમને જણાવ્યુ હતુ. તે પ્રમાણે તેમને ખુંચતા શબ્દોના નીચે પ્રમાણે ખુલાસા છે

(૧) "સમાજના ગડબડગોટાનો ખુલાસો" આમા ગડબડગોટાનો શબ્દ તે સમાજની કાર્યપ્રણાલી હિસાબ કે વ્યવસ્થા વીગેરે માટે વપરાયો નથી, પણ

સ્વીકારાઇ ગયેલી રકમને સખાવત શબ્દ ન લગાડી શકાય, તેમજ રકમ મળી છે છતા **સખાવત તરીકે નથી મળી** વીગેરે તેમની માન્યતાની છૂપી ખાચખુંચ બંદલજ સમજાવે.

સેક્રેટરીઓએ અમને જણાવ્યું કે "એવી કોઇ સખાવત તેમને શ્રીયુત મણિયાર તરફથી મળી નથી." તે પરથી શ્રીયુત મણિયારે ગતાંકમાં ખુલાસો પ્રકટ કર્યો કે તે રકમ તો સંસ્થાને અપાઈ તો છે, પણ તેને સખાવત શબ્દ લગાડાય તે સામેજ તેના કાર્યવાહકોને વાંધો છે. અમને આ બધી વિચિત્રતા લાગવાથી અમે તે સંસ્થાનો રીપોર્ટ જોઈ ખાત્રી કરી તો જણાયું કે તે રકમ શ્રીયુત મણિયાર તરફથી તે સંસ્થાને **નીભાવફંડ માટે** મળી તો છે, છતાં સેક્રેટરીઓ નહીં મળ્યાનું કેમ જણાવે છે? આ બધું અમને ગરબડગોટા જેવું લાગવાથી માત્ર તે શબ્દ યોજ્યો હતો. હવે તે રૂ. ૧૦૧) સાથે સખાવત શબ્દ લગાડવા સંસ્થાના કાર્યવાહકોને વાંધો છે ને તે રૂપીઆ આપનાર શ્રીયુત મણિયાર પોતે પણ તેવો શબ્દ ન લગાડવા ઉપર પ્રમાણે જણાવે છે તો પછી અમારે તે સબંધી કાંઇ વિશેષ કહેવા કારણ રહેતુ નથી.

સેક્રેટરીઓએ વિશેષમાં અમને રૂબરૂમાં એમ પણ જણાવ્યું કે તે રકમ "શ્રીયુત મણિયારે રાજીખુશીથી નીભાવફંડમાં આપી છે" વળી તેમની તે સંસ્થા "સાર્વજનીક નથી" પણ "ફક્ત મેમ્બરોને માટે"જ છે. છતાં તેનો લાભ જ્ઞાતિને આપવા તેના બંધારણમાં છુટ છે. તેમની આવી અર્ધી ખાનગી ને અર્ધી સાર્વજનિક સંસ્થાના નીભાવફંડમાં રાજીખુશી અપાએલી રકમને સખાવત મદદ કે ભેટ એમાંનો કોઇ પણ શબ્દ ન લગાડી શકાય એમ પણ તેમનાથી અમને જણાવાયુ. અસ્તુ.

(૨) રૂ. ૧૦૧) રીપોર્ટમા જમા થએલા છતા સેક્રેટરીઓ નહીં મળવાનુ કેમ જણાવે છે? તેનો ખુલાસો પણ ઉપર થઇ ગયો છે કે તેઓ તે રૂ. સખાવત તરીકે મળ્યા એમ સ્વીકારવા તૈયાર નથી. હવે આપનાર ને લેનાર બેઉનો તે શબ્દ સામે વાંધો હોય તો અમારે પણ તે શબ્દ તે બેમાંથી એકને પણ પરાણે લગાડવા આગ્રહ કરવા કારણ રહેતું નથી.

(૩) શ્રીયુત મણિયારે લ્હેણા પેટે તે રકમ સંસ્થાને આપી નથી પણ **નીભાવફંડમાં** આપી છે એમ અમારી પણ ખાત્રી થઇ છે.

(૪) હવે છેલ્લી બાબત એ છે કે એની આપેલી રકમને **મદદ ભેટ કે સખાવત** એમાંથી કોઇપણ શબ્દ લગાડી શકાય એવા અમારા નિર્દેશ સામે પણ તે સંસ્થાના કાર્યવાહકોને વાંધો છે. હવે આ બાબતનો જવાબ ખુદ આ માસિકના

તંત્રીને સીધો તે કાર્યવાહકોએ આપવાનો છે. ઉપરની સર્વ બાબતોનો હવે પરસ્પર ખુલાસો થઈ ગયો છે એમ સમજી અમારી આ માન્યતા ફેરવવા બદલ તે સાહેબોની લાગણી માટે અમારે જરા વીગતમાં ઉતરવું પડશે. એકવાર ફરીથી જણાવવું જરૂરનું છે કે શબ્દોની આ વાંટાઘાટ સાથે અગાઉ વપરાઈ ગયેલા શબ્દોને તેમજ અગાઉ થઈ ગયેલી ચર્ચાને હવે કાંઈજ સંબંધ નથી. કારણ આપનાર ને લેનાર બેઉને તે ઠેકાણે સખાવત શબ્દ યોજવો ન હોય તો ભલે ન યોજે; પણ તટસ્થ ભાવે અમારી નજરે તો તે રકમને કાં તો મદદના રૂપમાં, કાં તો સ્પષ્ટ સખાવતના રૂપમાં, અગર છેવટ ભેટના રૂપમાં પણ તે સાહેબોને ગણવીજ પડે. જો આ ત્રણ પૈકી એક પણ રૂપમાં ગણવા તેઓ તૈયાર ન હોય તો તેને કેવા રૂપમાં ગણવા તેઓ ધારે છે તેનો પણ આ માસિકદ્વારા સ્પષ્ટ જાહેર નિર્ણય તેમના તરફથી થવો જોઈએ કે જેથી મારો અન્ય વાચક વર્ગ પણ આથી કાંઈક નવું જાણી શકે, ને વખતે અમારી પણ સમજફેર થતી હોય તો સુધારી શકાય. એ ત્રણ શબ્દો બાતલ કરીએ તો હું ધારું છું કે તેમને તે રકમ થાપણના રૂપમાં ( Deposit ) મળી હતી તેમ કહેવા તેઓ તૈયાર છે? જો તેમજ હોય તો એક સંસ્થામા જોડાએલા મેમ્બરો અંદર અંદર ઉઘરાણું કરી રકમ ભેગી કરે તે જેને તેને ખાતે થાપણ તરીકે ખાતાવહીમાં જમા રહેવી જોઈએ; કે જેથી તે રકમ પર તેમનો કાયમનો હક્ક છે એમ સમજાય, ને તેઓ પાછી લેવા ઇચ્છે ત્યારે લઈ શકે. જો તેમ ન થયું હોય ને તે એકઠી થએલી રકમો જેને તેને ખાતે જુદી જુદી જમા ન દર્શાવતાં એક સામટી અમુક ફંડ ( ભલે તે નીભાવ ફંડ હોય) તરીકેજ જમા થઈ હોય તો પછી તે એકઠી થએલી રકમોના છુટા છુટા ભાગ જેના તરફથી મળ્યા હોય તે તેમને તેમને નામે થાપણ તરીકે સ્વીકારાયા છે એમ કહી શકાય ખરૂં? આમાં અમને તો હજુ પણ વસ્તુતઃ ગરબડગોટાળ લાગે છે. અમે હજુ પણ તે સંસ્થાના વિદ્વાન કાર્યવાહકોને ફરીથી જાહેર આમંત્રણ કરીએ છીએ કે મદદ ભેટ કે સખાવત એ ત્રણ પૈકી એક પણ શબ્દ તે રકમ સાથે લગાડવા તેઓ નાખુશી હોય તો તે માટે એવો કયો એક શબ્દ તેઓ યોજી શકે છે તે જણાવે, તેમજ આ શબ્દો સંબંધી તેઓ કેવા કારણોથી કેવી માન્યતા ધરાવે છે એનો પણ વીગતથી આ માસિકમાં જાહેર ખુલાસો પ્રકટ કરે જેથી અમને પણ કાંઈક નવું શીખવાનું મળશે. ઇતિ એમ

તંત્રી મોઢ માર્તંડ.

---

# प्रार्थनापत्र.

प्यारे वाचकवृन्द! अपनी दृष्टि प्रसार की हो और आपने सोचा भी हो कि इस मामलेके लिये समस्त त्रिवेदियोकी नहीं बल्कि सम्पूर्ण मोढ नामधारियोकी जनरल कान्फरन्स जबतक न होगी तबतक ऐसे अनाचारी वर्गको शिक्षा मिलना कठिन है तो कहिये साहब आपने अपने ऐसे उत्तम विचारको आज परियंत क्यों समाचार पत्रोंमें प्रकाश नहीं कराया अगर आप प्रगट करते तो आजतक कभीका कान्फरन्स अधिवेशन होकर सम्पूर्ण मोढ ज्ञातिका किया हुआ निर्णय जनताके समक्ष आजाता जिससे मोढ ज्ञातिको कीर्ति मिलती. इसके अतिरिक्त हमारी जनरल कॉन्फ्रन्स और भी अनेक प्रस्ताव तय करती जिसमे सम्पूर्ण मोढ सृष्टिका कल्यान होता मगर आपको शायद इस बातने अपने विचार प्रगट करनेसे रोका होगा कि त्रिवेदी महाशय अपने नफे नुकसानके आप जुम्मेदार है हम उनके शामिल नहीं है सो अब जो कहता हूँ उसको श्रवण कीजिये. आजका समय हमको बतला रहा है कि वह कोमजन्दीसे जलदी उन्नत होती है जो सपको अपना बनाती है और इसी विचार पर भारतके हिन्दु मुसलमानोंने संप किया हे वरकर रहे है मगर मुझको बहुत आश्चर्यसे चकित हो कहना पडता है कि आप इस समय जितने भी मोढ नामधारी है सर्व त्रिवेदियोंके हाथका बनाया भोजन ग्रहण करसक्ते है मगर कन्या दे ले नहीं सक्ते सो उसका कारण जो है उस पर भी अगर गोर किया जाय तो आशा हो सक्ती है कि शास्त्रानुसार अगर विधान किया जाये तो मोढ ब्राह्मण ब्राह्मणमें व वैश्य वैश्यमें ले दे सक्ते है और जनरल कान्फरन्स इस विषय पर भी अपना विचार प्रगट कर ज्ञातिकी अवनत दशाको उन्नत कर सक्ती है इस कारण अति नम्रतापूर्वक विनंह होता,है कि सुज्जन जहांतक हो शीघ्र जनरल कान्फरन्सकी बाबत अपनी २ सम्मति प्रदान समाचार पत्रोद्वारा करे कि कब और किस स्थान पर की जाय और उसमें किन २ प्रस्तावों पर ज्ञाति उन्नतिके लिये विचार किया जाय.

इत्यलं शुभमस्तु. ज्ञातिसेवक,

वैष्णव एल. सी. रतनलाल. भोपाल




### इनामी निबंधनी मुदतमां वधारो

કોઇ પણ મોઢ બ્રાહ્મણ સંવાયના સુશિક્ષિત બહેનો પૈકી અદરહુ માસિકના અંક ૪ ના પૃષ્ઠ ૧૯૩ ઉપર પ્રકટ થયેલ નૂતન વર્ષાભિનંદનના ગદ્યમાં ગ્રહસ્થ લખી મોકલનારને આપવાના ઇનામોની મુદત વધારીને ૩૧ જુલાઇ ૧૯૨૧ સુધીની રખાઇ છે. હજી સુધી માત્ર એકજ બ્હેન તરફથી આ હરિફાઇમાં ભાગ લેવાયો છે, તો આશા છે કે ગુજરાત કચ્છ કાઠીઆવાડની કેળવાયેલ સીનીયર બ્હેનો તરફથી પણ આ સ્પર્ધામાં ઉલટથી ભાગ લેવાશે.

### चालु सालनी भेट न मळ्या बद्दल.

અત્યાર સુધીમાં જે ગ્રાહકોનાં લવાજમ અમને મળ્યાં છે તે તમામને બીન બુક ચાલુ સાલની ભેટની ડાયરી મોકલાઇ ગઇ છે. છતાં કેટલાક ગૃહસ્થો તરફથી ન મળવાના સબબે ઉઘરાણીઓ આવે છે. જેનો જવાબ શરૂઆતમાં અપાઇ ગયો છે છતાં પુનરૂક્તિ થાય છે કે પોસ્ટમા ગેરવલ્લે જવાના સબબથી ફરીથી મંગાવનારને તે મોકલી શકાશે નહીં. ગ્રાહકોએ પોતાની ટપાલ માટે એટલી કાળજી તો લેવી ઘટે છે. પ્રત્યેક બાબતમાં મોઢ માર્તણ્ડ ઑફીસનો દોષ કાઢવો વ્યાજબી લેખાય નહીં.

### चुंवा संघायमां ज्ञानदाननी ल्हाण तथा पत्रिकानी वहेंचणी

અગાઉ જણાવાઇ ગયેલ પુસ્તક જ્ઞાતિમાં સર્વત્ર પોસ્ટદ્વારા સર્વને ઘેર ઘેર દેશમાં તેમજ દેશાવર વસતા સર્વ બન્ધુઓને મોકલાઈ ગયેલ છે. આ બુક પણ નહીં મળવાના સબબે ફરીથી મંગાવનારને મોકલી શકાશે નહીં. આંહીથી શિરનામાં બરાબર, ચૅક કરી વિના ભૂલ્યે વ્યવસ્થિત રીતે સર્વને મોકલાય છેજ. પોસ્ટમાં ગુમ થાય તેના જોખમદાર અમે નથી તેની નોંધ લેવી.

એ પુસ્તક સાથે ચુંવા જ્ઞાતિની પ્રથમ પત્રિકા પણ સર્વેને મોકલાઇ છે. છતા જે જીજ્ઞાસુને તેની વધારે નકલ જોઇતી હોય તેમણે નીચેના ત્રણ ઠેકાણા પૈકી જરૂર પડે ત્યાંથી મંગાવી લેવી. તે સ્થળે જ્ઞાતિમાં છુટથી વહેંચવા તે પત્રિકાની વિશેષ નકલો મોકલાઇ છે. (૧) જાની વિશ્વનાથ નરભેરામ ઠે. આબાચોક ભાવનગર. (૨) દવે મનજલાલ અંબારામ પાલીતાણા. (૩) સાર્વજનિક લાયબ્રેરી દામનગર.

# विविध मंडळोनी हकीकत

### श्री भारतवर्षीय मोढ ब्रह्मसमाज—मुंबई.

**વસુલ થયેલાં વિશેષ લવાજમો**—મણિશંકર જોઇતારામ પુરોહિત નાર રૂ. ૧] વ્રજલાલ જટાશંકર ગારીયાધાર રૂ. ૨, રામચંદ્ર વિજયરામ ભટ્ટ રૂ. ૧, મેસર્સ કલ્યાણજી મુળજીની કું. કરાંચી રૂ. ૧ ભવાનીશંકર શંકરજી દવે કરાચી રૂ. ૧, શિવશંકર દયાશંકર સુરતકર રૂ ૧, નીજાભાઇ ભાઇશંકર ભટ્ટ હાસાપીર રૂ. ૧. વકીલ પ્રભુજી દયારામ રાજકોર રૂ. ૧. ત્રિવેદી માધવલાલ ત્રીકમલાલ રૂ. ૨ મુંબઇ.

**વિજ્ઞપ્તિ**—મોઢ બ્રાહ્મણની વિશાળ કોમમાંથી ગુજરાતમાં આટલો બધો મંદાદર જોઇ સખેદ આશ્ચર્ય થાય છે હજુ તો પાશેરામાં પહેલી પુણી છે. બંધુઓ પોતાના લવાજમો પણ વર્ષે વર્ષ વગર માગ્યે ન મોકલી શકે તો વિશેષની આશાનું શું થાય? કોન્ફરન્સ ભરાવાની રાહ જોનારાઓ પણ પોતાના લવાજમ મોકલવા કેટલી કાળજી રાખે છે એ પોતેજ સમજવાનું છે. કાચબાના વેગથી ચાલતી આ સંસ્થાનો મંઘ કાશી ક્યારે પહોંચી શકે તેનો વિચાર પણ કરવો ઘટે છે. બધીજ જોખમદારી એકજ વ્યક્તિ પર નાખી દઇ સર્વેએ તટસ્થ ભાવથી કોન્ફરન્સની વાટ જોઇ બેસવુ એનો અર્થ શો?

મંત્રી.

### नवगाम चोयामा चातुर्विध ब्राह्मणमंडळ.

**સ્ત્રીકેળવણીને ઉત્તેજન**—ત્ર. અંબાશંકર મનસુખરામભાઇ મારફત કલકત્તાના શેઠ મનલાલ માણેકલાલ તરફથી ૫ ડોળીની બે બ્હેનો નર્મદા મગનલાલ તથા મણિબેન લલ્લુભાઇ દરેક ને રૂ. ૧૫ની શિષ્યવૃત્તિ અપાઇ છે.

**લ્હાણું**—પેટલાદના જોશી જગુભાઇ રણછોડજી તરફથી તાંબાની કચરોટનું લ્હાણું આ સંઘાયમાં સર્વત્ર અપાયું છે. પણ રામોદડીવાળાના પ્રકરણનું સમાધાન નહીં થવાથી નાર ગામમાં તે લ્હાણું અપાયુ નથી અફસોસ!"

**જ્ઞાતિવરા બંધ**—મોધવારીના સબબે વરા કરવાની મનાઇ થઇ છે. સ્તુત્ય છે.

# જ્ઞાતિ સમાચાર

## સીમંત

પેટલાદ—પુંજાભાઇ ભાઇલાલને ત્યાં તથા નાર ઉપાધ્યાય મણિલાલ સમર્થદને ત્યાં સીમંત થયા છે.

## પરીક્ષા પાસ

અમદાવાદમા—ભટ્ટ પુરૂષોત્તમ ગોવીંદરામ તથા ચીખલી વાળા શાસ્ત્રી દુર્લભરામ પ્રાણશંકર બી. એ. માં સુરત વૈદ્ય દિનમણિશંકર ગોવીંદરામ મેટ્રીકમા ઉત્તીર્ણ થયા છે. ડાસરા—ભાવનગરના દીવાન સાહેબ ત્રીભુવનદાસ કાળીદાસના પુત્ર ચંપકલાલ વાડાશીનોર—કૃષ્ણલાલ ગિરધરલાલ વકીલ બી. એ. માં ઉત્તીર્ણ થાય છે.

## મરણ

ગુપ્તેશ્વર—(સુરત) જોશી મોતીલાલ પ્રાણશંકરના માતુશ્રી કાશીબાઇ જે. શુ. ૨ ના રોજ સ્વર્ગવાસી થયા છે.

## પુત્રજન્મ.

મુંબઈ—માજી શેરીફ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસ મહેતાનાં પુત્રી સૌ. પદ્માવતીને લંડનમા તા. ૪-૬-૨૧ ના રોજ પુત્ર પ્રસવ્યો છે.

## સુધારો.

ગતાંકના પૃષ્ટ ૨૯૭ ઉપર કલમ ૧૦મીમા ચુંથા જ્ઞાતિના પટેલના વેસવાળ સંબધી પછીથી મળેલી હકીકત પરથી અમારી કાંઇક સમજફેર થયાનું જણાયુ છે. પટેલે પોતાના વેસવાળમાં બે કન્યાઓ મૂહૂર્તવંતી નથી આપી પણ એક કન્યા વાવડીવાળી મૂહૂર્તવંતી આપી છે. ને બીજી લખી આપી છે. દીહોર વાળી કન્યા પટેલના વેસવાળમા આડી અપાઇ નથી. પણ તે સંબંધ ટીંબી અને દામનગરવાળાને લગતો છે. આમ છતા પણ એ તકરારીયા વેસવાળ સંબધી પટેલે કોઇને પૂછ્યા સિવાય જ્ઞાતિમાં જ્યાં ત્યાં લખેલા આજ્ઞાપત્રોની હકીકત તો તેટલીજ સત્ય છે.

## समालोचना

**રોમેશ**—પ્રકાશક માણુલાલ વિશ્વનાથ શુક્લ. રાજકોટ. કીં. આ. ૪. પ્રત્યેક પુસ્તક પર લેખકનું નામ હોવું જોઇએ. પ્રકાશકે પોતાનું નામ પ્રકટકર્તા તરીકે છપાવી લેખકનું નામ શા કારણથી ગુપ્ત રાખ્યું છે તે સમજાતું નથી. મહાત્મા ગાંધીજીની ઇચ્છાનુસાર આવા સાહિત્યનો બહોળો પ્રચાર થાય તે માટે સસ્તામાં સસ્તા ભાવે તે વેચવું જોઇએ. રા. શુક્લ પણ એ મતનાજ હોવા છતાં આટલા ન્હાનકડા પુસ્તકની કીંમત ઓછી ન રાખી શકાત !

હાલની સ્વરાજ્યની હિલચાલની સુંદર કલ્પનાનું આ એક ચિત્ર છે. તેમાં એક યુવાન ગામડામાં જઈ ત્યાં પોતાની સેવાઓ અર્પણ કરી ગ્રામ્યજનોનાં જીવન કેવી રીતે સુધારી શકે છે તે બહુ સારી રીતે આલેખાયું છે. એવા સુધારા પ્રત્યેક ગામડામાં પણ થાય ત્યારેજ હિંદ સ્વરાજ્યને લાયક થાય એમ એ પરથી ફલિત થાય છે. ભાષા સાદી ને વિચારો ઉદાત્ત છે. લેખકનો પ્રયાસ ધન્યવાદને તથા ઉત્તેજનને પાત્ર છે.

**સમસ્ત બ્રાહ્મણ મંડળ વિદ્યાર્થીગૃહનો રીપોર્ટ**—અમરેલી. કાઠીયાવાડના એક ખુણામાં વડોદરા રાજ્યના આ એક મોટા સગવડવાળા શહેરમાં અસ્તિત્વમાં આવેલી સંસ્થાનો રીપોર્ટ જોઇ સંતોષ થયો. દરેક કાર્ય નાનેથીજ મોટું થાય છે. આસપાસના ગામડાના વિદ્યાર્થીઓને છેક માધ્યમિક શિક્ષણ પુરૂં થતાં સુધી રહેવા જમવાની અત્યાર સુધી પડતી અગવડ આવી સંસ્થાથી દૂર થાય એ ઇચ્છવા યોગ્ય છે. શ્રીમંતોએ પોતાનો ઉદાર હાથ આ દિશામાં લંબાવવાની અગત્ય છે. કાર્યવાહકોનો ઉત્સાહ પ્રશંસા પાત્ર છે. આશ્ચર્ય જનક એ છે કે જે ગૃહસ્થ તરફથી આ સંસ્થાના મકાન ખર્ચ માટે રૂ. દસ હજારની મદદ જાહેર કરાઇ છે તે સંબંધી કાંઇ વિશેષ સ્પષ્ટિકરણ ન કરતાં તે બાબત અપૂર્ણ ને સંદિગ્ધ રૂપમાં રખાઇ છે.

તંત્રી.

## લવાજમની પહોંચ.

રા. રા. દવે પ્રાણશંકર નરભેશંકર કચ્છમાંડવી રા. કેશવલાલ ભવાનીશંકર બેસગામ.
,, દલપતરામ ચુનીલાલ અમદાવાદ ,, મણિલાલ લલ્લુભાઇ અમદાવાદ.
,, દલપતરામ વેણીરામ બાટીયા. ,, ગોરધનદાસ ચુનીલાલ ,,
,, હીરાલાલ જેઠાલાલ દાણી શહેરા. ,, મોતીલાલ છગનલાલ શાહ મુબઇ
,, આશારામ પ્રભુદાસ અમદાવાદ ,, નાથાલાલ તુળશીભાઇ ભરૂચ
,, ઉમીયાશંકર આત્મારામ સીધપુર ,, કાશીરામ અંબાશંકર ભાવનગર
,, મુની બુદ્ધિસાગરજી સુરીશ્વરજી વડોદરા ,, અંબાલાલ મુળચંદ શાહ અમદાવાદ
,, ઉતમચંદ ગુલાબચંદ શાહ બરહાનપુર ,, ચંદ્રશંકર બાધરશંકર શુક્લ મુબઇ
,, ડાહ્યાભાઇ મહાસુખરામ સુરત ,, વિઠ્ઠલજી જયરામ જોશી બાંગાવાડી
,, શાસ્ત્રી નર્મદાશંકર ભાનુશંકર મુંબઇ ,, મણિગૌરી ગણપતરામ ભટ્ટ જુંડાલ

માર્તંડના મુખ્ય મંત્રો—સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.




અંગસ્ત મોઢ કોમનું પ્રિય વાજીંત્ર.
ઉચ્ચ સમાજીક ધાર્મિક માસિક

હરિગીત.

નિંદો ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવો મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણ થાતું હો નકી;
પણ ધીર પાછું ના ભરે ડગ ન્યાય કેરા માર્ગથી.

પ્રકાશ ૩ જો ] ઑગસ્ટ ૧૯૨૧ [ પ્રભા ૮ મી.

## लक्ष्मी अने विद्यानो संवाद.

હરિગીત

લક્ષ્મી—જન્મી હું તો સરસ કુખથી ચૌદ રત્ને ગણાઉં,
પત્ની થાવું ભગવતતણી 'લક્ષ્મી દેવી' ભણાઉં,
શોભી રે' છે જગત મુજથી તે થકી 'શ્રી' કહાવું,
ઘેલા રે' છે જગત મૃત થૈ સ્વત્વ જે ના વધાવું.—૧

વિદ્યા—નિશ્વાસે હું પરમ પ્રભુના નીપજી વેદ નામે,
બ્રહ્માદિથી પ્રસરણ થયું મુનિના શુભ ઠામે;

લોકોમાં તું જડરૂપ વમે ચેતના શક્તિ મારી,
વાગ્દેવી હું જગ ગતિ કરી 'શારદા' નામ ધારી.—૨

લક્ષ્મી—વ્યાપી હું તો સરવ જગતે કોઇ ને કોઇ રૂપે,
મુક્તા આદિ જીવજનિતથી કાંચનાદિ ખનિજે,
ભૂ ધાન્યોથી પશુ વરગથી છોડ વેલાજ ઝાડે,
ખેડુ શેઠો નરપતિ તણે ઘેર કુદુંજ લાડે—૩

વિદ્યા—છો વ્યાપી તું બહુ વિધ વ્યયે, તું ઘટે, હું વધું છુ,
તોયે એમાં ભૂતળ પ્રમુખે ભિન્ન શાખે બધે છુ,
પંડિતો જો પરખ કરીને કેળવી કામ આણે,
તો તું કૂદે: ગરવ કર મા, મોરલી મારી જાણ—૪

લક્ષ્મી—જેની પાસે મુજ વિપુલતા લોકમાં,તેજ ડાહ્યા,
પંડિતો તે પરમ રૂપના કૂળવાને મનાયા,
જ્ઞાતિમાં તે પ્રથમ પદના આસનેથી પ્રલાપે,
ઉથાપે ના વચન કદી કો જાપ તેનાજ જાપે—૫

વિદ્યા—ફાવે છે હા મુરખ ધનિકો મુજી ને મુરખોમાં,
અંકાયે છે કિંમત હણુની જે વસે પંડિતોમા,
રાજા નામે મુકુટમણિએ પાદમાં પંડિતોના,
તો શુ ચાલે મૂઢ ધનિકના કાર્ય નિસ્તેજુ મોંના.—૬

લક્ષ્મી—મૂડી વિના ચપળ ગતિએ કેમ વ્યાપાર ચાલે?
મૂડી વિના ત્વરિત ગતિના કેમ સાંચાજ ઘાલે?
મૂડી વિના ભણતર કળા કેમ ઉદ્યોગ આમે?
મૂડી વિના જળ સ્થળ તણા વાહનો કોણ પામે?—૭

વિદ્યા—સોને રૂપે પરમ ગુણ છે પારખ્યું પંડિતોએ,
કેન્દ્રસ્થાની વિનિમય તણે સાધને ખાસ તો એ,
ધાતુ બીજી લઘુ ગુરુ પણે રાજ સિક્કે મનાવી,
તો તુ ચાલે ચલણ રૂપથી મૂડીમા મે ગણાવી.—૮

લક્ષ્મી—હુંથી સી ને તનય તનયા દાગીના દે હસાવે,
હુંથી ખાસાં તન ઉપરનાં પંચ વસ્ત્રો વસાવે,
હુંથી નક્કી અહર નિશના ભોજનો લોક તાણે,
હું વિના તો અવનિ ઉપરે જીવવું શોક જાણે.—૯

વિદ્યા—માતા પેઠે વિનીત કરીને પાળું હું પૂર્ણ પ્રીતે,
પિતા પેઠે નિજ હિત વિષે જોડું હું જેમ જીતે,
કાન્તા પેઠે લલિત રમતે ખેદ કાઢી રમાડું,
આશા પૂરી જગ જશ કરી મુક્તિ પુરી પમાડું.—૧૦

હાંસાપોર. } નોંઝાભાઇ ભાઈશંકર ભટ્ટ.
ખરસાડકર.

---

# सप्तपदी रहस्य.

શાર્દૂલ વિક્રીડિત

સર્વે સુખ અને વિશાળ દુ:ખમાં હું સાર્ધ ભાગી કરૂં,
ત્યાં જે સ્થિતિ મહીં વસે પ્રિયપતિ ત્યાં તે સ્થિતિમાં રહું,
આનંદે વસતાં વળી શીયળ શું સૌભાગ્યને સાચવું,
પ્હેલા પાદ વિષે સુલગ્ન સમયે એવી પ્રતિજ્ઞા કરૂં.—૧

વૃદ્ધો પૂજ્ય વડીલ બાળ સહુમાં રાખું સદા પ્રીત હું,
પોષું ખંત થકી કુટુંબ સઘળું સેવા રૂડી આચરૂં,
ચારિત્રો ગૃહનાં સમાવી મનમાં ખર્ચો હિસાબે કરૂં,
બીજા પાદ વિષે સુલગ્ન સમયે એવી પ્રતિજ્ઞા કરૂં.—૨

હંમેશાં પ્રિય પ્રાણની વિનયથી સેવા મહીં સંચરૂં,
પ્રીતિ પૂર્ણ જગાવી શુદ્ધ હૃદયે ભક્તિ સદા આદરૂં,
રાખી ટેક કદીય ક્લિષ્ટ વચનો મુખે નહિ ઉચ્ચરૂં,
ત્રીજા પાદ વિષે સુલગ્ન સમયે એવી પ્રતિજ્ઞા કરૂં.—૩

દુ:ખે દાઝ ધરૂં સદા દિલ વિષે ગર્વી ન સુખે બનું,
આદેશે રહું આપના પ્રતિપળે સ્વામી હૃદે હું રમું,
સેવાધર્મ સુહાવું સાથ રહીને શૃંગાર ભક્તિ ભરૂં,
ચોથા પાદ વિષે સુલગ્ન સમયે એવી પ્રતિજ્ઞા કરૂં.—૪

ઋતુકાળ વિતાઈ જાય વળતાં સ્નાનાદિ કાર્યો કરૂં,
ત્યારે થાઉં પવિત્ર દેહ જડવા તાત્પર્ય ચિત્તે ધરૂં.

# आत्मचिंतन.

### હરિગીત

શું રૂપ તારૂં; કોણ તું છે, કયાંથી આવ્યો કયાં જશે?
વિચાર કીધો છે કદાપિ ભાવિ તારૂં શું થશે?
શુભ કાર્ય કીધાં કેટલા, પરમાર્થ તુંજથી શો થયો?
આયુષ્ય તો એળે જશે જ્યમ સ્તન અજા કંઠે રહ્યો?

શી ભકિત કીધી ભાવથી, શું યોગનું સાધન કર્યું?
સંયમ કરી શ્રીનાથનું, તેં ધ્યાન રૂદીઆમાં ધર્યું?
શ્રવણ કરી વેદાન્તનું, શું મનન નિત્ય કરાય છે?
અભ્યાસમાં આગળ વધી, સાક્ષાત્ તુજથી થાય છે?

સાધન ચતુષ્ટય સાધ્ય કીધા સમ દમ વીગેરે કેળવ્યા?
વૈરાગ્ય રાખ્યો કેટલો, વિવેક શ્રદ્ધા મેળવ્યાં?
જ્ઞાતિ તણું તેં શુભ કરવા યત્ન કીધો પ્રેમથી?
કે મન લગાડી દ્રવ્ય ખરચ્યું શ્રેયના શુભ નેમથી?

સ્નેહી જનના શ્રેય માટે ભોગ આપ્યો કેટલો?
યા બંધુ જનના હિત માટે વ્યય કર્યો પાઇ જેટલો?
નીતિ તણી વ્યવહારમાં તેં કાંઈ પરવા છે કરી?
કે લોભથી નીતિ બધી, જાણે અજાણે થઈ પરી?

પટલાઈ કરીને પારકી, રક્ષણ કર્યું છે ન્યાયનું?
કે સ્વાર્થમાં અંધો બની, તેડું કર્યું અન્યાયનું?
દુઃખી હૃદયના દુઃખ કેરો ભાર કંઈ ઓછો કર્યો?
યા ધન વિનાના દીન જનનો સ્વાર્થ કાંઈ તુજથી સર્યો?

અવની વિષે આવી અહીં કર્તવ્ય તેં શાં શાં કર્યાં?
તેમાં રહ્યાં છે કેટલાં સાધન અને શકિત છતાં?
શું સંપ રાખી સ્નેહથી, કુટુંબમા વર્ત્યો ખરો?
કે દ્વેષને મમતા ધરી શું ભ્રાતનો કીધો મરો?

વિદ્યા તણી વૃદ્ધિ થવા, શું યોગ્ય ઉદ્યમ આદર્યો?
કે જ્ઞાતિની પરવા તજી, નિજ સ્વાર્થમાં ફરતો ફર્યો?
જ્ઞાતિ જનોને દુઃખ દેતા રૂઢ જે ધારા રૂડ્યા,
તે પ્રેમથી ને ખંતથી તેં કેટલા ઓછા કર્યા?

વાલુકડ } ભોગીલાલ કૃપાશંકર ત્રવાડી.
[illegible]

## जाणुं नहि जगनाथ! हुं शुं शुं लख्युं प्रारब्धमां.

હરિગીત

ભાવિ તણા ઉદર મહીં વિધ વિધ બનાવો છે ભર્યા,
ધાર્યું ન થાયે કોઈનુ, રહે છે અધુરા આદર્યા,
સુખ ભોગવે સ્વર્ગીય કઇ, કંઇ નિર્ગમે દિન કષ્ટમાં,
જાણુ નહિ જગનાથ ! હું શું શુ લખ્યુ પ્રારબ્ધમા

ત્રિકાળ જ્ઞાની યોગિયો, કાવ્યા નહિ રજ માત્ર છે
તત્વજ્ઞ જ્યોતિષી ઋષી સર્વે હતાશ નિરાશ છે!
વીધિ કૃતિને વાંચવા જન્મ્યુ ન કો જગ પૃષ્ટમા,
જાણુ નહિ જગનાથ ! હુ શુ શું લખ્યુ પ્રારબ્ધમાં,

ગુરૂ વસિષ્ઠે જાણ્યું નહિ કે રામ વનવાસે જશે,
રાજ્યાભિષેક તણુંજ મુહુર્ત શોક માહી પલટશે.
ભાવિ તણા યોગેજ ઉપજ્યું ઝેર કૈં. અદૃષ્ટમાં,
જાણું નહિ જગનાથ! હું શુ શું લખ્યું પ્રારબ્ધમાં.

ક્યાં ધર્મ સમ સતવાદિ રાજા દ્યુત રમવા આદરે,
ક્યા રાજપાટ ગુમાવી સર્વે દ્રૌપદી દાવે ધરે,
એ ખેલ ભાવી ખેલવે, ધુળ નાંખી ખુલ્લી દૃષ્ટમાં,
જાણું નહિ જગનાથ ! હું, શું શુ લખ્યુ પ્રારબ્ધમા

દુર્બુદ્ધિ ક્યાંથી ઉપજી લંકેશ રાવણ રાયને?
હરવા સીતા સમ સાધવી અળગો મુકીને ન્યાયને!
નહિ ભાવિ પટને ભેદવા સમર્થ મારી સૃષ્ટમાં,
જાણું નહિ જગનાથ ! હું શું શું લખ્યુ પ્રારબ્ધમાં,

સચિત શુભ-અશુભ કર્મો પૂર્વવત્ ભાવિ ઘડયું,
લવ લેશ નહિ મિન મેષ થાયે, કણુકમાં પાણી પડયું.
છે ભોગવ્યે છુટકો, લખ્યા સુખ દુઃખ જે અદૃષ્ટમાં,
જાણું નહિ જગનાથ! હું શુ શુ લખ્યુ પ્રારબ્ધમાં

ભેજવા. } જયકૃષ્ણાત્મજ મહેમદાવાદી.

# सु. अ. विद्योत्तेजक सभाना पंचम वार्षिक संमेलनना प्रमुखनुं भाषण.

( ગતાંકથી ચાલુ )



ગૃહસ્થો ! હું વિષયને છોડીને કાંઇક આગળ ચાલી ગયો એ વાત ખરી છે પણ અપ્રાસંગિક નથી. અસ્તુ. હવે હું મૂળ વિચાર ઉપર આવું છું. મેં શરૂઆતમાંજ કહ્યું છે કે "પ્રયત્ન બન્ને વિદ્યાને માટે કરવા, અને એક માટેજ પ્રયત્ન કરવાનો હોય તો સંસ્કૃત વિદ્યા માટેજ કરવો." તદનુસાર આ સભા યથાશક્તિ એવો પ્રયત્નો કરે છે. અને પ્રયત્ન કરતાં વિદ્યાર્થીઓ તરફથી આશા રાખે છે કે બ્રાહ્મણ વિદ્યાર્થીઓ પાશ્ચાત્ય વિદ્યાના બદલામાં પોતાનાં યથાર્થ ગૌરવનું વેચાણ ન કરે. ગૃહસ્થો ! મારે ઘણુંજ દીલગીરી સાથે કહેવું પડે છે કે વિદ્યાને ઉત્તેજન આપવાને સભા અથવા મંડળ કાઢવા પડે એ અમારા ધર્મનાં વિસ્મરણનુંજ ચિહ્ન છે. અમારો ધર્મ તો અમને એમજ કહે છે કે સ્વાધ્યાય એટલે કે વિદ્યાનું અધ્યયન અને પરીશીલન એ બ્રાહ્મણોનું નિત્યકર્મ છે. અધ્યયન કરતી વખત અમારે જીવિકાની ચિન્તા કરવાનીજ નથી. જીવિકાને માટે ભાગ સમયમાં મનુજીએ બન્દોબસ્ત કરી છે:—

> ऋतामृताभ्यां जीवेत मृतेन प्रमृतेन वा ।
> सत्यानृताभ्यामपि वा न श्ववृत्या कदा चन ॥
>
> ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ।
> मृतं तु याचितं भैक्षं प्रमृतं कर्षणं स्मृतम् ॥
>
> सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।
> सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥

( ભાવાર્થ )—બ્રાહ્મણોએ ઋત, અમૃત, પ્રમૃત અને સત્યાનૃત વડે જીવિકા ચલાવવી. ખેતરમાં પડેલા દાણા ( ખેડુત અનાજ લઇ જાય ત્યાર પછી ) લાવીને જીવિકા ચલાવવી તે ऋत. યાચના કર્યા વિના જે મળે અથવા મેળવાય તે अमृत. યાચના કરીને મેળવવું તે मृत. ખેતીનું નામ प्रमृत અને વેપારનું નામ सत्यानृत છે. આ પાંચ ઉપાયો જીવિકાના છે. સેવા કરવી એ श्ववृत्ति કહેવાય છે અને એ વૃત્તિનો બ્રાહ્મણોએ અવશ્ય ત્યાગ કરવાનો છે.

આ ઉપરાંત **याजन** યજ્ઞ કરાવવો, **अध्यापन** વિદ્યા ભણાવવી તથા **प्रतिग्रह** નિર્દુષ્ટ દાનનો સ્વીકાર આ મુખ્ય જીવિકા બ્રાહ્મણોની છે. આપત્ કાળમાં એ સિવાય પણ બીજી જીવિકાઓ છે.

તાત્પર્ય એજ કે બ્રાહ્મણોએ જીવિકાને હેતુ માનીને અધ્યયન કરવાનું નથી. એમ છતાં અમારો સમય બદલાયો છે. પાશ્ચાત્ય સંસ્કારોએ અત્રે આવી વિદ્યાર્થી-જીવનને આડંબરવાળું બનાવી દીધું છે. હાલ તુરતજ એ સંસ્કારો દૂર થઈ જાય અને વિદ્યાર્થીઓ પાછું સાદું જીવન ગાળનારા બની જાય એ અસંભવિત નથી પણ અશક્ય છે. એને માટે તો સંપૂર્ણ ભારતવર્ષના પ્રયત્નની જરૂર રહેવાની. એવો પ્રયત્ન ન થાય ત્યાં સુધી જ્ઞાતિના સમજુ વર્ગે વિદ્યાવૃદ્ધિનો પ્રયત્ન ચાલુજ રાખવાનો. પ્રયત્નને અવકાશ છે કે નહી એને માટે ગતવર્ષમાં સંમેલન વખતે અમારા જ્ઞાન અને વય ઉભયથી વૃદ્ધ પ્રમુખશ્રી વૈદ્યરાજ ફીકાંભાઈએ વિસ્તારથી કહ્યું હતું. હું એનું પુનરાવર્તન આજે કરવા ઇચ્છતો નથી.

સુભાગ્યે અમારી જ્ઞાતિમાં કેળવણીની વૃદ્ધિ માટે આ અગાઉના બીજા પણ પ્રયત્નો ચાલુ છે. સર્વથી પ્રથમ પ્રયત્ન કરવાનુ માન માંડીગેર સંસ્કૃત પાઠશાળાને ઘટે છે. બીજે નંબરે વસાડની ગીર્વિદ્યામૃતવર્ષિણી પાઠશાળા આવે છે. ત્યાર બાદ શીખીનીમોરા સંસ્કૃત ભાષાજ્ઞાન વર્ધક મંડળી કે જેણે વેરાળ વખતમાં અઠ્ઠાવીશીને મારાં ભવિષ્યવાળી સંસ્કૃત સંસ્થાની ભેટ કરી છે તે ખાસ માનને યોગ્ય છે. ઉક્ત સંસ્થાઓ બ્રાહ્મણોનાં આત્માશ્રપ સંસ્કૃત કેળવણીનો ઉપકારક પ્રકાશ કરી રહી છે. એમ છતાં હું પૂર્વે જણાવી ગયો છું તેમ પાશ્ચાત્ય સંસ્કારોને હઠાવનારા જે વીરો આપણને જોઈએ છીએ તે ઉક્ત ઉભય સંસ્થાઓમાથી ન નીકળવાના. જેવો પ્રતિવાદી તેવોજ વાદ, અને જેવો પ્રતિસ્પર્ધી તેવુંજ યુદ્ધ, એ ન્યાયે એ કામને માટે આપણને ગ્રેજ્યુએટોની જરૂર છે. સનાતન. ઉછુંખલ પ્રવાહની સામે ઝાથાવાને માટે રાજસી અને તામસી રસોવાળા યુવકોની જરૂર છે. આપણો પંડિતવર્ગ માર્ગોપદેશનું કામ કરે અને બીજો વર્ગ ઝુઝવાનું કામ કરે. એ બે ચક્ર સાથેજ ચાલવાં જોઈએ એ ફરી ફરીને કહેવાની જરૂર નથી.

ગૃહસ્થો! અમારી જ્ઞાતિ ઘણી પાછળ રહી ગઇ છે- અને આર્થિક સ્થિતિ તે વર્તમાન સમયના સંજોગમાં ઘણીજ નબળી છે એ કારણને લીધે જેટલા અંશમાં પ્રયત્નની જરૂર છે તેટલા પ્રમાણમાં પ્રયત્ન કરી શકતો નથી. उत्करणान्मंदकरणं वरं એ ન્યાયે આ સભા પોતાનાથી બનતો અલ્પ પ્રયત્ન પણ કરે જાય છે એ જાણીને આપ રાજી તો થશોજ. હું કબુલ કરું છું કે અમારી જ્ઞાતિના પ્રમાણમાં જેટલે પ્રયત્ન થવાની જરૂર તેના પ્રમાણમાં હજી કાંઇજ નથી

થયુ, પણ મારે કહેવુ જોઇએ કે આ સભા સુરત અઠ્ઠાવીશીનું એક અંગ છે, અર્થાત્ અવયવ છે. એનું મૂળ તો અમારી સંપૂર્ણ સુરત અઠ્ઠાવીશીની મોઢ જ્ઞાતિજ છે. આ સભાનું જીવન અને જ્ઞાતિ બંધુઓની મહાનુભૂતિ એજ આ સભાનો જ્વલંત ઉત્સાહ એમ હું તો માનું છું. જો કે જ્ઞાતિનાં પ્રમાણમાં હજી આ સભાને તન ધનની સહાય આપનારા થોડાજ મળ્યા છે તેમાં દોષ કોઇનો નથી. કોઇ પણ નવાં કાર્યમાં જોડાતાં પહેલા મનુષ્યને એના સારા નરસાં પરિણામનો વીચાર આવેજ અને તેને માટે આજુ બાજુના સંજોગ પણ જુવે એ વાત ખરી છે. તેટલો સમય સુધી મૂળ આરંભ કરનારાઓએ ધીરજથી સાચી નીષ્ટાથી પ્રમાણિકપણે પોતાનું કાર્ય કરતા જવુ. પ્રજ્ઞા એટલે વિચારશક્તિ અને ઉત્સાહ એ બે સાધનોથી વિશ્વને વિધેય કરી શકાય છે એ સૂત્ર ખ્યાલમાં રાખી કર્મ કરતા જવું. એનું પરીણામ મારૂં નજ આવે. આ સભાએ પણ એવીજ વૃત્તિ રાખી પાંચ વર્ષ સુધી પોતાનું આરંભેલુ કાર્ય ધીમે પણ મક્રમ રીતે ધપાવ્યુ. હવે સભાનો છઠ્ઠાં વર્ષમા પ્રવેશ થાય છે. હવે સભાનું વય લાલન યોગ્ય મટી તાડન યોગ્ય થયું છે. એવા શુભ સમયે મારા ઉદાર જ્ઞાતિ બંધુઓને પૂર્ણ નમ્રતાથી અરજ કરૂં છું કે જેઓએ દૂર રહીને અમારા કાર્યને અવલોક્યું હોય તેઓ પાસે આવીને અમારો હાથ પકડો, અમને ટેકો આપો અને આ પવિત્ર કાર્યને તેના પૂર્ણ રૂપમાં મુકવાને માટે પોતાનાં તન મનથી સંપૂર્ણ સહાય આપો. વિચાર કરવાને માટે પાંચ વર્ષ ઓછા ન ગણાય.

બંધુઓ! દોષ પણ હશેજ, ગેરસમજ પણ હશેજ, અને હોવીજ જોઇએ, છતાં આપને જો જ્ઞાતિ માટે અનુકંપા હોય તો મટાડી શકાય. એવા દોષોથી ન ડરી પાસે આવો. હિતવાક્ય કહો, યોગ્ય માર્ગે દોરો આપણે બધાએ જ્ઞાતિના સરખા હક્કદાર વિભાગીઓ છીએ. બધામા જે વર્ચસ્વી હશે તે નેતા થશે, બીજાઓ તેને અનુસરશે. બંધુઓ! સરસ્વતીના મંદીરમાં રાગદ્વેષને પેસવાનો અધિકારજ નથી. એ ઉજ્વળ મંદીર ઉપર ગર્વની ક્રૂર દૃષ્ટિ પડતી નથી. વિષમતાનો વિષારી વાયુ એની આજુબાજુ વાતો નથી. આડંબરને એમાં અવકાશજ નથી. આવો આપણી જનનીનાં મંદીરમાં ભેગા મળી સુખદુઃખની વાતો કરીએ. સારા સમયમાં ભલે આપણે છેટા છેટા રહીએ તેની હરકત નહી, પણ આવા કફોડા સમયમાં તો આપણે સાથેજ રહેવું ઇષ્ટ છે. અજાતશત્રુ મહારાજા યુધિષ્ઠિરનું વાક્ય યાદ કરવાનો ખરો સમય આજ છે. મહારાજા યુધિષ્ઠિરે કહ્યું હતું કેઃ—

> परस्परं विवादे तु वयं पंच शतं च ते ।
> अन्यैः सह विवादे तु वयं पंचोत्तरंशतम् ॥

(ભાવાર્થ)-પરસ્પર વિવાદના પ્રસંગે અમો પાંચ પાંડવો જુદા, અને સો

તંત્રીજી શ્રીયુત પ્રભાશંકરભાઈની ઓળખાણ હું શું આપું ? એઓશ્રીના માર્તણ્ડની દ્વાદશ કળાઓએ સંપૂર્ણ મોઢ જ્ઞાતિને પ્રકાશિત કરી છે. શ્રીયુત પાઠકજી વિચારશરીર તો પ્રત્યેક મોઢ વ્યક્તિનાં મનોમંદીરમાં રટ થઇ ગયું છે. અપરિચિત મોઢ જ્ઞાતિનો પરિચય કરાવનાર શ્રીયુત પાઠકજીનો પરિચય શો ! જે કાર્ય અને મંડળો અને વ્યક્તિઓ નથી કરી શક્યાં તે કાર્ય એઓશ્રીએ ફક્ત સ્વાશ્રયથી કર્યું છે, અને કરે જાય છે, એ વીર બ્રાહ્મણના પ્રત્યેક અવયવો મોઢ જ્ઞાતિના હિતથીજ ભરેલાં છે. એમની નિદ્રાના શ્વાસોશ્વાસમાં પણ મોઢ જ્ઞાતિના કલ્યાણનું સૂક્ષ્મ સંગીત નીકળે છે. વધારે શું કહું ! મારી મોઢ જ્ઞાતિના ઉપર એઓશ્રીના માર્તણ્ડનો પ્રકાશ હમેશાં રહો એજ એઓશ્રીનું સ્વાગત અને પ્રેમ ભર્યો આભાર.

ગૃહસ્થો ! મેં આપનો ઘણો વખત લઇ અસંબદ્ધ પ્રલાપ કરી કંટાળો આપ્યો છે, છતા આપે મારા પર મમત્વ રાખી સ્વસ્થ રહીને સાંભળ્યું છે તેને માટે તથા કષ્ટ વેઠીને આ સભાના ઉપર પ્રેમવૃત્તિ દર્શાવવા આપે પધારી સભાના ઉત્સાહને વધાર્યો છે તેને માટે આપ સજ્જનોનો આભાર માનું છું. મેં મારૂં વક્તવ્ય ઉપદેષ્ટા બુદ્ધિથી કર્યું નથી. ઉપદેશ આપવાને મારી યોગ્યતા પણ નથી. આ સભામા મારાથી જ્ઞાન અને વયમાં વૃદ્ધ એવા ઘણાએ વડીલો છે તથા ઉત્સાહ અને કર્તવ્યમા મારા કરતા વધે એવા ઘણાએ મારા વયસ્ય બંધુઓ છે. તેમની આગળ પરીક્ષ્ય તરીકે મારા વિચારો રજુ કર્યો છે.

विशेषविद्दुषः शास्त्रं यत्तवोद्ग्राह्यते पुरः ।
हेतुः परिचयस्थैर्ये वक्तुर्गुणनिकैव सा ॥

વિશેષજ્ઞ વિદ્વાનોની આગળ વક્તા પોતાના વિચારો રજુ કરે તે પોતાનાં મંતવ્યની દ્દઢતાનાં કારણ રૂપ આવૃત્તિજ છે. આ સભાના ઉદ્દેશની રેખાની બહાર જાય એવું ઘણુંએ કહેવાયું છે, અને તે કથન કરતાં આવેશવાળી તીવ્ર ભાષાનો પ્રયોગ પણ કરાયો છે તેને માટે આપની ક્ષમા ઇચ્છું છું. વિદ્યોત્તેજનનાં ઘણાંએ ઉપાંગો બાબત મેં ઇશારો પણ કર્યો નથી, કારણ કે આપ સર્વે અભિજ્ઞો છો, અને માગ કરતા મારા વિચારો ધરાવનારા છો છતાં આપ વડીલો અને બંધુઓની સેવાના કાર્યમાં હું જોડાયો છું તો તેને અંગે મારૂં હૃદય આપની આગળ ખુલ્લું કરવુંજ જોઇએ એમ ધારીનેજ કેટલુંએક વધારે પડતું પણ બોલી ગયો છુ. છેવટે સર્વ પ્રાણીઓની બુદ્ધિના નિયંતા અને શુભ કર્મના સહાયક શ્રી જગદીશ્વરની પ્રાર્થના કરૂં છું કે આવા પવિત્ર સમારંભોમાં આપ સજ્જનોનો સમાગમ મને વારંવાર થાઓ., તથા શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા ચિરંજીવી અને યશસ્વતી થાઓ ! એટલું ઇચ્છી મારૂં વક્તવ્ય સમાપ્ત કરૂં છું.

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

મોઢ માર્તણ્ડ કાર્યાલય.

# स्व. प्राणशंकर गौरीशंकर व्होरा
## एमनी टुंक जीवन नोंध



રા. રા. પ્રાણશંકર વ્હોરાનો જન્મ ઈ. સ. ૧૮૪૪માં થયેલો. તે સમયે બ્રીટીશ સરકારના અમલની માત્ર શરૂઆતજ હતી, અને દેશમાં કેળવણીનાં સાધનો બહુજ અધુરાં હતાં. તે જમાનાના વહીવટ પ્રમાણે રા. રા. વ્હોરાએ ગુજરાતી કેળવણી લીધેલી અને પ્રાથમિક કેળવણી ખાતું જે તે અરસામાં નવુંજ સ્થપાતું હતું, તેમાં શિક્ષકની નોકરીથી તેમણે પોતાના જીવનનો આરંભ કરેલો.

મિ૦ હોપ, ડૉ. બ્યુલર, અને મેસર્સ રસલ તથા કર્ટિસ વગેરેના ઉપરિપણા નીચે ચાલતા જુના કેળવણી ખાતામાં આજે એટલા બધા નવા ફેરફારો થએલા છે કે આપણને તે સમયનો આજે પરાણે પણ પુરો ખ્યાલ આવી શકે નહિ. નિશાળના સાધારણ મહેતાજીઓ તે જમાનામાં અતિશય માન અને પ્રતિષ્ઠાપાત્ર ગણાતા. કેળવણી ખાતાના ઉપરી અધિકારીઓ પણ તે સમયમાં જનસમાજ સાથે પુષ્કળ પરિચયમાં આવતા, એટલું જ નહિ પણ તાબાના નોકરોને પણ પોતાના દ્રષ્ટાંતથી લોકપ્રિય થઈને જનસમાજની સેવા કરવાનું સુચવતા હતા. તે સમયના મહેતાજીઓ ખાસ કરીને જનહિતના ઉંચા અને ઉદાર વિચારો પણ લોકોમાં દાખલ કરી શકતા હતા. અને પરિણામે રાજ્ય કરતી સરકાર, તેની શિક્ષણ સંસ્થાના નિયામક અને સામાન્ય જન સમાજ એ ત્રિપુટી દ્વારા ઉન્નતિનાં તત્વો ધીમાં પણ અને તાત્વિક દેશ સમસ્તના વાતાવરણમાં પ્રવેશ પામતાં હતાં.

રા. રા. વ્હોરા આ જમાનાના મધ્યે વૃદ્ધિ ગત થએલા. વિચારના અસલી વાતાવરણમાંથી તેમના હૃદયને પોષણ. તે જમાનો તર્કપ્રધાન ન હતો. સાદાઈ અને સરળતાનો હતો. વ્હોરામાં પણ તેવાજ સ્વાભાવિક અંતર સંસ્કારો દાખલ થ—

રા. રા. વ્હોરાની મહેતાજી તરીકેની ૪૦ વર્ષની ૨૫ માનનીય ... ક તેમજ સંતોષપ્રદ હતી. નોકરીને પ્રસંગે તેઓએ નિશાળના માસ્તર તરીકે પણ કામ કરેલું.

આપણો મોઢ બ્રાહ્મણ સમુદાય પડતી સ્થિતિમાંથી જાગ્રત થઈને ઉન્નત થવા પ્રયત્નો કરે એ માટે રા. રા. વ્હોરાએ વખતો વખત ન્યાતના બીજા માણસો સાથે ચર્ચા કરેલી, અને પ્રસંગો આવેલા ત્યારે પ્રયત્નો સુદ્ધાં કરેલા. પરંતુ કાર્યવાહક નિયામક અને સહાયક બન્ધુઓના એક વિચારની આપણી હમેશની ન્યૂનતાને લીધેજ એ વિચારો અમલમાં નથી આવી શક્યા.

રા. રા. વ્હોરાએ પોતાનાં માતુશ્રીની ઉત્તર ક્રીયા નિમિત્તે દશક્રોશીના બોંતેર ગામની ન્યાતને જમાડેલી. પૈસાદાર ન્યાતીલાઓ એ પ્રમાણે ઘણી વાર જમાડે છે, છતાં ખાસ નોંધ લેવા જેવું તેમાં સવિશેષ એ છે કે તે પ્રસંગે સંસ્કૃત પાઠશાળામાં તેમણે સો રૂપીઆ ભેટ આપેલા. જમણવાર પ્રસંગે એ ખરચની સાથે આવા વિદ્યાદાન કરવાના તેમના સ્તુતિપાત્ર પગલાનું ઘણે સ્થળેથી આપણી જ્ઞાતિમાં અનુકરણ થવાની ખાસ જરૂર છે.

દશક્રોશી જથ્થાના વિદ્યાર્થીઓને ઈંગ્લીશ કેળવણીમાં મદદ કરવા માટે એમણે ફરીથી સો રૂપીઆ ચિ. જગુભાઇના યજ્ઞોપવિતને અવસરે ભેટ આપેલા. રા. રા. વ્હોરાના વિશાળ હૃદયની ભાવનાનો આ ઉપરથી વાચકને સહજ ખ્યાલ આવી શકે એમ છે.

આ ઉપરાંત મોઢેરા સૌટરીના મોઢેશ્વરીના જીર્ણોદ્ધાર કરવાના કાર્યમાં તેઓ ટ્રસ્ટી હતા. અને એ કાર્યમાં પણ એમણે હૃદય પૂર્વક મદદ કરેલી, રા. રા. વ્હોરાના પુત્રો રા. રા. ભાઇ છોટાલાલ પ્રાણશંકર તથા રા. રા. રેવાશંકર પ્રાણશંકર
રોશ જેમનું વૃતાંત જુલાઇના અંકમાં આપવામાં આવ્યું છે તેમણે આપણા
પ્રયોગ
ઉપાંગો માટે નો સંક્ષેપ સાર પુસ્તક રૂપે પ્રસિદ્ધ કર્યો છે.

સારા કરતાં સારા પ્રાણશંકર વ્હોરાના આપણા સમાજની સેવાના મનોરથો પરમ
સેવાનાં કાર્યમાં હુ સંવત ૧૯૬૭ ના માઘ વદ ૧૨ને દીને દેવલોક પામ્યા છે.
કરવુંજ જોઇએ એમ
સર્વ પ્રાણીઓની શુ તને શાંતિ આપો.
પ્રાર્થના કરું છું કે —
વારંવાર થાઓ, તથા
યશસ્વી થાઓ! સેટ
શાં

(મળેલું)

स्व. प्राणशंकर गौरीशंकर व्होरा.



જુના જમાનાના મોઢ જ્ઞાતિના એક અગ્રગણ્ય માનનીય શિક્ષક

અને

અડગ જ્ઞાતિહિતચિંતક

# महात्मा गांधीजीने सरखेजनुं स्वागत.

શિખરિણી

પધારો ગાંધીજી! ભરતભૂમિના, વીર નર હો!
ત્હમે માતૃભૂમિ—તનયગણુમાં અદ્વિતીય છો!
'મહાત્મા ગાંધીજી,' પ્રિયતમ બન્યો મંત્ર જગનો:
પ્રકાશો પૃથ્વીને અખિલ રવિ તું હિન્દ ભૂમિનો!—૧

પધારો ગાંધીજી! અમ હૃદય આનન્દ ઉભરે,
અમારી ભૂમિને તુજ પદ નકી પાવન કરે!
અમે ને સાનિધ્યે અમ વસી રહ્યા ગ્રામ્ય જન જે—
સ્વીકારો સ્નેહે ને સરલ હૃદયે, આદર ધરે!—૨

તપસ્વી ઓ યોગી! તપ તપી રહ્યા આત્મબળથી,
થવા મુક્તિ સ્હેજે સહુન કરતા માતૃ-ભૂમિની!
સ્વરાજ્યાર્થે રહેવું શુરવીર અને નીડર બની,
પ્રવૃત્તિ ઉંચી એ શિખવી જગને સ્વાર્પણમથી!—૩

તમારા મન્ત્રોને સ્મરી જીવનમાં નિત્ય વધીએ,
ત્હમારાં સત્યોને ઉર જીરવવા હામ ધરીએ;
અમારી ઇચ્છા એ અમ હૃદયને શુદ્ધ કરીએ,
અને સેવા યજ્ઞે જીવન અમ સ્નેહે અરપીએ!—૪




## અધ્યાય ૧૩ મો.




મ્ય કહે છે—આ પ્રમાણે તે ઉત્તમ ધર્મ તીર્થનું માહાત્મ્ય મે તને કહ્યુ હે ધર્મસુત ! ત્યા તેનું એક કારણ છે તે આજ઼ગો (૧) હે મહિપતિ ! વર્ણાશ્રમધર્મ અને કુલને યોગ્ય ધર્મ તે મુખ્ય ધર્મ છે, તેના કરતા સર્વ તીર્થો કોઇ મોટા નથી. (૨) જે કોઇ દિવસ પારકી સ્ત્રી કે પારકા ધનની ઇચ્છા કરતો નથી તેને સર્વ ઠેકાણા તીર્થભૂમિ છે એમાં કોઇ સંશય નથી (૩) પારકો દ્રોહ કરનારાઓનો અને લોભથી વ્યાકુળ ચિત્તવાળાઓનો તો પ્રયાગમા વાસ પણ કીડાના વાસ જેવો નિષ્ફળ છે. (૪) પાપથી જેનું મનજ મલીન છે એવાના પાપ કાશી ગયા ગોમતી તેમજ રેવા કે દ્વારકા પણ ટાળતાં નથી. (૫) કાશીમા મરેલો પણ તેવો (પાપી) હજારો દુષ્ટ યોનિઓમા અવતરે છે. દુષ્ટ અંતઃકરણ વાળો પ્રાણી સદ્ગતિ પામતો નથી (૬) જેનુ ચિત્ત નિર્મળ છે તે ગમે ત્યા મરે તો પણ સ્વધર્મનુ પાલન કરવાથી બ્રહ્મલોકને પામે છે (૭) ધર્મલિંગની આસપાસ પુણ્ય આપનારી મોક્ષ ભૂમિ છે. જ્યા ધર્મેશ્વર દેવ છે ત્યા મુક્તિ છે એમાં સંશય નથી (૮) ધર્મવાવની નજીક ધર્મક્ષેત્ર છે એમ વિદ્વાનો કહે છે. હે નૃપ ! ત્યાં કોઇ કીડો મરી જાય તો તે પણ વૈકુંઠમા જાય છે. (૯) ત્યા સર્વ ડાહ્યા માણસોએ પ્રેતની દહન ક્રીયા કરવી ત્રૈવિધ બ્રાહ્મણોને ત્યા દાહ દેવાનું નક્કી કર્યું છે. (૧૦) બ્રહ્માના આદેશથી ત્રિવેદી સિવાય બીજા બ્રાહ્મણોને તેમ કરવાનું નથી. મરનારના પુત્રોએ સ્મશાનમાં એ ક્રીયા કરવી. (૧૧) પાછી ઇંટો ને માટી વડે તે કરવુ એવી યત્નની રૂઢી છે આશ્વિન માસની અમાસને દિવસે તે વિધિ કરવો. (૧૨) (મૃત દેહના) અસ્થિના રક્ષણ માટે તથા પ્રેતના અભ્યુદય માટે એ ક્ષેત્ર પવિત્ર માનીને ડાહ્યા માણસે ત્યા શ્મશાન વિધિ કરવો (૧૩) ત્રિવેદીઓનો એ કુળધર્મ છે. તે બીજા માટે નથી. પછી ફરીથી વિધિસર નાહીને દીવો દાન કરવા. (૧૪) આ ક્ષેત્રથી બીજે રહેનારા પવિત્ર ત્રૈવિધ બ્રાહ્મણે સ્મશાનમા ત્યા અડદનુ અન્ન ને દીવો મૂકવો. (૧૫) અહીં જે વિધિ પ્રમાણે પ્રેતસંસ્કાર કરે તેણે એકાદશા દ્વાદશા વિગેરે કાર્ય

આદીજ કરવાં જોઈએ. ( ૧૬ ) જો ઘણાજ દૂરના રહેવાશી હોય ને દહન ક્રીયા આદી કરે તો દ્વાદશા વિધિની પછીની ક્રીયાએ ત્યાં જઇ કરવી. ( ૧૭ ) ધર્મ ક્ષેત્રમાં જે મરી જાય છે અથવા જેને ઉદ્દેશીને ત્યાં વૃષોત્સર્ગાદિ ક્રીયા કરવામાં આવે છે તે માણસો મુક્તિ પામે છે. ( ૧૮ ) સર્વ સંશયને ટાળાનરી એવી એક પ્રાચીન વાત સંભળાય છે કે ગયામાં એકવીશવાર પિંડ આપવાથી જે ફળ મળે છે તેટલું ફળ ધર્મેશ્વરના આગળ એક વખત પિતૃતર્પણ કરવાથી મળે છે. હે રાજન્! તારે આ બાબતમાં કાંઇ સંદેહ કરવો નહિ ( ૧૯-૨૦ ) હે નૃપનંદન! ધર્મેશનું આ બધું શુભ ફળ તને કહ્યું. હવે તું દેવખાત સરોવરનું માહાત્મ્ય સાંભળ. ( ૨૧ ) જેણે ત્યાં સ્નાન કરી તલ સાથે તર્પણ કર્યું તેણે તેના આત્માને તથા પિતૃઓને તાર્યા છે. ( ૨૨ ) ગંગા, સરસ્વતી, રેવા, યમુના, સિંધુ, કૌશકી, ચંદ્રભાગા, કાવેરી, ક્ષિપ્રા, ભલું કરનારી વેત્રવતી, ચર્મણ્વતી, તાપી, ગંડકી, વિગેરે શુભ નદીઓ કાર્તકી ઉપર ત્રણ દિવસ ત્યાં આવીને રહે છે. ( ૨૩-૨૪ ) જે માણસો ત્યાં કાર્તિકીમાં સ્નાન કરે છે તેઓ બધા તીર્થોમાં નાહ્યા છે એમ સમજવું. એમાં કાંઇ વિચાર કરવાનો નથી. ( ૨૫ ) સર્વ દેવોનો જ્યાં સદા વાસ છે તેવી દેવખાતની નજીક જે યજ્ઞભૂમિ છે તે પવિત્ર છે. ( ૨૬ ) જ્યાં પૂર્વે બ્રહ્મા વિગેરે દેવોએ યજ્ઞ કર્યો હતો, ને જે વિષ્ણુનું તથા સર્વ પાપી જીવોનું તપ કરવાનું ઠેકાણું છે. ( ૨૭ ) જ્યાં કાળયોગે કરી વિષ્ણુએ હયગ્રીવ અવતાર ધારણ કર્યો હતો એવું ત્યાં દેવસરોવર નામનું મહા પવિત્ર તીર્થ છે. ( ૨૮ ) યુધિષ્ટિર કહે છે—દેવના દેવ જનાર્દન કે જેમની ઇચ્છાથી આ અખિલ બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે તે હયગ્રીવ કેવી રીતે થયા! ( ૨૯ ) હે મુનિશ્રેષ્ટ! દેવસરોવર કેવી થયું, ને ત્યાં પવિત્ર તીર્થ પણ કેમ થયું એ મનોહર કથા મને કહો. ( ૩૦ ) હે મુનિઓમાં શ્રેષ્ટ! મહા પ્રભાવશાળી વિષ્ણુએ ત્યાં કેમ તપ કર્યું એ આશ્ચર્ય મારા ચિત્તમાં છે. ( ૩૧ ) ધૌમ્ય કહે છે—હે રાજન્! તું એકમને સાંભળ. આનાથી બીજું વધારે આશ્ચર્ય શું હોય કે વિષ્ણુએ પણ ત્રણસો વર્ષ સુધી ત્યાં તપ કર્યું હતું. ( ૩૨ ) ત્યારે સારા મુખવાળા અને સુંદર લોચનવાળા નારાયણ થયા. જેમના તીર્થના પ્રભાવથી તે દેવસરોવર થયું. ( ૩૩ ) યુધિષ્ટિર કહે છે—હે સ્વામિન્! આ અદ્‌ભુત વચન સાંભળીને મારૂં મન ભમે છે કે નિમિષ માત્રમાં જે આ વિશ્વને ઉત્પન્ન કરે છે, જે આદિ અને અંત વગરના દેવ છે, સર્વ કારણના પણ કારણ રૂપ છે, જેના નાભિ કમળમાંથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે, ને જેમના ભૃકુટી મધ્ય પ્રદેશમાંથી રૂદ્ર ઉત્પન્ન થયા છે, જે દેવના પણ દેવ છે, સર્વથી આદિ છે, સર્વ જાણનારા અને સર્વથી પૂજાએલા છે, અને જેમના શ્વાસ રૂપે સર્વ અંગો અને શાસ્ત્રો સહિત આ વેદો ઉત્પન્ન થયા છે, તે સનાતન દેવ હયગ્રીવ શી રીતે થયા? ( ૩૪-૩૭ ) શંખાસુરને મારવાને જેણે પૂર્વ મત્સ રૂપ ધરી વેદો આણ્યા હતા તે હયગ્રીવ શી રીતે થયા! ( ૩૮ ) સમુદ્ર મંન્થન કરતાં જ્યારે મંદરાચળ પર્વત સમુદ્રમાં ડુબવા લાગ્યો ત્યારે કાચબાનું રૂપ ધરીને કમળની પેઠે જેણે તેને પીઠ પર ધરી રાખ્યો. ( ૩૯ ) કશ્યપના પુત્ર બળવાન્ હિરણ્યાક્ષે જ્યારે પૃથ્વીને હરી જઇ પ્રલયની પેઠે સમુદ્રમાં બુડાડી દીધી. ( ૪૦ ) ત્યારે જેમણે વરાહ રૂપ ધારણ કરી મહા બળવાન દૈત્યને મારી કમળના તંતુની પેઠે જેણે દાઢમાં પૃથ્વીને ધારણ કરી તેનો ઉદ્ધાર

ર્ક્યો. ( ૪૧ ) તે હરિ કાળવશાત્ હયગ્રીવ કેવી રીતે થયા ! પૂર્વે હિરણ્યકશિપુ નામનો પાપી રાક્ષસ તેના ભાઇ (હિરણાક્ષ)ના વધથી ઘણો દુ:ખી થઇ તપ કરી અન્યને દુર્લભ એવાં વરદાન મેળવી ઇંદ્ર વિગેરે દેવોને પીડા કરવા લાગ્યો. ( ૪૨-૪૩ ) અને તે દુષ્ટાત્મા વિષ્ણુના બાળભક્ત પ્રલ્હાદને વિષ્ણુથી દ્વેષ રાખી મારવા મંડયો, ત્યારે નારસિંહ રૂપ ધરી તે મહા અસુરને જેણે માર્યો તે ઇશ્વર વાજીવદન (ઘોડા જેવા મુખવાળા) કેમ થયા ! ( ૪૪-૪૫ ) જ્યારે પ્રલ્હાદના પૌત્રે (બલી રાજાએ) ઇંદ્રના પદની ઇચ્છાથી દક્ષિણા સહ વિધિસર અનેક યજ્ઞો ર્ક્યા, ( ૪૬ ) ત્યારે વામન રૂપ વિપ્ર થઇને ત્રણ ડગલાંના માપ જેટલી પૃથ્વી માગી, ને તેને પાતાળમાં સ્થાપ્યો. ( ૪૭ ) વળી બ્રહ્મકટાહને ભેદીને ગંગાને ઉતારી એ ત્રિવિક્રમ રૂપ વાજીવદન કેમ થયા ! ( ૪૮ ) કાર્તવીર્ય રાજાને મારીને અને લોહીનો કાદવ કરીને જેણે એકવીશ વખત નિક્ષત્રીય પૃથ્વી કરી ને જમદગ્નિના પુત્રે કશ્યપને યજ્ઞમાં દાન તરીકે ખુશીથી આપી દીધી, ને પોતે ફરી વાર તપ કરવા લાગ્યા એમ મેં પૂર્વે સાંભળ્યું હતું. તે જગતના ગુરૂ વાજીવદન કેમ થયા ! ( ૪૯-૫૦ ) જેણે રાઘવ રૂપ ધરીને મહાસમુદ્રમાં પાળ બાંધી, ને લડાઇમાં રાવણને માર્યો તે વાજીવદન કેમ થયા ! ( ૫૧ ) પૂર્વે અતિ ભારથી પીડાએલી એવી પૃથ્વી દુ:ખાતુર થઇ ગાય બનીને રડતી રડતી ખિન્ન થઇ બ્રહ્માને શરણે ગઇ. ( ૫૨ ) તેનાં આંસુ પડવાનું કારણ સાંભળી પિતામહ બ્રહ્મા દેવો તથા મુનિઓને લઇ ક્ષીર સમુદ્રમાં ગયા. ( ૫૩ ) ને ત્યાં શેષશાયી અચ્યુત ભગવાનની સ્તુતિ કરી; તેમનાથી પ્રાર્થના કરાએલા ભક્તવત્સલ જગન્નાથ પ્રસન્ન થયા. ( ૫૪ ) જનાર્દને પૃથ્વીનો ભાર ઉતારવા ઇચ્છા કરી, અને દેવકીથી વસુદેવના પુત્રનો ભાવ ધારણ ર્ક્યો, ( ૫૫ ) દુષ્ટ પુતનાને જેમણે મારી ને ગોવર્ધન પર્વત જેમણે ધારણ ર્ક્યો; તથા ગોકુલનું જેમણે રક્ષણ ર્ક્યું, ને ઇંદ્રનો ગર્વ જેમણે ઉતાર્યો, ( ૫૬ ) બ્રહ્મા પણ માનભંગ થયા, ને ધેનુક રાક્ષને જેમણે માર્યો; તથા કાલીય નાગને જેમણે વશ ર્ક્યો ને બકાસુરને માર્યો. ( ૫૭ ) વળી મહાપાપી કંસને માર્યો, ને માતપિતાને છોડાવ્યાં, તથા લડાઇમાં ભૌમાસુરને મારી રાજકન્યા આણી, ( ૫૮ ) વળી જેમણે કાળયવનને તથા મગધના રાજાને માર્યો તે મધુસુદન વાજીવદન કેમ થયા ? ( ૫૯ ) એ પ્રમાણે હે બ્રહ્મન્ ! દેવના દેવ હરિ હયગ્રીવ કેવી રીતે થયા એ મારો સંશય છે. તો તે છેદવા તમે યોગ્ય છો. ( ૬૦ ) સૂત કહે છે-એ પ્રમાણે ધીમાન્ એવા ધર્મના પુત્રે જ્યારે પુછ્યું ત્યારે ધૌમ્યે કહેવું શરૂ ર્ક્યું કે હે ઉત્તમ ઋષિઓ ! સાંભળો. ( ૬૧ )

**આ પ્રમાણે પદ્મપુરાણના પાતાલ ખંડમાં આવેલી ધર્મારણ્ય કથાનો પ્રશ્નપ્રશંસા નામનો તેરમો અધ્યાય.**

પ્રભાશંકર જયશંકર પાઠક.




( ગતાગથી ચાલુ )




ઓખાના ધણીની ચોકખી આજ્ઞા જે છે તેનેજ પાકી માનો તો વાખા મારવાનો મોકો ન આવે. ઢાકા બંગાલ તમારૂં જ છે, ચોખાની ફળદ્રુપ વાડી તમારીજ છે કોલરની સોનાની ખાણુ તમારીજ છે કોહીનૂરે તમારોજ છે. અમારૂં કાંઇ નથી, છતા તમારી ચોટલી હમેશાને માટે અમારા હાથમાં મજબુત રિટાએવીજ રહેવાને ચાહના રાખી, સાવધાન રહી એક ગાલે તામાઓ લગાવીને બીજે ગાલે ૫ પાળી અમારા ભોગ વિલાસને લ્હાવો લેવામા અમારો ઇન્દ્રમુદ્રા છે તે મુદ્રાની આગળ તમે ગદ્ધા ન બનો. પણ તમારી લગોટી પાટલા અને ઓખાના ધનીને યાદ કરી શ્રદ્ધાને રખો તો ગદ્ધ પણુમાથી સિધા જવાને કાંઈ યુદ્ધ કરવુ પડ તેમ નથીજ. છતા કરવુ પડે તો ઓખાનો ધણી ચોકખો કોલ કરી ગયો છે તે કોલને સભારો. શ્રદ્ધાને પોષો. ઓખાના ધણીના કોલને ભુલો ત્યાજ ચોખાના વાખા પડવાનાજ, પડેજ છે. ઓખાના ધણીના કોલ કરતા મહત્વનો કોપ માયાનો માન્યો, તે માન્યતામા કાયાને ગોઠી અને તો પણ મીયા પડી ગયા તો એ ટાગ ઉચીને ઉંચી. શાબાશ! પાટલાના તપ કરનારા તમે સારા ક ખાટલાના? પટલા વાળાને ખાટલા મળેજ, પણ ખાટલાવાળા અમને પાટલા મળે તો પેટલા બાંધવા પડે. ત્યારે હમારા હાથમાથી તમારી ચોટલી પણ જાય. એમ નરવી જઇએ એવા વટાલમા અમે પડીએજ નહિ વખતે પડીએ તો તેના ટાટવે નજ કરીએ એવા ધીટ છીએ. પાટલા કરતા ખાટલા ઉંચા છે તેનું ભાન સાન તમને કયા છે? પાટલાવાળાથી ખાટલાવાળાને તમાઓ મરાય કે? ઉંચુ પડે ઉઠવાની તો હાયે નથી એટલા બેઠા શેકાઇ કરવી છે. તે ખાટલાવાળા સામે કે? શું કરવા તમારા પાટલાની પાસે ખાટલો ઢાળવા દીધો? જો અમારા ખાટલા તળે ધુસીને ઉચકાવી નાખશો તો બીજો તુરત ખાટલા સાથે પાટલા આગળ પરો થઇ જવાનોજ છે. સમજ પડી મૂર્ખાઓ? ઠેકડા મારો મા. તમારા હાડકાના ટુકડા થઇ જશે. અને ફરીશું જો આવી કફોડી સ્થિતિમા જખ મારવી ન હોય તો સખના રહો. ઓખાના ધણીના આજ્ઞાધીન બનો. તેના કોપના મહત્વ ઉપર શ્રદ્ધા ધરો.

પાટલા ઉપરજ સિધ્ધા ટટાર બેસીને અંતરમુખ વૃત્તિને કેળવી ધુન મચાવો. તે ધુનમાં સર્વેને હોમી દો. એજ કર્તવ્ય છે. આદરણીય છે, શ્રેય છે, સનાતન ધર્મ રહસ્ય છે, મનુષ્યત્વ છે.

મનુષ્યત્વમાં આવવા માટે કાલ ઉપર અડગ શ્રદ્ધા રાખી દૈવી સંપત્તિને રળી સૂક્ષ્મ શરીરને પવિત્ર બનાવી દિવ્યાત્મિક બળને પ્રાપ્ત કરો. એમાંજ શાંતિ છે, સુખ છે. દેડકાંની પાંચશેરી તોલવામાં વૃથા શ્રમજ છે. હામ બીડવી તેજ સૂર્ખતા છે. તે ઇતરો જોઇને હસે અને ખસે. એ મસી ધુસે. પછી ધમસાણ કરી ચૂસે. રસે કસે જશે નસે, નસ ઢીલી થશે. "રમશે રામ પણ ફરશેજ. વળી મરશે તોએ ડરવાનો વારો તો નજ આવે. એ શેરો પણ કાલ સાથેજ કરી ગયો છે. ધોલ મારીનેજ ધોલ ન ખાવાને ઘણુંએ ઢોલ વગાડીએ, પણ લાલના ધ્યાનમાં ખ્યાલ નજ આવ્યો તે નજ આવ્યો. તેથી કાલ વાળાએ અંતે ખેલ ખલાસ કરી વિદાય લીધી સદાને માટે.

કાલની પેઢીની સર્વ મિલકત આબાદ ક્રમમાંજ સર્વદા રહેશેજ. તે પેઢીના વારસો કાલને વળગી માલ વગરના ધમસાણમાં બળતાજ નથી. કાલ શેરો વારસો મળ્યા છતાં તમે બધા મૂર્ખાઓજ રહ્યા. અમારા અનુકરણમાંજ તમને લત લાગી છે. તે લતમાં લાતજ ખાવાનું રહેશે. અત્યારે વાસનાનોજ અગ્નિ સર્વત્ર પ્રદિપ્ત થતાં ભોગવટાની લાલસાનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપેલું છે. તેમાં મુખ્ય સ્થાને અમારી બેઠક છે. તે બેઠકમાં સાડમારી કરવા દેહ વગેરે કાંઇ આપીએ તેમ નથીજ. અરે મૂર્ખાઓના શિરોમણિ! તમોને સર્વદાને માટે મૂર્ખા રાખવાને વાસ્તે અમને જેટલી યુક્તિ સ્ફુરે છે તેટલીને અમે તાબડતોબ અમલમાં મૂકીએજ છીએ, પણ તમે એ વાતને લેશ પણ સમજી શકતા નથી. તમને શિક્ષણજ એવું આપીએ છીએ કે અમારા વૈભવની દૃષ્ટિબિંદુ વડે અમને તમે સહાયકજ નિવડો. તેને વાસ્તેજ સર્વ વાતની થોડી થોડી માહીતી તમને મળે છે. એકે બાબતમાં સર્વાંશે માહીતી તમને કરવામાં અમને લાભ નથી એ મુદ્દો અમે બરાબર સમજીએ છીએ, બધી બાબતોની થોડી થોડીજ માહીતી વાળી વિદ્યા તમને અર્પી તેના મદે તમને ચઢાવી અહંભાવનામાં તમને પ્રવીણ બનાવીને સાર સારના વિચારમાં સંશય યુક્તજ રાખી ઉચ્છૃંખલતાનેજ સ્વતંત્રતા માનવાને ધરેડમાં ધકેલી તમારા ધર્મ બંધનમાંથી તમને મુક્ત કરી અનાચારને પણ આચાર માની લેવાને ઘટાવી લેવાની ધુનમાં ઉભા રાખી તમારી કુટુંબ ભાવનાનો ધ્વંસ કરી અમારી નકલ કરવાને તમને વેગ અર્પી રૂચી પેદા કરાવી અમારા જેવાજ વૈભવમાં તમને પણ ચસકો મગજ પણે ઉડી આવે આવા આવા અને! સિદ્ધાંતોને અમારા અંતરમાં સનેજ રાખી તમને નિહાળવાથી તમને તમારા સનાતન ધર્મના કઠણ માર્ગમાંથી મુક્ત કરી સુગમતા કરી આપનાર અમને જો ભાથી કરો તે અમે શી રીતે માનીએ? આ બધો ઉપર કહેલો અમારે

પ્રયાસ તમને જે રીતે સુગમતા મળી રહે તેવા પ્રકારના દૃષ્ટિ બિંદુ વડેજ અમે યોજીએ છીએ લાગણી પૂર્વક ખંત રાખીનેજ તમને કેળવીએ છીએ અમે વેઠના જેવો ખેદકારી શ્રમ લેતાજ નથી સનાતન ધર્મ ભાવના ભ્રષ્ટ થઇ છે, એવા અચોટ હૃદયે જે મૂર્ખા ઉદ્‌ગાર કાઢે છે તેઓને નિર્દયજ કહેવા જોઇએ સરવડ સુગમતા, સરળતા અર્પવાને નિષ્ઠુર મતિ વાળાજ છે, તે અમારા સહવાસમાથી ધીમે ધીમે તમે સમજવા લાગ્યા છો તે નિહાળીને હમારા હૃદયમા ઘણીજ શાન્તિ અને ટાઢક વળે છે એ બધુ અનુભવમા આવતા અમારો શ્રમ સાર્થકજ થયાનો આનંદ આવે છે એ મહાન આનંદમાથી અમે દુખમા કદી નજ પડીએ, અને દુ:ખ ઉપજાવનાર પ્રસંગ ઉભુ થાય તો સર્વસ્વનો ભોગ આપી દેવામા પણ હમે પાછા હઠીએજ નહિ અમારૂ જીવન તંત્ર આ વ્યવહાર દૃષ્ટિ ઉપરજ રચાએલુ છે. અમારા વ્યવહારના જીવ રૂપ ગણાતા જીવનતંત્રને સિદ્ધ કરનારા યોગ્યો પ્રવર્તેલા તંત્રને અનુસાર કેળવણી તથા આચાર વિચાર આહાર નસર્ગને નિર્ણીત કરીએ છીએ, ને નિર્ણીત કક્ષામા ઉત્તિર્ણ પામેલા અમારા કુશળ પંડિતોના જૂથને તમારા ગામ્યા તો જોઇને ઉત્તમોત્તમ કરે સ્વીકારી તમે તમારી કક્ષાના ભાન સાન ભૂલેલા હેવાન નથી એવુ કયો વિચારવાન કહી શકે ? તે કહો

જેમ જેમ અમારા ખાટલામા જ તુઓના જૂથ વધે છે, તેમ તેમ તમારા ખાટલાની યાદ લો કરવાને અમે ગાફેલ રહેતા નથી, પણ ખાટલા પ્રત્યેનો અમારો પ્રેમ આજકાલનો નથીજ તેથી બહારથી બધુ શુદ્ધ દેખાડવાની કળામાં અમે ઘણાજ સાવધાન પણે રહીએ છીએ પણ અંદરથી તો જે હોય તેજ ચાલે સ્વચ્છતા શરીર સુખ અભિમાન ભેદ એ અમારી નસે નસ આચાર વિચારમા સતેજ રાખીએ છીએ એ બધા ઉપર મીઠી વાણી અને મોટી મોટી વાતોનો બુરખો મહાઈ બંધ રાખવાને જેટલી કાબેલીયાત અમે ધરાવીએ છીએ તેનો કોગચાશ પણ તમારા પાસે નજ મળે એવા કુશળતા વગરના બુડથલ છો. છતા તમને ન ઘટે તેવા અનેક ગેબમસ્તીપણાના તરંગોમા ચઢીને તમારા સનાતન ધર્મ દ્રોહી બનવાને વેરા પણ કચાશ રાખતાજ નથી એવા પશુ જીવન ગાળનાર તમને જેટલુ ઘુદીએ તેટલુ થોડુજ છે એમ અમે બરાબર સમજ્યા છીએ. તમારી ધાડપાડુઓની નાડ અમારા હાથમાજ છે, તમારા પ્રાચીન પવિત્ર વિચાર આચારોના ગૂઢ તત્વોને સમજ્યા વગરજ અમારી નકલ કરવામા રંગ બનેલા મૂર્ખાઓ ! તમને શુ વધારે કહીએ ? તમારા ધર્માનુસાર પ્રતિપાદન કરેલી મર્યાદા, ભક્તિ, વિનિતતા, સ્નેહ પોષક ગુણે, તમારા અસાવન નસરાગ વગાત તમારા હૃદયમાથી નીકળી જઇને તેને સ્થાને અમર્યાદ બહુ તા કુટિલભાવ, મલિનતાના વેશ ઉપજી આવે છે એ સર્વ મિલકત અમારી છે તેને તમે પકાવી લ્યો તે તમારા માટે અધોગતિનોજ ક્રમ ગણાને અરે મૂર્ખાઓ ! સ્ત્રીઓ પુરૂષોની સમાન છે એવા અમારા પરમ સિદ્ધાંતને તમે તમારા સનાતન ધર્મ સિદ્ધાંત જે પુરૂષની સમાન

સ્ત્રી નથી તેને ભૂલીને અમારૂં ઝાલો તેમાં તમારો ગૃહસ્થાશ્રમ ધુળધાણીજ નિવડી જવાનો. છતાં તમે મૂર્ખાઓ હાથ ઝાલીને ફરવા નીકળી પડો છો. ખભે બેસાડીને ચાલો તો અમારા કરતાં તમે ડાહ્યામાં ખપશો. તમે સત્વ સમજ્યા વગર અમારા તત્વને વળગનાર સત્વહીન મતીલા છો, તેથીજ તમારી ચોટલી અમારા હાથમાં વળી ઉપર વળ ચટાવવા અમને અનુકૂળ રહ્યાજ કરે છે. અમારા હેતુને પાર પાડો છો તે ખાતે તમારો અમારા ઉપર થતો ઉપકાર અમે ભૂલીએ તેમ નથી છતાં તમે તમારા ધર્મને ઓળખતા નથી. અમે કેવળ ખાઈપીઇને એશ-આરામમાંજ તત્પર રહી ગમે તે પ્રકારે ધન પ્રાપ્ત કરવામાં પાછા હઠતાંજ નથી. આગળ વધનારા કર્તવ્યનિષ્ટ છીએ. એ બધા મહાન ગુણોથી તમે તદન ભ્રષ્ટ છો, તો પણ અમારા લાયક મહેતાઓને તૈયાર કરવાને માટે અમે ખંત રાખીને તમને છંદે વળગાડી, મજુરોને મોંઘા કરાવીને અમારા સગવડીઆ ધર્મ ભાગી બનવતા જઇએ છીએ, ને જઇશું. તમે નરમ હાડના છો તો અમે ગરમ હાડના છીએ સમજ્યા?

સ્થુલ શરીરની પવિત્રતા અને સૂક્ષ્મ શરીરની પવિત્રતા આ ઉભયને યોજવાના શ્રમમાં પડીને ધનને પ્રાપ્ત કરવા તમે શ્રમ લેનારા છો, તો અમે એવા વેહમોને નથી માનતા. અમે બીજાને ચેન કેન પ્રકારે અમારા ઓશજસ્ તળેજ દાબેલા રાખી ધનપ્રાપ્તિ અર્થે લડવામાં, મરવામાં, પાછા હઠીએજ નહિ. એજ અમારો ધર્મ છે. તે શિવાયના અન્ય ધર્મોને અમે માનવાને લેશ પણ તૈયાર નથી. અમારી આણ માટે અમારા પ્રાણ પણ આપી દેવાને શાણા છીએજ. તેમજ તમે પણ ધર્મ માટેજ પ્રાણ આપી દ્યો છો: તમારાં કર્મને અમે પસંદ કરતાજ નથી, કારણ તમે તો સ્વપ્ન જેવા લાડવાથીજ આનંદ માણો છો તો અમે દષ્ટ લાડવાથીજ તૃપ્ત થનારા છીએ. સમજ્યા! મંદ સંસ્કારના જીવડાઓ! તમે અમારી નકલ કરવાને લલચાયા તેથી તમારો દેશ નિરૂધમી થઇ ગયો; એટલે દરીદ્રતાનો પ્રભાવ ઘણોજ વધી ગયો છે. ઉદરનિર્વાહને વાસ્તે પણ ફીકર પેઠી છે. ઓઢવાની તંગી, પેહરવાની તંગી, ખાવાની તંગી, પીવાની તંગી, સુવાની તંગી, ફરવાની તંગી, રહેવાની તંગી, તંગી તંગી ને બસ તંગીજ સર્વત્ર સામ્રાજ્ય ભોગવે છે; છતાં તમારી સાન ઠેકાણે નથી એમાંજ અમારૂં શ્રેય નિહાળી તમને જોઇને આનંદ પામીએ છીએ. અમારા અનુકરણ કરવાના ડહાપણમાંથી તમો તમારા સ્વભાવિક મૂળ જે સનાતન ધર્મ તેમાંથી ઘણાજ વેગળા થઇને અમારા નજીક આવતા જાઓ છો, તેનાં ભાન કદર અમે તો સારી પેઠમ જાણીએ છીએ. અમારો લોકાચાર અનેક પ્રકારના ભેદાચાર વાળોજ છે. તો તમારો એથી વિરૂધ છે. એટલે ગમે તેવા કલેશમાં, વિષમ પ્રસંગોના પ્રભાવમાં, નિરાશાને તાબે ન થતાં ઓખાના ધણી ઉપરજ વિશ્વાસ રાખી, સંતોષ માની, ગરીબમાં ગરીબને પણ પોતાનો રોટલો વહેંચી ખાવાની બુદ્ધિના તમે ગુલામ છો.

એવા ગુલામોની રીતભાત અમે જરાએ પસંદ કરતા નથી. તમારો અને અમારો મેળ કોઇ પણ રીતે આવે તેમ છેજ નહિ. છતાં તમારા નેતાઓ અમારા ઉપર વિશ્વાસ રાખીને, અમને વળગવાને આવે છે, ત્યારે તેના મૂર્ખાઓને અમારા છુટનાજ દર્શન પણ મહા દુર્લભ થઇ પડે તેવી કક્ષામાં મુકીએ છીએ.

અમારા સર્વોત્કૃષ્ટ તંત્ર વ્યક્તિ પ્રધાન સૂત્ર ઉપર આબાદ ધોરણે રચેલા હોઇને તેનેજ પાળવાને સુદૃઢ ભાવનાને સેવનારા દૃઢ સંકલ્પ વાળા અમે છીએ. અમારો વહીવટ, અમારો ન્યાય, અમારી સ્વતંત્રતા, અમારું છુટાપણું, અમારી ઉદારતા, અમારું નાગરિત્વ, એ સર્વ પોકળ છે. તેથીજ તમારા રીત રીવાજ, નિતિ કૃતિ, સનાતન ધર્મ વલણની પરંપરા, અમને તદ્દન નિરૂપયોગી નિવડે છે. તેથીજ તમે અને અમે સજાતિ ધર્મ પાલનાચાર વાળા નથી, છતાં તમે મૂર્ખ બનીને અમારાજ અનુકરણમાં લાલસા રાખી આગળ વધવાના સ્વપ્ને ચઢીને તમારી અધોગતિમાં ભૂસ્કા મારવાને તમને ચસ્કો લાગ્યા છે. તે ચસ્કામાં મસ્કાદામ બનીને તિરસ્કારમાં નિવડતા જાઓ છો. તમારા માંહિના મસ્કાદાસોને ચોકખા રાસ્કલ માનીએ છીએ તેથીજ અમારા વૈભવ સહીસલામત રહ્યા છે અને રહેશેજ. અરે અક્કલના ખાંઓ ! તમારા સાથે અમે આત્મિક ભાવ રાખી શકીએ નહિ. તમારા કુટુંબ ભાવનાને અમે અમારા વ્યવહારમાં દાખલ કરી શકીએજ નહિ. અમારે કરવુંએ નથી. કારણ તમારા જેવા અમારે થવુંએ નથી. થઇશું પણ નહિ. એનું કારણ અમારો ધર્મ "ભજ કલદારં ભજ કલદારં ભજ કલદારં ભજ કલદારં" છે. એ અમોઘ મંત્રોચ્ચાર વડેજ ગગન ગાજી રહ્યું છે, ત્યાં સુધી તુતીના અવાજનો શો હિસાબ ? માટે સૌ સૌનીજ જગોએ સારા છે. અહમ્

---

# रजोगुणमां कार्यप्रवृत्ति.

આ દેશમા જેઓ ધર્મને નામે ખાલી બુમો પાડે છે, તેમાનાજ અનેક પશુઓના જેવી નિર્બળતાવાળા, ભ્રમિત મગજના અથવા ધર્માંધતા વાળા હોય છે. જ્યાં સુધી તમારામાં મહા રજોગુણની જ્વાળાઓ ભભુકી નહિ નીકળે ત્યાં સુધી તમારે. આ કાળ કે ભવિષ્યકાળ સુધરે તેમ નથી. આખો દેશ ઘોર તમોગુણ-થી છવાઇ ગયો છે. એનું પરિણામ પણ કેવું આવ્યું છે તે જુઓછો ના ? આ લોકમાં દાસતા ને, પરલોકમાં નરક સિવાય તમોગુણનું બીજું ફળ શું મળે ?

તમારી પાસે બોલોમાં શું રહ્યુ છે તે કહું ? ભાગી તુટી ઝુંપડીમાં ફાટલાં તુટલાં લુગડાં પહેરી પડી રહેવું અને ભુંડની માફક દર વર્ષે છોકરાઓને જન્મ આપ્યા કરવો તે. એટલે ક્ષુધાતુર ભિખારીઓ અને ગુલામોમાં વૃદ્ધિ કરવી તે. એટલા માટેજ હું કહ્યાં કરું છું કે રજોગુણથી ઉત્તેજીત કરી કર્મયોગી બનાવવા પ્રયત્નો થવા જોઇએ. કર્મ અને કર્મ. અત્યારે તો એના સિવાય ઉદ્ધારનો બીજો કોઇ માર્ગજ નથી.

સ્વામી વિવેકાનંદ.




## खोटा माननी खातर खराब थवुं.

( પૃષ્ટ ૨૨૮ થી ચાલુ )

—:xxxx:—

### પ્રકરણ ચોથું.

#### જમવાની જુક્તી.





આપણે પાછલા પ્રકરણમાં જોઇ ગયા છીએ કે ગાંડે પોતાના બાપની પછાડી જમાડવા સારૂ નાતિલાઓને આમંત્રણ કર્યું, જોઇતો માલ વહોરી ચૂકયો, અને રસોઇ કરનારને " મારી કરજો " એમ કહેવા લાગ્યો. લહેશ્વર પંડ્યા મોધરી લઇ અક્ષમસ્ત જોવા મંડ્યા, શહેશ્વરે સુરમેશ્વર ગોક્યો, અને બીજી વસ્તુ ઉપર બુડથલલાલ ગયા.

દ્વાદશાને દિવસે વિપ્રોનાં વૃંદનાં વૃંદ આવતાં દેખાયાં. શેરીએ ભૂદેવ ચોકમાં ભૂદેવ, બહાર ભૂદેવ, અને રસ્ને પણ ભૂદેવ. જ્યાં જોઇએ ત્યાં ભૂદેવ ને ભુદેવ. હથિયાર સજી શસ્ર પુરૂષો સૈન્ય સહિત લડાઇ કરવા આવતા હોય તેમ આ ભૂદેવો સુરમેશ્વર ઉપર ચડાઇ કરવા આવ્યા.

" અહો દ્વિજો ! મારા ભાગ્ય ભલા જે આપનાં અમૂલ્ય દર્શનનો લાભ થયો. હવે માજનો વખત થવા આવ્યો છે માટે સ્નાનની તૈયારી કરો. વિનય કરતાં ગાંડા વ્યાસ વદ્યા.

કોઇ નાહ્યા ને કોઇ તો નાહ્યા વિના ટીચણ સુધી ધાબળી પહેરી પંક્તિમાં બેઠા. બીજા લોકોને નિરખવાનુ અને આણી ગમ પીરસવાનું ચાલ્યું.

.તોટક વૃત.

કરી તાસ સમાન મજેની ખિલી,લિધિ પાસ જુઓ પતરાળિ લિલી;
અતિશે સુરમેશ્વર માંહિ ભર્યાં, ઘૃત તાંબડિ ધારથી જાય તર્યા.

ખુબ ચોળિ મચોળિ કરે કચર્યું, જ્યમ ગારિયું ગારનું હોય કર્યું;
પતરાળિ નિચે જળ કૂપ ભરી, ઠરવા કરિ યુક્તિ ઉમંગ ધરી.

દડિયા દ્વિદળા દશ શેર તણા, ભરિ પાસ ધર્યા રહિ નાંહિ મણા.
રસિકેશ્વર સ્વાદુ કરી ચટણી, જમવા લિધિ લ્હેજતદાર ઘણી.

રસિયા કંઇ તો લઇ વેંગણને, ભડથું કરિ ભાવથી રાખ્યું કને,
કંઈ તો લઇ માખણિયાં જ મુળા, પતરાળિ વિષે કરિયા ઢગલા.

સુરમેશ્વર ખાઈ શકાય બહુ, ઉપચાર કરે દ્વિજ તેથી સહુ,
કસણી સુરમું પછિ પંગતમાં, ઉઠિ કેક ગયા મળવા જનમાં.

વડિલો થઇ નાત તણા કંઇ તો, કરતા તજવીજ ફરે તહિં તો.
પરિસાયું નથી અહિંયાં પીરસો, કયમ પીરસનાર શું સુસ્ત દીસો?

ખરચાય પરાયુ શી ધાસ્તિ હૃદે, ખરચો ખુબ ઘૃત સુવાણી વદે,
તવ વ્યાસ ઘણો મન મગ્ન થતો, ધરી મોટપ ફુલી ફરે મરતો.

દ્વિજ સૌ મળી ખુબ વખાણ કરે, થતું આવ્યું છ આમ અસલ ઘરે,
ધન્ય ધન્ય વિવેકીજ વ્યાસ તને, દ્વિજ ભોજન કોણથી થાય અમે?

ધરિ હિંમત હોંશથી કોણ કરે, કુળદીપક ધન્ય તને ધન્ય રે,
જળરેલ પડે ઘૃત ધાર વહે, મન ખુલ્લું મૂકી યશ પ્રાપ્ત ચહે.

જમતાં જમતાં શું વખાણ કરે, ગ્રહી શેર તણા ત્રણ ગ્રાસ ભરે,
પુરિનાં જન તો સહુ જોઈ રહ્યાં, ઝટ પાતળ ખાલી દ્વિજે કરિયાં.

નહિ ગર્જ કશી રહી ભાત તણી, જમી ઉઠી ગયા નિજ સ્થાન ભણી,
દ્વિજ સૌ દિન બે લગી ભૂક્ત કરી, કરવા વળી લાહુ ઠરાવ્યું ફરી.

લઈ લાણ ભૂદેવ વિદાય થયા, પછી વ્યાસ વિવેકી વિમાસી રહ્યા,
મન મગ્ન હતા ઉશ્કેરણીથી, પણ જાણ પડી પછી પાછળથી.

(ભવાનીશંકર નરોત્તમ.)

---

## પ્રકરણ પાંચમું.

### અદાલતમાં અરજી.



વ્યાસનો વરો ઉકલ્યો કે બે ચાર દિવસે લેણદાર નામના પૈસા લેવા વારં આવ્યા. ઘર વેચી તેમાંના થોડાને મનાવ્યા. બાકીનાને આપવાની ત્રેવડ ન રહિ. ઉપર તો હોય પણ ઘરમા ઘંટી એટલે લેણદારોએ ટપોટપ અરજીઓ કરી હાથ દરેકને ચાંપી આપેલ અને જે ખાનગી આપો ચકાવત હોતા તેમચોજ માંડી પુગી

એથી હુકમનામા થયાં. પકડવા સારૂ વારંટ નીકળ્યું, તેથી **ગાંડા, નરોત્તમ** ને સૌ કુટુંબ રાત લઈ નાઠું. એક આ ગામ તો બીજું પેલે ગામ એ રીતે સગાસાગવામાં રહેવા માંડયું, અને પોતાના દુઃખની વિત્તક વાત કહેવા માંડી. તે સાંભળી સૌ મશ્કરી કરે કે "પ્રથમથી નહિ વિચારતાં કુલણજી થઈ મિથ્યા ફુલમાં ફુલ્યા તો અંતે આ ગતિને પામ્યા. પોતાની આવક કેટલી છે. તે ઉપર વિચાર નહિ કરતાં શક્તિ ઉપરાંત વરો કરનારની આવી દશા થાય." એમ સઘળે ઠેકાણેથી ફીટકાર મળ્યો.

વ્યાસના ઘરમાં રાચ રચીલું હતું તે હરરાજ થયું. તેમાંથી થોડાં નાણાં લેણદારોને ત્યાં ભરાયાં, પણ મણનું તુટયું પળીએ શું સંધાય? જ્યાં હજારો રૂપીઆ દેવાના ત્યાં પાંચ પચીશ ભરાયા એ શા લેખામાં?

કોઈનું કાશીદ ખેપ ધાપ કે ખડીઆં ઉપર ગાંડાનું ગુજરાન રહ્યું. કમાણી કરવાની તો આશા શી પણ ઉલટું પેટનું પુરૂં થવાંના સાંસાં. માથે દોઢ ટકાના દામ ચડતા જાય છે, રહેવાનું ઘર ને ઘરનો સામાન ખોતાં આબરૂ પણ ખોઈ.

**ગાંડા** અને **નરોત્તમ** જુદે જુદે ગામ રહ્યા. નાના **નરોત્તમને** અભ્યાસ કરવા ઉત્કંઠા હતી પણ છેક દુર્બળ સ્થિતિ આવી તેથી તે બિચારાને એક કાપડીઆની દુકાને નીચા પગારની ઉઘરાણી કરવાની નોકરીમાં રહેવું પડયું.

**ગાંડા** વ્યાસ પોતાના છોકરાને સાથે લઇ પરદેશ પર્યટણ કરવા નીકળ્યા. સવારથી સાંજ સુધી "બાના કલ્યાણ થયાં, ભાઇ તો ભાગ્યશાળી છે, લક્ષ્મીનો શામો છે, બ ડાર ભર્યો છે" એ વગેરે લાંબા લાંબા વાક્યોમાં અભાવરૂ પંચાંગ ઉખેળી બોધ કરતા પણ તે ગાંડાના વડીલોને ફાવતું, તેમાંથી સો હિસ્સે પણ આ રૂખને ન રહ્યું. આ ભૂદેવનો ભણ્યા વગરનો પ્રપંચ સૌ જાણી ગયા.

નાનો છોકરો સાથે હતો તેને ભૂખ લાગે ત્યારે કાચા બાજરાના દાણા કુલરકે ડાળીઆ ફકાવે. ગામમાં બ્રાહ્મણનું ઘર દેખે કે પાણી માગે. ન રહ્યો નાત જાતનો નિયમ કે ન રહ્યું અછુત. નાવા ધોવાની વાત તો કોરે રહી. કોઇને ત્યાં વરો સાંભળી ઝટપટ દોડે. કેવા બ્રાહ્મણ છો તે પૂછવાની જરૂર હવે શી રહી? તે તો બાપડ કહેતો ઝટ બેસે. ઘણા કાલાવાલાથી વખતે સિધાન પણ મળે.

એક સ્થળે વિવાહમાં દક્ષિણા (ભુરશી) સાંભળી કે ઝોળી વાળી વ્યાસ જાદે ચડ્યા. સામે રાગે "ટેલીયા ભટ્ટની ટેલ છે, દાતારને મન મેઘ છે." એ વાક્યનો ઉચ્ચાર ભણવા લાગ્યા. સવારથી સાંજ સુધી તપ્યા. ખુબ નળા લાંબા થયા ત્યારે પાવલું પાંચ આના આપવાની વરટી ચાલી. કમનસીબે બન્યું એમ કે જે ડાળે ઝોળી બાંધી હતી તે ડાળ નબળી હોવાને લીધે ભાંગી ગઇ કે ધબુક લઇને વ્યાસ નીચેની ૫૦ હાથની ખાઇમાં ગબડી પડ્યા. વધારે વાગ્યું, એક હાથ ભાંગી ગયો તેની તે જીવત પર્યંત ખોડ રહેવાની, પણ હવે નીકળવું કેમ તેની ચિંતા પેઠી. વ્યાસને "હસવું ને હાણ થઇ" બાપા ગરીબ બામણને બા'ર કાઢોરે એ વાક્યનો જોરથી સાદ પાડ્યો. છોકરો પણ રડવા લાગ્યો. લોકો જોવા એકઠા થયા. તેઓ પ્રથમ તો

ખુબ હસ્યા,પણ પછીથી દોરડા અંદર મૂકયા તે ઝાની વ્યાસ બ્હાર નીકળવા લાગ્યા વચ્ચે વચ્ચે કાથ માથે અથડાતા આવે તેથી મધળુ શરીર છોલાઇ ગયુ મહા મુસીબતે બ્હાર નીકળ્યા દયાવાનોને દયા આવી આઠ આના રોક ! ને પાકુ સીધુ આપી વ્યાસને સંતોષ્યા, તે ઉપરાંત મલચ પટ્ટા પણ કરાવ્યા

—*—

## પ્રકરણ છઠું.

### માતાજીનુ મૃત્યુ.



વ્યાસ આમ રઝળતા રખડતા મહા સંકટ વેઠતા ભટકે છે એવામા એની માનુ મૃત્યુ થયુ.હજુ તો એને નાત વરાના ઘા રૂઝાયા નથી એટલામા આ બીજો ઘા થયો, પણ આ વખતે ગાંડો વ્યાસ ગાંડા મટી ડાહ્યા થાય તો સારૂ, જેથી આપણે આગળ ઉપર કદિ પણ એ કુટુંબ સુખમા દિવસ નિર્ગમન કરે છે એવુ જોઇએ પણ અફસોસ ! ! આપણી એ ધારણા તો પાર પડવાનીજ નહિ

માતાજીનુ મૃત્યુ થયુ જાણી વ્યાસ ખીન્ન થયા ખીન્ન થવાનુ કારણ તો એટલુ જ કે પાસે પૈસો નહિ, તેથી આ વખતે નાતને ભોજન કરાવવામા અડચણ આવી બાકી ડોશી તો સો વરસને છેડે પહોચ્યા હતા

આજ સવાર માણસના ટોળા મળે અને અનેક તરેહના તર્ક વિતર્ક કરે પણ વ્યાસને એકની એ સૂઝે નહિ અસલથી આપણે ઘેર તાસ અભગમીના લાણા થયા છે, બાપ દાદા એવા વરાથી કીર્તિ મળવી ગયા છે, પછવાડ આપણેએ નામ અમર રાખ્યુ છે, આવી કનિષ્ટ દશા ભોગવીએ છીએ પણ પિતાના કારજમા પાર વનુ ધન વાપરી પ્રતિષ્ઠા વધારી તેમ આ વખતે પણ મારૂ કરવુ જ જોઇએ. જો ન થાય તો સૌ પોગળ જાણી જાય પછી નાતમા આપણી હલકાઇ ગણાય એમ આખી રાત અહિંથી તહિ આગોટતા ગાંડો વ્યાસ વિચારના વમળમા ચડ્યા

તેને એક વિચાર સૂઝી આવ્યો, સવારે ઉઠી તે પોતાને ધારેને ઠેકાણે કોઇને કહ્યા સિવાય જઇ પહોચ્યો ત્યા જઇ તેણે કોઇ સાધુ સાથે મસલત ચલાવી તે આપણે જરા સાભળીએ

"તમે મારી માને બેનના દીકરા છો પણ ગૃહસ્થાશ્રમ છોડી તમે બ્રહ્મચારી થયા છો તમારી માસીએ આજે સ્વર્ગવાસ કર્યો છે, પછવાડે પુરા બાત પણ પામે તેમ નથી, કારણ કે આજે અમે ઘણા કંગાળ છીએ ગળવાની ટ્રોગ ધરી છે. "ધીરજના ફળ મીઠા છે" એ કહેવત મુજબ ( આગળ ઉપર સઘળા સારાના થઇ રહેશે, પણ હાલ તો તમારે ૫૦૦૦) રૂપીઆ આપવા પડશે ગાંડા વ્યાસે ગંભીરાઇથી કહ્યુ

"એ વાત ખરી. મારી પાસે પૈસો પુષ્કળ છે. અલબત આજે આ હાટકેશ્વર મહાદેવની તમામ જગ્યાનો હું મહંત છું. મારે કાંઇ ગૃહસ્થાશ્રમ ચલાવવો નથી. વેરા ખરા કરી છોકરાં છૈયાં પરણાવવાં નથી, તારા કહેવા પ્રમાણે કરૂં, તો અડચણ નહિ, પરંતુ તું વિચાર કર કે આ વખત કેવો છે! કોઇ કોઇનું નથી. પૈસો પછવાડેથી ઝેર કરાવી બ્હાલામાં. વિરોધ પડાવે છે, ત્યારે મારે ઉઘાડે વાંસે કેમ સુવાય!" બ્રહ્મચારીજી બોલ્યા.

"ઉઘાડે વાંસે શું! જો હું જીવતો હોઇશ તો તમારે કશી ફિકર નહિ" ગાંડે ગપારું માર્યું.

"દેહ ક્ષણ ભંગુર છે. કાલનો કોઇને ભિરૂસો નથી, વળી મારે શિષ્ય (ચેલો) પણ નથી. માટે જો તારી ધ્યાનમાં એક વાત આવતી હોય તો હું કહું. તારે જોઇએ તેટલા રૂપીઆ તને આપું, પણ તારો એક દીકરો મારે ચરણે મૂકી જા. એટલે હું તેને બ્રહ્મચારી કરી મારો શિષ્ય કરીશ. જો કે તારે આ વખતે દીકરા જેવી દેહ જેને માટે માણસો હજારો વલખાં મારે છે, પથ્થર એટલા દેવ કરે છે, તેમને આપતાં લગાર વસમું તો લાગશે પણ એના સંબંધમાં તારૂં કામ થશે અને નાતમાં તારો જયનો ડંકો વાગશે" બ્રહ્મચારીજી ભાવથી ભણ્યા.

હાથે કરી દીકરાને બાવાને સોંપવો એ લગાર નામોશી જેવું તો ખરૂં. પોતાની ઇચ્છાથી વૈરાગ્ય પ્રાપ્ત થતાં બ્રહ્મચારી થતો હોય તો તેમાં તેનું કલ્યાણ ખરૂં, પણ આ તો મારીને મુસલમાન! છોકરાંની ઇચ્છા વિના તેમ કરવું! છોકરાને નથી વરો કરવાથી પછવાડે સૌ મશ્કરી કરશે, બ્રહ્મચારી સગા તો ખરા પણ ત્યાગી થયાથી સગપણ મટ્યું જણાય છે. સાધુઓ ત્યાગી થયાનો સંસારમાં ડોળ બતાવે છે, પણ તેમનો જીવ માયામાં સદા પરોવાઇ રહે છે. આ વખતે પણ મહારાજે બરાબર આંટી નાંખી. ગાંડે વ્યાસે મનમાં મસલત કરી.

"ગુરૂજી મહારાજ! ભલે આપે કહ્યું તેમ મારા દીકરાને આપના ચર્ણાર્વિંદમાં મૂકવો એટલે આપ તેને શિષ્ય (સેવક) કરી રાખજો. હાલ અમારે ત્યાં વેરો છે. માટે આપે તે ઉપર પધારવું, ને વળતી વખત છોકરાને સાથે લેતા આવવું" ગાંડે વ્યાસે નિશ્ચય કર્યો.

ગુરૂજીને વાત ગમી. તે બાબતનો દસ્તાવેજ કરી બે સારા માણસની સાક્ષી કરાવી. રૂપીઆ આપ્યા. ઉંટ ભાડે કરી રુપીઆ લઇ વ્યાસ પૂર પાટીએ ઘેર આવ્યા. ઘેર આવ્યા ત્યાં તો પ્રપંચી પાગીઆઓ વાટ જોઇ રહ્યા હતા.

"તારે કરવું છે કેમ?" એમ સવાલ પાગીઆઓના મુખમાંથી નીકળતાં વારને, ગાંડે વ્યાસે ગિરા કહી "કેમ તે શું! એ તો તમે જાણો છો નાત તો ખરીજ. આ ઘરની રીત પ્રમાણે થાય ત્યારેજ શોભા."

એમ કહેતામાં શાબાશ શાબાશ ના ચોગરદમ પોકાર ઉઠયા. "તારા ઘરની શી શું જામ છે" એ તો કોઇએ પૂછ્યું નહિ, વાર તેમને પૂછવાની શી જરૂર! એમને કયાં હિસાબ પતાવવો છે! એમને તો સૂરમેશ્વરનાં ચમન ઉડાવ્યાનું કામ. ગાંડા વ્યાસ પણ ચડ્યા તે ચડ્યાજ. કુળની રીત પ્રમાણે કેવો મરવાનો ઉપાય! કેવું ઘેલાપણું! અફસોસ!!!

દ્વાદશાને દિવસે નાત આવી. ચાર ટંકનું જમણ સઘળું ચટણી કરી ગયા. ભાવિક ભૂદેવો ભાવથી જમણવારમાં કેવી જુક્તિ કરે છે તે આપણે ઉપર જોઇ ગયા છીએ, માટે તે વિષે આ સ્થળે ફરીથી વર્ણન કરી વાંચનારનો વખત રોકવા જરૂર નથી.

ગાંડાના પિતાના કારજમાં લેણદારોના રૂપીઆ આપવા બાકી હતા, તેમણે અરજીઓ કરી ડીક્રી મેળવી વારંટ કઢાવ્યાં હતાં એ તો વાંચનારને યાદ હશે. એ લેણદારો આ વખતે વારંટ લઇ વ્યાસને પકડવા આવ્યા. ભરી નાતમાંથી ગાંડા વ્યાસને પકડ્યા. મુસ્કેટાટ બાંધી ન્યાયાધીશ પાસે ખડા કર્યા. લેણદારોએ અગાઉથી ખાધા ખોરાકી ભરી હતી તેથી આ આપણા ગાંડા વ્યાસને વગર ભાડાની ઓરડી (કેદખાના)ને સ્વાધીન કર્યા. નાત નાતને ઠેકાણે રહી. લ્હાણું અને લાજ લુટાઇ ગયું. વ્યાસના વિજયના ડંકા વાગવાને બદલે વખોડાયા. ખાનારા ખીજવા લાગ્યા. એકના એક ઓકરાને તેની મરજી વિના બળાત્કારે બાવો કર્યો, ને બેરીએ રઝળી રખડી ભીખારીની પેઠે પેટ ભર્યું.

મળેલી નાત વાહ વાહ કરતી વિખરાઇ ગઇ. હાટકેશ્વરના બ્રહ્મચારી છોકરાને લઇ ચાલ્યા ગયા. નરોત્તમ પોતાના ભાઇની આવી મૂર્ખાઇથી નારાજ થઇ આ વખતે આવ્યોજ નહિ.

—:o:—

## પ્રકરણ સાતમું.

### પાછળથી પસ્તાવો.



અરે! મેં આ શી મૂર્ખાઇ કરી! હાથે કરી દુઃખ કયાં વ્હોરી લીધું! છોકરો કયાં! બેરી કયાં! હું કયાં! ભાઇ કયાં! આ તે શું! શક્તિ ઉપરાંત વગ કરવાથી મારી આ દશા થઇ. જોઉં છું તો ઉંચે આભ ને નીચે પાતાળ. મને કોણ દીલાસો આપે? આ વખતે છાતી કઠણ કરી રહું છું પણ રહેવાતું નથી. કેદખાનામાં પડ્યા પડ્યા ગાંડા વ્યાસ રડવા લાગ્યા.

## લલિત વૃત

અરરા! આજ આ કેર શો કર્યો? મમ પ્રપંચિ તે પાગીઆ મરેલ;
ઘર હતું અરે! એક તો ગયું, વળતી માહરૂં આમ તો થયું.
સુમતિ ભાઇની ધ્યાનના ધરી, કુલણુજી થયો કીર્તિ આચરી;
સરવ ટાળીયું કાંઇ ના રહ્યું, અન્ન વિના હવે ભીખવું રહ્યું.
ધિક કહું કહો વાર કેટલા? કરજ તો કીધાં કીધ જેટલાં,
અસલની રૂઢી સારી દેખતો, મમ પિતા તણી કીર્તિ લેખતો.
પણ હવે થયું જાણ આજ તો, વિણ સત્તા થકી ખોઈ લાજ તો.

### દોહરો.

કોણ માતને તાત છે, કોણ નાતી હું જાત,
કોણ આજ કેદે પડયો, હવે રહી શી વાત?
સહન દુઃખ નવ થાય મુંજ, બ્હાર જોયું નવ જાય,
પણ ખુટે આવી મળી, હાય હાય રે! હાય!!

કેદખાનાનો જેલર અચાનક ત્યાં આવી ચડયો તેને ઉપરના શબ્દો કાને પડ્યા. ગાંડા વ્યાસ પાસે જઇ તેની તમામ વિતક વાત સાંભળી, જેથી તેણે કહ્યું કે ભાઇ —

### શાર્દુલ વિક્રિડિત

પાસે શક્તિ નહિ કદાપી ચૈની તો પણ કુલી કુલમાં,
દાડા–નાત વરા કરે જન બહુ, કુળો તણી રીતમાં;
રૂઢી રાંડ પરં પરા દુઃખી કરે, આર્યો વિચારે નહિ,
તેમાં લાભ કદાપિ કાંઈ ન મળે, બંધુ વિચારો સહી.

### પદ.

(હરી ભજન થકી છોટા હોય તે ગોથી મોટા થાય–એ રાગ.)

ઓ કુલણુજી! નાત વેરા કરવાથી શું સુખ થાય છે?
શીર કર્જ કરી ઘર વેચી શાને તું તો મલકાય છે?
તે વખતે વાહ વાહું મુખ વદશે, થયો કર્મી કુળમાં એમ કથશે.
પણ પાછળથી એ તો હસશે ..............ઓ કુલણુજી!
નહિ મોક્ષ જમાડયે પ્રેત તણો, તોય વૃથા ચાલ વધ્યોજ ઘણો,
એ રૂઢી ચાલતી રીતિ ગણો..................ઓ કુલણુજી!
નહિ કરનારાને શિક્ષાજ નથી, હલકું કર્યું હાલ કહેજ કથી,
પણ દેખાદેખીથી મરેજ મથી ..... .....ઓ કુલણુજી.
જાગૃ થઇ હવે દીલમાંહિ ડરો, વ્યર્થ અહંકાર કરીને પરો,
શીર હાથે કરી શા ખરે મરો?... .........ઓ કુલણુજી!

જેલર સુધરેલો, સદ્‌ગુણી, ભણેલો ગણેલો અને સારા વિચારનો હતો. તેણે ફરીથી કહ્યું કે "ભાઇ ઘરની ઘંટીમાં ખંટી વિના બાળક બુમો પાડતાં હોય અથવા એથી પણ વધારે કનિષ્ટ દશા હોય તો પણ ચાલતી રૂઢી પ્રમાણે કહેવાતા કુલીન થઇ શક્તિ ઉપરાંત વરો કરવાનો ચાલ આપણા હિન્દુ ભાઇઓમાં તેમાં વિશેષે કરી બ્રાહ્મણોની જ્ઞાતિમાં વધી ગયો છે. તે એટલે સુધી કે તેથી શું પરીણામ નીપજશે તે કોઇ તપાસતું નથી. આ બાબત વરો કરનારનો વાંક છે એટલુંજ નહિ પણ એવે વખતે તો પ્રપંચી પાગીઆઓ પણ પુષ્કળ ઉભા થઇ અવળી શીખામણ આપી તેને દુઃખી કરે છે. આ રીવાજ પ્રથમ કોઇ ગૃહસ્થને ઘેરથી નીકળ્યો હશે; પાછળથી ગાડરીઆ પ્રવાહની પેઠે દેખાદેખી સૌ કરવા લાગ્યા. પણ એમ ક્રોકટ ફુલમા ફુલવું એ સત્તાવાળા અને વગર સત્તાવાળા એ બંને પક્ષને નુકશાન છે. વગર સત્તાવાળાએ મુન્ય એમી ની વખત પ્રમાણે વર્તવું, અને સત્તાવાળાએ પોતે જેટલાં રૂપીઆ ખર્ચ કરવા ધાર્યા હોય તેટલા પોતાની જ્ઞાતિનું ફંડ કરી તેમાં નાંખવા. આ ફંડમાં શેઠીઆઓ (પટેલો) ને સુધારકોને અને શ્રીમંતોને મદદ કરવા કહેવું, અથવા તો અમુક રૂપીઆ વાપરનાર અમુક રૂપીઆ આ ફંડમાં ફરજીઆત આપવા એવો જ્ઞાતિનો ધારો ઠરાવવો. એવી રીતે થએલા ફંડમાંથી પોતાની જ્ઞાતિના ગરીબ છોકરાઓને ભણવા સ્કોલરશીપ આપવી,અને તેઓ ઉંચો અભ્યાસ કરે તેમ બંદોબસ્ત કરવો. ફંડ મોટું થાય તો બોર્ડીંગ પણ કરવી. આ ફંડ શહેરમાં રાખવું; એટલે ગામડાની જ્ઞાતિના છોકરાઓ લાભ લઇ શકે. તેમના માબાપને સમજુતી આપી તેમને (છોકરાઓને) ભણાવવા. ફંડમાંથી છોકરાઓને ચોપડીઓનો બંદોબસ્ત પણ કરી આપવો. સારા અને હુશિઆર ઉંચો નંબર રાખનાર છોકરાઓને ઇનામ આપવું,જેથી બીજાઓને સ્પર્ધા થાય. દરેક છોકરાઓને માટે માસિક ખર્ચ શું લાગે છે તેનો હિસાબ રાખવો. ભણી ગણી છોકરાઓ જ્યારે કમાતા થાય ત્યારે તેમને માટે જેટલો ખર્ચ થએલ હોય તે તેમના પગારમાંથી વસુલ કરવો. ને પહેલા કોઇનાં માબાપ ખર્ચ આપવા ખુશી હોય તો લેવો. આમ કરવાથી ફંડ તુટે નહિ. અરે! જો તમે આવા કામમાં પૈસા વાપર્યા હોત તો તમારી અક્ષય કીર્તિ થતાં આજે તમારે પસ્તાવાનો વખત આવત નહિ. તમારી પાસે પૈસા હતા નહિ તેથી તમારે તે કારજ કરવું જોઇતું જ નહિ, પરંતુ મારા ઉપરના વિચારો પૈસાદાર વરો કરે છે તેને માટે છે. હવે તમે જે પસ્તાવો કરો છો તે નકામો છે."

આમ કહી જેલર ત્યાંથી રવાના થયો. કુછ દિવસ કેદમાં રહી ગાડો છુટયો, ઘેર ઘેર ભટકી ભીખારીની પેઠે ભીખ માગી અને છેવટ રખડી ને બિચારો મરણ પામ્યો. (સંપૂર્ણ)

સ્વ. કહાનજી માધવજી ભટ્ટ.




अगर में ईस विषयपे कुछ विवेचन करु तो आप महाशयों कुछ हर्ज नहि देखेंगे. मैंनें बहोत दफा महान लेखकोंके हिंदी गुजराती वा ईंग्लीश आर्टिकल्स वांचे हैं वा उन्होकी रचना, शब्द वा लीपी मेरे हृदयमें याद कर रखे है मगर बहोतसी दफा मेने गौर कीआ है की वो लेखोंमें बहोतसे निरर्थक शब्द लीखनेमें आए हुवे है. और ईसी वजेसे बहोत दीनोंसे मेने मेरे हृदयको समझाया था की मौका मीलतेही में लेख वा लेखकपे में मेरा अभिप्राय आप लोगोंकी शेवामें पेश करुं. "लेख" शब्दका कुल स्वरुप कुछ विषयपे कोईभी चीझका लीखना होता है. जैसा की शीलालेख, ताम्रपटलेख, हस्तलेख, वगैरा बहोतसी कीस्मके लेख है. वा वर्तमान समयमें वो सब लेख लेखकोंके स्मारक चिह्नके मानिंद नझर आते है. और गर अपन उसके कुल स्वरुपकाही लेख समझें तो सगे वा मित्र वर्गमें जो पत्रव्यवहार करनेमें आते है उसेभी क्युंना लेख गीनना चाहीए? मगर नहि! यह लेख तो अएसा होना चाहीए की जीसका पूर्ण रहस्य जनसमाजकी स्थिति सुधारनेमें वा उन्होंकी सुखवृद्धि करनेमें उपयोगी रहे! लेख अएसी पद्धतिमें लीखना चाहीए की गर वांचनेवालेकी दृष्टि उसके एक लाईनपे पडे तो वो अपने खुशीसें और बीन कटालेसे (Without botheration) उसको समाप्त करे! लेख अएसी भाषामें न होना चाहीए की वांचकगण उसका मझमुन न समझ शके. सख्त भाषा जैसे की संस्कृत भाषा आठसो वर्ष उपर सर्वत्र हिंदकी मातृभाषा थी वा रफ्ते २ हिंद भुमि पर समयके बदलनेके साथ यानेकी पृथक पृथक जातिके राजाओंके ईस

भारतमें राज्यदंड धारन करनेके वजेसे प्राकृत भाषामें राजभाषा मिश्र होने लगी. और फीर संस्कृत भाषामें दुसरी सखीआं सामेल होनेसे अपना रुप बदलने लगी और आज अपन देखतें हैं की गुजराती, हींदी, बंगाली, मराठी, और पंजाबी ईन सब भाषाओमें बहोतसे शब्द संस्कृत हैं वा शेष शब्द संस्कृत भाषाके अपभ्रंश हैं. याती मनसे बनाए हुवे हैं और ईसी नियमानुसार जबकी लेखक कोईभी लेख लीखते हैं तो वो लोग बहोतसे संस्कृत शब्दोंको उपयोगमें लेते हैं बेशक संस्कृत शब्दोके मीश्री होनेसे लेख वस्त्राभुपण पहेनी हुई प्रतिमाके मानींद सोभायमान दीखता है. यानेकी उसकी लीपी अति उत्तम होजाती है. मगर उक्त लेख वोह बांचनहारके लीए एक निरूपयोगी खेलके मीस्ल होजाता है जो की संस्कृत शब्दोंके अल्प सहवासमें आए हुवें हैं वा सीर्फ प्राकृतकेही अपभ्रंशोकेही उपयोगमें अपनी जींदगी व्यतित करते हैं. अपने देशमें संस्कृत विद्या वखतके पलट-नेके साथ दीनप्रतिदीन क्षीण होती गईहै. और उसकी हयाती आजकल सीर्फ दस टके हैं. वर्तमान समयमें जहां देखो वहां सीर्फ बनावटी भाषासेही कार्य व्यवहार चलता है. और कोईभी शाखा अएसी नहि है. की जोमें प्राकृत भाषाकाही उपयोग होताहो वोह लोग अपभ्रंशोंकोही प्राकृत समझ उपयोगमें लेते हैं मगर अफसोस की उन शब्दोंकी व्युत्पत्ति भाग्येज कर शकतें हैं. और अएसे सरुस बहोत हैं वास्ते मेरी तो राह येही है की हमेशां सुष वा स्हेली भाषामेंही लीखे हुवे लेख उक्तके बांचने वालोंके हृदयोंको जीत शकते हैं जो लोगोंको संस्कृत भाषाका अछा ज्ञान है, उन्हे तो ईस पधतिमें लीखाया हुवा लेख कुछ नापसंद पडेगा-मगर फीरभी वोह उस पधतिमें समजाए हुवे रहस्यपे, आफरीन होगा.

लेखक कुछ बहोत विद्वान होनेसे नहि हो शकतें हैं. अर्थात् बी. ए. वा एम्. ए. वगैरोकी डीग्री संपादन कीएसेही नहि हो शकते हैं. वो तो फक्त लेखकोंकी स्मरणशक्ति, कल्पनाशक्ति, वा अनुभवों येही यथास्थित

है. यह जगोपर वियाका भी सवाल न भुलना चाहीए क्युंकी विया लेख-कोंकी हरेक कीस्मकी शक्ति बडानेका उत्तम हथिआर है.

जो लेख अनुभवसिद्ध हैं वो सबसे श्रेष्ठ हैं. और जो लेख कल्पना शक्तिके मिश्रित हैं. वोह लेख गर में न भुलताहुं तो बाजे वाजे वख्त वांचकवृंदके मगज शक्तिको वहेतही चकरमें डाल देतें हैं. यह लेखोंकेभी मेरी समझ मुवाफीक दो हीस्से हो शकते हैं. याने की स्वार्थी और परमार्थी–जीसका मायना बीलकुल स्पष्ट है. और ईन दोनेमें परमार्थी लेख श्रेष्ठ ही नझर आते हैं. जो लेख हृदय और मस्तककी शांतीमें लीखनेमें आते हैं वो अवश्य सुद्ध, स्पष्ट वा लोकप्रिय होतें है. यानेकी जब सब मनुष्य अपने दीनके कार्योंसे कार्योंसे निवृत होकर आराम लेतें हैं. याने सयनको जातें हैं; उस वख्त सय्यावित चेतन अवस्थामें हरेकके मगजमें नये नये अनुभवसे संकल्प विकल्प चला करते हैं. और उन विचारोंको उस वख्त कागज पर चीतरना वो वेशक एक श्रेष्ठ लेखपे काबुरख शकता है. और फीर वोही कागजपे चीतरे हुवे अनुभव सिद्ध कल्पनाको ज्युं ज्युं वेद्यारुपी रंगका पट देओगे त्युं, त्युं वे अति उत्तम होते जाएंगे. लेखकी परिक्षा करनेमें इसी मासीकके मंत्री साहबने गुजरातीमें लीखी हुई लेखकी बनी की मदद लेनेको में वचन दे शकताहुं.

लछमनसींग. अ. पालनपुर.

---

# सुरत अठ्ठावीशी चातुर्वेदी मोढ ब्राह्मणोनी सांप्रत स्थितिनुं दिग्दर्शन.

લેખક–ભટ્ટ નીછાભાઇ ભાઇશંકર ખરસાડકર.
( હાલ મુ. હાંસાપોર, તા. જલાલપોર, જીલ્લા સુરત. )



પેશવાઇના વારામાં તેમના તાબામાં સુરત અઠ્ઠાવીશી નામે વિભાગ હતો, અને તેમાં મોઢ બ્રાહ્મણોની વસ્તી હતી. તે મુજબ સુરત જીલ્લાના હાલના મોઢોએ પણ પોતાનો વિભાગ સુરત અઠ્ઠાવીશીને નામે બોલવા લખવામાં ચાલુ રાખેલો છે, જો કે ગામોની વ્યવસ્થામાં વધઘટ થયા છતાંએ એજ નામ અદ્યાપિ કાયમ ચાલ્યું આવે છે. સુરત અઠ્ઠાવીશીના મોઢ બ્રાહ્મણોમાં મુખ્યત્વે બે વિભાગો છે. એક ભટ્ટ અને બીજો શુકલ. ( ધંધા પરત્વે એમાં વૈદ્ય, જોષી, શાસ્ત્રી, અવટંક વાળાઓ છે, પણ તેઓ મૂળ ભટ્ટ શુકલ વર્ગનાજ હોવા જોઇએ એમ અનુમાન છે. ) ત્રીજો વિભાગ ઉપાધ્યાયો છે, જેમાં ઘણું ખરું ધામટો વિગેરેનો સમાવેશ થઈ જાય છે.

ભટ્ટ અને શુકલોમાં શુકલો શદ્રોને યાચતા નથી. તેમના હાથથી દાન દક્ષિણા લેતા નથી ( હમણાં હમણાં આ મર્યાદા કોઇ કોઇ લોપતા પણ જણાય છે ) છતાં ભટ્ટોને કન્યા દે છે. ભટ્ટ અને શુકલો એકબીજાને કન્યા દે છે. ઉપાધ્યાય વર્ગમાંથી કોઇ શુભ વાસનાથી ભટ્ટ શુકલ વર્ગમાં કન્યા દે તો તે સ્વીકારે ખરા પણ તે વર્ગમાં દેતા નથી. ઉપાધ્યાય વર્ગમાં કન્યા નહિ આપવાનું કારણ એમ જણાય છે કે મુખ્યત્વે એમનો ધંધો જરા નીચો ગણાએલો છે. યજમાનોની કન્યા–પુત્રીઓને સાસરે પીયર લઇ જવી લાવવી, યજમાનને ત્યાં અગીઆરમાને દિવસે કામોઠું હોમવું, તેરમાએ સૈયા લેવી, તેમને ત્યાં પત્રાવળી નાંખવી, ગામમાં ઢાંકા ઢાંકવાં, ગામ પરગામ નોતરાં મૂકવાં, બીડીઓ તાણવી, ( આ બધી ભટ્ટ વર્ગમાં પણ ક્યાંઇ ક્યાંઇ હમણાં જોવામાં આવે છે.) સંધ્યા પૂજાનો ઘણો અભાવ ( જો પણ ઉપર ગણાવેલા ભટ્ટ વર્ગમાં હાલ તરણ વર્ગમાં ઘણોખરો તો પ્રચલિત છે.) શાસ્ત્રાભ્યાસનો તદ્દન અભાવ, ( અપવાદ દાખલ કોઇ કોઇ શાસ્ત્રાભ્યાસી થયાના દાખલા છે ખરા.) સાટાં કન્યાવિક્રયનો રિવાજ વિગેરે વિગેરે. કન્યાની અછત કે અધીરાઇ આવવાથી કેટલાક શુકલ અને ભટ્ટો આ ગ્રામકૂટ ( ધાવટ ) વર્ગ સાથે સાટાંથી કે ગુપ્ત કન્યાવિક્રયથી જોડાયા. કેટલાક ભટ્ટ અને

શુકલોએ પોતાના આચાર વિચાર અને વિદ્યાભ્યાસંગ છોડવાથી તેમના દિકરાઓ કુંવારા રહેવા માંડ્યા, તેવા પણ આ ઉપાધ્યાય વર્ગમાં ભળ્યા કે ભળવાનો ઇરાદો રાખી રહ્યા. કેટલાક ટેક રાખી રહ્યા; પણ છોકરાઓ અભણ અને દુરાચારી જણાતાં કે ગરીબ અવસ્થામાં હોવાથી તેઓને કન્યા મળતી અટકી. છોકરાઓ પુરૂષાર્થી નિવડેથી વા ગરીબાઇ દૂર થતાં મૂળીઆં પીલાવાનો સંભવ ખરો. આ વર્ગોનો વિશેષ ઉપયોગ હવે રહ્યો નથી, અને આ સ્વતંત્ર જમાનામાં કોઇ મૂર્ખ-મન્યોના મિથ્યાભિમાનથી જ્ઞાતિમાં જ્યાં જુઓ ત્યાં કલેશ કલેશ ને કલેશ દષ્ટિએ પડે છે. જે વર્ગમાં ( ભટ્ટ શુકલના ઉપર જણાવેલા ) કન્યા સુગમતાથી મળે છે તે વર્ગમાં ધાવણાં બાળકોથી આરંભીને વેવીશાળ કરવાનો રિવાજ છે, આથી મોટે ભાગે ૨૫ ગુણુ વયનાં કજોડાં ઘણાં છે. આ રિવાજથી ભણી શકે એવા ઘણા વિદ્યાર્થીઓની જીંદગી પણ ધૂળ થએલી જોવામાં આવી છે. અને મૂળ હેતુ ઉંધે વળતાં એ વર્ગ દરેક બાબતમાં પાછળ પડતો જાય છે, એથી ઉલટું કન્યા મળવી જે વર્ગમાં ( ઉપાધ્યાય વર્ગમાં ) જરા કઠણ છે તે વર્ગની શારીરિક સંપત્તિ પણ ઘણે ભાગે સારી છે અને તેને લઇને તે વર્ગમાંથીજ ઘણાં રત્નો હમણાં હમણાં પ્રકટેલાં જણાયાં છે. અલબત અપવાદ તો આમાં પણ હશેજ, અને તે સ્વાભાવિક પણ છે. દિનપરદિન "ઓળિમાંનાં જેનાં ઝડપાય છે" તે વર્ગ નાનો થતો જાય છે અને પોતાની કન્યાને માટે યોગ્ય વર મેળવવો પણ એ વર્ગમાં મુશ્કેલ થઇ પડ્યું છે. અને જે મળી આવે છે તેને "ઠીક" માની સંતોષ મનાય છે. "ભટ્ટ-શુકલ વર્ગ"માં કન્યા આપવાનું ક્ષેત્ર એટલું બધું સંકોચાઇ ગયું હોવાથી તે વર્ગમાં ક્વચિત્ કોઇ સ્ત્રીનું મરણ થાય છે તો રંડાનાર પુરૂષ માટે ક્વચિત્ શ્મશાનમાંજ વાગ્દાન થઇ જાય છે ! યા કોઇ સ્ત્રી ભયંકર માંદગી ભોગવતી જોવામાં આવતાંજ પરોપકાર વૃત્તિ વાળા ઘણા ભાઇઓ એવી ઇચ્છા રાખતા જણાયા છે કે "એ બાઈ જલદી રામશરણ થાય તો ઠીક કે પોતાની દીકરી ભત્રીજી કે ભાણેજ માટે વર શોધવાની કડાકુટમાંથી મુક્તિ મળે !" આ ઉપરાંત માત્ર પરણતી પેંઢીનોજ એ રંડાનાર વર છે એટલુંજ જાણતાં ઘણા પોતાની કન્યા માટે તે ભાઇને "ઝડપી લઇ" પાછળથી પસ્તાનારનો પણ ટોટો નથી, છતાં એ રિવાજ અદ્યાપિ સો દોઢસો વર્ષ પર જે હોંસથી પળાતો હતો તેવાજ ઉત્સાહથી હજી પણ પાળવામાં આવે છે ! પ્રભુ કરો અને આ અને એવા બીજા હાનિકારક રિવાજ બ્રાહ્મણ કોમમાંથી સદા ને માટે નાશ પામો. નવિન વર્ગ આ રિવાજ પ્રતિ ઉપહાસથી જોવા લાગ્યો છે એ પણ સુચિહ્નજ છે. ૧

ઉપર જણાવ્યું તેમ ઉપાધ્યાય વર્ગને ભટ્ટો અને શુકલો કન્યા ન આપવાની રીતથી તેઓએ પોતાનો એક ખાસ વાડો (ગોળ) કર્યો અને તેનું એવું બંધારણ

ઘડ્યું કે જે વર્ગ આપણને કન્યા આપે તેમનેજ કન્યા આપવી. આવા વાડાથી ક્વચિત્ ક્વચિત્ એ વર્ગમાંથી ભટ્ટ વિગેરેને કન્યા મળતી તે અટકી.

આ ઉપાધ્યાય વર્ગે પોતાનો ગોળ બાંધી પોતાને બંધનમાં લીધા છે અને તે સાથે તેમણે એક સભા ચાલુ રાખી છે, ને તે દરવર્ષે વાર્ષિક સંમેલન ભરે છે. એ સભાનું નામ "ધાર્મિક સભા" છે. એના કેટલાક નિયમો છે તે ઘણા સારા છે. એ નિયમોની ચોપડી છપાયલી પણ છે. તેમાં કન્યાવિક્રય ન કરવો, સાટાં ન કરવાં, લગ્ન પ્રસંગે પહેરામણીમાં રૂ. વીશથી વધુ ન આપવું વિગેરે ધારા ઠીક ઘડાએલા છે. એ સભાના દોરનાર મુખ્ય નેતા અમારા નામાંકિત વૈદરાજ ઝીણાભાઇ ઉર્ફે હરિકૃષ્ણ રામશંકર ગણદેવીકર છે. સ્થાયી પ્રમુખ જેવા રા. ઘેલાભાઇ દયાશંકર ભટ્ટ અબરામાકર છે. આ સભા આશરે દશેક વર્ષથી ચાલે છે. એણે પોતાના નિયમો અનુસરી સામસાંમાં સાટાં બંધ કર્યાં છે, કન્યાવિક્રય અટકાવ્યો છે. જો કે ગુપ્ત ચાલે છે એમ એમની સભામાંજ પોકાર કરનારા નીકળ્યા છે. ગમે તે હો પણ છડે છોક જે લેવડ દેવડ થતી તે તદન બંધ છે. અને એ વાત બહાર ફેલાય તો મોટી સજ્જા માનવામાં આવે છે, એટલું તો ઠીક થયું છે. એમનો એક વર્ગણી સંગ્રહ છે, તેમાંથી કેટલાક વિદ્યાર્થીઓને શિષ્યવૃતિઓ અપાય છે. એ જોતાં આ સભા કેટલુંક સારૂં કામ બજાવી રહી છે. ને ઉપર જણાવ્યું તેમ કેટલાક સુધારા પણ અમલમાં આણ્યા છે.

પૂર્ણાથી તાપી નદીની વચમાં આવેલાં ગામોનો એક જથો પડેલો છે. તેમાંના કેટલાકો તે ભાગમાંથી કન્યા મેળવે છે ખરા પણ આપતા નથી. તેઓ સુરત નવસારી તરફ ઉતરે છે. તેઓ પોતાનો બાંધો બાંધવા પ્રયાસ કરી રહ્યા છે કે આપણને આપે તે વિભાગમાંજ કન્યા આપવી. એવી ભાંજગડ ચાલ્યાજ કરે છે. એમાં પણ કામ ધંધાને લઇનેજ એ વિભાગો જેવા જણાય છે.

તાપીથી નર્મદા સુધીમાં વસતા મોઢ વિપ્રોનો એક વિભાગ છે તે "ગોદારા" નામે ઓળખાય છે. આ વિભાગમાં પણ કન્યાની અછત અને કાંઇક ઉપર દર્શાવ્યા પ્રમાણે વિભાગો હોવાથી ઘણા યોગ્ય વરો અવિવાહિત જોવામાં આવે છે. શહેરો અને ગામડાં વચ્ચે પ્રથમ ભેદ મનાતો ન હતો. હવે શહેરીઓ ગામડાંમાં કન્યા આપતા લગભગ અટકી પડ્યા છે. સગાસગામાં પણ વખતે લગ્ન ગોઠવાય જાય તો ફીકર નહિ પણ ગામડાં તો નકામાં એવું થઇ રહ્યું છે. જો કે ગામડાંની કન્યા લેવામાં આનાકાની નથી. ગામડાંના લોકો સંપ કરી શહેરમાં આપતાં અટકવાના વિચારો ચલાવી રહ્યા છે. આમ ઉભય વિચાર જ્ઞાતિને અનિષ્ટકારક છે એમાં કંઇ પણ શક નથી. કેમ કે એકંદરે તો કન્યાની અછતજ છે તેમાં આવી સ્વાર્થવૃત્તિ!

અમારા વિભાગમાં (સુરત અઠ્ઠાવીશીમાં) એ મોટાં મંડળ આશરે ચારસો

પાંચસો વર્ષથી ચાલે છે. પ્રથમ "ચોરા" મંડળ તે તાપીની ઉત્તર તરફના ગોદારા વિભાગના ગૃહસ્થોનું; તેનું જોઇ સુરતથી વલસાડ સુધીના ગૃહસ્થોનું એક બીજું બંધાયું. આ મંડળ शिष्ट मंडळ કહેવાય છે. આ બેઉ મંડળોમાંના કેટલાક ગૃહસ્થો એક બીજામાં જોડાયા છે. "ચોરા"માં હોય તે (ચોરાવઇ) અને શિષ્ટ મંડળમાં હોય તે (શિષ્ટવઇ) અને બન્નેમાં હોય તે (ઉભય પ્રકરણી) કહેવાય છે. ઘણું કરીને આ પ્રસ્તુતો વૃદ્ધના દેહાંત થતાં કરવામાં આવે છે. મરનારના દ્વાદશાહને દિવસે જેઓએ કે જેમના વૃદ્ધોએ એવાં પ્રકરણો કર્યાં હોય તેવાઓને આમંત્રી ત્રયોદશાહે દક્ષિણા વહેંચે છે. આ મંડળમાં દાખલ થએલાઓને બે દિવસનું અચ્છેર અચ્છેર ઘીનું પાકું સીધું અપાય છે. અને રૂપીયો એક દક્ષિણા અપાય છે. આરંભના વખતોમાં તો શિષ્ટોમાં અર્ધો રૂપીઓ દક્ષિણા હતી તેથી **शिष्टस्य दक्षिणा टाली** એવું સંસ્કૃત અપભ્રષ્ટ મિશ્રિત વાક્ય કહેતી રૂપ થઇ પડેલું છે. આ મંડળની બીજે દિવસે ન્યાત જમી રહ્યા પછી બધી વાતે પરવારી રાત્રે સભા મળે છે. આ અમારી પાર્લમેંટ. નામોમાં લખવામાં છેકછાક કે ભૂલો હોય તેની જંગી તકરાર નીકળે તે સમાવાય છે. પછી દક્ષિણા વહેંચાય છે. આખી જ્ઞાતિને લગતું કંઇ અગત્યનું કામ હોય તો તે પણ હાથ પર લઇ નીવેડો અણાય છે. એમ મોટી મોટી તકરારો અને વાગ્યુદ્ધો થાય છે. મહાભારતનું યુદ્ધ તો અઢાર દિવસમાં પૂર્ણ થયું હતું, પણ અમારાં યુદ્ધો તો યૂરોપમાં ચાલેલાં ઈંગ્રેજ ફ્રાંસના કે મિત્ર રાજ્યો અને જર્મનાદિ સાથે ચાલેલાં યુદ્ધો સાથે સરખાવી શકાય એવાં છે. મિત્ર રાજ્યો અને જર્મનાદિ સાથે યુદ્ધ શમ્યાં છતાં જેની લેવડ દેવડની હજી પણ પતાવટ બરાબર થઇ શકી નથી તેવી અમારાં એક છેલ્લા યુદ્ધની જાણે કંઇ પણ પતાવટ થઇ ન હોય એવું જરાક રહી ગયું છે. પણ તે હવે નકામુંજ છે. આવાં યુદ્ધોમાં દક્ષિણા કર્યા સિવાય સભા ઉઠી પણ જાય છે. વિઘ્નેશ્વર ઘરમાં આવી બેસે છે, એને પાટલા ઉઠાવી મૂક્યા કહેવાય છે. આવા પરિણામથી ગૃહસ્થને નસીહતો થઇ બિચારો ફરીને શિષ્ટોને બોલાવી દક્ષિણા વહેંચે છે, ને એક દિવસ જમણ આપે છે. શિષ્ટત્વનું આ મોટું માન !!! આ વર્ગમાં બધા વર્ગમાંના વિપ્રો છે. જેને દાખલ થવું હોય તેને છૂટ પૈસા જોઇએ. કોઇના સ્થાન ઉંચા નીચાં કરવામાં બડી પક્ષાપક્ષી ચાલે છે. ન્યાય અન્યાય કોઇ જોતું નથી. "પક્ષે ચોરી પક્ષે ન્યાય વગર પક્ષનો માર્યો જાય" એ કહેતી અમારા મોટાં નામ વાળા શિષ્ટોમાં પણ છે!!! આવા પ્રપંચો તથા યુદ્ધો જોઇ કેટલાક તો અમારી પાર્લમેંટના યુદ્ધને ભવાઇ કહે છે, તેથી એવી ભોવઇમાં કોણ દાખલ થાય કરી આઘાજ રહે છે. બહારના વિચક્ષણ જોનારને તો આ ભોવઇઓ જોઇ કંટાળોજ ઉપજે છે. અને નકામા પૈસા ખરચી આ શિષ્ટત્વનો ઢોંગ નકામો શા માટે કરતા હશે એમજ થઇ આવે છે. કારણ કે તેમાં જ્ઞાતિપ્રેમનું વિદ્યા જેવું કંઇ પણ બહુ ઉપયોગી કાર્ય હોય

ધરવામાં આવતુંજ નથી. શરૂઆતમાં કદાચ હશે પણ હવે શિષ્ટવર્ગ કે ચોરાવર્ગ હોતું એમાં વિશેષ પ્રતિષ્ઠા નથી. આથીજ નવા જોડાતા નથી. અને પ્રકરણોમાં પણ જેનાં નામો ઉપર હોય છે તેજ વિશેષ રસ ધરાવે છે. તેમજ તેઓ મનથી માને ખરા, પણ જેઓ શિષ્ટવર્ગ ચોરાવર્ગ નથી તેઓ ઓછી પ્રતિષ્ઠા વાળા છે એમ પણ હવે નથી. આ શિષ્ટ પ્રકરણમાં એક વાત જાણવા જેવી એવી છે કે મંડળમાં ન હોય તેવાં સગાં સંબંધીઓને પણ એકજ પત્રિકામાં આમંત્રાય છે, અને તેમનાં નામો ગમે તેવા સંબંધી કે સગા થતાં નામદાર ( શિષ્ટ ચોરામાં દાખલ થએલા ) નાં નામોની નીચે લખાય છે, પણ દક્ષિણામાં તો તેમનું પણ શિષ્ટત્વ હોય છે. દરેક ગામના પ્રથમ સ્થાનના ગૃહસ્થો જે ગામના પટેલ તરીકે ગણાય છે તેમને ખાસ દોઢી બમણી દક્ષિણા મળે છે. આ પેટે એઓએ ઘણુંખરૂં પ્રતિ પુરુષે શિષ્ટ સમાગમ કરવો પડે છે. અને આમ કરી પોતાની પટેલાઇ ને મોભો પણ સાચવી રાખે છે. પ્રકરણ રવડાવે નહિ માટે કાઢી મારો ને પાછલે હાથે એમ વધારે પણ અપાય છે! ગૃહસ્થની મરજી ન હોય તોએ તેના ગામના પટેલ કે બીજા લાગતા વળગતા બગલીલાઓ જેવી ભલામણ કરી અપાવે છે. આવા આસામીઓમાં કેટલાક અક્ષરશત્રુ પણ હોય ખરા, છતાં તેમની પ્રતિષ્ઠા ચાલી આવી છે !!! શિષ્ટ મંડળમાં લગભગ પોણીબસેં નામાં છે, અને "ચોરા" માં પણ તેટલાંજ. ચોરામાં દરેક નામાં વાળાએ કેટલાં પ્રકરણ કર્યાં તે પ્રમાણે જોઇ તેમને તેટલા ટકા લેખે પૈસા વધારાના મળે છે.

આ બંને મંડળોમાં આગલા વખતના સુરતના પટેલ તે આખી અઠ્ઠાવીશી ના પટેલ તરીકે કોરડો ફેરવનાર ભટ્ટ જગન્નાથ નિર્ભયરામ (જેઓ મૂળ ધમડાછાના પ્રખ્યાત ભગવાન શાસ્ત્રીના કુટુંબી હતા ) "ઘુઘરીવાળા જોષ્ટિકા ઝાલનાર" કે "જગન્નાથ બાબરીવાળા" એવા નામથી જેઓ ઓળખાતા હતા તે થઈ ગયા છે. મહાન્ યોદ્ધા રૂપે નીડર વક્તા ને પ્રચંડ ઘાંટા વાળા હતા. તેઓ ઝાઝું ભણેલા નહિ પણ કોરડો ફેરવવામાં ઉસ્તાદ હતા. પ્રકરણ રવડાવવું કે સર લઇ જવું તે તેનાજ હાથમાં. આવું કેટલોક વખત ચાલ્યું ખરૂં પણ પછી કેટલાકો ચેત્યા અને સામાં શીંગડાં કરવા મંડ્યા. એવા ગૃહસ્થોમાં ગણુદેવીકર ભટ્ટ કૃષ્ણરામ, (ભટ્ટ નરભેરામ-ના પિતાશ્રી) ભટ્ટ રામશંકર દુર્લભરામ વિગેરે હતા. આથી આ દોર ચલાવનાર પ્રચંડ વ્યક્તિ ઢીલી પડી હતી.

ઉપર જણાવેલા સુરતના પટેલ જગન્નાથ પછી શુક્લ જદુરામ હરદત્ત સુરતકર જેઓ એક મહાન્ યાજ્ઞિક અને તે સાથે વૈયાકરણ અને વ્યવહાર કુશળ હતા તેમને કેટલાકોની મદદથી પ્રથમસ્થાન મળી ગયું અને આખી અઠ્ઠાવીશીના મુખીપણાનો પટ્ટાભિષેક થયો. તેમના વખતમાં જ્ઞાતિમાં કોઈ મોટા ઉપદ્રવો ન હતા. જો કે પ્રપંચ ખેલવામાં તેમને કોઇ ગાંજી જાય એવું ન હતું. તે પછી તેમના

પુત્ર ધીરજરામ નિવૃત્તિમાંજ મગ્ન હોવાથી વગર પટ્ટાભિષેકે નવસારીના વૈદ્ય ગોવિંદરામજી જે ઘણાંજ વ્યવહારકુશળ અને સમયોચિત ન્યાય છણવામાં એક્કા હતા, અને જેમનો બોલેલો બોલ આખી સભા શિરસાવંદ્ય ગણતી હતી તેઓ એક અઠ્ઠાવીશીના પટેલ તરીકેજ નામાંકિત થઈ ગયા છે. આજે હવે એવો કોઇ મહાપુરૂષ અમારી જ્ઞાતિના આ બે મંડળોમાં રહ્યો નથી કે જેનું વચન આખી સભા સ્વીકારે! ન્યાય અને શાંતિથી કામ લેવાની કુનેહવાળાંની જબરી ખોટ છે. શિષ્ટ મંડળનું ખરાબે ચઢતું વહાણુ સંભાળી રાખે એવો કોઇ સુકાની નથી. જો કે આ મંડળો જ્ઞાતિના હિતનું વાસ્તવિક શું કામ કરે છે તે મને તો કાંઇ સમજાતું નથી. નકામો ખર્ચ અને નકામો કાળક્ષેપ, ઘણે દિવસે એક બીજાને મળવાનો લાભ અને તેથી થતી ઓળખાણનોજ માત્ર લાભ ગણીએ તો તે છે ખરો, બીજું કાંઇ શ્રેય નથીજ. આ કાર્ય હમણાં પાંચ છ વર્ષથી પ્રતિ વર્ષે બે પાંચ આધુનિક સંસ્થાનાં મળતાં વાર્ષિક સંમેલનો સારે છે તો જુની ને નકામી પ્રથા બંધ કરી નવિનનો સ્વિકાર સર્વાનુમતે થાય તો ઠીક એમ ઘણા ભણેલાઓ અપેક્ષા રાખે છે, અને તે સ્તુસ પણ છે.

જે લોકો શિષ્ટ મંડળમાં નહોતા તેમાંના કેટલાકને એવો વિચાર સુઝ્યો કે શિષ્ટ મંડળ કાંઇ યોગ્ય કાર્ય બજાવતું નથી, વિદ્યાને આશ્રય આપતું નથી, માટે આપણે એક નોખું મંડળ સ્થાપવું. આથી તેમણે એક મંડળ સ્થાપ્યું હતું, અને તેનું નામ "રાજ્યસભા" પાડ્યું હતું. આ સભાના ઉત્પાદકો મુખ્યત્વે સ્વર્ગસ્થ શાસ્ત્રી ગોવિંદરામ ફકીરભાઇ ધમડાછાકર, સ્વ. શુકલ રામચંદ્ર ગણદેવીકર, અને આખી જ્ઞાતિમાં આજે પણ નામાંકિત હોય તેવા શ્રેયમાં મચ્યા રહેલા ગણદેવીના રહીશ વૈદ્યરાજ કીકાભાઇ ઉર્ફે હરિકૃષ્ણભાઇ એઓ હતા. પણ થોડા વખતમાંજ પૂરતા પ્રયાસ કે ટેકાના અભાવે તે સભા બંધ થઇ ગઇ હતી.

અબરામા ગામના રહીશ સ્વ. જોષી કીકાભાઇ ઉરફે દેવશંકર નીછાભાઇ, ભટ્ટ ઘેલાભાઇ દયાશંકર વિગેરેએ એક મંડળ આશરે પંદર સત્તર વર્ષ પર સ્થાપ્યું હતું. જો કે એ મંડળમાં એકલા અબરામાનાજ ગૃહસ્થો નહોતા પણ ખરસાડ અમલસાડ વિગેરે ગામના ગૃહસ્થો પણ હતા. એના સભ્યની દાખલ થવાની ફી ચાર આના હતી. કોષ વૃદ્ધિ માટે વાર્ષિક ફાળો રૂપીઆ પાંચ સુધીનો હતો. અને તેથી એક નાની પણ સભ્યોના પ્રમાણમાં ઠીક રકમ જમા થઇ હતી. એ મંડળનાં બે ત્રણેક વાર્ષિક સંમેલનો પણ થયાં હતાં અને આંગ્લ ભાષામાં ઉચ્ચ પદવી પામેલા શુકલ ઉત્તમરામ કલ્યાણજી બી. એ., એલ. એલ. બી. વલસાડકર, શુકલ દેવશંકર મણિશંકર એમ. એ. ગણદેવીકર, અને શુકલ પ્રભાશંકર આણંદરામ માસ્તર બી. એ. અબરામાકર એ ત્રણ યુવકરત્નોને "અભિનંદનપત્રો" આપવાના મેળાવડાઓ એ મંડળીદ્વારા થયા હતા. આ મંડળ હાલ તો સુઇ ગએલું જણાય

છે. પાછું ઉઠવાનું કે સદાની ઉંઘમાંજ પડ્યું રહેવાનું તે તો એ સભાના કરતા કારવતાઓ જાણે. હિસાબ તો ચોકખો હશે પણ તે બહાર પાડેલો જાણવામાં નથી. હું ધારૂં છું કે અંબરામાકર ભટ્ટ ઘેલાભાઇ, અંબરામાકર જોષી રવિશંકર વિગેરે આ બાબત પર પ્રકાશ પાડશે. સભાનું દફતર ભટ્ટ રામશંકર જીવનરામ તળોધકર હસ્તકમાં હતું તે ગુજરી ગયા છે તેથી તે તેમના ભાઇ મહાનંદભાઇ પાસે છે, તેઓ પણ આ બાબતમાં ધ્યાન આપી પ્રકાશ પાડશે એવી આશા છે.

ગણદેવીમાં "એક મોઢ બ્રાહ્મણ યુવક મંડળ" નામે સંસ્થા પાંચેક વર્ષથી છે. તે સારી રીતે પોતાનું કામ કરી જાય છે. તેના વાર્ષિક સંમેલનો ભરાય છે, તેમના વાર્ષિક વૃત્તાંતો પણ બહાર પડે છે. એના આત્મા ભાઈ છોટાલાલ મંછારામ ભટ્ટ છે. આ મંડળે અઠ્ઠાવીશીનું વસ્તીપત્રક તૈયાર કર્યું છે, તેને છાપવામાં એક જ્ઞાતિ બંધુએ મદદ કરી છે છતાં દસ આના કીંમત રાખી છે એવી ટીકા થઇ છે. પણ મંડળની આર્થિક સ્થિતિ કંગાળ જોતાં એના વેચાણનો લાભ મંડળને મળે તેમાં હું અયોગ્ય ધારતો નથી. દરેક ગામે આની એકેક પ્રત તો ઓછામાં ઓછી રાખવીજ જોઈએ.

હાલનું જલાલપોર પરગણું તે આગળ પારચોળ કહેવાતું. તે અને ગણદેવી પરગણું એવાં બે પરગણાં જ્ઞાતિ ભોજનમાં અશેષ તરીકે ગણાય છે. પોતપોતાના પરગણામાંના શુભાશુભ પ્રસંગે ઇચ્છા અને સંજોગ જોઇ પોતપોતાનું પરગણું કરે છે. ક્વચિત્ ઉભય પરગણાઓ કરનારા પણ થયા છે.

ધમડાછા કછોલી અમલસાડ અને સરી આ ચાર ગામોનો બાંધો ભોજન સંબંધી છે. (પોત પોતાના પરગણામાં રહેતાં છતાં.) એવોજ નવસારી અને જલાલપોરનો બાંધો છે. વળી જલાલપોર એરૂ અને આટનો પણ એવોજ બાંધો છે. આવાજ બાંધાઓ અન્યત્ર પણ ક્યાંઇ ક્યાંઇ છે.

અમારી અઠ્ઠાવીશીના વિપ્રો સંસ્કૃત વિદ્યાને માટે પ્રસિદ્ધ છે. આગલા વખતમાં મહા સમર્થ શાસ્ત્રીઓ હતા અને કાશી વિગેરેથી વિદ્યાસંપન્ન થઈ આવી પોતે ઘર આગળ ગુરૂકૂળ જેવું કરી મૂકતા. તેનો લાભ ઇતર જ્ઞાતિના અને કાઠીઆવાડ જેવા દૂરના વિપ્રો લઇ ગયાના દાખલાઓ છે, એવાં ગુરૂકુળોમાં એક ધમડાછા ગામે પ્રખ્યાત સ્વ. શાસ્ત્રી ભગવાનજીને સાં હતું. તે ત્રણ પેઢી સુધી ચાલ્યું હતું. હાલમાં એ વંશનો એક તારો ક્ષિતિજમાં ઉદય થવાની તૈયારીમાં છે.

(અપૂર્ણ)




(ગતાંકથી ચાલુ)

## पाश्चात्य शिक्षणशास्त्रीओ અને તેમના शिक्षण संबंधी विचारो.

**સોક્રેટીસ**— ઇ. પૂ. પાંચમા સૈકામાં એથેન્સમાં થયો હતો. તેની પ્રશ્ન પદ્ધતિ પ્રશંસનીય હતી ને તેણે તે દ્વારાજ જ્ઞાનનો પ્રચાર કર્યો હતો.

**પ્લેટો**— સોક્રેટીસનો શિષ્ય હતો. તે તત્વજ્ઞાની તરીકે પણ પ્રખ્યાત છે. નીતિની કેળવણીનો તે મોટો હીમાયતી હતો. તે ઉપરાંત ગણિત ભૂમિતિ ખગોળ સંગીત ને તત્વજ્ઞાનનું શિક્ષણ તેને આવશ્યક જણાયું હતું.

**એરીસ્ટોટલ**— ઇ. પૂ. ચોથા સૈકામાં થઇ ગયો. તેણે ન્યાયશાસ્ત્ર રચ્યું હતું. દુનીયાના મહાન રાજા સીકંદરનો તે શિક્ષક હતો. એવા મહાન રાજાને એવો મહાન શિક્ષક કદી મળ્યો નથી ને મળશે પણ નહિ એમ કહેવાય છે. કેળવણી મનુષ્યને સુખી બનાવવા માટે હોવી જોઇએ એવો તેનો મત હતો.

**સિસેરો**— ઈ. પૂ. ૧૦૬માં થયો હતો. તે મહાન વકતા હતો. શિક્ષકે બહુ નરમ તેમજ બહુ કડક પણ ન થવું જોઇએ એવો તેનો મત હતો. રાજનીતિ ને તત્વજ્ઞાન અભ્યાસના ઉત્તમ વિષયો છે એમ તે માનતો.

**સેનેકા**— ઇ. પૂ. ૨ માં સ્પેનમાં જન્મ્યો હતો પણ તેણે કેળવણી રોમમ લીધી હતી. અંકગણિત ને વ્યાકરણ તેના મનપસંદ વિષયો હતા દુનીયાના શાણા પુરૂષો પૈકીના એક તરીકે તે પ્રખ્યાત છે. તે એમ માનતો કે મનુષ્ય માત્રનું સ્વાભાવિક વલણ દુર્ગુણ તરફજ હોય છે જે અટકાવવા માટે કેળવણીની જરૂર છે. વિદ્યાર્થીઓને નીતિમાન પવિત્ર તથા કુદરતના અભ્યાસી બનાવવા એવો તેનો મત હતો.

**બેકન**— આ પુરૂષ શિક્ષણશાસ્ત્રી ઉપરાંત મોટો તત્વજ્ઞાની હતો. તેનો મત એવો હતો કે બળાત્કારથી ગોખાવવું નહિ પણ વસ્તુને દ્રષ્ટાંતો ને વ્યાખ્યા તથા સૂત્રો વડે બાળકોના મગજમાં ઠસાવવાં જોઇએ. શરૂઆતનુ શિક્ષણ માતૃભાષા દ્વારાજ આપવું જોઇએ.

**કોમેનીયસ**— તે એમ કહેતો કે માણસ જાત એક વિચારવાન પ્રાણી છે. તે કેળવણીથી બીજા પર અધિકાર ભોગવી શકે છે. બાળકોને વિવિધ વિદ્યા તથા કળાઓનું જ્ઞાન દેવું. પ્રથમ ઇન્દ્રિય, પછી સ્મરણશક્તિ, ને પછી ન્યાયશક્તિને કેળવવી જોઇએ એવો તેનો મત હતો.

**લૉક**—સત્તરમા સૈકામાં થયો. તેનો મત એવો હતો કે વિદ્યાના કરતાં સદ્ગુણ ચઢતો છે. ધર્મને બહુ મહત્વ આપવું જોઇએ. બાળકોના વિચારો નાનપણથી સન્માર્ગે વળાય છે. શારીરિક કેળવણી પર ખાસ લક્ષ આપવું જોઇએ.

**રૂસો**— ઇ. સ. ૧૭૧૨માં જીનીવામાં જન્મ્યો હતો. કેળવણી જીંદગી પર્યંત ચાલે છે. છોકરાંને પુસ્તકપાઠી નહિ પણ વ્યવહાર કુશળ કરવાં જોઇએ એમ તે માનતો હતો. સ્ત્રી કેળવણી સંબંધી તેના વિચારો સાંકડા હતા.

**મીલ્ટન**— પાપ ધોઇ નાખી ઇશ્વરને ઓળખવો તેનું નામ કેળવણી એમ તે માનતો. સહેલા પરથી અઘરા પર જવું એ સિદ્ધાંત તેને માન્ય હતો, ખાનગી કાર્યો પણ વ્યાજબી રીતે હુશીયારીથી અને મોટામનથી કરવા તૈયાર થાય એવો હેતુ કેળવણીનો હોવો જોઇએ. શારીરિક કેળવણી તેને પ્રિય હતી.

**કૅન્ટ**— તે જર્મન તત્વજ્ઞાની હતો. કેળવણીથીજ માણસ થવાય છે. નીતિ અને ધર્મ શીખવાની પ્રથમ જરૂર છે. મનુષ્યનો જંગલી સ્વભાવ સુધરે, જ્ઞાન ને બુદ્ધિ વિકસે, સમાજને લાયક બને, સદ્ગુણી થાય તેનું નામ ખરી કેળવણી એમ તે માનતો.

**પેસ્ટેલૉઝાઇ**—ઇ. સ. ૧૭૪૬માં ન્યુરીચમાં તે જન્મ્યો હતો. તેણે શિક્ષણનાં વિષયમાં ઘણો પ્રયાસ કર્યો છે. બાળકોની અવલોકન શક્તિ કેળવવાનો તે હીમાયતી હતો. મનુષ્ય એક વૃક્ષ જેવું છે જેનું શારીરિક ને માનસિક સ્વરૂપ કેળવણીથીજ સુંદર બનાવાય છે તેમ તે માનતો. બાળકો તરફ કઠોર ન થવા તે કહેતો.

**ફીચ**—આ જર્મન ફીલસુફ પેસ્ટેલોઝાઇનો શિષ્ય હતો. ગરીબ તવંગર સ્ત્રી અને પુરૂષ સર્વને સામાન્ય કેળવણી આપવી જોઇએ એવો તેનો મત હતો.

**ફ્રેડરીક ફ્રોબેલ**—એ પણ પેસ્ટેલોઝાઇનો શિષ્ય હતો. ઇ. સ. ૧૭૮૨માં જન્મ્યો હતો. તે એક પાદરીનો પુત્ર હતો જેથી તેની લાગણીઓ બહુ કોમળ હતી. કુદરતનું અવલોકન કરી તેની ખુબી સમજવાનું તેને ઘણું ગમતું. નેપોલીયનની સાથે લડાઇમાં પણ તેણે ભાગ લીધો હતો, બાળકની ચંચળાઇનો લાભ લઇ તેને ગમત સાથે શરૂઆતનું જ્ઞાન આપવાના મુખ્ય હેતુથી કિંડરગાર્ટન પદ્ધતિ કાઢવા માટે તે પ્રખ્યાત છે.



## चर्चापत्रो.

૧

### राणपुरनी प्रतिष्ठानो प्रत्युत्तर.



ઉપરના હેડીંગ વાળો લેખ ગયા "મોઢ મહોદય" ના અંકમાં વાચ્યા પછી તેની બીજી બાજુ રજુ કરવા મને ઇચ્છા થઇ છે. ભાઇ કહાન ચકુ ગાંધી કોગ્રેસ (કોન્ફરન્સ) માં આવ્યા હોતે તો તેમની આ ભાવનગરની જ્ઞાતિ વતી વકીલાત કરવાની ઇચ્છા થાત નહિં એમ મારૂં માનવું છે. તેઓ ભાઇની પ્રમુખ તરીકેની બાબતમાં એટલુ જ જણાવી શકાય કે પ્રમુખ વિના કામ ચલાવવાની શરૂઆત થતાંજ તે કામ ગેરકાયદેસર હોઇ આગળ ચલાવવામાં બીજા કેટલાક ગામના અગ્રેસરોએ તો જાણે કાંઇ વાંધો ન લીધો પણ ભાવનગર જેવા આબરૂદાર ગામનાં પ્રતિષ્ટીત ગૃહસ્થો તેવા ગેરકાયદેસર ચાલતા કામમાં શા માટે હાજર રહ્યા ! અને પોતાના કીંમતી વખતનો ભોગ શામાટે આપ્યો ! તેજ બે ભાવનગરના ગૃહસ્થોને પૂછાયુ હતે તો ભાઇ કહાન ચકુને આ લેખ લખવા જરૂર નહિ રહેતે એમ મને લાગે છે. અને આશા છે કે હજુ પણ તે બાબતમાં ખરી તપાસ કરી લખવા બહાર પડે તો વધુ ઠીક છે.

૮ તેઓ નાણા બાબતમાં લખતાં જણાવે છે કે, "ઘણે ભાગે સાર્વજનિક ફંડના કે જ્ઞાતિના ફંડના નાણા જેની પાસે હોય તેમને તેનો હિસાબ બીજા પાસે રજુ કરવા દેખાડવો એ બહુ વિષમ કામ જણાય છે. તેવા ફંડનાં નાણાં અઢોયા હાથમાં તેના મોમાં એ કહેવતના અર્થમાં આપણુને વધારે વપરાતાં જણાયછે. રાણપુરમાં તેમ નહિ હોય તેમ આપણે તે ભાઇઓના વર્તન પછી સન્માન પૂર્વક કહી શકતા નથી" ઉપરના પેરામાં તો તે ભાઇએ કમાલ કરેલી જણાય છે. કારણ કે તે લખ્યા પછી તેઓની બુદ્ધિ માટે શું મત બાંધવો તે મુશ્કેલ છે. કદાચ બહાર તેનો ઓડકાર વાળી કહેવતીનુ અર્થ યથાર્થ રૂપ યોજાયું હોય તો પણ ન્યાય ન ગણાય; કારણ કે તે પેરામાંથી આપણને જે બાબતો મળે છે તેમાં (૧) જ્ઞાતિના કે સાર્વજનિક ફંડ જેમાં ધાર્મિક સખાવત ફંડ તેમજ બીજાં હાલ દુનિ-

જ્યામાં ચાલતા કરોડોના ફંડનો સમાવેશ થાય છે. તેવા ફંડનો હિસાબ રજુ કરનારને વિષમ કામ થઇ પડે તેમ તે ભાઈ માને તો પછી તેઓની આ બુદ્ધિ માટે શું જવાબ આપવો તે સમજાતું નથી. ભાઇ કહાન ચકુને આ બાબતમાં તો એટલોજ ઉત્તર બસ છે કે આપ મહેરબાની કરી તેવા સાર્વજનિક ફંડનો ક્યાં હિસાબ પદ્ધતિસર રીતે માગવા ગયા હતા કે આપને ન મળ્યો? તેટલુંજ જણાવશો તો બસ છે. ભાઇ આ લખવું બેહુદું છે માટે તેનો શાંત મનથી વિચાર કરો એટલીજ તમને સલાહ આપી શકાય. બીજી બાબત તે તરી આવે છે કે રાણપુરવાળા પણ ઓમાં ભૂલી ગયા છે. તો ભાઇ! આપ રાણપુર ક્યારે ગયા અને હિસાબ બતાવાયો. નહિ તેટલુંજ લખતે તો ઠીક થતે પણ ગેર સમજથી–વકીલાતથી તમો લખવાની હદ ઓળંગી ગયા છો અને તે એક ખુલ્લી બંદનક્ષીજ ગણાય. કારણ કે તમે તો આગળ વધીને જણાવો છો કે, “તેમાં તેવી વપરાશ બહુ થઇ હશે” તો પછી શું હજુ પણ તમો તે શબ્દો કાયમજ રાખવા માગો છો! જો તમારા આ શબ્દો પાછા ખેંચી લેવરાવવાનો રાણપુર પ્રયત્ન ન કરે તો પણ તમે જાતે જ્યાં સુધી હિસાબ તપાસવા માગણી કરી નથી અને તમોને ના પાડવામાં આવી નથી ત્યાં સુધી તો આવા શબ્દો ન જ લખી શકો તેવી મારી મક્કમ માન્યતા છે. કારણ કે તમારી જોવા વગર અનુભવની વાતો લખી બીજાને ફફડાવવાનો પ્રયત્ન કરે તે સાગરમાં બિંદુ તુલ્યજ ગણાય. હવે હું તમોને પુછું છું કે, “દફતર વિના ભાવનગર વાળાથી કોંગ્રેસ-કોન્ફરન્સ શા માટે નથી ભરી શકાતી” તે પૂછવાની તમો ભાવનગરમાં થોડા વખત અગાઉ તેજ ભાવનગર વાળાઓ તરફનું સન્માન મેળવી આવ્યા તે વારે પૂછયું હતું! અને ખરી રીતે તો તેઓની તાકાત કોંગ્રેસ–કોન્ફરન્સ ભરવાની હોય તો પછી આગલા દફતરની જરૂર કઇ જગાએ છે! અને તે છતાં રા. વીઠલદાસે તેઓને જણાવેલ છે કે તેઓ કોંગ્રેસ–કોન્ફરન્સ વખતે દફતર સાથે હાજર થઇ કોંગ્રેસ–કોન્ફરન્સને દફતર પરત સોંપશે. તો પછી શું આમંત્રણ પત્રિકા છપાવી દિવસ જરૂરી કરવા બાબતમાં કાંઇ દફતરમાંથી શોધવું છે કે શું! આગળ ચાલતાં તમો જણાવોછો કે “રા. વીઠલદાસ પોતે તો નિખાલસ અને ઉમદા જ્ઞાતિ હિતચિંતક ગણાત.” આ ઉપરથી તમારો આશય તેઓ ઉમદા જ્ઞાતિ હિતચિંતક નથી ગણાયા તેમ બતાવવાનો છે. તેમજ રાણપુરના બીજા ભાઇઓ બીજાની દ્રષ્ટિએ નબળા દેખાયા છે (તેમ તમોજ માનો છો) અને તે રા. વીઠલદાસને લઇને જ. આ બાબતમાં પણ બહુજ મિથ્યાવાદ છે. અને તે ફક્ત અજ્ઞાનદશા સિવાય કશું નથી સુચવતો; નહિં તો સ્પષ્ટ દાખલા દલીલોથીજ જણાવવું હતું.)

આગળ ચાલતાં તમોને આપણી જ્ઞાતિમાં રાણપુરની જ્ઞાતિની ભૂલ કબુલ કરાવનાર વ્યક્તિની ખોટ જણાય છે તે પણ ખેદનોજ વિષય ગણાય. જો કે

પ્રમુખની બાબતમાં તો તમારી પાસે ઘણાં રત્નો હોવાનું કબુલ કરો છો પણ એવાં રત્નો (ભૂલ કબુલ કરાવનાર) નથી મળતાં. તો પછી જરાકે બુદ્ધિને શ્રમ આપ્યો હતે તો જણાત કે પ્રમુખ તરીકેની લાયકાત ધરાવનાર ગૃહસ્થોને ભૂલ દેખાતી નથી તો પછી આપ જેવા કવિ રત્નોની દીર્ઘ દૃષ્ટિમાંજ આ સઘળું કયાંથી દેખાયું ? મને લાગે છે કે કદાચ ભાવનગરે આપેલા સન્માન અને આપે મેળવેલા સન્માનના વખતથીજ આ બધું ફુટી નીકળ્યું હોય તો કાંઇ નવાઇ જેવું નથી.

"હવે પછી ભાવનગરની ભૂલ વિચારીશું" તેમ લખો છો તો રાણપુરની પ્રતિષ્ઠા લખવાનાં ૪ પેજ લખવા વખત મળ્યો અને ભાવનગરની પ્રતિષ્ઠા માટે વખત મળ્યો નહિ. તે પણ એક અજાયબી નહિં તો બીજું શું! ભાઇ ક્હાન ચકુ! મેં કોંગ્રેસ-કોન્ફરન્સમાં શરૂથી છેવટે સુધી હાજરી આપી છે. તેમજ મ્હને બંને ગામોના મહાનુભાવોનો સારો અનુભવ છે, અને તે એટલે સુધી કે મારે આ લખાણ પણ એક બહ્લંબંધુ તંત્રીને હાથે નીકળતાં માસિકમાં મોકલવું પડે છે. કારણ કે "મોઢ મહોદય" અત્યારે કોનું વાજીંત્ર છે તે તો તેના બધા કોંગ્રેસ-કોન્ફરન્સ પછીના અંકોજ વાંચશો તો જણાશે. જો કે, તે મહાનુભાવો અને તે વાજીંત્રને લગતી મને મળેલી હકીકતો તેમજ પત્રો હવે પછી ખુલ્લી રીતે પ્રકટ કરવા હું ઇચ્છું છું. છતાં હું આપને એટલુંજ કહું છું કે તમો તમારા હૃદયને ઠગતા અટકો. કારણ કે તેથી તો પરમાત્માને પણ છેતરવાનું પાપ આપ વ્હોરો છો. બંને બાજુ બરાબર તપાસ્યા સિવાય ફક્ત એકજ બાજુ ઉપર આધાર રાખવો તે વિચારશીલ લેખકનું કાર્ય નથી.

મુંબઇ. } દેશાઇ પ્રાણજીવન કરશનજી.

—:*:—

૨.

## गोहीलवाडना चातुर्वेदी मोढ ब्राह्मण ज्ञातिना गरदेरा त्रवाडी केशवलाल वैकुंठजीने खुल्लो पत्र.

માનનીય ગરદેરાજી,

નીચે લખેલા પ્રશ્નોનો સવિસ્તર ખુલાસો તમારી પાસેથી જાણવાની ઉમેદથી તમારા સમક્ષ આ લેખ રજુ કરૂં છું, માટે યથામતિ તેનો જવાબ મોઢ માર્તંડ માસીક દ્વારા ત્વરીત લખી જણાવવા તસ્દીઃ લેશો.

૧ આપણી જ્ઞાતિના ગરદેરા તરીકે કામ કરવાની તમોએ શરુઆત કર્યાને કેટલાં વર્ષો થયાં હશે?

આ મુદત દરમ્યાન તમોએ જ્ઞાતિહિતનું શું શું કાર્ય કર્યું તે મુદ્દાસહ જણાવશો. તમો ગરઢેરા થયા પછી આપણી જ્ઞાતિની પરિસ્થિતિ પ્રતિ દિન સુધરતી જાય છે કે બગડતી જણાય છે! અને જ્ઞાતિના ધારા–ધોરણ પ્રથમ પ્રમાણે પળાય છે કીંવા શિથિલ થતાં જણાય છે? તમો જ્ઞાતિ વડે છો; વા જ્ઞાતિ તમારા વડે છે! તેમજ તમે સમસ્ત જ્ઞાતિના ગરઢેરા છો, કે જ્ઞાતિના આથમણું ધોધાબાઇ, અગર એવા એકપક્ષીય વિભાગના છો! વળી તમોને તમારી પદવી અને વચનની કાંઇ કીંમત છે ખરી કે નહિ! કારણ કે છેલ્લાં પાંચેક વર્ષમાં તમોએ આપેલા ચુકાદાનો જ્ઞાતિમાં જે રીતે અમલ થાય છે તેથી "સતી શ્રાપ આપે નહિ અને શંખિણીના ફળે નહિ" એ કહેવત મુજબનું વર્તન જોઇ તમોને કશી લાગણી થાય છે ખરી! તે ઉપરાંત પ્રથમ ગુનાહની જાતીય તપાસ કર્યા શિવાય અને જ્ઞાતિના સર્વમાન્ય પ્રતિષ્ઠિત અને નિષ્પક્ષપાત અગ્રેસરોને સાથે રાખી તેમના રૂબરૂ પક્ષકારોની દલીલ પુરાવા જાણી બની શકે તો સર્વ સંમતિથી અથવા બહુમતે ન્યાય આપવાને બદલે જે રીતનું તમે અનુકરણ કરો છો એટલે કે એકજ વ્યકિતના એકજ માનેલા ગુનાહને માટે ભાવનગર, સાતપડા, વાવડી, રંધોળા, સીહોર, એ પાંચ મુકામે તમારા એક મુખેથી ભિન્ન ભિન્ન ફેંસલા અપાયા છે; તે જોઇ જ્ઞાતિના સુશિક્ષીત અને હિતચિંતક બંધુઓનાં મન ખીન્ન થાય છે, અને જેમ જુના વખતની સોડાવાટરની બાટલી આ બાજુથી પેલી બાજુ ગમે તેમ ગબડ્યા કરે છે પણ પોતાથી સ્થીર થઇ શકતી નથી; તેમજ તેને અવલંબેલી બીજી વસ્તુને પણ તે કફોડી સ્થિતિમાં લાવી મૂકે છે તેવીજ રીતે આપણી જ્ઞાતિ જે તમારા પૂર્વજો તરફ સંપૂર્ણ માન સાથે તેમના ન્યાયયુક્ત વચનોનું અનુકરણ કરવામાં પોતાની ઇતિ કર્તવ્યતા માનતી હતી, તે જ્ઞાતિ આજે તમારા તરફ કેવા ભાવથી જુવે છે! તથા હર-હમેશ તેની કફોડી સ્થિતિ થઇ જાય છે અને હજુ કેટલું બગડશે તેનો કશો કશો વિચાર તમોએ કર્યો છે ખરો!

ગઇ સાલમાં તમોએ જ્ઞાતિના અગ્રેસરોને અમુક સ્થળે એકત્રીત કરી જ્ઞાતિના કાયદા કાનુનો ઘડવા વિગેરેના ઉદ્દેશથી આમંત્રણ મોકલ્યાં હતાં, તથા જ્ઞાતિની સીલીકમાંથી અમુક રકમ તેના ખર્ચ પેટે વાપરવા સારૂં તમોએ લીધી પણ છે, અને તે વાતને આજે તેર મહીના થઇ ગયા છે; પરંતુ તે માટે કશી હીલચાલ કરી

પ્રમુખની બાબતમાં તો તમારી પાસે ઘણાં રત્નો હોવાનું કબુલ કરો છો. પણ આવાં રત્નો ( ભૂલ કબુલ કરાવનાર ) નથી મળતાં. તો પછી જરાકે બુદ્ધિને શ્રમ આપો હને તો જણાત કે પ્રમુખ તરીકેની લાયકાત ધરાવનાર ગૃહસ્થોને ભૂલ દેખાતી નથી તો પછી આપ જેવા કવિ રત્નોની દીર્ઘ દષ્ટિમાંજ આ સઘળું કયાંથી દેખાયું! મને લાગે છે કે કદાચ ભાવનગરે આપેલા સન્માન અને આપે મેળવેલા સન્માનના વખતથીજ આ બધું ફુટી નીકળ્યું હોય તો કાંઇ નવાઇ જેવું નથી.

"હવે પછી ભાવનગરની ભૂલ વિચારીશું" તેમ લખો છો તો રાણપુરની પ્રતિષ્ઠા લખવાનાં ૪ પેજ લખવા વખત મળ્યો અને ભાવનગરની પ્રતિષ્ઠા માટે વખત મળ્યો નહિ.તે પણ એક અજાયબી નહિં તો બીજું શું! ભાઇ કહાન ચકુ! મેં કોંગ્રેસ-કોન્ફરન્સમાં શરૂથી છેલ્લે સુધી હાજરી આપી છે. તેમજ મ્હને બંને ગામોના મહાનુભાવોના સારો અનુભવ છે, અને તે એટલે સુધી કે મારે આ લખાણ પણ એક બ્રહ્મબંધુ તંત્રીને હાથે નીકળતાં માસિકમાં મોકલવું પડે છે. કારણ કે "મોઢ મહોદય" અત્યારે કોનું વાજીંત્ર છે તે તો તેના બધા કોંગ્રેસ-કોન્ફરન્સ પછીના અંકો જ વાંચશો તો જણાશે. જો કે, તે મહાનુભાવો અને તે વાજીંત્રને લગતી મને મળેલી હકીકતો તેમજ પત્રો હવે પછી ખુલ્લી રીતે પ્રકટ કરવા હું ઇચ્છું છું. છતાં હું આપને એટલુંજ કહું છું કે તમો તમારા હૃદયને ઠગતા અટકો. કારણ કે તેથી તો પરમાત્માને પણ છેતરવાનું પાપ આપ વ્હોરો છો. બંને બાજુ બરાબર તપાસ્યા સિવાય ફક્ત એકજ બાજુ ઉપર આધાર રાખવો તે વિચારશીલ લેખકનું કાર્ય નથી.

મુંબઈ. } દેશાઈ પ્રાણજીવન કરશનજી.

—:*:—

૨

## ગોહીલવાડના ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના ગરઢેર ત્રવાડી કેશવલાલ વૈકુંઠજીને ખુલ્લો પત્ર.

માનનીય ગરઢેરાજી,

નીચે લખેલા પ્રશ્નોનો સવિસ્તર ખુલાસો તમારી પાસેથી જાણવા ઉમેદથી તમારા સમક્ષ આ લેખ રજુ કરું છું, માટે યથામતિ તેનો જવાબ મોઢ માર્તણ્ડ માસીક દ્વારા ત્વરિત લખી જણાવવા તકલીફ લેશો.

૧ આપણી જ્ઞાતિના ગરઢેરા તરીકે કામ કરવાની તમોએ શરૂઆત કર્યાને કેટલાં વર્ષો થયાં હશે?

૨ આ મુદત દરમ્યાન તમોએ જ્ઞાતિહિતનું શું શું કાર્ય કર્યું તે મુદાસહ જણાવશો.

૩ તમો ગરઢેરા થયા પછી આપણી જ્ઞાતિની પરિસ્થિતિ પ્રતિ દિન સુધરતી જાય છે કે બગડતી જણાય છે? અને જ્ઞાતિના ધારા–ધોરણ પ્રથમ પ્રમાણે પળાય છે કીંવા શિથિલ થતાં જણાય છે?

૪ તમો જ્ઞાતિ વડે છો, વા જ્ઞાતિ તમારા વડે છે? તેમજ તમે સમસ્ત જ્ઞાતિના ગરઢેરા છો, કે જ્ઞાતિના આથમણું ઘોઘાબારૂં, અગર એવા એકપક્ષીય વિભાગના છો? વળી તમોને તમારી પદવી અને વચનની કાંઇ કીંમત છે ખરી કે નહિ? કારણ કે છેલ્લાં પાંચેક વર્ષમાં તમોએ આપેલા ચુકાદાનો જ્ઞાતિમાં જે રીતે અમલ થાય છે તેથી "સતી શ્રાપ આપે નહિ અને શંખિણીના ફળે નહિ" એ કહેવત મુજબનું વર્તન જોઇ તમોને કશી લાગણી થાય છે ખરી? તે ઉપરાંત પ્રથમ ગુનાહની જાતીય તપાસ કર્યા શિવાય અને જ્ઞાતિના સર્વમાન્ય પ્રતિષ્ઠિત અને નિષ્પક્ષપાત અગ્રેસરોને સાથે રાખી તેમના રૂબરૂ પક્ષકારોની દલીલ પુરાવા જાણી બની શકે તો સર્વ સંમતિથી અથવા બહુમતે ન્યાય આપવાને બદલે જે રીતનું તમે અનુકરણ કરો છો એટલે કે એકજ વ્યક્તિના એકજ માનેલા ગુનાહને માટે ભાવનગર, સાતપડા, વાવડી, રંઘોળા, સીહોર, એ પાંચ મુકામે તમારા એક મુખેથી ભિન્ન ભિન્ન ફેંસલા અપાયા છે; તે જોઇ જ્ઞાતિના સુશિક્ષીત અને હિતચિંતક બંધુઓનાં મન ખીન્ન થાય છે. અને જેમ જુના વખતની સોડાવાટરની બાટલી આ બાજુથી પેલી બાજુ ગમે તેમ ગબડ્યા કરે છે પણ પોતાથી સ્થીર થઇ શક્તી નથી; તેમજ તેને અવલંબેલી બીજી વસ્તુને પણ તે કફોડી સ્થિતિમાં લાવી મૂકે છે તેવીજ રીતે આપણી જ્ઞાતિ જે તમારા પૂર્વજો તરફ સંપૂર્ણ માન સાથે તેમના ન્યાયયુક્ત વચનોનું અનુકરણ કરવામાં પોતાની ઇતિ કર્તવ્યતા માનતી હતી, તે જ્ઞાતિ આજે તમારા તરફ કેવા ભાવથી જુવે છે! તથા હર–હમેંશ તેની કફોડી સ્થિતિ થઇ જાય છે અને હજુ કેટલું બગડશે તેનો કશો કશો વિચાર તમોએ કર્યો છે ખરો!

૫ ગઈ સાલમાં તમોએ જ્ઞાતિના અગ્રેસરોને અમુક સ્થળે એકત્રીત કરી જ્ઞાતિના કાયદા કાનુનો ઘડવા વિગેરેના ઉદ્દેશથી આમંત્રણ મોકલ્યાં હતાં, તથાં જ્ઞાતિની સીલીકમાંથી અમુક રકમ તેના ખર્ચ પેટે વાપરવા સારૂ તમોએ લીધી પણ છે, અને તે વાતને આજે તેર મહીના થઇ ગયા છે; પરંતુ તે માટે કશી હીલચાલ કરી

નથી, સબબ તે વિષે તમારી શી ધારણા છે તે જણાવશો!
ગયા માઘ મહીનામાં ભાલવાવ મુકામે તમોએ જ્ઞાતિમાંથી પાંચ જણાને બહિષ્કૃત કરેલા છે. આ પ્રસંગે સમસ્ત જ્ઞાતિ નહોતી, પક્ષકારોની હાજરી નહોતી, ગુનાહની તપાસ થઇ નથી, બચાવ પક્ષના દલીલ પુરાવા સાંભળવામાં આવ્યા નથી, તેમજ જ્ઞાતિના ક્યા કાયદાનો ભંગ કરેલો છે, તે સિદ્ધ કરી ગુનહેગારોને માથે દોષારોપણ કરી ચુકાદો આપવામાં આવ્યો નથી, એટલુંજ નહિ પણ તમોએ માનેલા ગુનહેગારો તરફથી તેમને માથે કયો દોષ મુકવામાં આવ્યો છે અને કોની કોની સહી સંમતિથી તેઓને બહિષ્કૃત કરવામાં આવેલા છે, ઇત્યાદિ મતલબની તેમના તરફથી માગણી થયા છતાં તેનો જવાબ પણ તમારા તરફથી આપવામાં આવ્યો નથી એવું સાંભળ્યું છે. એ તમારી કેવી કાર્યદક્ષતા!
તમે બોલવામાં તથા લખવામાં સ્થળે સ્થળે **સમગ્ર જ્ઞાતિ** શબ્દ વાપરો છો, તે સમગ્ર તમે ક્યારે માનો છો? જેવી રીતે ભગવાન કૃષ્ણચંદ્રના વિરાટ સ્વરૂપમાં ચૌદ ભુવનને આપણે વીરાજમાન ગણીએ છીએ, તેવી રીતે તમારા પોતાના સ્વરૂપમાંજ **સમગ્ર જ્ઞાતિનો** આવિર્ભાવ (સમાવેશ) તમે જુવોછો શું? કારણ કે હાલમાં તમે જ્ઞાતિમાં પત્રો લખ્યા છે તેમાં દામનગરવાળાએ કન્યાના બાપાની ગેરહાજરીમાં તેની દીકરીનું વેવિશાળ ટીંબી ગામે કરેલું છે, એ વાતને તમે **સમગ્ર જ્ઞાતિએ તે વેવિશાળ સિદ્ધ કરેલું છે માટે તેમાં વચ્ચે આવવું નહિ** એમ જણાવો છો, તો એ **સમગ્ર જ્ઞાતિ** કઇ તે જણાવશો ખરા! તેમજ કન્યાના બાપની ગેરહાજરીમાં કન્યાના મોશાળપક્ષવાળા બીજા વર જોડે વેવિશાળ કરી નાખે તો તે વેવિશાળ તમે ક્યા કાયદાને આધારે સિદ્ધ મનાવો છો! અથવા તેવું અગાઉ કોઇ વેવિશાળ થયું હોય તો તે જણાવશો!
**असमर्थो गृहारंभे समर्थो गृहभंजने** અર્થાત્ હું નવી ઇમારત બાંધી શકું તેમ નથી, પણ જે છે તે તોડી પાડવામાં પ્રવીણ છું. એ સૂત્ર પ્રમાણે તમારા અમલ દરમ્યાન કાંઇ સુધારાની પ્રગતિ તો નથી એમ બાહ્ય દૃષ્ટિથી જણાય છે (છતાં કાંઇ થઇ હોય તો જણાવશો કે તેમાટે હું શતશઃ ધન્યવાદ આપીશ) અને ભવિષ્યમાં તમારાથી થાય તેવો સંભવ તમોને ન લાગતો હોય તો મારી નમ્ર માગણી છે કે **તમારી ગરઢેરાગીરીનું બહેત્તર છે કે તમારે રાજીનામું આપવું.** "ધણી રે ધણી! તું ખોં મારે બળતરા ઘણી" એ કથન અનુસાર તમારાથી જ્ઞાતિ

હવે કંટાળતી જાય છે. અને ભવિષ્યમાં તમારો આવો અંધેર કારોબાર ચાલુ રહેશે તો બેશક તમો અપમાનાસ્પદજ થશો. એવી મને તો ભીતિજ છે. માટે કાં તો આવી ગરઢેરાઇનો મોહ પડતો મૂકવો, અથવા જ્ઞાતિમાં સંગીન સુધારો થાય તેવા કાયદા કાનુનોનું નવું બંધારણ દેશકાળને અનુસરતું કરવું એજ શ્રેયસ્કર છે.

## ઉપસંહાર.

સુજ્ઞ ગરઢેરાજી! ઉપરનો પત્ર આપના તરફ કોઇ પણ જાતના અંગત દ્વેષભાવથી અને મને પોતાને કાંઇ લાભ હાની છે તેથી લખાયો હશે એમ માનવાનું કારણ નથી. વળી ઉપલા પ્રશ્નોનો ખુલાસો તમે આપશો કે નહિ તે માટે પણ મને શંકા છે, પણ દરકાર તો નથીજ; કારણ કે આપણી નાનકડી જ્ઞાતિમાં આ પ્રશ્નો ગામો ગામ, ઘેર ઘેર, અને ઘટઘટમાં ચર્ચાય છે. તેમજ કદાચ થોડાક કલહ-પ્રિય બંધુઓ આવાં ધાંધલમાં રસથી ભાગ લેતા હોય તો ભલે, પણ તટસ્થ વૃત્તિનો મોટો ભાગ આવા અપ્રાસંગીક અંકાડતાંડવથી મનમાં ખીન્ન થઇ નીસાસા નાખે છે અને પ્રગતિનો માર્ગ બાજુએ રાખી ઉન્માર્ગે દોરવી જનારા તરફ તીરસ્કાર અને ધૃણાની દૃષ્ટિથી જુવે છે; અને મનમાં એવો સંતાપ કરે છે કે શું આપણી જ્ઞાતિના સમુદાયને એકત્રીત થતી વખતે સુધારા કરવાનું સુઝતુંજ નહિ હોય કે આવા બખેડાઓ ઉભા કરી નિર્જીવ બાબતમાં નાહક કોલાહલ કરી મુકવાનુંજ તેઓને માટે સુજાએલું હશે!

આ ઉદ્ગારો મારા એકલાના નથી, પણ અનેક સદ્વિચારશીલ જ્ઞાતિ બંધુઓ જેમના અંતરમાં જ્ઞાતિહિતની દાઝ તરવરી રહેલી જણાઇ આવે છે; અને બીજી જ્ઞાતિઓની ઉન્નતિ જોઇ પોતાની કેવળ અવનતિ નીહાળતાં સદગ્ધ થાય છે તેવા ઘણાઓના મુખેથી મેં આ વાત સાંભળી છે. **અસ્તુ**

મેં ઉપર જણાવ્યું તેમ આ મારા આક્ષેપો ઇર્ષાભાવથી નથી લખાયા, પણ ચાનક લાવવા માટે તો અલબત છેજ. માટે તે ઉપરથી નારાજ અથવા નહીમ્મત નહિ થતાં કટીબદ્ધ થઇ જ્ઞાતિમાંથી (આથમણા ઘોઘા બારા વિભાગના) સંભાવિત બંધુઓની પસંદગી કરી તેમને જેમ બને તેમ વેળાસર એકઠા કરી તેમના રૂબરૂ આવા કલહોનું નીરાકરણ કરી દોષિત જણાય તેમને યથાન્યાય સજા કરવી. અને જે કાર્ય માત્ર ઉગામવાથીજ થઇ શકતું હોય તેમાં ફટકો નહિ કરતાં જેમ સુસંપ અને સદ્ભાવ વધે તેજ લક્ષમાં રાખવું આવશ્યક છે. વળી To err is human but to forgive is divine. અર્થાત્ ભુલ થવી એ માનુષી ગુણ છે, પણ માફી આપવી એ દૈવી વિભૂતિ છે એ પત્તિ-

મંત્રને બાહોશ અને નિષ્કલંક ન્યાત સંચાલકોએ સદૈવ સ્મરણમાં રાખવાનું છે.

હજુ બહુ મોડું થયું નથી અને આપણી નાનકડી પણ આમ્નાય અને મર્યાદાશીલ જ્ઞાતિ જે ગમે તેવા સરલ વા વિકટ માર્ગમા સહજ લઇ જઇ શકાય તેવી છે, તેને ઉંધાડે નહિ ચડાવતાં સન્માર્ગે લઇ જઇ કર્તવ્ય માર્ગ સૂચવવામાં આવે તો જે જે કુધારાઓ જડ ઘાલી બેઠા છે અને નવા ઉમેરાવાની અણી ઉપર છે તે નાબૂદ થશે, અને ભવિષ્યમાં આપણી આબાદી થશે. પરમાત્મા સર્વને સન્મતિ આપો.

ઘોઘાબારાનો એક જ્ઞાતિજન.

---

૩

## ચુંથા ચાતુર્વિધ મોઢ જ્ઞાતિના ગરઢેરાને

### ખુલ્લો પત્ર.

આજકાલ આપણા ચુંથા સંવાયમાં વિધુરોની સંખ્યા એટલી વધી ગઇ છે અને દિવસે દિવસે તેમાં જે વધારો થતો જાય છે તે ઉપરથી આ સંવાયની અવનતિનાં ચિન્હો વધતા જણાય છે. આપણામાં ઘણાં ઘર વંશવૃદ્ધિ વગરજ કન્યાના અભાવે ગણત્રીમાંથી સદાને માટે ઓછાં થતાં માલુમ પડે છે. હું પણ એક વિધુર છું. અને આવીજ રીતે કન્યાના અભાવે દુ:ખી અવસ્થામાં આવી પડેલો છું. મારા જેવા ઘણા વિધુરો મારી માફક કન્યા નહીં મળવાથી હીજરાતા હશે. પરંતુ અતિશય દિલગીરી સાથે મારે જણાવવું પડે છે કે આપણી જ્ઞાતિમાં તેવું દુ:ખ ટાળવાને માટે આપણા ગરઢેરા કે બીજા કોઈ અગ્રણીએ જરાપણ પરિશ્રમ લીધો જણાતો નથી. અને હજુપણ તે સંબંધે કાંઇપણ હીલચાલ થતી હોય એવું સાંભળવામા આવ્યુ નથી આથી હું ઘણીજ દિલગીરી સાથે ગરઢેરાને તાકીદ આપી જણાવું છું કે તેમણે આ બાબતમાં રાજગોર સંવાય સાથે કન્યાવ્યવહાર શરૂ કરાવીને કે કોઇ બીજો ઘટતો માર્ગ ઉઘાડીને આ સંવાયમા મારા જેવા અસંખ્ય દુ:ખી વિધુરોની અટકી પડેલી વંશવૃદ્ધિનો ઉપાય યોજવો. જો થોડા વખતમાં આ બાબત હાથ પર લેવામાં નહીં આવે તો ચુંથા સંવાય નામશેષ થઇ જશે, અને મારા જેવા અનેક દુ:ખી આત્માઓને ભાણેજપતી કન્યા સાથે પુનર્લગ્ન કરવા જેવો કોઈ અનુકૂળ માર્ગ ગ્રહણ કરવો પડશે. અને તે સંબંધી જે કાંઇ મારે સહન કરવું પડશે તેનો જોખમદાર આપણી જ્ઞાતિનો અગ્રણી પટેલજ લેખાશે. ઇતિ શિવમ્

લી૦

આથમણાના ચુંથા સંવાયનો એક દુ:ખી વિધુર.

૪

## વારા વાવન ચાતુર્વેદી મોઢ બ્રાહ્મણ જ્ઞાતિ સંબંધી.

ઉપરોક્ત મોઢ બ્રાહ્મણોનું પંચ સંવત-૧૯૭૭ ના મહા વદી ૨ ને ગુરૂવારના દિવસે ચરાડા મુકામે ભરાયું હતું; જ્યાં જ્ઞાતિના સુધારા બંધ કરી નવા સુધારા નીચે પ્રમાણે કરવામાં આવ્યા હતા.

૧ કન્યા વિક્રય કરવો નહિ. ( કન્યા વિક્રય કરનારે રૂ. ૩૫૧ ત્રણસો એકાવન કરતાં વધારે રૂપીઆ લેવા નહિ ). ૨ સાટાં કરવાં નહિ.

ઉપર પ્રમાણે બીજા કેટલાક નિયમો નવો ચોપડો મંગાવી તેમાં ઘડવામાં આવ્યા છે, તો તે નવા નિયમો જ્ઞાતિના આગેવાન ગૃહસ્થોએ છપાવી હેન્ડબીલ તરીકે દરેક ગામે જ્ઞાતિબંધુની જાણ ખાતર મોકલવા ખાસ તજવીજ કરવી જોઇએ.

વળી મુંબઈ તથા અમદાવાદમાં "બારાબાવન મોઢ યુવક મંડળ" ની સ્થાપના કરવામાં આવી છે. જ્યારે ચરાડા મુકામે ઉપરની તિથિએ પંચ ભરાયું હતું ત્યારે મંડળના કેટલાક સભ્યો મુંબઈ તથા અમદાવાદથી પધાર્યાં હતા; અને ત્યાં મંડળના સભ્યોએ વિજાપુરના રહીશ રા. રા. રેવાશંકર ગગલરામ મહેતાને પ્રમુખસ્થાન આપ્યું હતું. તે તેઓશ્રીએ આનંદપૂર્વક સ્વીકાર્યું હતું. બાદ પ્રમુખ સાહેબ તરફથી સભાસદોની નોંધ કરવામાં આવી હતી અને એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે અત્રે પધારેલા દરેક સભ્યોએ પોતાની મતિ અનુસાર નિયમો ઘડી ફાગણ શુદી ૧૫ સુધીમાં વિજાપુર મુકામે મોકલી આપવા. જેથી કેટલાક મહાશયોએ નિયમો ઘડીને મોકલ્યા પણ હતા.

વળી બીજો ઠરાવ એવો કરવામાં આવ્યો હતો કે પ્રમુખ સાહેબ સંવત ૧૯૭૭ ના ચૈત્ર શુદી ૯ તા. ૧૬-૪-૨૧ના રોજ યુવક મંડળને પોતાને ત્યાં તેડાવી ઉપરના નિયમોનું એકત્ર પત્રક બનાવી છપાવરાવી બહાર પાડવું. પરંતુ ઉપર જણાવેલી તારીખે પ્રમુખ સાહેબે મંડળ તેડાવ્યું નહોતું, છતાં મોઢ માર્તણ્ડના માહે મે સને૧૯૨૧ ના અંકમાં "બારાબાવન મોઢ ચા॰ યુવક મંડળની જનરલ મીટીંગ ચૈત્ર શુદી ૯ તા. ૧૬-૪-૨૧ ના રોજ વિજાપૂર મુકામે મહેતા રેવાશંકરગગલરામના પ્રમુખપણા નીચે મળી હતી. તેમાં નિયમો વીગેરેનું ઘડતું બંધારણ રચાયું હતું." એમ પ્રકટ થયું છે. પ્રમુખ સાહેબે મીટીંગ ભરી નથી છતાં આમ ખોટી રીતે છપાવી યશ લેવો તે ઘણું દીલગીર થવા જેવું છે.

પ્રમુખ સાહેબે મીટીંગ તેડાવી હોત તો તેઓ સાહેબને લગભગ પચાસથી પોણોસો રૂપીઆ ખર્ચ થાત. તે બચ્યા છતાં પણ તેઓ સાહેબ નિયમોનું

તેઓને જવાનું આવશ્યક છતાં (અત્ર જણાવવું આવશ્યક છે કે એ ભાઈ વલસાડની સામાજીક ધાર્મિક રાજકીય પ્રત્યેક ચળવળમાં આ પ્રમાણેજ આગળ પડતો ભાગ લે છે) જ્ઞાતિહિતના આ કાર્યને પુષ્ટિ આપવા ખાસ પધાર્યાં હતા. સભાની કાર્યવાહીમાં પણ એ બે સજ્જનોનોજ અગ્ર ભાગ હતો એ એથી પણ વિશેષ ખુશ થવા જેવું છે. આ ઉપરાંત મુંબઇથી ઉપપ્રમુખ મંત્રી ઉપમંત્રી કોષાધ્યક્ષ એકાદ બે જોષી ફકીરભાઈ ભીખાભાઈ જેવા ઉમંગી સ્વયંસેવકો તેમજ ગણદેવી, ધનોરી, અમલસાડ, સુરત, પિનસાડ, ચીખલી, ખરસાડ, બીલીમોરા, વિગેરે સ્થળોના સજ્જનો તથા યુવકો દૃષ્ટિએ પડતાં પણ સંતોષ માનવામાં આવતો હતો. સહુથી વિશેષ અનુકરણીય હાજરી ચોર્યાશી વિભાગના ભાઇ રૂઘનાથજી ગિરિજાશંકર વેડકરની જણાઇ હતી કે જેઓએ વૃદ્ધ દુઃખી અને રોગ-ગ્રસ્ત છતાં જ્ઞાતિના આ સુપ્રયાસને ઉત્તેજીત કરવા મહાશ્રમ લઇ પધારવા ખાસ શ્રમ લીધો હતો. અમલસાડ નિવાસી ભટ્ટ ગોવિંદરામ રવિશંકર, અફીણની દુકાનવાળા વેલાભાઇ પ્રાણશંકર ભટ્ટ, ધમડાછાના જાણીતા વ્યાપારી દેશાઈ ડીકાભાઇ અને તે તરફનાજ સ્વયંસેવકના એક મોટા સુથે પધારનાર સજ્જનોની યોગ્ય સુશ્રૂષા કરી હતી. સભામાં હાજર ન થઇ શકવા બદલ કોઇ કોઇ ભાઇઓએ પત્ર લખવા પણ શ્રમ લીધો હતો. આવા સર્વ પત્રો સભા સમક્ષ વાંચવામાં આવ્યા હતા. આવેલા સર્વ પત્રોમા જોષી નર્મદ જગન્નાથ સુરતકરનો પત્ર જેમાં સભાને સુસ્થિર ચિરંજીવિની અને વસુવતી કરવા કાંઇ કાંઇ સૂચનાઓ પણ હતી તેજ અગત્યનું સ્થાન લે તેવો હતો. તેઓની એક પણ સૂચના સભા સ્વિકારી શકી નથી છતાં તેઓના ઉત્સાહ માટે તેઓને ધન્યવાદજ હોવો ઘટે.

ડૉ. ધિરજરામભાઇએ ઠરાવ મુકયો કે છઠ્ઠા વર્ષ માટે વૈદરાજ ડીકાભાઈજ પ્રમુખ કાયમ રહે જે પરથી વૈદરાજશ્રીએ સૂચવ્યું અને વલસાડકર જોષી નારાયણભાઇએ તેને પુષ્ટિ આપી કે "જેમ બને તેમ નવા નવા જ્ઞાતિ બંધુઓને એ સ્થાનનો લાભ આપવો" છતાં વધુ મતિથી વૈદરાજશ્રી ડીકાભાઇજ છઠ્ઠા વર્ષ માટે પ્રમુખ કાયમ રહ્યા હતા. એજ પ્રમાણે ઉપપ્રમુખ તરીકે શાસ્ત્રી મોતીરામભાઈ વલસાડકર માટે દરખાસ્ત મુકાઈ જેમણે પણ એવાંજ કારણો દર્શાવી એ સ્થાન માટે બીજાં કાંઇ કાંઇ નામો સૂચવ્યાં છતા વધુ મતથી તેઓનેજ છઠ્ઠા વર્ષ માટે ઉપ-પ્રમુખ તરિકે કાયમ કરવામાં આવ્યા હતા.

આ બે ચુંટણી થયા પછી વલસાડકર જોષી નારાયણભાઈ બોલ્યા "અમોને મુંબઇના કાર્યવાહકો જે કરે છે તે માન્ય છે અને અમો એ

પ્રમાણે લખી પણ આપવાને તૈયાર છીએ વિગેરે.” અમલસાડ જેવું મધ્ય સ્થળ અને આ પ્રમાણે સભાસદોની ઓછી હાજરી તેથી નિરાશામાં તેઓએ ઉમેર્યું કે આવા પ્રયત્નો આ તરફ શા સારૂ જોઇએ એજ તેઓને અગમ્ય છે. આના કરતાં એક પંચ નિમો તે જે કરે તે સર્વને માન્ય હોય વિગેરે વિગેરે. આ પછી મંત્રીના સ્થાનમાં ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ સુરતકર કાયમ રહે એવી સૂચના પ્રમુખસ્થાન તરફથી થઇ જે પર ડાં. ધીરજરામભાઇ અને જોષી નારાયણભાઇ એઓએ પ્રશ્ન ઉઠાવ્યો કે યોગ્યાયોગ્યનો આ સવાલ નથી પણ આ તો મિઠાં ઝાડનાં મૂળ કાઢવા જેવું થાય છે, એ સંબંધમાં એઓને કેટલો શ્રમ પડે છે એ તો એમના સમાગમમાં આવનારજ જાણી શકે. વળી એ કાર્ય માટે બીજાઓએ પણ તૈયાર થવું જોઇએ વિગેરે વિગેરે. આ અગાઉજ મંત્રીએ પોતાનાં સ્થાન માટે યોગ્ય પુરૂષ તરીકે સુરતકર શુક્લ મોતિરામ નૃહરિશંકરનું નામ સૂચવી પણ દીધું હતું અને જેને વલસાડકર શાસ્ત્રી મોતિરામભાઇએ અનુમોદન પણ આપ્યું હતું છતાં પહેલી બે ચુંટણીના અનુભવથી એવી સૂચના થઇ કે દરેક સભાસદના હાથમાં કાગળ પેનસીલ આપવી અને તે મંત્રી તરિકે પોતાને યોગ્ય લાગતા ગૃહસ્થનું નામ લખી પ્રમુખના હાથમાં આપે અને વધારે મત જેને માટે પડે તે મંત્રી નિમાય. આ પ્રમાણે કરતાં પણ લગભગ બધા એજ ગિરિજાશંકર મણિશંકર ભટ્ટનું નામ સૂચવવાથી તેઓજ છઠ્ઠા વર્ષ માટે પણ મંત્રી કાયમ રહ્યા હતા. ધનોરીકર જોષી કાશીરામભાઈ, જોષી ભગવાનજીભાઇ વિગેરે તો વારંવાર એમજ કહેતા રહ્યા કે એ સ્થાને કોઇ બીજો આવ્યાથી સભા સાતો સાત થઇ જશે!!! ઉપમંત્રીશ્રીએ પોતાના સ્થાન માટે નવસારીકર વૈદ્ય હરિકૃષ્ણ ગોવિંદરામનું નામ સૂચવેલું પણ વધુ મતથી છઠ્ઠા વર્ષ માટે ભટ્ટ રામચંદ્ર વિજયરામ ગણદેવીકરજ તે સ્થાન પર કાયમ કરવામાં આવ્યા હતા. એજ પ્રમાણે શાસ્ત્રી નર્મદાશંકર ભાનુશંકર વલસાડકર પણ છઠ્ઠા વર્ષના કોશાધ્યક્ષ કાયમ રખાયા હતા. દુય્યમ કોશાધ્યક્ષ સદ્ગત્ દેવશંકરભાઇના સ્થાનમાં ખરસાડકર ભટ્ટ નિછાભાઇ બાઇશંકર માટે ગણદેવીકર વયોવૃદ્ધ પેન્શનર જોષી ભાનુશંકરભાઇએ દરખાસ્ત મુકી હતી, પણ માસ્તર નિછાભાઇએ પોતાના વ્યવસાયને લઇને તેનો અસ્વીકાર કરતાં અબ્રામાકર શુક્લ મોતીરામ વિનાયકરાવનું નામ સૂચવ્યું અને સર્વાનુમતે તેઓને છઠ્ઠા વર્ષમાટે દુય્યમ કોશાધ્યક્ષ તરિકે કાયમ કરવામાં આવ્યા. જોષી નારાયણભાઇ વલસાડકરની વ્યવસ્થાપક મંડળમાં પણ ઘણો ફેરફાર કરવાની સખ્ત લાગણી છતાં સુરતકર જોષી મણિશંકર જદુરામની જગાએ સુરતકર શુક્લ મોતિરામ નૃહરિશંકરને

નિમવામાં આવ્યા એ શિવાય કશોજ ફેરફાર કરવામાં આવ્યો નહીં.

છઠ્ઠા વર્ષથી વ્યવસ્થાપક મંડળ નવને બદલે પંદર ગૃહસ્થોનું ઠરાવામાં આવેથી નિચે જણાવેલા ૭ નવા ગૃહસ્થોને કાર્યવાહક મંડળમાં ઉમેરવામાં આવ્યા હતા. જેઓ દરેકને તેઓની આ યોજનાની ખબર પણ અપાઇ ગઇ છે.

૧ શાસ્ત્રી મણિશંકર અંબારામ ધમડાછા.
૨ ભટ્ટ કાશીરામ ફકિરભાઇ ધમડાછા.
૩ ભટ્ટ હરિકૃષ્ણ ભાનુશંકર પુણી.
૪ જાની જયશંકર બાળમુકુંદ સરભોણ.
૫ ભટ્ટ દયાશંકર રામશંકર પોંસરા.
૬ શાસ્ત્રી પ્રાણશંકર ગણપતરામ ચીખલી.

અર્થાત્ છઠ્ઠા વર્ષથી વ્યવસ્થાપક મંડળ પંદરને બદલે એકવીશ ગૃહસ્થોનું થયું ગણાશે.

કોઇ પણ કાર્ય નવા બંધારણ પ્રમાણે સાત અર્થાત્ ૩ ગૃસ્થોનાં અભિપ્રાય શિવાય કાયદેસર થયું ગણાશે નહીં એમ પણ ઠરાવવામાં આવ્યું હતું. પત્રથી મોકલેલો અભિપ્રાય હાજરી જેટલોજ અગત્યનો માની લેવાશે એમ પણ ઠર્યું હતું. છઠ્ઠા વર્ષથી નિયમોમાં પણ નીચે પ્રમાણે સુધારા વધારા કરવામાં આવ્યા છે:—

નિયમ પહેલામાં ઉમેરવામાં આવ્યું કે કોઇ પણ સ્થાપીત પાઠશાળામાં કોઇ પણ જગ્યાએ કોઇ પણ શાખાના સંસ્કૃત અભ્યાસ કરનાર વિદ્યાર્થીને સૂચનાં અને તેના અધ્યાપકનો દાખલો આવેથી શિષ્યવૃત્તિ આપવી. (આ નિયમો આ સભાના તૃતીય વાર્ષિક વૃત્તાંતના પાછલા ભાગમાં પ્રગટ થયા છે જે જોવા કૃપા કરવી. ઉક્ત વૃત્તાંત મેળવવા ઇચ્છનારે મંત્રીને મોરારજી ગોકળદાસ ચાલી ગીરગામ મુંબઇ એ સીરનામે લખવું.) નિયમ ૧૦ ના પેટા નિયમ (ગ) માં એવો ફેરફાર કરવામાં આવ્યો કે વ્યવસ્થાપક મંડળના સભ્યોએ પોતપોતાના વિભાગમાંથી સભાનું વાર્ષિક લવાજમ અને દ્રવ્યદાન એકઠું કરી મંત્રીના પર મોકલવું. અને તે મંત્રીએ કોષાધ્યક્ષને સોંપવું. કોષાધ્યક્ષે તેનો સર્વ હિસાબ રાખવો અને દ્રવ્યનું રક્ષણ કરવું. નિયમ ૧૧ માં થએલાં ફેરફારનું સ્પષ્ટિકરણ ઉપરજ થઈ ગયું છે.

નિયમ ૧૨ માં ઘણો ફેરફાર થવાથી તે નિયમજ લગભગ નીચે પ્રમાણે લખાય:—

સભાનો વાર્ષિક ઉત્સવ સૂરત અઠ્ઠાવીશીના (ગોદારા વિભાગ સહિત) કોઇપણ ગામમાં કરવો, જેમાં વાર્ષિક વૃતાંત વાંચવો, પારિતોષિક વહેંચવાં, પ્રમાણપત્ર, પદકો વિગેરે (જો આપવાં ઠર્યા હોય તો) આપવાં. તે વર્ષમાં

કોઇ મહત્વની પરીક્ષામાં ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓ હોય તો તેનું યોગ્ય સન્માન કરવું વિગેરે. આ સભાની સામાન્ય સભા જરૂરી પ્રસંગે કવચિત વર્ષની વચ્ચે પણ બોલાવવામાં આવશે. વાર્ષિક ઉત્સવ કરવા પહેલાં એક માસ અગાઉ સામાન્ય સભા આગામી વર્ષ માટે પ્રબંધ કરવા ઉપર જણાવેલી મર્યાદામાંના કોઇપણ સ્થળમાં મળશે અને વ્યવસ્થાપક મંડળ પણ વર્ષમાં એક વાર મુંબઇ બહાર ( સુરત વિભાગમાં સ્થાપિત મર્યાદાની અંદર ) અવશ્ય મળશે. આ સિવાય નીચે પ્રમાણે નવા નિયમો પણ સર્વાનુમતે કાયમ કરવામાં આવ્યા હતા.

૧ અંતરંગ સભામાં લાગલાગટ ત્રણ બેઠકમાં ગેરહાજર રહેનાર વ્યવસ્થાપકને તે મંડળમાંથી કમી થએલા ગણવામાં આવશે. ગેરહાજર છતાં પત્રથી આપેલો અભિપ્રાય હાજરીના જેવોજ ગણવામાં આવશે.

૨ આ સભાનું મુખ્ય કાર્યાલય મુંબઇમાંજ રહેશે, છતાં જ્યાં જ્યાં અગત્ય જણાય ત્યાં ત્યાં પેટાં કાર્યાલય ઉઘાડી શકાશે; છતાં તેવાં બધાં પેટાકાર્યાલયે પોતાનો સર્વ પત્ર વ્યવહાર અને હિસાબ તો મૂખ્ય કાર્યાલયનેજ સુપરત કરવો પડશે.

૩ આ નિયમોમાં જરૂરી પ્રસંગે "સામાન્ય સભા" સુધારો વધારો કરી શકશે. "શાસ્ત્રી કરૂણાશંકર સ્મારક"નાં જે નાણાં તેઓના બંધુ શાસ્ત્રી નર્મદાશંકરજીને ત્યાં વ્યાજુકાં છે તે જેમ સભાનાં નાણા ત્રણ નામે અપાયાં છે તે પ્રમાણે જૂદું ખાતું ઉઘાડી કોઇ બેંકમાં રાખવ સર્વાનુમતે ઠર્યું હતું. શિષ્યવૃત્તિ માટે આવેલી અરજીઓનો નિર્ણય મુંબઇમાંજ અંતરંગ સભાએ મળી કરવો એમ ઠરાવવામાં આવ્યું હતું. "જયકૃષ્ણ પારિતોષિક" જ્યારે ભાઇ બળવંતરામ ઉત્તમરામ શુકલ વલસાડકર લેવા નારાજ જણાય છે ( આ નાખુશીનો પત્ર "વૃત્તાંત" છપાઇ ગયા પછી મળ્યો હતો ) ત્યારે તે "ગંગા પારિતોષિક" મેળવનાર ભાઇ સુરજરામ ગણપતરામ ભટ્ટ અમાસાકરનેજ આપવા સર્વાનુમતે ઠર્યું હતું. દેશમાં ચર્ચાતા રાષ્ટ્રિય પ્રશ્નોનો વિચાર કરતાં સભા તરફથી અપાતી શિષ્યવૃત્તિ સબંધમાં પણ વિચાર થવો જોઇએ અને તે રાષ્ટ્રિયશાળા વા પાઠશાળામાં અભ્યાસ કરનારાઓનેજ અપાવી જોઇએ. એ સંબંધે ઘણી ચર્ચા થઇ હતી અને વલસાડકર જોષી નારાયણભાઇએ ( જેઓ ચૂસ્ત અસહકારવાદી છે એ બધા બાપઓને વિદિત છે) તે સંબંધી સારી દલીલો પણ રજૂ કરી હતી, પણ છેવટે ઠરાવવામાં આવ્યું કે સભાનો ઉદ્દેશ કેળવણીને ઉત્તેજન આપવાનો હોવાથી તે મેળવવા બધાજ હકદાર છે, આથી આ પ્રશ્ન આટલેથીજ અટક્યો હતો અને બધાજ વિદ્યાર્થીને સરખાજ ગણવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. જો કે રાષ્ટ્રિય કેળવણીને ઉત્તેજન

આપનું વિશેષ યોગ્ય તો બધાનેજ ભાસ્યું જણાતું હતું. ગત વર્ષના કાર્યવાહકોએ ખંત અને ઉત્સાહથી સભાનું કાર્ય કરવા બદલ તેઓનો, આજના પ્રમુખશ્રીએ આજનું કાર્ય સુવ્યવસ્થિત પાર પાડ્યું તે બદલ તેમનો, તથા પધારેલા સજ્જનોનો આભાર મનાયા બાદ અમલસાડકર ભટ્ટ ગોવિંદરામ રવિશંકર તરફનાં ચાહ પાનનો સત્કાર સ્વીકારી લગભગ આઠ વાગે રાતના સભા વિસર્જન કરવામાં આવી હતી.

શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા કાર્યાલય મુંબઇ-૪. તા. ૧-૮-૧૯૧૧.
ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ સુરતકર. તે ઉક્ત સભાનો માનદ મંત્રી.

—:*:—

## साभार स्वीकार.

**નિર્ઝરિણી**—દામોદરદાસ ખુશાલદાસ બોટાદકર, સમઢીયાળી (કાઠીયાવાડ)

**ઉદિચ્યઅભ્યુદય**—પુ. ૧ અંક ૧-૨-૩ તંત્રી ગંગારામ કૃપારામ શુક્લ મુંબઇ.

**શ્રી સૌરાષ્ટ્રઉદય**—પુ. ૧ અંક ૧ તંત્રીઓ. તરફથી મુંબઇ.

સમાલોચના યથાવકાશે લેવાશે.

—:*:—

## सुधारो.

ચાલુ અંકની પ્રથમ કવિતાનો રાગ હરિગીતને બદલે મંદાક્રાંતા ગણવો. આજ અંકમાં પૃષ્ટ ૩૬૮ ઉપર "કોયલને ઉપાલમ્ય" છે ત્યાં ઉપાલંભ વાંચવું. ચાલુ અંક પૃષ્ટ ૪૦૧ ઉપરથી શરૂ થતો લેખ નીચે મુજબ સુધારીને વાંચવો.

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૦૧ | ૧૨ | ત્રીજે | અને બીજે |
| ૪૦૧ | ૨૧ | કામોટું | કાળોટું |
| ૪૦૧ | ૨૭ | આમકૂટ | આમકૂટક |
| ૪૦૧ | ૨૮ | ધાવટ | ધામટ |
| ૪૦૬ | ૧૮ | રાજ્યસભા | સભ્યસભા |

તંત્રી.

# विविध मंडळोनी हकीकत.

### घोघारी मोढ शुभेच्छक मंडळ-मुंबई.

તા. ૨૮-૬-૨૧ના રોજ સદરહુ મંડળની સભા મંડળના મકાનમાં મળી હતી, જેમાં તિલક સ્વરાજ ફંડમાં વિવિધ મેંબરો તરફથી રૂ. ૮૫) ભરાયા હતા ને તે રકમ તે સંસ્થાને મોકલવા દેશાઇ પ્રાણજીવન કરશનજીને સુચવાયું હતું. જે મુજબ રકમ મોકલાઇ ગઇ છે

**મંડળને મળેલી મદદ**—અમરેલીના દેશાઇ પરમાણંદદાસ ચકુભાઇના પુત્ર રતીલાલનું વેસવાળ વઢવાણના રતીલાલ મગનલાલનાં પુત્રી બેન રેવા સાથે થતાં વરપક્ષ તરફથી રૂ. ૧૫) ને કન્યાપક્ષ તરફથી રૂ. ૫) મંડળને ભેટ કરાયા હતા. શાહ મોહનલાલ ચકુભાઇનું વેસવાળ રાણપુર વાળા શેઠ ત્રીભુવનદાસ આણંદજીની પુત્રી વેરે થતાં વરપક્ષે રૂ. ૧૦) ને કન્યાપક્ષે રૂ. ૫) મંડળમાં આપ્યા છે.

### काठीयावाडी चातुर्विद्य मोढ ज्ञाति मंडळ मुंबई.

**મંડળના ફંડમાંથી અપાએલી મદદો**—રૂ. ૨૪) દર મારો રૂ. બેની એક સ્કૉલર્શીપ ડાંસાના દવે નાનજી વીઠલના પુત્ર મગનલાલને એક વર્ષ માટે અપાય છે. રૂ. ૨૫) દર માસે રૂ. પાંચની બીજી સ્કૉલરશીપ દસ માસ માટે ગણેશગટના ત્રવાડી રતિલાલ કરૂણાશંકરને આપી છે. પાંચ માસના રૂ. મોકલી દીધા છે રૂ. ૧૨) વિધવાને આપવાની દર માસે રૂ. બેની બીજી મદદ બીજી એક વિધવા બાઇને અપાઇ છે.

**મંડળને મળેલી મદદ**—શેઠ નાનાભાઇ ઠાકોરદાસ તરફથી વિદ્યાર્થીઓને મદદ કરવા મળી છે. **સેક્રેટરી.**

### श्री भारतवर्षीय मोढ ब्रह्मसमाज मुंबई.

**મળેલાં લવાજમો**—રૂ. ૧) ભટ્ટ નારાયણજી ભગવાનજી અમલસાડ, રૂ. ૧) જોશી મોતીલાલ પ્રાણશંકર ગુપ્તેશ્વર, રૂ. ૧) ભટ્ટ મોતીરામ ઉત્તમરામ ગુપ્તેશ્વર.

### દીવાળીના લેખો માટે લેખક બંધુઓને પ્રાર્થના.

સુજ્ઞ મહાશયજી,

વિ. વિ. જે સમસ્ત મોઢ કોમના ઉદય અર્થે પ્રયાસ કરતા આ રંક માસિક પ્રતિ આપ સહાનુભૂતિ ધરાવો છો, ને તે માટે પ્રસંગોપાત લેખો મોકલી સદ્ભાવ વ્યક્ત કરો છો તે બદલ આપનો સપ્રેમ આભાર માનુંછું.

રાષ્ટ્રીય ઉન્નતિના આ ચાલુ વાતાવરણમાં જ્ઞાતિ ઉન્નતિના પ્રયાસનાં આંદોલનો પ્રસરાવવાનો આ પ્રયાસ પણ અસ્થાને નથીજ. અનેક વ્યક્તિઓના સમૂહથી જેમ સમષ્ટિ બને છે, તેમ વિવિધ જ્ઞાતિઓની ઉન્નતિ દ્વારાજ સમસ્ત સમાજની સંગીન ઉન્નતિ સાધી શકાય છે. એ સુત્રાનુસાર જ્ઞાતિ સાથે સાહિત્ય તેમજ પ્રચલિત પ્રગતિઓને પણ ખીલવવાના શુભ ઉદ્દેશથી શાલાબાદ પ્રમાણે એમ સાલ પણ આપ જેવા લેખક બંધુઓની સહાયથી દીવાળીનો આકર્ષક અંક કાઢવા ઇચ્છા છે. તો આબાલવૃદ્ધસ્ત્રીપુરૂષ ઉપયોગી સામાજીક ધાર્મિક હાસ્યરસના દ્રષ્ય કોઈના લેખો કાવ્યો ટુંક વાર્તાઓ જીવન ચરિતો સ્થળવર્ણનો શિક્ષણ કળા હુન્નર તેમજ વિજ્ઞાનના વિવિધ અંગોના લેખો પૈકી આપના મનપસંદ કોઇ પણ વિષય ઉપર કાંઇ પ્રસાદી મોકલવા કૃપા કરશોજી.

સ્ત્રી લેખોને ખાસ મહત્વ અપાશે; તો તે માટે આપનાં સુજ્ઞ પત્ની, સુશિક્ષિત પુત્રી કે બહેન તરફથી પણ કોઇ સારા લેખની આશા રખાય છે.

લેખ મોડામાં મોડા ભાદ્રપદ સુદી પૂર્ણિમા સુધીમાં અમને મળી જવા જોઇએ. તે પછી આવેલા લેખોને સ્થાન આપવાનું બની શકવું મુશ્કેલ છે. એજ નમ્ર અભ્યર્થના.

મોઢ માર્તંડ કાર્યાલય.] [અધિપતિ-મોઢ માર્તંડ.

# ज्ञाति समाचार.

**જન્મ-ભોપાળ**-તા. ૧૮-૭-૨૧ સોમવારે ખજાનચી કુંવરજી રાધિકૃષ્ણને ઘેર પુત્ર પ્રવસ થયો છે.

**સનંદ મળી-સુરત** શુકલ ચંદ્રશંકર ભાઇશંકરને મુંબાઈની હાઇકોર્ટમાં વકીલાત કરવાની સનંદ મળી છે. સુરત અટ્ટાવીશી મોઢ બ્રાહ્મણ સમુદાયમાં આવી સનંદ લેનાર તેઓ પ્રથમ છે.

**વેવિશાળ-ભાવનગર** રાષ્ટ્રીય શિક્ષણ શાળાના શિક્ષક ભાઇશંકર ગૌરીશંકર શીહોરીનાં પુત્રી બાળાગૌરીનું વેસ્વાળ ભાવનગરના ભટ્ટ ગોપાળજી દેવશંકરના ચિ. મણિશંકર સાથે થયું છે. કન્યાને નામે રૂ. ૩૦૦) નું પલ્લું લેવાની નવી રીત એમણે કરી બતાવી છે. **ચાંદખેડા** ત્રવાડી મોહનલાલ ગણપતરામના ચિ. મણિલાલનું રાંધેજાના ભટ્ટ શીવરામ ગંગારામની પુત્રી વસંતગવરી સાથે.

**પરદેશ ગમન-મુંબઇ.** પારેખ પરભુદાસ ભાઇદાસ રાંદેરવાળા જેઓ સ્પીસી બેંકમાં એકાઉન્ટન્ટ હતા તેઓ તા. ૨૭-૭-૨૧ ના રોજ વિલાયત ગયાછે.

**મરણ—કણભા** મહાસુખરામ ઇશ્વરલાલનાં ધર્મપત્ની બાઇ ગંગાકોર વૈશાખ શુ. ૫ ના રોજ સ્વર્ગવાસી થયાં છે. **ખાખરીયા** ઉપાધ્યાય પ્રભાશંકર કાશીરામ યુવાન વયમાં અ. શુ. ૧૨. **રોહીસાળા** મહેતા રામશંકર ભાઇશંકર યુવાન વયમાં જેઠ વદી ૧૪. **નવાગામ** રાજગોર હરજીવનનાં પત્ની બાઇ હરી નાશીક યાત્રાર્થે ગયેલ તે પાછાં આવતાં મુંબઇમાં તા. ૩-૭-૨૧ ના રોજ. **વળા** જોશી પ્રાગજી શ્યામજીના પુત્ર હરીલાલનાં પત્ની સૌ. જડી તે મુંબઇનાં ચાહવાળા ત્રીભુવન જીવરામનાં પુત્રી યુવાન વયે તા. ૪-૭-૨૧ ના રોજ સ્વર્ગવાસી થયાં છે. **ગણદેવી** શુકલ ગવરીશંકર રામચંદનાં માતુશ્રી ભાવનગર ખાતે સ્વર્ગવાસી થયાં છે. ઇશ્વર ગત થએલાના આત્માને શાંતિ અર્પો.

મોઢ માર્તંડ કાર્યાલય.

---

## લવાજમની પહોંચ.

રા. રા. પીતાંબર રણછોડ ત્રવાડી, ચાંગા. રા. રા. ગોકુળચંદ્ર સુગંધી, સરાડી.
„ રતીલાલ ભક્તિદાસ, મુંબઇ. „ મોહનલાલ ત્રીકમજી જો. શીહી.

Registered No B 1369.

# वधारे सुंदर कोण, ताजमहाल के पापमहाल?

હિંદુસ્તાનનો ઈતિહાસ કહે છે કે દીલ્હીના રંગીલા બાદશાહ શાહજહાંને પોતાની પ્યારી બેગમ મુમતાઝમહાલના મૃત દેહ પર આખી પૃથ્વી પર જેનો જોટો નથી તેવો પવિત્ર, યમુના નદીના કાંઠા પર એક તાજમહાલ બંધાવ્યો છે. વસ્તુતઃ તે મહાલ તે માત્ર એ મૃત બેગમની કબર અગર ઘોરજ છે, છતાં જેની કારીગરી જોવા અમેરિકા વીગેરે હજારો ગાઉથી દૂર દૂર દેશના મુસાફરો અનેક કષ્ટો વેઠી ઠેઠ ત્યાં સુધી આવે છે.

એ વાત તો જાણે રહી સેંકડો વર્ષ અગાઉની, પણ ત્યાર પછી તે સ્થૂળ તાજમહાલને પણ ટક્કર મારે તેવા અનેક નવા દીવ્ય પાપમહાલો બંધાયા છે ને બંધાતા જાય છે જે હજુ અપ્રસિદ્ધજ છે. કદાચને તે જગદ્વિખ્યાત થઈ જાય તો તે સ્થૂળ તાજમહાલ જોવા જેમ અનેક મનુષ્યોનો દરોડો થાય છે તેમ મનુષ્ય સમૂહના પગરવના ઘસારાથી રખેને તે પાપમહાલો જમીન દોસ્ત થઈ જાય એવા ભયથી તેના કારીગરો તેને હજુ સુધી છુપાવતાજ રહ્યા છે પણ પાપ કોનું ઢાંક્યું રહ્યું છે?

તે પાપમહાલ તે કયા?

પોતાના પુત્રને માટે વહુ લાવવા પુત્ર સંતતિની પેઠેજ ઉત્પન્ન થએલી પોતાની સજીવ પુત્રી સંતતિને તેમના જન્મ થતાં પહેલાં ઘણાં વર્ષો અગાઉથીજ દુઃખના આગમાં હડસેલી મુકવા એટલે જીવતી બાળનીજ મારવા તેમને માટે-

ગાયો રૂપી ખોટી મુદ્દલી કબર કે ઘોર તેજ આ પાપમહાલ છે.

તો વધારે સુંદર કોણ? પાપમહાલ કે તાજમહાલ?

(૧) બાદશાહે તો તે મહાલમાં પોતાની રાણીના મૃત દેહનેજ દફનાવ્યો હતો, પણ આ પાપમહાલમાં તો પોતાની જીવતી જાગતી પુત્રીઓને દફનાવાય છે. (૨) બાદશાહે તો ફક્ત કરોડો રૂપિઆને ભોગેજ તે સ્થૂળ મહાલ બંધાવ્યો હતો, પણ આ તો તેટલા રૂપિઆ વડે પણ ન મળે તેવા જીવતા જીવોનો ભોગ અપાય છે. (૩) બાદશાહે તો આ મર્ત્ય ભૂમિ ઉપરજ યમુનાને કાંઠે તે સ્થૂળ મહેલ બંધાવ્યો હતો, પણ આ દીવ્ય મહેલ તો નરક પ્રદેશમાં વેતરણી નદીના કાંઠે ઉભા કરાય છે। ત્યારે કહો કે:-

સ્વાર્થભોગ તે શાહજહાંનનો કે સાટું કરનાર મટોડીયાઓનો?

ભાઈઓ! આવાં અનેક ભયંકર પાપોના પ્રતાપથી ને જીવતા જીવોના અહર્નિશ નીકળતા શાપોથીજ આપણી હિંદુ જ્ઞાતિઓનું સત્યાનાશ વળ્યું છે ને વળતું જાય છે, તો હજુ પણ જાગીને જોવાશે? શુભસ્ય શીઘ્રમ્

પ્રભાશંકર જયશંકર પાઠક.





સ્રગ્ધરા વૃત્ત.

अज्ञानध्वान्तलीनाः कलिमदकुलया ज्ञानमार्तंडमाला
सर्वे मोहा लयन्ति प्रमुदितवदनाः प्राप्य मांडेश्वरीं ताम् ।
दत्वा देवी वरं तांगुपदिशति समारूढ प्रेम्णा रसज्ञीपाल्
रूपत्त्वाऽलभ्यं प्रसूतिं प्रापत संमुदितो मांडमार्तंड एषः ॥

## અનુક્રમણિકા.

### કાવ્યો.



### મોઢોત્પત્તિ ઇતિહાસ.



### શિક્ષણશાસ્ત્ર.



### સામાજીક.



### જીવનચરિત્ ( ફોટા સાથે. )



### પ્રગતિ.



### હીંદી લેખો.



### ચર્ચાપત્રો.



### એડીટોરીયલ.



### પ્રકીર્ણ.



---


આ માસિક મુંબઇમાં નં. ૩ ઠાકુરદ્વાર રોડપર આવેલા પોતાના પુરંદરે કુંપની પ્રીંટીંગ પ્રેસમાં પ્રભાશંકર જયશંકર પાઠકે છાપ્યું.

અને કાંદાવાડી માધવ ભુવન મુંબઇમાં તેમણેજ પોતાને માટે પ્રસિદ્ધ કર્યું.

તા. ૮-૯-૨૧

આર્તના મુખ્ય મંત્રો–સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.

મમત્વ મોઢ ધર્મનું પ્રિય વાહન.




હરિગીત.

નિંદો ભલે અજ્ઞાની જન; કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણ થાતું હો નહીં;
પણ ધીર પાછું ના ભરે ડગ ન્યાય કેરા માર્ગથી.

પ્રકાશ ૩ જો ]. સપ્ટેંબર ૧૯૨૧ [ પ્રભા ૯ મી.




स्रग्धरा.

स्वोन्नत्यै मोढदेवीं सकल विनुमतीं मानवा आनमन्ति ।
दत्वातानाशिषंचोपदिशति कमलाक्षी च देवी स्ववाल्यान् ॥
स्वस्त्या मोहं कुनीतिं त्यजत सुनयं ज्ञातमार्तण्डदीप्त्या ।
अज्ञानध्वान्तकाले ननु च समुदितो मोढमार्तण्ड एषः ॥ १ ॥

અર્થ–આશાવૃદ્ધ સી પુરૂષો પોતાની ઉન્નતિને માટે સકલ ઐશ્વર્ય
એઢેશ્વરીને પ્રણામ કરે છે. ત્યારે કમલસમાન નેત્રવાળી કુળદેવી પોતાના બાળો

આશીર્વાદ આપી ઉપદેશ કરે છે કે જ્ઞાનરૂપી સૂર્યની કાન્તિવડે અજ્ઞાનરૂપી મોહનો તથા ખરાબ રીતરિવાજોનો ત્યાગ કરી સારી નીતિનું આચરણ કરો. કારણ કે અજ્ઞાનરૂપી અંધકારના કાળરૂપ મોઢ જ્ઞાતિને દીપાવનાર આ 'મોઢમાર્તણ્ડ' ઉદય પામ્યો છે.

મમ્માદેવી પાઠશાળા, મુંબઈ
પ્રયોજક
વિદ્યાર્થી રામચંદ્ર પ્રભાશંકર દીક્ષિત વલસાડકર

## ईश्वरोपासना.

### भैरवी—गझल.

अमन्दानन्ददं वन्दे पद चन्दारुमन्दारम् ।
सदा वृन्दारकैर्वन्द्यं मतं वेदत्रयाधारम् ॥
न नैशं चान्तरं यत्र प्रयातुं शक्नुयात्तिमिरम् ।
प्रभाभिः पूर्णमनवद्यं परमहृद्य च यदपारम् । अमन्दा० १
प्रपञ्चातङ्कपङ्के ये प्रपतिता स्तै र्न प्राप्यं यत् ।
अपरया विद्यया वा यन्न लभ्यं सत्सुरवागारम् ॥ अमन्दा० २
विषयजिद्योगिनां वृन्दैः समाधौ स्थैर्यसम्प्राप्तैः ।
मृगयितुं यत्यते सततं विगतमोहैर्यदविकारम् ॥ अमन्दा० ३
न गत्वा यत्र पुनरागतिर्वै कस्यचिज्जन्तोः ।
दिदृक्षुर्यस्य नो वहते मुहुः संसारसंभारम् ॥ अमन्दा० ४
हृदि ध्यात्वा कृपासिन्धो र्गुरोः पादाम्बुजद्वन्द्वं ।
ततोऽहं तत्पदं याचे विहायासार भवभारम् ॥ अमन्दा० ५

संभापत — कवि दयाशंकर, साहित्यवाचस्पति.

શ્રી સનાતન ધર્મપ્રભા વર્ષ ૧ અંક ૩ ઉપરથી લીધું છે.

તંત્રી.

# वडीलो आपणा.

સાદાઈના સિદ્ધાંતને સમજ્યા વડીલો આપણા !
સાચાઈના સિદ્ધાંતને વળગ્યા વડીલો આપણા !
જોતા અમીમય આંખથી હરદમ વડીલો આપણા !
ખોતા નહિ ધન ધામ સટ્ટામાં વડીલો આપણા !

મો'તા નહિ ફૅશન થકી કો દિ વડીલો આપણા !
રોતા નહિ દુઃખ રોદણાં દીન થઈ વડીલો આપણા !
રળવા પરિશ્રમ જાતથી ન્હાતા વડીલો આપણા !
દળવા દુઃખીનાં દુઃખ કર સ્હાતા વડીલો આપણા !

વૃત્તિ નહિ વિક્રય વિષે રાખે વડીલો આપણા !
ના બાળલગ્ને શૂર હોતા કો વડીલો આપણા !
મોટાઈમાં મર્યાદ ના ચૂકયા વડીલો આપણા !
નિજ જાતિ જન્મભૂમિ હિતે ઝુકયા વડીલો આપણા !

સમૃદ્ધ તન સંપત્તિમાં હોતા વડીલો આપણા !
સંમત હતા પરમાર્થ કાર્યે તો વડીલો આપણા !
રે ! કયાં ગયા ? સદ્‌ગુણુ સાગર એ વડીલો આપણા !
ખાંતે કરો સૌ યત્ન થાવા સમ વડીલો આપણા !

જેજવા. } શાહ ડાહ્યાભાઇ જયકૃષ્ણદાસ મહેમદાવાદી.

## विद्या ने लक्ष्मीनो संवाद.

શાર્દૂલ વિક્રીડિત.

ચૈત્રી નૂતન વર્ષ મંગલ દિને શ્રીમદ્યશઃ સ્થાનમાં.
માતા મોઢ તણી સુખ્યાત મહીમાં મોઢેશ્વરી પૂજતાં,
આવી સન્મુખ ઉભીયાં ઉભયથી વિદ્યા અને લક્ષ્મી, ત્યાં,
વિનવે ભાવધરી શ્રીપૂજ્યજનની વિનતિ લીયો ધ્યાનમાં. ૧

સુણિના પટમાં નિવાસ કરતાં ભમતાં કંઇ કાલથી,
કો છે ઉચ્ચ અને વળી અધમ કો ? ઇન્સાફ દો દીલથી,
સૂણો શાણી સખી સમસ્ત જનની કો ઉચ્ચ વા નીચ છે ?
ઇચ્છા છે સુણવા ગુણાગુણ સહુ કથવા પરીણામને ૨

મંદાક્રાંતા,

**વિદ્યા**—જન્મ્યા જગ્તે સુયશ વરવા સૌ જનો ભાવ ધારી,
ઇચ્છે ખ્યાતિ સુયશ વરથી સત્વરે શાંતિદાયી;
ચોજ્યા હિરા વિભુવરશ્રીએ શ્યામ સંગાધિકારી,
શોધે તેને મુજ બળવડે હંસ શી વૃત્તિ ધારી. ૧

**લક્ષ્મી**—બાંધ્યું આજે અખિલ જગ મેં મુંજના પાશનાથી,
નાખી ભૂકિં સકળ જનને પ્રેમ મંત્રોથી આખી;
હિરાની સહુ કિંમત કરતા લક્ષ વા કોટિનાથી,
તારી શક્તિ કંઇ ન દિસતી મુજના કાર્યમાંહી, ૨

**વિદ્યા**—મારી શક્તિ તુજ નયનમાં ક્યાં દિસે અંધદેહી?
ગર્વો વિદ્યા સકળ જનના છોડવે દેવી કેવી;
વિદ્યા શોભા સકળ જનની ભૂપતિ શિર્ષ નામે,
વાણી રૂડી વિમળ વચની વિશ્વ આખું વખાણે. ૩

**લક્ષ્મી**—વિશ્વે વ્યાપી પ્રશસ્યજનની દીસતી લક્ષ્મી દેવી,
લક્ષ્મી અર્પે અચળ યશને રાજ સંન્માન ભેગી;
મારાથી સહુ વગર કુળના કુળવંતા ગણાયે,
મારાથી સહુ દુઃખિત હૃદયો દુઃખ વિસારી દ્યેછે. ૪

**વિદ્યા**—દુઃખો દેતી સુજન હૃદયે તુંજ ઇર્ષા ભરે છે,
કંકાસોના વિકટ પથની માર્ગદર્શી બને છે;
રોગો ભોગો જીવન પથમાં તુજ કંટક ધરે છે,
શાંતિ કાંતિ શુભ વદનની તુજ ઉરાડી દે છે. ૫

**લક્ષ્મી**—જેની પાસે લલિત લલના લક્ષ્મી દેવી વિરાજે,
થાતા તે તો કુલિન જન જે હોય છે નીચ સ્થાને;
પંડિતો ને સકલ ગુણી તે શ્રુતિ વેત્તા ગણાતા,
વકતા રૂડા બહુ રૂપ ભર્યા કાંચને શ્રેષ્ઠ થાતા. ૬

**વિદ્યા**—વિદ્યા દેવી તણી વિમળતા જેહમાં નાંહિ દિસે,
વિદ્વાનોની વિમળ પ્રભુતા જેહમાં નાહિ દિસે;

મૃત્યુ લોકે અવનિ પર તે ભારૂ રૂપી ગણાતા,
થાતા તે તો પશુ સમ અહીં છો ભલે રિદ્ધિતાતા. ૭

લક્ષ્મી—બુદ્ધિ તારી ભ્રમિત થઈ છે આત્મશ્લાઘે બિચારી,
તત્વો મારાં જીવન બળનાં કયાં શકે તું વિચારી?
પૈસા વિના નથી કંઈ ખરે બંધુ આ મર્ત્યલોકે,
લક્ષ્મીવંતા અતિ મેલપતા માનથી મર્ત્યલોકે; ૮

વિદ્યા—ના શોભંતું જન સ્વરૂપ જે માન આભૂષણોથી,
ના શોભંતું જન સ્વરૂપ જે સ્નાન ને ચંદનોથી;
ના શોભંતું જન સ્વરૂપ જે મોતીના હારનાથી,
ના શોભંતું જન સ્વરૂપ જે રિદ્ધિ સિદ્ધિ કૃપાથી. ૯

વિદ્યા એકજ જન સ્વરૂપને દિવ્ય શોભાવનારી,
સંસ્કારૂં હું અબુધ જનને દિવ્ય દૃષ્ટિ પ્રસારી;
સગ્ગા બાપા મધુર જનની પ્રેમી પ્રિયા ભગિની,
સગ્ગા ભ્રાતા સજ્જન સુહૃદે કલેશ તું રોપનારી. ૧૦

લક્ષ્મી—ભૂલે છે ઓ અબુધ મનની ક્ષુદ્ર વિદ્યા અલિ તું,
મારા પ્રેમી સુખદ બનતા જોની વિદ્યા અલિ તું;
લક્ષ્મીવંતા ધન વગરના સહુ બને છે પુજારી,
રાજાથી તે ગરીબ સઘળા સહુ કરે ભક્તિ મારી. ૧૧

વિદ્યા—અજ્ઞાની જે વિચલ મનના તે બને તું પુજારી,
હું તો અર્પું જીવન રસને પ્રીતિ પિયૂષ ભારી;
મારી શક્તિ જીવન સમયે છે અતિ ચીર સ્થાયી,
લક્ષ્મી રિદ્ધિ કદપિ સમયે ખાખ છે સહુ થનારી; ૧૨

ચોરો ચોરી નહિજ કરતા મુજની શક્તિની આ,
રાજા જુલ્મે લુટી ન શકતા મુજની શક્તિને આ;
અગ્નિ બાળી નહિજ શકતી મુજની શક્તિને આ,
બ્રહ્માંડોના સકળ જન ના નાશ કરતા કદી આ. ૧૩

લક્ષ્મી—ભૂલી ભોળી અનુપ હૃદયી દિવ્ય વિદ્યા સખી હું!
તારા વિના નથીજ દીપતી દિવ્ય લક્ષ્મી સખી હું;
મારાં તારાં અનુપ મિલને સહુ જનો સુખી થાતા,
વાવે તું આ અનુપ ફળને સહુ જને ઐકયતાનાં. ૧૪




## અધ્યાય ચૌદમો.




મ્ય કહે છે—હે મહાબુદ્ધિવાળા ! જે વિષે બૃહદારણ્યમાં કહ્યું છે અને જે કથા વેદમાં પણ જોવામાં આવે છે તે કારણ તને કહું છું તે સાંભળ. ( ૧ ) એક વખત અશ્વમેધ યજ્ઞ કરવા માટે બ્રહ્મા અને રૂદ્રને આગળ કરીને ઇંદ્ર વિગેરે બધા દેવો મળ્યા. ( ૨ ) નારાયણનાં દર્શન કરવાની ઇચ્છાથી બ્રહ્મા અને લોકનું ભલું કરનારા શંકરને આગળ કરીને તેઓ ક્ષીરસાગર આગળ ગયા. ( ૩ ) ત્યાં તેમણે વિષ્ણુને જોયા હિ તેથી ઘણી ચિંતા કરવા લાગ્યા કે ખરેખર વિષ્ણુ દેવ વિના યજ્ઞ થઇ શકશે હિ. ( ૪ ) તે સઘળા વિચાર કરતા ફરી ફરી ચિંતા કરવા લાગ્યા કે સર્વવ્યાપી !નાતન એવા જગન્નાથ ક્યાં ગયા હશે! ( ૫ ) ઇંદ્રે શિર નમાવી પ્રણામ કરીને ાની એવા ગુરૂને પુછ્યું કે હે મહાબુદ્ધિવાળા ! બધાનાં દુખને ટાળવા મહેરબાની રી મધુસૂદન ક્યાં છે તે જલદીથી મને કહો. તેમને બોલાવીને હું શુભ એવો ાહાન યજ્ઞ કરીશ. ( ૬–૭ ) ગુરૂએ ઇંદ્રને કહ્યું કે મારૂં કહેવું સાંભળ. તું બ્રહ્માને પુછી જો તે તને બધું કહેશે. (૮) બ્રહ્મા વિષ્ણુ ને રૂદ્ર ત્રણે એકજ છે તેમાં અન્યથા નથી તેથી તે જાણે છે. માટે તે મોટા ઇશ્વરને પૂછ. ( ૯ ) તે વચન સાંભળીને ઇંદ્રે બ્રહ્માને પ્રણામ કરી પુછ્યું. તેને પ્રજાપતિએ કહ્યું કે ( ૧૦ ) બ્રહ્મા કહે છે—હે મહાભાગ ઇંદ્ર! સાંભળ. પૃથ્વી પર ધર્મારણ્ય નામનું પવિત્ર તીર્થ છે ત્યાં કેશવ છે. ( ૧૧ ) સઘળા દૈત્યોના સમૂહને મારીને અને દારૂણ યુદ્ધ કરીને પદ્માસન વાળી થાક્યા હોય તેમ હરિ ત્યાં બેઠા છે. ( ૧૨ ) શાર્ઙ્ગ ધનુષ્યને છેડે હડપચી રાખી ધનુષ્યના બાકીના ભાગ પર મસ્તક ટેકવીને આંખો મીંચીને ધ્યાન ધરતા હોય તેમ તે બેઠા છે. ( ૧૩ ) ધૌમ્ય કહે છે—એ પ્રમાણે વચન સાંભળીને ઇંદ્ર ને સર્વ દેવો જ્યાં જનાર્દન બેઠા હતા તે ધર્મારણ્યમાં ગયા. (૧૪) ત્યાં તેમણે હરિને ધ્યાનથી મીંચેલા નેત્ર વાળા જોયા. તે સર્વથી પર એવા નિર્ગુણ પરબ્રહ્મનું ધ્યાન ધરી રહ્યા હતા. ( ૧૫ ) ધનુષ પર ટેકવેલા મસ્તક વાળાં એવા સર્વના પૂજનીયને જોઇને તે સર્વ ખુશ થયા. અને પોતાના કાર્યની સિદ્ધિ થઇ એમ માનવા લાગ્યા.

( ૧૬ ) બ્રહ્માએ સર્વ કારણના કારણ રૂપ આદિ અને અંત વગરના વિષ્ણુની યજ્ઞ કાર્યની સિદ્ધિ માટે સ્તુતિ કરી. ( ૧૭ ) જ્યારે વિષ્ણુ જાગ્યા નહિ ત્યારે તેમને શી રીતે જગાડવા તે વિચારતાં ઇંદ્રને ઘણી ચિંતા થઇ. ( ૧૮ ) કાર્ય કેમ કરવું તેનો પુષ્કળ વિચાર કરીને વલિમકની આગળ વલ્મ્ય રૂપી ઉધેયને ઉત્પન્ન કરી.(૧૯) ઇંદ્રે તેમને કહ્યું કે દેવનું કાર્ય અદ્ભુત છે, બીજાથી સધાય તેવું નથી માટે તમે આજ ઝટ વિષ્ણુને જગાડો. ( ૨૦ ) ઉત્તમ યજ્ઞની સિદ્ધિ માટે હું તમારી પ્રાર્થના કરું છું કે તમે પણછ તોડી નાખો કે જેથી વિષ્ણુ જાગે. ( ૨૧ ) રમાકાન્ત જાગશે તો મારો યજ્ઞ થશે. તમે મારા અને સર્વ દેવના પૂજનીય છો. ( ૨૨ ) વલ્મ્ય કહે છે—હે દેવનાં દેવ વિભો મહારાજ! તમે સત્ય કહો છો. સ્વાર્થ સર્વને પ્રિય લાગે છે તેમાં સંશય નથી. ( ૨૩ ) હે ઇંદ્ર! સંસારમાં ઉત્તમ મધ્યમ અને અધમ એવા ત્રણ પ્રકારનાં માણસો છે એવી સનાતન રીત છે. ( ૨૪ ) હે વિભો! તમે ઉત્તમ લોકોનું લક્ષણ સાંભળો કે તેઓ પોતાનું કાર્ય છોડી બીજાનું કાર્ય કરે છે. ( ૨૫ ) પોતાનોજ સ્વાર્થ સાધનારા લોકો મધ્યમ ગણાય છે. જ્યારે અધમ લોકો બીજાનું કાર્ય બગાડી પોતાનું કાર્ય કરે છે. (૨૬) હે દેવોના ઇંદ્ર ! તે માટે કહું છું કે વિષ્ણુને હું કેમ જગાડું ! હે મહાભાગ! તેમ નહિ કરવાનું કારણ તને કહું છું કે ડાહ્યા માણસે કોઇ દિવસ સાધારણ માણસની નિદ્રાનો પણ ભંગ કરવો નહિ. તો હે વિભો! હું વિષ્ણુને તો કેમ જગાડું !(૨૭-૨૮)કદાપી વિષ્ણુ જાગે ને તે ઇશ્વર ગુસ્સે થાય તો અમને બાળીને ભસ્મ કરી નાખે, ને તારૂં પણ શુભ થાય નહિ. ( ૨૯ ) નિદ્રાનો ભંગ કરવાથી ઘણું પ્રાયશ્ચિત લાગે છે એમ તત્વને જાણનાર મુનીઓએ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. ( ૩૦ ) નિદ્રાનો ભંગ કરનાર, કથામાં વિઘ્ન કરનાર, સ્ત્રીને પુરૂષની પ્રીતિમાં અંતરાય નાખનાર, તથા છોકરાં ને માતાને જુદાં પાડનાર નરકમાં જાય છે. ( ૩૧ ) ઇંદ્ર કહે છે—આહૂતિ આપતાં જે કણ પૃથ્વી પર પડી જાય તેનું ફળ તમને મળશે માટે તમે સત્વર કામ કરો. ( ૩૨ ) ધૌમ્ય કહે છે—આ પ્રમાણે તેનું વચન સાંભળીને વલ્મ્યે તેજ ક્ષણે હરિના ધનુષની પણછ ઝટ કાપી નાખી. ( ૩૩ ) પણછ તુટતાં ધનુષ ઉછળ્યું ને તે દેવના દેવનું મસ્તક છેદાઇ સ્વર્ગમાં અંતર્ધાન થઇ ગયું. ( ૩૪ ) તે ક્યાં ગયું હશે તેની શોધ કરતા સઘળા દેવો જુદી જુદી દશે દિશાઓમાં મરજીમાં આવે તેમ શોધતા અને જોતા ગયા. (૩૫) પરંતુ તે માથું ન મળતાં તેઓ ફરીને ભેગા થયા અને શોકથી પીડીત થઇ કહેવા લાગ્યા કે આપણે મોટી ચિંતામાં આવી પડ્યા. (૩૬) દેવોએ વિશ્વકર્માને કહ્યું કે તમે શિલ્પવિદ્યામાં નિપુણ છો તો પ્રથમ હતું તેવુંજ વિષ્ણુ દેવનું માથું બનાવો. (૩૭) ત્યારે વિશ્વકર્માએ દેવોને કહ્યું કે યજ્ઞમાં મારો ભાગ નથી, તેથી તે ચાલુ કરો તો હે મહાભાગ! હું તે માથું બનાવું. (૩૮) બ્રહ્મા કહે છે—આજથી હવે હમેશાં તારો યજ્ઞમાં ભાગ થશે ને મહા યજ્ઞમાં દેવોની જોડે તને પણ સોમ રસ મળશે. (૩૯) તે વચન સાંભળી વિશ્વકર્મા ફરીથી બોલ્યા કે

હરિનું માથું લાવો તો હું તેના શરીર સાથે જોડી દઉં. (૪૦) તે બોલ્યા કે અમે ત્રણ લોકમાં જોયું પણ તે માથું જડતું નથી. તેથી તે શિરને માટે જે બની શકે તે બીજો ઉપાય કરો. (૪૧) ત્યારે હવે હું શું કરૂં એવા વિચારથી વિશ્વકર્મા ચુપ રહ્યા, વિચાર કરીને ફરીથી જગતના ગુરૂ એવા બ્રહ્માને કહ્યું. (૪૨) હે સ્વામિન્! આ યજ્ઞનો ઘોડો છે તેનું માથું કંઠેથી છેદીને અમિત તેજ વાળાં વિષ્ણુની જોડે જોડી દઉં છું. (૪૩) ઈંદ્રે ફરીથી તે મહામતિવાળા શિલ્પીને કહ્યું કે "ઠીક. હે મહાબાહો! જે પ્રમાણે વિષ્ણુ ખુશી થાય તેવું કામ કરો" (૪૪) ધૌમ્ય કહે છે- યજ્ઞના ઘોડાનું માથું ઝટ છેદીને વિશ્વકર્માએ હરિના લોહી ઝરતા કંઠ સાથે તુરતજ જોડી દીધું. (૪૫) હે મહારાજ! લાંબા હોઠવાળું ને મોટા દાંતવાળું એવું વિષ્ણુનું કરાળ વદન થયું. એ પ્રમાણે તે હયગ્રીવ થયા. (૪૬) પછી ઈંદ્ર વિગેરે દેવતાઓ પોતાનાં કરેલાં કામ યાદ લાવતા શરમાઈને તે જગદ્ગુરૂની સ્તુતિ કરવા લાગ્યા. (૪૭) દેવો કહે છે—હે દેવના દેવ જગન્નાથ! તમે સરજનાર પાલન કરનાર અને નાશ કરનાર છો. કાળે કરીને અઘટિત કાર્યથી તમારૂં આ કુરૂપ ઉત્પન્ન થયું છે. (૪૮) હે વિભો! હે બ્રહ્મન્! તારો જન્મ નથી તેમ મૃત્યુ નથી, તું અનાદિ અને નાશ રહીત છે. વળી તને દુઃખ નથી, ને તું પ્રકૃતિથી પણ પર છે. (૪૯) હે વિભો! તું જ પૃથ્વી છે, તું જલ છે, તું તેજ છે, વાયુ તેમ આકાશ પણ તુંજ છે, ઈંદ્રિયો અને ઈંદ્રિયાર્થ મન તથા બુદ્ધિ પણ તુંજ છે. (૫૦) આ જગત્ તારાથી ઉત્પન્ન થયું છે. ને ફરીથી તારામાંજ તે લીન થાય છે. તમે અકર્તા ને કર્તા, ગુણના રાશી અને વળી ગુણ રહીત પણ છો. (૫૧) તમે યજ્ઞ છો, તમે હવિ છો, તમે હોતા અને યજ્ઞના હુતાશ પણ તમે છો. તમે ઉદ્ગાતા અને સ્તુતિ કર્તા યજમાન પણ તમેજ છો (૫૨) હે દેવના દેવ! ત્રણ ભુવનમાં જે કાંઈ સત્ અસત્ વસ્તુ છે તે સર્વ કારણના કારણ રૂપ તારૂં સ્વરૂપ છે. (૫૩) તમે સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ અને સ્થૂલથી પણ સ્થૂલ છો. સર્વ ઠેકાણે જનારા, સર્વત્ર વ્યાપી રહેલ, તથા એક સનાતન રૂપ તમે છો. (૫૪) સર્વ રૂપધારી તમને નમસ્કાર છે. સર્વ ઠેકાણે વાસ કરનારા તમને નમસ્કાર છે. સર્વ વેદ જાણનારા ને વેદના આધાર રૂપ તમને નમસ્કાર છે. (૫૫) હે પ્રભો! તમને ઘોડાનાં જેવા મુખવાળા જોઈને સઘળા દેવો ઘણા દુઃખી થયા છે, ને તમારેજ શરણે આવ્યા છે. કારણ અમારી બીજી કાંઈ ગતિ નથી. (૫૬) ધૌમ્ય કહે છે—દેવોએ એ પ્રમાણે સ્તુતિ કરી ત્યારે ભગવાન્ બોલ્યા કે અહીં શા માટે આવ્યા છો ને શું કામ છે તે કહો. (૫૭) હે મહાભાગ! દુષ્ટ દૈત્યોથી દબાયલા છો કે બીજું કાંઇ મોટું કાર્ય છે તે મને કહો. સૃષ્ટિનો સરજનાર હું તે કરીશ. (૫૮) હે દેવો! તમારૂં અસાધ્ય એવું કામ પણ હું પોતે કરીશ. હે

શ્રેષ્ટ દેવો! તમારી આ સ્તુતિથી હું સંતોષ પામ્યો છું. (૫૯) વિષ્ણુનું એ વચન સાંભળીને સંતુષ્ટ થયું છે મન જેમનું એવા દેવોએ ફરી ફરી પ્રણામ કરીને નમ્ર થઇને આ પ્રમાણે કહ્યું. (૬૦) હે ભૂમન્! અમે દૈત્યોથી પીડાયા નથી તેમ બીજું પણ કાંઇ કામ નથી. હે માધવ! અશ્વમેધ યજ્ઞની ઇચ્છા ઉત્પન્ન થઇ છે. (૬૧) હે જનાર્દન! એ માટે અમે આંહી આવ્યા છીએ, અને તમને સમાધિસ્થ જોઇને અમે ઉઠાડવા પ્રયત્ન કર્યો. (૬૨) હે વિભો! અમે વલ્મ્યને મોકલ્યા, અને અમે અયોગ્ય કામ કર્યું કે તેમણે ધનુષ્યની પણછ છેદી નાખી જેથી તમારૂં અદ્ભુત મસ્તક છેદાઇ ગયું. (૬૩) હે વિભો! તે સહસા કામ કરીને અમે દુઃખી થયા છીએ. અમે તમારો અપરાધ કર્યો છે. હવે અમે શું કરીએ! (૬૪) તમારૂં લાંબા હોઠવાળું, દીર્ઘ દાંતવાળું ને કરાળ એવું કુરૂપ મુખ જોઇને અમારાં મન ખેદ પામે છે. (૬૫) હે દેવના દેવ! દયાના સાગર! હવે જેમ ઠીક થાય તેમ કહો. અને અમારૂં યજ્ઞકાર્ય સુખથી થાય તેમ કરો. (૬૬) શ્રી ભગવાન કહે છે—હે દેવો! હું ઘોડાના મુખવાળો થયો તેથી તમે ખેદ પામશો નહિ. તેમાં તમારો કાંઇ અપરાધ નથી. કારણ દૈવ એજ મોટું છે. (૬૭) આખું જગત્ દૈવને આધીન છે. ને તે દૈવ મારૂં મન છે. જે થવાનું છે તે થાય છે. એમાં ડાહ્યા માણસો શોક કરતા નથી. (૬૮) હે દેવો! હું કદિ સારા કે નરસા મુખ વાળો થતો નથી. તેથી હું સર્વ મુખવાળો અગર રૂપ વગરનો પણ છું. (૬૯) હું કાર્યના કારણથી રૂપ ધારણ કરૂં છું. હું રૂપ વગરનો છતાં દરેક યુગમાં રૂપધારી થાઉં છું. (૭૦) ધૌમ્ય કહે છે—વિષ્ણુનાં તે વચન સાંભળીને ખુશી થયેલા મનવાળા દેવોએ તે મહારાજને ભક્તિથી આનંદિત થયેલા ચિત્તે પ્રણામ કર્યાં. (૭૧) હે રાજન્! પછી તેઓએ પ્રસન્ન મનથી સો વર્ષ ચાલે એવો યજ્ઞ કર્યો. આ પ્રમાણે મેં તને એ કથા કહી. (૭૨) જનાર્દન દૈવયોગથી હયગ્રીવ કેવી રીતે થયા તે દીવ્ય કથા સાંભળીને માણસ સર્વ દુઃખથી મુક્ત થાય છે. (૭૩)

એ પ્રમાણે પદ્મપુરાણના પાતાળ ખંડમાં આવેલી શ્રીધર્મારણ્ય કથાનો હયગ્રીવ અવતાર નામનો ચૌદમો અધ્યાય.

પ્રભાશંકર જયશંકર પાઠક.

---




## विविध देशनी शिक्षणपद्धतिओना लाभालाभ.

૧ જુડીયા—યાહુદી લોકોની શિક્ષણપદ્ધતિ ઘણી પ્રાચીન ગણાય છે. તેઓ વિશેષે કરીને છોકરાંને ધાર્મિક અને સદ્ગુણી બનાવવા લક્ષ્ય આપતા ને તેથી તેમને સખ્ત શારીક શિક્ષા કરવાની પણ તેમના ગુરૂઓને છુટ અપાતી હતી. તેનું પરિણામ એ આવ્યું કે યાહુદીઓ ધર્મચૂસ્ત પ્રજા તરીકે પ્રખ્યાત થયા, પણ તેની સાથે સામા માણસની લાગણી પર થતા આઘાતની ઓછી કાળજી રાખનારા થયા.

૨ ઇજીપ્સ—આ દેશની પ્રજા પણ પૂર્વકાળમાં વિદ્યાકળામાં ઘણી આગળ વધેલી હતી. તે વખતે ભાષા ખગોળ ભૂમિતિ ગણિત પ્રાણીવર્ણન સંગીત ને ધર્મનું શિક્ષણ અપાતું. અમીર અને ગરીબ વર્ગનાં છોકરાં એક સાથે ભણાવવાનો રીવાજ હતો. જેના પરિણામમાં સમભાવનાને ઉત્તેજન મળતું, ને કેળવણી પણ ઉચ્ચ પ્રકારની બનતી.

૩ રોમ—એક વખત એવો પણ હતો કે પૃથ્વી પર રોમનું સામ્રાજ્ય હતું; ને તે દેશ સુધારાને શિખરે પહોંચેલો ગણાતો. તેમના શિક્ષણનો હેતુ આત્માને પૂર્ણપણામાં લાવવાનો અને કેવળ શુષ્ક તત્વજ્ઞાની નહિ પણ વ્યાવહારિક ફિલસુફ બનાવવાનો હતો તેથી શિક્ષણ સર્વદેશીય થતું.

૪ ગ્રીસ—આ દેશમાં બે શિક્ષણ પ્રણાલીઓ વિદ્યમાન હતી. (૧) સ્પાર્ટામાં શારીરિક કેળવણી પરત્વે અત્યંત ધ્યાન અપાતું તેમજ પીરરસ ને રાજકીય બળનું શિક્ષણ અપાતું; કારણ તે વખતના દેશકાળ પ્રમાણે તેમને તેવા શિક્ષણની જરૂર હતી. નબળા બાંધાનાં છોકરાંને મારી નાખવામાંજ આવતાં હતાં. સ્ત્રીઓને પણ ઘોડે બેસવાની પટ્ટા ખેલવાની ને ભાલો ફેરવવાની તાલીમ અપાતી તેથી તે પ્રજા બાહોશ ને શુરવીર થઇ સામ્રાજ્ય સ્થાપ્યું. આ પદ્ધતિથી સ્નેહ ને માર્દવની ખામી રહી ગઇ ને સ્ત્રી વર્ગમાં નીતિનું બંધ ઓછું થઇ ગયું. (૨) આથેન્સમાં સહૃદયતાની કેળવણીને મહત્વ અપાતું. તેથી લલિત કળાઓનો ઉદય થયો જેની અસર હજુ પણ દૃષ્ટિગોચર થાય છે.

૫ ચીન—કેળવણીને માટે ચીન પણ પ્રખ્યાત દેશ છે. સાં સાહિત્ય અને ઇતિહાસથી શિક્ષણ શરૂ થતું. ગંભીર નીતિ માટે નહિ પણ બહારની ટાપટીપ માટે

વિશેષ કાળજી રખાતી. આથી તે પ્રજાને પોતાના દેશને માટે અને પોતાના કળા-કૌશલ્યને માટે બહુ અભિમાન ઉત્પન્ન થયું. જેના પરિણામે તેનું બારિકાઈથી જ્ઞાન મેળવવા તેઓ બેદરકાર બન્યા. નીતિને મહત્વ નહિ આપવાથી તે શિથિલ થઈ ગઈ.

૬ ઇરાન—આ દેશમાં મિતાચાર અને મિતવ્યયની તાલીમ અપાતી. ડહાપણ ન્યાય શૌર્ય ને ઇંદ્રિયદમનનું શિક્ષણ અપાતું. નીતિનાં સૂત્રો ગોખાવાતાં, તેથી ત્યાંની પ્રજા નિરોગી બળવાન સંપીલી સાહસિક ને નીતિમાં દૃઢ થઈ.

૭ હિંદુસ્તાન—આ આપણા દેશની બાબત હોવાથી જરા વિસ્તારમાં ઉતરીશું. તે માટે દેશની પ્રાચીન અને અર્વાચીન બેઉ શિક્ષણ પદ્ધતિઓને સરખાવવી ઠીક પડશે.

### આપણી પ્રાચીન શિક્ષણ પધ્ધતિ.

બ્રહ્મચર્યને ખાસ મહત્વ અપાતું. મિતાચારી થવાનું શીખવાતું. ગોખણ પદ્ધતિ ચૂસ્ત રીતે પળાતી. ગુરુસેવાને મહત્વ અપાતું. વેદ સંહિતા ને ષડ્દર્શન દ્વારા ધર્મ ને નીતિનાં સૂત્રો શીખવાતાં. જ્ઞાનમાં બ્રહ્મજ્ઞાનને સૌથી શ્રેષ્ઠ મનાતું. આ સિવાય વિવિધ શાસ્ત્રો અને હુન્નરકળાઓ પણ શીખવાતાં. ગોખણદ્વારા જુની વિદ્યાનું સંરક્ષણ થયું, કારણ તે વખતે એને સાચવી રાખવા બીજું સાધન નહોતું. બ્રહ્મચર્યથી પ્રજા નિરોગી લાંબા આરોગ્ય વાળી બળવાન તેજસ્વી ને બુદ્ધિશાળી બનતી. ધર્મ પર દૃઢ શ્રદ્ધા ને નીતિનું અવલંબન ચૂસ્ત રીતે રહેતાં. અભ્યાસ પરીક્ષા પાસ કરવા માટેજ નહિ પણ જ્ઞાન મેળવવા કરાતો, તેથી મનુષ્યને ખરી કેળવણી મળતી. હુન્નરકળાઓનું શિક્ષણ અપાવાથી દેશમાં અનેક પ્રકારનો માલ બનતો. જેથી આર્થિક સ્થિતિમાં હિન્દ આખી પૃથ્વીપર શ્રેષ્ટતા ભોગવતો. સ્ત્રી કેળવણીને પણ સારી રીતે ઉત્તેજન અપાતું હોવાથી સ્ત્રીઓ મોટી સભાઓમાં અધ્યક્ષ સ્થાન મેળવવા અને બ્રહ્મજ્ઞાન જેવા ગહન વિષયો પર વાદવિવાદ કરવા સમર્થ બનતી. ધર્મ અને નીતિનું અવલંબન બહુ ચુસ્ત હતું.

### આપણી સાંપ્રત શિક્ષણ પદ્ધતિ.

પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગમાં આવ્યા પછી આ દેશની શિક્ષણ પદ્ધતિએ વર્ણસંકર રૂપ ધર્યું. તે દેશની કેળવણીનાં સંગીન તત્વો આ દેશની કેળવણીમાં દાખલ ન થવા દેતાં ઉલટું હતું તે પણ ગુમાવાય તેવી શિક્ષણ પદ્ધતિ ડોળી નખાઈ. શારીરિક કેળવણીને સમૂળગી વીસરી દેવાથી ને ઉગતાં બાળકો પર અનેક અપૂર્ણ વિષયોનો અસહ્ય બોજો લાદી દેવાથી ઉછરતી પ્રજા બળહીન ને બુદ્ધિ-હીન ઉત્પન્ન થવા લાગી. બાળમરણ ને અકાળમરણ વધી પડ્યાં. પરભાષા દ્વારા ઉચ્ચશિક્ષણ અપાતું હોવાથી અભ્યાસ કરવા જેવી ઉમરનો મોટો ભાગ તો માત્ર પરભાષા શીખવા પાછળજ ગાળવો પડે છે. છતાં નથી મળતું પરભાષાનું સંપૂર્ણ

જ્ઞાન કે નથી શીખાતી માતૃભાષા. આમ ઉભયભ્રષ્ટ થવાય છે. ધર્મ નીતિ ને વિદ્યાહુન્નરને તો દેશવટોજ દેવાયો આથી મોટે ખર્ચે મોટી પરીક્ષાઓ પાસ કરી કરીને નવો નોકરીયાત વર્ગ માત્ર ઉત્પન્ન કરાય છે. પોતાના ધર્મના અજ્ઞાન ને પરધર્મોના અર્ધજ્ઞાનથી ધર્મભ્રષ્ટતા ને નીતિ વિમુખતા ઉદ્દ્ભવે છે. કેળવણી હૃદયની નહિ પણ માત્ર મગજનીજ અપાતી હોવાથી વાણી અને આચાર જુદાં પડી ગયાં. શુષ્કવેદાંતિ ને વિતંડાવાદી જેવા વક્તાઓ અને વિદ્વાનો ઉભરાવા લાગ્યા. એકંદરે નવી શિક્ષણ પદ્ધતિથી દેશને મહાન આઘાત થયો.

## હવે બદલાતું નવું શિક્ષણ પધ્ધતિ ચક્ર.

દેશના નેતાઓના લક્ષ્યમાં આ વાત ઉતરી, ને કેળવણીનું લક્ષ્ય બિંદુ બદલવા મહા પ્રયાસો પૃથક્ પૃથક્ સ્થળે ઉદ્ભવવા લાગ્યા. ખાનગી સાહસથી નવી નવી શાળાઓ અને મહા પાઠશાળાઓ પણ ઉઘડી. છેવટ હાલ જે દિવ્ય વિભૂતિએ આખી પૃથ્વીનું લક્ષ પોતા તરફ ખેંચ્યું છે તે **મોઢ જ્ઞાતિભૂષણ મહાત્મા ગાંધીએ** આર્યાવર્તની આંખો ઉઘાડી, ને જેમ અકાએક ભૂકંપથી ક્ષણ માત્રમાં સ્થળ અને જળનું સ્થળાંતર થઇ જાય છે તેમ અખીલ આર્યાવર્તમાં પ્રાચીન અને અર્વાચીન આચાર વિચારોનું ગૂઢ રહસ્ય પ્રકટ કરી આર્યોને આર્યત્વ સમજાવ્યું. આ ભગીરથ પ્રયત્નથી દેશકાળજ બદલાઇ ગયો, જેથી પ્રભુ ઇચ્છા તો ટૂંક સમયમાંજ પોતાની ઉન્નતિને માટે હિંદને જેની જેની જરૂર છે તે સર્વ આપોઆપ આવી મળશે ને એક વખત પૃથ્વીતલ પર ઉત્કૃષ્ટતા ભોગવતો આર્યાવર્ત પુનઃ પોતાની પ્રાચીન જાહોજલાલી મેળવવા ભાગ્યશાળી થશે. ઇતિ ઓમ્. (સંપૂર્ણ)

**લેખકની નોંધ**---આ માસિકની શરૂઆતથીજ શિક્ષણના શાસ્ત્રીય વિષય પર ચર્ચાતો આ લેખ અત્ર પૂર્ણ થાય છે. પ્રભુ ઇચ્છા તો તેને થોડા વખતમાંજ સુધારી વધારી ત્રુટીઓ પૂર્ણ કરી પુસ્તકના રૂપમાં પ્રકટ કરવા ઇચ્છા છે. તો આ વિષયમાં રસ લેતા મારા સુજ્ઞ વાચક બંધુઓ તે પુસ્તકના રૂપમાં પ્રકટ થાય તે અગાઉ તેમાં કરવા જોઇતા સુધારા વધારા સુચવશે તો આભારી થઇશ.

આ લેખ અત્ર સમાપ્ત થયા છતાં હજુ શિક્ષણશાસ્ત્ર પર અનેક અવનવા લેખો મારા તરફથી અવર નવર અપાયેજ જશે.

પ્રભાશંકર જયશંકર પાઠક.




મહાત્મા બુદ્ધના સમયની આ વાત છે. બૌદ્ધ માર્ગની દીક્ષા લેનારને પાંચ પ્રતિજ્ઞાઓ અહિંસા અસ્તેય અવ્યભિચાર સત્યવાદ અને આત્મશુદ્ધિની પાળવી પડે છે. આ કલિયુગમાં ચીન જપાન જેવા નામધારી બૌધ માર્ગી દેશો એ પ્રતિજ્ઞાઓ ન પાળતા હોય એ જુદી વાત છે; પરંતુ પ્રત્યેક સાચા બૌદ્ધ માર્ગીને આ પાંચ પ્રતિજ્ઞાઓનું અન્ત પર્યંત કઠોર પાલન કરવું જ પડે.

એક ત્રીસ ઘરની વસ્તીની ગામડામાં માઘમાનવ નામના એક ગૃહસ્થ કુટુંબ સહિત રહેતા. તે ઉપલી પ્રતિજ્ઞાઓનું બરાબર પાલન કરતા. એક દિવસ એ ત્રીસે ઘરના પુરુષો ગામની વ્યવસ્થાના વિચારો કરતા ઉભા હતા. માઘમાનવે પોતાને ઉભા રહેવાની જગા બરાબર સ્વચ્છ કરી હતી. તે સ્વચ્છતાથી એક બીજા ભાઈ લોભાયા અને માઘમાનવની જગાએ તે ઉભા. માઘમાનવે બીજી જગા સાફ કરી; એક બીજા ભાઇએ તે પણ પચાવી. એમ કરતાં માઘમાનવે બધાય માટે સ્વચ્છ જગા બનાવી દીધી ત્યારથી પ્રત્યેકે પોતાને માટે જગા સાફ કરી લેવાનું શીખી લીધું.

માઘમાનવ પૈસે ટકે સુખી હતા. ત્હેણે એક ઓરડો બંધાવ્યો; અને ગામ વ્યવસ્થાના વિચાર માટે બધાને ત્યાં બોલાવી ખુરસીઓ પર બેસાડવાની ગોઠવણ કરી આપી. વળી તે ગામમાં આવનાર કોઇ અજાણ્યાને પણ ત્હેમાં વિસામો મળતો. આ રીતે તેણે ગામ લોકનાં મન જીતી લીધાં. લોકો તેની આજ્ઞાનુસાર વર્તવા લાગ્યા. માઘમાનવે પેલી પાંચ પ્રતિજ્ઞાઓ તેમના મનમાં બરાબર ઠસાવી, અને ત્યારથીજ તેઓ એ પ્રમાણે વર્તવા લાગ્યા. કેટલીક વાર બધાને લઇને માઘમાનવ અનેક શુભ કાર્યો માટે નીકળા પડતા. એક વાર તેમણે ગામના રસ્તાઓ સ્વચ્છ કરી નાખવાનું નક્કી કર્યું. બધાય પોત પોતાનાં હથિયાર લઇ કાર્ય કરવા મંડી પડ્યા, અને થોડા વખતમાંજ ગંદા લાગતા રસ્તાઓને સોહામણા બનાવી દીધા. વળી તળાવ અને કુવા પણ સુંદર રીતે બાંધ્યા. એક ધર્મશાળા પણ બાંધી અને તેમાં દુઃખી જનો તેમના આશ્રિત થઇ રહ્યા. આમ એ પ્રતિજ્ઞાઓ તેઓ પ્રમાણિક પણે જાળવતા.

જ્યારે માઘમાનવે આવી કશી વ્યવસ્થા ન કરી હતી ત્યારે એ લોક દારૂ પીતા, ચોરી કરતા, એક બીજાને મારતા; અને આથી એ ગામ પર મુકાએલો મુખી એથી આનંદ માણતો. કારણ કે જેટલા વધારે ગુન્હા તે પકડતો તેટલાં વધારે નાણાં તેને મળતાં. માઘમાનવે તેની રોજી ઓછી કરી નાખી આથી તે

સ્વાભાવિક રીતે ક્રોધે ભરાયો, અને રાજાને જઇને એવાં જુઠાણાં કહ્યાં કે રાજાએ એ ત્રીસે જણને પકડી મંગાવ્યા, અને કાંઇ પણ તપાસ કર્યા વિના તેમને હાથીના પગ નીચે કચડી નાખવાનો હુકમ આપ્યો. બધાયને એક અમલદારે ચોગાનમાં ઉભા રાખ્યા, અને એક હાથી પણ આણ્યો. માઘમાનવે પેલા બધાંને ઉદ્દેશીને કહ્યું:—

ભાઇઓ !

પેલી પાંચ પ્રતિજ્ઞાઓ ધ્યાનમાં રાખજો. તમારા પોતાના શરીર પર રાખોછો તેટલોજ પ્રેમ પેલા જુઠા અધિકારી રાજા અને હાથી પર પણ જરૂર રાખજો. તેમના અને તમારામાં અંતર ન જુઓ. તેમને તમારા પોતાના ભાઇઓ ગણી સત્યને અર્થે આપણી પ્રતિજ્ઞાને અર્થે આપણે પ્રાણાર્પણ કરીએ છીએ એ જાણી લઇ સંપૂર્ણ સંતોષથી મરજો. સાચાનો બેલી ઇશ્વર છે.

બધા હર્ષમાં આવી જઇ મરણની આતુરતાથી રાહ જોવા લાગ્યા.

હવે એક ચમત્કાર બન્યો. હાથી મસ્ત થયેલો છતાં પેલા લોકોની પાસે ન આવતાં જોરથી બુમો મારતો પાછો ન્હાસવા લાગ્યો. બીજાને આણ્યો. તેની પણ તેજ સ્થિતિ થઇ. હાથીખાનાના બધા હાથી આવી ગયા, પણ કોઇ પેલા લોકોની પાસે ગયોજ નહિ. કોઇએ કહ્યું તેમની પાસે કાંઇ દવા હશે જે સુંઘી હાથી જતા રહેતા હશે. આ સાંભળી તેમની સંપૂર્ણ જડતી લેવાઇ, પણ કાંઇ ન નીકળ્યું. વળી કોઇએ કહ્યું તેમની પાસે કાંઇ મંત્ર હશે જે ભણ્યાથી હાથી નાસી જતા હશે. આથી રાજાએ બધાને બોલાવ્યાં; અને મંત્ર વિષે પૂછ્યું. માઘમાનવે કહ્યું:—

રાજાજી!

અમારી પાસે કદમાં નાનો પણ અર્થમાં વિશાળ બે અક્ષરનો એકજ મંત્ર અને તે **સેવા** અમે કોઇને મારતા નથી, લુટતા નથી, જુઠું નથી બોલતા, વ્યભિચાર નથી કરતા, અને દારૂ નથી પીતા, અમને જો કોઇ મારે તો તેને ભાઇ માની શાંતિ પૂર્વક સહી લઇએ છીએ. એક બીજાની અને ગામની યથાશક્તિ સેવા કરીએ છીએ, માનવ જાતિ પર ભ્રાતૃપ્રેમ રાખીએ છીએ, અને અમારા ગામમાં જો કોઇ ભાઇ પધારે તો તેની યથાશક્તિ સેવા કરી ઇશ્વરનો ગુણ માનીએ છીએ. આ કેવળ "સેવા" નો જ અમારો મંત્ર છે.

રાજા આવા પ્રજાજનો પોતાના રાજ્યમાં વસે છે જાણી આનંદ પામ્યો. તેણે પેલા જુઠા મુખીનું ઘર લુંટાવી તેની મીલ્કત માઘમાનવના ગામવાળાઓને આપવા નક્કી કર્યું. માઘમાનવે તેનો સાદર ઇન્કાર કર્યો. એથી વિસ્મય પામી એક હાથી અને તેમનું ગામ તેમને સોંપી દીધું. તેઓ વ્યવસ્થા પૂર્વક ગામ સંભાળવા લાગ્યા, અને આબાદ કર્યું. બીજાં ગામોએ આનો દાખલો લીધો.

દેશસેવા કરનારને આ કથા અનુકરણીય નથી શું !

નૃસિંહ પ્રેમાનંદની ખડકી, ગોધરા } **અંબાલાલ ચુનીલાલ પરીખ.**

# चुंथा चातुर्विद्य ज्ञातिना पवित्र पिता पुत्रना आदर्श जीवननी टुंक जीवन रुपरेषा.




એક અત્યંત ખેદજનક બનાવ છે કે કાઠીઆવાડી ચુંથા સમવાયમાં અગ્રગણ્ય ગણાતા સદ્દગત શ્રીયુત્ ગવરીશંકર પુરૂષોત્તમ ત્રિવાડી તથા તેમના ગુણાઢય પુત્ર શ્રીયુત્ લાલશંકર ગવરીશંકરનાં જીવનની નોંધ અત્ર એકજ સમયે લેવાનો વિષમ સંયોગ આવી મળેછે. કે. ગવરીશંકર પુરૂષોત્તમના દેહ–વિલય સમયે એવી સંસ્થા કે એવું માસિક પત્ર ન હતું કે જેથી તેમના જીવનનાં શુભ ચરિત્રો જ્ઞાતિ–બંધુઓને જણાવી તેમનું અનુકરણ કરવાનું અથવા તેમનાં સદ્દવર્તનોમાં વાંચનારનું હૃદય વધારે પ્રેમી બનાવી શકાય. અનેક જાતનાં કષ્ટો વેઠીને પણ સ્વાભિમાન જ્ઞાતિ–અભિમાન, દયાર્દ્રતા, સત્સવર્તિપણુ, નિખાલસપણું વગેરે સર્વગ્રાહ્ય તત્વોને સંગ્રહી આત્મ–કલ્યાણ સાધનાર પોતાના આત્મબળથી ઉદ્યોગ–વ્યાપારનું વિજ્ઞાન મેળવી સ્વાશ્રયી કેમ થઈ શકાય તેનો સરળ રસ્તો આપણને આવા પુરૂષોના સચ્ચરિત્રોમાંથી મળી શકેછે. તો તેવા સદ્દગત પુરૂષોને શ્રાદ્ધાંજલિ આપી આપણે કૃતાર્થ થઇ શકીએ.

## સ્વ. ત્રવાડી ગવરીશંકર પુરૂષોત્તમ વાલુકડવાળા.

માન્યવર ત્રવાડી ગવુરીશંકર પુરૂષોત્તમનો જન્મ લગભગ વિક્રમ સંવત્ ૧૯૧૮ માં વાલુકડ–તાબે લાઠી સ્ટેટ–મુકામે થયો હતો. તેમની માતાનું નામ પાનબાઇ હતું. તેમના પિતાશ્રી શ્રીયુત પુરૂષોત્તમ નથ્થુ ત્રવાડી પ્રસિદ્ધ કવિવર કલાપીના વડીલશ્રીના રાજ્ય વહીવટ વખતે લાઠી સ્ટેટનું પ્રધાન ( કાર્યભારી ) પદ ભોગવતા હતા. જે સમયે તેઓ કાર્યભારી હતા તે વખતે અંગ્રેજી પદ્ધતિઓ ઘણે ભાગે વહીવટમાં દાખલ ન હોતી થઈ. શુદ્ધ ક્ષાત્રતેજને પ્રકાશમાં લાવવાના પ્રસંગો વારંવાર તે વખતના ક્ષત્રિયોને મળતા રહેતા. ગાય ભૂમિ અને બ્રાહ્મણનું પાલન–પોષણ તે વખતના ક્ષત્રિયોનું પરમ કર્તવ્ય હતું. બ્રાહ્મણો પણ ધર્મ–કર્મમાં નિષ્ણાત હોઇ રાજ્ય–કારભારમાં પોતાનો હિસ્સો આપતા. કાંઇ પણ મતિ–ભેદને લીધે અને રાજ્ય–વહીવટના વિવિધ પ્રસંગોને લીધે હૃદયમાં ન ઉતરી શકે એવા વખને ઉદાસીનતા પણ ધારણ કરતાં તેમને આવડતી. શ્રીયુત

પુરૂષોત્તમ નથ્થુ એ ગોહિલકુલ શિરોમણિના સમયે પોતાની કાર્ય કુશળતા ઘણે પ્રસંગે દર્શાવ્યે જતા. આવા પ્રધાનપદના હોદ્દા-કાઠિયાવાડી ચુંથા સમવાયમાંના બહુજ થોડા કુટુંબોએ ભોગવેલા છે. એવા માનવતા કુટુમ્બમાં જન્મ પામી શ્રીયુત ગવરીશંકર ત્રવાડીએ પણ પોતાના પરંપરાના સદ્ગુણોને બચપણમાંથી જ હૃદયમાં સ્થાન આપ્યું હતું. વધારે ગુલામીમાં નહી સપડાયલા તે જમાનામાં કાઠિઆવાડના સ્ટેટોમાં અંગ્રેજી શિક્ષણ ઘણુંજ ઓછું હતું. ગુજરાતી સાત ધોરણ તથા બ્રાહ્મણોને લગતાં નિત્યકર્મો, થોડો એક સ્વશાખાનો સામ-વિભાગ તથા અનુકૂળ પડતું તત્ત્વજ્ઞાન વગેરે વિદ્યા પોતાના ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવા માટે પુરતી ગણાતી હતી. સાત ધોરણોમાં અપાતું વ્યાવહારિક અને વ્યાપારસંબંધી જ્ઞાન પોતાના જીવન-નિર્વાહ પ્રસંગે શ્રેષ્ઠ ગણાતું. આવા સંયોગે જેટલું ઉપયોગી ગણી શકાય તેટલું જ્ઞાન શ્રીયુત ગવરીશંકર ત્રવાડીએ ગુજરાતી શાળામાં પોતાના ગામમાંથીજ સંપાદન કર્યું. પોતાના ગૃહસ્થાશ્રમમાં પ્રવેશતી વખતે પિતાશ્રીનો સ્વર્ગવાસ થયેલો હોવાથી સઘળો બોજો પોતાને શિર આવી પડયો. તેમનું લગ્ન જ્ઞાતિમાં પવિત્ર ગણાતા ગજાભાઇની વાવડીવાલા શ્યામજી રત્નાકર ત્રવાડીના વંશજ જગજીવન ત્રવાડીનાં પુત્રી રામકુવર બાઇ સાથે થયું હતું. આ સમયે પોતાની ઉમર લગભગ ૧૮ વર્ષની હશે. લાઠી સ્ટેટના સ્કંધરૂપ ગણાતા વાલુકડ ગામમાં ત્રવાડીએ રૂ કપાસ અનાજ અને બીજા વસાણાઓનો વેપાર ઘણીજ હિમ્મતથી શરૂ કર્યો. હૃદયની ઉચ્ચતાએ વૃદ્ધોના પુણ્યબળે અને વૃદ્ધોએ મેળવેલી પ્રતિષ્ઠાના બળથી સ્વગ્રામમાં પણ પોતાનો વ્યાપાર ફત્તેહમંદ નીવડ્યો. આવી રીતે ચારેક વર્ષ આનંદથી ગુજાર્યાં.

લોભ યદ્યપિ અવગુણજ છે, તો પણ તે જો પરિમિત હોય તો ઘણે પ્રસંગે અનેક જનોના કલ્યાણ માટે યોજાય છે. એ હિસાબે શ્રીયુત ગવરીશંકર ત્રવાડીના વિશુદ્ધ હૃદયમાં ધનનો, માનનો, અને સ્વજનોના કલ્યાણનો લોભ સ્થાન મેળવવા પામ્યો. વ્યાપારીઓના મથક તથા હિન્દુસ્થાનમાં વ્યાપારને માટે પ્રથમ પંક્તિએ ગણાતા મોહમયી ( મુંબઇ ) નગરમાં પોતાના અભ્યુદય અર્થે તે વખતે ગવરીશંકર ત્રવાડીના ભત્રીજા શ્રીયુત પ્રભાશંકર ત્રિભુવન ત્રવાડીએ આવી પોતાના અભ્યાસી હૃદયને વ્યાપારમાં પરોવ્યું. કાર્ય પ્રસંગે સ્વનિવાસ જતાં પોતાના કાકાશ્રીને ભાગ્યને અજમાવવા મુંબઈ આવવા સૂચવ્યું, ત્યારે તેઓ મોહમયીમાં રહી પોતાના ભાગ્યને અજમાવવાની તક ચૂક્યા નહી. તેઓ બન્ને સાથે મુંબઇ આવ્યા. પ્રભાશંકર ત્રવાડીએ પોતાના પરિચિત શેઠીઆઓમાં તેમનો પરિચય કરાવ્યો. આ ખાનદાન કુટુમ્બના બન્ને ઉત્સાહી યુવકો સાથે મુંબાઇના વેપારીઓને વાતચિતનો પ્રસંગ મળતાંજ તેમના વિશુદ્ધ હૃદયની તથા વ્યાપારી-બાહોશીની ખાત્રી થઇ જતી હતી. મુંબઇમાં પ્રારં-

ભથી જેણે નોકરી કરી અનેક પ્રકારના મનુષ્યોના હૃદય જાણવાનો પ્રસંગ મેળવ્યો હોય તેજ મનુષ્ય લોકોનો વિશ્વાસપાત્ર બની પોતાની સ્વતંત્રતા જમાવી શકે છે. આ સિદ્ધાન્ત તેમના હૃદયમાં વિશ્વાસ પૂર્વક ઠસ્યો. અને તેઓએ કોઇ ઉત્તમ ધંધાવાળાને ત્યાં નોકરી કરવા કબુલ્યું. તે કુટુંબને વધારે પરિચય તેજ અને તેજસ્વીઓ સાથે હોવાથી સોના ચાંદીવાળા વ્યાપારીને ત્યાં નોકરી પસંદ કીધી. સંવત્ ૧૯૪૦ માં સોની ઝાલા વીજાને ત્યાં પોતાની વ્યાપારી વહીવટની બાહોશીથી મોટા મુનીમ તરીકે યોજાયા. આજથી તેમના ભાગ્યનું તેજ કાંઈ ઔર જ વધવા લાગ્યું. ગાયત્રી–ઉપાસનાના ફળની પ્રાપ્તિનું દ્વાર મળ્યું હોય તેમ પોતાના એ ઉદર નિર્વાહની સતત યોજના ઘડાઇ ચુકી. નવનવા અનુભવો મળવા લાગ્યા. અનેક ધનિકોની સાથે ગાઢ પરિચય થતો ગયો. પોતાના કૌટુંબિક સત્વગુણોના પરિચયે મુંબઇની શરાફી આલમમાં તથા સોના ચાંદીના વ્યાપારી આલમમાં પોતાનો વિશ્વાસ વધાર્યો. હૃદય દૃઢ થયું. આત્મબળ પ્રાપ્ત થયું અને પોતાની સત્તાથી વ્યાપારીઓમાં કીર્તિ મેળવવાનો લાગ શોધવા લાગ્યા. મુંબાઇના વ્યાપારો ભાગીદારોની સહાયથી વધારે ફત્તેહમંદ થાય છે એવો પાકો અનુભવ આ સમયે પોતાને થયેલો હોવાથી ભાવનગરવાળા નાગર ગૃહસ્થ સંતોકરામ નાનાભાઇની મદદથી સુતાર ચાલમાં સોના ચાંદીની દુકાન તથા હુંડી પત્રીનો વ્યાપાર શરૂ કીધો. પોતાનો વ્યવહાર દીપવા લાગ્યો. વડીલોએ દીવાનગીરીમાં મેળવેલી કીર્તિ તથા ધન બન્નેનું પુનઃ દર્શન થયું. લક્ષ્મી કરતાં કીર્તિ તેઓને વધારે વહાલી હતી. બન્નેના સાપત્યમાં કીર્તિએ પોતાનો પગ તે કુટુંબમાં વધારે સ્થિર કર્યો. ગવરીશંકર ત્રવાડીને એક પુત્ર તથા ચાર પુત્રીઓ એમ પાંચ સંતાનો થયાં. સોનાની પરીક્ષા જેમ અગ્નિમાં તથા કસોટી ઉપર કરવાથી થાયછે, તેમ ઉત્તમ ગુણોવાળા સજ્જન પુરૂષોની પરીક્ષા પોતે આરંભેલા વ્યવહારમાં તથા પોતાના ભિન્ન ભિન્ન મતના અનેક સગાવહાલાઓની સાથમાં આવતા મતભેદના ઝગડાઓમાં સચવાએલા અવિકારી હૃદયથી થાય છે. તેમના સત્પુત્ર શ્રીયુત લાલશંકરનું લગ્ન જ્ઞાતિ–સેવામાં પ્રસિદ્ધ વેદીયા ગોબરશુકલના કુટુંબમાં ત્રવાડી પ્રચ્છાશંકરની પુત્રી વેરે થયું હતું. આ બન્ને ખાનદાન કુટુંબોનો સંબંધ સુવર્ણ અને રત્નના સંયોગ જેવો હતો. અનેક પ્રકારનાં અવનવાં સાધનોથી કન્યાવાળાએ વરવાળાને સંતોષ્યા, અને પોત પોતાની ઉજ્વળ કીર્તિ રૂપી સમુદ્રમાં પોતાના અભ્યુદયનો વાવટો ફરકાવવા લાગ્યા. પોતાના ગુણાઢ્ય પુત્ર રત્નનું આ સૌભાગ્ય ચિન્હ હતું. લાલશંકર ત્રવાડીને આ પત્નીએ એક પુત્રી રત્ન આપ્યું હતું જેનું નામ કનુબા હતું. લાલશંકરની પુત્રી તથા તેમની સૌથી ન્હાની બ્હેન કાશીગવરી કે જે ભરતગશંકર શુકલના પુત્ર સાથે પરણાવી હતી તે બન્ને ફોઇ ભત્રીજીનાં લગ્ન એકજ તિથિએ થયાં હતાં. શ્રીયુત ગવરીશંકર ત્રવાડીનાં ઉંચા

સન્તાનનો તથા તેમના પુત્ર લાલશંકરની પહેલ વહેલી પુત્રીનો શુભ લગ્નપ્રસંગ આ લેખકે સ્વદષ્ટિએ જોયો છે. પુત્રી તથા પૌત્રીને સુવર્ણ તથા રજતના સર્વે યોગ્ય અલંકારોથી શણગારી પોતાની દુકાનની સિદ્ધિનો અષ્ટમાંશ આ કન્યાદાન વખતે ત્યાં '**इमां सुवर्णालंकारभूषितां**' એમ સંકલ્પ કરી 'સ્વસ્તિ' વચનોથી સ્વીકાર કરાવવામાં આવ્યો હતો. કે૦ ત્રવાડી પોતાના જીવનમાં આ શુભ પ્રસંગનો લ્હાવો લેતાં પોતાને કૃતાર્થ સમજતા. બન્ને જાનમાંના મહેમાનોના સ્વાગતમાં કશી પણ ન્યૂનતા થવા ન પામી, તેમજ પહેરામણી વખતે વરના કુટુમ્બોને વસ્ત્રોના ઉપહારો (પહેરામણી) થી સંતોષ્યા. આવો શુભયત્ન તેઓ પોતાના શુદ્ધ હૃદયથી તથા નિરભિમાનીપણાથી કરી પોતાને સુખી માનવા લાગ્યા. વિશુદ્ધ આત્માને '**वसुधैव कुटुम्बकम्**' એ સૂત્રના સિદ્ધાંતોમાં વિહરવાનો આખી જીંદગીમાં એકજ વખત લ્હાવો મળેછે. આ બધા પ્રસંગો તેમની મનોકામનાઓ પુરી કરતા હતા.

કે૦ ત્રવાડીનો વ્યાપાર સંબંધી ઉત્સાહ એવોને એવોજ ઉછળ્યા કર્યો; પરંતુ દૈવયોગે અથવા ભાગીદારને નહી પોષાવાથી ના છુટકે દુકાનને વધાવી લીધી. શ્રીયુત કે. ત્રવાડીજીને અનુભવ પુષ્કળ હતો. અગાઉના બે શેઠીઆઓના ભાગી ધંધામાંથી થોડી ઘણી પુંજી પણ પાસે થઇ હતી. આ વખતે ત્રવાડીજીની ચાલાક બુદ્ધિએ નિશ્ચય કર્યો કે વ્યાપારી વહીવટ કરતાં મજુરી વહીવટ સલામત છે, એટલે કે તેમાં કમાણી ભલેને ઓછાવત્તી થાય, તોપણ ધંધો આફતમાં તો આવતોજ નથી. એવા નિશ્ચયાત્મક જ્ઞાનથી તેઓએ એક કારખાનું સંવત્ ૧૯૬૨ માં સ્થાપ્યું. જેમાં અનેક જાતની ઘુઘરીઓ દેવ મૂર્તિની છાપવાળાં સોના ચાંદીના કોટમાં પહેરાતા બટનો, અનેક દેશનાયકોની પ્રતિમાઓ, ડાઇઓ ઉત્તમ કારીગરો પાસે કોતરાવી લગભગ ૨૦ થી ૩૦ મજુરો હમેશાં સુખેથી કમાણી કરી શકે તેવા ચાંદી ગાલવાના પાતરાં કાઢવાનાં કાપવાના તથા પૉલીશ કરવાના સંચાઓ ગોઠવી પોતાના શરીરની માફક કારખાનાને નવજીવન અર્પ્યું. મુંબાઇમાં આવાં કારખાનાંઓ ઘણાંજ ઓછાં છે. અને બહાર ગામોમાં પણ દેશનાયકો પ્રત્યેનો તથા પ્રાચીન દેવતાઓ પ્રત્યેનો લોક સમાજનો પ્રેમ દીવસે દીવસે ઉભરાતો જોઇ તેવી મૂર્તિઓને આકૃતિઓવાળાં સોનાના અથવા ચાંદીના મેંડલો, તેમજ મૂર્તિઓવાળા બટનો વગેરે વિવિધ સંસ્કૃતિથી બનાવી લોકોનાં વક્ષઃસ્થળોને હાથોને અને કંઠને શોભાવી દીધા. લોકમતને તથા ધાર્મિક રૂઢીને અનુસરીને અનેક પ્રકારના ઉપહારો આપી દેશદેશાવરના વ્યાપારીઓ દ્વારા પોતાના કારખાનાની પ્રસાદી પ્રાયઃ પ્રત્યેક ભારતવર્ષ નિવાસીઓનાં કંઠમાં અર્પણ કરી. પ્રત્યેક બટનોનો ઉપયોગ કરનારા સજ્જનો કદાચિત્ આ પ્રસંગિક

કારખાનાના માલિકના નામને ન જાણે તે સંભવિત છે, અને ત્રિવાડીજીએ પણ એ પ્રમાણે વ્યાપારી તરીકે પ્રસિદ્ધ થવા પ્રયાસ કર્યો ન હતો, તથાપિ દ્વારકાંથી જગન્નાથજી સુધીના અને કાશ્મીરથી રામેશ્વર સુધીના વ્યાપારી પ્રતિનિધિઓને આ કારખાનું કલ્પવૃક્ષ માફક જે જાતનો માલ જોઇએ તેવો વાયદા પ્રમાણે હજુ પણ અર્પણ કર્યે જાય છે એ સત્ય જગજાહેર છે. વ્યાપારીઓના આડતીઆઓ તથા મુંબઇના તે તે વસ્તુના વ્યાપારીઓ આ કારખાનાને ખરી રીતે જાણે છે, તથા શુદ્ધ હૃદયથી તેની આબાદી ઇચ્છે છે. ત્રવાડીજીએ દેશની તથા દેશબાંધવોની સેવા આ દૃષ્ટિએ ઘણીજ સ્નેહની લાગણી સાથે કરેલી છે. આજે થોડો ઘણો પણ સોનાનો અથવા ચાંદીનો માલ લેવા ઇચ્છા થાય તો આડતીઆઓ ત્રવાડીજીના કાંદાવાડીમાં આવેલા માધવભુવનમાંના કારખાનાની મુલાકાત લઇ પહેલ પહેલા ઓર્ડરો અહિંજ નોંધાવેછે. અને ગવરીશંકર પુરૂષોત્તમ ત્રવાડીના કારખાનાને શુદ્ધ ભાવનાથી ચાલતું જોઇ આશીર્વાદ આપે છે.

બીજી વાત જો હું ભુલી જતો ન હોઉં તો આ કારખાના વિષે ઘણીજ અગત્યની છે, અને તે એ કે શ્રીયુત મોઢ માર્તણ્ડના તંત્રી પ્રભાશંકર જયશંકર પાઠકની જ્ઞાતિસેવાની ઉત્કટ અભિલાષાઓથી તથા સર્વ જોગે પણ જ્ઞાતિઉન્નતિ કરનાના સબળ પરિશ્રમને પરિણામે તા.૧૬–૨–૧૨ના શિવરાત્રિને રોજ "કાઠિઆવાડી ચાતુર્વિધ મોઢજ્ઞાતિ મંડળ"ની સ્થાપના આ કારખાનામાંજ થઇ, અને ત્યાર પછી જે જે સભાઓ ભરાઇ તે બહુધા તેમના પવિત્ર કારખાના તથા પેઢીમાંજ ભરાઇ છે. મંડળની સંસ્થાને બેસવા ઉઠવાનો આશ્રય આપનાર તથા અનેક ખર્ચને યોગે પણ આવી વ્યવસ્થા નિભાવી રાખનાર ગવરીશંકર ત્રવાડી જ વારંવાર પુણ્યના ભાગ્યશાળી થયાછે. અને મોઢ માર્તણ્ડનો ઉદય પણ તે મંડળના શુભ વિચારોને અને શ્રીયુત પ્રભાશંકર ત્રિભુવન ત્રવાડીની ધનની અપરિમિત સહાયને આભારી છે. મતલબ કે જે કાંઇ જ્ઞાતિ સેવાની પવિત્ર ઘટનાઓ શ્રીયુત પાઠકદ્વાર બનવા પામી છે, તેનો યશ વાલુકડ વાળા ત્રવાડી કુટુંબનેજ છે. વર્ષોનાં વર્ષો સુધી મોઢ જ્ઞાતિના શુભેચ્છકો તરીકે તે કુટુમ્બનું નામ આબાદ રહો! અને તેઓએ કરેલા પુણ્યકાર્યનું ફળ તેઓની વંશ–પરંપરામાં વહેંચાયા કરો! અસ્તુ.

બીજા ઘણાએ એવા પ્રસંગો તેમના જીવન ક્રમમાં બનેલા છે; પરંતુ વિસ્તાર ભયથી તે આંહી ન આપી શકાય. તેઓએ જે જે પ્રસંગોમાં પોત પોતાનું તન મન ધન અર્પ્યું છે તે પ્રસંગોનું સ્મરણજ આપણા જીવનવિકાસમાં શ્રેયસ્કર થઇ શકે. ત્રવાડીને મુંબઇના સતત નિવાસથી તથા સ્વાશ્રયી બનવાને પ્રસંગે થયેલા ઉત્સાહમાં શરીરના આરોગ્યની જરા દરકાર રહી નહી. તેથી તેઓને હરવખતેનું સંગ્રહણીનો રોગ લાગુ પડયો. થોડા દિવસ તબીયત સારી રહે, તો થોડા

વખતમાં વળી તેનો તે રોગ ઉથલો મારે. આમ ત્રવાડીજીનું શરીર દીવસે દીવસે ઘસાતું ગયું. આવા પ્રસંગોએ ત્રવાડીજી દીર્ઘદૃષ્ટિ વાપરી પોતાના પુત્ર શ્રીયુત લાલશંકર તથા ભાણેજ અથવા ભત્રીજા (શ્યાલક-પુત્ર) ભગવાનજી ઉમીઆ શંકર વાવડીવાળાને પોતાના કારખાનાનો સર્વ કાર્યભાર સોંપવા લાગ્યા. માલ જલદી કેમ બનાવાય તથા કેવી જાતના કારીગરોથી કેવી રીતે કામ લેવાય તે ગુરુવિદ્યા ત્રવાડી પાસેથી શીખી લેતાં તે મામા ફોઇના ભાઇઓને વાર ન લાગી પોતાની કૃતિના શુભ પરિણામે ત્રવાડી હવે કાંઇક ચિન્તામુક્ત થયા, અને આરોગ્ય માટે સ્વગ્રામમાંજ નિવાસ કરવા દૃઢ નિશ્ચય કર્યો. મોહમયીનો નિવાસ, વધતી જતી આબાદી, તથા જ્ઞાતિનું શ્રેયઃ કરવાને ઉત્કટ ઇચ્છાઓ મુંબઇમાં આવવા તેઓને લલચાવતી; પરંતુ કારખાનાનો ભાર પોતાના શિરથી ઓછો થતો જોઇ પોતાના દેહનું કલ્યાણ સાધવાજ તેઓએ નિશ્ચય કર્યો. છેવટ સંવત ૧૯૭૨ના પોસ માસમાં કૃષ્ણપક્ષની ૬ ને દિવસે પોતાના ક્ષણ ભંગુર દેહનો મહાદેવજીનું પવિત્ર સ્મરણ કરતાં કરતાં તેમણે ત્યાગ કર્યો. મોઢ જ્ઞાતિના અભ્યુદયને માટે સતત પરિશ્રમ કરતા તે કર્મવીર લક્ષ્મીનો માનનો મોટાઇનો તથા અભ્યુદયનો રસ આખ્યા વિનાજ આ અસાર સંસારમાંથી વિદાય થયા ! આજે ત્રવાડીનું નામ મોહમયીની મુલાકાત લેનાર સર્વે મોઢ બન્ધુઓને આભારી છે. મુંબઇમાં રહેનાર તથા મુંબઇમાં કોઇપણ પ્રસંગે આવનાર મોઢબન્ધુ તેમના થોડા ઘણા પણ ઉપકાર તળે નજ હોય એવું હોયજ નહી. તેમનો અખંડ આત્મા અમર કીર્તિ-સંપાદન કરી વિજય મેળવી પરલોક પ્રયાણ કરી ગયો. કીર્તિ અને સત્પુત્ર તથા સ્થાયી સંપત્તિજ તેમના નામ સ્મરણ માટે અવશિષ્ટ રહ્યાં. તેમનો અમર આત્મા સર્વદા ચિદાનંદ સ્વરૂપ હો, અને તેમની શુભ્ર કીર્તિ આપણા સર્વેના અન્તઃકરણોમાં સત્કાર્યોમાં પ્રેરાવા માટે ગાજ્યા કરો.

હવે આપણે તેમના સત્પુત્ર લાલશંકર ત્રવાડી એટલે કે લાલાશેઠના જીવનની ટુંક નોંધ લઇશું.

## સ્વ. ત્રવાડી લાલશંકર ગવરીશંકર વાલુકડવાળા.

શ્રીયુત ત્રવાડી લાલશંકરનો જન્મ વિક્રમ સંવત્ ૧૯૩૮ માં થયો હતો. પોતાના પૂર્વ જન્મોનું સત્કર્મ ફળ ભોગવવા માટે ધારણ કરેલા આ અદ્ભુતનું જીવન કાંઇ ઓરજ છે. પિતાશ્રીનો સર્વદાને માટે મુંબઇમાં નિવાસ હોવાથી તેમની બાલ્યાવસ્થા તથા અભ્યાસક્રમ મુંબઇમાંજ શરૂ થયેલાં. ક્રમે ક્રમે લીપી-જ્ઞાન અને વાંચનજ્ઞાન પ્રાપ્ત થવા લાગ્યું. શૈશવાવસ્થાનો રમુજી સ્વભાવ તેમના કુટુંબીઓને તથા સ્નેહિજનોને આનંદદાયક થતો હોવાથી લાલાશેઠ સર્વેના નેત્રચં

થઈ પડ્યા હતા. તેમને જોતાંજ માતાપિતાને તથા કુટુમ્બીઓને બેહદ શાન્તિ મળતી. સંસારના વિચિત્ર ઝઘડાઓથી કંટાળી ગયેલા મનનો ભાર પ્રણયીજનો લાલાશેઠને જોતાંજ દૂર ફેંકી દેતાં. ગુજરાતી સાત ધોરણો તથા અંગ્રેજી ચાર, પાંચ ધોરણનો અભ્યાસ બહુજ આનંદથી કર્યો. આ સમયે લાલાશેઠનું લગ્ન ઉપર જણાવ્યા પ્રમાણે ભાવનગરવાળા ઇચ્છાશંકર શુકલની પુત્રી સાથે થયું હતું. ઉભય બાલ-દંપતીને જોઇ માતા પિતાના આનંદની ઉર્મીઓ માતી ન હતી. સાગર જેમ પોતાના આચ્છાદિત પૂર્ણ કલાવાળા આત્મજ ચંદ્રને જોઇ અમર્યાદિત ઉછળ્યાં કરે તેવી ગવરીશંકર ત્રવાડી તથા તેમનાં પત્નિ રામકુવરબાઇના હૃદયની સ્થિતિ થતી હતી. ચાલતા ધંધાની આબાદી, સદ્‌ગુણયુક્ત પુત્ર પુત્રીઓ, તથા કુલીન પુત્રવધૂ વિગેરે પોતાની સમૃદ્ધિ લક્ષ્યમાં લઇ લાલાશેઠનાં માતા પિતા કાલાંઘેલાં થઇ જતાં, અને વારંવાર કહેતાં કે આ બધું જ્ઞાતિ બંધુઓના આશિર્વાદોનુંજ ફળ છે. પોતાની મમતા આવી રીતે દૂર કરવાનો અભ્યાસ તેઓને પહેલાંથીજ હતો. પણ કોઇ પણ પ્રત્યવાયે ન આવે એવું નિર્વિઘ્ન સુખ આ સંસારમાં કોણ ભોગવી શકે છે? સંસારનાં પુણ્ય અને પાપ એ બેઉથી બંધાયલી પદ્ધતિએ આ કુટુંબને સંસારમાંની ન્યૂનતાનો પરિચય કરાવ્યો. લાલાશેઠનાં પત્નીને એકાએક રોગ થવાથી તેઓ, મોઢ જ્ઞાતિમાંના આ પવિત્ર કુટુંબનો દૈવી વૈભવ ભોગવવા ભાગ્યશાળી જ થયાં તે નજ થયાં! સુકુમાર દેવી રોગશરણ થઈ પોતાના સૌભાગ્યને ભોગવવા પ્રાપ્ત થએલા અવસરની બેદરકારી કરી આ સંસારમાંથી ચાલી નીકળી! પોતાની પુત્રવધૂના અકાળે સ્વર્ગવાસથી લાલશેઠનાં માતા પિતાના હૃદયને ઘણોજ ધકકો પહોંચ્યો. આનંદી જોડું વિયુક્ત થયું. કુળવધૂના અભાવથી સમૃદ્ધિવાળું ઘર પણ તેમને શૂન્યવત્ જણાયું. ખરેખર ગૃહનું સૌભાગ્ય અથવા ગૃહલક્ષ્મી તે પત્નીજ છે. અને પોતાના પુત્રને આવી કુળવધૂ ફરી જલદી મળશે કે કેમ એ વિચારોની શૃંખલામાં તેમનાં હૃદયો જકડાઇ ગયાં.

આ સૌભાગ્ય ભોગવવાનો અવસર પ્રાપ્ત કરવાને પણ લાલાશેઠને યોગ્ય અનેક કન્યાઓ જ્ઞાતિમાં હતી. અનેક કન્યાઓનાં માતા પિતાઓ આ ઉદાત્ત વ્યક્તિ સાથે સંબંધાવાને આકર્ષાતાં; પરંતુ તે સૌભાગ્ય જેના વિશાલ ભાલમાં લખ્યું હોય તેનેજ પ્રાપ્ત થાય છે. પાલીતાણાના રહીશ ત્ર. મગનલાલ ઓધવજી આ અવસરનો લાભ લઈ પોતાની પુત્રીનો સંબંધ લાલાશેઠ સાથે કરવા આકર્ષાયા. લાલાશેઠનું બીજી વખતનું લગ્ન પણ પાલીતાણામાં ઘણીજ ધામધુમથી થયું. મુંબઇના પાણીના પ્રભાવે લાલાશેઠના શરીર ઉપર અસર કરી, તેમને પણ પિતાશ્રીની માફક રોગ લાગુ પડયો. સ્વદેશમાં પાણીફેર કરવાની ફરજ પડી અને અભ્યાસક્રમ છુટી ગયો. પ્રારબ્ધબળે તે રોગ ધીરેધીરે દૂર થયો, અને પિતાશ્રીની

બીમારીને લીધે થતી જતી અનવસ્થા નિહાળી ઘણાજ પરિશ્રમથી તથા ઘણીજ ખંતથી કારખાનાનું કામ સંભાળી લીધું. વ્યાપારનો વહીવટ સ્વહસ્તગત થયો, ભગવાનભાઇ અને લાલશંકરભાઇએ એકસંપીથી કારખાનાને પોતાનું હૃદયજ બનાવ્યું. ત્યાર પછી કારખાનામાં કેટલાએ શુભ પ્રસંગો બનેલા છે, જેમાંથી એકાદ પ્રસંગ તેમનું ઔદાર્ય પ્રકટાવવા આંહિ આપું તો તે અસ્થાને તો નજ ગણાય.

સતત ઉદ્યોગી કાર્યદક્ષ શ્રીયુત પ્રભાશંકર જયશંકર પાઠકે મંડળના સેક્રેટરી તરીકે જે સેવાઓ કરી હતી તેની યાદગીરીમાં તેઓને માનપત્ર આપવા સારૂ મંડળ તરફથી અનેક પ્રકારના મોઢોનું સંમેલન આ કારખાનાના બગીચામાંજ થયું હતું. આ પાણી તથા સત્કારની સર્વ વ્યવસ્થા શ્રીયુત ગવરીશંકર ત્રવાડીના કારખાને તે વખતે ઉપાડી અને સંમેલનનું ખર્ચ મોઢ માર્તણ્ડના સાહાય્યક ત્ર. પ્રભાશંકર ત્રિભુવન તરફથી અપાઇ એ સ્થળ વધારે યશસ્વી બન્યું. ઘણા દિવસોથી ચાલી રહેલી ચળવળના પરિણામ રૂપે જ્ઞાતિનતિમિરને દૂર કરવા જ્ઞાતિના માર્તણ્ડ રૂપ **મોઢ માર્તણ્ડ** નામના માસિક પત્રનો ઉદ્ભવ પણ આંહિજ થયો. સર્વનાં અંતઃકરણો આ પ્રસંગે માર્તણ્ડના પ્રકાશથી અત્યંત હર્ષિત અને પ્રફુલ્લિત થયાં. આ ઉદય પામતા રવિનું તેજ જેમ સર્વ જનો શુભેચ્છાઓ પૂર્વક ઇચ્છે તેમ આ માર્તણ્ડને તે વખતે તેવાજ પ્રકારના ઘણા આશિર્વાદો મળ્યા, અને ઘણીજ આબાદી ઇચ્છી. તેજ વખતે એક મોટું ફંડ પણ ત્યાંજ થયું, અધ્યક્ષપદે બિરાજેલા શ્રીયુત પ્રભાશંકર ત્રિભુવન ત્રવાડીનું હૃદય આ અવસરે ઘણુંજ સંતુષ્ઠ થયું. પોતાના કાકાના પવિત્ર કારખાનામાં આ વિજયી મેળાવડો થયો જાણી પોતાના કુટુંબને આવા સુકૃત્યોથી તેઓ વધારે ઉજળું જોવા લાગ્યાં. પ્રભાશંકર ત્રવાડીનો આનંદ તેજ લાલાશેઠનો આનંદ હતો. લાલાશેઠનું સરળ હૃદય આ પ્રસંગે હર્ષથી ઉભરાઇ જતું, અને જ્ઞાતિ-ઐક્ય સાધવાને અને અઘટિત ધારાઓને દૂર કરી સ્વજનોમાં પ્રકાશ લાવવાને એકઠા મળેલા બંધુઓને વારંવાર તેઓ કરગરતા હોયની તેવો આ ત્રવાડી કુટુંબમાંની પ્રત્યેક વ્યક્તિનો સ્પષ્ટ મનોભાવ પ્રત્યક્ષ દેખાતો હતો. લાલાશેઠનું ઔદાર્ય, તેમની ભવ્ય આશાઓ, તેમનું ખીલતું બ્રહ્મતેજ, જ્ઞાતિ સેવા માટે પ્રતિ ક્ષણે ઉત્કંઠિત થતો હૃદય વિકાસ, શુભ ભાવનાઓ, સંગીન મદદો, મંડળના શુભ માટે સહી લેવાનો ઉત્સાહ, એ બધું લાલાશેઠના જીવનક્રમમાં અલૌકિકજ ભાસતું હતું. મનોહર હૃદયભાવ એજ તેમનું આભૂષણ હતું. ધાર્મિક પ્રેરણા તથા જ્ઞાતિજનની સેવા એજ તેમનો વિલાસ હતો. પ્રત્યેક બંધુઓ પ્રત્યે સરલતા એજ તેમની અચલ કીર્તિનો દુર્ગ હતો. દેશમાંથી મુંબઇ આવનારા કોઇ પણ અજાણ્યા જ્ઞાતિ બંધુઓ માટે સુવા બેસવાની સગવડ દેવી એ તેમની પરીપાટી હતી. સરલતા દયાર્દ્રતા વાક્પટુતા વિગેરે તેમનો ખજાનો હતો. પિતાશ્રીનો કૈલાસવાસ થયો ત્યારે અનેક પ્રસંગો તેમની આત્મપરીક્ષાઓ માટે

## स्व० त्रवाडी गौरीशंकर पुरुषोत्तम वालुकडवाळा.



કાંદાવાડી બટન ફૅક્ટરીના સ્થાપક. સોના ચાંદીના દાગીનાના વ્યાપારી. ચુંથા ચાતુર્વિંધ મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના અગ્રગણ્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થ.

જન્મ સંવત ૧૯૧૮.] [અવસાન સંવત ૧૯૭૨.

स्व० अवाडी लालशंकर गौरीशंकर
वालुकडवाळा.



મુંબા ચાતુર્વિંધ જ્ઞાતિના આશાજનક યુવક.
બટન ફેક્ટરીના માલિક. સોના ચાંદીના બાહોશ વ્યાપારી.
નિસ્પૃહી જ્ઞાતિહિતચિંતક.

જન્મ સંવત ૧૯૩૮.] [અવસાન સંવત ૧૯૭૭.

ઉપસ્થિત થયા હતા. ગવરીશંકર ત્રવાડીની પછવાડે જ્ઞાતિતેડું થયું હતું, આ પ્રસંગે જ્ઞાતિમાં અમુક વ્યક્તિના બહિષ્કાર માટે ઘણીજ ચળવળ ચાલી રહી હતી. નજીવા ગુન્હાને ખાતર અપરાધીનો આભાસ સરલ હૃદયોના મનમાં પણ પેસી ગયો. આ પ્રસંગ ત્રવાડી કુટુંબે ઘણીજ ધીરતા તથા વીરતાની સાથે લોક મતને માન આપી સંભાળી લીધો. કોઇના મરણ પછવાડે જ્ઞાતિતેડું તે એક-મહાસમિતિ (કોન્ફરન્સ)જ કહી શકાય, કારણ કે આ પ્રસંગે વીતી ગયેલા સત્ય અથવા અસત્ય જ્ઞાતિ-પ્રસંગોની બહુજ ચર્ચા-પૂર્વક સમાલોચના કરવામાં આવે છે. પોતાને ત્યાં પ્રાપ્ત થયેલો જ્ઞાતિ-સમૂહનો પ્રસંગ તેમના વડીલોની કીર્તિને શોભાવનારો હતો. અને કોઇનું પણ દિલ ન દુભાય. એવી વ્યવસ્થા જાળવવી એ કાર્ય તેમને આ પ્રસંગે પ્રાણરક્ષા બરાબર હતું. બહિષ્કૃત વ્યક્તિના આ પ્રસંગે અટકી ગયેલા સંબંધીઓને ઉપસ્થિત રહેવા માટે ઘણી પ્રાર્થના કરવામાં આવી હતી; પરંતુ જો આમાં કાંઇ પણ इदं तृतीयं જેવો વ્યવહાર થયો હોત તો આજ પૂર્વ કાઠિઆવાડની મોઢ જ્ઞાતિ જે ઐક્યતાનો લાભ લે છે તે પ્રસંગ સંભાળી રાખવાનો ભાગ્યેજ અવકાશ મળ્યો હોત. ત્રવાડી કુટુંબે આ પ્રસંગે ઘણીજ કાર્યદક્ષતા-વ્યવહાર ચાતુર્ય તથા પોતાની ખાનદાનીને કરેલો સદ્વ્યય મોઢ જ્ઞાતિના ઇતિહાસમાં દીર્ઘજીવનને પ્રાપ્ત થશે. આખરે ધીને ધડે ધીજ રેડાયું. અવાન્તર કારણો દૂર થતાં વાવડીમાં ત્ર. ઉમીઆશંકર જગજીવનની ઉત્તર ક્રિયા વખતે આથમણાની જ્ઞાતિસમૂહના નિમંત્રણમાં તેજ ત્રવાડી કુટુંબે સર્વેએ સાથે મળીને યશ લીધો, જે તેમની ધીરતા અને વીરતાને અલંકૃત કરે છે. લાલાશેઠનું સરલ હૃદય પોતાના નિકટના સંબંધીઓની ઉપસ્થિતિના અભાવને લીધે ઘણુંજ શરમાતું અને દુઃખી થતું હતું. પિતાશ્રીની ઉત્તર ક્રિયાઓ પુરી થઇ; તથાપિ તેમનું શ્રાદ્ધ તેમના અવસાન પછી નિરંતર થયા કરતું હતું. તેમના રચેલા કારખાના વિગેના પ્રબન્ધો તથા શિષ્ટ વ્યવહાર અને વડિલોએ આરંભેલા કાર્યક્રમોનું પાલન કરનારા સત્પુત્રોમાં લાલાશેઠ જેવા શ્રદ્ધા રાખનારની ગણના પહેલીજ થાય છે, અને એજ તેમનો મોટામાં મોટા સદ્ગુણ તેમના અવસાન પર્યન્ત તરી આવનો. જે જાહોજલાલીમાં તેઓ જન્મ પામ્યા, જે આબાદીમાં તેઓ ઉછર્યા અને સદ્ગુણોનું પાલન કર્યું, જે આબાદીમાં પોતાના પરિશ્રમે પણ પોતાના વડીલોની કીર્તિને વધારી અને લોકપ્રિય બન્યા, તેજ લાલાશેઠ એક આર્ય-સજ્જન વ્યાપારી તરીકે તેવાને જેવાજ સર્વ-દૃષ્ટિએ ભાસતા હતા. તેમના ઔદાર્યનો વધારે પરિચય છંદગીના છેવટના ચાર વર્ષોમાં સર્વેને થયો. તેમનાં પૂજ્ય માતુશ્રીનું અવસાન સંવત્ ૧૯૭૩ ના આશ્વિન માસમાં થયું. પોતાના પરિશ્રમથી ગણાતી પોતાની કમાણીએ માતાની સેવાનો લાભ ઉઠાવવા તેઓ ભાગ્યશાલી થયા. માતૃ-ચરણો તેમને મન ગંગાતીર્થ હતું, અને તેમની

શુભ અભિલાષા રૂપી ગંગાપ્રવાહમાં તેઓ વારંવાર સ્નાન કરી પવિત્ર થતા હતા. અવસ્થા સેવાયોગ્ય થવા છતાં પણ તેઓ માતા પિતાને જ્યારે ખોઇ બેઠા ત્યારે પોતાના અદૃષ્ટનેજ પોતે ઠપકો આપ્યો. છેવટ સુધી તેઓ માતા-પિતાની પવિત્ર સેવા માટે ઘણાએ ઉદ્‌ગારો કાઢતા, અને પોતાના કર્તવ્ય-પાલનમાં તેઓ તેટલી ન્યૂનતાને નિહાળતા હતા. સં. ૧૯૭૫ માં આ લેખકને પણ વૈદ્ય તરીકેના ધંધાની શરૂઆત કરવા માટે ઘણાજ મમત્વ ભાવથી સ્થળની મદદ કરી હતી જે ન ભૂલાય તેવી છે. પોતાના આગલા ઘરની પુત્રીને પરણાવ્યાં લ્હાવો તો થોડો ઘણો લીધો હતો, પરંતુ સ્વકીય ભુજબલથી કમાયલી લક્ષ્મી પોતાના શુભ-હસ્તે ખરચવા માટે લાલાશેઠને બહુજ ઉત્સાહ હતો. પુત્રના યજ્ઞોપવીતનો પ્રસંગજ ફક્ત તેમના હૃદયને સ્વકીય ગૌરવમાં થોડો ઘણો શાન્તિ આપી શક્યો. આ પ્રસંગે તેમના માતુલ-પુત્રના શોકથી ધામધૂમ ન થઇ શકી; તો પણ એક ઋણોજ અગત્યનો પ્રસંગ પોતે ઉકેલ્યો હોય તેમ પોતાને કૃતકૃત્ય માનતા હતા. નવયૌવન અને લક્ષ્મીનો સહયોગ થવા છતાં પણ લાલાશેઠમાં ન તો અભિમાન હતું, યાને ન તો પોતાની સ્થિરવૃત્તિઓ ચલિત થવા પામી. પોતાનું આદર્શ-જીવન પોતાના સદ્‌ગુણોએજ સુરક્ષિત રહ્યું. પોતાને યાત્રા કરવાની ઘણીજ ઉત્કંઠા હતી તેથી સિદ્ધપૂર તથા ગયા વગેરે ક્ષેત્રોમાં માતૃ-શ્રાદ્ધનો પ્રસંગ વારંવાર તાકતા હતા; પરંતુ દૈવ-યોગાત તેવા પ્રસંગનો લાભ તેઓ પામી શક્યા નહી. માતા-પિતાની આજ્ઞાઓનું પાલન અને તેઓ પરલોકમાં હોય તથાપિ તેમણે દર્શાવેલા કર્તવ્યપથમાં નિર્ભય થઇને શ્રદ્ધાથી કરાતો પદ-સંચાર એજ તેમનાં માતા-પિતાનું શ્રાદ્ધ થયું.

સંવત ૧૯૭૭ ની કાર્તિક માસમાં લાલાશેઠને જ્વર લાગુ પડ્યો. આ પ્રસંગે નાશિક યાત્રાએ જવા આવેલા વરતેજ વાળા વૈદ્યરાજ નિર્ભયરામ રઘનાથજી ત્રવાડીને ખાસ પોતાના ઉપચારો માટે રોકયા. વૈદ્યરાજના ઉપચારોમાં લાલશેઠને અપૂર્વ શ્રદ્ધા હતી, અને તે શ્રદ્ધાએજ વૈદ્યરાજના ઉપચારો ફળીભૂત થયા. આખું ત્રવાડી-કુટુંબ લાલાશેઠના રોગ નિવારણથી ઘણુંજ સંતુષ્ટ થયું. વૈદ્યરાજ પોતાના સગા હોવા છતાં પણ પોતાની ખાનદાનીને છાજે તેવી રીતે મોટી રકમથી વૈદ્યરાજને સન્તોષ્યા. વૈદ્યરાજે તે રકમ લેવાને માટે આનાકાની કરી; પરંતુ મુંબાઇના શેઠીયા તરિકે પોતાને સમજાવી વૈદ્યરાજના ઉપકારના બોજામાંથી મુક્ત થયા. કેટલો કૃતજ્ઞ સ્વભાવ! લાલાશેઠને જેઓએ નજરે જોયા છે, તેઓ કહેછે કે મુંબાઇની મોઢજ્ઞાતિમાં સોનું તો છે; પરંતુ સોનાને પણ શોભાવનાર "રત્ન" તો ચાલ્યું જ ગયું!! તેમના ધંધાના ગ્રાહકો પણ ... તેમના કારખાનામાંનો માલ ખરીદતા લાલાશેઠના સ્વભાવને

વર્ણવીને આંસુ પાડી વક્ષઃસ્થળને આર્દ્ર બનાવે છે. લાલાશેઠે શરીર અશક્ત હોવાને લીધે હવા ફેર કરવા મુંબઇથી સ્વદેશ પ્રત્યે પ્રયાણ કર્યું. ત્યાં દેશી હવા અને શાસ્ત્રીય દવાથી તેમનું સ્થૂલ શરીર કાંઇક સશક્ત બન્યું. પરંતુ તેમને જે તાવની અસર અસ્થિ સુધી પહોંચી ગયેલી તેને લીધે વ્યાધિએ ફરી વખત ઉથલો માર્યો. ઘણી ખરી અગવડતાને ખાતર તથા વૈદ્ય વગેરે વાલુકડમાં ન મળવાથી લાલાશેઠે ઉપરોક્ત વૈદ્યરાજની દેખરેખ નીચેજ રહેવા નિશ્ચય કર્યો. વરતેજમાં રહેવાથી સાધનોની અનુકૂળતાએ રોગ જલદી નિવૃત્ત થશે એમ સર્વેને આશા હતી; પરંતુ તે આશા નિરાશામાંજ ફેરવાઇ ગઇ. વૈદ્યરાજે વ્યાધિને અસાધ્ય જાણ્યો ત્યારે તેમને સૂચવ્યું કે આપ ડાક્ટર વગેરેના ઇલાજો લ્યો. મારૂં આમાં કાંઇ ચાલે તેમ નથી. આવું સાંભળી સર્વે ગભરાયા. લાલાશેઠના શરીરમાં આ વખતે અસ્થિ અને ચર્મ બેજ વસ્તુઓ હતી. પાંચ ભૌતિક શરીર હોવા છતાં પણ પૃથિવી શિવાયનાં તત્ત્વો શિથિલ થવા લાગ્યાં હતાં. લાલાશેઠે આ વખતે પ્રાણરક્ષાની સંપૂર્ણ આશા છોડી હતી, ને પોતે શીખેલા આધ્યાત્મ તત્ત્વનું ચિન્તન કરવા લાગ્યા હતા. પ્રારબ્ધના સંયોગે થયેલા પોતાના જન્મમાં આવા અનેક શ્રેયસ્કર સાધનોને પ્રાપ્ત કરી તેમણે કીર્તિનું સારૂં ઉપાર્જન કર્યું. લોકોના હૃદયમાં સરલતાથી વસી શક્યા. જ્ઞાતિસેવા કરી કીર્તિ-ઉલ્લેચ ને શુભ્ર બનાવ્યો. પોતાની સંતતિ માટે કાયમના પોષણની વ્યવસ્થા પોષી રાખી, અને સંવત ૧૯૭૭ ના વૈશાખ શુદી ૭ શનિવારે મહાદેવનું ધ્યાન અને આત્મ-ચિન્તન પૂર્વક પોતાના નશ્વર દેહને છોડી કાયમને માટે કૈલાસવાસ સ્વીકાર્યો. સર્વના કરતાં તેમને પોતાનાં બાલ-બચ્ચાંની ચિન્તા વધારે હતી. કારણ કે તેઓ હજુ ઉમર લાયક ન હોઇ પોતાનું કારખાનું સંભાળી શકે એવાં નથી. તથાપિ આ વિચારનો પ્રસંગ લાલાશેઠના જીવન્ત હૃદયમાં જ્યારે જ્યારે ઘોળાયા કરતો ત્યારે તેમની દૃષ્ટિ પોતાના બાલસખા અને કુટુમ્બી ભાઇ જયશંકર તથા ભગવાનજી ઉમીયાશંકર પર પડતી. તે વ્યક્તિ ઉપર પોતાના બાલબચ્ચાંની દેખરેખ માટે સંપૂર્ણ વિશ્વાસ હતો. કારણ કે બાલપણની મિત્રતા એ સંબંધ સહોદર ભાઇના કરતાં પણ કયારેક વધી જાય છે. લાલાશેઠને સહોદર ભાઈ તો કોઇ નથી. પરંતુ સહોદરનું સ્થાન અત્યારે તેમણેજ લીધું છે. અત્યારે તેમની પ્રતિષ્ઠાની તથા તેમના કારખાનાની ચિન્તા તેમણેજ વહોરી લીધી છે. પરમાત્મા તેમની પવિત્ર-બુદ્ધિ અને ત્રવાડી કુટુંબનો યશ વધારે દીપો. સદ્‌ગત લાલાશેઠને એક પુત્રી તથા ત્રણ પુત્રો છે. સહનશીલ સ્વભાવવાળાં નર્મદાબાઇ આજ આટલાં સંપન્ન હોવા છતાં પણ કુંકુમના ચાંલ્લાનાં અધિકારી ન રહ્યાં! આજ તેમનું વિશાળ ભાલ તિલકવિહીન જોઇ સર્વનો આત્મા રડે છે. લાલાશેઠનો કીર્તિ-દેહ તો સર્વદાને

માટે અમર થઈ ગયો પણ તેમના સ્થૂલ દેહ વિના મુંબઈ નિવાસીઓને મુંબઈ પણ દેવ વિનાના મંદિરની જેમ શૂન્યવત્ ભાસે છે. અનેક સભાઓમાં તે સરલ હૃદય વ્યકિતનું દર્શન નહી થતાં આપણી ન્યૂનતા જોઇ આપણે દૈવનેજ ઠપકો આપીએ છીએ. મોઢ જ્ઞાતિમાં તેવાં અનેક નરરત્નો પેદા થાઓ કે જે સર્વથા જ્ઞાતિ અભ્યુદયમાં સ્વાર્થત્યાગી અને શરીરને તકલીફ આપનારાઓ હોય. બોલી સહુ કોઇ શકે છે. લખી સહુ કોઇ શકે છે; પરંતુ થોડું બોલી કામ કરી બતાવનારા લાલાશેઠ જેવા સત્પુરૂષો બહુજ ઓછા છે. લાલાશેઠે મૌનપણે જ્ઞાતિની જે જે સેવા બજાવી છે. તેને યાદ કરતાં પ્રત્યેક બંધુના અન્તઃકરણમાં નવીનતાનો પ્રકાશ પડ્યા વિના રહેતો નથી. અત્યારે જે જે બન્ધુઓ સાક્ષાત અથવા પરંપરા થોડા ઘણા પણ તેમના ઉપકાર ઋણ તળે દબાયા હોય તેઓએ તેમનું ઋણ ચુકાવવાજ હમેશાં કટિબદ્ધ રહેવું જોઇએ. તે સદ્દગત આત્માનું તથા તેમના વડીલોનું શ્રાદ્ધ આપણા નિર્મળ અન્તઃકરણમાં હમેશાં કરવું જોઇએ. અને તે ઋણ ફીટાવવાનો એકજ રસ્તો છે કે તેમની સન્તતિનું આપણે જ્ઞાનદ્વારા તથા તેના ધંધામાં કુશળતા જલદી મેળવી પગભર કેમ થાય તેવી યોજનાઓ ઘડવામાં આપણે પ્રાણુરક્ષાની બરાબર ધ્યાન આપવું જોઇએ. તેમનું કારખાનું તેઓ સ્વર્ગમાં બેઠા બેઠા પણ આબાદ જોઇ શકે તેવી પદ્ધતિમાં તેના કાર્યવાહકોને મદદગાર થવું જોઇએ; અને તેમના પુત્રોને સદાચારી તથા ઉદ્યમશીલ બનાવવા ઘણુંજ લક્ષ્ય તથા સમયનો ભોગ આપવો જોઇએ. તો જ ઈશ્વરના દરબારમાં તે ઉદ્યોગી આત્માને અખંડ શાન્તિ મળી શકે. આપણુને સર્વેને તે સદ્દગતોનું તેવું શ્રાદ્ધ કરવા પરમાત્મા સન્મતિ આપો!

બા. નિ. શર્મા . મોઢ માર્તંડ કાર્યાલય.

**તંત્રીની નોંધ**—મુંબઇ જ્ઞાતિના અસ્ત થયેલા બે દેદીપ્યમાન તારાઓની ઉપર જણાવેલી રૂપરેખા વાંચતાં કોનું હૃદય ન દ્રવે! સ્વ. ગવરીશંકર ત્રવાડી ખાનદાન કુટુંબના એક પરોપકારી-પવિત્ર ગૃહસ્થ હતા. શુદ્ધ નીતિ પ્રભુ પર પ્રીતિ, ને જ્ઞાતિની સેવા તેમના જીવનનાં મૂખ્ય આદર્શો હતાં. એ ઉદાર ચરિત પિતાના ગર્ભશ્રીમંત પુત્ર ને મારા અંગત સ્નેહી બંધુ લાલશંકર ત્રવાડી (લાલભાઇ) એક આશાજનક યુવક હતા. તેમના મુખ પર તરવરી રહેલું બ્રહ્મતેજ તેમના પવિત્ર અંતઃકરણની ખાત્રી આપતું હતું. નીખાલસ હૃદય, ભોળું દીલ, અને જ્ઞાતિની દાઝ તેમને હૈડે વસી હતી. અત્ર જણાવવું આવશ્યક છે કે મંડળ તરફથી થતી તમામ જ્ઞાતિહિતની હિલચાલોમાં તેઓનો હરહમેશ ગુપ્ત હાથ અને સંપૂર્ણ સાહાય્ય હતાં. મારા તેઓ સાચા ખાનગી સલાહકાર હતા. જંગલ, મારૂં કોઇ પણ લખાણ પ્રથમ તેમને વંચાવ્યા સિવાય મેં પ્રકટ કર્યું હશે. તેમને

હેતાળ સ્વભાવ ને હસમુખો ચ્હેરો કદી ભૂલી શકાય તેમ નથી. પ્રભુની કોણ જાણે શી અકળ ગતિ છે કે મારી રંક જ્ઞાતિનાં આવાં ચુનંદા રત્નોજ તે વીણી વીણીને ઉપાડી લ્યે છે. તેઓ તો ગયા, પણ તેમની મીઠાશ અને તેમણે કરેલાં સુકૃત્યોની સુગંધ હમેશાને માટે તેઓ પાછળ મુકતા ગયા છે. તેમનો દેહવિલય થયો, પણ તેમણે વેરેલાં સ્નેહનાં કુસુમો કરમાય તેમ નથી. તેઓ શેઠ તરીકે જન્મ્યા હતા ને શેઠ તરીકે જ ગયા છે. જવું તો સર્વને છેજ, પણ આવાં અકાળ મરણ સ્નેહીઓને કારી ઘા પ્રમાણે સાલે છે. ઇશ્વરેચ્છા બળવાન છે. પ્રભુ એ પિતાપુત્રના પવિત્ર આત્માને તેમના દરબારમાં શાશ્વત શાંતિ અર્પો. ઇતિ ઓમ્.

પ્ર. જ. પાઠક.

---

# श्री सु. अ. चातुर्वेदी मोढ ब्राह्मणोनी सांप्रत स्थितिनुं दिग्दर्शन.

લેખક:- નીછાભાઇ ભાઇશંકર ભટ્ટ ખરસાડકર.
( હાલ મુકામ —હાંમાપોર, તા. જલાલપોર. )

ગતાંકથી ચાલુ,



ગણદેવીમા એક શાસ્ત્રી ગણપતરામ (શાસ્ત્રી દિનમણિશંકર ગભંચંદના પિતામહ અને આ લેખકના માતામહ)ને ત્યા બીજું ગુરૂકુળ હતુ. વળી એકવજોટી (ગણદેવી નજીક)મા શાસ્ત્રી નારાયણને ત્યા હતુ વલસાડમા દિક્ષિત ભવાનીશંકરને ત્યા એક તથા અત્રામા જોશી કાશીનાથને ત્યા એક હતું જે તેમના પુત્ર જોશી મંછારામ તથા જોશી ગણપતરામે ચાલુ રાખેલુ. જોશી ગણપતરામે તો વલસાડમા પણ એક પાઠશાળા થોડો સમય ચલાવી હતી અને એજ ગણપતરામજીના સુપુત્ર મણિશંકરજી હજીપણ અત્રામા ગામમા ચલાવી રહ્યા છે આ ઉપરાંત પોસરા (મરોલી નજીક) ગામમા શાસ્ત્રી અભયરામ ભાનુશંકરને ત્યાં પણ ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસાર્થે રહેતા જાણવામા છે. એ બધા ગુરૂકુળોના બ્હારગામના વિદ્યાર્થીઓ ભિક્ષા માગી અસલી રીવાજેજ રહેતા અને અભ્યાસ કરતા. આ વિદ્યાર્થીઓ ઘણું ખરૂં સંસ્કૃત વ્યાકરણ, કાવ્ય અને ભાગવત શીખતા. કેટલાક વેદ અને કર્મકાણ્ડ પણ શીખતા. વૈદ વિદ્યાના અભ્યાસ માટે બે ગુરૂગૃહો જાણીતાં છે. એક ગણદેવીમા સ્વ. વૈદ્યરાજ હરિશંકરજીને ત્યા હતુ, જે હજી તેમના ભત્રીજા વૈદ્યરાજ ડીકાભાઇ ચલાવે છે. બીજું એક નવસારીમા વૈદ્યરાજ ભાઉ ભાઇને ત્યા હતું જે તેમના પછી તેમના ભાઇ વૈદ્યરાજ મંછારામ ભાઇએ ચલાવેલુ અને આજ પણ વૈદ્યરાજ ભાનુશંકર ભાઉ ચલાવે છે આ ઉભય વૈદ્યરાજો ઘણા ખરા વિદ્યાર્થીઓને ભોજન પણ પોતાને ત્યાં આપ્યા જાય છે. આ પછી ગણદેવીમાં એક વેદ પાઠશાળ. સ્વ. શુકલ નગીનદાસભાઇ જેઓ મોટા યાજ્ઞિક હતા તેમણે પોતાને ખર્ચે સ્થાપિત કરેલી. જેના અધ્યાપક ધમડાછા નિવાસી ભટ્ટ મણિશંકર ઘનપાઠી હતા. એમા માત્ર વેદ અને કર્મકાંડજ શીખવાતા. આ શાળા પણ શીખનારને અભાવેજ પાછળથી ભાંગી પડેલી જાણવામાં છે કછોલી (ધમડાછા નજીક) માં એક પાઠશાળા સ્વ. શુકલ વિનાયક રામચંદ્ર અત્રામાકરે બે ત્રણ વર્ષ ચલાવેલી પણ પાછળથી

કાંઇ આવા જ સંજોગોમાં બંધ થએલી જાણી છે. હાલમાં એક પાઠશાળા ઓરપાડ તાલુકાના સાંધીએર ગામે ચાલુ છે જે ઉઘરાણાંથી જ ચાલે છે, ઉપરાંત સરકારી મદદ પણ તેને મળે છે. એના અધ્યાપક ગણદેવીકર શાસ્ત્રી સુરજરામ વિશ્વનાથ બ્રહ્મ છે. સ્થાપક પૈકી એક રા. અમથાભાઇ અનાવિલ ગૃહસ્થ હતા. હમણાં એ શાળાનો વહીવટ જોષી મણિશંકર દલપતરામ જેઓ એક ઉત્સાહી પદવીધર છે તે કરે છે. નવસારીમાં એક આવી જ પાઠશાળા ચાર પાંચ વર્ષ ચાલી ને હાલમાં બંધ પડી છે. એ પાઠશાળા માટે સારી જેવી રકમ પણ એકઠી થઇ જાણી છે. એ શાળામાં અધ્યાપક ગણદેવીકર શુક્લ મોતીરામ રમાશંકર હતા. વલસાડમાં એક પાઠશાળા જોષી નારાયણ હરિકૃષ્ણ લગભગ આઠ વર્ષથી ચલાવી રહ્યા છે. જેનો લાભ હમણાં તો ઘણું ખરું ત્યાં અંગ્રેજી શીખતા વિદ્યાર્થીઓ જ લે છે. આથી એ સ્પષ્ટ થાય છે કે આપણી વિદ્યા શીખવા મોટે ભાગે જ્ઞાતિ બંધુઓમાં ઉદાસીનતા છે, વજોટીમાં સ્વ. જોષી ગણપતરામ વિશ્વનાથને ત્યાં તેમના પિતાજીની ઉત્તરક્રિયા પર શિષ્ટચોરાતું ઉભય પ્રકરણ હતું જે વેળાએ આવી સભાનો ઉપયોગ કાંઇ વિદ્યાવૃદ્ધિના કાર્યમાં કરવા આ લેખકે પ્રેરણા કરેલી જેને ત્યાંનાજ સુપ્રસિદ્ધ સ્વ. શાસ્ત્રી ઇચ્છાશંકર શુકલે (ઉપર જણાવેલ ગુરગૃહ પૈકી એકના પાલક શાસ્ત્રી નારાયણ ભાઇના સુપુત્ર) અનુમોદન આપતાં આખી અઠ્ઠાવીશી માટે "મોઢ ચાતુર્વેદી સંસ્કૃત પાઠશાળા" સ્થાપન કરવાનો પ્રસ્તાવ પણ મુકયો હતો, જે પર વિવેચન ચાલતાં ગણદેવીના પ્રસિદ્ધ ગૃહસ્થ સ્વ. ભટ્ટ દેવશંકર રામશંકરે તેમજ સુરતના જાણીતા સ્વ. જોષી પ્રભાશંકરભાઇ વિગેરેએ ઉહાપોહ કરી ઘણાએ રૂ. ૧૦૧ આપવાને ત્યાં કબુલ પણ કર્યું હતું. ત્યાર બાદ એ વાત ખોળંબે પડેલી અને થએલો ઠરાવ સાતડે સાત થઇ ગયો. અગર જો આ લેખકે તો એ ઠરાવ અમલમાં આણવા યથાશક્તિ પ્રયત્નો પણ કરેલા. બદલાતા જમાનાથી આધુનિક કેળવણી લેવા તરફ લોકોની પ્રવૃત્તિ વધતી ગઇ પણ એ સેવાનાં સાધન શહેર કે મોટાં ગામ કે જ્યાં એવી સગવડ હોય છે ત્યાંજ હોવાથી તેવાં ગામોમાંથી બે પાંચ મેટ્રીકયુલેશન સુધી શીખી શક્યા અને ડૉ. ધીરજરામ ભાઇ જેવા એકાદ બે પદવીધરો આગળ આવ્યા. કેટલાએક ગુજરાતી સાત ચોપડી શીખી તલાટી કે શિક્ષકના ધંધામાં પડવું પસંદ કર્યું. કેટલાક ભાઇઓએ અમદાવાદ કે વડોદરાની ટ્રેનિંગ કોલેજનો લાભ લીધો અને સુશિક્ષિત શિક્ષકો બન્યા. જેની સંખ્યા લગભગ પંદરેક હમણાં તો હશે. અંગ્રેજી અભ્યાસનો વેગ વધતાં આજ સુધીમાં પાંચ સાતેક પદવિધરો અને પંદરથી વીશ મેટ્રિકથી વધારે નથી. ઉત્કર્ષ છતાં દ્રવ્યને અભાવે ઘણા વિદ્યાર્થીઓ આગળ ભણતાં અટક્યા લાગ્યા. "ધાર્મિક સભા" એ (જેનો ઉલ્લેખ આગળ થઇ ગયો છે જ) પોતાના વર્ગનાને આશ્રય આપવાનો કાંઇક પ્રયત્ન કર્યો. જેનો લાભ લેવા તે વર્ગનાને નો બન્યું. એટલી પણ તે વર્ગનાને

અનુકૂળતા થઈ પણ યાવત્ મોઢ (પછી તે ગમે તે વર્ગના હોય) બ્રાહ્મણો (સુરત અટ્ઠાવીશીનાજ) ને આવી અનુકૂળતા કરી આપવાને આપણા જાણીતા જ્ઞાતિહિતેચ્છુ ભટ્ટ ગિરિજાશંકર મણિશંકર સુરતકર જેને એ વિચાર ઘણા સમયથી થયા કરતો હતો તે ઉદ્યમવંત થયા તેમણે કાંઈક અજ્ઞોની અવગણના વહોરવાની દરકાર કર્યા વિના વલસાડ, ગણદેવી, જલાલપોર, નવસારી વગેરે ગામોના વિદ્યાવિલાસુ સજ્જનોની સહાયથી "શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા" સ્થાપિત કરી જેનું શુભ પરિણામ આપણે જોઈ રહ્યા છીએ આ સંસ્થા ઘણા સાધારણ સ્થિતિના જ્ઞાતિબંધુઓને આશીર્વાદજનક થઈ પડી છે આ સભાનું વાર્ષિક સંમેલન પ્રતિવર્ષ જુદા જુદા ગામોમાં ભરવામાં આવે છે એવા પાંચ સંમેલન અત્યાર સુધીમાં થઈ ગયા છે આ સંસ્થા અંગ્રેજી ભણનારા ઉપરાંત સંસ્કૃત વ્યાકરણ કર્મકાંડ વિવિધ હુન્નર વગેરે શીખનાર બધાઓનેજ ઉત્તેજન આપે છે એ વિશેષ ખુશી થવા જેવું છે આ સભા માટે ખાસ કાળજી તથા ભોગ ઉક્ત ગિરિજાશંકર ભાઈ તથા ગણપતીશ્વર ભટ્ટ રામચંદ્ર વિજયરામ આપે છે, જેઓ અનુક્રમે એ સંસ્થાના મંત્રી અને ઉપમંત્રી છે. આશા તો રહે છે કે આ સંસ્થા ભવિષ્યની પ્રજાને ઘણી ઉપયોગી થઈ પડશે આવોજ એક પ્રયત્ન સ્થાનિક વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા સુરતમાં પણ થયે રે જાણવામાં છે. ત્યાંના યુવકોના ઉત્સાહથી જ્ઞાતિના ફંડમાંથી પણ કાંઈક મદદ મળેલી જોવામાં છે બે વાર્ષિક સંમેલન પણ અનુક્રમે સુરતના આપણી જ્ઞાતિના પટેલ શ્રીયુત હરિશંકર કરુણાશંકર જોશી તથા ત્યાંના સ્થાનિક વતની અને જાણીતા ગૃહસ્થ મોતીરામ મણિશંકર ભટ્ટના પ્રમુખપણા નીચે થએલાં જાણેલાં, પણ પ્રયત્ન પણ ત્યાંનાજ આંતરિક કલહથી હમણાં તો હતો ન હતો થઈ ગયો છે

ઉપર જણાવેલી શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના ચોથા વાર્ષિક સંમેલનને બીજે દિવસે શ્રી અંકલેશ્વર મુકામે શ્રી શુક્લેશ્વરાશ્રિત શ્રેયસાધક મંડળી નામની સંસ્થા સ્થપાઈ હતી, જેના મુખ્ય ઉદ્દેશો છાત્રાલય સ્થાપવું, ભાવી પ્રજાને ચારિત્ર્યશીલ તથા વિદ્વાન બનાવવી, અને વાર્ષિક સંમેલનો ભરી આત્મનિરીક્ષણ વિચાર કરવો એ છે એકની બીજા પર કેવી અસર થાય છે તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે. શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાની સ્થાપના પછી આવી ઘણી પ્રવૃત્તિઓ જન્મ ધારણ કરે છે એ પણ આનંદજનક છે આવા મંડળોના પ્રવર્તકો માત્ર શુદ્ધ હેતુવાળા હોવા ઘટે

સંવત ૧૯૭૫ ના આષાઢ સુદી ૧૧ને દિને શ્રી ખીલીમોરા ગામમાં શ્રી મોઢ બ્રાહ્મણ સંસ્કૃત બાલજ્ઞાનવર્ધક મંડળીની સ્થાપના થઈ જેના કાર્યવાહકોના પ્રયાસથી ધી ખેડૂત કંપની સંસ્કૃત વિદ્યાર્થી આશ્રમ બંધાયું જેની વાસ્તુક્રિયા તા. ૨૪ મી મે ૧૯૨૦ ને દીને (વિદ્યોત્તેજક સભાના ચતુર્થ વાર્ષિક સંમેલનને બીજે દીને) સુરતના શ્રીમાન શેઠ પરસોતમદાસ કાશીરામ જેઓ મોઢ વણિક

છે તેમના હાથથી એક ભવ્ય મેલાવડા સમક્ષ થઈ હતી. આ સર્વ યોગ બીલીમોરાના વતની અને હમણાં ઉંઘમાર્યે સાંટાકુઝમાં રહેતા ઉપાધ્યાય ડાહ્યાભાઈ મંછારામ વૈદ્યના અવિશ્રાંત પ્રયત્નને લીધે આવ્યો હતો કે જેઓએ ખોટે કું. કે જેના મુખ્ય ભાગીદારો વિધર્મીઓ છે તેમની પાસેથી લગભગ અગીયાર હજાર જેવી મોટી રકમ આ સંસ્થા માટે મેળવી હતી. ધન્ય છે શ્રીયુત્ ડાહ્યાભાઈને તથા ખોટે કું. ના વિચારશીલ ભાગીદારોને કે જેને પ્રતાપે શ્રીબીલીમોરામાં બ્રાહ્મણવસ્તીની સમીપમાંજ એક ભવ્ય મકાન બંધાયું અને સંસ્કૃત ભાષા પિપાસુઓને અલભ્ય લાભ મળ્યો. આ પાઠશાળામાં સંસ્કૃત ભાષાજ્ઞાન ઉપરાંત કર્મકાંડ પણ શીખવાય છે. હાઇસ્કુલ ( બીલીમોરાની ) માં અંગ્રેજી શીખતા વિદ્યાર્થીઓ ( મોઢ બ્રાહ્મણ જ્ઞાતિના )ને આશ્રમમાં રાખવાનો પ્રબંધ છે. ગામડામાં જ્યાં અંગ્રેજી–સંસ્કૃત શિખવા અનુકૂળતા નથી ત્યાંના વિદ્યાર્થીઓ માટે આ આશ્રમ ઘણું ઉપયોગી છે. પણ દીલગીરી એજ છે કે એ સંસ્થાનો પણ જોઈએ તેટલો લાભ લેવાતો નથી એમ ખબર છે. આ સંસ્થા તરફથી હમણાં તો માત્ર માસિક રૂ. ૭ લઈ વિદ્યાર્થીને ભોજન પણ અપાય છે. કારણ સંસ્થા પાસે લગભગ દશ હજાર સુધીનું ફંડ પણ છે એમ ખબર છે. આ પાઠશાળા સાંધીએર વાળા શાસ્ત્રી દલપતરામ ભાઈ ચલાવે છે. શારદાપીઠના શંકરાચાર્ય સાથ રહેતા એક બ્રહ્મચારીએ શાસ્ત્રી મણિ–શંકર અંબારામ વગેરેની આગેવાની નીચે આવીજ એક સંસ્કૃત પાઠશાળા અમલસાડ સ્ટેશન નજીક સ્થાપી હતી જે બે એક વર્ષ ચાલી બંધ પડેલી. તેમ આના સંબંધમાં ન થાય એમજ આપણે સ્વાભાવિક ઇચ્છા રાખીશું. સુરત અઠ્ઠાવિશીમાં પાંચ સાતેક વર્ષથી એક કર્મકાંડ મંડળ પણ ચાલુ છે જેના ઉત્પાદક સુરતકર શુકલ બાળકૃષ્ણ દેવશંકર, વરાછાકર વ્યાસ ગોવિંદરામ જગન્નાથ વિગેરે છે. સ્વ. કૃપાશંકરભાઈ અખરામાકરનો પણ આ મંડળમાં આગેવાની ભર્યો ભાગ હતો. તે શિવાય ધમડાછા, અણુદેવી, હલસાડ વિગેરે સ્થળોના વિદ્વાનો પણ એ મંડળમાં સામેલ છે. એ મંડળ પ્રતિ વર્ષે જુદે જુદે સ્થળે યજ્ઞો કરે છે, કર્મકાંડમાં ત્રુટિ થાય તો તે સુધારે સુધરાવે અને પ્રાયશ્ચિત પણ આપે. સર્વત્ર સમાન રીતે કર્મકાંડ થાય અને તે ચોકસ થાય એ ભાવનાથી આ ઉપક્રમ છે, ઘણું સ્તુત્ય છે.

આ વિભાગની આર્થિક સ્થિતિ મોટે ભાગે ઘણી કંગાળ છે. સંસ્કૃત વિદ્યાના ઉપાસકોના વારસો હોવાથી **नहि गृहाः स्थूलधना यथासंपन्न भोजनाः** આ સ્થિતિ ઘણી ખરાબ છે અને એમાંજ ભૂષણ પણ માન્યું છે, કેમ કે **असंतुष्टा द्विजा नष्टाः** પણ વખત બદલાયો, મોંઘવારીને લીધે વિટંબણાઓ વધી ગઈ. સાથે સાથે ટોળ અને ટાપટીપ પણ વધ્યાં. અન્યોન્યાશ્રય કમી થનો ભયો. આ, પાન, તંબાકુ (ખાવા સુંઘવા ને પીવામાં) વ્યાપક થતાં ગયાં. ભાંગ ગાંજાની લ્હેરો પણ ક્વચિત્ કવચિત્ સ્થળે ખરી ! આણાં ને અધરણીનાં ખર્ચો, દશાદશી દાદદાદ

(ત્રયોદશા ને વરસિના પણ ખરાજ) સુધી આબાલવૃદ્ધોના મરણ ખરચો ! ચોથીયાં ને સંવત્સરીના પણ દેખાદેખીથી ખરાંજ ! આ બધાં દારિદ્રયને નિમંત્રણ કરનાર કારણોજ છે. જો કે અધરણી આણાંની ન્રાતિ, ચોથીયાં બારમાં વિગેરે કેટલાક ગામોમાંથી કે સમૂહમાંથી વિદાય થયાં ખરાં, પણ બાપદાદાની આબરૂ ટકાવી રાખવા બીજે બીજે રૂપે તે ખર્ચો તો ખરાં ખરાં ને બસ ખરાંજ ! આથી ઘણાને તમાચો મારી મોં લાલ રાખવું પડે છે ! "મોટા જેવું નાનો કરે મરે નહિ તો માંદો પડે" આ કહેવત ખોટી નથી. જેને થોડાં ઘણાં પણ સાધન છે તેઓ આ સંબંધમાં પહેલ કરતા નથી તેથીજ આ ખર્ચોનો હજી પ્રચાર છે. આથી મોટાએ પહેલ કરી હોય તો ઠીક. અથવા સર્વએ મળી સામાન્ય સુખકાર નિર્બંધ બાંધવા જોઇએ.

પૂર્ણાથી ઉતરતા ભાગવાળા પૈકી ઘણાને સારી જમીન છે, ને તેથી સારા ખેડૂતો ગણાય છે, તેથી નિર્વાહને અડચણ નથી ને સારા ગૃહસ્થો છે. પણ દુકાળથી કે મજુરીની મોંઘવારી વિગેરેથી બીજાની પેઠે એઓ પણ વિટંબણામા ખરા. બીજા ઘણાઓ યજમાનવૃત્તિવાળા છે. પહેલાં તો "તાંબડી કરતાં ગામડી" સારી ગણાતી. અર્થાત્ દાટેલા પૈસાવાળા કરતાં ગામડામા યજમાનવાળા ઠીક ગણાતા. પણ હવે શ્રદ્ધાવિહીન લોકોમાં કામ કરવાનું હોવાથી ટકાવાળી બાતમાં વાંડું જેવું છે. કેટલાક કેવળ આકાશવૃત્તિ છતાં તેવાઓને ભણવાની વિશેષ કાળજી સ્વાભાવિક રીતે વધુ થવાથી તેમાથી સારા સારા યાજ્ઞિકો, પદવીધરો નીકળવા મંડ્યા કાયમી યજમાનવૃત્તિવાળા **अतोऽपि भ्रष्टस्ततोऽपि भ्रष्टः** જેવી સ્થિતિમા પડ્યા. ટુંક ઉમરમાંથી યજમાનકાર્ય સંભાળવાનાં હોવાથી પૂરો વિદ્યાભ્યાસ થાય નહિ, ને પૂરો કરીનેએ તેની કદર ન થાય એટલે લાપસીમાંજ લપસ્યા રહે ત્યારે. આ સબબથી કેટલાકો જેને સવડ આવી તેઓ મુંબઇ ઇંગ્રેજના તાબામાં આવી અને ગાડીની સગવડ થઇ નહોતી થઇ ત્યારથી મુંબઇ વિગેરે અન્ય સ્થળોએ નિર્વાહ માટે જવા માડ્યું. ને કથા પુરાણ અને કર્મકાંડથી ઉપાર્જના કરી ભંભાર નીભાવવા લાગ્યા. આથી કેટલાકની સ્થિતિ પહેલાં કરતાં ઠીક થઇ છે. કેટલાક ટુંકી નોકરીએ ને કોઇ કોઇ વેપારી ધંધામાં વળગ્યા. કેટલાક યજમાનવૃત્તિ સાથે વૈદક જોષીપણું વિગેરે ધંધા કરે છે. સ્ત્રીઓ પત્રાળી રેંટીઆનો ઉદ્યોગ કરતી પણ તેમની તબીઅત હવે તો નાજુગરી થઇ ગયલી છે, એટલે ઘરકામ પૂરું જોઇએ તેવી રીતે કરવા અસમર્થ, તો પછી ભરત, શીવણ, રેંટીઆ વિગેરેના ઘરઉદ્યોગ તો કરેજ ક્યાંથી ! આથી હવે તો "માના રેંટીઆમાં સમાય પણ પુરૂષના વહાણમાં ન સમાય" એ જે કહેતી હતી તે ખોટી પડેલી છે. એટલે પોતાના લુગડાં તપખીર જેટલું પણ કામ કરતાં તે હવે તો "લાત્તોની તપખીર માટે બે આના" કરવા લાગ્યાં છે. તો આર્થિક સ્થિતિ ક્યાંથી સુધરે !

આ સંઘળું જોતાં દ્રવ્ય સંબંધી સ્થિતિ સંતોષજનક નથી. પણ વિદ્યાદેવી બધું આપી રહેશે. માટે ગમે તેમ કરી વધુ વિદ્યા લેવાય તો પછી ગમે તે બાજુ હાથ ધરી ઉદ્યોગે મંડાય.

આ વિભાગમાં કન્યા કેળવણી પણ પછાત સ્થિતિમાં છે. દેશનો મોટો ભાગ જાગ્યો છે પણ અમે હજી ઉંઘીએ છીએ. હજી એની કીંમત સમજ્યા નથી. માટે કોઇ કોઇ સ્થળે થોડી બાળાઓ બેચાર ચોપડીઓ ભણી ઉઠી જાય છે તેથી સંતોષ માનવાનું નથી. ઓછામાં ઓછો ૭ ધોરણ સુધી અભ્યાસ કરાવવો જોઇએજ; તેમાં ગૃહ અને ધાર્મિક વિષયનો સમાવેશ તો થવોજ જોઇએ. ઓછામાં ઓછું માર્ગોપદેશિકા સુધીનું સંસ્કૃત જ્ઞાન પ્રત્યેક બાળાને હોવુંજ જોઇએ. આ હેતુ બર, આણવા બાળલગ્ન ઓછાં થતાં જવાં જોઇએ. અને લગ્ન પછી પણ સંસારમાં જલદી પ્રવેશ થતો અટકવો જોઇએ. આ સંબંધમાં સમગ્ર જ્ઞાતિએ મળી ખાસ પ્રતિબંધ કરવાજ જોઇએ, નહિ તો બાળ મરણ પ્રમાણ વધ્યાંજ જવાનાં અને સ્ત્રીઓની શારિરીક સ્થિતિ પણ બગડતીજ જવાની. વિધવાઓની સ્થિતિ એકંદર કફોડી છે. સાસરા તરફથી ધણીઓને રઝડાવવામાં આવે છે તેનો બંદોબસ્ત થવાની ખાસ જરૂર છે. "વિધવાની હાય ખાલી ન જાય" એ કહેવત પ્રમાણે ઉભય કુળને ને છેવટે જ્ઞાતિ સમસ્તને વિધવાઓના શાપજ નડે છે એ પણ નિઃસંશય છે. કારણ પિયર પક્ષ પણ બિચારી તરફ ઘણે ભાગે બેદરકારજ રહે છે. અને જ્ઞાતિને તો તે સંબંધમાં દરકાર પણ શાની હોય! વિધવાઓને ધાર્મિક શિક્ષણ સાથે ઘરગથુ કાંઇ ધંધાથી પોતાનું ચરિત નિભાવે એવી વ્યવસ્થા થવી ઘટે, કે જેથી પરોપકારી જીવન ગાળતાં પોતાનું તથા પોતાનાનું આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ સાધી શકે. આ વિભાગમાં સાહસિક જનો બીલકુલ નથી એમ કહીએ તો ચાલે. ફક્ત ગણદેવીકર વૈદ્ય તુળજારામ વિજયરામ જેઓએજ લગભગ આખા યુરોપની મુસાફરી કરી છે અને જેઓએ લગભગ પચીશ વર્ષ સુધી સરકારી નોકરી-વ્યાપાર વિગેરે કરવામાં વિવિધ દેશો જોયા છે, એ શિવાય બે પાંચ ગૃહસ્થો આફ્રિકા સુધી જઇ આવ્યા છે. અને મરોલીકર ભટ્ટ ધિરજરામ અને બંધુઓ તો હજી પણ આફ્રીકાના મોમ્બાસામાંજ છે.

આ વિભાગમાં બે અગ્નિ હોત્ર સ્થાનો છે; એક વલસાડમાં ભાયા મંછા-રામભાઇને ત્યાં, તથા બીજું ધમડાછામાં શાસ્ત્રી મણિશંકર અંબારામને ત્યાં. સુરતમાં શુક્લ જદુરામભાઇને ત્યાં તથા શુક્લ ભવાનીશંકરભાઇને ત્યાં હતાં તે તેઓના દેહાંત પછીથી બંધ થયાં છે, અગર જો તેઓના પુત્રો ઇચ્છે તો કાયમ કરી શકે એવી યોગ્યતાવાળા છે.

તા. ક.—આ લેખ કેવળ નિષ્પક્ષપાતપણાથી આ વિભાગની સ્થિતિ દર્શાવવાજ લખ્યો છે, છતાં સત્ય હકિકતથી કોઇ ભાઇને માઠું લાગે તો તેને તે પર ચર્ચા ચલાવવા આવ્હાહન છે. નિ. ભા. ભ.

# अभ्यर्थनपत्र.

वर्तमान समयमें हमारी संपूर्ण मोढ़ ज्ञातिको अपने भविष्य संसारके संचालनका भय ऐसा भयंकर प्रतीत हो रहा है कि गोया मोढ़ कोम अपने प्रलय कालके समीप आगई वास्तवमें हमारे दूरदर्शि महानुभावोंको उन कारणोंके कारण जो जातिमें सर्वत्र एकसा उत्पन्न हो गये है ऐसा अनुमान कर लेना कोई अनुचित नही और वह यह हैं ।

( १ ) जातिमे संतानोत्पत्तिके मार्गको संकुचित करनेवाले विषय कन्याओंका अभाव सबसे अग्रेसर दिखलाई दे रहा है ।

( २ ) धनके लोभी मातपिता अपनें लोभ वश होकर वर कन्याओंकी ऐसी अनमेल जोड़ी बना रहे हैं जिसका उल्लेख करना शरीरके रोमांच खड़े करता । है सारांश यह कि बाल विधवाऐ दिन प्रति उन्नति कर प्रजोत्पत्तिके मार्गमे कील ठोक रही हैं ।

( ३ ) जातिसे अबला समाज अपील कर रहा है कि हे धर्मधुरंधर न्यायपरायण जाति रक्षको हम पर क्यों अत्याचारोंकी छुरी चलवा रहे हो इसका परिणाम भविष्यमे आपके विपरीत उदयमे आयगा यानी आपकी संख्या दिन प्रति घटेगी कारण कि जैसे किसानकी बहु उपजाऊ भूमिकी जब फसल पकती जाती है तब उसमें घासादि प्रथम उगाता है और फिर थोड़े दिनके अंतरसे महान बन हो उठता है ऐसेही अबलाये मनुष्य रूपी खेतीकी भूमि सर्वोच है जिस दशामे आप रक्खेंगे पैदावार करेंगे आप जानें जो भावे सो कीजिये ।

( ४ ) जातिमे एक यह भी घन घोर गर्जना हो रही है कि जातिके अनेक बांधवोंमे दरिद्र समृद्धि पड़ा रहा है सहाय हूजिये । वाचकवृन्द !

इन सर्व बातोंको सुने और मनन करनेसे तो आपको भी वही उपरोक्त अनुमान दृष्टि आरहा होगा मगर हम उसको त्रिकालमे भी अपने पास पटकने नही देंगे कारण कि इस वर्तमान कालका अनुभवही हमको बतला रहा है कि तुम बडे नादान हो सामर्थ्यवान होते हुये भी भयभीत हो रहे हो देखो महात्मा गांधीको कि वह आज दिन अपनी मातृभूमि सत्यभवनमे स्थित हो तमाम विश्वपर अपना अलौकिक प्रवाह डाल जगवल्लभ बन गये क्या वह तुम्हारी मोढ ज्ञातिका बाल नही देखो। साहब महात्माजीने तो इस विकाल कलिकालमे अपने धर्मारण्यी होनेके परिचयको कर्मवीर बन परिचयमे ला आपकी सर्वत्र मोढ कोमको बतला दिया कि हे बाबवों तुम्हारी जातिकी जो सन्मान महाराजाधिराज जानकीवल्लभ दशरथनन्दन रघुकुलभूषण मर्यादा पुरुषोत्तम श्रीरामचन्द्र अवध विहारीने दिया था वह मात्र इतने ही कारणसे कि तुम अपने अन्तःपुरके सत्य क्षेत्रमे रहकर धर्मके आरण्यवत कर्म कर धर्मारण्यी वीर केहे जाने योग्य माने जाते हो। और भविष्यमे भी ऐसे पूज्य होगे और जो किसी समय अपने पर कोई दुराचारी कष्ट आता हुआ देखो तो उससे भय न खा हमारे पर भक्त वैरागरूप हनुमान सेवकका स्मर्ण करना वह तत्काल उस दुराचारीको विध्वंस कर तुम्हारी रक्षा करेंगें इस लिये हम उक्त महावीरको तुम्हारे हृदय कमलके मुख्य द्वार पर द्वारपाली हेतु स्थापित करते हैं जो वायु वत तुम्हारे हृदयमे प्रवेशित होते है मगर खबरदार तुम इन विप्रोंसे जो सुबुद्धि गुरुसम है और तुम्हारे सत्य क्षेत्रमे वास करते हैं मेरे अंश है इनका सत्कार मेरे सम करना। पाठक वृन्द ! अब क्यों इन मायावी राक्षसोंके फंदसे इतने व्याकुल हो रहे हैं आप श्री तनिक विचार दृष्टिसे तो कामलेवें और देखें कि आपके भद्र हेतु जो महाराजाधिराज कौशल्या

दुखभंजनने अपने श्रीमुखसे कहा है वह पूर्ण होता है कि नहीं ! और दुःखोंका अंत आता है कि नहीं ! कारण कि इन सम्पूर्ण व्यथाओंकी आदि उस समयसे विदित होती है जबसे हमारी जातिने अपने स्वरूपका खंड २ करना निश्चय किया है जहांतक एक रूप रही वहांतक सदैव मंगलानन्दी भोग भोगा की खैर जो होना था हो गया अब भी समय है कि आप जिन सत्य विरुद्ध तत्वोंके कारण अद्वैत पदविशुद्ध अद्वैत और फिर द्वैत बने हैं उनका शास्त्रानुसार तनिक निर्मल बुद्धिसे विचार कर ध्वंस कीजिये कि पुनः आप शुद्धाद्वैत होकर संसारको बतला सके कि मोढ कोममें महात्मा गांधी जैसे अनेक नररत्न विद्यमान हैं। सारांश यह कि संपूर्ण मोढ सृष्टि गांधी ही हैं जब हमारी संपूर्ण जाति एक ही जातिके नामसे संसारमें प्रख्यात होगी तब हमारी गई हुई शक्तियां फिर हममें आते जायेंगी, और हम सब एकात्म भलीकी नाई संसारमें विचरेंगे तब जितने दुराचारी अत्याचारी वृन्द है वह खुद बखुद बिदा हो जायेंगे जैसे प्रलयकालमें सर्व भूतात्मा एक सत्यात्मामें लीन हो जाती है और सिवाय एक सत्य गुणके दूसरा कोई गुण दृष्टि नही पडता वैसेही हमारी जातिसे त्रिगुणी गांठ खुलकर शुद्ध स्वरूपी गुणातीति प्रत्यक्ष होगी और हमारा प्रत्येक जाति बांधव उस निर्मल मंगलानन्दके सुखको भोगेगा जो अवाच्य है सो हे मेरे जातिबांधवों अगर अपनी आप भलाईके उत्सुक हों और चाहते हो कि यह अमंगलीय दोषोंसे हम व हमारी ज्ञातिमुक्त हो तो वेग उन प्रयत्नोंको काममें लानेकी और उद्यम कीजिये। जिस्से सम्पूर्ण ज्ञातिका हित हो ॥ इत्यलं शुभमस्तु कल्याणमस्तु ॥

आपका एक अति दीन जाति सेवक,

वे. एल. सी. रतनलाल गुप्ता. भोपाल.

## मोढ कान्फरन्सकी आवश्यक्ता.

जोलाई मासके मार्तंड पत्र पृष्ट ३६० में एक लेख प्रार्थनापत्रके नामसे देखनेमें आया, लेखक महाशयने जिस दूर दर्शतापर विचार करके अपनी सरल लेखनशैलीद्वारा मोढ वणिकों की जिस अवस्थापर शौक प्रगट करके महासम्मेलन होनेकी आवश्यक्ता ज़ाहिर की वह अवश्य लक्ष देने योग्य है. और वैगर सम्मेलनके हम अपनी आर्थिक दशाको सुधारकर कभी वास्तविक उन्नति प्राप्त नहीं कर सकते. क्रारण के समय अनुसार इस एक मोढ शब्दने जिस विस्तृतरूपको धारण करके अपने आपको भाग विभागोंमें तकसीम किया. उसी रूपसे जबतक हमारे विभाग सम्मीलित होकर इस महाकार्यमें हिस्सा न लें हमारी मोढ ज्ञाति कभी कीर्तियुक्त होकर उन्नतिके शिखर पर नहीं पहुंच सकती, इस कारणमें भी उक्त प्रार्थनापत्रसे सहानुभूति प्रगट करके हमारे ज्ञातिनेताओंका ध्यान इस तरफ आकर्षित करके प्रार्थना करता हूं कि अगर "ऑल इंडिया" मोढ कान्फरन्स की योजना स्वीकार करते हुये सर्व सम्मति द्वारा किसी एक स्थानपर कान्फरन्स करना निश्चय किया जायं तो अति उत्तम है. आशा है कि हमारे गुजराती तथा मालवीय अग्रगण इस विषयमें अपनी २ सम्मति प्रदान करके प्रसंशाके पात्र बनेंगे..

राधाकृष्ण गुप्ता.
असिस्टेन्ट सिक्रेटरी,
गौमुज वैश्य मांडलिया सभा, भोपाल.

# चर्चापत्रो.

૧

## वारा बावन चातुर्विध मोढ ब्राह्मण ज्ञाति संबंधी

સંવત ૧૯૭૭ ના માહ વદી બીજના દિવસે ચરાડા મુકામે સમસ્ત પંચ ભેગું થએલું, તેમાં તે જ્ઞાતિની રૂઢી બગડી ગએલી છે તેમજ વિક્રય સાટા વિગેરેનો ફેલાવો ઘણો થએલો છે તે બંધ કરવાને સમસ્ત ગોળના બ્રાહ્મણોએ એકમત થઇ કેટલાક ઠરાવો કરી ગામવાર તથા ઇસમવાર સહીઓ લીધેલી જે ઇસમો પંચમાં હાજર ન હતા એમની પાછળથી સહીઓ લેવામાં આવી હતી, અને સર્વાનુમતે તે ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો પરંતુ તે ઠરાવો કેવા છે તે જ્ઞાતિનો નવો ચોપડો એમ બેઠા વાંચ્યા કરે છે

બારાબાવનની નાત (જમણવાર) છાલા તથા પ્રાંતિજ વિગેરે ગામે થઇ તે વેળાં જ્ઞાતિની કેટલીક તકરારો જાહેરમાં મુકના તેનો જ્ઞાતિના આગેવાનોએ (પટેલોએ) એક બીજાનો પક્ષ કરી પોતાના મનસ્વી તરંગ પ્રમાણે ગેરઇન્સાફ કર્યો, જેથી જ્ઞાતિના સદ્ગૃહસ્થોના મનને ઘણોજ આઘાત થયો છે

જ્ઞાતિના આગેવાનો જ્ઞાતિની અંદર જે જે ગુન્હા બને છે તેનો નિસ્વાર્થપણે ચુકાદો કરતા નથી તેમજ તે ગુન્હેગારને ગુન્હાના પ્રમાણમાં દંડ કરતા નથી અને કરે છે તો તે તુર્ત વસુલ કરતા નથી જેથી ગુન્હાઓની સંખ્યામાં દિન પ્રતિ દિન વૃદ્ધિ થાય છે વળી જ્ઞાતિનો વહીવટ અમુક માણસજ કરે એ રૂઢી વખાણવા લાયક નથી કારણ કે ગામ પાટનાકુવાનો પટેલ લાડુરામ પૂંજારામ જાની જે બન્ને નેત્રે અંધ છે તે જ્ઞાતિનો શું વહીવટ કરતા હશે? ગામ વડીના પટેલ મોહનલાલ ગણપતરામ ત્રવાડી જેવી રીતે જ્ઞાતિનો વહીવટ કરે છે તેવીજ રીતે બાહોશ પ્રમાણિક ન્યાયી અને નિષ્પક્ષપાતી પટેલ ગામ પાટનાકુવાને માટે નિમવાની જ્ઞાતિના મહાશયોએ ખાસ તજવીજ કરવી જોઇએ

વળી યુવક મંડળના પ્રમુખ રા. ના. જેવાશંકર ગગલરામ મહેતાએ ગામ સાદરાના વકીલ રા. જાની સોમનાથ રણછોડલાલ તથા ત્રવાડી છોટાલાલ રણછોડલાલ એ બંને સભ્યોને પોસ્ટ કાર્ડ દ્વારા એવું લખ્યું છે કે “તમે નાતના પૈસાનું ઉઘાણું કરાવી વાહવાહ કહેવડાવવા માગો છો, જેથી તમોએ મંડળમાંથી તમારા હોદ્દાનું રાજીનામું આપવું વળી તમોએ પંચના નાણામાંથી રૂપીઆ ખાધા છે’ વિગેરે મતલબવાળું કાર્ડ હતું તે કાર્ડનો જવાબ તે બન્ને સભ્યોએ નીચે પ્રમાણે આપ્યો છે

"જ્ઞાતિ અને મંડળને કોઇ પણ પ્રકારની સંબંધ નથી. અમોએ પંચમાં કોનો કોના રૂપીઆ ખાધા તે જણાવશો. તમો અમારા પર આવી ખોટી રીતનાં લખાણો લખો છો તો તમારે માટે પ્રંચમાં કેમ જાહેર ન કરવું !"

પ્રમુખ પોતાની મરજી પ્રમાણે ઉપર જણાવ્યા પ્રમાણે ખોટી રીતનાં લખાણો કરી જ્ઞાતિના મહાશયોની આબરૂ હલકી પાડે તે વખાણવા લાયક નથી. પ્રમુખ કેવા પ્રકારના હોવા જોઇએ તે મોઢ માર્તંડના માહે જુલાઇ સને ૧૯૨૧ ના અંકમાં " સુ. અ. વિદ્યોત્તેજક સભાના પ્રમુખનું ભાષણ " એ સંગ્ના વાળું ભાષણ વાંચવાથી જ્ઞાતિજનોને ખાત્રી થશે.

મુબઇના યુવક મંડળે જ્ઞાતિના મહાશયોને કોઇ પણ પ્રકારની ખબર આપ્યા સિવાય, તેમજ મીટીંગ ભર્યા સિવાય, મંડળના સભ્યોએ પોતાની મરજી પ્રમાણે કોઇને ઑડીટર, કોઇને સેક્રેટરી, મંત્રી વિગેરેની પદવીઓ આપી એ રિવાજ વખાણવા લાયક નથી. મંડળના યુવકો જ્ઞાતિના ગૃહસ્થો પાસેથી શીરજોરીથી ફંડમા ઉઘરાવે છે (લખાવડાવે છે) એ "કામઠે મારીને કલ્યાણ કરવા જેવું છે"

મંડળના નિયમોનું એકંદર પત્રક બનાવ્યે લગભગ ત્રણ ચાર માસ થવા આવ્યા છતા પ્રમુખ સાહેબ કેમ છપાવડાવી બહાર પાડતા નથી !

લી. જ્ઞાતિનો શુભેચ્છક.

૨

## मोढ ज्ञातिनी हालनी महान व्यक्तिओ

પાઠક ગણ ! દરેક દેશનાં મહાન સ્રીપુરૂષો તે તે દેશની ખાસ વિભૂતિઓ યાને દોલત છે; તેમ દરેક જ્ઞાતિની મહાન વ્યક્તિઓ તે તે જ્ઞાતિની ખાસ દોલત છે, એમ કહેવાની ભાગ્યેજ આવશ્યકતા રહેશે. માટે આપણે આપણી મહાન વિભૂતિઓને બરાબર ઓળખવી જોઇએ, અરે ! તેમની યોગ્ય કદર પણ કરાવી જોઇએ. આ માટે નીચેની પ્રાથમિક પ્રાર્થના પર દરેક વિવેકી સજ્જન નીધા કરી ઘટિત જણાવવા તસ્દી લેશે એવી આશા છે.

બ્રાહ્મણ વિગેરે સમસ્ત મોઢ કોમે પોતપોતાના સમવાયમાંથી ક્યાં ક્યાં હયાત સ્રી પુરૂષોને મહાન વ્યક્તિ તરીકે માન્ય ગણ્યાં છે, અથવા લખનાર પોતે જેને એવાં ગણતા હોય એવી ત્રણ ત્રણ વ્યક્તિઓના નામો લખી મોકલવાં.

એ નામોમાં તે મહાન વ્યક્તિના સમવાય જ્ઞાતિ તથા અટકો પણ જણાવવા.

આના ઉત્તરો "મોઢ માર્તંડ"ના શ્રીયુત તંત્રીજી ઉપર મોકલવા, તેઓ જેમ જેમ નામો આવતાં જશે તેમ તેમ પોતાના માસિકમાં નોંધતા જશે.

દરેક લખી મોકલનારે નીચે પોતાનું નામ તથા ગામ ઠેકાણું પણ સ્પષ્ટાક્ષરે લખી મોકલવું.

તા. ક.—સ્વર્ગસ્થ મહાન વ્યક્તિઓ માટે હવે પછી યોગ્ય સંખ્યાના નામોની માગણી કરીશું. તા. ૧૪-૮-૨૧.

ભવદીય
નીછાભાઇ ભાઇશંકર ભટ્ટ.
હાંસાપોર, જી. સુરત.

૩

## બ્રાહ્મણ ભોજન વિગ્રહ.

દરેક બ્રહ્મ કોમમાં ભારે ન્યાતવરા થાય છે. અને રુઢ મનુષ્યો બ્રહ્મભોજન સમાન પુણ્ય નથી એમ ધારી દરેક સંપ્રદાયના જ્ઞાતિભાઇઓને કંકોત્રીઓ લખી જમણ માટે તેડાવે છે. ત્યાં જ્ઞાતિની પંગત ભરાયા પછી પતરાળાં પડીઆ નીકળે ત્યારથી દેવ દાનવના જેવું પ્રચંડ યુદ્ધ મચી રહે છે. પછી શાક પીરસાતાં પણ લડાલડી થાય છે, ભાત પીરસાતાં પણ તકરારો ઉભી થાય છે. અને મસ્ત બ્રાહ્મણો તોફાનો ઉભા કરી પોતે સુખે જમતા નથી, ને બીજાને જમવા દેતા નથી, તેમજ ઘરધણીનું પારાવાર નુકશાન કરી બેસે છે. આથી સેંકડે પચાસ ટકા જેટલા માણસો તો ભુખ્યાજ ઘરે જાય છે. આથી વાપરનાર કે જેને જ્ઞાતિ ભાઈઓને જમાડવા ઉપર અથાગ પ્રેમ હોય છે તેનુ નુકસાન તથા કેટલાક ભુખ્યા રહે તથા તોફાનની બાજી રમાવાથી તે નાખુશ થાય છે. છેવટે તે કંટાળે છે, અને એમ કહે છે કે આ પૈસા મેં ન વાપર્યાં હોત તો સારૂં. માટે જ્ઞાતિ બંધુઓએ તેવા જ્ઞાતિ વરા કરતા વિદ્યાદાનમાં પૈસા ખર્ચવાથી અથાગ પુણ્ય થાય છે એમ સમજવું જોઇએ. વિદ્યાદાનમાંજ પૈસા ખર્ચવા જેવું બીજું એકે પુણ્ય નથી.

મણિલાલ ભોળાનાથ શુકલ.
સ્કુલમાસ્તર ઝુંડાળ.

૪

## ગતાંકમાં ચર્ચાપત્ર નં. ૨-૩ માં ચુંવા ચાતુર્વિદ્ય જ્ઞાતિના ગરદેરાને લખાયેલા ખુલ્લા પત્રો સંબંધી ખુલાસો.

આ પત્રો પ્રકટ થયા પછી કેટલેક સ્થળેથી એમ માલમ પડવામાં આવ્યું છે કે તે બેઉ પત્રો ખુદ મેં પોતેજ ગુપ્ત નામથી લખ્યા છે. તે પરથી સત્ય વાત પ્રકટ કરવી પડે છે કે હું કદિ ગુપ્ત નામથી લખનારજ નથી. મને જો ગરદેરાનો ડર લાગતો હોત તો ધંટાનાદમાં તેમનાથી થયેલી અનેક ભૂલો ઉપર તદ્દન ચોખ્ખા કડક શબ્દોમાં ઉલ્લેખ કરત નહીં. પ્રથમ ચર્ચાપત્ર ભાવનગરના એક સુશિક્ષિત બંધુ તરફથી લખાઇ આવેલ છે, ને બીજું ખુદ મારા વતન પાડરશીંગા ગામના રહીશ એક દવે તરફથી લખાયું છે. બેઉની હસ્ત-લિખિત પ્રતો માસિકની ઑફીસમાં દાખલા માટે મોજુદ છે. બીજા પત્રમાં જણાવેલી પુનર્લગ્નની હિલચાલથી હું તદ્દન વિરૂદ્ધ છું, તેની સાબીતીમાં માસિકને નીકળ્યે ત્રણ વર્ષ થયાં પણ એ વિષય પર કદિ એક પણ લેખ પ્રકટ કરાયો નથી. આટલા સ્પષ્ટિકરણ પછી પણ જેમનો સ્વભાવ આંખો બંધ કરી સૂર્ય સામા ધુળ ઉડાડવાનોજ છે તેઓ ભલે ઉડાડ્યા કરે. એવા જડવાદીઓને સમજાવવા બ્રહ્મા પણ સમર્થ નથી તો હું કોણ માત્ર !

પ્રભાશંકર જયશંકર પાઠક.
ચુંવા જ્ઞાતિનો એક જ્ઞાતિજન.

# इनामी हरीफाइओ.

## इनामी हरीफाइनुं परिणाम.

ચાલુ વર્ષના ૪ થા અંકના પૃષ્ટ ૧૪૩ ઉપર રમાશંકર ચેલાભાઇ જોશી તરફથી પ્રકટ થયેલ "નૂતન વર્ષાભિનંદન" એ કાવ્યનું ગદ્યમા ઉત્તમ રહસ્ય લખી મોકલનારને સુ. અ. મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના મંત્રી શ્રીયુત ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ તરફથી પોતાનાં અદ્દગત સૌ. પત્ની મંછાગવરી પાર્વતી પુણ્યાર્થે ઇનામો આપવા પ્રગટ થયેલ હરીફાઇમાં નીચે જણાવેલ બ્હેનોના લખો ઇનામોને યોગ્ય જણાયા છે. લખો માગવા પ્રમાણે મુદતસર ન આવવાથી પાછળથી મુદત વધારાઇ હતી (૧) જસુમતિ નાકજીશ્વર અમદાવાદ (૨) જયા બેન નીછાભાઇ હાસાપીર (૩) કૃષ્ણાબેન કેશવરામ સુરત (૪) મણિબેન મોહલાલ સોજીત્રા (૫) મણિગૌરી ગણપતરામ ભટ્ટ કુંડાલ. બ્હેન જસુમતિને સ્વ. ગં. જમનાબાઇ સ્મારક અ ક ફી. રૂ. ૨ાા, જયા બેનને શ્રીભામિની ભૂષણ ભાગ ૧ કી. રૂ. ૨ તથા ભાગ ૨જો કી રૂ ૧। મળી કુળ રૂ. ૩।, કૃષ્ણાબેનને શ્રીભામિની ભૂષણ ભા. ૩. કી. ૧ તથા ભાગ ૪ કી ૧।=. કુલ ૨ા=; મણિબેનને શ્રીભામિની ભૂષણનો પાંચમો ભાગ નહીં મળી શકવાથી " સુન્દરી સુબોધ " માસિક ૧ વર્ષને માટે, તથા મણિગવરીને ' વનિતા વિજ્ઞાન " માસિક એક વર્ષ માટે ભેટ મોકલાવાં છે.

## नवी इनामी हरिफाई.

અમદાવાદવાળા જસુભાઇ ગૌરીશંકર વ્હોરા તરફથી ઉત્તમ રીતે નીચે જણાવેલી બે પાદપૂર્તિઓ ઉત્તમ રીતે લખી મોકલનારને રૂ. પાંચ પાંચના બે ઇનામો મળશે.

**સરતો**—લેખ માગ્યા કરતા વિશેષ લાંબો તેમજ ટુંકો સ્વીકારાશે નહીં. નવેંબર ૧૯૨૧ ની આખર તારીખ સુધી લેખો સ્વીકારાશે. અમારો નિર્ણય છેવટનોજ ગણાશે. ઉત્તમ ઠરશે તેનેજ ઇનામ મળશે. પાસ થયેલા લેખ માર્તંડમાં પ્રકટ થશે પણ લેખકના હક્ક કાયમ રહેશે. મોઢ મંડળાધારી કોઇ પણ બ્રાહ્મણ વણિક બંધુ સ્ત્રી વા પુરૂષ આ હરીફાઇમા ભાગ લઇ શકશે.

(૧) જેનું ચોથું ચરણ **ખાખંરની ખીસકોલી શું જાણે સાકરનો** ? કહેવત ને સ્વાદ શું ... એવું ચારે તેમાં એ છ.મા ઓછી ૨૦ ને વધારેમા વધારે ૩૨ લીટીનું કાવ્ય બા—ગામિક નોકરીથી ફાયદા છે તથા ને ડાગ થતી ન ... દિવસાસોમા કરી ઠરીને એ નમસ્ત ... જે ... થાય છે તે કબુલ નહી કરનાર જડવાદીઓ માટે ... જોઇએ,

# विविध मंडळोंनी हिलचालो

## श्री मोढ ब्राह्मण विद्योत्तेजक सभा ( सुरतविभाग

## वर्षे छट्ठानी प्रथम अंतरंग सभा.

વર્તમાન વર્ષના શ્રાવણ સુદ ૧૧ ને રવિવારને રોજ શ્રીમુંબાદેવી પાઠ-
શાળા વાળા સ્થાનમાં ધમડાછાકર શાસ્ત્રી મણિશંકર આત્મારામના પ્રમુખપણા
નીચે મળી હતી. મુંબઇમાં વસતા અંતરંગ સભાના લગભગ બધાજ સભ્યો
હાજર હોવા ઉપરાંત બહાર ગામ વસતા વ્યવસ્થાપકો પૈકી નિચે દર્શાવેલા
સજ્જનોએ પત્રદ્વારે પણ થનાર કાર્યના સંબંધમા પોતાનો અભિપ્રાય જણાવવા
તસ્દી લીધી હતી. ૧ વૈદ્યરાજ શીઘ્રીકાભાઈ રામશંકર ગણુદેવી. ૨ બ્રહ્મનિષ્ઠ
આચાર્યજી મહારાજ અંકલેશ્વર ૩ વે. શા. સં. શુકલ મોતિરામભાઇ વિનાયક-
રામ અમાશા ( ચાલુ વર્ષથી નવા નિમાયલા સભાના દુય્યમ કોષાધ્યક્ષ ) ૪ ભટ્ટ
ગૌરીશંકર વિજયરામ વઝીટીકર નવસારી. ૫ શાસ્ત્રી પ્રાણશંકર ગણપતરામ
ખલી. ( ચાલુ વર્ષથી નવા નિમાયલા એક વ્યવસ્થાપક ) આ આનંદજનક
હાજરી ઉપરાંત ઉક્ત પાઠશાળાના છાત્રોને ઉમંગથી એકાગ્રચિત્તે સભાના કાર્યને
ઘણુંજ પ્રેમથી અવલોકતા જોઇ એ ભવિષ્યના જ્ઞાતિ નેતાઓ તરફ બધાને
સહજ ઉપજતું દ્રષ્ટિગોચર થતું જોવામા આવતું હતું. શરૂઆતમાં પ્રમુખ-
શ્રીએ પોતાને આપવામાં આવેલા માનનો આભારપૂર્વક સ્વીકાર કરતાં સ્પષ્ટ
કહ્યું કે તેઓના મનમા એક વાતનો દગદગો હોવાથી અત્યાર સુધી સભા
સંબંધી તેઓનો ઉત્સાહ મંદ હતો, અને તે વાત એ હતી કે આ સભા આપણી
જ્ઞાતિને જોઇતુ ઉત્તેજન આપતી નથી એવી લોક વાયકા છે ! આનો ખુલાસો
શ્રી મોતિરામભાઇ વલસાડકર ( સભાના ઉપ–પ્રમુખશ્રી ) તથા સભાના મંત્રી
તરફથી થયા બાદ શાસ્ત્રીજી સંતોષ પામ્યા હતા, અને આ.પર સભાના અંગ
તરીકે સંપૂર્ણ સહાનુભૂતિપૂર્વક સભાના હીતમાં પ્રવૃત્ત રહેવા પોતાના ઉપસં-
હારાત્મક ભાષણમાં અભિવચન પણ આપ્યું હતું. આજની સભાને લગતા
બહાર ગામના આવેલા પત્રો વચાયા બાદ વિવિધ વિદ્યામાર્ગના વિદ્યાર્થિઓની
અરજીઓપર વિચાર ચલાવવામાં આવ્યો હતો. આ પ્રથમજ વેળાએ આ
વર્ષની અમલસાડ મુકામે ભરેલી સામાન્ય સભામાં થએલા ઠરાવ પ્રમાણે સુરત
જીલ્લાની જુદી જુદી પાઠશાળાઓમા નીકળતા ( સુરત અઠાવિશીના ) જ્ઞાતિ વિદ્યા
ર્થીઓની શિષ્યવૃત્તિ માટે આવેલી અરજીઓનો નિર્ણય કરતા સભાને પરમ
આનંદ ઉપજ્યો હતો. જુદા જુદા માર્ગમાં અભ્યાસ કરતા બધા વિદ્યાર્થિઓને
એક વર્ષમાં સાડી ૭ સો રૂપિયા ઉપરાંત શિષ્યવૃત્તિના આપવા ઠર્યાં ૨ ફ્. શાસ્ત્રી

નર્મદાશંકરજીને ત્યાં બ્યાજુકા રખેલા " શાસ્ત્રી કરુણાશંકર સ્મારક " ના નાણાં મુંબઇમાં વસતા કોષાધ્યક્ષ, મંત્રી, તથા ઉપમંત્રીના નામે એક વર્ષની બાંધી મુદત માટે ૭ ટકાના બ્યાજથી મેંટ્રલબેંક ઑફ ઇન્ડિઆમા સંવત ૧૯૭૭ ના શ્રાવણ વદ ૬ ને દીને ( સભા સ્થાપનાને બરાબર પાંચમાં વર્ષને શુભ દીનેજ ) રાખવાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો. તે મુજબ ને નાણા ( રૂ. ૫૭૫ ) ઉક્ત બેંકમાં જમે થયા છે. " વૈદ્ય અંબારામ શંભુરામ પારિતોષિક " ( જે રૂપિઆ પાંચનું હતું ) ના પ્રદાતાએ તે આપવામા અંતરંગ સભાનો કાઇકદોષ જોયો હતો, તે સંબંધમાં ઠરાવવામાં આવ્યું કે એવા પારિતોષિકો બનતા સુધી દાતાએ આપવા ઇચ્છેલી શરતોએ તો અપાયજ, પણ તે શરતોમાં યોગ્ય લાગતો સમયાનુરૂપ ફેરફાર અંતરંગ સભા કરી શકશે. કારણ કે જો એ પ્રમાણે અંતરંગ સભાને અધિકાર ન અપાય તો એવાં પારિતોષિકો એમના એમ પડી રહેવા પણ સંભવ છે., આપણી જ્ઞાતિના સ્વમાની સ્વભાવ તરફ જોતા આમ કરવું થવું આવશ્યક પણ છે એ વાત પણ બધાને ગળે ઉતરવા જેવી જ છે. ગાંકલેશ્વરના સંમેલન વેળાએ ત્યાના પ્રસિદ્ધ ગૃહસ્થ વકિલ હરકિશનદાસજીએ સભાને રૂ. ૫૧ આપવા કહેલા, જેના પુસ્તકો આપવાનેજ તેઓની પાછળથી ઇચ્છા જણાએલી, તો તે સંબંધમાં ઠરાવવામાં આવ્યું કે તેવાં પુસ્તકોની યાદી શાસ્ત્રીજી મોતિરામભાઇએ તૈયાર કરવી, અને તે મંત્રીએ શેઠશ્રીને પહોંચાડવી અને તે ગમેવાં પુસ્તકો સભા તરફથી લેવાતી પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થનાર બાઇઓને શેઠશ્રીના નામે આપવાં. વલસાડવાળા જોશી નારાયણભાઇએ સભાને કાશી તરફ સંસ્કૃત શિખતા વિદ્યાર્થિઓની ફર્યાદીના સંબધમાં વૈદરાજ કીકાભાઇ ( સભાના ચાલુ પ્રમુખ ) શાસ્ત્રી મણિશંકર અંબારામ ધમડાછાકર ( આજની સભાના પ્રમુખ ) અને ભટ્ટ રામચંદ્ર નિર્ભયરામ ( સભાના ઉપ-મંત્રી ) એઓની એક કમિટિ નીમી એ સંબંધમાં તપાસ કરી સભાને સત્ય હકીકત જણાવવાને એક લાંબા પત્રદ્વારે સૂચના કરી હતી, જે પત્ર સભામાં વંચાતા એ કમિટિમા ઉક્ત નારાયણભાઇનું નામ પણ સર્વાનુમતે ઉમેરવામા આવ્યું હતું. એ ફર્યાદમાં દર્શાવેલી હકિકતમાં શું સત્ય છે તે સ્પષ્ટ કરવાની જવાબદારી મંત્રીને માથે આવી પડવાથી તેઓએ ત્યાંજ ખુલાસો કર્યો કે સભા સ્થપાયાની લગભગ શરૂઆતમાંજ ગણદેવીકર એક ભાઇ (જેઓ ત્યારે વેળા કાશી શીખતા હતા)ની એક અરજી શિષ્યવૃત્તિ માટે આવેલી. ( જેનો ખુલાસો પણ તે વર્ષના વૃત્તાન્તમા જણાવ્યો છે જ ) ખરી, પણ નિયમાનુસાર જ્યારે " પ્રમાણપત્ર " તે ભાઇ પાસે માંગવામા આવ્યું ત્યારે તે ભાઇ તે મોકલી શકેલા નહીં તેથીજ તે ભાઇની અરજી નિર્ણય વિના રહી હતી આ શિવાય એવું કાંઇ પણ બન્યુંજ નથી કે જેના સંબંધમા " સભા " તરફ કોઇ પણ આંગળી ઉંચી કરી શકે. બીજો એક પ્રસંગ એવો બન્યો હતો કે ધમડાછાના

એક ભાઇએ કાશીથી ગોધરાના એક ગૃહસ્થને તેઓના શિક્ષાગુરુના પ્રમાણપત્ર સાથ કાંઇ સહાય માટે વિનંતિ કરી હતી. ગદરહુ ગોધરાવાસી સજ્જને તે પત્ર પ્રમાણપત્ર સહિત અત્રના સુપ્રસિદ્ધ મોઢવણિક ગૃહસ્થ શેઠ પુરૂષોત્તમદાસ ઠાકોરદાસના પર તેઓની શ્રીમંત તરિકે ખ્યાતિ હોવાથી મોકલેલો, અને શેઠશ્રી પુરૂષોત્તમદાસજીએ આ સભાના અસ્તિત્વથી તેઓ જાણીતા હોવાથી તે પત્ર વગેરે આ સભાના મંત્રી પર મોકલાવેલાં, જે ઉપરથી સભા પાસ સહાય માગવાનો સુરત અડાવિશીના પ્રત્યેક મોઢ વિદ્યાર્થીનો હક છે, અને સભા કોઇ અમુક વ્યક્તિની માલીકીની નથી વિગેરે વિસ્તારથી તે ભાઇને લખી મંત્રીએ તથા ઉપ-પ્રમુખે ઉક્ત વિદ્યાર્થી બંધુ પાસેથી એવી શિષ્યવૃત્તિ માટે અરજી માંગેલી, પણ તે સંબંધી તે કાશીસ્થ ભાઇએ અત્યાર સુધી સભાને કાંઇ પણ લખ્યું જ નથી ત્યાં સભા નાઇલાજ છે. આ પછી શાસ્ત્રી મોતિરામભાઇ વલસાડકરે પોતાનાજ ગામના એક કાશીસ્થ વિદ્યાર્થી સાથ "સભા" "શિષ્યવૃત્તિ પદ્ધતિ" વગેરે સંબંધમાં થએલા પત્રવ્યવહારની વિગતે હકિકત કહી સંભળાવી હતી, અને સભા સંસ્કૃત વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આપવા અતિશય ઉત્સુક છે એમ પણ જણાવ્યું હતું. અને સ્પષ્ટ કહી દીધું હતું કે તેઓએ તથા મંત્રીએ કોઇ પણ ભાઇને માઠું લાગે તેવું કશું જ અત્યાર સુધી લખ્યું જ નથી. આટલા સ્પષ્ટ ખુલાસાથી શાસ્ત્રીજી મણિશંકર ભાઇ સંતોષ પામ્યા હતા. સભાનું કાર્ય સમાપ્ત થતાંજ શુકલ જયકૃષ્ણભાઇ વલસાડકરે પોતાનાં ધર્મપત્નીના પૂણ્યાર્થે સભાને રૂપિઆ પચીશ પ્રદાન કર્યા હતા, જે સભાએ આભાર પૂર્વક સ્વિકારતાં એવી આશા રાખી હતી કે આ પ્રમાણે પ્રત્યેક જ્ઞાતિબંધુએ પોતાને ત્યાંના શુભાશુભ પ્રસંગે સભાને પણ ન વિસારવી. છેવટે બહાર ગામથી વ્યવસ્થાપકો અને સભ્યો (આ વેળા ધમડાછાકર શાસ્ત્રી મણિશંકર રાજારામ તથા ભટ્ટ ગોવિંદરામ રવિશંકર અમલસાડકર પધાર્યા હતા જે જણાવતાં હર્ષ થાય છે) આ પ્રમાણે અત્ર આવી સભાના કાર્યને પુષ્ટિ આપે એમ ઇચ્છા દર્શાવતાં મંત્રીએ આજની સભાના પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ રજુ કર્યો હતો જે સર્વાનુમતે પસાર થવા બાદ લગભગ ત્રણ કલાકની કાર્યવાહી પછી ઉપ-પ્રમુખશ્રી તરફનાં ચા-પાનનો સ્વીકાર કરી સભા વિસર્જન થઇ હતી.

શ્રીમો. બ્રા. વિ. સભા કાર્યાલય } ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ, સુરતકર
ગિરગાંવ, મુંબઇ. ૨૮-૮-૨૧ } મંત્રી.

## श्रीमच्छुंकठीया मोढ विद्योत्तेजक मंडळ-कराची.

આ મંડળની સભા તા. ૭-૮-૨૧ ના રોજ મળી હતી. જેમા ઠરાવ થયા કે (૧) આ મંડળના ફંડની રકમ ચાર ટ્રસ્ટીઓના નામે કોઇ ગૃહસ્થને ત્યા ચાલુ ખાતામા જમા રાખવી ને તેની લેવડ દેવડ માટે પ્રમુખ ને મંત્રીની સહીથી વહી વટ કરવો (૨) ફંડમાંથી રૂ. ૫-૩-૨ ની ત્રણ સ્કોલરશીપો દર માસે આપવી ને રૂ ૩૦ પુસ્તકોની મદદ રૂપે એક વર્ષ માટે આપવા.

મંડળને મળેલી મદદો—રૂ. ૫ ઉમીયાશંકર બહેચરલાલ રાજકોટ લગ્ન પ્રસંગે, રૂ. ૫ હરીનંદ ભગવાનજી પંડયા મોળ, રૂ. ૧૦ લક્ષ્મીશંકર રણછોડરામ કચ્છ ભૂજ, રૂ. ૨૦) શુકલ ક્ષેમશંકર પ્રાણજીવન

## श्री घोघारी मोढ शुभेच्छक मंडळ.

મંડળને મળેલી મદદો—રૂ ૧૫) ભાઇ ત્રીકમજી વલ્લભદાસ તરફથી તેમના પુત્ર પ્રમાણુદાસના સગપણની ખુશાલીમાં. રૂ. ૧૫) ભાઇ છગનલાલ છગ્ગાભાઇ કુંડલાવાળા તરફથી તેમની પુત્રી અનુમતિના સગપણની ખુશાલીમાં.

મોઢ માર્તંડ કાર્યાલય.

---




## समस्त मोढ कोमनी उत्पत्तिनो
## प्राचीन पवित्र धार्मिक अने ऐतिहासिक
## संपूर्ण अने सचित्र ग्रंथ

# श्रीधर्मारण्य

## मूळ अने गुजराती सरळ भाषांतर साथे
## थोडा वखतमां प्रकट थाय छे.



ज्ञाનપિપાસુઓને આમંત્રણ—પ્રિય વાંચકબંધુ! વાંચો, લક્ષ દઈ વાંચો. અને નહિ જાણતા સ્વજ્ઞાતિના સ્નેહી સંબંધીઓમાં આ શુભ સમાચાર ફેલાવો કે આપણી સમસ્ત મોઢ કોમનું મંગલ પ્રભાત થયું છે. મોઢ કોમના કેટલા પ્રકાર છે. હાલ ક્યાં ક્યાં વસે છે, તેઓના સાંપ્રત આચાર વિચાર કેવા છે, કોનામાં કેવી ખામીઓ છે, તે કયા કયા પ્રદેશના સુધારામાં કેટલા આગળ વધ્યા છે, તે સર્વ હકીકતો થોડે ઘણે અંશે આ માર્તંડના ઉપાસકોથી હવે અજ્ઞાત નહીંજ હોય. ત્રણ વર્ષના સતત પ્રયત્નથી છએ પ્રકારના મોઢ સંબંધી અજાણી એવી ઘણી બાબતો અજવાળામાં લવાઈ છે. પરંતુ માર્તણ્ડનો પ્રકાશ આટલેથીજ અટકતો નથી. સાંપ્રત સ્થિતિ અને તેમાં કરવા જોઈતા સુધારા વધારા માટે ઉહાપોહ કરવાનો હજુ હવે પછીનાં વર્ષોનો અનંતિમ અવકાશ આપણે માટે ખુલ્લો છે, પરંતુ અત્યાર સુધી નહીં જાણેલી છતાં સૌથી પ્રથમ અવશ્ય જાણવા યોગ્ય હકીકતોના મહાસાગર રૂપી ગ્રંથ કે જેને માટે સમસ્ત મોઢ કોમ અનેક વર્ષોથી તલસી રહી છે તે પ્રકટ કરી જ્ઞાનપિપાસુઓને આતૃપ્તિ જ્ઞાનામૃતપાન કરવાનું આમંત્રણ હવે અત્ર કરાય છે.

**ज्ञानना महासागर रुपी ग्रंथ ते ज धर्मारण्य**—આપણું મોઢ નામ કેમ પડ્યું, આપણે કેવી રીતે કોનાથી ક્યારે ને ક્યાં ઉત્પન્ન થયા, આપણા વિભાગો ને વિવિધ સંવાડો કેવી રીતે ને ક્યારે પડ્યા, આપણું વતન કેમ છોડ્યું ને ત્યાંથી ક્યાં ગયા, અખિલ આર્યાવર્તમાં આપણા વતનની ઉત્કૃષ્ટતા, આપણાં વિવિધ ગોત્ર પ્રવર ને શાખાઓ, આપણા પ્રાચીન આચાર વિચાર સંસ્કૃતિ રહેણી કરણી તથા પવિત્ર અને નિર્દોષ જીવન, આપણી જન્મભૂમિમાં અને તેની આસપાસની બાર બાર ગાઉ સુધીની કુદરતી પવિત્ર ભૂમિમાં દર્શનીય વિવિધ તીર્થસ્થળો ને તેમનાં વિસ્તારથી માહાત્મ્ય, આપણી કુળદેવીની ઉત્પત્તિ, તેનું અદ્ભુત વર્ણન, ને પરાક્રમો, મોઢ કોમના કુળદેવતા શ્રીરામચંદ્રજીના જીવનચરિતનું આદ્યંત સંક્ષિપ્ત પણે મનોહર વર્ણન, આપણા પ્રાચીન નિવાસસ્થાનમાં તેમનું પવિત્ર આગમન ને ત્યાં તેમના સ્વહસ્તે કરાએલા યજ્ઞનું વર્ણન, યજ્ઞને અંતે શ્રીરામચંદ્રજીએ આપણને દક્ષિણામાં આપેલા ગામોની યાદી, આપણી મૂળ અટકો, શ્રીરામચંદ્રજીએ મોઢેરાનો કરેલો જીર્ણોદ્ધાર, વલ્લભીપુર અને કનોજના પ્રાચીન ક્ષત્રીય રાજાઓનાં મનોરમ વૃત્તાંતો રૂપી ઐતિહાસિક સત્ય હકીકત, આપણા રક્ષક હનુમાનજીની સાહાય્યથી ને દેશના રાજાઓ પાસેથી શ્રીરામચંદ્રજીએ આપણને અર્પેલાં ગામોનો ગરાસ પાછો મેળવવાનાં આપણા વડીલોએ કરેલ અદ્ભુત સાહસો, ગુજરાતની ગાદી સ્થાપનાર વનરાજ ચાવડાનું મોઢ બ્રાહ્મણોએ કરેલું સંરક્ષણ તથા પાટણની ગાદી ઉપર આપણી સત્તાનું દિગ્દર્શન, પાટણના રાજાઓની આદ્યંત વંશાવળી ને તે દરેકે કરેલાં કૃત્યોનો ટુંક ઉલ્લેખ, દીલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીનની મોઢેરા પર સ્વારી ને તેની સામે આપણા પૂર્વજ યોદ્ધાઓએ ટક્કર ઝીલી કરેલું ઘોર યુદ્ધ, જન્મભુમિનો ત્યાગ કરવાનાં કારણો, આપણી પ્રાચીન સંસ્કૃતિ સંરક્ષી રાખવા આપણા પૂર્વજોએ બાંધેલા કાયદા, ને ત્યાર પછી છેવટ કળીકાળમાં મોઢ જ્ઞાતિના એક આજન્મ સેવકના હસ્તથી મોઢ કુળદેવીની થયેલી પુનઃ પ્રતિષ્ઠા અને મંદિર જીર્ણોદ્ધારની સંપૂર્ણ હકીકત, તથા મોઢેરા ને ત્યાંના પ્રાચીન સ્થળો સંબંધી એક યુરોપીયન અમલદારે લીધેલી વિસ્તૃત નોંધ, અને મોઢ કોમના હાલના વિવિધ વિભાગ દર્શક ઝાડથી વિભૂષિત

**ત્રણ હજાર આઠસે શ્લોક અને અગણોતેર અધ્યાયનો મૂળ સંસ્કૃત શ્લોકો અને તેના શુદ્ધ ગુજરાતી સરળ ભાષાંતર સાથે. દરેક મોઢ સંજ્ઞા ધારીને ઘરમાં સંગ્રહી રાખી સ્વોન્નતિ સાધવા હરહમેશ તેનો પાઠ કરવા યોગ્ય, મોઢ કોમ સંબંધી જાણવા જેવી સર્વ પ્રકારની હકીકતો રૂપી જ્ઞાનના મહાસાગર રૂપ, પ્રકટ થનારો આપણો પ્રાચીન પવિત્ર અને અપૂર્વ આ સચિત્ર ગ્રંથ તેનું નામજ શ્રીધર્મારણ્ય.**

**आ दिशामां थयेला भूतपूर्व प्रयासो, अने पद्मपुराणना धर्मारण्यनुं महत्त्व**—મોઢ કોમની ઉત્પત્તિનો આ મહદ્ ગ્રંથ પ્રકટ કરવા અગાઉ સુધીમાં અનેક અપૂર્ણ પ્રયાસો થયા છે. ને જોઇએ તેને સંપૂર્ણ રૂપમાં નિપજાવવા પણ વર્ષોથી આખી મોઢ આલમની જ્ઞાનપિપાસા ઉત્પન્ન થઈ હતી જે આ ગ્રંથ દ્વારાજ તૃપ્ત થઇ શકે તેમ છે. ધર્મારણ્ય ત્રણ પુરાણમાં છે. પદ્મ સ્કંદ અને

બ્રહ્મવૈવર્ત. પદ્મપુરાણનો સંક્ષિપ્ત ગુજરાતી સાર ઘણાં વર્ષો અગાઉ અમદાવાદના સ્વ૦ વોરા રેવાશંકર પ્રાણશંકર (કે જેમનું જીવનચરિત હમણાં જ માસિકમાં પ્રકટ થયું હતું) તરફથી છપાવાયો હતો. વળી પાટણના વકીલ શ્રીયુત નથ્થુભાઈએ પોતાની "મોઢ શુભેચ્છક પત્રિકા" માં પદ્મપુરાણના ધર્મારણ્યનું જ મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાંતર આપવું શરૂ કર્યું હતું. તે પત્રિકા તેમણે શ્રીયુત પોપટલાલ હંસરાજને સોંપી ત્યાર પછી તેમણે પણ પોતાના "મોઢ શુભેચ્છક" માસિકમાં પદ્મપુરાણના ધર્મારણ્યનું જ ભાષાંતર કકડે કકડે આપ્યું હતું. ત્યાર બાદ બીજા કોઈ તરફથી આ માટે પ્રયાસ થએલો જાણવામાં નથી. **આ પ્રમાણે અત્યાર સુધીમાં આ દિશામાં થએલા પ્રયત્નોનો મોટો ભાગ પદ્મપુરાણના ધર્મારણ્યને જ મહત્વ આપનારો નીકળ્યો છે.** કારણ કે તે ૬૮ અધ્યાય જે વડો વિસ્તૃત અને સપ્રમાણ ઐતિહાસિક ગ્રંથ છે. સ્કંદપુરાણનું ધર્મારણ્ય ૪૦ અધ્યાયનું છે. અત્યાર સુધીમાં સ્કંદપુરાણના ધર્મારણ્યનો ફક્ત એકજ ગ્રંથ બોરગામવાળા માણિક્યરામ શાસ્ત્રીએ મદ્રાસના દીવાન બહાદુર શ્રીયુત ગોવિંદદાસ ચત્રભુજદાસ ખુશાલદાસની ઉદાર મદદથી "મોઢ પુરાણ" નામથી પ્રકટ કર્યો છે. પણ તેમાં ૪૦ ને બદલે ફક્ત ૩૬ અધ્યાયજ પ્રકટ થયા છેને તેની શ્લોક સંખ્યા પણ પદ્મપુરાણના ધર્મારણ્યના કરતાં અર્ધથી પણ ઓછી એટલે કુલ ૧૭૦૦ લગભગની છે સ્કંદ **પુરાણના એ પ્રકટ થએલા મોઢપુરાણમાં પણ જ્યાં જ્યાં મુદ્દાની વાત આવે છે ત્યાં ત્યાં તેમને પદ્મપુરાણનીજ સહાય્ય લેવી પડી છે,** ને પદ્મપુરાણના અણિશુદ્ધ આખા અધ્યાયના અધ્યાય તે ગ્રંથમાં ગોઠવી દઈ અધ્યાયને અંતે છેવટ "ઇતિશ્રી સ્કંદપુરાણે" કરી છાપ્યું છે! પદ્મપુરાણમાં આવેલી ધર્મારણ્ય સંબંધી હકીકતો કરતાં એ મોઢ પુરાણમાં ઘણી ઓછી હકીકતો પ્રગટ થઈ છે. ને જે પ્રકટ થઈ છે તે પણ ટુંકાણમાં ને લગભગ અસંબંધ જેવી છે. આ તફાવત પણ સ્પષ્ટ જણાવી આપે છે કે **પદ્મપુરાણવાળું અમારૂં આ ધર્મારણ્ય જ અધિકતર સપ્રમાણ અને વિસ્તૃત છે.**

**આ ગ્રંથની વિશેષતા--(અ) ભાષા સૌંદર્ય અને સાહિત્યની** દૃષ્ટિથી જોતાં આ એક ઉત્તમ ગ્રંથ છે. સાધારણ સંસ્કૃત જ્ઞાનવાળાથી પણ સહજ સમજી શકાય તેવી સરળ મનોહર ભાષામાં ગ્રંથ રચાયો છે. વિચારો સ્પષ્ટ, અસ્ખલિત અને સચોટ રીતે દર્શાવાયા છે. જેવી રીતે મૂળ સંસ્કૃત ભાષા મનોરંજક અને સુસ્પષ્ટ છે તેમજ તેનું ગુજરાતી ભાષાંતર પણ બને તેમ સરળ શુદ્ધ અને બાળક તથા સ્ત્રીવર્ગથી પણ સમજી શકાય તેવી રીતે ગુજરાતી ભાષામાં લખાયું છે. આ મહદ્ પ્રયાસ પરીપૂર્ણ કરવા માટે પોસ્ટ ખાતામાંથી એકંદર અઢી વર્ષ જેટલી લાંબી મુદત સુધી કકડે કકડે રજા લઈ પગારનું નુકશાન વેઠી દેશમાં મારી જન્મભૂમિ પાંડરશીંગા ગામે જઈ મારે શાંતિ મેળવવી

પડી હતી. એ તો નિર્વિવાદ છે કે મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વર કૃપાથીજ આવાં મોટા કાર્યો ફલીભુત થાય છે. ( આ ) ઐતિહાસિક દૃષ્ટિથી જોતા પણ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર આ ગ્રંથ સારૂ અજવાળું પાડે છે, ને ગુજરાતની ગાદી સ્થાપનાર પાટણના પ્રથમ રાજા વનરાજ ચાવડાને ઉછેરનાર એક જૈન સુરી નહીં પણ મોઢ બ્રાહ્મણો જ હતા તેવી સત્ય હકીકત આ ગ્રંથ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે છે. વિશેષમાં ગુજરાતની તે ગાદી પર થએલા તમામ રાજાઓની વંશાવળી અને તે દરેકે કરેલા કાર્યોની ટુંક કાર્યવાહી સંબંધી પણ આ ગ્રંથમા ઉલ્લેખ છે. ઉપરાંત વલ્લભીપુર અને કનોજના બે પ્રાચીન રાજ્યો સંબંધી-ખપ પુરતી હકીકતનો પણ તેમા સમાવેશ થાય છે. ફાર્બસ સાહેબ તરફથી પ્રકટ થએલ ગુજરાતના પ્રાચીન ઇતિહાસનો સંગ્રહ રૂપ "રાસમાળા" નામના ગ્રંથમાં મોઢેરા સ્થળ સંબંધી જ્યાં જ્યા નોંધ લેવાઇ છે ત્યાં ત્યાં ભાષાંતરના રા૦ નગલક્ષ્મી શાસ્ત્રી પાસેના પદ્મપુરાણાન્તર્ગત ધર્મારણ્યમાં આવેલી સત્ય હકીકતનેજ પુરાવા રૂપે ફુટનોટમાં મુકી છે એથી આ નોંધ પણ આ પદ્મપુરાણાંતર્ગત ધર્મારણ્ય ગ્રંથના મહત્વની વિશેષ સાબીતી આપેછે. ( ઇ ) ધાર્મિક દૃષ્ટિથી જોતા આપણા પૂર્વજોના આદ્યમિક પરાક્રમો ઉત્કૃષ્ટ આચાર વિચાર, અને ગુજરાતના ઇતિહાસમાં આપણે ભજવેલા આગેવાની ભર્યો ભાગના બનાવો, હાલના-મોઢ કોમના એકજ નરવીર મોઢ જાતિભૂષણ મહાત્મા ગાંધીજી કે જે અખિલ આર્યાવર્તના મહાન ઉદ્ધારક તરીકે મશહૂર છે તેમના ચરિત્ સાથે એકરૂપ બનતા મોઢ કોમના પરોપકારી નિડર રાજનીતિવિચક્ષણ તથા પવિત્ર જાતિ સ્વભાવના જ્વલંત દૃષ્ટાંતોને પુષ્ટિ આપેછે. ધાર્મિક તત્વોનું એમાં એવું તો સંગ્રથન થયેનુ છે કે આ પવિત્ર ગ્રંથ ઘરમાં રાખી ધર્મના એક ગ્રંથ તરીકે હરહમેશ તેનો પાઠ કરવાથી પણ મનુષ્ય પોતાની તથા પોતાના કુળની ઉન્નતિ સહજ સાધ્ય કરી શકે છે

## ज्ञाति समाचार.

**सींमंत ओराणु**—ત્ર. છોટાલાલ ગુલાબરામને ત્યાં શ્રા. વ. ૩. ચાણસ્મા સ્વ. કવિ જયકૃષ્ણ જગજીવનના પૌત્ર પ્રભાશંકરનાં પત્ની સૌ. જડાવલક્ષ્મીને ભા. શુ. ૩ ના રોજ. **સોજીત્રા** ભટ્ટ કુલશંકર હરિશંકરનાં પત્નીને આ. શુ. ૮ **પીહીજ** પાઠક મણિલાલ દાજીરામની પત્નીનો ખોળો ભર્યો છે.

**परीक्षापास સોજીત્રા**—ભટ્ટ નર્મદાશંકર કરૂણાશંકર મેટ્રિકમાં ધર્મજ. ભટ્ટ ઉમીયાશંકર વનમાળી મેટ્રિકમાં છીયાવ (સુરત) પંડ્યા ગણપતરામ કલ્યાણજી પણ તેજ પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે.

**बदलीप्रोमोशन પીજ** ભટ્ટ જયશંકર કેશવરામ કોર્ટ સોનગઢ બદલાયા છે. **સોજીત્રા**, ભટ્ટ કાળીદાસ શિવશંકર રૂ. ૮૮ ) માં સબ પોસ્ટ માસ્તર તરીકે ત્યાં જ કાયમ થયા છે.

**पंक्ति आपी**—વાડાશીનોરના માધવલાલ સોમેશ્વર ત્રિવેદી કે જેઓ ગઇ સાલ ધંધાર્થે વિલાયત ગયા હતા તેમને તેમની જ્ઞાતિએ તા. ૨–૫–૨૧ ના રોજ દેહશુદ્ધિ પ્રાયશ્ચિત કરાવી જ્ઞાતિમાં લઇ પંક્તિ આપી છે. ને જ્ઞાતિ પટેલ ચુનીલાલ મગનલાલે હારતોરા આપી તેમના ઉત્સાહને ઉત્તેજન આપ્યું છે.

**खेदजनक मरण પાંડરશીંગા**—પાઠક કરૂણાશંકર જયશંકરનાં યુવાન પુત્રી રૂક્ષ્મણી બ્હેન તે તેજ ગામના ત્રવાડી પુરૂષોત્તમ રૂપજીનાં પત્ની શ્રાવણ શુદી ૧૧ ને રવીવારે ચાર વાગે પરલોક પ્રયાણ કરી ગયાં છે. આ બનાવથી ઉભય કુટુંબ પર દુઃખનો અસહ્ય બોજો આવી પડ્યો છે. પ્રભુ એના પવિત્ર આત્માને શાંતિ અર્પો. **પીહીજ** જાની છોટાલાલ ગોકળનાં કાકી બાઇ જતન, અંબાલાલનાં પત્ની બાઇ મણિ, બાઇ ભાગીરથી પ્રભાશંકર કેશવરામનાં દીકરી, તથા પાઠક સોમનાથ ગણપતરામ ધર્મજ ત્ર. મોતીલાલ નરોત્તમ, ત્ર. હીમતલાલ છોટાલાલ, બાઈ સુરજ ને ભોગીલાલ ગોરધનનાં પત્ની **સોજીત્રા** ભટ્ટ મોતીરામ શંભુરામ ભટ્ટ મોતીરામ નાગરજી પાદરીયાવાલા **ઉમરેઠ** શુક્લ મણિલાલ જીવારામનો એકનો એક પુત્ર પરશોત્તમ, **મોજલપુર** સાંકળેશ્વરનાં પત્ની બાઇ મંજુભાવની **વડોદરા** બાઇ વિદ્યા ને અંબાલાલજી લક્ષ્મીરામનાં પત્ની **આમોદ** ત્ર. માણેકલાલ નારાયણ ત્ર. હીરાલાલ ગોમારામ તથા ત્ર. મોહનલાલ ઓધારનો ગણદેવી શુક્લ મણિશંકર પેલાભાઇ યુવાન વયે દેવલોક પામ્યા છે.

મોઢ માર્તંડ કાર્યાલય.

Registered No. B. 1369

# हुं कडवो केम करतां थयो ?

( એક અંગત ખુલાસો. )

કડવાં ઓળીયાં જેવાં પણ હિતકારક વાક્યો કહેનાર ને તેના સાંભળનારા પણ દુનીયામાં દુર્લભ છે એ કહેવત કાંઇ મારી ખોટી નથી તેજ પ્રમાણે મારૂં કહેવું પણ પથ્ય હોવા છતાં કડવું છે. કારણ ઘણાં વર્ષોનો ઘર કરી બેઠેલો રોગ લાંબી મુદત સુધી કડવી ગોળી આપ્યા સિવાય મૂળમાંથી જવો મુશ્કેલ છે. વળી મોઢે કાંઇ ને પેટમાં કાંઇ રાખી આત્માને ઠગવો એ મને પાપ લાગે છે. અપરં ચ કડવા થવાનાં બીજાં પણ કેટલાંક કારણો છે. જેવાં કે:—

(૧) જ્ઞાતિમાં ખોટું શું શું છે તેજ શોધી શોધી તેની ભયંકરતા દર્શાવી તેનાથી જલ્દી દૂર થવા માર્તંડને મથાળે મુક્યા ચિત્ર પ્રમાણે તીર જેવા મારા શબ્દપ્રહારો સહન ન કરી શકનારાઓને (૨) અંધકાર દૂર કરવા પ્રકટ થતાં માર્તંડના પ્રખર કિરણોનો તાપ અસહનીય ભાસનારને (૩) આંખો મીંચીનેજ બેઠેલાઓ કે જેમને માર્તંડનો પવિત્ર પ્રકાશ પણ ઉગ્ર લાગે તેવા દુષિત દ્રષ્ટિવાળાઓને (૪) નિરંકુશ સત્તા ભોગવતા પટેલોને (૫) નવરા બેસી નખ્ખોદ વાળનાર ધાંધલીઆઓને (૬) ઉન્નતિના સીધા ને સરળ માર્ગ ગ્રહણ ન કરતા જુની ધર્મીનેજ વળગી રહેનારા રુઢીરક્ષકોને (૭) ગજા ઉપરાંત ખર્ચ કરી દેવાના દમામ કુળના ને પોતાની સંતતિ માટે દેવાની પેઢી ઘડી રાખી કીર્તિ પાછળ ફાંફા મારનારાઓને (૮) ભવિષ્યમાં ઉત્પન્ન થનારી પોતાની સંતતિની પણ સંતતિને ઉન્નતી દાટવા સાટા રૂપી ઘોર ખોદી સારું કરનારા સટોડીઆઓને (૯) દંભીઓને, બડેખાંઓને, નામધારીઓને, લેભાગુઓને, તેજદ્વેષીઓને, સારાસાર નહી સમજનારાં ગાડરીયા પ્રવાહ જેવાં એકમાર્ગી ભોળા જનોને, ધોકાપંથીઓને, મિથ્યાભિમાનીઓને, હિતશત્રુઓને, ડહાપણના ડાંભાળુઓને, અને બીજી ખોટી ટીકા જ કરવાના સ્વભાવવાળાઓને હું ઉપરના કારણોથી કડવો લાગું તો તેમાં મારો પણ શો વાંક? શું મારે અસત્યનું અવલંબન કરવું? તેમની ખોટી ખુશામત કરવી? મારા આત્માને ઠગવો? નહીં, નહી. મારે તો ઇશ્વરનોજ ડર રાખી એક જ ધ્યેય છે કે:—

આજે જ કે યુગાન્તરે કદિ મરણ થાઓ છો નકી;
પણ ધીર પાછું ના ભરે ડગ ન્યાય કેરા માર્ગથી.

सत्यं परं धीमहि

પ્રભાશંકર જયશંકર પાઠક.

# અનુક્રમણિકા.

## કાવ્યો.



## સામાજીક.



## સ્ત્રીવાચન.



## જ્ઞાતિ ઇતિહાસ.



## સાંસારિક વાર્તા.



## હીંદી લેખો.



## પ્રકીર્ણ.




આ માસિક મુંબઇમાં નં. ૩ કંકોરદ્વાર રોડપર આવેલા પોતાના પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસમાં પ્રભાશંકર જયશંકર પાઠકે છાપ્યું અને કાંદાવાડી માધવ ભુવન મુંબઇમાં તેમણેજ પોતાને માટે પ્રસિદ્ધ કર્યું.
તા. ૫–૧૦–૨૧

માર્તંડના મુખ્ય મંત્રો—સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.




હરિગીત.

નિંદો ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણ થાતું છો નકી;
પણ ધીર પાછું ના ભરે ડગ ન્યાય કેરા માર્ગથી.

પ્રકાશ ૩ જો ]    આંક્ટોબર ૧૯૨૧    [ પ્રભા ૧૦ મી.

## આત્મજ્ઞાનની શ્રેષ્ઠતા.

રાગ—પુનમ ચાંદનીનો ગરબો.

સજ્જનો આત્મજ્ઞાન મુક્તિનું સાધન શ્રેષ્ઠ છે રે.
ઉત્તમ સીડી સ્વર્ગની જ્ઞાન એજ નિરધાર.
સત્સંગ કરીને આત્મજ્ઞાનને શોધવું રે.—૧

સાખી.

બ્રહ્માનંદની પ્રાપ્તિનાં સાધન ચાર જણાય;
ભક્તિ, ધર્મ, વૈરાગ્ય ને ચોથું જ્ઞાન ગણાય.
ત્રિસાધનોમાં સર્વોત્તમ પણ જ્ઞાન છે રે.
સત્ય સ્વરૂપ બ્રહ્મનું આત્મજ્ઞાન કહેવાય.
સત્સંગ કરીને આત્મ જ્ઞાનને શોધવું રે.—૨

સાખી.

આત્મજ્ઞાન જ્યારે થશે, બ્રહ્મ સર્વ દેખાય;
સુનિશ્ચયાર્થ હું બ્રહ્મ છું, એવો ભાવ પમાયા.
ભવસિંધુ તરવો જ્ઞાન વહાણુથી સહેલ છે રે,
દુઃખ તિમિર સર્વે જ્ઞાન પ્રકાશે જાય.
સત્સંગ કરીને આત્મ જ્ઞાનને શોધવું રે.—૩

સાખી.

વિષવત વિષયને ત્યાગીને, કરવો સાધુ સંગ;
સચ્ચિદાનંદ પોતે સદા, આત્મા એક અભંગ.
સ્વરૂપાનુભવ એવો આત્મજ્ઞાનથી થાય છે રે,
પરમાત્મ તત્વની પ્રાપ્તિ સહેજે થાય.
સત્સંગ કરીને આત્મજ્ઞાનને શોધવું રે—૪

સાખી.

જળ વિણ ટળવળતા મચ્છને, જરૂર વારિની હોય,
તેમ જ્ઞાન ગઢે ચઢવા મહી, સત્સંગની જરૂર જોય.
જ્ઞાનાધાર રૂપી સીડી મળે સત્સંગથી રે,
ઉત્તમ લાભ નિત્તનંદનો મળે તત્કાળ.
સત્સંગ કરીને આત્મજ્ઞાનને શોધવું રે.—૫

સાખી

પ્રયત્નને સત્સંગથી, મેળવાયે આત્મ જ્ઞાન;
બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂ સેવીને, કરો સંપાદન જ્ઞાન.
યાત્રા પૂર્ણ થયે નિર્વાણુ પમાયે તે થકી રે,
ચુનીલાલ વદે છે. આત્મજ્ઞાન મહીમાય
સત્સંગ કરીને આત્મજ્ઞાનને શોધવું રે. ૬

ચુનીલાલ લલ્લુરામ ત્રિવેદી. મિત્રાલ નિવાસી.






દોહરા.

કન્યા કાંચન કારયણિ, કુંજર ગૌ, કેકાન;
અન્નોદકથી અવનીમાં. ઉત્તમ વિદ્યા દાન.

કોટી યજ્ઞ ભાવે કરો, શત સત ગંગાસ્નાન;
તીરથ અડસઠથી અધિક, વિશ્વે વિદ્યા દાન.

ક્ષમા તુલ્ય જગ તપ નહિ, સુખ સન્તોષ સમાન;
તૃષ્ણા સમ વ્યાધી નહિ, નહિ વિદ્યા સમ દાન.

વિશ્વે વિદ્યા મિત્ર છે, શત્રુ મૂર્ખતા માન;
સ્નેહ પાત્ર તો પુત્રને, આપો વિદ્યા દાન.

સુકૃત કરવા કર થકી, ઉર ધરો અભિમાન;
તોજ હિન્દનાં બાળને, આપો વિદ્યા દાન.

સુખનું કારણ સમ્પ છે, સમ્પનું કારણ જ્ઞાન;
જ્ઞાન મૂળ વિદ્યા ગણી, આપો વિદ્યા દાન.

પાપ પુંજ પરજાળવા, ધરવા હરિનું ધ્યાન.
ભુખ્યાનું ભાતું ભલું, આપો વિદ્યા દાન.

અખુટ ખજાનો દ્રવ્યનો, નર કર ચહો નિદાન;
તોજ તુરત સન્તાનને, આપો વિદ્યા દાન.

સ્વદેશવત્સલતા વધે, સુખ પામે સન્તાન;
ઇચ્છો નિજ કુળ ઉન્નતિ, તો ઘો વિદ્યા દાન.

પુર છોડીને પરવરે, રહે ભલે જન રાન;
તો પણ તે સુખ પામશે, વિશ્વે વિદ્યાવાન;

હરવા હરદમ હેતથી, અરભકનું અજ્ઞાન;
તન મન ધનથી જન તમે, આપો વિદ્યા દાન.

પર લોકે સુખ પામવા, મનમાં રાખો માન;
તો બાલકને આપજો, વેગે વિદ્યા દાન.

વેદ પુરાણો એ વદે, કાજી કેરૂં કુરાન,
બાઈબલ બોલે બે-શકે, આપો વિદ્યા દાન;

માટે ધરજો માનવી, કથન શાસ્ત્રનું કાન;
શુદ્ધ હૃદયથી સર્વદા, આપો વિદ્યા દાન.

ધનવાળો નિર્ધન બને, નિર્બળ વળી બળવાન;
નિર્ધન કે નિર્બળ નહિ, વિશ્વ વિષે વિદ્વાન.

બાંગાનડી
જામ નગર. } વિઠુલજી જયરામ જોશી.

मोढ मांडलिया ज्ञाति विसाकी ।
अर्ज सुनो मुरारी ॥ प्रभुजी ॥
दुष्ट जनोंने घेर लिया हैं ॥
विपदमें जान हमारी ॥ प्रभुजी ॥
अब तो दयालु बेग उबाये ।
शरणमें आये तिहारी ॥ प्रभुजी ॥
लाल रतन यह दास तुम्हारे ।
कृपा करो गिरधारी ॥ प्रभुजी ॥

उज्जैन. } ज्ञाति—हितचिन्तक
कालुराम रतनलाल

## हृदयको संदोपदेश.

( गझल—कवाली )

लायक न है हमीको, उसरबसे दगा करनारे.
जब जन्म दाला वो है, क्यों करके खफा करनारे. १
जब दील दीआ सनमको, लेकर एवजमें दलिके,
नालायकी है तेरी, दीलबरको जुदा करनारे. २
जब कह चुका है तुझको, यह दीलने दोस्त मेरा,
ना दोस्तकी है रुमें, दोस्तोंपे सुबा करनारे. ३
मादरने तुझे पेटमें, नव महिने सुलाया,
वोह मातृके चरणमें, हरदम तुं नमा करनारे. ४
दुश्मन अगर है तेरा, दुनिआमें श्रेष्ठ सबसे,
ये है फरझ जफापे, हरदम तु वफा करनारे. ५
तुझको है जीसने पाला, पोषा दीलाई विद्यारे,
उस रहेमवान जनके, धो धोके चर्ण पीनारे. ६
विद्या गुरुने जब दी, सार्यक समझके तेरा,
अपनी त्वचाके जुते, महाजनको सीला देनारे. ७
लछमन न कर बुराई, ना कहे कीसीकी कीसको,
रहना वचनसे सच्चा, रतको कभी ना खोनारे. ८

पालनपुर } लछमनसींग. अ. अमेठीया.




'હર્ષ શું ઝિન્દગીમાં ને, હર્ષ શું હોત મૃત્યુમાં,
પ્રેમના રંગથી જો ના, રંગાયું વિશ્વ હોત આ'!

'Raise theself by the Self.'

We must wade through the limitations and unrealities then will come the time to be one with "the holy light, offspring of heaven first born".



'પ્રેમ' એ જીવનની ચાવી છે. વિશ્વના મુખ્ય પ્રવર્તક નિયમોમાં તે અગ્રસ્થાને છે. તે બીજા બધા શુષ્ક, કડવા અને નિર્જીવ જાણુતા પદાર્થોમાં નવજીવન રેડે છે. તે ચૈતન્ય છે–સ્ફુર્તિ છે–પરબ્રહ્મની પ્રેરણાનુકૂળ વર્તવાની અને પરમધામના પવિત્ર પટમાં પ્રવેશ કરવાની અમૂલ્ય ચાવી છે.

પરબ્રહ્મને સ્ફુર્યું. થઇ કે 'एकोऽहं बहुस्याम्' આ સ્પન્દન માત્રથી આખું બ્રહ્માંડ રચાયું. સ્થૂળ સૂક્ષ્મ ઘડાયું. પણ તે સર્વ વસ્તુજાતનો મહામંત્ર 'બહુનું એક થવું' એવો જ તે સમયથી નિયત થઇ ચુકયો હતો. પ્રથમ આરંભથી જ સૃષ્ટિને 'સ્નેહ અને સેવા' સાધવાનું શીખવવામાં આવ્યું હતું.

આથી જણાશે કે 'પ્રેમ' એ કંઇ ઘેલા ઘેલીઓની અને પ્રેમલા પ્રેમલીઓની નિઃસત્વ વાતોમાં સમાઇ જતો નથી. એ કંઇ ઊર્મિના ફડાકા ચલાવી દૂરે પરસ્તાનમાં ગુલતાન થવાથી પૂર્ણ થતો નથી. વિષય વાસનાની તૃપ્તિ કરવા

---

સાધારણ રીતે 'પ્રેમ' અને 'સ્નેહ' વગેરે શબ્દો અધઃ પ્રકારની વૃત્તિ માટે વપરાય છે. પરંતુ જે વિષય અત્ર ચર્ચવાનો છે, તેમાં આખા વિશ્વ પ્રત્યેની કોમળ લાગણીનું સ્વરૂપ દર્શાવવાનો પ્રયત્ન કરાયેલો હોવાથી, અને વળી 'ભક્તિ' એ સાધારણ રીતે રૂઢ શબ્દ નહીં હોવાથી મેં 'પ્રેમ' એજ શબ્દ અત્ર પસંદ કર્યો છે.

માટેની સ્વાર્થી લાલચ ધારણ કરી તેને પ્રેમનું શુદ્ધ નિર્મળ સ્વરૂપ કલ્પી નાખી, અજ્ઞાનના ખાડામાં સડ્યા કરવાથી કંઇ તેનો જ્વલંત ઉદ્દેશ પૂર્ણ થતો નથી, કે કંઇ બાહ્યરૂપથી અંજાઇ જવાથી ઉત્પન્ન થએલા ક્ષણિક મોહમાં કે તુચ્છ કીર્તિ યા ધનના પાશમાં સપડાઇ ગયેલી નિર્બળ મનઃશક્તિવાળા ક્ષુદ્ર જીવાત્માના અર્થ વિહીન ગપોડામાં તેનું સર્વસ્વ આવી જતુ નથી. એમાં સ્વાર્થ છળ કે દંભ નથી, પણ એ તો સૃષ્ટિના આરંભ સમયથીજ સર્જનહાર તરફથી તેને મળેલી સુનંદામાં સુનંદી બક્ષીસ છે. તેનો સદુપયોગ એજ મનુષ્ય જીવતનું મુખ્ય કર્તવ્ય. દુરૂપયોગ એજ તેની અધોગતિ.

જેમ જેમ પ્રેમ કેળવવામા આવશે તેમ તેમ મનુષ્યની ગુપ્ત શક્તિએ ખીલવા માંડશે, કારણ તે શક્તિઓનો ઉપયોગ કરવાનું બહોળું ક્ષેત્ર પ્રેમ હમેશા તૈયાર કરી આપે છે. સાધારણ દાખલો લઇએ તોપણ જણાશે કે પ્રેમ અને દયા તો સાથેજ રહે છે; અને તે બન્ને લાગણીઓનું સંમીલન સદા કર્તવ્યને ખેંચી લાવે છે. કર્તવ્ય વખતે તેની ગૂઢ શક્તિઓ ખીલવીજ જોઇએ. આથીજ તે પોતાનું તેમજ બીજાનું હિત સાધી શકે છે.

પરંતુ શુષ્ક, કઠોર, પ્રેમામૃત વિહીન હૃદય નિરંતર સર્વવસ્તુ પ્રતિ નિષ્ઠુર રહેતુ હોવાથી તેને કોઇ પણ જાતનું કર્તવ્ય કરવાનું હોતુ નથી. કરવાનું હોય છે તો તે એવુ કે જે તેનામા રહેલી ગુપ્તશક્તિઓનો વિકાસ કરવાને બદલે જડ કરી નાખે આ રીતે ખરા કર્તવ્યમાં શિથીલ રહેવાથી તે શક્તિઓને આવિર્ભાવ પામવાનુ અનુકુળ ક્ષેત્ર નહી મળવાથી તે મૃતવત્ બની જાય છે. તે નથી કરી શકતો સ્વહિત કે પરહિત, યા નથી પુરો પાડી શકતો ઉપર જણાવેલો પરબ્રહ્મનો પવિત્ર પેગામ. આવા અને આવા બીજા અનેક બન્ધનોથી તેની સર્વશક્તિ કુંઠિત થઇ જાય છે અને છેવટે અધોગતિ પામે છે,

'પ્રેમ' વિષે આટલી સમજુતી પછી મૂળ વાત પર ફરીથી આવીશ એક ઠેકાણે લખ્યુ છે કે —

> 'Love is the only King,
> The only Ruler,
> The only Creator."

અહાહા ! શુ પ્રભાવ સમાયો છે આ ભાવ ભરી લીટીઓમાં ! કેવું અજબ અર્થવાહી લખાણ ! આને વધારવા જતા ઘણો વખત જાય અને વળી સ્થળનો અભાવ તેથી વાચક જાતેજ એક પછી એક છુટક છુટક વાક્યનો અર્થ એકાંતમા સમજી લેશે એવી આશાથી આગળ ચલાવીશ. જેમ જેમ તે વિચારતો જશે તેમ તેમ પ્રેમનુ કંઇક અવનવુ ચિત્ર તેની દૃષ્ટિ મર્યાદામાં ખડું થશે.

પણ અત્યારે મારે મારા વાંચકવર્ગને જણાવવું જોઇએ કે મેં આગળ જણાવ્યું તેમ હું પેલો ધૂર્ત, મલિન, આડંબરયુક્ત, વાસનાઓ અને મીઠી લાલચોના પડ વાળી પેલી કડવી ઝહર જેવી ગોળી જેવો અધમ પ્રેમ છે તેનાથી તો આઘોજ નાસું છું. તેને તો નવગજના નમસ્કાર! એનામાં નથી શૌર્ય—નથી ઉત્સાહ—નથી આરોગ્ય—નથી સત્ય—નથી નિખાલસપણું—નથી સાદાઇ કે ભલાઇ—નથી દયા કે વિવેક—નથી કૃતજ્ઞબુદ્ધિ કે ચોકખી ઉદારતા. તે તો કાયર, ઢીલો, રોગિષ્ઠ, જુઠ્ઠો, દંભી, ખાલી ઠાઠવાળો, દુનિઆની કહેવાતી વ્યવહાર બુદ્ધિ—પક્કાઇમાં પૂર્ણ પાવરધો, નિર્દય, અવિવેકી, કૃતઘ્ન, અને મનનો મેલો છે. એક આવા અધમાધમ પ્રેમની જાળમાં ફસાયેલી કોઇ બિચારી વ્યક્તિનું દષ્ટાંત લ્યો, તો તેનામાં ઉપર ગણાવેલા વત્તાઓછા દુર્ગુણો જરૂર સ્થાન કરી રહેલા જણાશે.

વાંચકબંધુ! હું જે પ્રેમને શુદ્ધ કહું છું, તે આ બધા ચિન્હોથી તદ્દન જુદોજ છે. એટલું તો જરૂર માનજો કે મર્ત્યલોકની જીવનવલ્લરી ઉપરની આ સદ્ગુણ મંજરીની કદર બીજાને પહેલી તો નહીં સમજાય. અનેક પ્રકારના સંસાર કલહોથી કંટાળેલા જીવનને વિફળ ગણી સંસારને અસારવત્ લેખી વિષપૂર્ણ ધારનાર ઘણા મનુષ્યોને પુછતાં જણાયું છે કે તેમની દ્રષ્ટિ એવી ટુંકી અને ક્ષુલ્લક હોવાનું કારણ ફક્ત સ્વાર્થમય જીવન ગાળવાના મોટા મોટા મનોરથોના મહાલયો જ છે.

ફક્ત એકજવાર તમે તે મોહક, ઇંદ્રવર્ણસમ, લાલિત્યથી લચી જતા લાગતા સ્વાર્થ અને દંભનો અંધાર પિછોડો દૂર કરી તમારી આસપાસ જુઓ. પેલું સાદું પણ મીઠી સૌગન્ધ્યપૂર્ણ, આહ્લાદક, સુકોમળ અને કલ્યાણ રસપૂર્ણ પુષ્પ નિહાળો. એકવાર ગ્રહણ કરો. પણ જો જો તેની નાજુક ડાળી ન મરડાય. જો જો તે તમારામાં ઘણા સમયથી સ્થાન કરી રહેલા ક્લિષ્ટ અહંકારના આવિર્ભાવથી ક્ષોભ ન પામે. જો જો તેની લાડીલી વ્હાલીડી લતામાં લટકી રહેલું, તે મૃદુ કુસુમ તમારા કર્કશ હાથમાં ક્ષીણ દશાને પ્રાપ્ત ન થાય. તેને માટે યત્ન પહેલા અધિકારી. યત્ને શુદ્ધ, સરલ, સાદા, નિરાભિમાની, સ્વાર્થત્યાગી આત્મસાધુ, દયાનાસાગર અને શૌર્ય, ઉત્સાહ, ઉદ્યોગ અને આરોગ્યની સાક્ષાત્ પ્રતિમા. જ્યારે તેની પ્રાપ્તિ થશે ત્યારેજ તમો સુખ એ શું ચીજ છે તેનું ભાન આવશે. એકવાર એની લહેજત લીધી એટલે તમને સમજાશે કે આની મધુરતા મરણના ગણાતા મહાકલેશથી ચિંતાગ્રસ્ત થએલા, કલેશ કર્દમમાં ડુબી ગએલા, સ્વાર્થ-સૃષ્ટિમાં સરી ગએલા, મૃત્યુલોકની મોહક મઝા (ઉપરથી સુંદર જણાતી પણ અંદરથી તિક્ષ્ણ કૃપાણસમ) માં મચી પડેલા, પ્રપંચમાં પચી ગએલા અને પાખંડનાં

પૂજારીઓને ન જણાય એ સ્વાભાવિક છે. તેમને તો તેટલો વખત તે વિષપૂર્ણ, પ્રાણઘાતક કુપ્પીજ તેમના સર્વ સુખનું સાધન જણાશે. પણ વિચાર સૃષ્ટિમાં વિહરતા વિહંગમોને ઉચ્ચ આદર્શો ધરાવનાર, સુક્ષ્મ સૃષ્ટિના સેવકોને સંસારમાં સુરમ્ય શાંતિ પ્રસરાવનાર, સુરલોકના સારસને અને પ્રપંચથી પર એવા પ્રેમના દિવ્ય પ્રદેશમાં પરવરતા પંખિડાનેજ તેની મધુરતા, દિવ્યતા, સૌંદર્ય, લાવણ્ય રમ્યતા અને પ્રભાવની પ્રતીતિ થશે. એકજવાર તમે સ્વાર્થ અને વિષયવાસનાઓના ગલીચ અને સાંકડા ખાબોચીઆને બદલે પ્રેમના મહાન્ મહોદધિમાં મજ્જન કરી જુઓ. સાંસારિક આધિવ્યાધિમાં ખદબદતા ક્ષુદ્ર કીડા મટી જઇ પરમાનંદ અને પ્રેમપૂર્ણ મહાસાગરની મઝા માણો, એટલે તમને ઉપલા અધમ વિચારો કદી નહીંજ આવે. ત્યારેજ જણાશે કે વિશ્વની વિભૂતિઓ માનવકુળના કલ્યાણ અર્થેજ નિર્મિત થઇ છે અને થાય છે. તેમનો સદુપયોગ કરવાથીજ આપણે શાંતિનો મહામૂલ્ય ખજાનો રળી શકીશું. તેમનો દુરૂપયોગ કર્યાથીજ કંઇ પણ વિવેક ન રાખતાં ફક્ત તુંડાઇમાંજ તત્પર થઇ જઇ 'તેર તેરે તેરાણિ' કરવા જતાંજ આપણા હિતવૃક્ષ ઉપર તિક્ષ્ણ તરવાર ઝઝુમી રહેછે. તે તરવાર અવનતિની. તેનાથી જ આપણને સ્પષ્ટ થશે કે મનુષ્ય જીવનના આ મોંઘેરા મણિનો એવી રીતનો અનાદરજ આપણને અવનતિના ઊંડી ગર્તમાં ફેંકી દઇ ગેબ કરી દેવા બસ છે!!!

આટલું બધું સમજ્યા પછી જો મનુષ્ય પાછો પ્રગતિના સત્ય પંથે પળવા તૈયાર થઇ જાય, ને તે પ્રમાણે અવિરત ખંત રાખીને 'कार्यं साधयामि वा देहं पातयामि' એ સૂત્રાનુસાર તેમાં પ્રવૃત્તજ રહે તો તે સર્વ ઉદ્યોગનું ફળ પણ તેનુંજ વૈભવશાલી પ્રગટાવી શકે છે. તેની સમક્ષ ધીરે ધીરે સંપ, ઉત્સાહ, પ્રેમ, આનંદ અને શાન્તિના આશાવંત જીવંત આદર્શો ખડા થઇ જાય છે. તે પ્રમાણે વર્તન કર્યાથી તેનો ઇહલોક સ્વર્ગકુંજ બની જાય છે. આનંદ લહરીનો નિરતિશય આનંદ લૂટવા તે ભાગ્યશાલી બને છે.' પરલોક તો સુધર્યો હોય છેજ. કારણ 'With imperfections Misery, with perfection bliss:'

પણ એટલું તો સુવિદિત જ છે કે કંઇ બધા મનુષ્યો ફક્ત બોધ વડે અને વળી સાક્ષાત્ દાખલા વડે પણ કેટલીક વાર સુધરતા નથી. તેમને પશ્ચાત્તાપનાં આંસુઓ થોડા વખત માટે આવે ખરાં, પણ એ આંસુ ભૂતકાળનાં પાપો નથી ધોઇ શકતાં. તે આંસુ ભવિષ્ય કાળમાંના કાંટાના રસ્તાઓને સાફ નથી કરી શકતાં. તે તો 'લોકની શિખામણ ઝાંપા સુધી' એ લોક પ્રચલિત કહેવતાનુસાર ક્ષણિક વૈરાગ્ય-સ્મશાન વૈરાગ્ય-જેવાં બની જાય છે; અને વળી પાછું જ્યાંના ત્યાં. આવા મનુષ્યો ખરેખર! દયાજનક સ્થિતિ ભોગવે છે. તે બિચારા વાસ-

નાઓને ( Passions ) દબાવી દેવા પ્રયત્ન કરે છે પણ તે બધું નિષ્ફળ જાય છે. આવા કટોકટીના પ્રસંગે ઉપર જણાવેલ વિષની કુંપી તેની સમક્ષ તરવરે છે. બિચારો ભૂલો પડેલો સ્વરૂપભાન વિનાનો અંધ મુસાફર તેને સર્વસ્વ માની બેસે છે. તેમાં લપટાય છે. પસ્તાય છે. કલેશ કરે છે. કુટાય છે. આ વખતે પરમાત્માની અકળ માયા યાદ આવે છે, કાળ, દેશ અને સ્થિતિનાં સજ્જડ બંધનોમાં જકડાયલો તે મનુષ્ય આત્મશ્રદ્ધાના અભાવથી અવર્ણનીય દુઃખ ભોગવે છે.

હવે ઉપર વર્ણવેલા દુઃખોદધિમાંથી મુક્ત થઇ સુખાનંદમાં નિમગ્ન થઇ શકાય તે માટેના કેટલાક ઉપાયો અને તેના વિધિ વિસ્તારથી જણાવીશ. પ્રેમની ત્રણ અવસ્થાઓ છે. પહેલી અવસ્થામાં પ્રેમી પોતાને પ્રેમ પાત્રથી હલકો માને છે, બીજીમાં પોતામાં અને પોતાના પ્રેમપાત્રમાં રહેલા કેટલાક સામાન્ય તત્વો શોધી કાઢે છે, અને ત્રીજીમાં તેના પ્રેમ પાત્રના જેટલોજ પ્રભાવશાળી પોતાને જુએ છે. ચોથી અને છેલ્લી અવસ્થામાં તેનો ભેદભાવ સમૂળોજ જતો રહે છે, અને તેના હૃદયાગારમાં ' वसुधैव कुटुंबकम् ' નોજ નિનાદ સંભળાય છે, તે વખતે તે એકરસ બને છે. એકજ રહેછે—'अहंब्रह्मास्मि' અને ' तत्वमसि ' જેવાં ગુઢ રહસ્યાત્મક સૂત્રોનો પોતાના જીવનમાં પૂર્ણ આવિષ્કાર કરે છે, અને सोऽहं सोऽहम् ના મંત્રજાપમાં જ વિલીન થઇ જાય છે.

આ રીતે ક્રમશઃ ઉન્નતિપથનું વિલોકન કરતાં કરતાં આપણે જોયું કે ' પ્રેમ ' મનુષ્યને અવનતિના ઘોર ગાબડામાંથી ઉદ્ધારી ગગનના પ્રશાંત અને ઉન્નત પ્રદેશમાં વિહાર કરાવે છે, અને તેજ તેનામાં રહેલી મોટી ખુબી છે. તે અશાશ્વત અને તદ્દન નિર્બલ જણાતી વસ્તુને પણ તેનામાં રહેલું શાશ્વતત્વ અને અમોલ બળને પ્રતિત કરાવે છે.

' પ્રેમ ' છે ત્યાં પાવિત્ર્ય છેજ. પાવિત્ર્ય નથી ત્યાં પ્રેમ હોઇજ ન શકે. જે શાશ્વત અને અખંડ શાન્ત પ્રદેશ પ્રતિ સકલ વિશ્વ પ્રયાણ કરી રહ્યું છે તે શાન્તિ અને આનંદનું સામ્રાજ્ય પણ આ બન્ને તત્વોને પ્રભાવેજ રચાયું છે. જ્યારે મનુષ્ય આંતર અને બાહ્ય દ્રષ્ટિએ એકાકાર બની જાય છે ત્યારે તે પોતે પ્રેમ અને પાવિત્ર્યની શુદ્ધ પ્રતિમાજ બની રહે છે. શુદ્ધ પ્રેમમાં અશુદ્ધિને તો સ્થાનજ નથી. જ્યારે ગોપીઓ વિહ્વલ થઇને શ્રીકૃષ્ણ પ્રત્યે પ્રેમના અશુદ્ધિ મિશ્રિત આવેશમાં ભેટવા દોડી હતી ત્યારે તેમને પ્રથમ પાવિત્ર્યની આદર્શ સેવિકાઓ થઇ ગયા પછીજ તેમ કરવા તેમણે જણાવ્યું હતું. બાઇબલમાં પ્રણ જણાય છે કે ક્રાઇસ્ટે પણ ધનવાન પુરૂષોને તેમનું ધન પત્નિ અને સર્વ સંતતિનો ત્યાગ કરાવ્યો હતો, અને પછીજ તેમને તેના શિષ્યો બનાવ્યા હતા. આમાં અશુ-

ચિનો ત્યાગ કરાવવાનોજ ઉદ્દેશ હતો. તેઓએ ધન આદિ વસ્તુઓ પ્રત્યે પોતાની અધમ વાસનાઓનો નિરંતર ધોધમાર પ્રવાહ છોડી મૂક્યો હતો, અને તેથી તે સર્વ વસ્તુઓ તેમને માટે નિષિદ્ધ થઇ ચુકી હતી. જો કે મહાત્મા ક્રાઇસ્ટે આ નિષિદ્ધ વસ્તુઓને સુધારી તેનો સદુપયોગ કરવાનો ઉપદેશ તેમને દીધો હોત, પરંતુ તેમણે જાણ્યું કે તે મનુષ્યોને તેની તેજ વસ્તુઓમાં ફરી નાખવાથી તેમનામાં રહેલી વાસનાઓ સતેજ થશે. અને જો કે ઉપદેશના પરિણામે તે બધી વાસનાઓ નાશ પામે તો પણ પાછી તે સર્વ વસ્તુઓ સુધારી ઉપયોગમાં લેવા જેવી કરતાં જતાં ઘણો દીર્ઘકાળ વ્યતીત થઇ જશે. આથી તેમને તે વસ્તુઓનો ઉપદેશ કરીને ત્યાગ કરાવી દઇને પછીથી બીજી વસ્તુઓ પ્રતિ તેમનો અનુરાગ દોર્યો હતો; અને તેમનો સદુપયોગ કરાવી ટુંક મુદતમાં તેમને સુખી બનાવ્યા હતા. પરંતુ મેં આગળ જણાવ્યું તેમ આવી સ્થિતિ ઘણી ઉન્નત છે. જેમ જેમ આપણે આગળ વધતા જઇએ તેમ તેમ આપણને પાછળ રહી જતી વસ્તુઓનું મૂળ સ્વરૂપ સમજાઇ ગયાથી તેમના પ્રત્યેનું મમત્વ ઘટતું જાય છે, અને છેવટે ત્યાગ સાધી શકાય છે. પણ ત્યાગ માટે પણ ધીમે ધીમે આગળ વધવું જોઇએ. આટલા માટેજ સન્યસ્તાશ્રમ છેલ્લો રાખવામાં આવ્યો છે. ઉપરનાં દૃષ્ટાંતોમાં ગોપીઓ ઘણી આગળ વધેલી તેથી તેમને માત્ર કૃષ્ણ સિવાય સર્વ વસ્તુઓમાંથી મમત્વ જતું રહ્યું, અને શ્રીકૃષ્ણની સાન્નિધ્યમાં તો તેમને કૃષ્ણ માટે તેમના પોતાનામાં કંઇપણ કોઇ પણ વસ્તુમાં મમત્વ રહેતું ન હોતું, તે વખતે તો તેઓ પ્રેમની ચોથી અવસ્થા વટાવી જતાં હતાં. આજ પ્રેમની પરાકાષ્ટા.

સુખદાવસ્થામાં જવા માગતો હોય તો મનુષ્યે શરૂઆત કુદરતથીજ કરવી. કુદરતમાં સર્વને જીવંત ( Lively ) જુઓ, અને તમે પણ કંઇક જીવન શકિત મેળવશો. જ્યાં રસસહિત અવલોકન છે ત્યાં હમેશ આનંદનો અખુટ ઝરો છેજ છે. જ્યાં વિશ્વની સર્વ વસ્તુઓને એક પરમ શકિતની પ્રતીતિ કરાવનાર સચોટ પ્રમાણ પત્રકો મનાય છે ત્યાં કલહ રહીજ ન શકે. જ્યાં 'Fatherhood of God, and brotherhood of man' એ સિદ્ધાન્ત સ્વીકારાય છે અને તે અનુસાર વર્તન કરાય છે ત્યાં વેર કે ગ્લાનીને સ્થાનજ નથી. જ્યાં શુદ્ધ સાત્વિક ખોરાક, સ્વચ્છ સાદાં વસ્ત્ર અને જીવનની અનિવાર્ય વસ્તુઓનેજ ફક્ત તેઓના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગમાં લેવામાં આવે છે ત્યાં દરિદ્રતા, લોભ, રોગ, કે ક્રુરતા રહેવી સંભવેજ નહીં, એવું તો દરેક બુદ્ધિમાન પુરૂષ કબુલ કરશે. જ્યાં 'To live for others is to live in God and for God' નો સિદ્ધાંત સચવાય છે ત્યાં દ્વેષ, તિરસ્કાર ક્રોધ અને વ્યાકુળતાને સ્થાન હોયજ ક્યાંથી! આવી રીતે જ્યાં જ્યાં કુદરતનાં સત્યો અવલોકીને તે

પ્રમાણે જીવનનૌકા ચલાવાય છે ત્યાં ત્યાં હમેશ ચૈતન્યસ્ફુર્તિ રેલાય છે. ત્યાં પ્રેમનો અસ્ખલિત પરમાનંદમય પ્રવાહ વહ્યાંજ કરેછે; અને ત્યાં નિ:શંશય મનુષ્ય જીવનની ખરી મસ્તીનું ભાન થાય છે. કારણ 'Evil ceases when selfishness is Killed.'

કુદરતને ચાહો એટલે લાગણીઓ કેળવાશે. લાગણીઓ કેળવી જીવન ઉન્નત બનાવવાનાં બીજાં પણ ઘણાંએક સાધનો પરમ શક્તિએ આપણને આપ્યાં છે, તેનો છુટથી ઉપયોગ કરવો. માતા, પિતા, બંધુ, ભગિની પત્ની મિત્ર અને ગુરૂ વગેરે સર્વ કલ્યાણમય સંબંધો જાળવી તેનો લ્હાવો લેવો એ મનુષ્યનો ધર્મ છે. તે સર્વ પાસેથી પ્રેમ સંબંધી થોડું શીખી લ્યો. દરેક કંઇક જુદું જ આપશે. વળી જેટલે સ્થળેથી તમે તે રહસ્ય ઉકેલવા માટેનો તેનાં જુદાં સ્વરૂપો જુઓ તેટલે સ્થળેથી જરૂર તે મેળવો. તે ઉપર ઉંડો વિચાર કરો. પરિણામ સુખદ છે. ધીમે ધીમે સાર વસ્તુ ખેંચી શકાશે. સર્વની ઐક્યતા સમજાશે. સર્વ ધારાઓ પરમ શક્તિના મહોદધિમાં મળેલા જણાશે. સર્વનો હેતુ સમજાશે. ઇશ્વરી સંકેત ખુલ્લો થશે અને અનંતની ઓળખાણ પડશે, કારણ આપણે તો 'To worship the formless in form' એ ન્યાયે આગળ વધવાનું છે.

બંધુઓ ! આ વિશાળ કલ્યાણનો ધોરી રસ્તો આપણને શ્રીકૃષ્ણ, ક્રાઇસ્ટ વગેરે મહાત્માઓ બતાવી ગયાછે. તેમને પગલે ચાલો અને કલ્યાણ પ્રાપ્ત કરો. ઇષ્ટ વસ્તુ સિદ્ધ કરો; અને શાશ્વત આનંદમાં મગ્ન રહો. ક્ષુદ્રત્વ દુર કરી શિવત્વ પ્રાપ્ત કરો. તમારૂં ખરૂં સ્વરૂપ ઓળખો, અને છેવટે તમારૂં શ્રેય, પ્રેય, કાર્ય, સ્મરણીય, વંદનીય, પૂજનીય, જે કહો તે મેળવી પરમાનંદ–બ્રહ્માનંદમાં મગ્ન થાઓ.

પ્રિય વાંચક ! આદર્શ તો ઘણો જબરો છે. ધીમે ધીમે આગળ વધવાને નિશ્ચય કરી પ્રયત્ને લાગી જઇએ તો કંઇપણ અસંભવિત તો નથીજ; પરંતુ તે માટે શ્રદ્ધા રાખવી જોઇએ. એક જન્મ નહીં તો બીજે જન્મ. એથી આગળ પણ જન્માન્તરે પણ છેવટ દર્શાવાયલી સ્થિતિ પ્રાપ્ત કરવાની આશા કંઇ આકાશ કુસુમવત્ તો નજ લેખી શકાય. કારણ આ સર્વ વસ્તુઓ મનુષ્યને માટેજ પ્રાપ્ત કરવા નિયત થઇ છે, વળી ઘણા મહાત્માઓ અને ઋષિમુનીઓએ તે સ્થિતિને પ્રાપ્ત પણ કરી છે. અપેક્ષા માત્ર આપણી આત્મશ્રદ્ધાની જ રહેછે; સચોટ આત્મનિશ્ચય મિશ્રિત પ્રયત્ન ગમે તેવા કઠિન કાર્યને સુલભ બનાવવા સમર્થ છે, તો શા માટે ડરપોક બની જઇ કેસરપાપુની માફક ભડકીને આવા ઉચ્ચ આદર્શોથી નાસતા ફરવું ! એ આદર્શોમાંજ આપણું શ્રેય છે એમ નિશ્ચય

માનો. દૃઢતા સેવો, અને કમર કસી પ્રયત્ન કરો, પછી વિજય તમારોજ છે. હિંમતવાન્ મનુષ્યને કંઇપણ વસ્તુ દુર્લભ નથીજ, આમ કરવાથી આપણે 'ફુલ નહીં તો ફુલની પાંખડી' પણ મેળવી શકીશું, અને છેવટે જારી પ્રયત્નના સામર્થ્ય વડે આપણે આ લેખની શરૂઆતમાંજ જોઇ ગયા છીએ તે ઇશ્વરી સંકેતને પુરો પાડી શકીશું.

પ્રયત્ન કરો, પ્રયત્ન કરો. શ્રદ્ધા રાખો, આગળ વધો. આજથીજ આ લેખમાં જણાવેલ પગથીએ ચઢો, અને જીવન સુખમય બનાવો, એજ અંતિમ અભ્યર્થના !! इत्यलम् ।

પોલન વસનગૃહ. ગોધરા. } અંબાલાલ રેવાશંકર ત્રિવેદી.

# कोण जीतशे ?

૧ જે મુશ્કેલીઓથી ડરશે નહિ. ૨ જે પોતાના લક્ષ્યને છોડશે નહિ. ૩ જે પોતાના કાર્યની જડ મજબુત રાખશે. ૪ જે નર કે નારી નિષ્કામ કર્મ કરી રહેલ છે. ૫ જે સર્વ વાતમાં તળા સુધી પહોંચીને કામને હાથ લગાડે છે. ૬ જે પરિશ્રમથી મુખ મોડતા નથી અને આમ કહે છે કેઃ—"कार्यं साधयेयं शरीरं वा पातयेयं." ૭ જે માર્ગના કાંટાને ફુલોની સમાન સમજે છે. ૮ જે ખરી રીતે કામ કરે છે અને ખ્યાલના ચોખા ચોડવતો નથી. ૯ જે નિડર છે તથા જેનો પરમાત્મામાં અને પોતાના કર્તવ્યબળમાં દૃઢ વિશ્વાસ છે. ૧૦ જેને ઉચ્ચ વિચાર છે તથા તદનુસાર ચાલવામાં જે હાનિથી ડરતો નથી. ૧૧ જે નોકર પોતાના પગારથી અધિક કામ કરી દેખાડે છે. ૧૨ જે ભારે કામ કરવાનું સાહસ રાખે છે, અને પરિશ્રમથી ગભરાતો નથી. ૧૩ જે ઉત્સાહી મનુષ્ય પોતાના કાર્ય સાધનને માટે બળ બુદ્ધિ ને પરાક્રમને કામે લગાડવામાં ન્યૂનતા રાખતો નથી. ૧૪ જે અધિકારી પોતાના કાર્યમાં પૂર્ણતા, નિરાલસ્યતા, શીલતા, દયાળુતા, અને ઉદારતા દેખાડવાનો અવસર જુએ છે. ૧૫ જે કઠિનતા અને સરળતા બંને દશામાં સ્થિર બુદ્ધિ રહે છે. ૧૬ નિરાશાનો વિચાર જેને સ્વપ્નમાં પણ નથી આવતો, પણ પોતાનું કામ છોડે ચોંટ કરે છે. જે પોતાનાં કામ, ધ્યાન, જીવનમાં સફળતાની પૂર્ણ આશાથી કરી રહે છે. જે સ્ત્રી પુરૂષ કે બાળક કોઇને બળ ભરોસે કામ નથી કરતાં પણ કેવળ પોતે પોતાના પર વિશ્વાસ રાખે છે તે સર્વ કામમાં અવશ્ય જીતે છે.

સ્વ૦ વૈદ્ય કરૂણાશંકર મૂળજી.




( લે. પંડિત માધવ શર્મા. )




હિંદુઓના વિવાહ વિધિમાં સપ્તપદી સમયે નવીન પત્ની, દેવ આચાર્ય, અને આત્મીય જનો સમક્ષ પોતાના પતિ સાથે તે કેવી વરતશે, તે સંબંધી પ્રતિજ્ઞાઓ લે છે. આ પ્રતિજ્ઞા દરેક સ્ત્રીઓ લેતી હોવા છતાં "અમે આ પ્રમાણે પ્રતિજ્ઞા લીધી છે" એમ તેમના ધ્યાનમાં ઓછું હોય છે, તેથી તેમની પ્રતિજ્ઞાઓનું સ્મરણ કરાવવા માટે તથા આ પ્રતિજ્ઞાઓ આર્ય વિવાહની ઉત્તમ ભાવના અને આર્ય સ્ત્રીઓના સદ્વર્તનનું દિગ્દર્શન કરાવવા માટે વિવાહ વિધિમાંથી અહિં ગુજરાતી ભાષાંતર સહિત પ્રકટ કરાય છે. આ માસિકના દરેક વાંચનારાઓએ આ પ્રતિજ્ઞાઓ, પોતાનાં પત્નિ, ભગિની અને પુત્રીઓને વાંચવા વંચાવવાની ભલામણ કરવી. અને બની શકે તો બહેનોએ પોતાના શિક્ષિત આત્મીયજનો પાસે અથવા વિદ્વાન્ બ્રાહ્મણ પાસે આ શ્લોકો ઉપરનું પ્રવચન સાંભળવું. જેમ સપ્તશ્લોકી ગીતા સંપૂર્ણ ગીતાના સારરૂપ છે, તેમજ આ સપ્તશ્લોકી વિવાહ સંસ્કારના સાર રૂપ છે. આ પ્રતિજ્ઞાઓને સમજી અહેર ધ્યાનમાં રાખી તે પ્રમાણે આચરણ કરવાથી આ લોક અને પરલોકમાં પરમ સુખ અને આનંદની પ્રાપ્તિ થાય છે.

सुखदुःखानि सर्वाणि विभज्यन्ते त्वया सह ।
यत्र त्वं तदहं तत्र प्रथमे साऽब्रवीदिदम् ॥ १ ॥

પ્રથમ પદે કન્યા કહે છે કે-હું તમારી સાથે સર્વ પ્રકારનાં સુખ દુઃખની સમભાગિની થઇશ ! તથા જ્યાં તમે ત્યાં હું રહીશ. :

रक्षिष्यामि कुटुम्बं नः आवृद्धबालकादिकम् ।
यथा प्राप्ते च संतुष्टा द्वितीये साऽब्रवीदिदम् ॥ २ ॥

દ્વિતીય પદે કન્યા કહે છે કે-યથા પ્રાપ્ત પદાર્થમાં સંતોષવાળી થઇને વૃદ્ધથી તે બાલક પર્યંતના આપણા કુટુંબનું હું રક્ષણ કરીશ. ૨

भर्तृभक्तिरता नित्यं सदैव प्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये साऽब्रवीदिदम् ॥ ३ ॥

તૃતીય પદે કન્યા કહે છે કે હું પતિભક્તિમાં નિરંતર પ્રીતિ રાખનારી તથા સદૈવ પ્રિય બોલનારી થઇશ. ૩

आर्ते आर्ता भविष्यामि सुखिनि सुखिनी तथा ।
तवाज्ञां पालयिष्यामि कन्या तूर्यपदेऽब्रवीत् ॥ ४ ॥

ચતુર્થ પદે કન્યા કહે છે કે-તમને દુઃખી દેખીને દુઃખ માનનારી તથા સુખી દેખીને સુખ માનનારી હું થઇશ. તથા તમારી આજ્ઞાનું નિરંતર પાલન કરીશ. ૪

ऋतुकाले विधिस्नाता, रमिष्येहं त्वया सह ।
मन्यन्नरं न यास्यामि कन्येदं पञ्चमेऽब्रवीत् ॥ ५ ॥

પંચમ પદે કન્યા કહે છે કે-ઋતુ સમયે વિધિપૂર્વક ઋતુસ્નાન કરીને તમારી સાથે હું રમણ કરનારી થઇશ; તથા અન્ય પુરૂષ પ્રતિ કદાપિ ગમન કરીશ નહિ. ૫

इह साक्षी महाविष्णु रयं विश्वानरस्तथा ।
विप्रालम्या त्वया नाऽहं कन्या षष्ठे पदेऽब्रवीत् ॥ ६ ॥

કન્યા છઠ્ઠે પદે કહે છે કે-આ સ્થલે શ્રીવિષ્ણુ ભગવાન્ તથા આ પ્રકટ જ્યોતિસ્વરૂપ વૈશ્વાનર અગ્નિ સાક્ષી છે કે તમારે મને છેહ દેવો નહિ. ૬

होमयज्ञादि कार्येषु भवामि च सहायिनी ।
स्वधर्माचारिणी भूत्वा कन्येदं सप्तमेऽब्रवीत् ॥ ७ ॥

કન્યા સાતમે પદે કહે છે કે-હું મારાં ધર્માચરણ કરીને હોમ યજ્ઞ વગેરે કાર્યોમાં તમને સહાય કરનારી થઇશ. ૭




## અધ્યાય પંદરમો.




ધિષ્ઠિર કહે છે—હે બ્રહ્મન્! આ કથા સાંભળીને મારૂં મન હમણાં ભમે છે, ને સંદેહ ઉત્પન્ન થયેલું મન શાંતિ પામતું નથી. (૧) આદિ અને અંત વગરના તેમજ સંકટ વિનાના અને દેવોના પણ દેવ વિષ્ણુનો ધનુષ્યથી શિરચ્છેદ કેમ સંભવે? (૨) એમને શસ્ત્ર છેદી શકતાં નથી, તેમ અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી, ને પવન શોષી શકતો નથી. (૩) જેમની આરાધના કરીને પવિત્ર આચરણવાળા મહાત્મા મુનિઓ સુખનું ધામ એવા જે વિષ્ણુના પરમ પદને પામે છે. (૪) કાળ અગર જેને દૈવ કહે છે તે હમેશાં જેમને આધીન રહે છે, તો તેમનું માથું છેદાયલું સાંભળીને ચિંતા કેમ ન થાય? (૫) ધૌમ્ય કહે છે—જેનો આત્મા પ્રસન્ન છે એવા તારે આમાં ચિંતા કરવી નહિ. આ તો અસુરોને મોહ પમાડનારી દેવનાદેવ વિષ્ણુની માયા છે. (૬) જેમના વડે આ સ્થાવર જંગમ આખું જગત્ વ્યાપી રહ્યું છે તેમને દુઃખ શોક અડચણ કે મરવું હોતું નથી. (૭) તેમને દેહ નથી, કોઇ સાથે સંબંધ નથી, ને સર્વથી પર, અને સનાતન છે. તે મહાત્માએ કોઇ કારણને લીધે આ માયા કરી છે. (૮) એક વખત સઘળા દેવો બ્રહ્માને ઘેર ગયા, ત્યારે બ્રહ્માણી ગર્વથી દેવો પ્રતિ બોલ્યાં કે. (૯) જેવી રીતે હાલમાં શ્રીશંકર પોતે મોહિની રૂપ વડે મોહ પામ્યા તેમ મારા પતિ કદિ વિષ્ણુની માયાથી મોહ પામ્યા નથી. (૧૦) તેમનું વચન સાંભળીને દેવના દેવ જનાર્દને જગતના પતિ બ્રહ્માને મોહ પમાડવા વિચાર કર્યો. (૧૧) પછી તેમણે આ માયા કરીને મસ્તક છેદ્યું. તેમનું છેદાયલું મસ્તક જોઇ પ્રજાપતિને મોહ ઉત્પન્ન થયો. (૧૨) હે ધર્મનંદન! આ પ્રમાણે મેં તને શીર્ષછેદનનું કારણ કહ્યું. દેવનાદેવ રમાના પતિ માટે બીજી કાંઇ કલ્પના કરવી નહિ. (૧૩) હવે ધર્મારણ્ય તીર્થ કે જ્યાં બ્રહ્મા વિગેરે દેવો વિષ્ણુની પાસે રહ્યા હતા તેમાં થયેલું પવિત્ર ચરિત્ર સાંભળ. (૧૪) ત્રણ લોકને

પાવન કરનારી દેવની નદી ગંગા ત્યાં લાવ્યા. ને ત્યાં તળાવ બનાવી દેવતાએ તેને તેમાં સ્થાપી. (૧૫) તે તળાવ દેવોએ બનાવ્યું માટે તે સરોવર કહેવાયું; અને તે ગંગાજળથી પૂર્ણ થવાનાં કારણે પવિત્ર થયું. (૧૬) તે સરોવરમાં જ્યાં જે દેવનું સ્નાન કરવાનું સ્થાનક હતું તે સરોવર પર સ્થળ તેમના નામથી પ્રખ્યાત થયું. (૧૭) સ્વચ્છ ને મીઠા જળવાળું કમળથી શોભાયમાન, તથા હંસ કારંડવ ને ચક્રવાકથી તે દીપવા લાગ્યું. (૧૮) હે મહાભાગ ! ત્યાં સ્નાનપાન કરવાથી પવિત્ર એવાં વિષ્ણુતીર્થ, બ્રહ્મતીર્થ રૂદ્રતીર્થ, વરુણતીર્થ સોમતીર્થ, ભાનુતીર્થ ને વસુતીર્થ નામનાં તે તે દેવો નામ પરથી તીર્થો થયાં. (૧૯-૨૦) હે રાજા ! ઈંદ્ર વિગેરે દેવોએ મળીને સરોવર બનાવ્યું તેથી દેવ સરોવર નામથી પ્રખ્યાત થયું. (૨૧) હે રાજેંદ્ર ધર્મારણ્યમાં દેવોએ રાક્ષસોનો નાશ કરી પરિશ્રમની શાંતિ માટે દેવ સરોવરમાં જળક્રીડા કરી. (૨૨) સ્વર્ગમાં માનસ સરોવર પેઠે ગંગા જેવા નિર્મળ જલવાળું તથા ચારે બાજુ કુમુદ અને કમળથી છવાયલું; કિંશુક, અશોક બકુલ, મુનિવૃક્ષ, દાડિમ, તથા કોવિદાર કરંજ ને લોધ્રવૃક્ષથી સુશોભિત અખોડ અને અગરના વૃક્ષોવાળું, તથા કોકીલના સ્વરથી શબ્દાયમાન, અને ભમરાઓની હાર ગણગણાટ કરી રહી છે જ્યાં એવું તે સુંદર સરોવર શોભે છે. (૨૩-૨૫) દુઃખથી પીડયેલા જે માણસો ત્યાં સ્નાન કરે છે તે તુરતજ શોકથી મુક્ત થઇ સુખી થાય છે. (૨૬) વારાણસીમાં પ્રયાગમાં તથા નૈમિષારણ્યમાં જે પુણ્ય થાય છે તે કાર્તિકી પૂર્ણિમાને દિવસે તે સરોવરમાં સ્નાન કરવાથી થાય છે. (૨૭) રૂડો વેદીઓ અને યજ્ઞસ્થંભો વડે સુશોભિત એ તે મોટું સરોવર ભવરૂપી સાગરમાં મગ્ન થયેલાને તારનારૂં છે. (૨૮) ભૂપતિ ! પછી ત્યાં હયગ્રીવ શરીરવડે વિષ્ણુએ ત્રણસો વરસ સુધી ઉગ્ર તપ કર્યું હતું. (૨૯) શારંગ ધનુષ્યધારી તે દેવના દેવનું મસ્તક ત્યાં આવ્યું હતું. જે વડે દેવો અને બ્રહ્માએ મોક્ષેશ્વર નામના શંકર ત્યાં સ્થાપ્યા. (૩૦) હે ભૂપ ! દેવ સરોવરમાં નાહીને જે તેની પૂજા કરે છે તે મોક્ષેશ શિવની કૃપાથી સર્વ પ્રકારનાં ફળ મેળવે છે. (૩૧) તેરશને સોમવારે મોક્ષેશ્વરની પાસે રૂદ્રજાપ કરે છે તે સર્વ પ્રકારનાં સંકટથી મુક્ત થાય છે. (૩૨) તે શંકરની સેવા કરવાથી વાંઝણીને પુત્ર થાય છે. દરીદ્રી ધનવાન થાય છે, ને કોઢીઓ રોગથી મુક્ત થાય છે. (૩૩) પૂર્વે નારાયણ એવા બ્રહ્માએ પોતે ત્યાં તપ

હતું, ને મોક્ષેશ્વરની કૃપાથી સૃષ્ટિનું સામર્થ્ય મેળવ્યું હતું. (૩૪) હયગ્રીવ રૂપ ધારણ કરનારા વિષ્ણુએ તેમની બાજુમાંજ તપ કર્યું હતું. તેમને જે નમે અને પૂજન કરે તેની સર્વ ઇચ્છાઓ ફળે છે. (૩૫) દેવ સરોવરમાં સ્નાન કરીને અને જનાર્દન દેવને પ્રણામ કરીને ભક્તિથી મોક્ષેશ્વરની જે પૂજા કરે તે માણસ મુક્તિ પામે છે. (૩૬) જેને રજોદર્શન ન થતું હોય, એકજ છોકર વાળી, છોકરાં વગરની, અને જેનાં છોકરાં મરી ગયાં હોય તેવી સ્ત્રી અને તે... પતિ એકજ વસ્ત્ર પહેરી તે સરોવરમાં વિધિપૂર્વક સ્નાન કરી દાન દે તો પે... વંધ્યાદોષ નાશ પામે છે. ને વાછડી સાથે ગાયનું દાન કરવાથી પુત્રો પામે છે તેમાં સંશય નથી. (૩૭–૩૮) મોક્ષેશની પૂર્વ દિશાએ દેવનો બનાવેલો કું... છે. ત્યાં સ્નાન કરવાથી માણસ સર્વ પાપથી મુક્ત થાય છે. (૩૯) પ્રે... મુક્તિ માટે કાર્તિક માસની ચોદશના રોજ પ્રેતને ઉદ્દેશીને ત્યાં તલનો પિં... કરવો. (૪૦) જે માણસો સ્નાન તથા દાન કરાવ્યા વગર ખાટલામાં જ ગુજરી ગયાં હોય, જેનું ઉત્તર કાર્ય કોઇએ ન કર્યું હોય, તથા પ્રેતની દ... પામીને ગોત્રમાં ઉત્પન્ન થએલાને જે પીડા કરતા હોય તેમના ઉદ્ધાર માટે તલના પિંડ આપવા. (૪૧-૪૨) કાર્તિક માસની ચોદેશ ને પુનમે જે માણસ દેવકુંડમાં નાહી પિતૃઓનું તલથી તર્પણ કરેછે તેના પિતૃઓ તૃપ્ત થઇ ... પામે છે. હે મહારાજ! મેં તમને આ શુભ તીર્થ વિષે કહ્યું. (૪૩-૪૪) ધર્મ... ...ણ્યમાં સર્વ દેવોએ મળી જે સરોવર સ્થાપ્યું, અને ધર્મરાજાએ વિષ્ણુએ તથા બ્રહ્માએ ત્યાં તપ કર્યું તે પણ તમને કહ્યું. (૪૫) યજ્ઞ અને તર્પણ કરવાથી ... આપે તેવી તે દેવભૂમિ જાણવી. અહીં સ્નાન કરી જે દાન કર્યું હોય તે કેટ... ગણું થાય તેની સંખ્યા ગણાતી નથી. (૪૬) જે માણસો ભક્તિભાવથી ઉત્તમ આખ્યાન સાંભળે છે તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુ લોકને પામે. (૪૭) દેવ સરોવરનું મોક્ષેશ્વરનું તથા પવિત્ર વિષ્ણુકુંડનું માહાત્મ્ય સાંભળી પાપથી મુક્ત થવાય છે. (૪૮) જે માણસ હયગ્રીવની ઉત્પત્તિ મન દઇ સાં... તે માણસનાં સર્વ કામ ફળે છે તેમાં સંશય નથી. (૪૯) વિષ્ણુના ... આ બાબતમાં કોઇને સંશય ઉત્પન્ન થાય તો તેણે વાજસનેયી શાખાના ... વેદના પ્રમાણથી તે શંકા દૂર કરવી. (૫૦) માટે (વેદોક્ત હોવાથી વિષ્ણુની લીલા છે એમ વિચારી સદેહ ન કરવો. જેવી રીતે મત્સ્ય પ્રભુના અવતારો થયા છે તેવીજ રીતે આ હયગ્રીવ અવતાર પણ છે. (

આ પ્રમાણે પદ્મપુરાણના પાતાળ ખંડમાં આવેલી શ્રીધર્મા... કથાનો દેવસરોવરના મહાત્મ્યનો પંદરમો અધ્યાય.

પ્રભાશંકર જયશંકર







શું આમજ!” મધ્યરાત્રીનો સમય વીતી ગયો હતો. અંધકાર અને અજવાળા વચ્ચે દ્વંદ્વયુદ્ધ ચાલી રહ્યું હતું, પ્રકાશનોજ જય છે અને અંધકારનો પરાજય છે એમ અખિલ વિશ્વના હૃદયમાં ઠરી ગયું. ચંદ્રનું તેજ ફીક્કુ પડ્યું. અને પરાજયની ધાસ્તીમાં ને ધાસ્તીમાં પોતે મોં સંતાડવા લાગ્યો. ફક્ત શુક્ર શુરવીર રણભૂમિમાં કેસરીઆં કરી બેઠેલો બીન ડરે આત્મસ્થિતિને ટકાવી રહ્યો. ધન્ય છે આવા વીર નરોને આખરે આ મહાન્ લડવૈયાને પણ બહાદુરીથી પાછું હઠવું પડ્યું.

આવા રણસંગ્રામના સમયને વિષે. “હા! શું આમજ! ના મહાન હૃદયદ્રાવક પોકાર સાથે એક યુવતી પોતાના પર્યંક પરથી બહાવરી બહાવરી ઉઠી. તેણીને કાંઇક સ્વપ્ન થયું હોય એમ માલુમ પડ્યું. એકદમ આ શ્વેત સુંદર સ્વરૂપમતીના કોમળ અને મૃદુ હૃદયમાં મહાન્ ધબાકો થયો, અને તે સાથે તેણી આરસના પુતળાની માફક સ્તબ્ધ થઇ મુર્છીત અવસ્થામાં ભૂમિપર પછડાઇ.

શય્યાત્યાગ અને મુર્છા-આવાગમનના મધ્ય સમયમાં પ્રકાશ શત્રુપર વિજય મેળવી સૃષ્ટિની ગાદી પર વિરાજ્યો છે એમ તેણીને દૃષ્ટિ ગોચર થયું હતું. સાસુ નણંદના મહેણાં અને પતિની ધાસ્તી આવી અવસ્થામાં પણ તેણીથી દૂર રહી શક્યાં નહિં. આત્મ-ચેતન પાછું મેળવી તેણીએ સાવરણી જે નૈરૂત્ય ખૂણામાં પડી હતી તેના તરફ પ્રયાણ કર્યું. સ્વપ્નનો ખ્યાલ અને હૃદયના ધબકારા તેણીના મનમાં કાયમ જ હતાં. જેમ સંચાઓ અમુક કામ કર્યાં ચાલ્યા જાય છે, તેમ તેણીના શ્વેત અને કોમળ હસ્ત વાસીદું વાળતા ગયા. એટલામાં બીજો આઘાત થયો. “ કેમ ભાભી! મેં તારૂં શું બગાડ્યું કે મારા ઉપર નિઃશ્વાસ નાંખે છે!” ગરીબ બીચારી અનાથ ત્યાં શું બોલે! તેણીને તો માત્ર બધુ દુઃખ સહન કરવાનુંજ માથે પડ્યું. હજી પણ જેમ ભ્રમર કુમુદ ઉપર લંપટ બની પોતાને કેદમાં ગુંગળાવાની પણ દરકાર રાખ્યા વિના કમળ પાછળ ગુંજારવ કરી રહે છે તેમ સ્વપ્ન રૂપી ભ્રમર આ ધુમરી કમલાક્ષીનો કેડો પકડી રહ્યો છે.

પ્રિય વાંચક! નકકી તારા હૃદયમાં રમીજ રહ્યું હશે કે આવા દુઃખમય સ્થળે આ કોણ યુવતી હશે! લોહીસરિતના તટપર ગુણનગરી નામનું રમણીય નગર આવેલું હતું. આ નગરી વિદ્યાધામ તરીકે પ્રખ્યાત હતી. હાલમાં પૂર્ણાનંદ પંડિત સર્વ પંડિતોમાં શ્રેષ્ટ ગણાતા હતા. પૂર્ણાનંદ પંડિતે કાશી ક્ષેત્ર જેવા સર્વોત્તમ વિદ્યાધામમાં પચીસ વર્ષ સુધી કઠીણ વિદ્યાભ્યાસ કરી વેદ વ્યાકરણમાં મહાસમર્થ શાસ્ત્રીની પદ્વી પ્રાપ્ત કરી હતી. વિદ્યા સંપન્ન કરી આવ્યા પછી ગૃહસ્થાશ્રમ માંડયો. સદ્દભાગ્યે તેમને ત્યાં પુત્રી અવતરી, તેનું નામ પદ્માવતી રાખ્યું હતું. આજ પદ્મા મુર્છીત અવસ્થામાં આપણી આરસ પહાણની પુતળી.

પદ્મા બાર મહીનાની થઇ હશે. આ સમયે પૂર્ણાનંદ પંડિતજી કોઇ યજ્ઞારંભ હશે ત્યાં સીધાવ્યા. યજ્ઞમંડપમાં હજારો વ્યક્તિઓનો મેળાપ થાયછે. પૂર્ણાનંદજીને કાને કોઇ નવિન વાત આવી અથડાઇ. પૂર્ણાનંદ પંડિત હર્ષમાં મગ્ન થઇ ગયા. યજ્ઞ-મંડળમાં પ્રાધાન્યતમ વેદશાસ્ત્ર વિદ્યાસંપન્ન વિદ્વદ્વર્ય મહાસમર્થ શાસ્ત્રી શ્રીયુત માધવાનંદજી પધાર્યા હતા. તેઓ કલ્યાણીપુર નિવાસી હતા. ગુણીપુર અને કલ્યાણીપુર વચ્ચે પાંચેક યોજન હોઇ માધવાનંદ પૂર્ણાનંદનાં પરિચયમાં હતા. પણ આ સમયે કાંઇક વિશેષ સાંભળવામાં આવ્યું હતું. છ એક માસ ઉપર માધવાનંદને ત્યાં પુત્ર પ્રાપ્તિ થઇ હતી. પૂર્ણાનંદજીએ આ હાલ જ સાંભળ્યું હતું. વિશેષ પુત્ર અવિવાહીત હતો. આથી પૂર્ણાનંદજી આનંદોદધિમાં ડુબકી મારી ગયા. સમય ઘણોજ ઉચીત આવી પહોંચ્યો. પોતાના જેવું ભાગ્યશાલી દુનિઆમાં કોઇ પણ રહ્યું નહિં. આવા ઉત્તમ કુટુંબના વેવાઇ થવામાં પોતે કયા શાસ્ત્રાધારે ભાગ્યવાન્ સમજતા હશે તે કાંઇ કળી શકાયું નહિં. પણ તેઓની વર્તણુક કાંઇક એવીજ માલુમ પડતી હતી. હા! આવું સારૂં કુટુંબ કોના નસીબમાં? મારી પદ્મા ખરેખરી નસીબવતી!"

વેદ અને વ્યાકરણના મોટા મોટા ગ્રંથો ઉથલાવવામાં જેટલું કષ્ટ વેઠવું હતું તેટલું પુત્ર યા પુત્રીના ભવિષ્ય વાંચવામાં શાસ્ત્રજ્ઞને કષ્ટ વેઠવું પડતું નથી. અફસોસ છે કે આવા વિદ્વાન પંક્તિમાં પંકાતા મહાનુભાવો પણ પુત્ર યા પુત્રીને નજીવી ચોપડી બરોબર ગણે છે. પુસ્તક વાંચવાનું તો સહેલ છે, કારણ તેમાં સ્ત્રોજ એક પછી એક ઉઘાડવાના હોય છે.

પદ્માનું લગ્ન નવમે વર્ષે કર્યું. એટલે પછી તેણી પ્રત્યે પિતા માતાનો હક નાબુદ થઇ ગયો. પરણ્યા પછી પદ્માને સાસરે રહેવાની ફરજ પડી. સાસરામાં વહુઓને કેટલું સુખ મળે છે તે કોઇથી અજાણ નથી. પુત્ર રૂપી ધનનો પગાર આપી વહુને ગૃહકર્મની ચાકરડી તરીકે સોંપવામાં આવે છે. પદ્મા નોકરી પર રહી. કદાચ કાંઇક સુખની આશા રાખવામાં આવે તો તે પતિ તરફથીજ છે.






पा ठकवृन्द तनिक स्वयंविचार की जिये कि जब आपको अपनी स्वयंता प्रतीत हो रही है तब हीं आप मे तू आदि शब्दोंको संकेतनार्थ प्रयोग करते है अगर ऐसा न होतो फिर आपको मे तू आदि वाक्योके उच्चारणकी कोई आवश्यक्ता न जान पडेगी कारण कि मे या तू यह दोनो शब्द अहं व परके बोध रूप है ऐसे ही जब आप ब्रह्मास्मि की भावनाको अपने अंतःकरण मे स्थान देते है जिसका अर्थ मे ब्रह्म ऐसा निकलता है इसमे जो मे ब्रह्म हूं संकेत किया जाता है उससे ये हीं होता है कि जो ब्रह्म है उसको संकेत करके अपना अस्तित्व करनेको क्या जुरूरत प्रतीति हुई. जो संकेत करके अपना ज्ञान है और जो वह संकेतसे मान करा रहा है तो मालूम होता है इससे पहिले उसको अपना स्वरूप ज्ञान न था कारण कि जो राजा उसको क्या आवश्यक्ता है कि वह अपना राजापना प्रगट करे इससे मालूम प्रत्यक्ष पड रहा है. कि प्रथम वह राजा नही था. अब जब उसने राज्यपद पाया तब उसने अपना राजा होना संकेत किया. इस संकेतके करनेसे राजाने अपनेमे अहंकार यानीमे को अपना अस्तित्व बतलानेके ग्रहण किया. जब दोनो शब्द राजामे मिले तो उसका शुद्धत्व न हो रहा. वह मिश्र भावको प्राप्त हो गया. इस कारण उसको अपनी शुद्धताके लिये जो उसने में हूं शब्द ग्रहण किया है अपने राजा शब्दसे निकालना भाग होगा. जब कहीं राजा स्वच्छ रह जायगा ऐसे हीं जो ब्रह्मास्मिसे प्रबोध होता है. उसमेसे जबतक आस्मिको जुदा न किया जायगा तबतक स्वच्छ शुद्ध ब्रह्म प्रतिपादन नही हो सक्ता. सो प्रियवरों अब विचारिये

कि जो इसमेंसे इन दोनो शब्दोंके अखिल ब्रह्म धर्मके लिये आवश्यकर्त्त माल्म पडती है इसका नाम कर्म है. और जब हम इनको उसमेंसे निकाल चुकेंगे तब हमको अपने कर्मका न ती जा ( फल ) माल्म पडेगा. यानी हम शुद्ध हो जायेंगे और जब शुद्ध हो गये तो शुद्ध स्वरूपा नन्दका आनन्द पावगे इसका नाम मोग होगा, यानी हम आत्म धर्ममे लीन रहेंगे.

पाठक गण! आप समझ गये होंगें कि जो मेंसे आप श्रीमानोंसे विनय किया सो अब औरभी समझ लीजियें देखिये. हमारे पर हमारे हिन्दु धर्म शास्त्र यह विदित करते है कि परमात्मा अपने विराट स्वरूपसे सर्व ब्रह्मांडमे व्याप रहा है. इस कारण कोइ जगह ऐसी नही जहां परमात्मा न हो. इसी कारण उस विराटरूप परमात्माको हम जीव रूपसे सब मे पाते है. और शास्त्रोंमे भी जीवको परमात्माका अंश इसी कारण कहा है. और बतलाया है कि परमात्माही सर्व धर्मोका स्थान कर्मोका करने-वाला है. साक्षीभुत है सो सर्व धर्मस्थान तो उस अवस्थामे होता है जबमे और हुं रहित होता है. मे हू सहित कर्म कर्ता साक्षीवत होता है. क्यो कि मिश्रता उसमे पाई जाती है जो माया है और माया सहित ब्रह्मवा-सनाका नाम कर्म भूमि है. और माया रहितका नाम धर्मभूमि और वह इस कारण कि उसमे उसका निजस्वभाव ( धर्म ) है इसी कारण विराट भावनाके आधारसे भारत कर्मभूमि माना गया है. कि इस कर्म प्रधान है चूंकि कर्मभूमिको जब अकर्त्तव्यता प्राप्त होती है तब धर्मभूमि कहाती है इस कारण भारतमे धर्मारण्यभूमि भी जो कर्मरहित स्वभाव की है प्रगट हुई है जैसे भारत मे भारतवासियोका जन्मादि होता है वैसाही वहा मोढ जातिका हुआ है किन्तु फर्क इतना है. कि धर्मारण्यवासी मोढ जो उसमे उत्पन्न हुए है वह सब अयोनिसंभव शास्त्रोंमे बतलाये गये है और यह भारतीय कर्मभूमि होनेके कारण योनिसंभव कह गये. और वह इस तरह युक्ति संगत है कि धर्मका अर्थ स्वभाव व कर्मका अर्थ काम है. सो

स्वभाव कोई कर्म नहीं करता वह स्वयं है और कर्म स्वभावानुकूल कार्यका अनुष्ठानी होता है जो स्वभाव उसे उत्पन्न होता है यानी धर्मक क्रिया है. और स्वभाव किसीका प्रतिपादित होता नही सो आप स्वयं विचारवान हैं विचारें इस लिये कहने मे आता है जो कोम ऐसे पवित्र स्थलमें उत्पन्न होकर संसारमे अपना अस्तित्व रखती हो और फिर वह कर्मभूमिके दकोलेमे पड अपने स्वाभाविक धर्माचरणसे हीनत्व ग्रहण कर उसके लिये क्या यह अति श्रेष्ठ कहा जा सक्ता है जो हम पहिले विवेचन कर चुके है कि जहांतक अहंताका बाध हो वह शुद्ध स्वरूप नही माना जाता अब इससे अधिक और क्या प्रार्थना करू उक्त.

भोपाल. आपका जाति सेवक,

वैष्णव एल. सी. रतनलाल गुप्ता.

# સુરતના મોઢ બ્રાહ્મણોનો પ્રશંસનીય પ્રયત્ન.

એક જ્ઞાતિબંધુ લખી જણાવે છે કે " રવિવાર તા. ૨૫ મી સપ્ટેંબર ૧૯૨૧ ને દિને શ્રીયુત નરહરિશંકર ભગવાનજી જોશી સુરતકર અને " મોઢ માર્તંડ " ના વાંચનારાઓને જાણીતા થએલા શ્રીયુત રમાશંકર ઘેલાભાઇ જોશીના સંયુક્ત બળથી સ્થપાએલી શ્રીવિદ્યોત્તેજક સમાજ તરફથી ભારત વીર નામનો નાટ્ય પ્રયોગ સુરત પ્રિન્સેસ થીએટરમાં શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા ( સુરત વિભાગ ) ના લાભાર્થે ભજવવામાં આવ્યો હતો. જાહેરમાં આ તેઓનો પ્રથમજ પ્રયોગ હોવાથી પ્રથમ પડદો સુરતના નગર શેઠ ધીમાન્ બાબુભાઇ સાહેબના મુબારક હાથથી ઉપડાવવામાં આવ્યો હતો. ખેલમાંના પાત્રો ( જેમાં મોટે ભાગે મોઢ બ્રાહ્મણ બંધુઓજ છે ) લગભગ બધાજ સ્વેચ્છાથી જોડાયલા હોવાથી સુરતની પંચરંગી પ્રજાને તેઓના કાર્ય માટે મોટું માન ઉપજતું જણાતું હતું. લગભગ બધાંજ પાત્રોએ ઉત્તમ કાર્ય કર્યું હતું, પણ તેમાં હાસ્યરસ કે જે સુરતની પ્રજાને પ્રિય વસ્તુ છે, તે ઉપજાવવાનું કાર્ય તસંગપોર નિવાસી ભટ્ટ મગનલાલ રત્નેશ્વરે ઘણીજ ઉત્તમ રીતે કર્યું હતું. ખેલના બીજા અંકની શરૂઆતમાંજ શ્રી મોઢ બ્રા. વિ. સભાના મંત્રી શ્રીયુત ગિ. મ. ભટે આ નાટ્યપ્રયોગનું ઉત્પન્ન ઉક્ત સભાને અર્પણ કરવા માટે સમાજના અગ્રણી ચાલકો શ્રીયુત નરહરીશંકર તથા રમાશંકર જોશીને સભા તરફથી ધન્યવાદ આપતાં પુષ્પમાળાઓ અર્પણ કરી હતી, અને ટુંકમાં શ્રોતાજનોને સભાના ઉદ્દેશ વિગેરેનો ખ્યાલ આપ્યો હતો. ઉક્ત સમાજ આવાજ બીજા પ્રયોગોનું ઉત્પન્ન પણ આવાંજ કાર્યમાં ખરચવા ઉત્સુક છે એમ જાણવામાં છે." આ નાટ્ય પ્રયોગની " ઓપેરા બુક " હમોને મળી છે, તેનો આભારપૂર્વક સ્વીકાર કરતાં હમણાનાં પ્રસંગને અનુસરતું અને આર્ય બાળાઓના મુખથી બોલાવેલું ખાદીનું ગાયન પ્રગટ કરવા યોગ્ય ગણી નિચે દર્શાવીએ છીએ. પ્રયત્ન ઘણો સ્તુત્ય છે. બેશક જોશી બંધુઓ ધન્યવાદને પાત્ર છે.

આર્ય બાલિકા.

પ્રતાપી હિંદ તણા નરનાર, ચહો જો દેશની આબાદી
અરીહો દેશ તણી ખાદી. પ્રતાપી.

પ્રાચીન આપણા પૂર્વજ સ્મરતાં, વલ્કલ ધરીને તેહ વિચરતા—ચહો જો.
ભારત આજે ભર સંગ્રામે, ઝુકી રહ્યું ધરી ધીરજ ખાંતે—ચહો જો.
યજ્ઞ હોમમાં બલિ ગણીને, હોમો વિદેશી વસ્ત્ર વળી જે—ચહો જો.
ગાંડિવ્ સુત્રના તારે બનેલી, વાપરો ખાદી હિત ભરેલી—ચહો જો.

મોઢ માર્તંડ કાર્યાલય.

# स्वदेश—सेवा.

૧

સ્વયંસેવક અમે ધરિયે સદાય સ્વદેશસેવા !
પ્રભુ-પ્રિય લોકલાલનના ધર્યા આદેશ હેવા;
અહર્નિશ સજ્જ જાતે સ્વસ્થ, અમ સહસા જ સેવા;
અબોલ અદીક અમને દુઃખ હરવાનાજ હેવા !

૨

બીજાંને દુઃખ દઇ જીવિત તણા નહિ લ્હાવ લેવા;
સહુનાં એક સરખાં સુખ માટે દાવ દેવા !
પુરા પ્રેમે સ્વજન સહકારના આભાર લ્હેવા !
પ્રભુ પ્રીત્યર્થ પ્રાણીના ઋણાનુબન્ધ રહેવા !

૩

હસી બોલાવિયે હિત-લ્હાણના ધરિયેજ મેવા !
નિરોગી સ્વાશ્રયી કરિયે ધરી સદ્દચાર સેવા !
નિરખિયે કુદરતે તો એકમેક અનેક—સેવા !
સુરવિયે સરલ આ સંસારને ધરી આત્મ સેવા !

મુંબઇની માક્ષ દ્વારિકા      જન્મશંકર લલિત.

## चर्चापत्रमां सुधारो.

ગતાંકના પૃષ્ટ ૪૭૧ ઉપર પ્રકટ થયેલા પત્રમાં તે જ્ઞાતિના શુભેચ્છક પ્રમાણે સુધારો કરાવે છે. યુવક મંડળના સાદરાના ગૃહસ્થોને એમ લખ્યું તમે નાતના પૈસાનું લ્હાણું કરાવી વાહવાહ કહેવરાવવા માગો છો. વળી તમોએ જ્ઞાતિમાંથી રૂપીઆ ખાધા છે. અને તમોએ તમારા હોદ્દાનાં રાજીનામાં આપ્યાનું સંભળાય છે." પૃષ્ટ ૪૭૨ ઉપર "અમે જ્ઞાતિમાંથી કોના કોના રૂપીઆ ખાધા તે જણાવશો" એમ વાંચવું.

## विविध मंडळोनी हकीकत.

### श्री घोघारी मोढ शुभेच्छक मंडळ—मुंबई.

ઉદ્દેશો—(૧) વિદ્યાર્થિઓને ઉત્તેજન. (૨) નિરાશ્રિતોને આશ્રય (૩) એકત્રતાની અભિવૃદ્ધિ.

**પ્રગતિ**—( ૧ ) તા. ૧-૧૦-૨૧ થી આ મંડળનું કામકાજ પ્રથમની માફક નિયમસર શરૂ થશે. ( ૨ ) કોઇ પણ જ્ઞાતિ બંધુ કે ભગિની જેમની આ મંડળમાંથી લાભ લેવા ઇચ્છા હોય તેમણે મંડળ ઉપર અરજી કર્યેથી મંડળ પોતાની અનુકૂળતા પ્રમાણે તેમને મદદ કરશે. અરજીનું ફાર્મ મંડળમાંથી મંગાવી લેવું. ( ૩ ) દેશાવરોથી મુંબઇ આવતા જ્ઞાતિબંધુઓને મંડળના મકાનમાં સુવા બેસવાની સગવડ કરી આપવામાં આવશે.

સદરહુ મંડળની એક સભા તા. ૧૭-૮-૨૧ ની રાતે મંડળના મકાનમાં શાહ કસ્તુરચંદ કેશવજીના પ્રમુખપણા નીચે મળી હતી. ને આ પ્રમાણે કામકાજ થયું હતું. ( ૧ ) મી. ગોરધનદાસ ભગવાનદાસની જગ્યાએ સેક્રેટરી તરીકે ભાઇ પ્રાણલાલ પ્રેમચંદ ગાંધીને ચુંટી કઢાયા. ( ૨ દેશાવરોમાં વિદ્યાર્થીઓને તથા વિધવાઓને મદદ પાછી ચાલુ કરવાનો ઠરાવ કર્યો. ( ૩ ) લવાજમ વીગેરે ઉઘરાવવા માટે ૭ ભાઇઓની એક કમીટી નીમવામાં આવી.

## श्री सार्वजनिक युवकमंडळ—मुंबई.

આ મંડળની એક સભા તા. ૧૫-૮-૨૧ ના રોજ રાત્રે શેઠ શ્રીમુળચંદભાઇ લીલાધરને ત્યાં હરિકીર્તનના પ્રસંગે મળી હતી. જેમાં આ પ્રમાણે ગૃહસ્થો લાઇફ મેંબર તરીકે જોડાયા હતા. શેઠ શ્રી એ. એમ. જાફરભાઈ રૂ. ૫૧ ) મુળચંદભાઇ લીલાધર રૂ. ૫૧ ) બાદ પાન ગુલાબ લઇ મેળાવડો વિસર્જન થયો હતો.

## श्री मोढ ब्राह्मण विद्योत्तेजक सभा—मुंबई.

૧. આ સભાના પાંચમા વાર્ષિક વૃત્તાંતમાં " આવશ્યક સુચનાઓ " આ શિર્ષક નિચે છેવટના ભાગમાં જણાવેલી " સ્વ. અ. સૌ. મંછાગૌરી પારિતોષિક" પરીક્ષાની અરજીની મુદત સંવત ૧૯૭૮ ના કાર્તિક વદ ૦ ) સુધી વધારવામાં આવી છે. તે પર સુરત અઠ્ઠાવીશીની મોઢ ચાતુર્વેદી બેનોનું લક્ષ ખેંચીએ છીએ. વિશેષ હકીકત એ સભાના મંત્રી પાસેથી મેળવવી.

૨. નવસારીના રહીશ માસ્તર ઉમાશંકર ગંગાશંકર શુકલ જેઓ શ્રી નવસારી ભારત વિજય ક્લબના મેનેજર છે તેઓ પોતે એક વાર સુરતમાંજ તા. ૧૯-૬-૨૧ ને દિને ધર્માદા કાર્ય માટેજ ભજવેલો ખેલ " માયા-પ્રાબલ્ય " શ્રી મોઢ બ્રા. વિ. સભા ( સુરત વિભાગ ) ના લાભાર્થે ભજવી બતાવવા ઇચ્છા રાખે છે એ જાણી આનંદ થાય છે.

## काठीआवाडी चातुर्विंद्य मोढ ज्ञाति मंडळ—मुंबई.

**આપેલી મદદ**—આ મંડળના ફંડમાંથી વાલુકડના રહીશ સ્વ. ત્રવાડી હરિશંકરના બે પુત્રો પોપટલાલ ને કાંતીલાલ ને રૂ. ૪-૩-૬, અને રૂ. ૧-૫-૬ નાં ભણવાનાં સાહિત્યો મદદ તરીકે અપાયાં છે.

# ज्ञाति समाचार.

**इनामी हरिफाइनुं विशेष इनाम**—ગતાંકના પૃષ્ઠ ૪૭૪ ઉપર જણાવેલાં ઇનામોમાં વધારા તરીકે ગંગાસ્વરૂપ રેવા બ્હેન હરિશંકરનો લેખ મુદત પછી આવેલો હોવા છતાં ખાસ ઉત્તેજન આપવા યોગ્ય જણાયાથી ઇનામ આપનાર શ્રીયુત ગિરિજાશંકર મણિશંકર ભટ્ટ તરફથી રેવાબ્હેનને એક વર્ષ માટે "સનાતન ધર્મપ્રભા" માસિક ભેટ તરીકે મોકલાયું છે.

**इनामी हरिफाइनुं परिणाम**—ખરસાડકર ઉત્સાહી બંધુ નીછાભાઇ ભાઇશંકર ભટ્ટ તરફથી પાંચ પાંચ રૂપીયાનાં પાંચ ઇનામો આપવા અગાઉ જાહેર થયાં હતાં. તે માટે નીચે જણાવેલા બંધુઓએ ભાગ લીધો હતો. (૧) "વિધવાની હાય ખાલી ન જાય" (કાવ્ય) લેખક જયકૃષ્ણાત્મજ જોજવા તથા ભદ્રશંકર મંછારામ ભટ્ટ ગણદેવીકર (૨) "ભીક્ષા તણી હાંડી કદી બેસે નહીં શીકે ચઢી" જયકૃષ્ણાત્મજ ભદ્રશંકર મંછારામ ભટ્ટ તથા રમાશંકર ઘેલાભાઇ જોશી સુરત (૩) "મોઢ બ્રાહ્મણોમાં કયા કયા વહેમ ચાલે છે ને તે કેવી રીતે નાબુદ કરી શકાય" રમાશંકર ઘેલાભાઇ જોશી તથા ભદ્રશંકર ભટ્ટ.

આ આવેલા નિબંધોમાં પ્રથમ નિબંધના લેખક અન્ય જ્ઞાતિના વણિક ગૃહસ્થ હોવાથી નિયમ વિરૂદ્ધ ગણી કાઢી નાખ્યો છે. છતાં સત્યની ખાતર જણાવવું પડશે કે તે કાવ્ય ભાવપૂર્ણ ને ઉત્તમ પંક્તિમાં મુકાય તેવું જણાયું છે. બીજા નંબરના લેખ માટે ત્રણમાંથી રમાશંકર ઘેલાભાઇ જોશીનું કાવ્ય હદથી વિશેષ લાંબુ હોવા છતાં તે બાધ બાજુ પર મુકીયે તો ઇનામને યોગ્ય જણાયું છે. ત્રીજા નંબરની સ્પર્ધામાં એના એજ લેખકોએ પ્રયાસ કર્યો છે. જેમાં જન સમાજમાં ચાલતા સર્વ સામાન્ય વહેમોનુંજ દિગ્દર્શન કરાયું છે. માગવા પ્રમાણે ખાસ મોઢ બ્રાહ્મણોના વહેમ સંબંધી કાંઇ પણ વિશેષતા તેમાં ન જણાયાથી સરત બહાર હોવાથી બેઉમાંથી એકે ઇનામને યોગ્ય જણાયા નથી.

**बे निराधार मोढ विधवा ब्हेनोने रेंटीया मफत**—એક ગૃહસ્થ તરફથી મોઢ કોમની બે નિરાધાર વિધવા બ્હેનોને મફત રેંટીયો આપવાનું જાહેર કરાય છે. પત્ર વ્યવહાર "શ્રી સુરત અઠ્ઠાવિશી મોઢબ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના મંત્રી મોરારજી ગોકુળની ચાલ–મુંબઇ નં. ૪" એ શિરનામે કરવો.

**मोढ वणिक ज्ञाति संमेलन**—આવતા કારતક માસમાં રાજકોટ મુકામે ભરાવાનું નક્કી થયું છે, ને તે માટે આમંત્રણ પત્રિકાઓ પણ જ્યાં ત્યાં મોકલાઇ છે. સંમેલન બેથી ત્રણ દિવસ ચાલશે જેમાં કેળવણી માટે, બાળલગ્ન અટકાવવા વૃદ્ધલગ્ન નાબુદ કરવા, વિધવાઓની દશા સુધારવા, અનાથો ને ગરીબોને મદદ આપવા, બોર્ડીંગ સ્થાપવા, કન્યાવિક્રય બંધ કરવા, રડવા કૂટવાના રીવાજ બંધ કરવા, અને સેવા મંડળો સ્થાપવા વિચાર કરાશે.

**त्रिवेदी मोढ ब्राह्मणने पंक्ति आपी**—રાણપુરના રહીશ ત્રિવેદી મોઢ બ્રાહ્મણ દવે ભાઇશંકર વનમાળી જેઓ પોતાના સંબંધમાં કન્યાની અછતને લીધે બહારથી શુદ્ધ ઔદિચ્યની કન્યા પરણી લાવ્યા છે તેમને તેમના ગામની જ્ઞાતિએ પંક્તિ આપ્યાનું દવે વિશ્વનાથ નથુરામ જણાવે છે.

**अमदावादमां राष्ट्रीय छात्रालयनी सगवड**—જે મોઢ સંજ્ઞાધારક ભાઇઓને છાત્રાલયમાં રહી પોતાનો અભ્યાસ રાષ્ટ્રીય ધારણે સંપૂર્ણ ક. ઇચ્છા હોય તેમણે આ સાથે આપેલે ઠેકાણે પત્ર વ્યવહાર કરવો "રા. રા **રામશંકર હરજીવન ત્રિપાઠી**—રાષ્ટ્રીય આદર્શ વિનયમંદીર ઠે. દાણાપીઠ અમદાવાદ"

**सुरत विद्योत्तेजक समाजनो विजयी नाट्य प्रयोग**—ગતાંકના પૃષ્ઠ ૪૬૫ ઉપર જણાવેલી જાહેર ખબરવાળો "ભારત વીર" નામનો નાટ્ય પ્રયોગ આ સંસ્થાના ઉત્સાહી યુવકોએ તા. ૨૫-૮-૨૧ ના રોજ સુરતમાં યશસ્વી રીતે ભજવી બતાવી તેનું ઉત્પન્ન "સુ. અ. મોઢ વિદ્યોત્તેજક સભા" ની સંસ્થાને અર્પણ કરવા ઉદારતા બતાવી છે, જે અતિ ઘણું પ્રશંસની કહી શકાય. આ સંસ્થા પોતાનો કાર્યક્રમ ચાલુ રાખી તેના ઉત્પન્નમાંથી ૪ : સાહાય્ય તો સુરતમાં છત્રાલયની ગોઠવણ કરવા ધારે છે. મોઢ સંજ્ઞાનું અભિમાન ધરાવનારાઓએ આ પ્રયાસને ઉત્તેજન આપવું ઘટે છે

મોઢ માર્તંડ કાર્યાલય.

## श्रीधर्मारण्य ग्रंथ.

( ૧ ) પ્રેસમાં કામ કરનારા માણસોની ગેરહાજરીથી આ ગ્રંથ ધાર્યા પ્રમાણે વસંતપંચમી પર પ્રકટ થઇ શકશે નહીં. પ્રકટ થતાં કાંઇક વિલંબ લાગશે.

( ૨ ) આ અત્યુત્તમ ગ્રંથ માટે અત્યારથીજ ગ્રાહકોની જબરી માગ છે, માટે અગાઉથી કીંમત મોકલી ગ્રાહક નહીં થનારને પાછળથી પસ્તાવું પડ.

( ૩ ) અગાઉથી ગ્રાહક થઇ મદદ આપનાર ગ્રહસ્થોની નામાવલી ગ્રંથ સાથેજ પ્રકટ કરવામાં આવશે.

( ૪ ) આ ગ્રંથ સંબંધી એક ફૉર્મની જાહેર ખબરના રૂપમાં નહ: ચોપડી ખાસ જાહેર ખબર તરીકે સમસ્ત મોઢ આલમમાં ફેલાવવા છ તૈયાર થઇ છે, તો જેમને જેટલી જાહેર ખબરની જરૂર હોય તેમણે નેટ મંગાવી લેવી.

( ૫ ) આ પ્રમાણે જાહેર ખબરો ફેલાવી અગાઉથી ગ્રાહકો મેળવી તે કીંમત અગાઉથી જે એજંટ મોકલી આપશે તેમને જાહેરખબરમાં જણાવ્યા પ્રમાણે કમીશન મળશે.

પ્રભાશંકર જયશંકર પાઠક.

# ગ્રાહકોને ખાસ સૂચના.

માસિકના બીજા સાલના વહીવટ પરથી ગ્રાહકો જોઇ શકયા છે કે આ વર્ષે માસિક નિયમિત પ્રકટ થયાં કર્યું છે. વાચન પણ વિવિધ અને નિયમિત બહોળું તથા વિસ્તૃત આપવામાં ઉણપ રાખી નથી. છતાં કહેવાને દીલગીરી ઉપજે છે કે ગ્રાહક સંખ્યા શરૂઆતનાં વર્ષો કરતાં ઘટી ગઇ છે. આનું કારણ લવાજમનો વધારો અને અનિયમિતપણું બે કહેવાય છે. બીજું કારણ તો હવે રહ્યું નથી. લવાજમ સંબંધી કહી શું કે છાપકામની હાલની અસહ્ય મોંઘવારીમાં દરેક અંક લગભગ ૭ સાત ફાર્મના વાચન જેવડો ને વળી પાછો સચિત્ર રૂ. ત્રણથી ઓછે લવાજમે પરવડેજ નહીં. વિશેષમાં આવતી સાલથી માસિક પોતાના પગ પરજ ઉભું રહી શકે તેવી તેના નિભાવ માટે નિરાળી યોજના કરવા વિચાર ચાલે છે. તો જો આ સંસ્થાનો લાભ લાંબા વખત સુધી લેવો ચાલુ રાખવો હોય તો લવાજમમાં ઘટાડો કરવા કહેવું વ્યાજબી ન લેખાય.

માસિકના બહોળા વાચન ઉપરાંત પ્રતિ વર્ષે ભેટ પણ આપવાનું શરૂ કર્યું છે. ગઇ સાલ અપાયેલી ડાયરીની ભેટ બહુ મોડી નીકળી ને તે કેટલાકને બહુ ઉપયોગી પણ ન જણાઇ, આ કારણથી આવતી સાલની ભેટ તરીકે એક પુસ્તક નીદાન આઠ આનાની કીંમતનું આપવાની યોજના અમલમાં મુકવી છે. તો આ ભેટની કીંમત બાદ કરતાં બાકીના રૂ. ૨ાા પોસ્ટેજ સાથે લવાજમ વાર્ષિક છસેં પૃષ્ઠના માસિકને માટે હાલના વખતમાં વિશેષ ન જ કહી શકાય. છતાં જેમને બહાનાં કાઢવાં છે તે માટે તો ઉપાય જ નથી.

**ભેટનું પુસ્તક**—જાન્યુઆરીની શરૂઆતમાં જ નવા વર્ષનું લવાજમ વસુલ કરવા રૂ. ૩-૨-૦ ના વી. પી. દ્વારા દરેક ગ્રાહકને મોકલાશે, તે સ્વીકારી લેવું. હાલના ચાલુ ગ્રાહકની સંખ્યા કરતાં માત્ર થોડીજ નકલ ભેટના પુસ્તકની વધારે તૈયાર રખાશે. માટે નવી સાલથી જેમને ગ્રાહક થવા ઇચ્છા હોય તેમણે બનતી ઉતાવળે પોતાનાં નામ નોંધાવવાં. પછી બહુ મોડા ગ્રાહક થવાથી ભેટનું પુસ્તક શીલકમાં નહીં હોય તો મોકલી શકાશે નહીં તેની પણ નોંધ લેવી.

**દીવાળીના અંક**—ઓકટોબર માસનો અંક દળદાર ને ચિત્રો સહિત પ્રકટ થશે. પ્રેસમાં માણસોની ગેરહાજરી છે તેથી વહેલા મોડો પ્રકટ થાય તો ઉઘરાણીઓ ન કરવા પ્રાર્થના છે. જેમનાં ચાલુ સાલનાં લવાજમ મળી ગયાં હશે તેમનેજ આ અંક મોકલાશે. તેથી હજુ પણ જેમણે પોતાનું લવાજમ ન ભર્યું હોય તેમણે વગર માગણીએ લવાજમ મોકલી આપવું કે જેથી અંક ન મળ્યાની ફર્યાદી કરવી ન પડે.

તંત્રી.

# શ્રીધર્મારણ્ય.



**નપિપાસુઓને આમંત્રણ**—પ્રિય વાચક બંધુ ! વાચો. લક્ષ દઈ વાચો અને ન જાણતા સ્વજ્ઞાતિના સ્નેહી સંબંધીઓમાં આ શુભ સમાચાર ફેલાવો કે આપણી સમસ્ત મોઢ કોમનું મંગલ પ્રભાત થયું છે. મોઢ કોમના કેટલા પ્રકાર છે, તેઓ હાલ ક્યા ક્યા વસે છે, તેઓના સાંપ્રત આચાર વિચાર કેવા છે, કોનામાં કઈ ખામીયો છે, ને ક્યા ક્યા પ્રદેશના સુધારામાં કેટલો આગળ વધ્યા છે, તે સર્વ હકીકતો થોડે વા ધણે અંશે **મોઢ માર્તણ્ડના** ઉપાસકોથી હવે અજ્ઞાત નહીંજ હોય, ત્રણ વર્ષના સતત પ્રયત્નથી છએ પ્રકારના મોઢ સંબંધી અજાણી એવી ધણી બાબતો અજવાળામાં લવાઈ છે પરંતુ માર્તણ્ડનો પ્રકાશ આટલેથીજ અટકતો નથી સાંપ્રત સ્થિતિ અને તેમાં કરવા જોઈતા સુધારા વધારા માટે ઉહાપોહ કરવાનો હજુ હવે પછીના વર્ષોનો અનંતિમ અવકાશ આપણે માટે ખુલ્લો છે પરંતુ અત્યાર સુધી નહીં જાણેલી છતાં સૌથી પ્રથમ અવશ્ય જાણવા યોગ્ય હકીકતોના મહાસાગર રૂપી ગ્રંથ કે **જેને માટે સમસ્ત મોઢ કોમ અનેક વર્ષોથી તલસી રહી છે, તે પ્રકટ કરી જ્ઞાનપિપાસુઓને આતૃપ્તિ જ્ઞાનામૃતપાન કરવાનું આમંત્રણ હવે અત્ર કરાય છે.**

**જ્ઞાનના મહાસાગર રૂપી ગ્રંથ તે જ આ ધર્મારણ્ય**—આપણું મોઢ નામ કેમ પડ્યું, આપણે કેવી રીતે કોનાથી ક્યારે ને ક્યાં ઉત્પન્ન થયા, આપણા વિભાગો ને વિવિધ સંવાયો, કેવી રીતે ને ક્યારે પડ્યા, આપણું વતન કેમ છોડ્યું ને ત્યાંથી ક્યાં ગયા, અખિલ આર્યાવર્તમાં આપણા વતનની ઉત્કૃષ્ટતા, આપણા વિવિધ ગોત્ર પ્રવર ને શાખાઓ આપણા પ્રાચીન આચાર વિચાર સંસ્કૃતિ રહેણી કરણી તથા પવિત્ર અને નિર્દોષ જીવન, આપણી જન્મભૂમિમાં અને તેની આસપાસની બાર બાર ગાઉ સુધીની ફરતી પવિત્ર ભૂમિમાં દર્શનીય વિવિધ તીર્થસ્થળો ને તેમના વિસ્તારથી માહાત્મ્ય, આપણી કુળદેવીની ઉત્પત્તિ, તેનું અદ્ભુત વર્ણન ને પરાક્રમો, મોઢ કોમના કુળદેવતા શ્રીરામચંદ્રજીના જીવનચરિત્રનું આદ્યંત સંક્ષિપ્ત પણ મનોહર વર્ણન, આપણા પ્રાચીન નિવાસસ્થાનમાં તેમનું પવિત્ર

આગમન ને ત્યાં તેમના સ્વહસ્તે કરાએલા યજ્ઞનું વર્ણન, યજ્ઞ અંતે શ્રીરામ-
ચંદ્રજીએ આપણને દક્ષિણામાં આપેલાં ગામોની યાદી, આપણી મૂળ અટકો,
શ્રીરામચંદ્રજીએ મોઢેરાનો કરેલો જીર્ણોદ્ધાર, વલ્લભીપુર અને કનોજનાં પ્રાચીન
ક્ષત્રીય રાજ્યોનાં ગમનાગમ વૃત્તાંતો રૂપી ઐતિહાસિક સત્ય હકીકત, આપણા
રક્ષક હનુમાનજીની સહાયથી તે દેશના રાજાઓ પાસેથી શ્રીરામચંદ્રજીએ
આપણને અર્પેલાં ગામોનો ગરાસ પાછો મેળવવાનાં આપણા વડીલોએ કરેલાં
અદ્ભુત સાહસો, ગુજરાતની ગાદી સ્થાપનાર વનરાજ ચાવડાનું મોઢ બ્રાહ્મણોએ
કરેલું સંરક્ષણ, તથા પાટણની ગાદી ઉપર આપણી સત્તાનું દિગ્દર્શન, પાટણના
રાજાઓની અનંત વંશાવળી, ને તે દરેકે કરેલાં કૃત્યોનો ટુંક ઉલ્લેખ, દીલ્લીના
બાદશાહ અલ્લાઉદ્દીનની મોઢેરા પર સ્વારી, ને તેની સામે આપણા પૂર્વજ
યોદ્ધાઓએ ટક્કર ઝીલી કરેલું દ્વંદ્વ યુદ્ધ, જન્મભુમિ ત્યાગ કરવાનાં કારણો,
આપણી પ્રાચીન સંસ્કૃતિ સંરક્ષી રાખવા આપણા પૂર્વજોએ બાંધેલા કાયદા, ને
ત્યાર પછી છેવટ કળીકાળમાં મોઢ જ્ઞાતિના એક આજન્મ સેવકના હસ્તથી મોઢ
કુળદેવીની થયેલી પુનઃ પ્રતિષ્ઠા અને સાંપ્રત જીર્ણોદ્ધારની સંપૂર્ણ હકીકત, તથા
મોઢેરા ને ત્યાંના પ્રાચીન સ્થળો સંબંધી એક યુરોપીયન અમલદારે લખેલી
વિસ્તૃત નોંધ, અને મોઢ કોમના હાલના વિવિધ વિભાગ દર્શક વૃક્ષથી વિભૂષિત
ત્રણ હજાર આઠસેં શ્લોક અને અગણ્યોતેર અધ્યાયનો મૂળ સંસ્કૃત
શ્લોકો અને તેના શુદ્ધ ગુજરાતી સરળ ભાષાંતર સાથે, દરેક મોઢ
સંજ્ઞા ધારીને ઘરમાં સંગ્રહી રાખી સ્વોન્નતિ સાધવા હરહમેશ તેનો
પાઠ કરવા યોગ્ય, મોઢ કોમ સંબંધી જાણવા જેવી સર્વ પ્રકારની
હકીકતો રૂપી જ્ઞાનના મહાસાગર રૂપ, પ્રકટ થનારો આપણો પ્રાચીન
પવિત્ર અને અપૂર્વ આ સચિત્ર ગ્રંથ તેનું નામ જ શ્રીધર્મારણ્ય.

આ દિશામાં થયેલા ભૂતપૂર્વ પ્રયાસો, અને પદ્મપુરાણનાં ધર્મારણ્યનું
મહત્વ—મોઢ કોમની ઉત્પત્તિનો આ મહદ્ ગ્રંથ પ્રકટ કરવા અત્યાર સુધીમાં
અનેક અપૂર્ણ પ્રયાસો થયા છે. તે જોઇ તેને સંપૂર્ણ રૂપમાં નિરખવા પણ
વર્ષોથી આખી મોઢ આલમની જ્ઞાનપિપાસા ઉત્પન્ન થઇ હતી. જે આ ગ્રંથ
દ્વારાજ તૃપ્ત થઇ શકે તેમ છે. ધર્મારણ્ય પદ્મ પુરાણમાં છે. પદ્મ સ્કંદ અને
બ્રહ્મવૈવર્ત. પદ્મપુરાણનો સંક્ષિપ્ત ગુજરાતી સાર પચાસ વર્ષ અગાઉ અમદાવાદના
સ્વ૦ વોરા રેવાશંકર પ્રાણશંકર તરફથી છપાવાયો હતો. વળી પાટણના રહીશ
ભાયુર નંદકુમાર પોતાની "મોઢ ગુર્જરકે પત્રિકા" માં પદ્મપુરાણના

ધર્મારણ્યનું જ મૂળ શ્લોક સાથે ગુજરાતી ભાષાંતર આપવું શરૂ કર્યું હતું. તે પત્રિકા તેમણે શ્રીયુત પોપટલાલ હંસરાજને સોંપી ત્યાર પછી તેમણે પણ પોતાના "મોઢ શુભેચ્છક" માસિકમાં પદ્મપુરાણના ધર્મારણ્યનું જ ભાષાંતર કકડે કકડે આપ્યું હતું. વળી ફૉર્બસ સાહેબ તરફથી પ્રકટ થએલ ગુજરાતના પ્રાચીન ઇતિહાસના સંગ્રહ રૂપ " રાસમાળા " નામના ગ્રંથમાં મોઢેરા સ્થળ સંબંધી જ્યાં જ્યાં નોંધ લેવાઇ છે ત્યાં ત્યાં મહાતજના સ્વ૦ મનજલાલ શાસ્ત્રી પાસેના પદ્મપુરાણાન્તર્ગત ધર્મારણ્યમાં આવેલી સત્ય હકીકતનેજ પુરાવા રૂપે ફુટનોટમાં મુકી છે. એથી આ નોંધ પણ આ પદ્મપુરાણાંતર્ગત ધર્મારણ્ય ગ્રંથના મહત્વની વિશેષ સાબીતી આપેછે. આ પ્રમાણે અત્યાર સુધીમાં આ દિશામાં થએલા પ્રયત્નોનો મોટો ભાગ પદ્મપુરાણના ધર્મારણ્યને જ મહત્વ આપનારો નીકળ્યો છે. કારણ કે તે ૬૯ અધ્યાય જેવડો વિસ્તૃત અને સપ્રમાણ ઐતિહાસિક ગ્રંથ છે.

સ્કંદપુરાણનું ધર્મારણ્ય ૪૦ અધ્યાયનું છે. અત્યાર સુધીમાં સ્કંદપુરાણના ધર્મારણ્યનો ફક્ત એકજ ગ્રંથ ઔરંગાબાદના સ્વ૦ માણિકપરામ શાસ્ત્રીએ મદ્રાસના દીવાન બહાદુર શ્રીયુત ગોવિંદદાસ ચત્રભુજદાસ ખુશાલદાસની ઉદાર મદદથી " મોઢ પુરાણ " નામથી પ્રકટ કર્યો છે. પણ તેમાં ૪૦ ને બદલે ફક્ત ૩૬ અધ્યાયજ પ્રકટ થયા છે, ને તેની શ્લોક સંખ્યા પણ પદ્મપુરાણના ધર્મારણ્યના કરતાં અર્ધેથી પણ ઓછી એટલે કુલ ૧૭૦૦ લગભગની છે. સ્કંદ પુરાણના એ પ્રકટ થએલા મોઢપુરાણમાં પણ જ્યાં જ્યાં મુદ્દાની વાત આવે છે ત્યાં ત્યાં તેમને પદ્મપુરાણનીજ સાહાય્ય લેવી પડી છે, ને પદ્મપુરાણના અશુદ્ધ આખા અધ્યાયના અધ્યાય ને ગ્રંથમાં જોડતાં દરેક અધ્યાયને અંતે કેવળ "ઇતિ શ્રી સ્કંદપુરાણે" કરી નાખ્યું છે! પદ્મપુરાણમાં આવેલી ધર્મારણ્ય સબંધી હકીકતના કરતાં એ મોઢપુરાણમાં ઘણી ઓછી હકીકતનો પ્રગટ થઇ છે, ને જે પ્રકટ થઇ છે તે પણ ટુંકાણમાં ને લગભગ અસંબંધ જેવી છે. આ તફાવત પણ સ્પષ્ટ જણાવી આપે છે કે પદ્મપુરાણવાળું અમારું આ ધર્મારણ્ય જ અધિકતર સપ્રમાણ વિસ્તૃત અને અને વિશેષ મહત્વનું છે.

**આ ગ્રંથની વિશેષતા**—( અ ) ભાષા સૌંદર્ય અને સાહિત્યની દૃષ્ટિથી જોતાં આ એક ઉત્તમ ગ્રંથ છે. સાધારણ સંસ્કૃત જ્ઞાનવાળાથી પણ સહજ સમજી શકાય તેવી સરળ મનોહર ભાષામાં ગ્રંથ રચાયો છે. વિચારો સ્પષ્ટ અસ્ખલિત અને સચોટ રીતે દર્શાવાયા છે. જેવી રીતે મૂળ સંસ્કૃત ભાષા મનોરંજક અને સુસ્પષ્ટ છે તેમજ તેનું ગુજરાતી ભાષાંતર પણ બને તેમ સરળ શુદ્ધ અને બાળક તથા સ્ત્રીવર્ગથી પણ સમજી શકાય તેવી રીતે ગુજરાતી ભાષામાં લખાયું છે. આ મહદ્ પ્રયાસ પરીપૂર્ણ કરવાં માટે એકંદર અઢી વર્ષ જેટલી લાંબી મુદત સુધી દેશમાં મારી જન્મભૂમિ પાંડરશીંગા ગામે જઇ મારે શાંતિ મેળવવી પડી હતી. એ તો નિર્વિવાદ છે કે મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વર કૃપાધીન આવાં મોટાં કાર્યો ફલીભૂત થાય છે.

( આ ) ઐતિહાસિક દૃષ્ટિથી જોતાં પણ ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પર આ ગ્રંથ સારું અજવાળું પાડે છે, ને **ગુજરાતની ગાદી સ્થાપનાર પાટણના પ્રથમ રાજા વનરાજ ચાવડાને ઉછેરનાર શિલગુણસુરી નામના એક જૈન સાધુ નહીં પણ મોઢેરાના મોઢ બ્રાહ્મણો જ હતા તેવી સત્ય હકીકત આ ગ્રંથ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે છે.** વિશેષમાં ગુજરાતની તે ગાદી પર થએલા તમામ રાજાઓની વંશાવળી અને તે દરેકે કરેલાં કાર્યોની ટુંક કાર્યવાહી સંબંધી પણ આ ગ્રંથમાં ઉલ્લેખ છે. ઉપરાંત વલ્લભીપુર અને કનોજનાં બે પ્રાચીન રાજ્યો સબંધી ખપ પુરતી હકીકતનો પણ તેમાં સમાવેશ થાય છે.

( ઇ ) **ધાર્મિક દૃષ્ટિથી** જોતાં આપણા પૂર્વજોનાં સાહસિક પરાક્રમો ઉત્કૃષ્ટ આચાર વિચાર, અને ગુજરાતના ઇતિહાસમાં આપણે ભજવેલા આગેવાની ભર્યા ભાગના બનાવો, હાલના મોઢ કોમના એકજ **નરવીર મોઢ જ્ઞાતિભૂષણ મહાત્મા ગાંધીજી** કે જે અખિલ આર્યાવર્તના મહાન ઉદ્ધારક તરીકે મશહૂર છે તેમના ચરિત્ર સાથે એકરૂપ બનતા મોઢ કોમના પરોપકારી નિડર રાજનીતિવિચક્ષણ તથા પવિત્ર જાતિ સ્વભાવનાં જ્વલંત દૃષ્ટાંતોને પુષ્ટિ આપેછે. ધાર્મિક તત્વોનું એમાં એવું તો સુગ્રથન થયેલું છે કે **એ પવિત્ર ગ્રંથ ઘરમાં રાખી ધર્મના એક ગ્રંથ તરીકે હરહમેશ તેનો પાઠ કરવાથી પણ મનુષ્ય પોતાની તથા પોતાના કુળની ઉન્નતિ સહજ સાધ્ય કરી શકે છે એવી આ ગ્રંથની ચમત્કૃતિ છે.** મોઢ કોમને લગતી તમામ હકીકતો ઉપરાંત તેમાં આવેલ વેદ પુરાણો અને દેવદેવીઓની અનેક ગાથાઓ અને આખ્યાયિકાઓથી

પણ વાચકના મન પર આ ગ્રંથ પવિત્રતાની અપૂર્વ છાપ પાડે છે, ને વાચકના જીવનને ઉચ્ચ કક્ષામા લઈ જાય મુકે છે. એકંદર મોઢ કોમ સંબધી જે જે હકીકતો જાણવા ઇચ્છા હોય તે સર્વ આ અપૂર્વ ગ્રંથના સેવનથી જેટલી મળી શકે તેમ છે તેટલી બીજે કોઈ પણ અન્ય સ્થળેથી મળી શકવા સંભવ નથી.

ગ્રથની પરિપૂર્ણતા—આ ગ્રંથ પ્રકટ કરતાં અગાઉ અત્યારે સુધીમાં પૃથક્ પૃથક્ પ્રકટ થયેલાં તમામ ધર્મારણ્યોની મહત્વની બાબતોનું દોહન કરી તેનો સાર આ ગ્રંથમાં પરિશિષ્ટ રૂપે જોડયો છે મૂળ હસ્ત લિખિત પ્રત ઘણી અશુદ્ધ હોવાથી તેમજ મારૂં સંસ્કૃત જ્ઞાન પરિમિત હોવાથી આના મહત્વના મહદ્ ગ્રંથમા બનતા સુધી અશુદ્ધિ ન રહી જાય તે માટે મુંબઈ મંમાદેવી પાઠશાળાના મુખ્યાધ્યાપક વિદ્વાન શાસ્ત્રી મોતીરામભાઈ કલ્યાણજી દીક્ષિત કે જેઓ આપણી " અખિલ ભારતવર્ષીય મોઢ બ્રહ્મ સમાજ" ના તેમજ " શ્રી સુરત અઠ્ઠાવિશી વિદ્યોત્તેજક સભા " ના પણ ઉપપ્રમુખની માનવતી પદવી ધરાવે છે તેમની પાસે ગ્રંથની શુદ્ધિ અશુદ્ધિ શોધાવાઈ છે.

આ અપૂર્વ પુરાણા ઐતિહાસિક ગ્રંથની પ્રસ્તાવના લખવા માટે ગુજરાતી સાહિત્યમાં પ્રાચીન ઐતિહાસિક શોધખોળ કરવા માટે મશહુર સ્વ૦ રણછોડરામ વાવાભાઈની પ્રબળ ઇચ્છા હતી. ને તે માટે તેઓ આ મૂળ ગ્રંથને લઇ પણ ગયા હતા પણ દૈવ પ્રતિકૂળ હોવાથી તેમણે શરૂઆતના થોડા અધ્યાય અવલોકયા એટલામાંજ તેમનો અચાનક દેહાન્ત થવાથી આ મહત્વનું કાર્ય બાકી રહી ગયું જે - ઉપર જણાવેલા વિદ્વાન શાસ્ત્રીજીએ તીર્થ નિરૂપણ સંબંધી વેદ સ્મૃતિ વિગેરેનાં શાસ્ત્રીય પ્રમાણો સાથે વિસ્તૃત પ્રસ્તાવના રૂપે પુરૂં કર્યું છે. વિશેષમાં તેમના તરફથી વિદ્વતાપૂર્ણ અવલોકનનાં પરિશિષ્ટો પણ આ ગ્રંથમાં ઉમેરવાથી ગ્રંથની વિશેષ અલંકૃતિ થઇ છે

આ ગ્રંથ પ્રકટ થાય તે અગાઉ વળી કોંઈ વિશેષ જાણવાનુ મળે એના ઇરાદાથી મોઢ જ્ઞાતિના બારોટ જે ધોળકામાં રહે છે તેમની પાસે પણ જાતે જઇ તપાસ કરી હતી, પણ ત્યાંથી આશા રાખવા પ્રમાણે વિશેષ મ ગીન હકીકતો મળી શકી નથી,

ગ્રંથની શરૂઆતમા દરેક અધ્યાયનો ગુજરાતીમા ટુંક સાર, ભાષા સૌંદર્યના નમુના, વિસ્તૃત ને સરલ અનુક્રમણિકા, તથા હાલમાં મોઢેરામાં મળતી વિવિધ-

દેવદેવીઓની નામાવલી સાથે તેમનો ચિત્ર પરિચય વિગેરે બને તેટલી ને મળી આવી તેટલી આવશ્યક હકીકતો ઉમેરી ગ્રંથને જેમ બને તેમ સંપૂર્ણ અને ઉપયોગી બનાવવા દરેક કાળજી રખાઇ છે. એકંદરે આ ગ્રંથ આદ્યંત અવલોકતાં આપણી જ્ઞાતિસંબંધી તથા આપણા મૂળ વતન સંબંધી જે જે જાણવા જેવું ને જોવા જેવું છે તે સઘળાનું આબેહુબ ચિત્ર વાચકની દ્રષ્ટિ આગળ ખડું થઈ જાય તેમ કરવા દરેક સાવચેતી લેવાઇ છે.

**ગ્રંથનું બાહ્ય સૌંદર્ય**—અત્યાર સુધી અંધારામાં પડી રહેલા આ અપૂર્વ સાહિત્યને પ્રકાશમાં લાવવા બાદશાહી સાહાય્ય આપનાર મોઢ કોમના ભોજરાજા રૂપે પ્રખ્યાતિ પામેલા મોઢ ત્રિવેદી ગૃહસ્થ પ્રાતઃ સ્મરણીય શ્રીયુત દયાશંકરભાઈ દેવશંકર દવે, તથા આવાં પરોપકારી ધર્મનાં કાર્યોમાં સતત સહાનુભૂતિ આપનાર તેમનાં પવિત્ર સહધર્મચારિણી સૌ. રતનબાઈના જીવનચરિત્ સહિત ફોટા, તેમજ જે મોઢ નરમણિએ મોઢેરા શબ્દને આખી આલમ પર ગજાવી મુકયો, અને મોઢેરા સ્થળનો જીર્ણોદ્ધાર કરવા જેમણે પોતાનું જીવન તથા સર્વસ્વ અર્પણ કરી અપૂર્વ ટેક રાખ્યો, તથા જેમના શ્વાસોચ્છ્વાસમાં મોઢ અને મોઢેરાનું અહર્નિશ રટણજ થયાં કરે છે તે ટેકીલા મોઢેરાના તાજ વગરના રાજા સમાન વણિક ગૃહસ્થ શ્રીયુત નથ્થુભાઈ ગિરધરલાલની ફોટાસહિત જીવનનોંધથી ગ્રંથ વિશેષ સુશોભિત બનાવાશે. તદુપરાંત આપણી કુલદેવી શ્રીમાતંગી માતા, મોઢ કોમના ઇષ્ટ દેવતા શ્રીરામચંદ્રજી, અદ્દભુત કારીગરી વાળો શ્રીસૂર્યમંડપ, મોઢ કોમની વિવિધ કુળદેવીઓ, અને હાલ મોઢેરા સ્થળનાં પ્રાચીન અર્વાચીન દર્શનીય વિવિધ સ્થળોના સુંદર ફોટા કે જેને માટે બે ત્રણ વખત જાતે મોઢેરા જઈ શ્રીયુત નથ્થુભાઈને સાથે રાખી ફોટોગ્રાફરને લઈ જઇ ખાસ ફોટા લેવરાવી મોટા ખર્ચે તૈયાર કરાવાયા છે તે દરેક ચિત્રો સાથે સચિત્ર, સાતસેંથી સાડા સાતસેં પૃષ્ટ જેવડો મોટો દળદાર, ગ્લેઝ કાગળો ઉપર છપાએલ, પાકી કાપડી બાંઈડીંગ, ને સોનેરી નામથી સુશોભિત રૂપમાં આ ગ્રંથ પ્રકટ થશે.

**ગ્રંથની ઉપયોગિતા**—સમસ્ત મોઢ કોમ માટે આ એક અપૂર્વ પ્રસંગ છે. મોઢ કોમની ઉત્પત્તિનો આવડો મોટો ગ્રંથ કાગળોની અને છાપકામની આવી અસહ્ય મોંઘવારીમાં આવે માટે ખર્ચે ફરીથી તાત્કાલિક પ્રકટ

થવો મુશ્કેલ છે તો દુનીઆના કોઈપણ ભાગમા વસતા મોઢ સજ્ઞાધારી (પછી ભલે તે ગમે તે સવાયના બ્રાહ્મણ વણિક કે તેની બધુ હોય) દરેક બધુએ આ અમૂલ્ય તકનો લાભ લેવા આળસ ન કરતાં તુર્તજ પોતા માટે એક ગ્રંથ અવશ્ય ખરીદી લેવા ચુકવુ નહીં હિન્મા વસતી બધી મળી લગભગ એક લાખ ઉપગત મોઢ કોમમા આ ગ્રંથની હાલ છપાવેલી એક હજાર નકલો પ્રકટ થતાંજ ચપોચપ ઉપડી ગયા પછી પાછળથી પસ્તાવુ ન પડે એ ધ્યાનમા રાખવાનુ છે મારા માર્તંડના ઉપાસકોનો બહોળો વાચક વર્ગજ ફક્ત એક એક નકલ ખરીદે ને તે સાથે પોતાના સગા સ્નેહીઓમા આ ગ્રંથના પ્રાકટયની હકીકત જાહેર કરી ખરીદાવે તોપણ ગ્રંથ પ્રકટ થાય કે તુર્તજ તેની છપાએલી તમામ નકલો ખરીદાઈ જવા સભવ રહે છે

વહેલા તે પહેલા — ઢીલ કરશે તે પસ્તાશે

મોઢ કોમની સેવા કરવાના કેવળ શુદ્ધ ઉદ્દેશથી જ નીચે દર્શાવેલી લગભગ પડતર કીમતે આ ગ્રંથ નીચેને ઠેકાણેથી મળશે

કીમત

રૂ. છ, પોસ્ટેજ આના આઠ જુદુ.

( ૧ ) મોઢ માર્તંડના ગ્રાહકોને અગાઉથી ગ્રાહક તરીકે માત્ર નામ નોંધવવાથીજ પોસ્ટેજ સાથે રૂ ૭

( ૨ ) અગાઉથી ગ્રાહક થઈ પૈસા મોકલી આપનારને પોસ્ટેજ સાથે રૂ સાડા પાચ ફક્ત

( ૩ ) એક સામટી પાચ નકલો ખરીદનારને રૂ ૭ પોસ્ટેજ માફ

( ૪ ) એકી સાથે ઓછામા ઓછી પચીશ કે તેથી વધારે નકલોના પૈસા મોકલી આપી એજન્ટ થનારને સેકડે ૫ ટકા કમીશનથી મળશે. પોસ્ટેજ જુદુ પડશે.

તો અગાઉથી કીમત મોકલી ગ્રાહક થવા આજે જ લખો:—

કાંદાવાડી-માધવભુવન }
મુબઈ ૪. }
પ્રભાશકર જયશકર પાઠક.
અધિપતિ-મોઢમાર્તંડ

Registered No. B. 1369.

# ज्ञातिजनना हक्को.

જ્ઞાતિ સંબંધી જાહેર દાદ ફર્યાદ કરનારને કે જ્ઞાતિના કહેવાતા ઉટે-ખાઓ સામે સાદ ઉઠાવનારને પોતાના હકકોનું જેમને ભાન નથી એવા કેટલાક અજ્ઞાની જનો એમ પુછતા જણાય છે કે તેમની સામે ઉહાપોહ કે ટીકા કરવાનો તેવી ફર્યાદ કરનારાને કે સામો સાદ ઉઠાવનારાને શો હક છે ? તો તેમણે જાણવું જોઇએ કે સમસ્ત જ્ઞાતિ કાંઇ એવાં કાર્યો કરવા માટેજ વારંવાર એકઠી થઇ શકે નહીં. તેમજ પાચ દસ વર્ષે સમસ્ત જ્ઞાતિ કોઇ નિમિત્તે એકઠી મળે ત્યાં સુધી સઘળાએજ પોતાની બુદ્ધિ વેચી દઇ એક સરખી રીતે છતી આંખે અન્યાયો સાંખી રહેવાનું ગુલામી-ખત પણ કોઇને લખી આપ્યું નથી. એક જ્ઞાતિજન તરીકે એવી ફર્યાદો ને ટીકાઓ કરવાનો સર્વને સરખો હક છે.

દરેક જ્ઞાતિજનને ( ૧ ) જ્ઞાતિની દરેક સભામાં હાજર રહી પોતાનો સ્વતંત્ર મત આપવાનો ( ૨ ) જ્ઞાતિ સંબંધી દરેક બાબત પર અનુમતિ કે વિરુદ્ધ મત જાહેર કરવાનો ( ૩ ) જ્ઞાતિની વાડી કે સ્થાવર જંગમ સર્વ મીલ્કતના વહીવટદારો ચુંટી કાઢવાનો. ( ૪ ) જ્ઞાતિની મીલ્કતની વ્યવસ્થા સંબંધી તેમને પુછગાછ કરવાનો, તથા તેનો હિસાબ માગવાનો ( ૫ ) જ્ઞાતિના ધારા ધોરણોમાં યોગ્ય ફેરફાર કરવાની દરખાસ્તો મુકવાનો ( ૬ ) જ્ઞાતિના સરપંચને ચુંટી કાઢવાનો. ( ૭ ) જ્ઞાતિમાં થતા અન્યાય અને જોહુકમીઓ જાહેરમાં લાવી તેની દાદ મેળવવાનો (૮) જ્ઞાતિનો પટેલ તેની પદવિ માટે નાલાયક જણાય તો તેની સામે જાહેર સાદ ઉઠાવી તેના ઉલ્લંઘનો બદલ તેની પાસે જાહેર જવાબ માગી, તે ન આપી શકે તો તેની સામે યોગ્ય પગલા લઇ તેને પદભ્રષ્ટ કરવાનો. ( ૯ ) જ્ઞાતિને માટે દેશ-કાળને અનુસરી નવો અગ્રણી શોધી કાઢવાનો. ( ૧૦ ) કે જરૂર જણાય તો જ્ઞાતિનું નવું બંધારણ રચવાનો પણ શહેરના તેમજ ગામડાના, શિક્ષિત તેમજ અશિક્ષિત, અને શ્રીમંત તેમજ ગરીબ દરેકે દરેક જ્ઞાતિજનને એક સરખો દેવી હક છે. તેમાં આગેવાનોથી, શ્રીમંતોથી, ભણેલાઓથી, પોતાને સુધરેલા માનનારાઓથી, કે ખુદ જ્ઞાતિના પટેલથી પણ લેશભાર આનાકાની થઇ શકે તેમ નથી. આ હક્કમા આડે આવવું એ તેમની સત્તાની બહારની બાબત છે. જ્ઞાતિજન તરીકેના પોતાના આવા જોખમ-દારીના હક્કો જતા કરી પોતાની ઉન્નતિ પોતાને હાથે જ કરતા શા માટે બીરૂતા દર્શાવવી જોઇએ ? આપણી ઉન્નતિ કરવા માટે અમુક સંવત માસ તિથિના રોજ નવા મનુ ભગવાન અવતાર લેવાના છે એમ કોઇના પર તાર કે સમાચાર આવ્યાનું કોઇએ સાંભળ્યું છે ! આ વાત, હસવા જેવી લાગે તો પછી ખોટી ; શાને માટે ? આપણું ઉજળું ભવિષ્ય રચવા આપણેજ શા માટે આળસ કરવી જોઇએ ? शुभस्य शीघ्रम् ।

પ્રભાશંકર જયશંકર પાઠક.

श्रीमोढेश्वरी विजयतेतराम्

# मोढ मार्तण्ड.

પ્રકાશ ૩ જો.] નવેંબર ૧૯૨૧. [ પ્રભા ૧૧ મી.



પ્રકાશક અને તંત્રી
**પ્રભાશંકર જયશંકર પાઠક.**
કાંદાવાડી માધવભુવન મુંબઈ ૪.

આર્થિક સાહાય્ય આપનાર
**શ્રીયુત ત્રવાડી પ્રભાશંકર ત્રિભુવન વાલુકડવાળા.**

વાર્ષિક મૂલ્ય રૂ. ત્રણ અગાઉથી.
આ અંકની કીંમત આના બાર

આર્તંડના મુખ્ય મંત્રો—સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.

સંસ્કૃત મોઢ કોમનું પ્રિય વાજીંત્ર.

ઉત્તમ સચિત્ર માસિક ચોપાનીયું.




હરિગીત.

નિંદો ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણુ થાતું હો નહીં;
પણ ધીર પાછુ ના ભરે ડગ ન્યાય કેરા માર્ગથી.

પ્રકાશ ૩ જો ] નોવેમ્બર ૧૯૨૧ [ પ્રભા ૨૧ મી.

## श्रीमातंगी स्तवनम्.

कल्याणरागे, सोपानमार्गेन गीयते.

नमत, भजत, स्मरत ॐ मातगीमातरम् ॥ ध्रु० ॥
यजत जपत भगवतीं श्रीमोढमातरम् ।
ब्रह्माच्युतशंकरादिदेवसेविताम् ॥
वरदां शुभदां, निखिलनुतां, अखिलस्तुतां, सिंहवाहिनीम् ॥ नम० ॥१॥
अष्टादशकरकमलसुशोभितां शिवाम् ।
खड्गपाशचक्रत्रिशूलगदाद्यायुधाम् ॥
नानाविधरत्नखचितहारभूषिताम् ।
तोषिणीं, पोषिणीं, अभयप्रदां, विगतभयां, कमललोचनाम् ॥नम०॥२॥

परां स्वभक्तदुःखवारिधिप्रशोषिणीम् ।
कृपाकटाक्षमात्रतो भवार्तिमोषिणीम् ॥
श्रीभानुसूनुनर्मदस्तुतिप्रमोदिनीम् ।
मंगलां, विजयां, विजयप्रदां, विमलप्रभां, भक्तवत्सलाम् ॥नम०॥ ३ ॥

प्रयोजकः-शास्त्री नर्मदाशंकर भानुशंकर. वलसाडकर.

# श्रीमार्तण्ड प्रार्थना.

१

( पृथ्वीछन्दः । मालकोशरागेण गीयते )

प्रभातसमये महोदयमये महाह्याशये ।
अहो उदयतीह भास्वति हिरण्यगर्भे सति ॥
जना जयमुदीरयन्ति समुदाश्च प्राचीमुखाः ।
कृतार्थप्रणतिं च स्वागतकृतिं विधायोत्तमाम् ॥ १ ॥

સ્પષ્ટાર્થ:—અહો ! મહાન ઉદય વાળા, મોધા-મોટા આશય વાળા, પ્રભાત સમયે જ્યારે તેજસ્વી હિરણ્યગર્ભ ઉદય પામતા હતા, ત્યારે જનો મોદપૂર્વક પૂર્વાભિમુખ ઉભા રહી માર્તણ્ડોદયથી કૃતાર્થ થઈ પ્રણામ કરી ભગવાન માર્તણ્ડનું ઉત્તમ સ્વાગત કરી "જય જય" કહે છે.

यथोचितमथोदितं ग्रहपतिं प्रणम्यार्चितम् ।
प्रसन्नमवलोकयन्त उ वदन्ति मोढा मुदा ॥
न ईप्सितमलंकृतिं स्वप्रभुतां च दातुं नु किम् ।
अहो बत समुद्यतास्त्रिजगतः प्रभास्वत्पिता ॥ २ ॥

સ્પષ્ટાર્થ:—એ પ્રમાણે ઉદય પામેલા, યથોચિત પૂજાયલા, ને તેથી પ્રસન્ન થયલા ગ્રહપતિ ( માર્તણ્ડ ) ને જોતા મોઢો પ્રણામ કરી હર્ષથી બોલે છે " અહો ! અમારૂં ઇચ્છેલું, એટલે માણસોનો યોગ્ય અલંકાર ( સ્વત્વ ), અમારી પોતાની પ્રભુતા જ અમને આપવાને માટે ત્રિજગતના તેજસ્વી પિતા ભગવાન માર્તણ્ડ સમુદય પામ્યા છે કે શું !!!

" वयं खलु मयं विना स्वयमवेषः नः सर्वदा ।
" अरोगिसहयोगिनो सहसुभोगिशक्तास्तया ॥
" परस्परमतःपरं तु परिपोषितप्रीतयो ।
" वरेण्यमिह वै शरण्य तव त्वद्विजानीमहे " ॥ ३ ॥

સ્પષ્ટાર્થ:—વળી કહે છે જો એમ હોય તો અમે માગીએ છીએ કે અમે પોતેજ બધા પોતાને હમેશાં નિર્ભય રીતે ખરેખર રક્ષીએ; અમે બધા સહકારી ગઇ નીરોગી રહી સહભોગી થઇએ; હવે પછી પરસ્પર પ્રીતિ પોષનારા થઇએ (દ્વેષી નહિ.) અને હે શરણ્ય! તારૂં તેજસ્વીપણું અમે તારાથીજ સારી પેઠે જાણીએ.

ઉંબરગાંવ } વિનીત નિવેદક.
મણિશંકર નાગેશ્વર ભટ્ટ, કછેડીકર.

२

यः सर्वदात्राक्रमतेऽङ्क्रमत्रः समूढगोढशितिसीम्न आरात् ।
स मोढ मार्तण्ड उदञ्चदुस्रैस्तमस्तातिं योऽपजरीहरीतु ॥ १ ॥
क्रूरुदितां कालभिदोपपन्नां प्रयां जनाज्ञानखिलीकृतां च ।
शनैस्तरीं सिंधुरयो व मोढा हरत्रयं वस्स्त्वमात्रिमर्तु ॥ २ ॥
क्षिप्यंश्च निद्रामविवेकदात्रीं श्रुतिस्मृतिज्ञानमपाहरन्तीम् ।
तमोमयीं संसृतिमादिशन्तीं मार्तण्ड एष स्तुति मे तु नित्यम् ॥ ३ ॥

सान्ताक्रुझ. } पं० मयाशंकर शर्मा.

## मार्तंस्तुति·

अनेजमाना कलितार्यसार्था सदेजमाना जितजङ्गमार्था ।
अनर्थसार्थप्रसरावरोधा मोडेश्वरि त्वं हृदि संनिधत्स्व ।
पायादपायादनपायिनी नः पापैकवृत्तीनिति पूर्णगाख्यम् ।
धियः सवित्री यदि गीयसे त्वं द्विजैस्तदा क्वारित हि पापजन्म ॥
भास्वांस्तमस्स्तोमनिवृत्तये के नियुज्यते भासितभूतजातः ।
ततः पुनस्त्वयादिह कौशिकानां कथं स कुत्रयो दिवसान्धतायाम् ॥

हिरण्मयेनास्ति मुखं त्वदीयं पात्रेण नित्यं पिहितं जगत्सु ।
वेदैकगम्येऽम्ब तदेव पात्रं समीक्षमाणास्त्वयि संभ्रमामः ॥
स्वासुप्रधित्सोद्धुरबुद्धियत्नाः पतिष्णवोऽसुर्यपथं विमूढाः ।
जना भवन्त्यात्मविघातपापान्यायाम्ब ते वृत्तिरपीष्यते किम् ॥
न धीपथे कर्मपथे दधानाः पदं तवादेशनहीनधैर्याः ।
सदा तृतीयेऽध्वनि धावमाना मातः पिपूर्मो जगदेव मूढाः ॥
अनीशतातान्तमतीन् यदि त्वं नास्मान् परिक्लेशगतान् दिधीर्षुः ।
न्यायैकशीले जगदेकमातर्दधापदं जातमनास्पदं हा ॥
अनादिसर्गोत्थतमोऽवलिप्ते मार्गे यतां नः प्रतिपत्तिरस्ता ।
मातस्त्वयीक्षस्व मनागतस्त्वं स्तनंधये वत्सलतैव भाति ॥



## शुभेच्छा.

નવું વર્ષ તમોને મુબારક હો; (૨)
મુબારક હો, મુબ કા...રક હો—નવું. ટેક.
તન મન ધન સંપતિ શુભ પામો,
દ્વેષ કલેશ તજી ઐકયે જામો;
નિરમળ નાતિ પંથે વહો—નવું. ૧

દેશ હિતમાં પ્રીતિ ધરજો,
સ્વદેશ સેવા મંત્રને સ્મરજો,
દેશ કાર્યના નાયક હો.—નવું ૨.

આબાદી નરરત્ન તણી હો,
ડાહ્યા ખ્યાતિ ઉજ્વળ બની રહો,
ભારત-ભાગ્ય-વિધાયક હો.—નવું ૩

તેજવા. } જયકૃષ્ણાત્મજ ગહેમદાવાદી.

## नित्यनी शांति लेशे.

રાગ—પ્રભાત.

જ્ઞાન અશ્વારૂઢે સત્ય દ્રષ્ટિ વડે પ્રેમપંથે પળી માર્ગ કાપે,
તો જ મુસાફરી આકરી પૂર્ણ કરી, શુદ્ધ સત્ ચિત્ત આનન્દ વ્યાપે.

એષણા બાળી ઓગાળી પીવી અગર, સ્નેહની ચોવણામાં ઘટાવે,
જીવ કાયા મહા મોહ માયા છતી, થાય સરદાર મારી હઠાવે.

ધ્યાનલીનતા વિષે જ્ઞાનદીપ પ્રકટશે, ટળી જશે તિમિર અજ્ઞાન આપે,
આત્મ પરઆત્મ પરઆત્મમાંમળી જશે, ઘટ ફૂટી જયમ મહાકાશ વ્યાપે.

મન રચિત સૃષ્ટિ ને દ્રષ્ટિ વિકૃત સહુ, સ્નેહની સૃષ્ટિમાં લિપ્ત થાશે,
અષ્ટમા સિદ્ધિ ને રિદ્ધિ નવનિધિ સહુ, સ્વરૂપ વૈરાટમાં સ્પષ્ટ ભાસે.

પ્રેમના યજ્ઞમાં પ્રેમ પુરૂષો સદા, મગ્ન રહી પૂર્ણ અનુરક્ત રહેશે,
તો જ મસ્તાન બલિ "હું પણું" હોમતાં, સનમ સહ નિત્યની શાંતિ લેશે.

मस्तान.

## सन्मान प्रशस्ति.

શ્રી મોહનદાસ કરમચંદ ગાંધીજીને સમર્પિત.

[ પ્રયોક્તા—શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી દીક્ષિત.
મુખ્યાધ્યાપક—શ્રી મંમાદેવી પાઠશાળા—મુંબઇ.

આ પ્રશસ્તિ મહાત્મા ગાંધીજી ગયા ચૈત્ર શુ. ૧૩ ના રોજ વલસાડ પધાર્યા ત્યારે ત્યાંના નાગરિકો તરફથી અર્પણ કરાઈ હતી. ભાષાસૌંદર્ય અને અર્થ ગાંભીર્યના નમુના રૂપે તે અત્ર પ્રકટ કરવી યોગ્ય ધારી છે. ]

स्रग्धरा।

चारित्राणां निधानः कलिमदकुधियां नाशकः कर्मवीरः।
सत्यात्मा तत्वदर्शी ह्यविचलितगुणो मानसंरक्षकश्च ॥

निर्वैरः सर्वभूते विगलितमदनो भारतोद्धारकर्ता ।
प्रातः पुण्यस्य लेशैर्मुदभरमनसा स्वागतं चाद्य कुर्मः १ ॥

ચારિત્રોના ભંડારરૂપ, કજીઓ ગર્વ અને કુબુધ્ધિનો નાશ કરનાર, કર્મવીર, સત્યભરેલાં મનવાળા, તત્વને યથાર્થ જોનાર, ટેકને સાચવનાર, અણુમાત્રમાં વૈરભાવના રહિત, વાસનાવિનાના અને ભરતભૂમિનો ઉધ્ધાર કરનાર ( મહાત્મા મોહનદાસજી ) અમારા પુણ્યાંશથી પધાર્યા ( તેઓનું ) આજે અમો હર્ષભરેલાં મનવડે સ્વાગત કરીએ છીએ. (૧)

स्रग्धरा ।

भारत्याः पारतन्त्र्ये विविदलितगुणे स्वान्तदौर्बल्यघर्त्र्या ।
मग्नाया आर्यतायाः परमकरुणयोद्धारकत्वेन सिद्धः ।
उन्मत्तानां प्रजानां छलकपटजुषामात्मनीनः पवित्रः ।
जीयात्कस्तूरिकामोदभरितसुनयो मोहन कर्मवीरः ॥ २ ॥

પૂર્વે કરેલાં કર્મોવડે નાશ પામેલા ગુણવાળી ભરતભૂમિની પરતંત્રતામાં ડુબી ગયેલાં અંતઃકરણની દુર્બલતાવાળાં આર્યપણાંનો પરમ દયાવડે ઉધ્ધાર કરનાર, તેમજ છલકપટનેજ સેવનારી ઉન્મત્ત પ્રજાઓના પરમહિત કરનાર, અને આદર્શ ગૃહિણી સૌ૦ કસ્તુરબાઈની સહર્ષ સહાયવડે જેની વ્યાવહારિક નીતિ ભરેલી છે એવા કર્મવીર મહાત્મા મોહનદાસજી વિજયશાલી થાઓ. (૨)

पुष्पिताग्रा ।

कुनयगरलदग्धपुष्पपर्णा गलितफला हठभानुशुष्कमूला ॥
भवतु भवतु भारतीयवल्ली नयधरमोहनकेन पुष्पिताग्रा ॥ ३ ॥

કુત્સિત વ્યવહારરૂપી ઝેરવડે જેનાં પાદડાં અને પુષ્પ બળી ગયાં છે એવી, ખરી પડેલાં ફળવાળી, અને દુરાગ્રહનાં પ્રખર કીરણોથી જેનુ મૂળ સુકાય છે એવી ભરતભૂમિરૂપી લેલી, નીતિ માર્ગના પોષણ કર્તા મોહનદાસજી વડે સર્વાંગ સંપૂર્ણ ફુલોથી લચેલી થાઓ. (૩)

शार्दूलविक्रीडितम् ।

दासाया विजयार्त्विजं स विनयी नेता स्वयं मोहन ।
स्वातंत्र्याध्वर दीक्षितं कुनयनाशाय ग्रहीतव्रतः ॥

छात्रा वै परिचारकाः परिभवक्लेशोपशान्तिः फलम् ।
यज्ञेऽस्मिन्वितते कथं न कुरुते शुद्धं प्रजा दर्शनम् ॥ ४ ॥

જેમાં શ્રીયુત ચિત્તરંજનદાસ વિગેરે ઋત્વિજો છે, તથા વિનયશીલ ભારતી પ્રજાના નેતા મહાત્મા મોહનદાસજી પોતે અધિકારીઓની નિંદ્ય રીતિઓનો નાશ કરવા અસહકારનું વ્રત ધારણ કરીને સ્વતંત્રતા પ્રાપ્તિના યજ્ઞમાં દીક્ષાધારી યજમાન થયા છે, વિદ્યાર્થીઓ જેમાં સેવાકાર્ય કરે છે, તથા પંજાબ અને ખીલાફતના પરાભવથી ઉત્પન્ન થએલા કલેશોની શાંતિ થવી એ જેનું ફળ છે, એવો ભારતોદ્ધારક યજ્ઞ ચાલુ થયો છે; તેમાં ભારતીય પ્રજા છેવટે પવિત્ર એવું યજ્ઞનું દર્શન પણ શું ન કરે ? ( ૪ )

गर्वोन्मत्ततया विवेकमसकृत्यक्त्वा शुभं दूरतो ।
दीनानां हरिणप्लुतिं प्रभजतां बालादिकानां पुरः
धृत्वा नालिकयन्त्रकादि च कृतं शार्दूलविक्रीडितम् ।
यैस्तेषामकरोद्धि मानसरुजं जीयाच्चिरं मोहनः ॥ ५ ॥

અહંકારથી ઉન્મત્ત બની વારંવાર સારાસારનો વિવેક દુર મૂકી મશીન ગન વિગેરે સંહારક શસ્ત્રો લઇ જલી આંવાળા વિગેરે સ્થળોમાં ભયથી હરણાં પેઠે આમ તેમ દોડતા બાળક વિગેરે મનુષ્યો ઉપર ક્રૂર વ્યાઘ્રના જેવી ક્રીડા કરનારાઓના મનમાં મહાવ્યથા કરાવનારા મહાત્મા શ્રીમોહનદાસજી દીર્ઘાયુ થાઓ. ( ૫ )

इन्द्रवज्रा.

पंचांबुपार्श्वेप्यनिशं सुतप्तान् ।
सुधासरःस्थानपि कालग्रस्तान् ॥
प्रेम्णा समापादितशान्तिकोऽसौ ।
श्रीमोहनो जीवतु दीर्घकालम् ॥ ६ ॥

પાંચ જલપ્રવાહની પાસે રહેવાં છતાં પરીતાપ પામેલા, અને અમૃત સરોવરમાં રહેવા છતાં અકાળે કાળનો કોળીઓ થએલા ( આ લોક અને પરલોકના પંજાબીઓ )ને પરમ પ્રેમવડે શાન્તિ આપનારા મહાત્મા શ્રીમોહનદાસજી દીર્ઘાયુઃ થાઓ. ( ૬ )

अनार्यशुश्रामपि संप्रनेत्य ।
पाश्चात्यविद्यामतिमोहकर्त्रीम् ॥

विद्याविवेकं प्रचकार दिव्यम् ।
श्रीमोहनः कस्य मुदं न धत्ते ॥७ ॥

અનાર્યો (જડ વાદીઓ) વડે સેવાયેલી અત્યંત મોહ કરનારી પાશ્ચાત્યવિદ્યાને ભણવા છતાં પણ જેણે અલૌકિક એવો વિદ્યા અને અવિદ્યાનો વિવેક (જગતને) કરી બતાવ્યો તે શ્રીમહાત્મા મોહનદાસજી કોના હર્ષને ન વધારે? (૭)

मालिनी ।

समयबलमुपोढा संस्कृतिः प्रान्त्यजातेः ।
करुणमनसि रूढा कार्यसंस्थापनाय ॥
मधुरगरलपानान्नो भवेद्धर्महीना ।
कुपथमवतरन्ती छिन्नमूलेव शाखा ॥ ८ ॥

રાષ્ટ્રીય કાર્યના સ્થાપન માટે સમયબળને અનુસરનારી અંત્યજ જાતિની ઉન્નતિ શ્રીમહાત્મા મોહનદાસજીનાં દયાળુ મનમાં રૂઢ થઈ છે. આ સંસ્કૃતિ મીઠાં ઝેરનાં પાનથી ઉન્માર્ગે વળી મૂળવિનાની વૃક્ષશાખામાફક ધર્મ હીન ન થાઓ. (૮)

उपेन्द्रवज्रा ।

दैत्येन्द्रराज्ये हि पुरा यथासीत् ।
कालः कदाचित्प्रभवेत्तदा तु ॥
धर्मस्य रक्षा मुनिभिः कृताया ।
बीजाय सा मोहन चिंतनीया ॥ ९ ॥

અગાઉ દાનવોનાં રાજ્યમાં જેવો અત્યાચાર હતો તેવોજ અત્યાચારવાળો સમય જ્યારે જ્યારે બળવાન થયેલો જણાય ત્યારે હે કર્મવીર મોહનદાસજી! આપશ્રીએ પ્રાચીન કાળના મુનીઓએ બીજ સાચવી રાખવાને કરેલી ધર્મની રક્ષાને ધ્યાનમાં લેવી એ વિનંતિ છે. (૯)

मुकुन्द मूर्ध्ना प्रणिपत्य याचे ।
भवन्तमेकान्तमियन्तमर्थम् ॥
तर्काहतं मोहनमानसं वै ।
न विस्मृतिं धर्मपथस्य कुर्यात् ॥ १० ॥

હે જગદીશ્વર! પ્રણામપૂર્વક આપની પાસે એક વસ્તુની યાચના કરીએ છીએ કે મહાત્મા શ્રીમોહનદાસજીનું અંતઃકરણ પાશ્ચાત્ય કુતર્કોથી દબાઇ રાષ્ટ્રીય ધર્મને ભૂલી ન જાય. (૧૦)

# વાનુઓની વહાદુરી.

ગઝલ.

જમાનો બહાદુરીનો આ,
જરા બાનુ! જુવો છો કે?
બજે પડઘમ અને બ્યુગલ;
દિલે બેગમ સુણો છો કે? ૧

જવાનોને કદમ કૂચે
જતા બાનુ! જુવો છો કે?
જીવન જય દમ બદમ ગાતો,
દિલે બેગમ! સુણો છો કે? ૨

કહો, બાનુ! સિપાહી આ,
હતા બાળક કદિયે કે?
ભરી છાતી દુધે પાયાં,
હશે કોણે કહેશો કે? ૩

ન શું બાનુ તમારે ચે,
સ્વદેશે ઝુઝવાનું કે?
પ્રભુ—દીધ દેશ બાળકને
પ્રબળ મૂર્તિ થવાનું કે? ૪

જવાંમર્દોની માતા તો,
ખુમારી ભર જુવે છે તે.
ન એશારામ, ન દિલ હામ,
હુશીયારી ભરે છે એ? ૫

ખુદાની રાહમાં બાનુ!
હવે તો આપણે જીવીએ:
અને હમદર્દીનીમાં દર્દો,
દિવાનીનાં દર્દે કરીએ! ૬

## महात्मा गांधीने चरणे.

( રાગ—ઓધવજીના સંદેશાનો )

હિંદ ભૂમિના સુપુત્ર ગાંધી વીર છો,
કીધાં ઘણેરાં તમે અનેરાં કામ જો;
મહાત્માપદ અર્પ્યું છે લોકે આપને,
ઉદ્ધારોનાં કીધાં કામ અનેક જો—હિંદ. ૧

૨

સૃષ્ટિનાં સૌ જનને બંધુભાવનો,
આપ્યો તેં અંતરનો મધુરો નાદ જો;
સૌ જીવોને આત્મ બરાબર જાણવા,
પવિત્ર તેં શીખવ્યું અહિંસાત્મક સૂત્ર જો—હિંદ ૨

૩

સરળ અને વળી સાદું જીવન આપનું,
સ્પર્ધા તેની હિંદ ભૂમિમાં થાય જો;
આત્મબળની પાસે પશુબળ શુન્ય છે,
એવું બતાવ્યું આત્મબળનું મહાત્મ જો.—હિંદ. ૩

૪

માર્ગદર્શક કાચા સુતરને તાંતણે,
ચાલો વીરો સ્વરાજ્ય કેરે પંથ જો;
ઘેર ઘેર બેસાડયો રૂડો રેંટીયો,
ફરતાં કહેતો સ્વરાજ્ય કેરી વાત જો—હિંદ ૪

આટુંગાં.
જરીવાળાની ચાલ. } ઉમીયાશંકર જયરામ વ્યાસ.

# आपणो राष्ट्रधर्म



આપણે હાલમાં ચારે તરફ એવી બુમ સાંભળીએ છીએ કે પાશ્ચાત્ય પ્રજાઓ સાથે આપણો સંબંધ થયા પછી આપણા હીંદ રાષ્ટ્રની પ્રજાનું વલણ ત્યાંની જડવાદી પ્રજાઓનું અનુકરણ કરવાનું થયું છે. એ પ્રજાઓમાં ઐહિક સુખ મેળવવાની લાલસા ઘણી હોય છે; અને તે પ્રાપ્ત કરવાને અર્થે જ તેમનો પુરૂષાર્થ થતો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ. આવી સ્થિતિમાં આપણું બ્રાહ્મણોનું અને તેમાં પણ ખાસ કરીને મોઢ બ્રાહ્મણો જે ગુજરાતી બ્રાહ્મણોમાં પ્રાચીન અર્વાચીન વિદ્યાઓમાં અગ્રપદ ભોગવે છે ( આમાં શંકા લાવવાનું કારણ નથી કારણ કે મારો "ગુર્જર બ્રાહ્મણ" ના તંત્રી તરીકેના સમસ્ત ગુજરાતી બ્રાહ્મણોના કાર્યનો આ મારો જાતી અનુભવ છે અને તે પ્રમાણેથી સિધ્ધ થઇ શકે તેમ છે) તેમનું પરમ ધન શું હોવું જોઇએ તેનો વિચાર કરીએ.

બ્રાહ્મણોની સ્થિતિ સુધારવાનું અને તેમને બુધ્ધધર્મના ત્રાસમાંથી દેશને છોડાવી, અગ્રસ્થાન ઉપર મુકવાનું કામ શ્રીમત્ આદ્ય શંકરાચાર્યે જ કર્યું છે. તે પછી દક્ષિણમાં પેશ્વાઇના વખતમાં મહારાષ્ટ્રના બ્રાહ્મણોને કાંઇક ઉચ્ચસ્થાન વિદ્યાથીજ પ્રાપ્ત થયું છે. પરંતુ તે સિવાય દેશના અન્ય સ્થળોમાં બ્રાહ્મણોને માટે ખાસ કાંઇ સુધારવાના પ્રયાસો થયા જણાતા નથી. તો તે આપણા પરમ ગુરૂની આજ્ઞા પ્રમાણે આપણું બ્રાહ્મણોનું પરમ ધન તો ફક્ત "બ્રહ્મવિદ્યા" જ છે. આ બ્રહ્મવિદ્યા પ્રાપ્ત કરવી, અને તે દ્વારા બ્રહ્મતેજ પુનઃ પ્રાપ્ત કરી દેશને ઉન્નત દશામાં પોતાનું જીવન અર્પણ કરવું આજ આધુનિક કાળમાં બ્રાહ્મણોને માટે ઉત્તમ પુરૂષાર્થ છે. પેશ્વાઇના વખતમાં જેમ મહારાષ્ટ્રના બ્રાહ્મણોમાં નવીન જીવન રેડાયું હતું અને જેને લીધે મહારાષ્ટ્રે લોકમાન્ય જેવી દેશોપકારક વ્યક્તિને ઉત્પન્ન કરી છે તેજ પ્રમાણે હાલમાં આપણા મોઢ **બ્રાહ્મણોના યજમાન મહાત્મા ગાંધીજીની** રાષ્ટ્રચેતનની ચળવળમાં આપણે આગળ પડી બ્રહ્મતેજ પુનઃ પ્રાપ્ત કરી રાષ્ટ્રની કેળવણીનું કામ હાથ

ધરવું જોઇએ. જ્યાં સુધી રાષ્ટ્રીય શિક્ષણના કામમાં બ્રાહ્મણો આગળ પડી એ કામ પુરે પુરૂં ઉપાડી નહી લે, ત્યાં સુધી સમસ્ત હીંદમાં રાષ્ટ્રીય શિક્ષણનો પુરેપુરો ઉકેલ થઇ શકશે નહીં. માટે આપણે ગુજરાત અને કચ્છ કાઠીયાવાડમાં વસતા અને ઘણા કાળથી વિદ્યામાં આગળ પડતા મોઢ બ્રાહ્મણોએ જાગ્રત થઇ દેશો દયનાં આ સમયમાં "બ્રહ્મવિદ્યા" દ્વારા બ્રહ્મતેજ પુન: પ્રાપ્ત કરવા પ્રયાસ કરી ગુજરાતમાં રાષ્ટ્રીય શિક્ષણનું કામ હાથ કરી લેવું જોઇએ; અને સમાજમાં ધર્મ શિક્ષણનો પાયો સંગીન બનાવી દેવો જોઇએ.

મોઢ માર્તણ્ડના દીવાળીના ખાસ અંકમાં મારા મોઢ બ્રાહ્મણ બંધુઓને મારો આ જ સંદેશો છે કે, આપણે આપણી પ્રાચીન ઋષિમુનિયોની બ્રહ્મવિદ્યા દ્વારા આપણે આપણું બ્રહ્મતેજ પુન: પ્રાપ્ત કરીએ અને રાષ્ટ્રના સેવક બની ગુજરાતમાં ગામે ગામ રાષ્ટ્રીય શાળાઓ અને બાલબ્રહ્મચારી આશ્રમો સ્થાપી ગુજરાતમાં રાષ્ટ્રીય કેળવણીનો ડંકો વગાડીયે. જેથી જે આપણી કોમના યજમાને આખા દેશમાં પુન: રાષ્ટ્ર જીવન સતેજ કરવા માંડયું છે, તેમાં આપણો ગુરૂ તરીકેનો હીસ્સો પુરેપુરો આપી શકીએ. ઇશ્વર આપણને આ કાર્યમાં પૂર્ણ સહાય આપો એવી તેમની પ્રત્યે પ્રાર્થના છે.

રાષ્ટ્રીય આદર્શવિનય મંદિર
અમદાવાદ.

રામશંકર હરજીવન ત્રિપાઠી.
મુખ્યાચાર્ય.

# सुदर्शन चक्र.

ડૂબી નૌકા તરાવે છે !

સ્વદેશી સૂત્રના તારે, સચોટ સ્વરાજ્ય આપે છે !
ઉષા પશ્ચિમ જઈ પાછી, પ્રભા પૂર્વે પ્રસારે છે !–સ્વદેશી.
સુદર્શન ચક્રના આંટે,
સ્વદેશી બન્ધુના કાંટે,
સદા મત હિન્દહિત માટે, સ્વદેશીઝમ ધરાવે છે.–સ્વદેશી.
હતું ભૂલું પડયું બાપુ !
દિશાભૂલ ! પશ્ચિમે પ્હોંચ્યું !
સજાતિ તત્વ ના ભાળ્યુ. કદમ ઉલટાં ચલાવે છે !–સ્વદેશી.
સ્વદેશે આવ્યું દુઃખ રોઈ,
ન જાણે ઓળખે કોઈ,
ગુણીજન ગાંધી એ જોઇ, પિછાની પિઠ પસારે છે–સ્વદેશી.
ઉમળકો ઉરનો આણી,
હૃદય આશિષ પણ આપી,
સદા દ્વય હસ્તવર આપી, અહર્નિશ ઘૂમ ફિરાવે છે !–સ્વદેશી.
હવે ફેર્યું–ફૂલ્યું–ફાલ્યું !
સ્વદેશે મસ્ત થઈ મ્હાલ્યું !
ઘરોઘર ઘર કર્યું ! ઘૂમ્યૂં. હવે સૌને ઘૂમાવે છે ! સ્વદેશી.
મળ્યાં માતા પિતા બાલક,
અડગ શ્રદ્ધાણુ ને ચાલક,
પરસ્પર હિન્દનાં પાલક, વળી વસ્ત્રો સજાવે છે !–સ્વદેશી.
હતું બાપોકુ તે આવ્યું,
સદા હો ! સર્વને પ્યારૂં,
ન થા અળખૂં અગર ન્યારૂં. ભૂખ્યાં ઉદર ભરાવે છે !–સ્વદેશી.
થયા બેહાલ હિન્દીના,
ત્યજી ઘો મોહ પશ્ચિમના,
સુણાવો ઘોર ગાન્ડિવના ડૂબી નૌકા તરાવે છે, સ્વદેશી.

અમદાવાદ } સૌ. શિવગંગા મશરૂ.






મને એકવાર વિચાર આવ્યો કે બહુરત્ના ભારતભૂમિમા આટલા વિદ્વાનો, આટલા દેશભક્તો, આટલા નીતિજ્ઞો, આટલા વક્તાઓ, આટલા લેખકો, આટલા વિચારકો અને આટલા ઉપદેશકો થયા અને વિદ્યમાન છે, છતાં અત્યારે એકજ પુરૂષનાં વચનમાં સમગ્ર પ્રજા આટલો બધો વિશ્વાસ મૂકે છે, તેને દેવાંશી માને છે, તેના આદેશથી દુઃખગર્તમા પડવા તૈયાર થાય છે. તેના શબ્દપર પ્રાણ પણ અર્પવા આતુર છે, એનું શું કારણ હશે? દુઃખીઓ તેને ઉધ્ધારક માને છે, બધા તેને ઉગારનાર માને છે, વિદ્વાનો તેને પૂજ્ય ગણે છે, કવિગણો તેનાં યશોગાન કરે છે દેશીઓ તેને દેવ ગણે છે, વિદેશીઓ તેને વર્તમાન પુરૂષવર કહી વખાણે છે, સશક્ત તેને સર્વસ્વ અર્પણ કરવામાં શક્તિ સાફલ્ય માને છે, અશક્ત તેનાં નામ સ્મરણથી શક્તિ સંપાદન કરે છે, અરે એટલુંજ નહિ, પણ મરણ શય્યાપર પડેલાંને તેના નામનો જયઘોષ કરતાં નવું ચેતન મળે છે, સમિપસ્થ મરણનું પણ વિસ્મરણ થાય છે. તો એનું તે શું મરણ હશે!

તેનામા એવું તે શું આકર્ષણ છે કે જેથી સર્વે આમ મંત્રમુગ્ધ બની જાય છે? તેણે એવી તે કઇ વશીકરણ વિદ્યા સાધી છે કે સૌ તેને વશવર્તી થઇ જાય છે? તેનામાં કઇ એવી અજય વક્તૃત્વશક્તિ છે કે જેથી સર્વેનાં મન હરણ થઇ જાય છે? તેનામાં એવી કઇ અસાધારણ વિદ્વતા છે કે લોક સમૂહ તેથી મુગ્ધ બને છે? તે કોઇ એવો બલિષ્ઠ પુરૂષ છે કે સર્વે તેનાથી દબાઇ જાય છે! તે કોઇ એવો સર્વાંગ સુંદર પુરૂષ છે કે જેથી તેને અને તેનેજ જોવાઇ રહેવાય છે! અથવા તે કોઇ પ્રતિકુબેર છે કે જેના વૈભવથી અંજાઇ જવાય છે?

આ પ્રશ્નના ઉતરનો વિચાર કરતાં મને તો એમજ લાગે છે કે તે જે સત્ય માને છે તે આચારમાં મૂકે છે. અને જેટલો આચારમાં મૂકાયો તેટલોજ ધર્મ એવું તેમનું મન્તવ્ય છે અને તે સત્યજ છે, કારણ आचारः प्रथमो धर्मः

મારાં ઉપરનાં અનુમાનની પુષ્ટિમાં શ્રીયુત એન્ડ્રુઝના શબ્દો ટાંકુ તો તે અયોગ્ય તો નજ ગણાશે. તેઓશ્રી લખે છે કે-ઉપર પ્રમાણેની લોકપ્રીતિ

મહાત્મા ગાંધીને કેમ મળી તેનું કારણ બતાવતાં કહે છે કેઃ-It is Mahatma Gandhi's fellow-suffering with the suffering poor, his fellow-poverty with the poverty striken Poor, His fellow-hardship with the hardship bearing Poor, which has endeared him to their hearts. It is this which has won from them an instinctive reverence for his goodness. It is this which has made them flock to him from every country side wherever he goes. It is this which has made them follow his simple precepts, so that, in a few short months intoxicating drinks and drugs have marvelously decreased. It is this which has caused new hope to be born in millions of hearts, where before reigned only the blank apathy of despair (modern Review aug 1921.) દીન દુઃખીનાં દુઃખમાં ભાગે ભળવાથી, ગરીબાઇમાં સડતાં સાથે ગરીબાઇ સહવાથી, કષ્ટ ભોગવનારાં સાથે કષ્ટ ભોગવવાથી, મહાત્મા ગાંધીએ ગરીબોનો પ્રેમ પ્રાપ્ત કર્યો છે. આથીજ, તેની આવી ભલાઇ માટે એ લોકોને તેનાપર હૈયાનો ઉભળકો આવે છે. આથી તે જ્યાં જાય છે ત્યાં ખુણે ખોચરેથી પણ લોકોનાં ટોળેટોળાં તેમને વીંટી વળેછે. આથીજ જનસમૂહ તેના સાદા ઉપદેશો ગ્રહણ કરે છે, અને તેથીજ થોડા એક માસના ટુંક સમયમાં માદકચીજ પાનનો અજબ ઘટાડો થઇ ગયો છે. અને આથીજ જે લક્ષાવધિ હૃદયોમાં પ્રથમ નિરાશાનું તમોરાજ્ય હતું, ત્યાં હવે આશાનાં નવાં કિરણો ફુટયાં છે.

ભારતમાં તેનું શુભ ઇચ્છનાર તો ઘણાએ થયા છે અને છે, મોટી મોટી ધારણા રાખનારાઓ, મોટાં મોટા વિચારો કરનારાઓ પણ હતા અને છે. પારખે દુઃખી થવું એમ કહેનારા અને માનનારાઓ પણ છે. जननी जन्मभूमिश्च स्वर्गादपिगरीयसी જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ અધિક છે એ સૂત્ર મનુ ભગવાનના વખતથી ઉતરી આવ્યું છે. मैत्री करुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्याऽपुण्यविषयाणां भावना + + + ॥

"સુખી વિષે મૈત્રી તણો સબંધ, દુઃખી વિષે હો કરૂણા પ્રબંધ;
પુણ્યેથકી મોદતણીજ ઇચ્છા, ને પાપ કેરી કરવી ઉપેક્ષા."

આ યોગશાસ્ત્રનું સૂત્ર ભગવાન પતંજલિના સમયથી કંઇ કેણ ભણતા બોલતા, વિચારતા અને ઉપદેશતા આવ્યા છે. પણ એ બધા વિચાર, ઉપદેશ, શુભેચ્છા હોય એ તો ઠીક; પણ તેને પ્રત્યક્ષ કરાવનાર ક્યાં છે? હિંદુસ્થાને

હજારો વર્ષના પરિશ્રમે અને કંઇક કડવા મીઠા અનુભવે તૈયાર કરેલાં આ સૂત્રો શું કેવળ સુખશોભાર્થેજ છે? અથવાં એ બધા નીતિધર્મના પાઠો, પુસ્તકો શું 'અમે પણ કંઇ કર્યું છે, એમ અન્ય આગળ ઉદ્ગાર મારવાનેજ લખાયાં છે? ના, ના, એમ તો નથીજ. જે ધર્મ માન્યો તેને આચારમાં મૂકવાથીજ તે ધર્મ થાય છે; અને તેમ કરનારજ લોકોદ્ધારક થઇ ગયા છે અને વર્તમાનમાં પણ ધર્મ ગણેલાં સાધનોને આચારમાં મૂકનારજ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરે છે. એમ કરીનેજ મહાત્મા ગાંધી મહાત્મા થયા છે. અને અન્ય લોકનાયકોનું લોકનાયકત્વ પણ તેમાંજ રહ્યું છે. પહેલાં પણ એમ હતું; વર્તમાનમાં પણ એમ છે, અને ભવિષ્યમાં પણ એમજ રહેશે કે-**आचारः प्रथमो धर्मः**

કોઇ કાપડીઓ સફેદ મલમલના તાકા ઉકેલતો હોય તેવો સમુદ્રનો ઉર્મિ-ઉછાળ નિરખતાં, ખળખળ ખળખળ એવું મધુરૂં મધુરૂં સ્વતાં વનઝરણાંને સુર સાંભળતાં, કેટલાક ત્રાટક કરતા યોગીઓ જેવા અને કેટલાક છોકરાં પટાવતા આંખ મટમટાવતા તારકોને રાત્રે મિટ માર્યા વિના જોતાં, મંદ મંદ હાસ્ય હસતા રજનીપતિનાં હાસ્ય રસમાં સ્નાન કરતાં, જમીનમાંથી અદૃશ્ય ફૂટતાં ભગભગ જળ વહેવડાવતાં ઝરણાંની પેઠે ભર્ગપ્રવાહ વહેવડાવતા બાલસૂર્યના તેજ પ્રવાહથી છંટાતાં, વસન્તની વહાલી સખીનો મિષ્ટ મદભર્યો ટુહુકાર શ્રવણ કરતાં, ગાંડીતુર જેવી સંગમાર્થે દોડતી વર્ષા નદીઓના વેગ સાથે ધસડાતાં, અને એમ થતું કે આ બધાં આમ તે શા માટે કરતાં હશે વારૂ?

સમુદ્ર બોઘલા વણુચક જેવો છાનો માનો બેસી રહે તો ન ચાલે! ઝરણાં રૂવે નહિ તો ન ચાલે? તારક ગણો બગભગત જેવા વા મશ્કરીખોર જેવા ન બને તો શું ઓછું થઇ જાય! રજનીપતિ રીસાયલી રમણી જેવું મ્હો કરીને બેસે તો શું બગડી જાય! બાલસૂર્ય જડ કાચના જેવોજ રહે તો તેને શી નાનમ લાગે? કોયલ ટુહુકાર ન કરે તો વસન્ત આવેલી ભાગી જાય! અને નદીએ, જરા ધીમી ધીમી ડામણુ ડગલાં ભરતી કોઇ શેઠીઆની પત્ની પેઠે ચાલે તો શી શોભા ઘટી જાય?

એક વખત એક આંબો જોયો. ખીલીને ઘેઘટ મઘમઘાટતો એવો કે જાણે અત્તર ફુલેલ કર્યો કોઇ છેલ ઉભો. કલ્લોલતા કોકિલ સાથે વળી કંઇ ગંભીર ઔષધિ કરતો. થોડા દિવસ પછી વળી જોયું તો અતિ ભારથી નમી જતો મજુર અથવા રાજ્યભાર ઉપાડતો ચિંતાગ્રસ્ત મંત્રી. પણ વળી જોયો તો લુંટાતો મુસાફર!

એક વખત વાડીમાં ફુલ લેવા ગયો. પુષ્પવૃક્ષ અને વેલડીઓનો શો રોફ! જાણે શણગાર સજી ઉભેલાં વરણાગીઆં અલબેલડાઓ અને અલબેલડીઓ. પણ પછી ફુલ ચુંટ્યાં એટલે! જાણે મહાત્મા ગાંધીજીના ઉપદેશથી ધર્મ સમજી પરદેશી વસ્ત્રાભૂષણો ત્યાગ કરેલ સુઘડ નરો અને સુંદરીઓ!

તો સવાલ થયો કે આ બધાં આમ કેમ કરતાં હશે! પોતે દુઃખ સહી મેળવ્યું તે આમ અન્યને આપી દેવા! હાં, એમજ. કેમ? એવું વર્તન એ માનેલો ધર્મ, ધર્મ તો જાણ્યું, પણ એ આચારમાં ન મુકે તો ન ચાલે? મુખથી કહેવું, મનમાં રાખવું, પરોપદેશ વખતે પોકારી પોકારી કથી બતાવવું કે આ ધર્મ છે. આવો જ્યાં પ્રશ્ન થાય છે ત્યાં એ સમુદ્ર પ્રભૃતિ જવાબ આપતાં લાગે છે કે "મૂરખ, મનમાં એક, મુખમાં બીજું, અને આચારમાં ત્રીજું, એ તો સુજનમાં શ્રેષ્ઠ હોવાનો દાવો કરનાર મનુષ્યનેજ સોંપ્યું. અમારી સૃષ્ટિમાં તો આચારઃ પ્રથમો ધર્મઃ

વાચક, તમો કદાચ ધારશો કે આ બધા અસંબંધ પ્રલાપ શા? પણ જ્યારે 'સત્ય બોલવું' એમ ઉપદેશતા શિક્ષકને બીજેજ પાઠે અસત્ય ભાષણ કરતો જોઉં છું, દયાને ધર્મ માનનારાઓને નિર્દય થતા નિહાળું છું. રક્ષકને ભક્ષક થતા સાંભળું છું, સદાચાર મૂર્તિ હોવાનો દાવો કરનારના દુરાચારો વાંચું છું, અને એવાં એવાં અનેક વિરૂદ્ધાચરણો અનુભવું છું, ત્યારે મને અતિ ખેદ થાય છે, અને આવાજ વિચાર આવે છે.

તમે પણ એવા બ્રાહ્મણો નથી જોયા કે જે ઉપદેશ આપતી વેળા શાસ્ત્રોનાં શાસ્ત્રો ગબડાવી જાય, પણ તેનાં સ્વલ્પાંશે પણ આચરણમાં શૂન્ય જ હોય? એવા ક્ષત્રિઓ નથી સાંભળ્યા કે જે રક્ષકને બદલે ભક્ષકજ થાય છે? એવા વૈશ્યો નથી જોયા કે જે અષ્ટંપષ્ટં સમજાવી ગમે તેવો માલ ગ્રાહકોને પોરવી હુશિઆરી માનતા હોય? મૂર્તિમાન ધર્મરૂપે વિચરતાઓમાં રાગ દ્વેષ ઇર્ષા લાલસા નથી અનુભવી? સ્વતંત્રતાને પ્રિય માનનાર અન્યને પિંજરે પૂરતા નથી જોયા? તો તમને પણ એમ નથી થતું કે આ દંભ શેને માટે? ક્ષમાની પ્રતિમારૂપ પૃથ્વીપર અને તેમાં પણ આ કર્તવ્ય ભૂમિમાં આટલું અંધેર કેમ? અને એ સમયે તમને એમ નથી લાગતું કે એનું કારણ એજ કે સર્વે અનુભ્યો નથી માનતાં કે આચારઃ પ્રથમો ધર્મઃ ॥

જગદુદ્ધારકોની ભૂમિમાં વસતા જનોમાં કર્તવ્ય શૂન્યતા તે કેમ સહન થાય? સત્યને માટે પ્રાણની પરવા ન કરનારના અનુયાયીઓમાં એક પણ અસત્યવાદી વાસનાચારી હોય તેને કેમ ખમાય? વિશ્વપ્રેમના સિદ્ધાંતને આચારમાં મૂકનારના પૂજકોમાં દયાહીનતા તે કેમ જોવાય?

જેટલું સત્ય માન્યું, જેને ધર્મ ગણ્યો, તેને કોઇ પણ ભોગે આચરણમાં મૂકેલો ત્યારેજ તે ધર્મ, ધર્મ નીવડશે. ઘણે મોટે ભાગે સંપૂર્ણ ધર્મ આચારમાં મુકવાની શક્તિ ધરાવનાર જ લોકોદ્ધારક, શ્રેયઃસાધક થઇ ગયા છે, છે, અને થશે. એમાંજ પરમ ઉન્નતિ રહી છે. એજ ઉન્નતિનો

એકલો ઉપાય છે, અને એમાંજ શ્રેયઃ અને પ્રેયઃની સિદ્ધિ છે, એમાંજ શ્રીરામચંદ્રનું રામચંદ્રત્વ, શ્રીકૃષ્ણનું શ્રીકૃષ્ણત્વ, ભગવાન્ શંકરાચાર્યનું શંકરત્વ, હજરતનું મહમ્મદત્વ, જીસસ ક્રાઇસ્ટનું જીસસત્વ, ગાંધીજીનું મહત્વ, અને ભૂત અને વર્તમાન અન્ય શ્રેષ્ઠોનું શ્રેષ્ઠત્વ સમાયલું છે; એમાંજ મનુષ્યનું મનુષ્યત્વછે.

પેપરોની કંઇ ખોટ પડી નથી, અને છે પણ નહિ. ભવિષ્યમાં પ્રભુ કરે ને પડે. પ્રભુ ભારત સંતાનોને સુબુદ્ધિ આપો. અને "वसुधैव कुटुम्बकम्" ભાવ પોષવાની શક્તિ આપો. એની પરિપક્વાવસ્થામાં

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु माकश्चिद्दुःखमाप्नुयात् ॥

અસ્તુ.

વિલેપારલે } મોતીરામ નરહરિશંકર શુકલ

## घणी लज्जा छे.

૧ સુસ્ત કાયર અને દુશ્ચરિત થવું. ૨ નિર્ધન ગંદા અને મૂર્ખ રહેવું. ઠીંગણા રક્ષ અને વાંકા થવું. તથા વાંકો વ્યવહાર રાખવો. ૪ તમને જે વાત આવડે છે તેને ગુપ્ત રાખવી. ૫ ભૂખે પેટે સુઇ જવું, પરંતુ કામ ન કરવું. ૬ ઘર અને શરીર શુદ્ધ ન રાખવાં. ૭ સુજન સમાજની નિયમાવલી ન જાણવી. ૮ જે માર્ગ પર ચાલવાથી પદ-મર્યાદાની પ્રાપ્તિ કરી હોય તેને તુચ્છ સમજવો. ૯ રાજનૈતિક વાતોની જુમ્મેદારી લેવાથી હિચકવું, તથા સાર્વજનિક કાર્યોમાં ભાગ ન લેવો. ૧૦ જે વાતોથી દેશની ઉન્નતિ થઇ રહેલી છે તેને ન સમજવી. ૧૧ દેશની વર્તમાન દશા પર ચતુરાઇથી વાર્તાલાપ ન કરી શકવો. ૧૨ તન્દુરસ્તી રાખનારા નિયમોને ન જાણવા. ૧૩ સ્વસ્થ અને વિદ્વાનની પેઠે જીવન વ્યતીત ન કરવું. ૧૪ જેને આપણે હમેશા જોઇએ છીએ અને કામમાં લાવીએ છીએ તેનું પુરૂં તત્વ ન સમજવું. ૧૫ સંસારમાં શું થઇ રહેલું છે ને એક દેશનો અન્ય દેશોની સાથે શો સમ્બન્ધ છે તે વાત ન જાણવી. ૧૬ આજ કાલની સભ્યતામાં વર્તમાન પત્ર માસિક પત્ર અને પુસ્તકાલયથી જે લાભ છે તેનાથી વંચિત રહેવું ૧૭ પ્રતિનિધિ ચુંટવામાં અંધપરંપરાએ વર્તવું. ૧૮ કોઇ લાભ અથવા વ્યસનમાં એવું લીન થવું કે જેથી મનુષ્ય નકામો અને ઘૃણાસ્પદ થઇ જાય. ૧૯ સૃષ્ટિના ઇતિહાસને ન સમજવો. જીવ વનસ્પતિ અને અન્ય પદાર્થોનું તત્વ ન જાણવું, ૨૦ પોતાના દેશની દશા, પ્રાચીન ઇતિહાસ ઉપજ અને પ્રજાનું પૂર્ણ વૃત્તાંત જાણવું નહીં. ૨૧ મનુષ્યોને સુધારવાને માટે જે પ્રયત્ન થઇ રહેલ છે, તેમાં તન મન અને ધનથી સહાયતા ન આપવી. ૨૨ એવી રીતે નગરમાં રહેવું કે જ્યાં પાઠશાળા પુસ્તકાલય, સંગ્રહસ્થાન ચિત્રશાળા તથા સભા હોય પરંતુ તેનાથી કાંઇ લાભ ન મેળવવો.

સ્વ૦ વૈદ્ય કરૂણાશંકર મૂળજી.

# श्रीचाहपंचकम् ।

( प्रयोजक )—शास्त्री नर्मदाशंकर मातृशंकर वलसाडकर. )

हे चाहमातस्तव के न भक्ता स्त्वत्क्वाथपीयूषरसेन सक्ताः ।
सर्वे सुशक्ता ह्यथवाप्यशक्ता हे चाह चाहेति जपन्ति रक्ताः ॥ १ ॥

અર્થ—હે ચાહ માતા ! આ પૃથિવી ઉપર કયા મનુષ્યો તારા ભક્તો નથી ? તારા ઉકાળારૂપી અમૃતના સ્વાદમાં કોણ આસક્ત થતા નથી ? બલવિનાના કે બલવાન્ સર્વ મનુષ્યો તારાજ ભક્ત હોઇ હે ચાહ ! હે ચાહ ! એવા તારા નામ મંત્રનો જપ કર્યા કરે છે. ॥૧॥

प्रातस्तथा मध्यदिने च सायं त्वत्पानसंध्याप्रणयेऽतिमग्नाः ।
त्यक्त्वा द्विजा धर्मपत्रिकालसंध्यां हे चाह चाहेति जपन्ति रक्ताः॥२॥

હે ચાહ માતા ! બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ સર્વે જનો સવારે, મધ્યાને અને સાંજના એમ ત્રિકાળ ( ત્રણ વખત ) તને પીવા રૂપી સંધ્યાના પ્રેમમાં ડુબી પોતાના સ્વધર્મથી પ્રાપ્ત થયેલ સદા ઉપાસના કરવા યોગ્ય એવી ત્રિકાળ સંધ્યાને પણ તજી દઇ, હે ચાહ ! હે ચાહ ! એવા તારા નામ મંત્રનો જપ કર્યા કરે છે. ॥ ૨ ॥

हे देवि कृष्णे ह्युदरे जनानां यावत्प्रवेशं न करोषि तावत् ।
जीवन्मृतास्ते शिथिला भ्रमन्तो भ्रश्यन्ति चोद्योगपथात्प्रवाद्याः ॥३॥

કાળા રૂપને ધારણ કરનાર હે ચાહ દેવિ ! તારી શક્તિ વર્ણવી શકાય એમ નથી, કારણ કે જ્યાં સુધી મનુષ્યોના ઉદરમાં તું પ્રવેશ કરતી નથી ત્યાં સુધી, જીવતા છતા મરેલા જેવા તેઓ ઢીલા ઢીલા ફરતા પોતાના ઉદ્યોગ માર્ગથી પણ ભ્રષ્ટ થાય છે. તેઓને કાંઇ પણ કરવું સુઝતું નથી. ॥ ૩ ॥

आसामनीलोद्भवदेवि नीले ह्येलाफलैर्दुग्धमरीचकैर्वै ।
सुंठीसितासंस्कृतस्वादपूर्णा त्वं मर्त्यलोकस्य परा सुधासि ॥ ४ ॥

આસામ, નીલગિરિ વગેરે દેશોમાં અવતાર ધારણ કરનાર હે ચાહ દેવિ ! તારામાં એલાયચી, મરી, સુંઠ, સાકર અને દુધ એ વસ્તુઓ નાંખતાં તું અત્યંત સ્વાદપૂર્ણ થાય છે, જેથી કરીને તું પૃથિવી ઉપર મનુષ્યલોકને પીવાનું ઉત્તમ અમૃત છે. ॥ ૪ ॥

त्वमेव माताऽच पितासि चाह त्वमेव बन्धुश्च सखासि चाह ।
त्वमेव बुद्धिश्च धनादिकं च विना तु चाहं नहि किंचिदस्ति ॥ ५ ॥

હે ચાહ દેવિ ! માતા, પિતા, મિત્ર, સગા સંબંધી, બુદ્ધિ, ધન વગેરે સર્વ ઇષ્ટવસ્તુઓ જે કાંઈ ગણીએ તે સર્વ તુંજ છે. તારા વિના કોઇ પણ વસ્તુ નથી. ॥ ૫ ॥

इदं तु चाहपंचकं क्षुधातृषार्तिनाशकं
कृतं तु नर्मदेन वै पठन्ति ये निरन्तरम् ।
तदग्रतो कलौ मुदा सदा प्रमोदसंश्रया
भवन्ति ते जनास्तथा न दुःखसंयुताःकदा ॥ ६ ॥

કલિયુગમાં શ્રીનર્મદકૃત, ક્ષુધા તૃષાને નાશ કરનાર આ ચાહ પંચકનો હર્ષથી જે કોઇ ચાહ પીતાં પહેલાં તેના આગળ રોજ પાઠ કરશે તેઓ સદા આનંદને પામશે. કદાપિ દુઃખી થશે નહિ. ॥૬॥

## नियमवद्ध जीवनथी लाभ.

૧ અંતઃકરણ શુદ્ધ રહેશે. ૨ આવક વધશે અને ખર્ચ ઘટશે. ૩ કાર્ય કુશળતા આવશે, ઉમર વધશે, અને જીવનનો સ્વાદ મળશે. ૪ નિયમ પૂર્વક કાર્ય કરનારાં અધિક કાર્ય કરે છે. અને બીજાઓથી સારૂં કરે છે, તબિયત સારી રહે છે. સંસારમાં સુખજ સુખ નજરે પડે છે. ૫ નોકર ચાકર રાજી રહે છે અને માલિકને મનથી ચાહે છે. ૬ કામમાં અપૂર્ણતા રહેતી નથી, નવું કામ શરૂ કરવાનો સમય મળે છે. ૭ સાધારણ જ્ઞાનનું મનુષ્ય નિયમબદ્ધ રહીને પોતાનાથી ચતુર લોકોના કરતાં અધિક કામ કરી શકે છે. ૮ નિયમાનુસાર ચાલનારાંને પોતાના બાહુબળ પર રહેવું પડે છે એટલા માટે તેની યોગ્યતા વધી જાય છે. ૯ પરિશ્રમ બચે છે. એક કામને વારે વારે ઉલટ પાલટ કરીને કરવું પડતું નથી ૧૦ જ્યારે જે ચીજની જરૂર પડે છે ત્યારે તત્કાળ તે મળી જાય છે શોધવામાં સમય નષ્ટ કરવો પડતો નથી ૧૧ મનુષ્યનું જ્ઞાન વધે છે, અને વ્યાપારની ઉચ્ચ નીચ સર્વદા તેના ધ્યાનમાં રહે છે. ૧૨ તમારાં સર્વ કામ સારાં થતાં જોઇને લોકો તમને આદરની દૃષ્ટિથી જોવા માંડે છે ૧૩ તમારાં સર્વ કામ આદ્યોપાંત પુર્ણ થશે, અધુરૂં અને ઉલટું કામ એક પણ થશે નહીં. ૧૪ તમે સર્વપ્રિય બનશો. જે લોકો નિયમથી નથી ચાલતા તેમનાં ચિત સદા સાવધાન રહી શકતાં નથી. તેમને સાંસારિક ચિંતા ઘેરી રહે છે. ૧૫ નિયમરહિત મનુષ્યનાં કામ પુરાં થતાં નથી. તે વિમાસણમાંજ ફસેલાં રહે છે. ૧૬ નિયમિતને અવકાશ પણ પુષ્કળ મળે છે. ૧૭ સભા સોસાયટીમાં જવાનો, મિત્રોને મળવાનો, રમત ગમત જોવાનો, અને તીર્થ યાત્રા કરવાનો સુદ્ધાં સમય મળે છે. ૧૮ અનુપસ્થિતિમાં તેનો બાંધેલો નિયમજ કામ સંભાળતો રહે છે. ૧૯ નિયમથી ચાલનારાનાં કામ શીઘ્ર પુર્ણ થાય છે. કેમકે તેના નોકર ચાકર તથા વ્યવહારિયોને નિયત સમય પર કાર્ય કરવાને માટે હાજર થવું પડે છે.

સ્વ૦ વૈદ્ય કરૂણાશંકર મૂળજી.



# शिखा वा चोटली

अथवा

## हिंदुओनुं हिंदुत्व

लेखक–यति मुकुन्दाश्रम–द्रष्टा "श्रीसनातनधर्मप्रभा" खंभात

शस्त्रैर्हतास्तु रिपवो न हता भवन्ति
प्रज्ञा हताश्च नितरां सुहता भवन्ति ॥
शस्त्रं निहन्ति पुरुषस्य शरीरमेकं
प्रज्ञा कुलं च विभवं च यशश्च हन्ति ॥



ભાવાર્થ–શસ્ત્રવડે હણાએલા શત્રુઓ બરાબર હણેલા ગણાતા નથી, પણ જેઓ બુદ્ધિથી હણાયા છે તેજ શત્રુઓ બરાબર હણાયા છે. કારણ કે શસ્ત્ર તો પુરૂષના એક શરીરનેજ કાપે છે, પણ બુદ્ધિ તો પુરૂષનાં વૈભવ, કુલ અને યશનો નાશ કરે છે.

**પ્રારંભ**–વર્તમાન સમયમાં રાષ્ટ્રીય ઉન્નતિના નિનાદનો પડઘો આર્યાવર્તની ચારે દિશામાં ગુંજી રહ્યો છે. સમષ્ટિની જાગ્રતિ માટે ભિન્ન ભિન્ન સ્વરયુક્ત અનેક વાજીંત્રો પોતાનાં નાદનો આલાપ અર્પણ કરી રહેલાં છે. જેના યોગે ભારત માતાના સંતાનો પોતાની નિદ્રાનો ત્યાગ કરવાની તૈયારીમાં અજ્ઞાન બિછાના ઉપર આમ તેમ પાસાં ફેરવી રહ્યાં છે. તુમુલ નાદથી અચાનક જાગ્રત થએલા જીવાત્માઓ ભાન ભૂલી વિરૂદ્ધ દિશામાં દોડા દોડ કરી રહ્યા છે. કેટલા એક સુખી પુરૂષો અર્થ અને કામના સ્વપ્નને અનુભવતાં મોટેથી બકે છે, તેથી જાણે જાગ્રત થયા હોય તેવો ભાસ થઈ રહ્યો છે. કેટલાએક નિદ્રાના શોખીઓ, જેમને પ્રાતઃકાળે આઠ કે નવ વાગે ઉઠવાની ટેવ છે તેઓ તો નેત્રો બંધ કરીનેજ જે દિશામાંથી અવાજ સંભળાય તે તરફ દોડવા લાગ્યા છે, એટલે તેમની નક્કી દિશા નથી. રસ્તે ચાલતાં જ્યાંથી અવાજ આવે ત્યાં દોડે છે. કેટલાએકની નિદ્રા

પૂરી ઉડી નથી એટલે જ્યાંના ત્યાંજ ચક્ષુએ ચોળતા ઉભા છે, અને જે કુંભકર્ણના પિતૃઓ છે તે તો હજુ પથારીમાંથી હાલતાએ નથી. આર્યાવર્ત્તની આવી સ્થિતિમાં કોણ યથાર્થ જાગ્યું છે એ કહેવું કઠિણ છે. છતાં જમાનો જાગ્રતિનો છે એમ તો સર્વ કોઇ માને છે.

જેમને પોતાનું હિત કરવું છે તેમણે તો અવશ્ય જાગ્રત થવુંજ જોઇએ. નહિ તો પાછળ પડી જશે. પરંતુ જાગ્રતિમાંએ પ્રારંભના શ્લોકમાં કહેવામાં આવ્યું તેમ બુધ્ધિની જરૂર છે. બુધ્ધિપૂર્વક જાગ્રત થનાર વ્યક્તિજ યથાર્થ માર્ગે ગતિ કરી શકે છે, બાકીના તો ગમે તેમ અથડાય છે. માટે વર્તમાન કાળમાં પ્રજ્ઞા બુધ્ધિની પણ ખાસ જરૂર છે. પરંતુ એ બુધ્ધિ કેવળ અન્યનું અનુકરણ કરનારી, વિચારશૂન્ય ન હોવી જોઇએ. નહિ તો એ કુલ, વૈભવ, અને યશનો નાશ કરે છે. અર્વાચીન સમયમાં કોઈ તટસ્થ થઇ વિચાર પૂર્વક જુએ તો તેમને સ્પષ્ટ સમજાશે કે ભારત માતાના ઘણાં સંતાનોની પ્રજ્ઞા હણાએલી છે. મારો જાતિ અનુભવ છે કે સેંકડે ૮૦ ટકા હિંદુઓ શિખા વિનાના ફરે છે. જેમને પોતાના હિંદુપણાનું અભિમાન નથી. તે હિંદુત્વ રહિત પુરુષો પોતાનું કે દેશનું શું ઉકાળવાના હતા ? આ બાબતમાં પ્રમાદ ત્યાં સુધી જોવામાં આવે છે કે પિતા તો શિખા રહીતજ હોય છે પરંતુ તેમનાં કુમળાં બાળકોનાએ મુસ્તક સંન્યાસીઓનાં જેવાં હોય છે. આવા પુરુષોને કદિ કહેવામાં આવે તો જવાબ આપે છે કે "હજામ કાપી નાખે છે" ખરી રીતે જોતાં તો આ લુલો બચાવજ છે. તેમનું "અમે હિન્દુ છીએ, આ અમારૂં બાહ્ય ચિન્હ છે, એવું અભિમાન કુંઠિત થઇ ગયું હોય છે. જે પોતાની જાતિજ ભુલી જાય તેને દેશનું ભાન કયાંથી હોય? નજ હોય. નવાયુગના નવ જુવાનોને જ્યારે આ બાબતમાં જરા ધ્યાન કરવામાં આવે છે ત્યારે તે લાભાલાભનો વિચાર કર્યા વિનાજ ગમે તેવા જવાબ આપે છે. એક મારો અનુભવેલો દાખલો છે કે એક ગામમાં સર્વ અંગ્રેજી ને ગુજરાતી જાણનારા વિદ્યાર્થી પાસે વ્યાખ્યાન આપતાં શિખાનું વિવેચન કર્યું હતું, ત્યારે એક વૃધ્ધે આ વાતને અનુમોદન આપ્યું અને સાથે વધાર્યું કે જો માસ્તરો ચોટલી રાખે તો વિદ્યાર્થીઓ તેમનું અવશ્ય અનુકરણ કરે. ત્યારે એક યુવાન માસ્તરે ચુકીને જવાબ આપ્યો કે "તમે હજામો લાવી આપો એટલે માસ્તરો ચોટલીઓ રાખશે" વૃદ્ધ તો બેશી ગયા. પરંતુ માસ્તરની આ ઉધ્ધતાઇ મને ઠીક ન લાગી. તેથી મેં જવાબ આપ્યો કે હાલના જમાનામાં મહાન ગણાતા મનુષ્યો હલકાં કામ કરવામાં શ્રેષ્ઠતા માને છે. દાખલા તરીકે રાજા કે શેઠ થઇને ગાડીવાનનું કામ કરે; તેજ પ્રમાણે સુધરેલાઓ હાથે હજામત કરવાની ફેશનમાં ફસાયા છે અને આપ પણ સુધારક છોજ, એટલે આપને એ કામ

આવડેજ છે, પછી હજામની જરૂર નથી. તો એટલું કામ કરી હિંદુત્વને સાચવશો તો એ ઘણું. ટુંકામાં કહેવાનો હેતુ એ છે કે અહં પોષક કેલવણીના પ્રભાવથી મનુષ્યો "સ્વ" નું ભાન ભુલતા જાય છે.

શિખા નહિ રાખવામાં બીજાં ક્ષુદ્ર બહુએ બ્હાનાં બતાવવામાં આવે છે જેનું વર્ણન આપણે આગળ કરીશું, માટે મૂળ વિષય પરજ ચાલીએ. જેને વેદ ઉપર શ્રધ્ધા છે તેવા પુરૂષો તો શિખા રાખેજ છે, પણ જે મનુષ્યો મ્લેચ્છ ભાવનાથી ખરડાયા છે અને શિખા રાખવી તેને વ્યર્થ સમજે છે, તેવાના સમાધાનની ખાતર અને ઉન્નતિ ( પછી તે પોતાની, જ્ઞાતિની કે દેશની ) સાધવામાં સુલભતા વધે એવા ઉદ્દેશથી અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

કેટલાએક ભાઇઓ કહે છે કે ચોટલી શા માટે રાખવી ? તેના સમાધાન રૂપે નિમ્ન બાબત લખવામાં આવે છે.

ભાવ પ્રકાશમાં લખ્યું છે કે—**सप्तोत्तरशतं मानो देहे मर्माणि देहिनाम् । तेषु तिष्ठन्ति प्राणाः खलु विशेषतः ॥** તેમજ સુશ્રુતમાં શરીરસ્થાનમાં છઠ્ઠા અધ્યાયમાં લખ્યું છે કે—**सप्तोत्तरं मर्म शतम् । तानि मर्माणि पंचात्मकानि । तद्यथा मांसमर्माणि, शिरामर्माणि, स्नायुमर्माणि, अस्थिमर्माणि, संधिमर्माणि चेति । तत्रैकादश मांसमर्माणि, एकचत्वारिंशत् शिरामर्माणि, सप्तविंशतिः स्नायुमर्माणि, अष्टावस्थिमर्माणि, विंशतिः सन्धिमर्माणि, तदेतत् सप्तोत्तरं मर्म शतम् ॥ तत्र-आन्तरो मस्तकस्योर्ध्व शिरासन्धि समागमः ॥ रोमावर्तोऽधिपोनाम मर्म सद्यो हरत्यसून् ॥**

ભાવાર્થ—એ છે કે આપણા શરીરની અંદર ૧૦૭ એકસો સાત મર્મસ્થાન છે. જીવનો અધિકતર નિવાસ એજ સ્થાનમાં રહે છે, તેથી જો કોઇ મર્મસ્થાનમાં અધિકતર આઘાત થાય તો મનુષ્યનું મરણ થાય છે. તે મર્મસ્થાનના સુશ્રુતકારે પાંચ ભેદ પાડયા છે ( ૧ ) માંસમર્મ, ( ૨ ) શિરા–નાડી–મર્મ, ( ૩ ) સ્નાયુમર્મ, ( ૪ ) અસ્થિમર્મ ( ૫ ) સંધિમર્મ; તેમાં અગીઆર પ્રકારનાં માંસમર્મ, એકતાલીશ પ્રકારનાં શિરા મર્મ, સત્તાવીશ પ્રકારનાં સ્નાયુ મર્મ, આઠ પ્રકારનાં અસ્થિ મર્મ, અને વિશ પ્રકારનાં સંધિ મર્મ, એ રીતે એકસો સાત મર્મ થાય છે. સુશ્રુતમાં આ બાબત વિસ્તાર પૂર્વક લખેલી છે. વિશેષ જાણવાની જિજ્ઞાસા વાળાએ ત્યાં જોઈ લેવું:

ઉકત એકસો સાત મર્મસ્થાનોમાંથી ૩૭ સાડત્રીશ મર્મસ્થાન ગળાના ઉપરના ભાગમાં આવેલ છે. તેમાં પણ શિરનો પાછલો જે ઝુકતો ભાગ છે, જ્યાં સંપૂર્ણ નસો મળી છે. તે સ્થાનમાં એકસોને સાત મર્મસ્થાનનો સ્વામી–અધિપતિ ( અધિપ ) નામક મર્મસ્થાન છે. શરીરનાં કુલ મર્મસ્થાન એને




૧

કુરૂક્ષેત્રના મહાન યુદ્ધમાં નિરાશ થયેલા અર્જુનને પ્રોત્સાહિત કરવા કૃષ્ણ ભગવાને અષ્ટાદશ યોગની ગીતા સ્વમુખે સંભળાવી હતી. તેમાં એક સ્થાને કહ્યું છે કે જ્યારે જ્યારે ધર્મની હાનિ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે ત્યારે હે ભારત અર્જુન! હું પોતાને માનવી રૂપે જન્મ્યા જેવું દર્શાવું છું. સાધુના રક્ષણાર્થે ને પાપી લોકોના નાશ માટે અને ધર્મની સુવ્યવસ્થિત સંસ્થાપના માટે હું પ્રત્યેક યુગમાં અવતાર લેઉં છું.

હિન્દુસ્થાનના ઇતિહાસનો પ્રત્યેક સુક્ષ્મ અભ્યાસી જોઇ શકશે કે કૃષ્ણ ભગવાને પોતાનું આ વચન પાળ્યાજ કર્યું છે. કંસના નાશ માટે કૃષ્ણરૂપે, ઔરંગઝેબના સમયમાં શિવાજી રૂપે, અને આ સાંપ્રત સમયમાં એ કૃષ્ણ ભગવાને ગાંધીરૂપે મોઢ વણિક દેહમાં અવતાર લીધો છે. આવા સુખ શાન્તિના વાઘ બકરી એક આરે પાણી પી શકે એવા ન્યાયી રાજ્યમાં ભગવાનને અવતાર લેવાનું કારણ શું એમ સ્વાભાવિક થાય. તહેનો જવાબ એ પરમપૂજ્ય મહાત્મા ગુજરાતના તપસ્વી, યોગી કુલના યોગવારસ કર્મવીર મોહનદાસ ગાંધીનું જીવન આપી દેશે. એમનું જીવન એટલે એમની જનસેવા. આમ હોવાથી એમની સેવાનું સંક્ષિપ્ત વિવરણ યથાશક્તિ કરવા પ્રયત્ન કરું છું. એમની અગાધ સેવાઓને આપણે વર્ણવનાર કોણ માત્ર!

દક્ષિણ આફ્રીકામાં અનેક હિન્દીઓ પૈસાદાર થતા જતા રહ્યા છે. મહાત્માજી ત્યાં વકીલાત કરવા ગયા હતા. ત્યાંના હિન્દીઓનાં દુઃખ દૂર કરવા પ્રભુએ એમને ત્યાં મોકલ્યા હતા. વકીલાત એમને જુઠની પરંપરા લાગી, એટલે છોડી. કોઇ અપ્રતિમ બૅરિસ્ટર બૅરીસ્ટરીને ધિક્કારીને છોડે એ બારીસ્ટરીને નામોશી રૂપ તો ખરંજ તો! પણ સાચ અને જુઠની લડાઇમાં વકીલત જુઠની કરવી પડે સાચને શી વકીલત હોઇ શકે!

ત્યાંની ( દક્ષીણ આફ્રીકાની ) સરકારે હિંદીઓને માટે રજીસ્ટ્રેશન એક્ટ ઘડયો. હિન્દીઓની મંડળીના સભાસદોએ એનો પ્રતિકાર કર્યો; અને એના મંત્રી તરીકે મહાત્માજીએ એનો પ્રત્યક્ષ અનાદર કરી જેલ માગી લીધી. જેલમાંથી છુટ્યા. ફરી એમજ કર્યું. ફરી જેલ ગયા. ફરી છુટ્યા. સમસ્ત હિન્દીઓને સત્યાગ્રહનો સનાતન શબ્દ મંત્ર શીખવ્યો. ઘણાય હિન્દીઓ એ સત્યાગ્રહના પાલન માટે જેલ ગયા, ખરાબ ખસ્ત થઈ ગયા; પરન્તુ અડગ નિશ્ચયી રહ્યા; અને અંતે પોતાના કાર્યમાં વિજય મેળવ્યો.

દક્ષિણ આફ્રીકામાંજ મહાત્માજીએ પોતાના જીવન કાર્યની રૂપરેખા ઘડી કહાડી રાષ્ટ્રીય શિક્ષણને પોતાનો જીવનમંત્ર બનાવ્યો. દક્ષિણ આફ્રીકામાંએ રાષ્ટ્રીય શાળા કહાડી હતી. અત્રે સ્થળ સંકોચને લઇને એ પુણ્યશ્લોક મહાત્માની ન્હાની મ્હોટી બધી સેવાઓની નોંધ હું નથી લખી શકતો. એટલે એમની ભારે ભારે સેવાઓનુંજ યથાશક્તિ વિવેચન કરીશ.

હિન્દમાં આવ્યા પછી આખા હિન્દુસ્થાનમાં ચોમેર રખડ્યા પછી સાબ્રમતિને કિનારે સત્યાગ્રહાશ્રમ સ્થાપી મહાત્માજીએ ગુજરાતને ઉજાળ્યું. એમાં અનેક સત્યાગ્રહીઓ જોડાયા છે; અને રા. કાકાસાહેબ કાલેલકર, રા. વિનાયકરાવ ભાવે, રા. મામાસાહેબ ફડકે, રા. મહાદેવભાઇ દેસાઇ, સ્વામી આનન્દાનન્દ, રા. મગનલાલ ગાંધી, રા. નરહરિભાઇ પરીખ, ગં. સ્વ. ગંગાબ્હેન મજમુદાર, ગં. સ્વ. વસુમતિ બ્હેન, રા. લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસ ઈ. ઇત્યાદિ અગ્રણીઓ છે. ત્યાં બાળકો માટે રાષ્ટ્રીય ધોરણપર અભ્યાસક્રમ વાળી એક ગુજરાતી શાળા, વણાટશાળા ઇ. પણ છે. એમાં સંગીત અને વ્યાયામનું અને ધંધાપરત્વેનું પણ જ્ઞાન અપાય છે. આશ્રમને અંગે એક મ્હોટું પુસ્તકાલય અને હસ્તલિખિત 'મધપુડો' નામનું માસિક પણ છે. આ કાંઈ જેવી ત્હેવી ન્હાની સુની સેવા ન કહેવાય. એ તપસ્વીના તપોવનમાં વસતા ઋષિઓના વંશજો વડે તો ગુજરાત દીપે છે.

તે પછી ગાંધીજી ચમ્પારણના મજૂરોનાં દુઃખમાં ભાગ લેવા ગયા. ત્યાંના મજૂરોને બેહદ દુઃખ દેવામાં આવતું જોઇ મહાત્માજીનું હૃદય અનેકવાર રોયું. તીરહુત વિભાગના કમીશનર સાહેબને પણ આ સંબન્ધે ગળીના પ્લાન્ટર્સ અને મજૂરોનો સંબંધ સુધારવા પરત્વે મળ્યા. તે કમીશનર સાહેબને મહાત્માજીના પવિત્ર હેતુમાં શાંતિનો ભંગ દેખાયો, અને ક્રીમીનલ પ્રોસીજર કોડની ૧૪૪ કલમ મુજબ તીરહુત વિભાગ છોડી એકદમ ચાલી જવાનું એમને કહેવામાં આવ્યું. બાપુજી ન ગયા. એમને તો સરકારની ઇચ્છા વિરૂદ્ધ પણ મજૂરોનાં દુઃખમાં ભાગ લેવો હતો. સરકારને એની નોટીસનો એવો સુન્દર અને દલીલ પૂર્ણ જવાબ વાળ્યો કે એ પ્રાન્તમાં ફરવાની છુટ મળી. અને પોતે જાતે દુઃખ સહી એ દુઃખી મજૂર ભાઇઓનાં દુઃખ બહુ અંશે

દૂર કર્યાં. મહાત્માજી ચમ્પારણમાં પુનઃ પધાર્યા ત્યારે ચમ્પારણ એકલાનીજ નહિં પણ મુઝફ્ફરપુર અને બીજા જીલ્લાની રૈયતે પણ મહાત્માજીને હૃદયનો આવકાર આપ્યો હતો. એમનાં દર્શન કરવા આબાલવૃદ્ધ સૌ તલસતાં હતાં, એમની જયઘોષણાઓનો પાર નહોતો રહેતો. એ બધા એમની સેવાનાજ પ્રતાપ!

ભરૂચની બીજી કેળવણી પરિષદ્‌ના સ્વાગત મંડળે એકમતે ગુજરાતી ભાષાના પરમ સેવક મહાત્મા ગાંધીને પ્રમુખ તરીકે ચુંટી કહાડ્યા હતા. પરિષદ્ પવિત્ર નર્મદાને તટે ભરાઇ હતી. મહાત્માજીએ પ્રમુખ તરીકેના પોતાના ભાષણમાં હિન્દુસ્થાનને માફક આવે એવું કેળવણીનું ઉચ્ચ સ્વરૂપ પરિષદ્ સમક્ષ મૂક્યું હતું. એમ્હનું એ ભાષણ એ પરિષદ્‌ના ઇતિહાસમાં અદ્વિતીય ગણાશે. રાષ્ટ્રીય ભાષા માટે અંગ્રેજી અને હિન્દી વચ્ચે ચાલી રહેલી હરિફાઇનો નિર્ણય કરતાં મહાત્માજીએ કહ્યું કે રાષ્ટ્રીય ભાષાનાં પાંચ આવશ્યક લક્ષણોમાંનું એકે અંગ્રેજીમાં નથી અને બધાં હિન્દીમાં છે, એટલે હિન્દીજ હિન્દની રાષ્ટ્રીય ભાષા હોઇ શકે. એમના એ ભાષણમાં વિદ્વત્તા ઉભરાતી હતી, જોડણી સ્પષ્ટ હતી, ભાષા સહેલી હતી, વિચારો વ્યવસ્થિત હતા, અને દેશપ્રેમ છલકાતો સ્પષ્ટ થતો હતો.

તે પછી તરતજ મહાત્માજી એક બીજી પરિષદ્‌ને શોભાવવા ગયા. અને ૫ મી નવેમ્બરે **પંચમહાલના પાટનગર ગોધરામાં** પહેલી ગુજરાત રાજકીય પરિષદ્ મળી હતી. આ પ્રકારની પરિષદ્ ગુજરાતમાં પહેલીજ હતી. અને ગુજરાતના એ મહાન તપસ્વીએ, ભારત વર્ષના પનોતા પુત્રે, હિન્દની રાજકીય પ્રવૃત્તિ વિષે ત્યાંજ પહેલીવાર પોતાના વિચારો દર્શાવ્યા. એમાંજ એ મહાત્માએ સ્વરાજ્ય સિધ્ધિનો અનુપમ માર્ગ દર્શાવ્યો. એમણે કહ્યું કે મેળાવડા અને ભાષણોથી પ્રજા નથી ઘડાતી. ઇન્દ્રિયો ઉપર અંકુશ રાખવાને બદલે ઇન્દ્રિયો આપણી ઉપર રાજ્ય ભોગવતી હોય તો સ્વરાજનો અર્થ આપણે સારૂ શો હોઇ શકે? પ્રથમ પગથિયું તો આપણે આપણી ઉપર રાજ્ય ભોગવતાં શિખવું એ છે, પછી કુટુંબ, જ્ઞાતિ, શહેર ઇત્યાદિ પગથીઆં ચડયેજ સ્વરાજની નિઃસરણી પૂરી થાય અને જવાબદાર રાજ્ય તંત્ર મળે એ એમણે બરાબર સમજાવ્યું. આત્મશુદ્ધિ અને સત્યાગ્રહથી સ્વરાજનો માર્ગ મોકળો થાય છે એ ગુજરાતીઓને ગોધરાએજ સ્પષ્ટ સમજાવ્યું.

ત્યાંજ અંત્યજ વાડામાં એક પરિષદ્ એ મહાત્માના એ સુદામપુરીના નરસિંહ મ્હેતાના પ્રમુખપદે, મળી. અંત્યજો વિના સાચું અને સાધત સ્વરાજ્ય નથી એમ તો એ મહાત્મા હજીએ કહે છે. એમ્હની અંત્યજોની સેવાએ કાંઇ જેવી તેવી નથી. એમ્હના આશ્રમમાં એમ્હણે અન્ત્યજોને સ્થાન આપ્યું છે.

પછી ખેડાની સત્યાગ્રહની ભારે લ્હડત શરૂ થઇ. ઈ. સ. ૧૯૧૭ માં ભારે દુકાળ પડયો. અન્ન થયું નહિં અને સરકારને કર તો જોઇએ. મહાત્માજી ગરીબ ખેડુતોની વ્હારે ધાયા. સરકાર સાથે મસલત કરવામાં નિરાશા દેખાઇ ત્યારે સત્યાગ્રહ શરૂ કર્યો. અનેક ખેડુતોની મીલ્કતો જપ્ત થઈ છતાંએ કોઇ ન ડગ્યું. સરકારને અડગ શ્રધ્ધા અને ઉગ્ર આત્મબળ આગળ નમવું પડ્યું. કર માફ થયો. સત્યાગ્રહનો વિજય થયો.

તે દરમ્યાન જ અમદાવાદના મીલ મજૂરો અને માલીકો વચ્ચે ખટપટ થઇ. ગરીબ મજૂરોને થતો અનહદ અન્યાય મહાત્માજીથી ન સંખાયો. મજૂરોએ હડતાળ પાડી, અને માલીકોએ મીલો બન્ધ કરવા ત્હેમને ધમકી આપવા માંડી. મહાત્માજીએ ખુનરેજી કરે એવા મજૂરોને શાન્તિને રસ્તે વાળ્યા. એમને સારૂ અનશન વ્રત લીધાં, અને અન્તે એ દુઃખી મજૂરોને એમનું ૩૫ ટકા બોનસ અપાવ્યું. એ તે સાચો દીનદયાળ!

ખેડા પ્રકરણમાં આખા ખેડા જીલ્લામાં ઘુમી ઘુમીને થાકેલા અને મીલ મજુરોને માટે રાતોની રાતો ઉજાગરા વેઠેલા તે સાલવા માંડ્યા. બાપુજી માંદા પડ્યા. ધીરે ધીરે માંદગી વધતી ચાલી. છેક ગંભીર થઇ. કોઇને આશા સુધ્ધાંએ ન્હોતી. એવી સ્થિતિમાંએ પોતાની પાંચ વસ્તુ ખાવાની પ્રતિજ્ઞા એમણે ન છોડી. પણ રામ રાખે ત્હેને શું! મોઢ જ્ઞાતિને ગુજરાતને અને હિન્દને સુભાગ્યે પ્રભુએ મહાત્માજીને આપણી વચ્ચે રાખ્યા. વાચક! ઇશ્વરનો ઉપકાર માનો.

માંદગી પૂરી થતાંજ રૉલેટ કાયદા સ્હામેની ઝુમ્બેશ શરૂ થઇ, મહાત્માજીએ એમાં ઝંપલાવ્યું. સરકારે એ કાયદો રદ કરવાની ના પાડવાથી સત્યાગ્રહ શરૂ કર્યો. સરકારના કાયદાનો સવિનય ભંગ શરૂ થયો. સરકારે જપ્ત કરેલાં હિન્દ સ્વરાજ્ય, સત્યવીરની કથા ઇત્યાદિ ચોપાનીઆં છૂટથી વેચાવા લાગ્યાં. મહાત્માજી દિલ્લી જતાં પલવલપર પકડાયા. અને પંજાબ અને અમદાવાદમાં ખુનખરાબી થઈ રહી. અમૃતસરમાં કેર વર્ત્યો. ડાયરે પોતાની માન્યતા મુજબ હિંદને પચાસ વર્ષ માટે તો સદન્તર બેસાડયું જ. જલિયાંવાલામાં ચલ્લી માફક મનુષ્યોનાં ખુન થયાં, કેંઇ કેદ થયાં, કેટલીએ આબરૂદાર ઓરતોની લાજ લૂંટાઇ, ન્હાના ન્હાના વિદ્યાર્થીઓને બાર બાર ગાઉ સુધી તાપમાં ચલાવ્યા, પોતાના ખુશામતીઆઓને પણ નાકે લીટા તણાવ્યા, પેટે ચલાવ્યા, અને એવી અનેક પ્રકારની આના પરાબી થઇ હતી. તરતજ સત્યાગ્રહ બન્ધ કરવામાં આવ્યો. છતાં એ ગાંધીજીએ સરકારમાં શ્રદ્ધા રાખી અમૃતસરની મહાસભામાં ટોપી ઉતારી ગદ્‌ગદ કંઠે સરકાર સાથે સહકાર કરવા પ્રાર્થના કરી. હંટર કમીટી નિમાઇ. તેમાં વિશ્વાસ રાખ્યો. ત્હેની પોલ આખરે જણાઇ, મહાત્માજી તપાસણી અર્થે પંજાબને ગામડે ગામડે કોંગ્રેસના કમીશનમાં ફર્યા. એ તપાસે એમને અનેકવાર રોવરાવ્યા.

પંજાબનો એમને કારીધા લાગ્યો. ખિલાફતનું વળી બીજું અપમાન ઉદ્ભવ્યું. મુસલમાનો ઝનુની ધર્માંધ મુસલમાનોના પવિત્ર ધર્મસ્થાનનું ભારે અપમાન થયું. ગાંધીજીથી હવે સહ્યું ન ગયું. પહેલાં ગુજરાતના અને પછી આખા હિન્દના નેતાઓને નોતરી અસહકાર કરવાના પરમ મંત્ર વિષે ખાનગી મંત્રણા કરી. ઘણાને ગળે એ વાત ઉતરી, અને પેલા પરમયોગી, સેવા યજ્ઞના મહાન સમર્પણી, દેશસેવાના રણયજ્ઞમાં મિત્રોથી શત્રુથી વિખુટો પડેલો છતાં એ નિઃશસ્ત્ર એકલે હાથે ઝુઝનાર, મહારાષ્ટ્રના મહાન નર લોકમાન્ય ટિલકના દેવલોકવાસની પુણ્યતિથીએ તા. ૧ આગસ્ટે એ શાંત થયેલા પરશુરામનું તપ લઇ લધું. તેજસ્વી થયેલા રામે આખા ભારતવર્ષને અસહકારના પ્રચણ્ડ મંત્રની દીક્ષા દીધી. અસહકારથી ભડકી ઉઠી તેના સ્વરૂપને બરાબર નહિં સ્હમજેલાઓ કેટલાક વિરૂદ્ધ પડ્યા. પણ અસહકાર તો આગળ ધપ્યો ગયો. કલકત્તાની ખાસ મહાસભાએ અને નાગપૂરની મહાસભાએ અસહકારનો સનાતન મંત્ર સ્વીકારી એક વર્ષમાં સ્વરાજ્ય સ્થાપનાની ભીષ્મ પ્રતિજ્ઞા લીધી. આખા હિન્દુસ્થાનના જવાબદાર પ્રતિનિધિઓએ એ પ્રતિજ્ઞા ઝીલી લીધી. વાચક સજ્જન! તમારા અને મ્હારા પ્રતિનિધિઓએ ઇશ્વરે સમક્ષ લોકમાન્ય ટિલકના સ્વરાજ્ય માટે તલસી રહેલા પુણ્ય આત્મા સમક્ષ એ મહાસભાની વેદી ઉપર એક વર્ષમાં ડીસેમ્બરની આખર સુધીમાં સંપૂર્ણ સ્વરાજ્ય સ્થાપનાની લીધેલી પ્રતિજ્ઞા તમને યાદ છે ને? એ માટે તમે શું કર્યું અને શું કરશો! સ્વરાજ્ય એટલે પોતાનું રાજ્ય. તમે તમારા પર સ્વરાજ્ય ભોગવ્યું છે! ન ભોગવ્યું હોય તો શીખો, તમારા સાત કરોડ અંત્યજ બન્ધુઓને દુઃખી અવસ્થામાંથી કહાડો, પરદેશી કાપડનો અને બને તો પરદેશી વસ્તુઓનો સંપૂર્ણ બહિષ્કાર ન કર્યો હોય તો ઉપરની ગંભીર પ્રતિજ્ઞા યાદ કરી સત્વર કરો, અને પરદેશી કાપડનો મેલ કહાડ્યાની નિશાની રૂપે સ્વચ્છ ધવલ ખાદી પરિધાન કરો. આટલી આગલી તૈયારીઓ તમને સ્વરાજ્ય નજીક લઇ જશે. આત્મશુદ્ધિ તો રામરાજ્ય માટે પ્રથમ આવશ્યક હોય જ.

હું નથી માનતો કે હવે તમને કોઈ પૂછે કે નિરંજન નિરાકાર પ્રભુને આ સમયે કેમ અવતાર લેવો પડ્યો. જે દેશમાં એંશી ટકા પ્રજા ગરીબાઇમાં સબડી રહી હોય, જેની સાત કરોડ વસ્તીની ( અંત્યજોની ) નિર્દયતાપૂર્વક અવગણના થતી હોય, જે દેશે પોતાનો ધર્મ વિસાર્યો હોય, જે પ્રજા નમાલી થઇ અધોગતિમાં સબડવા તૈયાર થઇ હોય, જે પ્રજા પરદેશી મોહમાં ફસાઇને પોતાના દેશને ખરાબખસ્ત કરી રહી હોય, તે પ્રજાને તે દેશને ઉધ્ધારવા ભગવાન અવતાર લીધા વિના બીજું શું કરી શકે! ભગવાનને પોતાનું એ વચન તો રાખવાનું છે ને? માટે સજ્જનો! પ્રીછજો આ કૃષ્ણ ભગવાનના અનુજ મહાત્મા ગાંધીને, અને સાંભળજો સદ્બોધ એ આદર્શ પુરૂષમાંથી. वन्दे मातरम्।

હાની મ્હેતવાડ—વલસાડ. } પ્રજા સેવક.

## રંગીલો રેંટિયો !

વારી જાઉં રે ! રંગીલા મ્હારા રેંટિયાને ! (૨)
કાંતી, વણી, વસ્ત્રોએ અંગ ઢાંકવાને ! વારી જાઉં રે !

લોઢી, પીંજી, પૂણી વણીને કાંતવાને ! (૨)
સ્વદેશી સાટે કહું, એ બધું વેઠવાને ! વારી જાઉં રે !

જાગો ! ભારતસન્તાન સહુ સમ્પવાને ! (૨)
હિન્દુ, મુસલ્મીન, પારસી સમ્બન્ધવાને ! વારી જાઉં રે !

ઉઠો ! સ્વદેશી ઉદ્યોગો સંસ્થાપવાને ! (૨)
સ્વદેશી બન્ધુની હાજત સન્તોષવાને ! વારી જાઉં રે !

ઘેરેઘેર મથો ! રેંટિયા ચલાવવાને ! (૨)
સ્વદેશી ને સ્વરાજ્ય ગ્રન્થી ગ્રન્થવાને ! વારી જાઉં રે !

કોટી દીન બન્ધુ-બ્હેન દુઃખ ટાળવાને ! (૨)
પોષો ઇશ્વરી આદેશ-સમ્ભાવનાને ! વારી જાઉં રે !

કરો બન્ધ વસ્ત્ર વિદેશી મંગાવવાને ! (૨)
સ્વદેશી વસના વ્યાપારને ખીલાવવાને ! વારી જાઉં રે !

સહ્યાં, દુઃખ-જુલ્મ અદ્યપિ સમ્ભાળવાને ! (૨)
આવ્યો અવસર ! ઓ હિન્દી ! ઝિમ્પલાવવાને ! વારી જાઉં રે !

સ્વદેશે સ્વદેશી સુરખી છંટાવવાને ! (૨)
કરો આજ શિવસૂતર કન્તાવવાને ! વારી જાઉં રે !

સૌ. શિવગંગા મશર.

૬ મહાત્મા ગાંધીજીનું શરીર ઉપર જણાવેલા ગુણોમાંથી કઇ જાતના ઓછા અદકા ગુણોવાળું છે તે જણાવશો ?

૭ જો તમો ખામી ખોડ ન બતાવી શકો તો જાતની સાથે ભળી જઇ ઇશ્વરની વિશેષ વિભૂતિવાળું શરીર માની મહાત્મા કહી શકશો કે નહીં ? ઉપરના પ્રશ્નોના ખુલાસા જેને શંકા હોય તેણે જગતના કલ્યાણ અર્થે કરવા મહેરબાની કરવી. પરંતુ મારે જણાવવા જરૂર થાય છે કે દુનીયાંમાં દેશકાલ સમયને લઈ જાતિ પરત્વે અવતારો, તીર્થંકરો, પેગંબરો, મહર્ષિયો, મહાત્માઓ ઉત્પન્ન થઇ ચુકેલ છે અને હજુ પણ થશે. પરંતુ જે જે કાર્યો માટે શરીર ધારણ કર્યું હતું તે તે કાર્યો કરી ગયેલ છે, અને દરેક ધર્મમાં ઉત્પન્ન થએલા દૈવી પુરૂષો સૌ સૌના ધર્મપરત્વે પૂજ્ય થએલ છે. પરંતુ હાલના જમાનામાં મહાત્મા ગાંધીજીનું શરીર સર્વ ધર્મ પરત્વે ઇશ્વરે નિર્માણ કરેલ છે. અને તેમના હાથથી તે તે કાર્યો અનેક વિઘ્નો પડતાં છતાં પુરાં થઇ રહયા બાદ તેમના પંચમહાભૂતનું શરીર વિરામ પામી તેમનો દૈવી આત્મા મોક્ષ–સ્વરૂપમાં ચાલી જશે, ત્યારે જગતમાં પાછળથી વખત જતાં તમામ જાતિ પરત્વે સર્વમાન્ય–પેગંબર રૂપે મનાશે. તો પછી હાલ મહાત્મા શબ્દથી બીજો શબ્દ તેને માટે મલી શકશે નહીં.

## દારૂ નિષેધ વિષે.

આ ચળવળ ચારે ખુણામાં મહાન વેગથી ચાલી રહેલી છે, તેમાં કેટલી જાતના અવગુણો રહેલા છે તે માટે ભારે ચર્ચા થાય છે, એટલે તે વિષે વિગતથી કહેવા ધારતો નથી; પરંતુ વિચાર કરીએ છીએ તો જબરો દોષ દુર થવાથી બીજા દોષો પણ દુર થવા સંભવ છે. તેમાં મુખ્ય દારૂ બંધ થતાં વ્યભિચાર જુગાર મોળાં પડવાનો સંભવ છે. કારણ દારૂની સાથે તે નીકટ સંબંધ ધરાવે છે, અને દારૂથીજ તેવા ખરાબ સંસ્કારો ઘણે ભાગે ઉત્પન થાય છે. તો મુખ્ય વસ્તુ નાબુદ થતાં તેને લગતા દોષો નાબુદ થવાજ જોઇએ. કારણ અંતર વૃત્તિને દારૂ ખરાબ વસ્તુનું ભાન થતાં બીજી ખરાબ વસ્તુ સારી લાગે એ કુદરતના નિયમથી વિરૂધ છે. કદાપી પૂર્વનાં પૂર્ણ પાપયોગથી બીજી ખરાબ વસ્તુ થોડો કાલ ન છુટી શકે એમ બને તોપણ એક ખરાબ વસ્તુનો સદંતર ત્યાગ કર્યો પછી બીજી ખરાબ વસ્તુ ગ્રહણ કરતાં મન અચકાયા વિના રહેવાનું નથી. એક વખત જો અંતઃકરણ ઉપર તેના માટે અપ્રિતિ ઉત્પન થયાની છાપ પડી તો પરિણામે દારૂનો સબંધ ધરાવનારા બીજા દુર્ગુણો ઉપર ત્યાગ વૃતિ ચોકસ થયા વીના રહેશે નહી. જગતનો એવો નિયમ છે કે કુદરત જ્યારે સાનુકુલ બને છે ત્યારે પરમાત્મા પોતાની મહાન વિભૂતિ વાળું શરીર ગમે તે વ્યક્તિમાં ઉત્પન કરી તેના શરીર દ્વારાએ જગતને જાગૃત કરી પડેલા પાપી સંસ્કારોનું ભાન કરાવી શુભમાર્ગ

પ્રયાણ કરાવવા પોતાનો જન્મ આ ભારત ભૂમિને શોભાવનાર થઇ પડે છે. માટે મારી તો ચોક્કસ માન્યતા છે કે મહાત્માશ્રીનાં દરેક કાર્યો ઇશ્વરની ઇચ્છાથીજ આગળ વેગ કરતાં જણાય છે. તેમનાં દરેક કાર્યો શુદ્ધ છે તેમ જાણી તેમ વર્તન કરવા તરફ લક્ષબિંદુ રાખી દરેક કાર્યોનો અમલ કરતાં દેશનું મહાન કાર્ય કર્યું ગણાશે એ નિસંદેહ વાત છે.

## પરદેશી કાપડની સાથે બીજી પરદેશી વસ્તુના બહિષ્કાર સંબંધી.

પેપરો દ્વારા કેટલાક લેખોમાં પરદેશી કપડના બહિષ્કારની સાથે બીજી પરદેશી વસ્તુના બહિષ્કાર વિના એક કપડના બહિષ્કારથી કંઇ થવાનું નથી તેવી માન્યતા જણાય છે, તો તે વિષે ખુલાસો એટલોજ છે કે મહાત્માજીનાં દરેક કાર્યોમાં ઉંડાણના રહસ્ય વિષે બુદ્ધિ દ્વારા વિચાર કરીએ છીએ ત્યારે તે વાતનો ખુલાસો તુરત થઇ શકે તેવો છે. કારણ મોટી વસ્તુ વાલા પાત્રમાં નાની વસ્તુઓ સમાઇ જાય છે, એક બીજમાંથી સહસ્ત્ર બીજ થાય છે, તે ન્યાયે મહાત્માજીનાં કાર્યોની શરૂઆત જોવામાં આવે છે.

ભારત ભૂમિ સદાને માટે પવિત્ર ભૂમિ હોઇને તેમાં મહાન પુરૂષો કાયમ માટે ઉત્પન થતા આવેલ છે. તેજ પ્રમાણે મહાત્માજીનું શરીર ઉત્પન–થએલ છે અને જોવામાં આવ્યું છે કે જગતમાં વિક્ષેપ મલનો દોષ લાગેલો છે. તે દોષ દુર કરાવવા મહાત્માશ્રી ભગીરથ પ્રયત્ન કરી રહેલ છે. તે પ્રયત્નથી તે દોષ દુર થતાં પવિત્ર ભૂમિના બાલકો એક વસ્તુ પરદેશી ગણી તે તરફ ત્યાગ વૃતિ ધારણ કરશે, અને બીજી પરદેશી વસ્તુ ગ્રહણ કરશે તેમ બનવા સંભવ નથી. ટુંકામાં એક બીજમાંથી અનેક બીજ ઉત્પન થાય છે, તેમજ પરદેશી કાપડના બહીષ્કારમાં પરદેશી બીજી વસ્તુનો બહીષ્કાર થઇ જવાનો છે. જો કે તેમાં કાંઇક વખત જોઇશે તે વાત સત્ય છે, કારણ અશુભ સંસ્કારોનાં ઝાડો જ્યાં મોટાં થઇ ગયેલાં છે તેને મૂલથી છેદન કરવામાં અનેક વિઘ્નો આડાં આવ્યા વિના રહેવાનાં નથી, પરંતુ અંતઃકરણે જાણ્યું કે તે ઉગેલાં ઝાડમાં ફલની તો સ્વપ્ને પણ આશા નથી પણ ઉલટાં કાંટારૂપ હોવાનું ભાન થતાં અંતઃકરણની શુદ્ધિ દ્વારા તે ઝાડનું મૂળમાંથી છેદન કરવાને દરેક વ્યકિતનું લક્ષ–બિંદુ દોરવાશે તેને પરિણામે પરદેશી કાપડની સાથે બીજી પરદેશી ચીજોનો બહીષ્કાર સ્વાભાવીક રીતે થઇ જશે, તોપણ તે વિષે લક્ષ રાખવાથી શુભ પરિણામ તુરત આવવા સંભવ રહેશે.

## અસ્પર્શાસ્પર્શ વિષે.

સદરહુ વિષય માટે જેટલી જોઇએ તેટલી ચર્ચા થઇ ચુકેલ છે. તોપણ તેને માટે પેપરોમાં મહાત્માજી તરફ અભાવની દ્રષ્ટિ કેટલાક લેખોમાં જોવામાં

આવે છે. પરંતુ તે વ્યાજબી છે કે ગેરવ્યાજબી તેની તુલના કરવામાં શાસ્ત્રોનો આધાર નહીં મલી શકે તો દેશરૂઢીનો ચાલ ગણવો પડશે.

એટલી વાત સિદ્ધ છે કે જે રૂઢી હોય તો લાંબા વખતના ગાઢ સંસ્કારો ખરા જ્ઞાન વિના નાશ થઇ શકતા નથી. રૂઢીથી તે દોષ દુનીયાંને લાગુ પડેલ જાણી તે દોષ દુર કરવા મહાત્મા ગાંધીજી દરેક મનુષ્યને પોતાની શુદ્ધ બુદ્ધિનો ઉપયોગ કરી ભારત ભૂમિનાં બાલકોને તે વાત નિશ્ચય કરવા જણાવી રહ્યા છે.

આ પવિત્ર ભારત ભૂમિ દેવ ભૂમિકા હોઇને તેમાં અનેક મહાન પુરૂષો મહર્ષિયો મહાત્માઓએ શરીર ધારણ કરી પોતપોતાની બુદ્ધિ દ્વારા સંસારના કલ્યાણ માટે માર્ગો બતાવી ગયા છે. તેમાં જગતનાં દરેક વ્યક્તિનાં મનુષ્યોએ જાતી પરત્વે પોતાની પ્રકૃતિ દ્વારા માર્ગો ગ્રહણ કરેલા છે, એટલે આ જગતમાં મહાત્માઓએ જે માર્ગો કલ્પેલા છે તે માર્ગથી બીજો ખોટો માર્ગ દાખલ થવાનો ખ્યાલ મહાપુરૂષના જાણવામાં આવે છે ત્યારે તે માર્ગ ખોટો છે એવું પોતાની બુદ્ધિથી જણાવવામાં આવે છે. તે વખત ખોટો માર્ગ ખોટી રૂઢીથી જો અંતકરણ સાથે ધર્મના બાનાથી પકડાઇ ગયેલો હોય તો તે છોડવાનું કહેવા જતાં કહેનાર તરફ પુરતો આક્ષેપ થવા સંભવ છે. પરંતુ તે માટે કોઇના તરફ આક્ષેપ નહીં કરતાં માત્ર દરેક વ્યક્તિએ પોતાની બુદ્ધિબલનો ઉપયોગ કરી અસ્પર્શાસ્પર્શ શાસ્ત્રોક્ત છે કે રૂઢીથી છે તેની ચર્ચા કરી તે વાત સિદ્ધ કરવી જોઇએ. અને જો ખરા માર્ગથી ઉતરી પડી ખોટો માર્ગ પકડાઇ ગયો છે એવું સિદ્ધ થાય તો ખોટા માર્ગમાં દાખલ થએલ રૂઢીમાં સુધારો થવો જોઇએ.

એટલી વાત તો નિઃસંદેહ જોવામાં આવે છે કે દરેક શાસ્ત્રોમાં ચાર વર્ણની ઉત્પત્તિનું વર્ણન જોવામાં આવે છે, તેમાં પાંચમા વર્ણનો ભાગ જોવામાં આવતો નથી. તો અસ્પર્શતા વાલા લોકોનો શુદ્ર વર્ણમાં સમાવેશ થાય છે કે નહીં તેનું પ્રતિપાદન થવાની બહુ જરૂર જણાય છે. અને તે નક્કી કરવાના સંબંધમાં હાલ જે સંવાદ ચાલે છે તે સંવાદનો નિર્ણય થવામાં નીચેના પ્રશ્નોનો ખુલાસો થવાની જરૂર માનું છું.

૧ શાસ્ત્રમાં ચાર વર્ણની વ્યાખ્યા સિવાય પાંચમા વર્ણની વ્યાખ્યા છે કે નહી.

૨ જો ચાર વર્ણ સિદ્ધ થાય તો અસ્પર્શતા વાલા લોકો શુદ્ર કોટીમાં આવી શકે કે નહી.

૩ જો આવી ન શકે તો વર્ણાશ્રમનો પાંચમો ધર્મ ગણાય કે નહી,

૪ જો પાંચમો ધર્મ માનો તો અસ્પર્શતાનો દોષ કયા શાસ્ત્રમાં છે.

૫ આંતર શુદ્ધિવાલાને ઉંચ વર્ણ કહેવો કે બાહ્ય શુદ્ધિવાલાને ઉંચ વર્ણ કહેવો.

૬ ચાર વર્ણાશ્રમના ધર્મવાલા જીવાત્મા પાપી અને મલીન અંતઃકરણ વાલાને કયા વર્ણમાં શાસ્ત્રે ગણેલ છે.

૭ અસ્પર્શતા વાલા પોતાનું ચાલતું કર્મ છોડી શુભ કર્મનું આચરણ કરે તો તેને અડકવામાં દોષ છે કે નહીં.

૮ કર્મથી ઉંચ નીચ વર્ણ થઈ શકાય છે કે નહીં.

૯ રજસ્વલા સ્ત્રીને અડકવાથી સ્નાન શુદ્ધિ કરવી પડે છે, તેવી રીતે અસ્પર્શતાવાલા લોકોને અડકવાથી સ્નાન શુદ્ધિ કરવા શીવાય બીજો દોષ છે કે નહીં.

૧૦ જો બીજો દોષ ન હોય તો તેમને તિરસ્કાર કરવાની આપણી સત્તા છે કે નહીં.

ઉપર જણાવેલા પ્રશ્નોના ખુલાસા જગતના કલ્યાણ અર્થે ધર્મના અનુયાયીઓ તેમજ પંડિતો અને બુદ્ધિશાલી જીવાત્માઓ દરેકની બુદ્ધિ અનુસાર પેપર દ્વારા બહાર મુકવાથી દેશનું કાર્ય કર્યું ગણાશે.

## મહાત્માજીને અણસમજુ વર્ગ પૂજેછે તે ગાડરીયા પ્રવાહ રૂપે ગણાય છે તે વિષે

કેટલાક લેખોમાં વાંચવામાં આવે છે કે અજ્ઞાન માણસનો સમૂહ ગાડરીયા પ્રવાહ માફક મહાત્માજી તરફ દોરવાઈ રહેલ છે, પણ કેલવાયેલો વર્ગ મુદલ નથી. અને જે છે તે જુજ છે. આનો અર્થ સમજી શકતો અથવા તે વિષે વિવેચન કરવું એ વૃથા છે. કારણ જ્યાં સત્ય વસ્તુનું ભાન નથી પણ અસત્ય વસ્તુનુંજ ભાન થાય છે ત્યાં કહેવા સાંભળવાપણું ભાગ્યેજ રહે છે. પરંતુ અજ્ઞાન માણસો કેને કહેવા તેનો વીગતવાર ખુલાસો કોઈ આપવા કૃપા કરશે તો ઉપકાર થશે. મારી માન્યતા પ્રમાણે જગતમાં અજ્ઞાન માણસ કોઈ નથી, માત્ર સંસ્કાર દ્વારાએ દરેકની બુદ્ધિનો કેમ ઉપયોગ કરવો તે દરેક મનુષ્યના નાનતંતુની વાત છે. મારું તો સાફ માનવું છે કે હાલના જમાનાની કેલવણીવાલા મનુષ્યોની બુદ્ધિ કરતાં બીનકેલવણી પામેલાની બુદ્ધિ ઉચ્ચ પ્રકારની જોવામાં આવે છે. તેના સેંકડો દાખલાઓ છે તે અત્યારે જણાવવા માગતો નથી. અત્યારે તો માત્ર એટલુંજ જણાવું છું કે મહાત્માજી તરફ જગત જે દોરવાઈ રહેલું છે, તેનું મુખ્ય કારણ તેના તપના અને આત્મબળના પ્રભાવનો પ્રતાપ છે. દરેક મનુષ્ય પોતાનું હિત શેમાં રહેલું છે તે જાણવાને પ્રયત્ન કરી રહેલ છે, અને તેમાં ભૂલ થતી હોય તો ભુલને સુધારનાર સાચો ગુરૂ પ્રાપ્ત થાય ત્યારે પોતાની ભૂલ પોતાને માલુમ

પડયા વીના રહેતી નથી. અને ભૂલ માલુમ પડવાની સાથે ભુલ સુધારનાર તરફ પ્રેમની દૃષ્ટિથી દોડી જવાય છે. અને પછી તેમાં ગમે તેટલાં વિઘ્નો નાંખવા વાલા મળી આવે તોપણ તે જીવાત્મા પોતાનું લક્ષબીંદુ મુકતો નથી. તેવી રીતે દુનીયાંની કેટલીક ભુલો સુધારવાને ઇશ્વરે મહાત્માજીના શરીરને પ્રગટ કરેલું છે, અને દુનીયાંએ સાચા ગુરુ જાણ્યા એટલે મહાત્માજીના વચન ઉપર દુનીયાં સપાટા બંધ ચાલવા લાગી છે. ત્યારે કેળવણી પામેલા મનુષ્યો મહાત્માજીના કાર્યમાં વિઘ્ન નાખવા તૈયાર થાય છે, પરંતુ એટલું તો સિદ્ધ થઇ ચુકેલ છે કે મનુષ્યોને પુર્ણ ગુરુ મળતાં હવે પોતાનું ખરું સ્વરૂપ છુપાવશે નહીં, અને તેવા મલ વિક્ષેપવાલા આક્ષેપોથી શુદ્ધ અંતઃકરણવાલી વ્યક્તિ બીજી સ્થિતિ ગ્રહણ કરી શકવાને અશક્ત બની છે.

ઉપર જણાવેલા દરેક વિષયવાળા લેખમાં કોઇને કાંઇ શંકા જેવામાં આવેથી જણાવવા કૃપા કરશો. પરંતુ મારી માન્યતા તો એવી છે કે દેશના કાર્યમાં એકતાથી મદદ કરવાને બદલે વિક્ષેપ નહીં નાંખતાં દરેક મનુષ્યો પોતાની બુદ્ધિનો પુરો ઉપયોગ કરી આગળ આવશે તો દેશનું મહાન કાર્ય કર્યું ગણાશે.

રાજકોટ } વકીલ પ્રભુજી દયારામ ત્રવાડી.

## विदेशी वस्त्रनी होली.

વિદેશી વસ્ત્રની હોળી, જલાવી વીર ગાંધીએ !
ભમાવેલી પ્રજા ભોળી, જગાવી વીર ગાંધીએ, ૧
વિદેશી વસ્ત્રથી વૃત્તિ, વિકારી થાય છે આર્યો !
પુકારી પ્રેરણા કીધી, અમોને વીર ગાંધીએ ! ૨
જતાં હુન્નર કળા કીટી, અમારા હિંદ દેશોથી.
ગુલામી બેડીમાં બાંધ્યા, જણાવ્યું વીર ગાંધીએ ! ૩
ચમકતો તેજ સીતારો, અમારાં હિંદનો જ્યારે,
હતી સર્વોપરી સત્તા, સુણાવ્યું વીર ગાંધીએ ! ૪
થયો તો અસ્ત આબાદી, તણો આફતાબ દેશનથી,
ઉદય થાતો ફરી આજે, બતાવ્યો વીર ગાંધીએ ! ૫
સડેલા અન્નની માફક, વિદેશી વસ્ત્રને બાળો,
સમૂળાં હિંદથી ટાળો, જમાવ્યું વીર ગાંધીએ ! ૬
સકળ સંતાન ભારતનાં, જગાડયાં વીર ગાંધીએ,
સ્વદેશી વૃત્તનું ભ્યુગલ, વગાડયું વીર ગાંધીએ. ૭

બેજવા } જયકૃષ્ણાત્મજ
મહેમદાવાદી.






ધૌમ્ય ગુરૂને ઉપમન્યુ નામે એક શિષ્ય હતો. શિષ્યની કસોટી કરવાનો ગુરૂએ વિચાર કર્યો અને એક દિવસે તેને બોલાવીને કહ્યું, "બેટા ઉપમન્યુ, હવેથી ગાયોની સંભાળ રાખવાનું કામ તારે કરવાનું છે."

ગુરૂ આજ્ઞા માથે ચઢાવી બીજે દિવસથીજ ઉપમન્યુ ગાયો ચારવા જવા લાગ્યો. ગાયો ચારી સાંજે તે આશ્રમમાં પાછો આવતો અને ગુરૂને પ્રણામ કરતો. ગુરૂને પ્રણામ કરીને ઉભા રહેલા ઉપમન્યુને ધૌમ્ય ગુરૂએ પૂછ્યું. "ઉપમન્યુ! તું તો શરીરે રૂષ્ટ પુષ્ટ છે! શાના ઉપર તેં શરીરને પોષ્યું!

"પ્રભુ" ઉપમન્યુ એ જવાબ આપ્યો. "મેં ભિક્ષાન્નથી મારો ઉદર-નિવાહ કર્યો."

ગુરૂએ કહ્યું, "ભિક્ષાથી મેળવેલું અનાજ મને ધર્યા સિવાય તારાથી ખવાયજ નહિ."

બીજે દિવસે ભિક્ષાન્ન લાવી ઉપમન્યુએ ગુરૂને પ્રથમ ધર્યું. ગુરૂ મહારાજે એ સર્વ અન્ન પોતાની પાસેજ રાખી લીધું. ઉપમન્યુને જરા પણ આપ્યું નહિ. ઉપમન્યુ તો ગાયો ચારવા ચાલ્યો ગયો. ગાયોને ચારી એ પાછો આશ્રમમાં સાયંકાળે ગુરૂપાસે હાજર થયો, અને ગુરૂચરણમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. એ વખતે પણ ઉપમન્યુને શરીરે રાતો માતો જોઇ ગુરૂએ પૂછ્યું. "ઉપમન્યુ! ભિક્ષાથી માગી લાવેલું બધું અન્ન તો હું તારી પાસેથી લઇ લઉં છું તો પછી તું શું ખાઇને રહે છે?"

ઉપમન્યુએ જવાબ આપ્યો, "મહાનુભાવ, એક વખત લાવેલું ભિક્ષાન્ન સઘળું આપને ધરી દીધા પછી હું ફરીથી ભિક્ષા માગવા જાઉં છું."

આ સાંભળી ગુરૂ બોલ્યા, "ગુરૂની આજ્ઞા પાળવાની આ રીત નથી. આથી તો તારા જે શિષ્ય ભાઇઓ ભિક્ષાન્ન ઉપર નિર્વાહ કરે છે તેની તું આડે આવે છે. ખરેખર તું અત્યંત લોભી દેખાય છે."

હવેથી ફરી ભિક્ષા માગવા નહિ જવાની ગુરૂ આજ્ઞા માથે ચડાવી ઉપમન્યુ ગાયોની સંભાળ રાખવા ચાલ્યો ગયો.

બીજે દિવસે પણ આખો દિવસ ગાયોને ચરાવી સાયંકાળે રિવાજ મુજબ ગુરૂ સમીપ હાજર થયો અને ગુરૂને પ્રણામ કરી ઉભો રહ્યો. આ વખતે પણ ઉપમન્યુને શરીરે હતો તેવોજ જોઇ ગુરૂએ કહ્યું, "ઉપમન્યુ! ભિક્ષાથી માગી લાવેલું બધું અન્ન હું તારી પાસેથી લઉંછું, અને ફરી વખત ભિક્ષા માગવા તો તું જતો નથી, તો પણ તારૂં શરીર આવું ક્યાંથી રહ્યું છે? શેના ઉપર તું ઉદર નિર્વાહ કરે છે?"

"ગુરૂદેવ," ઉપમન્યુ એ જવાબ આપ્યો. "હું આ ગાયોના દૂધ ઉપર હવે જીવું છું,"

આ સાંભળી ગુરૂ બોલી ઉઠયા, "મારી આજ્ઞા મેળવ્યા સિવાય આશ્રમની ગાયોનું દૂધ આમ પી જવું એ તો અનીતિનું આચરણ ગણાય."

ઉપમન્યુએ ગુરૂની આ શિક્ષા બરાબર ધ્યાનમાં રાખી, અને ગાયો ચારવા ચાલ્યો ગયો. ઉપમન્યુ ગાયો ચારી આશ્રમે પાછો ફર્યો અને ગુરૂ ચરણમાં પ્રણામ કરી ઉભો રહ્યો. ગુરૂએ આ વખતે પણ તેને શરીરે અલમસ્ત દેખી પૂછ્યું, "પુત્ર, ઉપમન્યુ! ભિક્ષાન્ન તો તેને ખાવા મળતું નથી, તેમજ ફરીથી ભિક્ષા માગવા પણ તૂં જતો નથી, વળી ગાયોનું દૂધ પીવાની તો મારી આજ્ઞા નથી, તોય તું શરીરે પુષ્ટ કેમ દેખાય છે? ઉદર પોષણ કરવાનું કયું સાધન શોધ્યું છે?"

ઉપમન્યુએ જવાબ આપ્યો, "ગુરૂ મહારાજ! પોતાની માતાને ધાવતાં ધાવતાં વાછરડાઓના મ્હોં ઉપર જે ફીણ થાય છે અને જે ફીણ તેઓ ફેંકી દે છે તે ફીણ ખાઇને મેં મારૂં પોષણ કર્યું છે."

આ સાંભળી ગુરૂ બોલ્યા, "હું ધારૂં છું કે એ ઉદાર દિલનાં વાછરડાં તારાં ઉપર દયા લાવીને વધારે પ્રમાણમાં ફીણ ફેંકતાં હોવાં જોઇએ. આ પ્રમાણે આચરણ કરીને તો તું વાછરડાને ભૂખ્યા રાખીશ. આજથી ધ્યાનમાં રાખજે કે એ પ્રમાણે ફીણ ખાવાં એ પણ પાપાચરણ છે."

આ શીખામણ પણ ધ્યાનમાં રાખીને અને ગુરૂની આજ્ઞા માથે ચડાવી ઉપમન્યુ ગાયો ચારવા ચાલ્યો ગયો. ગુરૂ આજ્ઞાનું યથાર્થ પાલન કરવા માટે હવે તે ફરીથી ભીક્ષા માગવા જતો ન હતો, તેમજ નહોતો પીતો ગાયોનું દૂધ, કે નહોતો ખાતો વાછરડાનાં ફીણ.

ક્ષુધા પિડીત ઉપમન્યુએ જંગલમાં એક દિવસ 'અર્ક' નાં પાદડાં એટલા બધાં ઝેરી હતાં કે તે ખાવાથી ઉપમન્યુ આંખે આંધળો થયો. ઉપમન્યુ

આમતેમ તરફડીયાં મારવા લાગ્યો, અને એમ કરતાં કરતાં તે એક ઉંડા ખાડામાં પડયો. સાયંકાળ થયો છતાં ઉપમન્યુને આશ્રમમાં નહિ જોવાથી ગુરૂએ વિદ્યાર્થીઓને પુછ્યું, "ઉપમન્યુ કયાં છે ?" વિદ્યાર્થીઓએ જણાવ્યું કે એ તો હજી ગાયો ચારીને આવ્યોજ ન હતો.

"ઉપમન્યુને મેં કોઇ પણ વસ્તુનો ઉપયોગ કરવાની મના કરી છે," ગુરૂ બોલ્યા, "આથી એને ખોટું લાગ્યું છે અને એટલા માટેજ આટલું મોડું થયું છતાં હજુ તે આવ્યો નથી, ચાલો આપણે તેની શોધમાં જઇએ."

આમ કહી બધા શિષ્યો સાથે ધૌમ્યગુરૂ વનમાં ગયા, અને, "ઉપમન્યુ, બેટા, તું કયાં છે?" એમ બૂમો પાડતાં ઉપમન્યુએ જવાબ આપ્યો, "હું અહીંઆ કુવાને છેક તળીએ પડયો છું." ગુરૂએ એમ થવાનું કારણ પુછ્યું, તેથી ઉપમન્યુએ વળી કહ્યું, "અર્કનાં પાંદડાં ખાવાથી હું આંધળો થયો અને એને પરિણામે આ કુવામાં પડયો."

આ સાંભળી ગુરૂજીએ કહ્યું, "બેટા, દેવોના વૈદ્ય અશ્વિનીકુમારોની સ્તુતિ કર, એ તારી ગયેલી આંખો પાછી આપશે."

શુદ્ધ અંતઃકરણથી પ્રેમપૂર્વક દેવોના વૈદ્યની પ્રાર્થના કરી. આ પ્રાર્થનાથી પ્રસન્ન થઇ અશ્વિનીકુમાર ઉપમન્યુની સમીપ આવી કહેવા લાગ્યા, "અમે તારી પ્રાર્થના સાંભળી પ્રસન્ન થઇ તેં કરેલા આવાહનથી તારી પાસે આવ્યા છીએ. લે આ ફળ અને ખા."

ઉપમન્યુએ કહ્યું, "હે દેવોના વૈદ્ય! તમારા શબ્દો કદી અફળ થતાજ નથી; પરંતુ મારા ગુરૂને ધર્યા સિવાય એ મારાથી ખાઇ શકાય તેમ નથી.!

આ સાંભળી અશ્વિનીકુમારે કહ્યું, "અગાઉ તારા ગુરૂએ પણ એક વખત અમારૂં આવાહન કર્યું હતું, તે વખતે પણ અમે આવું ફળ એને આપ્યું હતું અને એણે પોતાના ગુરૂને ધર્યા સિવાય તે ખાધું હતું. તારા ગુરૂએ જે પ્રમાણે કર્યું હતુ, તે પ્રમાણે કરવામાં તને શો વાંધો છે ?"

ઉપમન્યુ આ સાંભળી અતિ દીન સ્વરે બોલ્યો, "હે દેવોના વૈદ્ય! હું તમારી ક્ષમા માગું છું, મારા ગુરૂને ધર્યા સિવાય એનો ઉપયોગ હું નહિજ કરૂં."

અશ્વિનીકુમાર આથી બહુજ પ્રસન્ન થયા અને કહ્યું, "તારી અનન્ય ગુરૂભકિતથી ખરેખર અમે બહુજ પ્રસન્ન થયા છીએ, તારી ગયેલી આંખો તને પાછી મળશે અને તું પરમ સુખને પ્રાપ્ત કરીશ."

અશ્વિનીકુમારના વરદાનથી ઉપમન્યુ આંખે દેખતો થયો. પોતાના ગુરૂ પાસે જઇ તેણે સઘળી હકીકત કહી અને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી ઉભો રહ્યો. ગુરૂ પણ અતિ પ્રસન્ન થયા અને આશિર્વાદ આપ્યો, "બેટા પરમ સુખની તને પ્રાપ્તિ થાઓ, સકળ વેદ અને ધર્મશાસ્ત્રમાં તું નિપુણ નીવડો."

શ્રીદક્ષિણામૂર્તિ
વિનયમંદિર
ભાવનગર.

હરિશંકર દુર્લભજી ત્રિવેદી.

## વાનર ટોળી.

### બાલગીત.

( રાગ—જુઓ જુઓ પંખીની આ ટોળી. )

જૂઓ જૂઓ પેલી વાંનરટોળી,
નથી જાત એની કદીએ ભોળી.
એના હાથો ને મોઢાં છે કાળાં.
કરી મૂક્યાં તે જાણે મેશવાળાં.
ડીલે રૂવાંટી મોટી છે ધોળી,
એક બીજાની ખાયે જૂ ખોળી.
આપણ નાચી કૂદી કરીએ ખેલ,
બચ્ચાં સરસ કરે એવા ગેલ.
એક બીજાને કૂદી જાય કેવાં !
જુઓ બેસે તે માણસના જેવાં.
તાણી તાણીને પૂછડી કરડે છે.
ઝાલી ઝાલીને ડોકી મરડે છે.
એની ચપળતા તો છે મોટી,
પણ અટકચાળાંની રીત ખોટી.
માને પેટે મ્હલાં[1] તો વળગે છે,
તેની સાથે તે કેવી ઠણકે છે !
ઘર ઝાડે એ કેવાં ભટકે છે,
મારી મારીને ડેકડા લટકે છે.
ફળ બીયાં ને પાલો બહુ ભાવે,
તોડી તોડી ચપોચપ તો ચાવે.
'ઉપાઉપ' કરે કેવા ઘડીઆ,
આખી ટોળીમાં તે તો છે વડીઆ.
'કડકડ' દાંતોને કેવા કકડાવે !
ધસી ધસી તે સૌને ત્તતડાવે !

હાંસાપુર: } નીછાભાઈ ભાઇશંકર ભટ્ટ.

---

૧. બચ્ચાં. ( સુરત જીલ્લામાં વાંદરાના બચ્ચાને મ્હલું કહે છે. )






કુટુમ્બની, ગામની, જ્ઞાતિની, સમાજની, સ્વદેશની એમ અનેક પ્રકારની ઉન્નતિમાં સ્ત્રીનું સ્થાન અતિ અગત્યનું છે એમ વિચારતાં જણાય છે. પુરૂષોના પુરૂષાર્થમાં માત્ર સ્ત્રીઓ. ત્હેમની સાથે રહે એટલુંજ બસ નથી, પરન્તુ જો તેઓ ધારે અને ઉન્નતિ કાર્યને પોતીકું કરે, તો તે ઘણું વધારે કરી શકે એમ મ્હને નિઃશંક જણાય છે.

"પરન્તુ" "તો" "પણ" "બની શકી તો" વગેરે પ્હાડ જેવા બાધક શબ્દો. આડા મૂકી અટકવાનું તો સર્વને માટે રહેલું છે, પરન્તુ એ શબ્દો પછી આવતાં બાધક વિચારો વિષે વિશેષ વિચાર કરી નડતર દુર કરવામાંજ કાર્ય સાધક થાય છે.

પ્રાતઃસ્મરણીય ભારત વર્ષીય સતી સીતા. દમયન્તિ, તારામતિ, સાવિત્રી અહલ્યા આદિ :સત્યયુગની સતીઓ પોતેજ સત્ય યુગને સત્યયુગ કરી શક્યાં હતાં. આ વર્તમાન કલિયુગમાં મ્હારી વ્હાલી બ્હેનો ધારે તો સત્યયુગ પ્રવર્તાવી શકે. દરેક બ્હેન પોતાનું આંગણું અને ઘર સ્વચ્છ રાખવા પ્રયત્ન કરે, તો આખું ફલીયું યા ગામ એકી વખતે સ્વચ્છ થઇ રહે, અને એ ફલીઆમાં કે ગામમાં ઝાડૂ વાળનારની દરકાર રહે નહિ. તેમ દરેક બ્હેન ધારે તો પોતાના ઘરને સ્વર્ગ બનાવી શકે અને આ કલિયુગમાં પણ સત્યયુગ પ્રવર્તાવી શકે.

ગાડાનાં બન્ને પૈડાં અખણ્ડિત અને સુતરાં હોય તો ગાડું સરળ અને નિયમિત અવિછિન્ન ગતિ કરી શકે છે. તેમજ સ્ત્રી-પુરૂષ મળીને ગૃહસ્થાશ્રમ સીધો સરલ કલેશ રહિત ચલાવી શકે.

પુરૂષની પ્રવૃત્તિમાં અને ત્હેમની હારોહાર સજોડ રહી સ્ત્રીઓ પણ સંસવૃતિમાં સમભાગી રહી સમર્થન કરે તો પ્રવૃત્તિ સફલ નિવડે અને એ રીતે સ્ત્રીઓ ઉન્નતિના કાર્યમાં અતિ ઉપયોગી થાય.

બેશક કેલવણીના અભાવે અને ખાસ કરીને ધર્મની કેલવણીના અભાવે આપણે સ્ત્રી વર્ગજ, ઉન્નતિના કાર્યમાં ઉપયોગી થવાને બદલે અડચણ રૂપ થઇ પડીએ છીએ.

દુર્ભાગ્યે શાસ્ત્રીય સિદ્ધાન્તો રૂઢીના સ્વરૂપમાં રૂઢ થએલા હોવાથી, રૂઢીઓને શાસ્ત્રીય સિદ્ધાન્તની ઉપમા આપી, બાધક ઢાલ તરીકે આગળ કરવામાં આવે છે.

આચાર્યો, ઉપદેશકો, કુટુમ્બના વડીલો ધાર્મિક સિધ્ધાન્તોને ત્હેના ખરા સ્વરૂપમાં પિછાની આચારમાં મુકતા હોય તો અનુકરણીય કૌટુમ્બિકો પણ એજ અનુકરણ કરી ઉન્નતિના સાધનમાં પ્રત્યક્ષ પોષક થાય એ સ્વાભાવિક છે.

આટલો ઉપોદ્ઘાત લખ્યા પછી હવે મ્હારી વ્હાલી બ્હેનોના ખ્યાલમાં આવી શકશે કે આપણે અબળા છતાં ઉન્નતિમાં સમભાગી થઇએ તો પ્રબળા કાં ન થઇ શકીએ ? અસ્તુ.

દમ્પતિ સ્નેહમાંજ દમ્પતિ ધર્મનું રહસ્ય રહેલું છે, જે મ્હારી વ્હાલી બ્હેનોની સ્હમજમાં ઉતરી જાય તો એ બે રીતે અતિ ઉપયોગી થઈ શકે.

( ૧ ) પોતે પોતાને ઉપયોગી થઇ જન્મનું સાર્થક સાધી શકે.

( ૨ ) અન્યને ઉપયોગી થઇ જન્મ સાર્થક કરવાના સાધનમાં સમભાગી થઇ શકે.

પતિપરાયણતામાં સર્વ સ્ત્રીધર્મનો યા સ્નેહનો સમાવેશ થઇ જાય છે. બાલકોને આજ્ઞાધારક સદ્વર્તનશાલી સદ્ગુણી બનાવવામાં સ્ત્રીઓ મૂખ્ય ભાગ ભજવી શકે. જે કુમળી વયે બાલકો પિતા કરતાં માંતાના સહવાસમાં વધારે કાળ રહે છે તે કાળમાં પોતાના આચાર વિચાર અને સહનશીલ સદ્ગુણની છાપ બાલકોપર પુરતા પ્રમાણમાં પાડી શકે અને વર્તમાન સંતતિ એ રીતે ભવિષ્યમાં ઉત્તમ નાગરિકના સ્વરૂપમાં સ્વદેશ સેવકો બની શકે.

હું તત્વજ્ઞાની યા વિદુષી નથી માત્ર અક્ષર જ્ઞાની છું, અને એ એકજ સાધન વડે અન્ય સાધનોની મદદથી મેળવેલા જ્ઞાનનો સાર આ લેખ રૂપે આલેખાય છે.

સદ્ભાગ્યે યા પૂર્વના સુસંસ્કાર વડે હું કૉલેજીઅન જીંદગીથી વંચિત છું, અને એજ મ્હારાં અહોભાગ્ય છે. કૉલેજના ચરખામાં પીલાએલી અને કંતાઇ ગએલી કેટલીએ બ્હેનો મ્હારી અને અન્ય જ્ઞાતિમાં છે. પરન્તુ મહેતીજી કે મિસ્ટ્રેસથી તે કંઇ અધીક નથી. કમાવું એ પુરૂષની ફરજ યાને ધર્મ છે, સ્ત્રીઓનો એ ધર્મજ નથી. તે કાર્ય સ્ત્રીઓએ ઉપાડી લેવાથી ત્હેમનો ગૃહસ્થાશ્રમ કેવો વચરકી જાય છે તે પ્રત્યક્ષ જોયો છે.

ગૃહસ્થાશ્રમમાં પુરૂષ અગ્ર ભાગ લે છે એ ખરૂં, પરન્તુ તેઓ તો સ્ત્રીઓની અજ્ઞાન દશાનો લાભ અનાયાસે લઈ જાય છે. છતાં સ્ત્રીઓની સમ્મતિ વિના

## मोढ कोमना महात्मानी

### महान् देशसेवाओ.




( स्वाधीन भारतनो राष्ट्रीय झुंडो. )

પુરુષો સંસાર વ્યવહારનું કોઇ કાર્ય નિર્વિઘ્ને કરી શકાતા નથી એ તો બહુજ સ્પષ્ટ છે, અને ઘરોઘરમાં એ અનુભવ તો પ્રતક્ષ જ હોય છે.

બાલકોને લગ્નિત કરવામાં પુરુષો સ્ત્રીઓના અજ્ઞાનનો લાભ લઇ પોતાને ફાવતો કોન્ટાકટ વિક્રય સાટાં તેખડાં વગેરે કરી લે છે, પરન્તુ તેવાં સાટાંનો પ્રત્યક્ષ અનુભવ થતાંજ ગમે તેવી અજ્ઞાન સ્ત્રીઓ પણ ચમકી ઉઠે છે અને એવી ઘણી બ્હેનોને પ્રત્યક્ષ પશ્ચાતાપ કરતાં જોએલી છે.

લગ્નમાં સામ સામાં સાટાંથી એક બીજા પરસ્પર સાળા બનેવી બનેલા જણાય છે, તેઓ તેમ કરવા છતાં તેમનાં અંતઃકરણ તેમને ડંખતાં હોય એ અનુભવ્યું છે, છતાં "નિરૂપાએ કર્યું" એમ પણ કહે છે. જરા ધીરજ રાખી તેખડાં અને ખાસ કરીને ચોકડાં ગોઠવવા જેટલો સુધારો તો મ્હારી વ્હાલી બ્હેનો ચાહે તો પોતાના કશા જ્ઞાન વગર હઠાગ્રહ વડે પણ કરાવી શકે. એ સ્થળે એમનો હઠાગ્રહ કે દુરાગ્રહ ઉપકારક અને વંદનીય થાય.

મૂળે જ્યાં કેલવણીમાંજ ધર્મને સ્થાન નથી, તો પછી સ્ત્રી કેલવણીમાં તો ધર્મને સ્થાન ક્યાંથીજ હોય ! અને એનુંજ પરિણામ આપણી આ દશા છે. કેલવણી દાતા પરદેશી સરકાર સ્વદેશી ધર્મની કેલવણીને સ્થાન આપે એ તો આકાશ કુસુમવત્ જ હોય. આપણા અગ્રગણ્ય જ્ઞાતિના કે દેશ નાયકોએ અદ્યપિ આ સ્થિતિ ચાલવા દીધી એનુંજ પરિણામ સ્ત્રીઓની અંધકારમય દશામાં અને પરિણામે ઉન્નતિ પણ એજ સુષુપ્તિ દશામાં છે. જમાનો જાગ્રતિનો આવ્યો છે. અને મોઢ જ્ઞાતિ માટે માર્તણ્ડ ઉદય પામી પ્રકાશ ફેંકે છે તે ગાઢ અંધકારના યુગમાં કેવો પ્રકાશ પુરે છે તે તો ભવિષ્ય કાલ બતાવી આપશે. તથાસ્તુ.

વાચક ભાઇઓ અને બ્હેનોને મ્હારે એક અંગત વિનન્તિ કરવાની છે તે એ કે આ લેખ વાંચી લેખક ( હું ) આદર્શભૂત ગ્રહિણી છું એમ આપ કદાપી માનશો નહિ. હું પોતેજ આપને એમ માનવા ના કહું છું, પરન્તુ મ્હારા ગૃહસ્થાશ્રમમાં પ્રસંગોપાત ચર્ચાતા વિષયોની સ્મરણ નોંધને પત્રપટ પર આલેખવા આજે મ્હેં પ્રથમ પ્રયાસ કરેલો છે. હું હજી વિચારક થવાને અને પ્રવેશક થવાને પ્રયત્ન કરૂં છું અને મ્હારા જીવનમાં ઉતારવા મથન કરૂં છું. હજી મ્હારી સફલતા નિષ્ફલતા મ્હારૂં ભાવિજ બતાવી આપશે.

ભાઇ પ્રભાશંકર પાઠકની સ્ત્રીગણ ઉપર અતિ ઉચ્ચ અભિલાષા અને સ્નેહાળ લાગણી હોવાથી સ્ત્રીઓના લેખની માગણી માર્તણ્ડ માટે વારંવાર કર્યા કરે છે, તે વાંચી મ્હેં આ લેખ લખવાનું સાહસ કર્યું છે.

વાચક ભાઇ બ્હેનો ! મ્હારા પ્રથમ પ્રયાસને લક્ષમાં રાખી ગુણગ્રાહક થશો અને દોષને ક્ષંતવ્ય ગણશો. તથાસ્તુ.

સૌ૦ શિવગંગા મશરૂ.

# फरजनी याद कां भूलो ?

ગઝલ-સાખી.

અરે ઓ સુજ્ઞ બંધુઓ ! હવે તો નિંદ સંકેલો,
શિરે છે કાર્ય ન્હે મોટું, તમે તે સ્પષ્ટ ઉકેલો.
પડયા અંધાર કુપમાંહી, પ્રકાશ્યો સૂર્ય અણમુલો,
રૂડા તેજે તરી આવો, ફરજની યાદ કાં ભુલો ?

આળસને અળગું કરી, થઇ જાઓ તૈયાર,
દિન ગયા ના અંખવો, લો હાથે હથિયાર.
કુધારાને કુરૂઢીનાં, ઉંડાં ફાલ્યાં મુળાં બાળો,
હણાએલા પુરા હાવે, સમો આ વ્યર્થ ના ગાળો,
ઘવાયા ને રીબાયા છો, દુભાયા દુઃખમાં ડુલો,
હજી કંઇ આંખ ખોલોને, ફરજની યાદ કાં ભુલો ?

બાળપણામાં ખેલડાં, બાંધ્યાં અપરંપાર,
ભળતામાં આવી ભળ્યા, લહ્યો ન સારાસાર.
શિશુ વ્હાલાં સમજસુનાં, રમતને નિત્ય ચાંનારાં,
વિચરતાં સુખને ઓથે, પતિ-પત્ની કર્યાં હાથે,
મર્યું જો એક પંખીડું, બીજે ભાવી થયું ભુંડું,
નિસાસા તેહના તોલો ફરજની યાદ કાં ભુલો ?

વજન તુલામાં થાય તે, અડસટ્ટે અકરામ,
રક્ત માંસને અસ્થિનાં, ઉપજાવે અતિ દામ.
બિચારી ગાય બાળાને; દીએ મિલ્કત પડાવીને,
બને શ્રીશુન્ય સંસારે, રહ્યું શું દુઃખ આગારે ?
દુઃખી જામાતૃ ને પુત્રી, કહે થઈ વક્ર વિધાત્રી,
વિચારો વાત શું ફુલો ? ફરજની યાદ કાં ભુલો ?

રીતરિવાજ રૂડાથકી, વિલસે પુર્ણ સમાજ,
તાગડધિન્ના લોગવ્યે, ના સુધરે કંઈ કાજ.
અધમ અન્યાયનું નાકું હળાહળ પુર્ણ પરમાણું,
ગયેલી આશ્રના ભેળી, સુહાગી સાખ સમજાણું,
ઉદર અન્નોદકાદિને, કરે ખાલી ઘુમાવીને,
પ્રભુનો ન્યાય છે ખુલ્લો, ફરજની યાદ કાં ભુલો ?

કન્યાવિક્રય કેરથી, ઢાંકપિછોડા માટ,
વિનિમય પેઠો ઘરઘરે, વણુજ વધ્યો પુરપાટ.
તનુજ બેનને સાટે, પિતા ભ્રાતા મહાલે છે,
ખરે એમાંય હાની છે, વિચારો શું લહાણી છે?
બુરૂં જો એકનું થાતાં, હૃદયની હાય સમજાતાં,
ખરાબી સર્વની ખોલો, ફરજની યાદ કાં ભુલો?

ભાગ્ય ભલું તેનું ગણો, રિધસિધ સર્વે હોય,
ખર્ચે દામ ઉદાર થઇ, શુભ કર્ત્તવ્યે કોય.
મરણ કે ચોથીઉં સીમંત, ભલે હો ભટ્ટનું પરણેત,
રીતિ છે નાતની જેવી, ઉઠાવે સર્વ કો તેવી,
રૂડી મિષ્ટાન્ન તૈયારી, રચાવો ઘુતની કયારી,
તવંગર રંક ના તોલો, ફરજની યાદ કાં ભુલો?

વિધવાં વિણુ ધંધે ફરે, ઉલટે ઉલ્કાપાત.
પેખી જીવન તેમનું, હૃદય ધરે ઉત્પાત.
સ્થિતિ આ લક્ષમાં લેતાં, કલેજાં નિત્ય ચીરાતાં,
વધારીને નવીન હુન્નર, વળી વિદ્યા કળા સુંદર.
જીવનમાં તે ઉમેરીને, જીવિતનો રાહ આપીને,
ચહો આશિષની રેલો, ફરજની યાદ કાં ભૂલો?

છે જગમાં વિદ્યા અતિ, વિધવિધ હુન્નર તેમ,
વ્યાપારો વધતા રહે, કરણુ ધરાવે રેંમ
ગરીબ માબાપનાં છોરૂ, નીતિના નેમથી ચારૂ,
તલપતાં જ્ઞાનને સારૂ, પરંતુ વિત્તનું ખ્હારૂં.
પુરાતાં વાડકી ધરતાં, નજીવી નોકરી કરતાં,
મદદનો માર્ગ કંઇ ખોલો, ફરજની યાદ કાં ભુલો?

કજીઆને કંકાસથી, રોગ વધે ભરપુર,
પ્રેમ ટલી અંતે બુને, બંધારણ ચકચુર.
જમાનો ઐકયનો આવ્યો, મધુર, સંદેશ કૈં લાવ્યો,
ત્યજી ઇર્ષા અને નિંદા, ધરો સૌ નીતિના ધંધા.
મનુષ્યોથી પ્રીતિ સાંધો, તુટેલા બંધને બાંધો,
વિખુટાને મિલાવી લો, ફરજની યાદ કાં ભુલો?

મોઢેરી તું મોઢને, કાં તરછોડે માત ?
જનુની વાર થવી ઘટે. ઉભરાયો ઉત્પાત.
સ્થિતિ-સંતાતની પ્યારાં, હવે લ્યો લક્ષમાં દેવી !
ગ્રહે જ્યમ સર્પ મૂષકને, અમારી છે દશા તેવી !
થયા આઘાત આફતના, હજારો નિત્ય વિધવિધના.
બતાવો પંથ અલબેલો, ફરજની યાદ કાં ભુલો !

નાંદોદ } મણિલાલ ગોકુળરામ ત્રિવેદી.

---

## પ્રભુની મનોહારિતા.

( "મેરા મન હર લીનો રાજા રણછોડ" કલ્યાણના એ પદની ધુન )

મ્હારૂં મન હરી લીધું. હૃદયાધિરાજ !
કેવું તેવું ભરી દીધું: રાજ મહારાજ !

મનનું હરણ કીધું:
હરિણને સાધી દીધું:
સાધીને હિરણ્ય કીધું !
ગરીબ નવાજ !

નાચે મન–મોર, પ્રભુ !
તુજ જગ–દોર પ્રભુ !
ગર્જે તુજ સ્હોર ! પ્રભુ !
જીવનના તાજ !

વિશ્વના મહાપ્રકાર,
સૃષ્ટિના સૌન્દર્ય–રાસ,
સંસારના પુણ્યોલ્લાસ,
ધન્ય અહા આજ !

મુંબાઈમી મોક્ષદારિકા મહત્તુંગ }
થી રાષ્ટ્રિય મહાવિદ્યાલય સં. ૧૯૭૮ } જન્મશંકર લલિત.

---




**માત્ર નવ વર્ષની એક બાલિકાએ લખેલો બાળ લેખ**

૧

રમણુ—અહો બેન લક્ષ્મી ! શું વિચારમાં બેઠાં છો?

લક્ષ્મી—કંઈ નહિ એ તો આપણી જ્ઞાતિની અવતિનના વિચાર કરૂં છું. મેં મોઠ **માર્તણ્ડ**માં વાંચ્યું છે કે અવનતિ જ્ઞાતિનો સડો છે, તે વિષે વિચાર કરૂં છું.

આપણી જ્ઞાતિમાં ચંદુલાલ કરીને એક માણસ છે. તેને દશ વર્ષની એક છોકરી છે. તેની મા તેને પાંચ વર્ષની મૂકીને મરી ગઇ હતી. ચંદુલાલ લોભી હતો અને તેના મિત્રો પણ લોભી હતા. તેના મિત્રો છગનલાલ અને મગનલાલ એ બે લુચ્ચા હતા. તેઓએ વિચાર કર્યો કે ચંદુલાલની છોકરીને આપણે મુંબઇમાં વૃદ્ધ જમનાદાસને ઘેર વેચીએ. એવો વિચાર કરીને તે ચંદુલાલને ઘેર આવ્યા. ચંદુલાલ પણ એજ વિચારમાં બેઠા હતા. ત્યાં તેના મિત્રો આવ્યા. અને પોતાનો વિચાર જણાવ્યો. ચંદુલાલનો પણ એવોજ વિચાર હોવાથી એ તેને ઠીક લાગ્યું.

જમનાદાસ મુંબઇમાં રહેછે અને ઘણો પૈસાદાર છે. તેની ઉંમર બાવન વર્ષની છે. તે જાતે એકલાજ છે.

ચંદુલાલના મિત્રોએ એવો વિચાર કરીને જમનાદાસ ઉપર પત્ર લખ્યો.

મી૦ જમનાદાસ

છગનલાલ અને મગનલાલના પ્રણામ સાથે લખવાનું કે અહીં ચંદુલાલની દશ વર્ષની છોકરી છે અને તેનો વિવાહ પણ થયો નથી. અમે સાંભળ્યું છે કે તમોને કન્યા જોઇએ છીએ, અને મ્હોં માગ્યા પૈસા ભરીને પણ જોઇએ છે, માટે આ કન્યાને તમે સ્વીકારશો. અમે વધારે પૈસા ન લઇએ પણ કન્યાને નાનેથી મોટી કરી લુગડાં પહેરાવવાના પાંચ હજાર રૂપીઆ, અમેને પાંચસો પાંચસો રૂપીઆ, અને ચંદુલાલે તમને કન્યા આપી તેના પાંચ હજાર રૂપીઆ. બધા મળીને અગીઆર હજાર રૂપીઆ થયા. તમને ફાવતું હોય તો પત્ર લખશો, એજ.

લી૦ છગનલાલ અને મગનલાલ

૨

જમનાદાસ સવારના પહોરમાં ઉઠીને દાતણ કરીને ચહા પીતા હતા તેવામાં પોષ્ટમેને આવી શેઠને કાગળ આપ્યો. જમનાદાસે કાગળ ઉકેલ્યો અને વાંચવા માંડયો, કાગળ વાંચી રહ્યા પછી પરણવાનો વિચાર કર્યો અને પત્ર લખવા માંડયો.

મી૦ છગનલાલ અને મગનલાલ

મુંબઇથી લી૦ જમનાદાસના પ્રણામ સાથે લખવાનું કે તમારી માંગણી મને ઠીક લાગી છે, અને હવે બે ત્રણ મહીનામાં લગ્ન કરી નાંખવાં છે, એજ.

લી૦ જમનાદાસ.

જમનાદાસનો પત્ર વાંચી છગનલાલ અને મગનલાલ હરખાયા, અને જેઠ સુદ આઠમને દિવસે લગ્ન કરવાનો વિચાર રાખ્યો.

૩

જમનાદાસ અને ચંદુલાલની છોકરીનાં લગ્ન થઇ ગયાં છે. પ્રમીલા જમનાદાસ સાથે આવીને મુંબઇમાં રહેવા લાગી. પ્રમીલા નાની છે પણ ડાહી અને સુશીલ હોવાથી ઘરસંસાર ચલાવી રહી છે. જમનાદાસનો સ્વભાવ ઉગ્ર છે તોપણ પ્રમીલા તે સાંભળી રહી છે. જરા ભૂલ થઇ જાય તો જમનાદાસ તેના ઉપર ખીજવાય તો પણ તે કંઈ બોલતી નથી.

૪

એમ કરતાં કરતાં એક વર્ષ વીતી ગયું, અને જમનાદાસને ક્ષય રોગ લાગુ પડયો. પ્રમીલા ગભરાઇ ગઇ અને તેણે જમનાદાસના મિત્રોને કહ્યું. તેના મિત્રો દાકતરને બોલાવી લાવ્યા, દાકતરે કહ્યું કે ગભરાશો નહિ, થોડા દિવસમાં સારૂં થઇ જશે. એમ કહીને તેને દવા આપી અને ચાલી ગયો. પ્રમીલા બિચારી આખો વખત તેની પાસે બેસી રહે છે. દૈવસંયોગે જમનાદાસને પાંચમે દિવસે વધારે થયું, અને છઠે દિવસે સ્વધામ પહોંચ્યા.

૫

જમનાદાસ ગુજરી ગયા પછી પ્રમીલા પોતાના બાપને ઘેર આવીને રહેવા લાગી. ત્યાં તેનો બાપ તેની પાસે દળાવે ખાંડાવે રંધાવે પાણી ભરાવે મરનું બધું કામ કરાવે, તેનાથી થાય નહી તો પણ મારીને કરાવે. એક દીવસ પ્રમીલા કુવા ઉપર પાણી ભરતી હતી તેવામાં તેનો પગ લપસી જવાથી તે કુવામાં પડી અને મરી ગઇ. એ રીતે તેનું ટુંકું જીવન પુરૂં થયું.

સુશીલાગૌરી રામચંદ.

# "मीठी कोयलडी"

તોટક:—

"મધુરી ટુહુકે સખિ કોયલડી!
"વનમાં ટુહુકે પ્રિય કોયલડી!
"તરૂમાં ટુહુકે અલિ કોયલડી!
"સુખમાં ટુહુકે મીઠી કોયલડી!
"ઝરતું અલિ કોકિલ કંઠ થકી!
"રસનું ઝરણું પ્રભુ ગાન કરી!
"કરતી વનને રમણીય સદા!
"કવિ કોયલના વચનો મધુરાં!
"અલિ કોકિલતું પ્રભુની રચના!
"પણ કાળી કરી કયમ દોષ વિના!
નહિ કોકિલ ગાવત ગાન પ્રભુ!
દુ:ખથી તુજ ભુલ સુણાવત શું?

ચાંતાકુસ. } મહાવીર

## आत्मज्ञान.

( राग. काफी )

आप तोरे ओकु तारे, आत्मज्ञान सोही कहीए-ध्रुव.
कस्तुरी मृगनाभी भभूके, खोजत जंगल सारे;
स्वआतमको खुद नही चीनी, पत्थर शीश पछाडे. ध्रु.
गुरु कीआ फीर ज्ञान न पायो, शिष्य गुरु एक नाई;
वोगुरु खुद डुबे वा डुबावे, तट्पेभी कबहु ना तारे-ध्रु०
खुदही गुरु ओर खुदही शिष्यहो, संत हदय पहिचाने;
सो शरणांगत सब जन तारे, ज्योतसे ज्योत मीलावे-ध्रु०
तोरे घटमें बोही बोले, बुलावे, खोजत जाको जन सारे;
कहे लछमन तोसे ब्रह्म नीकट है, वो नहि पलभर न्यारे-ध्रु०

पालनपुर. लछमनसींग अमेठीआ.

# શાલિવાહન ગોહિલ.

૧



શાલિવાહન કે જેનો શક ચાલ્યો હતો, મહારાજા વિક્રમાદિત્યની સાથે પ્રચંડ યુદ્ધ થયું હતું, અને જેનાથી વિક્રમાદિત્યનું મૃત્યુ થયુ હતુ તે પ્રતાપી શાલિવાહન ગોહિલોના વડીલ છે. ઘણું વિદ્વાનોએ શાલિવાહનને કુંભારનો છોકરો કહ્યો છે, પણ વાસ્તવિત રીતે તો કુંભારે ઉછર્યો હતો. નરવાહનનો શાલિવાહન પુત્ર છે તે વાત ઘણી પ્રસિદ્ધ છે. નરવાહન યુદ્ધમાં મરાયો ત્યારે શાલિવાહન બાળક હતો, પોતાના બાળ રાજાને બચાવવા દાસી ગુપ્ત રીતે લઈને નહાસી ગઇ હતી. નરવાહનની સ્ત્રીઓ વગેરે અગ્નિમા બળી ગઇ અને રાજ્ય દુશ્મનને હાથ ગયું.

શાલિવાહનને દાસી લઇ ગઇ હતી ને કુંભારને આશ્રયે ગઇ. ક્રમભાગે દાસીનો દેહાત થયો એટલે નિરાધાર શાલિવાહનનું કુંભારે પુત્રવત પાલન કર્યું. શાલિવાહન મોટો થયો અને રાજ્ય મેળવ્યું છતાં કુંભારને પોતાના પિતા પ્રમાણેજ માનતો. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે જેવો જન્મદાતા પિતા છે તેવોજ પાલક પિતા છે શ્રીકૃષ્ણનું નંદજીએ પોષણ કર્યું તેથી તેઓ નંદપુત્ર કહેવાય છે. નંદજી આહિર જાતના હતા, અને શ્રીકૃષ્ણના જન્મદાતાં પિતા વસુદેવ અને તેમના પિતા સુરસેન હૈયાત હતા છતાં દૈવયોગે શ્રીકૃષ્ણનું પાલન નહિ કરી શક્યાથી નંદજી આહિરને ઘેર ગોકુલમાં ઉછર્યા હતા. તેથીજ શ્રીકૃષ્ણને હજી પણ નંદલાલ, નંદનંદન કહે છે. તેથી શ્રીકૃષ્ણ આહિર હતા તેમ માનવાને કારણ નથી. વળી કર્ણને માટે પણ એમજ છે. બાળપણામાંજ માતા કુંતાએ કર્ણનો ત્યાગ કર્યો હતો, અને સારથી અધિરથને ત્યાં ઉછર્યો હતો. અધિરથની સ્ત્રીનું નામ રાધા હતું તેથી કર્ણ રાધા પુત્ર કે અધિરથ પુત્ર કહેવાતો હતો. દાસીએ ઉછેરેલો હોવાથી દાસીપુત્ર કહેવાતો હતો, પણ વસ્તુતઃ તેમ નહોતું. તેની મહાભારત સારી પેઠે સાક્ષી આપેછે.

જેવી રીતે શ્રીકૃષ્ણ અને કર્ણને માટે થયું, તેમજ શાલિવાહનને માટે થએલું છે. તેથીજ ઘણા વિદ્વાનોએ ભુલ કરીને શાલીવાહનને કુંભારનો પુત્ર કહ્યો છે.

૨

એક વખત મહાન યોગી ધુંધળીમલજી ચિતોડ ગયા હતા. તે વખતે ચિતોડની ગાદીઉપર રાયસિંહજી નામનો રાજા હતો. તેને કાંઇ સંતતિ ન હોવાથી અતિશય દુઃખી હતો. ધુંધલીમલ આવેલા જોઇ રાજા તેની સમીપ ગયો. અને આજીજી કરીને પુત્ર માટે માંગણી કરી. ત્યારે ધુંધળીમલે કહ્યું કે "તારા નશીબમાં પુત્ર નથી" ધુંધળીમલનાં આવાં વચનો સાંભળી રાજા હતાશ થયો, એટલે ધુંધળીમલના ચેલાએ ગુરુને અરજ કરી ત્યારે પ્રસન્ન થઇ કહ્યું કે "તું વરદાન આપ" ગુરુની આજ્ઞા મળવાથી ચેલાએ રાયસિંહજીને બે પુત્ર થવાનું વરદાન આપ્યું. અને શરત કરી કે તમારે બે પુત્રો થશે તેમાંથી એક પુત્ર ગુરુજીને આપવો. આવી સરત કરી વરદાન આપી ગુરુ ચેલો ચાલ્યા ગયા. રાયસિંહજીની સ્ત્રીઓને ગર્ભ રહયો અને યુધિષ્ટિર સંવત ૭૦૧૨ ના ચૈત્ર સુદી ૯ ને રવિવારને દિવસે એકજ વખતે બે કુંવરોનો જન્મ થયો. કહેવાય છે કે તેજ દિવસે ઉજયિનીમાં વિક્રમાદિત્યનો પણ જન્મ થયો હતો.

આ બંને પુત્રો પ્રજ્ઞાશાળી, વેદ વેદાંતના જ્ઞાતા, અને યુદ્ધ વિદ્યામાં વિશારદ થયા. કુંવરો બાર બાર વર્ષના થયા ત્યારે ધુંધલીમલ ચિતોડ આવ્યાના સમાચાર સાંભળી પ્રધાનને સાથે લઇ રાયસિંહજી દર્શને ગયા. ધુંધળીમલને પૂર્વ સ્મરણ કરાવી એક પુત્રની માગણી કરી. રાજાને એકપણ પુત્ર આપવો યોગ્ય લાગ્યું નહિ, અને ધુંધળીમલને હીરા, માણેક, મોતી વગેરે દ્રવ્ય અને છેવટે રાજ્ય આપવાનું કહ્યું. પણ ધુંધળીમલે તો પોતાને એક પુત્રજ જોઇએ તેમ કહ્યું. વળી વધુમાં કહ્યું કે જો એક પુત્ર ન આપે તો તારૂં રાજ ઉંધું વાળી દઉં. ધુંધળીમલજીનો પ્રતાપ રાયસિંહજી સારીપેઠે જાણતો હતો, તેથી ભયગ્રસ્ત થઇ બંને પુત્રોને પાસે બોલાવ્યા, તેમાથી મોટો હતો તેને પસંદ કર્યો અને નાનો કુમાર રાજસર નામનો હતો તેને આશિર્વાદ આપી પાછો મોકલ્યો.

ધુંધળીમલ રાજકુમારને સાથે લઇ વલભીપુર પટ્ટણ આવ્યા, અને હીંસાવળો[1] ડુંગરમાં ગુફા કરી યોગ સાધવા લાગ્યા. બાર વર્ષ પુરાં થયાં ત્યારે જે રાજકુમારને ચેલો બનાવ્યો હતો (અને જેનું નામ સિદ્ધનાથ પાડ્યું હતું) તેને કહ્યું કે હવે આપણે આંહીં રહેવું નથી. આંહિ ગોહિલ રાજ થશે. એમ કહી ત્યાંથી ચાલી નિકળ્યા અને ચાલતા ચાલતા પાટણ આવ્યા. આ વખતે ત્યાં

---

૧ આ ડુંગરનું નામ અત્યારે બીજું પડ્યું હોય તેમ જણાય છે. કારણ કે એ નામનો ડુંગર હાલમાં નથી, પણ થાપાનો ડુંગર છે તે ઉપર ધુંધળીમલ ગુફા બનાવી રહયા અને ત્યાંજ યોગ સાધના બાર વર્ષ સુધી કરી આવી જનશ્રુતિ પ્રચલિત છે. અને ધુંધળીમલની ગુફા પણ બતાવે છે.

નાગ જેઠવો રાજ કરતો હતો. પાટણ પાસેના ડુંગરમાં ગુફા બનાવીને રહ્યા. સિદ્ધનાથ દરરોજ ભેરવઝોળી ફેરવવા પાટણમાં જાય પણ કોઇ તરફથી લોટની ચપટી આવતી નહિ, ફકત એક કુંભારની ડોશી લોટ આપતી. પણ તેથી ગુરૂ ચેલાનું પુરૂ થાતું નહિ તેથી સિદ્ધનાથ જંગલમાં જઇ લાકડાં કાપી લાવી બજારમાં વેચી તેના જે પૈસા આવે તેનો લોટ લઈ આવતો. આવી રીતે ઘણાં દિવસ સુધી ચલાવ્યું. એક દિવસે સિદ્ધનાથનું માથું ગુરૂના જોવામાં આવ્યું. માથામાં ટાલ પડેલી જોઈ ગુરૂએ તેનું કારણ પુછ્યું. ગુરૂ આગળ જુઠું બોલાય નહિ, તેથી પોતે લાકડાં કાપી લોટ લાવેછે અને આખા શહેરમાં કોઇ માગ્યો લોટ આપતુ નથી તે યથેતિ હકીકત કહી સંભળાવી. તેમાં એક કુંભારની ડોસી એકજ આપેછે તેમ કહ્યું. આવું સાંભળી ધુંધળીમલને ક્રોધ ચડયો. પાટણને દાટી દેવાનો વિચાર કર્યો તેથી ચેલાને શહેરમાં મોકલી કુંભારની ડોસીને શહેર છોડી જવાનું કહેવરાવ્યું. પછી ધુંધળીમલ ક્રોધ કરી યોગબળથી પાટણ ઉંધુંવાળવા માટે ખપર હાથમાં લઇ બોલ્યા કે "પટ્ટણ સો દટ્ટણ, અને માયા સો મટ્ટી" આમ કહીને ખપર ઉંધું વાળ્યું. આમ બોલવામાં ફેર પડવાથી ચોરાશી પટ્ટણો એકી સાથે દટાઈ ગયાં, આવું જોઇ બધા સિધ્ધો એકત્ર થયા, અને બીજા શહેરો દાટયા તે પાપ માટે યાત્રા કરવાનું કહ્યું. તેથી ધુંધળીમલ યાત્રા કરવા ગયા અને પછી કચ્છમાં યોગ સાધવા લાગ્યા. +

૩

ધુંધળીમલના ગયા પછી સિદ્ધનાથ એકલા રહ્યા, અને ભ્રમણ કરવા લાગ્યા. ફરીને પાછા દાટેલા પટ્ટણના ટીંબા પાસે આવ્યા. અને ગુજરપળે યોગ સાધવા લાગ્યા. સિદ્ધનાથ આવ્યાના નાગ જેઠવાના પુત્ર નાગાર્જુ (નાગાર્જુન) ને ખબર મળ્યા, તેથી સિદ્ધનાથ પાસે આવી પ્રણામ કર્યાં. નાગાર્જુનની ભકિતથી સિદ્ધનાથ પ્રસન્ન થયા. ઉત્તમ પ્રકારનું શહેર વસાવવાની ઇચ્છા જણાવી. સિદ્ધનાથની ઇચ્છા જોઈ નાગાર્જુન હર્ષવાન થયો, કારણ કે શહેર વસાવવાના ઉદ્દેશથીજ તે નાગાર્જુન પાસે આવ્યો હતો. તે ઉદ્દેશ પાર પડેલો જોઇ સિદ્ધનાથ ઉપરની તેની ભક્તિ દ્રઢ થઈ અને સંવત ૩ માં ઉત્તમ પ્રકારનું શહેર બનાવ્યું. શહેર જ્યારે પુરૂં થયું ત્યારે નાગાર્જુન સિદ્ધનાથને જઇને ચરણે નમ્યો અને બોલ્યો કે "આપ જેવા સમર્થ ગુરૂ મારે માથે છે હવે મારે કોઇનો ભય નથી. મારી ઇચ્છા ફકત સુવર્ણ રંગનો ગઢ કરવાની છે" આવી નાગાર્જુનની વાણી સાંભળી સિદ્ધનાથ બોલ્યા કે "આ વિચાર યોગ્ય નથી. સુવર્ણનો ગઢ કરવાથી

+ ઉપરની વાત વલ્લભીપુરને માટે પણ કહે છે. આ વાત એક હસ્તલખીત જુના ગ્રંથમાંથી મળી છે માટે લખી છે.

તારૂં રાજ્ય જશે, અને મૃત્યુ થશે, માટે આ વાત છોડી દે." સિદ્ધરાજે ઘણું સમજાવ્યો પણ નાગાર્જુન કોઈ વાતે સમજ્યો નહિ. ત્યારે સિદ્ધનાથ બોલ્યા કે "મુંગીપરમાં શાલિવાહન ગોહિલ છે તેને સોનલ દેવિ રાણી છે. તે સોનાની ગાર કરી જાણેછે. તે આવે તો સોનાની ગાર થાય ને સિવાય થાય નહિ" આવું સિદ્ધનાથનું કહેવું સાંભળી નાગાર્જુન ઉદાસ થયો. સોનલદેવી કોઈ રીતે આવે તેમ ન હોવાથી ઉદ્વિગ્ન થયો. એટલે વળી સિદ્ધનાથ બોલ્યા કે "સોનલદેવીને મારા યોગબળથી મોકલવીરને મોકલીને તેડી મંગાવીશ. તે સતી છે માટે તેને સગી બ્હેન હોય તેમ માનજે અને ધર્મની બ્હેન કરજે" આમ કહી વીર મોકલને બોલાવ્યો અને આજ્ઞા કરી કે જ્યારે નાગાર્જુન ગઢ પુરો કરે અને કહે ત્યારે મુંગીપર જઇને શાલિવાહન ગોહિલની સતી રાણી સોનલદેવીને લઇ આવવી. નાગાર્જુનને કહ્યું કે, ગઢ તૈયાર કરાવીને સોનલદેવીને લાવે ત્યારે મારી પાસે આવજે" આમ કહી વીર મોકલ સાથે નાગાર્જુનને રવાના કર્યો અને સિદ્ધનાથ ઔષધીઓ લેવા ચાલ્યા ગયા.

ગઢ તૈયાર કરવાનું કામ ઘણા વર્ષ ચાલ્યું. કોઇથી ન લેવાય તેવો મજબુત કિલ્લો બંધાવી તૈયાર કર્યો. એટલે વીર મોકલને સોનલદેવીને લઇ આવવા કહ્યું. એટલે વીર મોકલ પોતાની અણિમાદિ સિદ્ધિઓથી અદૃશ્ય થઇને મુંગીપર ગયો, અને સોનલદેવીને લઇ નાગાર્જુનના ઢાંક શહેરમાં આવ્યો. સોનલદેવી આવ્યાના સમાચાર સિદ્ધનાથને જઇને કહ્યા એટલે સિદ્ધનાથ બોલ્યા કે "હજી હું સલાહ આપુ છું કે એ વાત જવા દેવામાંજ સાર છે. કારણ કે સોનાની ગાર કરાવવાથી તારે લડાઈમાં ઉતરવું પડશે, અને તારૂં જીવન જોખમમાં આવશે" આવું સિદ્ધનાથનું કહેવું સાંભળી નાગાર્જુન બોલ્યા કે "રાજપૂતો મરવાથી ડરતાજ નથી. શુરવીરને રણ સંગ્રામમાં મરવું ઉત્તમ છે. મારા વડિલો હનુમાન, મકરધ્વજ, મોરધ્વજ વગેરે થયા છે તેમણે પણ લડવાથી પાછી પાની કરી નહોતી, તો હું શી રીતે યુદ્ધથી ડરૂં ? ભલે મારૂં મૃત્યુ થાય પણ આ કાર્ય તો પૂર્ણ કરવુંજ જોઇએ" નાગાર્જુનની દૃઢતા જોઇ સિદ્ધનાથ પ્રસન્ન થયા અને સાબાશી આપી કહ્યું કે "પંચતીર્થની માટી અને ગંગાજીનું જળ મંગાવ. ગુરની આજ્ઞા થતાંજ માણસોદ્વારા પંચતીર્થની માટી અને ગંગાજળ મંગાવી આપ્યું. એટલે તેમાં ઔષધી મેળવીને નાગાર્જુનને આપી.

નાગાર્જુને સોનલદેવીને પોતાની ધર્મની બ્હેન કહી, અને સગી બ્હેન તરીકે વર્તવા લાગ્યો. નાગાર્જુનની સ્ત્રીઓ પણ સગી નણંદની પેઠે માન આપીને જાતે સેવા કરતી હતી. આવી રીતે સોનલદેવીને પ્રસન્ન કરીને ગઢની

ગાર કરવાનું કહયું, એટલે સોનલદેવીએ સમય વિચારી તેમ કરવાની સમ્મતિ આપી, નાગાર્જુને પોતે ગારનું કુંડું હાથમાં રાખ્યું, અને સોનલદેવીએ પીંછું ફેરવવા માંડયું. આવી રીતે ગઢ ફરતી ગાર ૭ મહીને પુરી થઇ એટલે નાગાર્જુને સોનલદેવીને કહયું કે "બ્હેન! તમે મારૂં કામ કર્યું છે વળી ધર્મનાં બ્હેન છો માટે કાપડું માગો" આવું નાગાર્જુનનું કહેવું સાંભળી સોનલ દેવી બોલી કે "ભાઇ! મારે પણ રાજ છે, કશાની જરૂરી નથી. માટે કાંઇ માગવાપણું નથી." આવું સાંભળી નાગાર્જુને ઘણો આગ્રહ કર્યો ત્યારે સોનલ દેવીએ કહ્યું કે "જ્યારે જરૂર પડશે ત્યારે માગીશ. હાલ તમારી પાસે આપણ તરિકે રાખો" આવું સાંભળી નાગાર્જુનને સંતોષ થયો અને સોનલ દેવીને જેવી રીતે વીર મોકલે આણી હતી તેવી રીતે મુંગીપર પહોચાડી દીધી.

ઘણાં વખતથી સોનલદેવી અદૃષ્ય થએલી આજે જોવામાં આવી, એટલે શાલિવાહને અદૃષ્ય થવાનું કારણ પુછયું. ત્યારે નાગાર્જુન જેવી રીતે ઢાંક શહેરમાં લઇ ગયો અને સિદ્ધનાનાથના પ્રતાપથી પોતાની પાસે ૭ મહીના સુવર્ણની ગાર કરાવી તે બધી હકીકત કહી. વળી ધુંધળીમલે નાગ જોડવાના સમયમાં પટ્ટણ શહેર દાટયું તે વાત પણ કરી. તેજ સ્થળે ફરીને સિધ્ધનાથની કૃપાથી ઢાંક નામનું શહેર નાગાર્જુને વસાવી સોનાની ગારવાળો કિલ્લો કર્યોછે. આ વાત સાંભળી શાલિવાહનને ક્રોધ ચઢયો. પોતાનું અગણિત સૈન લઇ ઢાંક ઉપર ચઢયો. શાલિવાહન ગોહિલ ઢાંક ઉપર ચઢી આવે છે તેવા સમાચાર નાગાર્જુનને મળતાં વીશ લાખ સૈન્ય એકત્ર કર્યું, અને લડવા માટે તૈયાર થઇ રહ્યો. શાલિવાહને ઢાંક ઉપર ચઢાઇ કરી તે વખતે સિધ્ધનાથે લખ્યું છે કે— "સંવત ત્રણમાં ઢાંક શહેર વશ્યું, અને તેવીસની સાલના તેરમા મહીનામાં (અધિકમાસમાં) મંગળવારને દિવ સૈમેષલગ્નમાં શાલિવાહને ઢાંકમાં આવ્યો." નાગાર્જુને સિદ્ધનાથ પાસે આવીને શાલિવાહન ચઢી આવ્યાના સમાચાર કહ્યા એટલે સિદ્ધનાથ નાગાર્જુનને સાથે લઇ ગઢ ઉપર ચઢયા. ગઢને ચોવીસ કોઠા કરેલા હતા. તેમાં પહેલે કોઠે જઇ કહ્યું કે "નાગાર્જુન! હવે કળીનું વર્તમાન છે તેના ધર્મ કહું તે સાંભળ. ભવિષ્યમાં જે જે બનવાનું છે તે બધી હકીકત તને જણાવું છું. પ્રથમ તો તારૂંજ ભવિષ્ય કહું છું. શાલિવાહન સાથેની લડાઇમાં તારૂં મસ્તક પડશે, ધડ લડશે, તારા હાથમાં શંકર આપુ છું, તે રાખજે એટલે ધડ મુંગીપર સુધી લડશે, પણ સોનલદેવીને તેં જે વચન આપ્યું છે તે આડું આવશે. તે વચન માગશે એટલે તારા પ્રાણ જાશે. આમ કહીને બીજે કોઠે ગયાં. ત્યાં સો વર્ષનું ભવિષ્ય કહ્યું. આવી રીતે દરેક કોઠાએ જઇને પચીસે વર્ષનું

ભવિષ્ય કહ્યું. પછી જવાને તૈયાર થયા ત્યારે નાગાર્જુન હાથ જોડીને બોલ્યો કે આપ અહીંજ રહો. ત્યારે સિધ્ધનાથે કહ્યું કે આજથી અઢાર દિવસે યુધ્ધ શરૂ થાશે, માટે તારા શહેરમાં રહેવું યોગ્ય નથી. આમ કહી પોતાના આસન ઉપર ગયા.

શાલિવાહનનું લશ્કર લાંબો પ્રવાસ કરી આવેલું હોવાથી વિશ્રાંતિની જરૂર હતી તેથી અઢાર દિવસ વિશ્રાંતિ લઈ યુદ્ધનું નિશાન ચટાવ્યું, એટલે નાગાર્જુન સિધ્ધનાથ પાસે ગયો અને લડાઇ શરૂ થવાની વાત કહી. સિધ્ધનાથે કહ્યું કે ખુશીથી લડ. મારાથી બનતી સહાય કરીશ, પણ અંતે તો તારૂં મરણ છે. આવા સિધ્ધનાથનાં વચનો સાંભળી નાગાર્જુન લડવા બહાર આવ્યો. ત્યાં ભયંકર લડાઇ થઇ. શાલિવાહનનું ઘણું લશ્કર કપાઈ ગયું. એટલે બીજું લશ્કર તૈયાર કરી લડવા માંડયું અને ૭ મહીના અવિશ્રાંતપણે ઘોર યુધ્ધ થયું, છતાં નાગાર્જુન હારવાનાં ચિન્હ જરાપણ જણાયાં નહિ; તેથી શાલિવાહન અત્યંત વિચારવા લાગ્યો. પોતાને શક ચલાવવો હતો. પણ નાગાર્જુન હારે નહિ તો પોતાનો શક કબુલ કરે નહિ. જ્યાં સુધી બધા રાજાઓ વશ થાય નહિ ત્યાં સુધી શક કોઈ માને નહિ. વળી પોતાની સ્ત્રી પાસે મજુરી કરાવી તે અપમાનનો પણ બદલો લઇ શકાશે નહિ. આવા વિચારમાં ખાવું ભાવતું નહિ. નિદ્રા આવતી નહિ, અને ચિંતામગ્નજ રહેતો હતો.

શાલિવાહનનો ભાટ ચાલાક હતો. તે શાલિવાહનની ચિંતા કળી ગયો તેથી શાલિવાહન પાસે જઇ કહ્યું કે આપની ચિંતા હું જાણું છું, પણ આપ આજ્ઞા આપો તો નાગાર્જુનનું માથું લાવી આપું. ભાટના કહેવાથી શાલિવાહને આજ્ઞા આપી તેથી હાથમાં શ્વેત ઝંડો લઇ લશ્કરમાં આવ્યો, અને નાગાર્જુને કહ્યું કે તમારો ભાટ સમર નામનો છે તે મારા સાથે ચોપાટ રમે. જો હું હારૂં તો શાલિવાહનનું માથું આપું, અને સમર હારે તો તમારે માથું આપવું. આમ કહેવાથી નાગાર્જુને તે પ્રમાણે કબુલ કર્યું. શાલિવાહનનો ભાટ બાલવણ તથા નાગાર્જુનનો ભાટ સમર એ બન્નેએ ચોપાટ રમવા માંડી. તેમાં પહેલી બાજી સમર હાર્યો, બીજી હાર્યો, અને ત્રીજી બાજી પણ હાર્યો. ત્યારે નાગાર્જુનનો ભાટ હાર્યો, ત્યારે બાલવણે નાગાર્જુનને કહ્યું કે માથું આપો. આવું સાંભળી નાગાર્જુને પોતાનું માથું ઉતારી આપ્યું. તે લઇ બાલવણ શાલિવાહન પાસે આવ્યો. નાગાર્જુનનું ધડ હાથમાં સમશેર લઈ લડવા લાગ્યું. આમ ધડને લડતું જોઇ શાલિવાહનને આશ્ચર્ય થયું કે આ ધડ કઇ રીતે પડશે તેમ ચિંતા કરવા લાગ્યો, એટલે સોનલદેવીએ આવીને કહ્યું કે નાગાર્જુન મારો ભાઇ થયો છે તેણે મને કાપડું કહ્યું છે માટે આજ્ઞા આપો તો કાપડું માગી

# मोदकप्रिय महाराजना उद्गार.

## 'પરાયા મિષ્ટાન્ન વિના તો મને કદી ના ચાલે'?

અધિપતિજી!

આપ તો જબરા દેખું તો! સપ્ટેંબરના અંકમાં પેલા ઝુંડાસવાળા ચંદુલાલ શુકલજી મહારાજે કેવો ઝુંડો ઉભો કીધો એ વાંચીને મને તો મુર્છાજ આવી ગઇ. કારણ કે એ જોતાંને વાર બધા ભૂદેવો જો જમણવારજ બંધ કરે તો મારા જેવા મોદકપ્રિયનું, કંસારપ્રિયનું, શિખંડપ્રિયનું, ધૃતપ્રિયનું, ખીરંજ પ્રિયનું વગેરે વગેરે પ્રિયનું શું થશે! ભાઇશાબ! આ વાત છાપીને આપે તો અમારા જેવાના ઉદર ઉપર મોટી છરી મૂકી દીધી. આવું કામ આપ જેવાને ન ઘટે. આપ પણ ભૂદેવજ છો, આપને પરવાર નહિ હશે તેથી એવાં ભોજનોની મજા આપે ચાખીજ ન હોય એમ જણાય છે. પણ કોઇ સાથે એકાદ બે વાર મજા ચાખો તો આવું ચટકા પત્ર—અરે ચર્ચાપત્ર છાપવાનું સાહસજ ના કરો. પેલા સકલજી—અરે ભૂલ્યો પેલા શુકલજી મહારાજ આજ લગી સકલનું ખાઇપી મસ્ત થઇ કોઇ રોગમાં પીડાતા હશે. તેથીજ તેમને મિષ્ટાન્ન અપ્રિય થયું હશે. એ તો અદેખાઇતા મા્ર્યા કલહ-વિગ્રહને બહાને બીજાઓને રોકતા જણાય છે. ભોજનમાં વિગ્રહ એ તો રતિમર્દનના વિગ્રહ જેવું છે. શાસ્ત્રકારો એવા વિગ્રહને તો અનિષ્ટ વિગ્રહ કહેતાજ નથી, સમજ્યા મહાશયજી! મારા પેટમાં સજજડ ફાળ પડી છે, તે કોઈ રીતે મટાડશો ખરા કે? આપ કહેતા હો તો અવિદ્યા ફંડમાં પાઈ અધેલો આપીશ. વિદ્યા ફંદને શું લગાડવું છે? એમાંથી આગેવાનો ચટણી કરી જાય તે આપ નહિ જાણો? ભલે ચટણી ન કરતા હોય ને રાયતું કરતા હોય. પણ ભગવાને કહ્યું છે કે अविद्यो वा सविद्यो वा ब्राह्मणो मामकी तनुः અર્થાત્ બ્રાહ્મણ ભણેલો હોય અગર અભણ હોય તોએ એ તો મારૂંજ અંગ છે. માટે નાહક પોરીઆઓ પાસે મગજ મારી કરાવવાનું શું કામ! છતાં ભલે વિદ્યા ફંડ કરો, જમણવાર પર પાંચ પાંચ રૂપીઆ વધારે ચઢાવો. ખાતરૂ પર દિવેલ કરીનેએ આપશે, પણ વિગ્રહને બહાને ભોજન બંધ કરવાં એ શું? ભોજન વગર પાંચ મનખ એકઠાં થાય ખરાં કે? મરેલાં પિતૃદેવોને કોણ પહોંચાડશે? કદાચ જરા કુસ્તાકુસ્તી થાય તો અગ્નિ પ્રદિપ્ત થાય, અન્ન ટાઢાં પડે તો પત્થર જેવાં બે દહાડા લગી પેટમાંથી ખસે નહિ તો બે દિવસનું ઘરનું અન્ન બચે. આ શું થોડો લાભ? માટે હવે એવાં ચટકાપત્રો આવે તો છાપવાની ચોખ્ખી નાજ પાડજો. અરે ના

## मोढ कोमना महात्मानी
### महान् देशसेवाओ.



महात्मा गांधीजीनी स्त्रीवर्गमां याचना.

पु. पा. प्रि. प्रेस-मुंबई

શું કામ પાડવી પડે ! કચરાની ટોપલીને સ્વાધીન કરજો એટલે.પણ. આપ ના કહેશો તો મારા જેવા મોદકપ્રિયના નિસાસા લેવા પડશે હો ! હું તો ચોખ્ખો મોદકપ્રિય છું, ને મારો પેલો ઇષ્ટદેવ પણ તેવોજ છે. અને તે વળી મારા જેવા બીજાઓનો પણ ઈષ્ટદેવ ખરો. મારો એકલાનોજ કંઇ ઇજારો તેના પર નથી. તે દેવાધિદેવ આપના ઉપર ગુસ્સે થશે. જુઓ એ દેવ કેવા છે તે लंबोदर नमस्तुभ्यं सततं मोदकप्रियः અર્થાત્ અમારો ઇષ્ટદેવ લંબોદર મોટા પેટવાળો અને લાડુ જેને બહુ ભાવે એવો છે. તો અમે પણ દેવનું અનુકરણ કરીએ એમાં શું ખોટું છે ? માટે હવે જરા સાંભળજો. આપને એ જમાડીને પેટપર હાથ ફેરવતા કરીશું કે જેથી બે દહાડા ભોજનખર્ચ બચશે, ને ઘસડબોળો કરવાનું મટી વિશ્રામ મળશે ! કહો થોડો લાભ છે ?

પેલા શુકલજી–અરે શુકલજીને છુમંતર કરતાં આવડ્યું, પણ તેણે પોતાના પગ પર કુહાડોજ માર્યો, અથવા પોતાનાં સંતાનો પર તો ખરોજ. એ તો સાવ ભુલ્યા. પણ ભલે તેણે પોતાના ઘર અને પોતાનાં સંતાનોપર કુહાડો વાપર્યો. પણ બીજાને માટે તેનો શો અધિકાર ! તે કદાચ પૈસે ટકે ગબ્બર હશે તો પોતાને ઘેર રોજ મિષ્ટાન્ન ઉડાવશે. અથવા રોગી હશે તો બેસી રહેશે. પણ મારા જેવાને ચાર વરસનાનું ચોથીઉ અને બાર વરસનાનું બારમું, મારીઆ, વરસી જમતાં જમતાં ચોટલી શણ જેવી થઇ, મુછો રૂ જેવી થઈ, તે કહો કેમ છોડાય ! દાઢ સળકે કે નહિ ! વળી સકલજી મહારાજ તો બ્રાહ્મણોને ત્યાં રોકાણ કરે તો હમારા તો वर्णानां ब्राह्मणो गुरुः એ ન્યાયે તેનું જોર બંધ કરે તો બારજ વાગી જાય. સાંભળો, અમારે તો વાણીઆં, લવાણા, ભાટીઆ, પરજુ, કાછીઆ, ઘાંચી માછી, ધોબી, ભોઇ મોચી વગેરેને ત્યાં સર આવ્યે જવાનું ને મિષ્ટાન્ન ઉડાવવાનું. માટે કંઇ વધુ લખી લખાવી ઍંડનું ઍંડ ગ્યે કરતા ! આપના જેવું કંઇ કરીશું. ફરી એકવાર યાદ આપું છું કે ઉંધુ રખે મ ન્ત દો. મારા દાદાના સમ છે હો. કેમ કે પરાયા મિષ્ટાન્ન વિના તે મને કદી ના ગ ! सुज्ञेषु बहुना किम्.

હાસ્યમંદિર } શંકરસુત.

## સુધારો.

ચાલુ અંકમાં પૃષ્ઠ પ૨૬ ઉપરની પ્રશ[illegible] આંગીઠીને વલસાડના નાગરિકો તરફથી નહીં પણ શ્રી વિદ્યામૃતવર્ષિણી પાઠશાળા તરફથી અપાઇ હતી. છઠ્ઠું વ્રત ઉપર [illegible] નાખું [illegible], ને દશમું ઉપ- જાતિવૃત્ત છે એમ સમજવું.

# देश सेवानी फकीरी.

રાગ–ખીદારી.

મેં તન સારૂં અર્પ્યું મ્હારૂં દેશ હીતમાં;
આ ધન તણો બાપ ધારૂં દેશ હીતમાં;
ને મન મહારૂં મેં લગાડયું દેશ હીતમાં;
જીવન તણું ચૈતન જગાડયું દેશ હીતમાં;
સંસારનું મેં સુખ છોડયું દેશ હીતમાં;
અંતર સદાને માટ જોડયું દેશ હીતમાં;
તાપે તપું ટાઢે ઠરૂં હું દેશ હીતમાં;
કષ્ટો દુઃખોને સૌ સહિશું દેશ હીતમાં;
મેં જેલ માની પર્ણકુટી દેશ હીતમાં;
ત્યાંની મઝા સુખેથી લુટી દેશ હીતમાં;
ઝોળી લઇને હું ફરૂં છું દેશ હીતની;
ભિક્ષા કઇકે લઈ ભરૂં છું દેશ હીતની;
શુભ યાચના બધે કરૂં છું દેશ હીતની;
આશા રૂડી અંતર ધરૂં છું દેશ હીતની;
મત્યુજ થાવ તો ભલેને દેશ હીતમાં;
દિલથી રહ્યું ના કષ્ટ પડયે દેશ હીતમાં;
તન્મય બનું સંગ્રામ કેરાં દેશ હીતમાં;
દિલદાર ગિત ગાઉં ઘેરાં દેશ હીતમાં;
ગાજી, ઉઠયો આ હિંદ મારો દેશ હીતમાં;
ઝણુકાર કીર્તિનો પધારો દેશ હીતમાં;

મગનલાલ ભાગવાનજી મોદી.
મોદીયા }

# गुजरातनो तपस्वी.

( લેખક–કવિ ન્હાનાલાલ. )

( મોઢ કોમના એક મહાન દેશભક્તની પચ્ચાસમી વર્ષ ગાંઠને દિવસે અખિલ હિંદમાં ઉજવાયેલા મહોત્સવ પ્રસંગે ગુજરાતના આ પ્રખ્યાત કવિનું લખેલું આ મનોરમ કાવ્ય જુનું થઇ ગયેલું હોવા છતાં બહુજ રસપૂર્ણ હોવાથી ને દરેક મોઢ બંધુને હૃદયમાં કોતરી રાખવા યોગ્ય લાગવાથી અત્ર પ્રકટ કરવું યોગ્ય ધાર્યું છે. મહાત્માની ઉત્તમ સેવાઓ હૃદયના ઉંડાણથી અવલોકી કવિ અસરકારક શબ્દોમાં નીચે પ્રમાણે કથી બતાવી છે. )

મન્દિરોમાં પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ પચ્ચાસ આરતીઓ ઉતારો,
પચ્ચાસ પચ્ચાસ દેવઘંટા વગડાવો,
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

અને એ કોણ છે એવો ?
જાણે કોઈક જગતભૂખ્યો,
જાણે કોઈક વિશ્વતરસ્યો,
જાણે સદાનો અપવાસી:
એ કોણ છે એવોક ?
લોકવન્દ્ય ને સર્વ પૂજ્ય ?
સુદામાનો જાણે કો સહોદર ?

એવાને કાજે આયુષ્ય નથી,
આનન્દો, આનન્દઘંટા વગાડો.
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

એ માનવસાળેકડું છે શું ?
સળેકડાથી યે રેખાપાતળું

એ કિરણ છે મહાસૂર્યનું—
અજ અને અવ્યય,
અખંડ અને અપ્રમેય.

એ તપસ્વી છે.
સાબ્રમતીના ઉંચા કિનારાનો;
રિદ્ધિવન્તા રાજનગરની હવેલીઓનો
એ યોગીન્દ્ર છે અવધૂત.
એ તો સંસારી સાધુ છે;
ગૃહસ્થ થઈ સંન્યાસ પાળે છે.

નિરન્તર દુ:ખને ન્હોતરતો
એશિયાના એક મહાયોગીંદ્ર ઇશુનો
એ અનુજ છે ન્હાનકડો.

પરપીડા પ્રીછી પ્રજળનાર
મહાવૈષ્ણવોનો એ વંશજ છે:
હૈયામાં એના હોળી સળગે છે.
શ્રીનગરનો જાણે નરસિંહ મહેતો.

જ્વલન્ત અંગારા જેવી છે એની આંખડિઓ.
વદને વિરાજેલી છે વિષાદછાયા.

દેશની દાઝથી દાઝે છે
છણછણતી એની દેહલતા.
વિરોધીઓ પ્રત્યે પ્રેમીલો,
शठं प्रत्यपि सत्यम् બોધનાર.
'અન્યાય સ્હામે એ ઉગામમા'નો અનુયાયી.
'દેહથી દેહી જ યવન્સો છે'નો આચરનાર,

દુ:ખતપતી આ દુનિયાનો દરવેશ છે તે.
—એકદા એને આફ્રિકા વાગ્યો,
ને નિઃશસ્ત્ર નરનારી બાલકોની,
ચાર હજાર દુઃખસજ્જોની સેના
ટ્રાન્સવાલને ઝુંબેલી ચાલી:
આશ્ચર્યચકિત જગત નિરખી રહ્યું,
જગતના ઈતિહાસમાં અદ્વિતીય

ડુભાયેલાં ચાર હુન્નરની તે કુચ.
મોખરે હતો તે સેનાધિપતિઃ
સિંહને શસ્ત્ર ન હોય,
ને ન હતાં તે નરકેસરીને.
પછી તો વર્ષો વીતી ગયાંઃ
રાત્રિદિવસના ઓછાયા ઉગ્યા ને આથમ્યા.
ઇતિહાસમાં અપૂર્વ છેલ્લા જગસંગ્રામમાં
મદમલપતી જર્મન મહાપ્રજાની
છેલ્લી ભરતીનો જુવાળ ચ્હડયો,
જાણે પ્રલયની મેઘાવલિ.
દિશામંડલ ડોલવા લાગ્યું,
ધરતી ધણુધણુવા માંડી,
ગીધ સરીખડાં વિમાનો
વાતાવરણ ભેદી ઉડી રહ્યાંઃ
ભયંકર તોપોની ભીષણ ગર્જનાથી
નભોમંડલ ગડગડી ઉઠયું.
ચિન્તાચકિત નયને સૌ નિરખતું
કે શું થાય છે, ને શું થશે.
જગતે ન જોયેલું,
પૃથ્વીએ ન પીછેલું,
માનવકથાએ ન નોંધેલું
મનુકુલનાં કાવ્યોમાં ન કલ્પેલું,
પ્રચંડ મહાભારત મંડાણું
ભૂગોળની સર્વ મ્હાપ્રજાઓનું.
જ્વાલામુખીની મહાજ્વાલાનો છેલ્લો ભભુકો
ભભુકતો હતો યુરોપના જગરણમાં
ત્હારે રાજરાજેન્દ્રનો સન્દેશ આવ્યો,
ને રાજપ્રતિનિધિ મહાસૂબાએ
રાયરાણા ને મહાજનોની
આમંત્રી પ્રજામહાસભા યુદ્ધમંત્રણાને કાજ
મહારાજ્યોની પ્રાચીનમાં પ્રાચીન પાટનગરીમ
જામી વળી એકદા
એ યુદ્ધમંત્રણાની મહાસભા.

ત્હારે ત્હેણે તોડયાં ત્હેનાં મહાવ્રત.
સામ્રાજ્યની કટોકટીને વિષમ પ્રસંગે
નિઃશસ્ત્રવાદી તે તપસ્વીએ
ઉચ્ચારી છે શસ્ત્ર સજવાની રણહાકલ,
વગાડયો છે મહાઘોષ સંગ્રામશંખ.

જગદ્દગુરૂ કૃષ્ણચન્દ્ર યે, મહાત્મન !
શસ્ત્ર સજ્યાં હતાં એકદા કુરૂક્ષેત્રમાં,
એકદા તોડયાં હતાં નિઃશસ્ત્રતાનાં વ્રત.

હસ્તિનાપુરની યુદ્ધમન્ત્રણાની એ મહાસભામાં
કેવો શોભતો હતો તે તપસ્વી ?
જાણે વિષ્ણુસભાની વચ્ચે ધ્રુવકુમાર,
જાણે યદુપુરીના સિંહાસનોમાં સુદામો.

જીવનાદેશ શોધવામાં બ્રહ્મર્ષિ,
રણખેલનામાં સુભટ ક્ષત્રિય વીર,
નીતિમન્ત્રણામાં સુજ્ઞ વૈશ્યવર,
લોકસેવાભાવમાં પરમ શુદ્રઃ
ત્હેનામાં સૌ વર્ણ સમાયેલા છે.
વેળુકણીના તે મણિ રચે છે,
પત્થરના તે દેવ પ્રગટે છે,
શલ્યાની તે અહલ્યાઓ કરેછે,
અસાધુના તે સાધુ ઘડે છે,
અહંકારીના તે સમર્પણી બનાવે છે.
દુઃખિયાંનો બેલી.ને વિસામો,
દાઝયાંના અન્તરનો આરામ,
ઘાયલના આત્માનો અમૃતૌષધિ:
અનારોગ્યોનો ધનવન્તરી છે તે.
વાદળાંની અધ્રુવ છાયાકુદડીમાં
એક એ ધ્રુવ તત્વ: -
ઇતિહાસમાં ઉચ્ચારાતો
સનાતન સત્યનો એ શબ્દ,
પ્રાચીનતાનો પરમ મંત્રઃ
નવામાં નવો તે,

ને જુનામાં જુનો છે.
સત્ય ત્હેનો મુદ્રામંત્ર છે,
તપ ત્હેનું કવચ છે,
બ્રહ્મચર્યનો ત્હેનો ધ્વજ છે,
અખૂટ ક્ષમાજલ ત્હેને કમંડલે છે,
સહનશીલતાની ત્હેની ત્વચા છે.
સનાતન યોગીકુલનો યોગવારસ,
રાગદ્વેષના ઝંઝાનિલથી પર,
ભારતનો વર્તમાન મહાગુરૂ,
એ તો ગુજરાતનો તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાંધી.

એવાને કાજે આયુષ્ય નથી.
વિદ્યાના ઔપરવા કાજે વિદ્યા નથી,
લક્ષ્મીના ઔપરવા કાજે લક્ષ્મી નથી,
આયુષ્યના ઔપરવા કાજે આયુષ્ય નથી.
આનંદો, રે આનંદો, નરનાર !
આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

ને યોગીન્દ્ર ! સણુર.
ત્હારા સમૃદ્ધ આત્મભંડાર
ભર્યાભર્યા ઉઘાડ, ને પારખ.
અનન્ત આકાશના અંતર્પટ
વીંધીને વિચર, ને ભીતર નિહાળ.
દુઃખમાં, પાપમાં, અંધકારમાંયે
બ્રહ્મકિરણ જ વિરાજમાન છે.
ત્હારે હૈયે છે યજ્ઞકુંડના હુતાશઃ
એ અગ્નિ નહીં, એ ગુરો !
પણ ત્હેના પ્રકાશ પ્રગટાવ
આત્મન્‌આત્મજ્ઞાનના અમૃતદીપમાં.
સાધો ! સત્યના યે આગ્રહ ન હોય.
એ તો છે હઠયોગના પ્રકારાંતર,
નહીં કે રાજયોગના રાજમાર્ગ.
મનુષ્યની નહીં, પણ પ્રભુનીજ ઈચ્છા

પ્રવર્તે છે સત્યના યે પ્રચારમાં.
મનુષ્યે પુરૂષાર્થ આદરવાના છે,
પ્રભુએ મનુષ્યના પુરૂષાર્થ પૂરવાના છે.
પુરૂષાર્થમાં યે પુરૂષે પ્રભુઇચ્છાને નમવાનુ છે.
—ને ઇતિહાસભૂલેલા વિસારે કે વિચારે,
છતાં આદર્યાતા તે યોગ બ્રમ્હનિષ્ઠ મનસૂરે,
મહાયોગીંદ્ર ઇશુ ખ્રિસ્તે,
મેફ્લાવર જહાજના સફરી યાત્રાળુએએ,
હિંદસત્કાર્યા હુતાશરવિપૂજક જરથોસ્તીઓએ,
ને અસંખ્ય સદ્ધર્મોપાસકોએ.—
સંતજન ! નયને ભડકા
ને વદને વિષાદસંધ્યાને બદલે
કીકીકુંભમાં ચંદ્રિકા
ને મુખમંડલે સુધાકર માંડ.
બ્રમ્હાંડમાં બ્રમ્હતેજ વરસાવ.
તપ તપતાં યે, ઓ તપસ્વી !
કૃષાંગ છે શા માટે ?
સર્વસમર્પણી ઓ પરમ વૈષ્ણવ !
સમર્પણના આનંદમાં ઉલ્લાસ.
તપના ત્હારા વડા દાવાનળ,
જોજે, આત્મવેલને ન કરમાવે.
સપ્તરંગી જગવિવિધતામાં યે
એકજ શ્વેત કિરણ નિહાળ
સળગતી શઘડી જેવા
તુજ આણમાં દેવપ્રસાદ પ્રગટાવ.
ઉરમાં આનંદ ઉછળાવ,
વદનચંદ્રે સ્મિતરેખા રમવા દે.
જગતનો ક્રૂસ ઉપાડી વિચરતાં યે
જગતયાત્રા હસતે મુખડે આચર.
ભીષણુ કર્મયોગમાં ખેલતાં યે
પ્રેરણા પા ચિત્તપ્રસન્નતાની,
ઉમંગોર્મિ ઓ ઉછળાવ ઉત્સવના.
નિરંતર પ્રહ્મ છે બ્રમ્હાંડમાં,

ને એ બ્રહ્માંગુલિ જ આલેખે છે
જગતના સર્વ સારાનરસા ઇતિહાસ.
માણુ ને મણાવ સદા
આ શુભાશુભ બ્રહ્માંડમાં યે બ્રહ્માનંદ.
સાધુજન ! ધીરો થા.
કર્મ ભોગવવાનાં છે સૌએ,
પુરૂષોએ તેમજ પ્રજાઓએ.
પ્રાયશ્ચિત્તકાળ પુરો થયો છે
ભારતનો કે ભારતવાસીઓનો ?
પ્રાયશ્ચિત્તયુગ સમાપ્યા પહેલાં
શે ઉગશે સ્વર્ગનાં સ્હવાર
કોઇનાં, કે ત્હારાં, કે અમારાં યે ?
લાંબા ઇતિહાસના ઊંડા કર્મકોષ
બળી ભસ્મ થઈ ગયા છે ?
—પ્રજાઓ ! પ્રોછજો આ પ્રાયશ્ચિત્તયુગ
ભરતખંડની મહાપ્રજાનો,
ને સારવજો સદબોધ એ યુગનો.—
કેટકેટલાંએ આદર્યા છે એ તપ
તુજ સરીખડાં અઘોર !
થોડાંકની એવી તપશ્ચર્યાથી
કેટલાં ને કયારે પ્રજળી રહેશે
પ્રજાના ઐતિહાસિક કર્મભંડાર !
પ્રજાને પ્રાયશ્ચિત્ત આપે છે,
અપવાસ કરાવે છે તું;
એજ છે આચો વિધિ:
પ્રજાપ્રાણના આત્મસંયમન.
સંયમન આત્મશકિતને ઔર બહલાવે છે.
સિનાઇના શિખરે દોરી જા,
કર્મોના પશ્ચાત્તાપ કરાવ,
પ્રજાના તપનો સમારંભ આરંભ.
પયગમ્બરી સંદેશ મળશે,
ખુદાઈ નૂર ઉતરશે,
પરમેશ્વરી પરમાનંદ વરસશે.

બ્રહ્માંડભરમાં ભરતી ડોલશે
એ પરમ બ્રહ્માનંદની.

ને એને પરખે છે કોણ?
કસ્તુરી શી મ્હેકતી તે તપસ્વિની!
સાધુવરની સાધ્વી નાર,
પત્નીઓમાં પરમ પત્ની,
જગતની એ તો આદર્શ ગુજરાતણ:
પ્રાણનાથની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા.
જીવનના જીવિતેશ્વરનો
ઓળો આભા તેજમંડળ.
તપોવનની એ તો તાપસી
નિર્ભય, નિડર, નિઃસંશય.
સુખદુઃખની તડકીછાંયડીમાં,
જીવનવિવિધતાના વનઉપવનમાં,
દેશપરદેશના રણપગથારમાં
પ્રાણની કાયા સરીખડી;
દેહની છાયા સમોવડી,
સદા સંગાથે પરવરે છે એ કુલકલ્યાણિની.
સ્પાર્ટા કે ચિતોડની કો
ક્ષત્રિયાણીનો જાણે અવતાર.
એ તો પરણેલી બ્રહ્મચારિણી,
એ તો સંસારિણી મહાયોગિની,
ગુજરાતની એ તો ગુણિયલ:
ગુજરાતણની એ તો ગુણમૂર્તિ.
આશ્રમની એ માતુશ્રી,
નગરની એ લોગણ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગતની સત્પત્નીઓનું ભૂષણ,
અમારી એ તો અનુપમ ગુજરાતણ
ભગવતી કસ્તુરબાઇ ગાંધી.

ઓ નિષ્કામ કર્મયોગી !
ઓ ગીતાઘેલા સાધુ !
ઓ મનુકુલના મહાત્મન્ !
નિઃશસ્ત્ર ત્હારે તો
મહાભારત ખેડવાં છે સંસારનાં,
આત્મવાદીએ ત્હારે તો
દેહવાદીઓને જીતવા છે ને ?
શ્રીકૃષ્ણના ઓ સખા !
ઓ સુદામાપુરીના વાસી !
એ કાલજુનાં સત્યો
સાચાં પાડવાં છે ને ત્હારે ?
સૌ જાણે છે એ સર્વસિદ્ધ વાત
કે દેહથી આત્મન્
અળગો ને ઉપર છે.
સહુ આત્મવાદીઓ ઉચ્ચારે છે આશીર્વાદ,
'જય હો ! જય હો !
ચૈતન્યપૂજકનો ત્હારો
સ્થૂલપૂજકોના સંઘમાં:
જય હો ! જય હો !
આત્મબલવંતાનો તુજ
દેહબલિષ્ઠ લોકપરિવારમાં.
નાસ્તિકો વિના સૌ જાણે છે
કે દેહ નશ્વર છે,
ને આત્મા અમ્મર છે.
ને તુજ બોધ્યાં આત્મબલે, મહાત્મન્ !
એટલાંજ છે અમ્મર આત્મદેશમાં.

પચ્ચાસ વર્ષોનો ઉત્સવ !
અર્ધી સદી વીતી ગઈ
લોકોદ્ધારક જનકલ્યાણક
એ ત્હારા જન્મયોગ પછી.
આવાંને કાજે ન હોય
આટઆટલાં આયુષ્ય.
હાથએ એ નથી ભોગવ્યાં,

શંકરે એ નથી માણ્યાં:
નખશિખ ઉભયે પ્રજળતી
મહાસત્યોની એવી જ્વાલામૂર્તિઓની
નથી નિર્માઈ લાંબી જીવનઅવધો.
આનંદો, માટે આનંદો, પ્રજાજન !
પચ્ચાસ વર્ષોનો આજે ઉત્સવ છે.

મંદિરોમાં પચ્ચાસ સ્વસ્તિકો પુરાવો,
પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ ફૂલમંડલિ ભરાવો,
પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ દેવઘંટા વગડાવો.
તપમંદિરે આજે, ઓ પૃથ્વીના લોક !
તપસ્વીનો ઉત્સવ છે, ઉત્સવ છે.

ભાદ્રપદ કૃષ્ણ ૧૨: વિક્રમાર્ક ૧૯૭૫.

## શ્રીઘમારણ્ય ગ્રંથ.

(૧) પ્રેસમાં કામ કરનારા માણસોની ગેરહાજરીથી આ ગ્રંથ પ્રકટ થતાં કાંઇક વિશેષ વખત લાગશે.

(૨) આ અત્યુત્તમ ગ્રંથ માટે અત્યારથીજ ગ્રાહકોની જબરી માગણી છે, માટે અગાઉથી કીંમત મોકલી ગ્રાહક નહીં થનારને પાછળથી પસ્તાવું પડશે.

(૩) અગાઉથી ગ્રાહક થઇ મદદ આપનાર ગૃહસ્થોની નામાવલી ગ્રંથની સાથેજ પ્રકટ કરવામાં આવશે.

(૪) આ ગ્રંથ સંબંધી એક ફાર્મની જાહેર ખબરના રૂપમાં ન્હાની ચોપડી ખાસ જાહેર ખબર તરીકે સમસ્ત મોઢ આલમમાં ફેલાવવા છપાઈ તૈયાર થઈ છે, તો જેમને જેટલી જાહેર ખબરની જરૂર હોય તેમણે તેટલી મંગાવી લેવી.

(૫) આ પ્રમાણે જાહેર ખબરો ફેલાવી અગાઉથી ગ્રાહકો મેળવી તેની કીંમત અગાઉથી જે એજંટ મોકલી આપશે તેમને જાહેર ખબરમાં જણાવ્યા પ્રમાણે કમીશન મળશે. પ્રભાશંકર જયશંકર પાઠક.




પૂર્ણિમા—માસિકપત્ર, તંત્રી હરિદત્ત લક્ષ્મીરામ અધ્વર્યુ ઠે૦ વૈદ્યફળીયા નવસારી, લવાજમ ૨૦ રા. મોઢ જ્ઞાતિમાં આ માર્તંડનો ઉદય થયા પછી સુરત અઠાવિશીના નવયુવક વર્ગમાં પોતાના સંવાદ માટે એક સ્વતંત્ર માસિક કાઢવા "યુવક મંડળ" વિગેરે તરફથી છુટક ઉછાળા અવરનવર જાણવામાં આવતા હતા. માર્તંડના કિરણોદ્વારા સુ૦ અ૦ જ્ઞાતિરૂપી ગંગામાં ઉદ્ભવેલા એ ઉભરાને પરિણામે સમુદ્રમાંથી જેમ ચંદ્ર ઉત્પન્ન થયો તેમ ને જ્ઞાતિમાંથી પૂર્ણિમા રૂપી રાત્રીનો પ્રાદુર્ભાવ થયો એ પણ ભાવિપ્રાબલ્યતુંજ પરિણામ કલ્પી શકાય. જ્ઞાતિના કહેવાતા એ માસિકનું નામજ અમને તો અસંબંધ અપ્રસ્તુત તેમજ અનર્થ સૂચક ભાસે છે.

તંત્રી મહાશય પોતાની નોંધ અને આશયમાં વારંવાર જણાવે છે કે આ પૂર્ણિમાની રાત્રી જ્ઞાતિ માટે છે! એનો અર્થ શો! એ પૂર્ણિમાનું આદ્યંત અવલોકન કરી જતાં અમને તો એ પૂર્ણિમા જ્ઞાતિ માટે હોય તેવો લેશ ભાર પણ ભાસ થતો નથી. "પોતે પણ કાંઇક કરી બતાવી શકે તેમ છે." એવો ભાવ પ્રગટ કરવા ઉછળતા નહીં પણ ઉછરતા બાળકોની ચેષ્ટા માત્ર રમાંચ હોય તેમ અમને તો જણાયછે. ભાઇ અજ્ઞાનનાં જોડકણાંમાં સ્થળે સ્થળે તે ભાઇની કાવ્યકળાની અજ્ઞાનતાનાંજ સ્પષ્ટ દર્શન થાય છે.

તંત્રી મહાશય પોતાની વિદ્વતા ભરેલી નોંધમાં અમારે માટે લખેછે કે.

"મોઢ માર્તંડને આપણી જ્ઞાતિનું મુખ ન કહીએ. કારણ જ્ઞાતિના જુદા જુદા સમહ દેશાદેર પરત્વે જુદા પડે એ સ્વાભાવિક છે; એટલે એનાથી આપણી ખોટ ન પુરી પાડી શકાય અને જો આપણી ખોટ પુરી પાડવાનો ઉદ્દેશ રાખે તો તેનાથી બીજા સમૂહોની પર્યાપ્તિ ધન્ન થાય એ સ્વાભાવિક છે. વિશેષ સર્વ કોઇ સમજી અને વિચારી શકશેજ એટલે અહીં વધારે લખવાની જરૂર નથી." તેના જવાબમાં અમે કહીશું કે મોઢમાર્તંડ ફક્ત સુ૦ અ૦ સમુદાયને માટેજ નથી, પણ સમસ્ત મોઢ કોમ માટે છે એ વાત સત્ય છતાં તંત્રી મહાશયે માર્તંડના અત્યાર સુધીના પ્રકટ થયેલા તમામ અંકો નીરખી જઇ પછી આવો ઉલ્લેખ કરવાની તસ્દી લીધી હોત તો સહજ સમજી શકત કે માર્તંડ

અત્યાર સુધીમાં પોતાના પ્રકાશનો સૌથી વિશેષ લાભ એ સમુદાયનેજ આપો છે. માર્તણ્ડના ઘણા લેખો સુ૦ અ૦ ના લેખકોથીજ લખાયા છે. તેમજ મંડળોની હિસાબો ને જ્ઞાતિ સમાચાર પણ મોટે ભાગે એ સમુદાયનાજ પ્રકટ થયા છે. આવું સ્પષ્ટ સત્ય છતાં તંત્રી મહાશયને ઉપરનો ઉલટ આભાસ થવાનું કારણ તેમનું તંત્ર પૂર્ણિમા (રાત્રિરૂપે) હોવાનુંજ જણાય છે! વળી તંત્રી મહાશય ધારે છે તેમ મોઢ માર્તંડ કોઇપણ મોઢ કોમના સમૂહની પર્યાપ્તિ ઇચ્છતુંજ નથી. તે તો સર્વ મોઢ બંધુઓની વ્યાપ્તિ એટલે આબાદી ને ઉન્નતિજ ઇચ્છે છે. દેશાટર શબ્દનો પ્રયોગ પણ તંત્રી મહાશયની અગાધ વિદ્વતાનું પ્રદર્શન બની રહે છે. પૂર્ણિમાના પ્રથમ અંકમાં અમારા માટે આવું મંગળાચરણ કરીને તંત્રીજી સંતોષ ન પામતા હોય તેમ તેમના મનમાંના વિશેષ માટે વળી વાચકની સમજ શકિતપર છોડે છે.

તેઓ પોતાના માની લીધેલા એ જ્ઞાતિના માસિકને પૂર્ણિમાનો ચંદ્ર કહીનેજ અટકતા નથી, પણ તેને "અમાવસ્યાનો કે ચાંદરાતનો ચંદ્ર થાય" એવો શુભ આર્શીવાદ પણ મંગલાચરણમાં આપી રહ્યા છે. આમ પૂર્ણિમા અને ચંદ્ર એ બે શબ્દમાં તંત્રી મહાશય ગડથોલાં ખાતા અમને તો જણાય છે. પૂર્ણિમા એટલે પુનમની રાત્રી. પૂર્ણિમાની રાત્રે જે ચંદ્ર પ્રકાશે તેનેજ કોઇ પૂર્ણિમા ન કહે. અલબત્ત પૂર્ણિમાનો ચંદ્ર તો કહેજ. પણ તે ચંદ્ર પોતે પૂર્ણિમા નથી, તેમ પૂર્ણિમા પોતે ચંદ્ર પણ નથી. લેખોમાં વિચારોની અસંબંધતા છીછરાપણું ને ભાષાની અશુદ્ધિનો તો પારજ નથી.

જ્ઞાતિમાં વિશેષ માસિકો નીકળે એ બેશક ઇચ્છવા યોગ્ય છે. પરંતુ તે માટે પુરતાં સાધન, કાર્યવાહકોની તે કાર્ય માટેની યોગ્યતા, અને અનુભવ વિના કેવળ દેખાદેખીથી ઝંપલાવવાથી તો આઘા જઇ પાછા પડવા જેવુંજ થવાય છે.

**શ્રીસનાતન ધર્મપ્રભા**—દ્રષ્ટા યતિ મુકુન્દાશ્રમ ખંભાત. વાર્ષિક મૂલ્ય રૂ૦ ૨ા. હમણાં હમણાં ગુર્જર સાહિત્યમાં આગળ પડતો ભાગ લેતાં, ને ઇસ્ટ આફ્રીકામાં વસતા ગુજરાતી ભાઇઓના આગ્રહથી ત્યાં જઇ સનાતન ધર્મનો પ્રચાર કરનાર ખંભાતના આ યતિ હવે ગુજરાતને છેક અજાણ્યા તો નથીજ રહ્યા. હાલના પ્રાચીન નીતિરીતિના અંધપરંપરા અનુકરણ કરવાના સમયમાં પોતાની પૂર્વની ગૌરવતાનું ભાન કરાવતાં આવાં ધાર્મિક માસિકોની ખાસ આવશ્યકતા હતી જે આ પ્રભાથી કેટલેક અંશે પુરી પડેછે. યતિજી પોતે ધાર્મિક બાબતોમાં ઉંડા ઉતરેલા હોવાથી ને તેમનું તે વિષયોનું બહોળું વાચન હોવાથી પ્રભા ઠીક ઠીક પ્રકાશ આપે છે. છતાં પણ તેને પૂર્ણ સ્વરૂપમાં લાવવાનો અવકાશ છે ખરો. પ્રેસની અગવડને લીધે શરૂઆતમાં બાહ્ય સ્વરૂપ સુંદર ન દેખાતું, પણ હવે ઉભય રીતે ઠીક છે લેખો હાલનાથી પણ વિશેષ ઉચ્ચ કોટીના પ્રકટ થાય તો વધારે સારૂં. સાર્વજનિક વિષયોને હાલના વાચક વર્ગની રૂચિ અનુસાર રૂપ આપવાની પરિપાટી પ્રશંસનીય છે. કાવ્ય વિભાગ હજુ વિશેષ

ખીલવી શકાય. ખરૂં છે કે એવા વિષયોપર કાવ્યો લખનારાઓની પણ ગુજરાતમાં ખાસ ખોટ છે. આ પ્રભામાં પ્રાચીન ઋષિ મુનિઓનાં પવિત્ર જીવનનો ઉલ્લેખ અપાતો જાય તો આદરણીય થઈ શકે. પ્રભાના પ્રાકટ્ય માટે પ્રારંભમાંજ સારી મદદ મળેલી હોવા છતાં, ને આફ્રીકામાંથી ઉત્તેજન પણ ઠીક મળતાં છતાં લવાજમ કાંઈક વિશેષ લાગે છે. તે કમતી કરવાથી વધારે જીજ્ઞાસુઓ તેનો લાભ સહેલથી લઈ શકે. અમે આ પ્રભાની પ્રતિદિન ચડતી કળા ઇચ્છીએ છીએ.

**દૈવીજીવન**—પ્રકાશક પંડિત શ્રીમાધવશર્મા મુ. જામ ખંભાળીયા. વાર્ષિક મૂલ્ય રૂ. ત્રણ. આ એક બીજું ધાર્મિક માસિક છે. પણ તેનું લક્ષ્યબિંદુ ઉપરોક્ત પ્રભાથી નિરાળું છે. દુનીયામાં સર્વોત્કૃષ્ટ ઠરેલા ગ્રંથ શ્રીગીતાજીનાં વિવિધ અંગોપર વિસ્તારથી વિવેચન કરી તે અદ્ભુત ગ્રંથનું ઉંડું રહસ્ય મુમુક્ષુઓના હૃદયમાં ઉતારવાનો આ માસિકનો મુખ્ય હેતુ જણાય છે. વળી પવિત્ર અને દૈવી જીવન કેમ પ્રાપ્ત કરી શકાય ને ટકાવી શકાય તે માટે વિવિધ પ્રકારનાં પોષકતત્વો પણ એમાં અપાય છે. ભાષા સચોટ હૃદયંગમ અને સંસ્કારી હોઇ ભક્તજનોને પ્રિય થઇ પડે તેવી સુમનોહર છે. લગભગ આખું માસિક તંત્રીની સ્વતંત્ર લેખિનીથી લખાઇ પ્રકટ થતું હોવા છતાં નવીનતાનો બાધ આવતો નથી. ગીતાનો પ્રાદુર્ભાવ અને પ્રવચન નામના બે ચાલુ લેખો વિદ્વત્તાપૂર્ણ અને મનનનીય હોઇ લેખકના એ વિષયોના બહોળા જ્ઞાનની પ્રતીતિ આપે છે. આર્યાવર્તના દરેક દેશના ભક્તનાં પ્રકટ થતાં ચરિતોની પ્રણાલી મનપર પ્રભુ પ્રેમની છાપ પાડેછે. એકંદરે પ્રયાસ પ્રશંસનીય હોઈ, ઉત્તેજન આપવા યોગ્ય છે. શ્રીમંત સજ્જનો, દેશી રાજ્યોની લાયબ્રેરીઓ, અને રાષ્ટ્રીય સંસ્થાઓ તરફથી વિશેષ ઉત્તેજન મળે તો માસિક વિશેષ ખીલી નીકળી જનસમુદ્રની વધારે સારી સેવા બજાવી શકે એવી આશા રાખી શકાય.

**આંકની ચોપડી**—પ્રકાશક તિલકચંદ તારાચંદ વૈદ્ય મહીધરપુરા સુરત. કીં. રૂ. ૦.૧॥. આંકની ચોપડીની તે વળી સમાલોચના શી એવો પ્રશ્ન વાચકને ઉદ્ભવવા સંભવ છે. પરંતુ આ ચોપડી અત્યાર સુધી શાળાઓમાં શીખવાતા માત્ર સોળ આંકનીજ નથી પણ એકસો પાંત્રીશ સંપૂર્ણ આંકની, નવી પદ્ધતિની છે, લેખક પોતે ઉચ્ચ કોટીના વૈદ્ય હોવાથી શારીરિક અને માનસ શાસ્ત્રના પણ અભ્યાસી છે, ને તેથી તેમણે આંક શીખવવાની પ્રાચીન અર્વાચીન પરિપાટીઓથી બાળકોના મગજપર થતી અસર, તેના લાભાલાભ, અને શિક્ષણ શાસ્ત્રમાં આંકના, શિક્ષણ મહત્વ વિષે પુસ્તકની શરૂઆતમાં સારો પ્રકાશ પાડ્યો છે; છતાં એટલું તો કહી શકાય કે ભૂમિકા અને પ્રસ્તાવનામાં થયેલાં એ વિવેચનો માથા કરતાં પાઘડી મોટી એવો ભાસ કરાવે છે. પુસ્તક ઉપયોગી અને આદરણીય છે. નવીન માર્ગ હોવાથી તેમજ ક્લીષ્ટતા પણ હેવાથી તેનો પ્રચાર શાળાઓમાં કરવો મુશ્કેલી ભર્યો જણાય છે. વિદ્વદ્વર્ગની દ્રષ્ટીમાં આ [illegible] પદ્ધતિ માટે સારી ચાંપાચાંટ કરાવી તેમાં સુધારા વધારા કરે તો તે કેળવણીખાતામાં પાઠ્ય પુસ્તક તરીકે દાખલ કરી શકાય.

ચાપિપતિ–મોઢ માર્તંડ.




१

## पंचमहालना मोढ वणिक भाईओने

### પૂજ્ય અને પ્રિય જ્ઞાતિ બન્ધુઓ!

નુતન વર્ષને આ ટાણે આપ સૌને કાંઇક કહેવાનું એક જ્ઞાતિ હિતને માં ગુંથી રહેલા મિત્રે મ્હને સૂચવ્યું. એમની સૂચનાનો અનાદર ન કરી શક હોવાથી મને સૂઝે તે હું લખી ક્હાડું છું.

દેશના આવા સંક્રાંતિ કાલે મારે આપને શું કહેવાનું હોય! અને આપ કહેવાની મ્હારી યોગ્યતા પણ શું? જ્યારે દેશ બધો પોતાનું સ્થિત્યાન્તર કરવ તત્પર થઇ રહ્યો છે, જ્ઞાતિ ભાઇઓ તો શું પણ વિવિધ જ્ઞાતીઓ, ભિન્નભિ ધર્મના અનુયાયીઓ, દેશના ઉત્કર્ષને અર્થે ઐક્ય કરી રહ્યા છે ત્યારે આપ સૌ એક જ્ઞાતિના કેવળ મત મતાન્તરને લઇને તડ કેમ પાડી બેસીએ! જ્યાં આપણે દેશનું સ્વરાજ્ય તંત્ર આપણા હાથમાં લઇ આખી દુનીઆને આપણ આદર્શ હિન્દનો એક નવો આદર્શ બતાવવા તત્પર થઇ રહ્યા છીએ ત્યાં આપણને ન્હાની ન્હાની જ્ઞાતિઓમાં તડ પાડવે કેમ પાલવે!

આવી સ્થિતિ જ્યાં હોય ત્યાંના વિદ્વાન અને આગેવાન જ્ઞાતિ બન્ધુઓ હું કહેવાની હિમ્મત કરૂં છું કે એ સ્થિતિ ત્હમારે શોભાસ્પદ છુટકો છે. વ્યવ હારનિપૂણ વણિક ભાઇઓને મ્હારે સંઘબળ એક્યબળની હિમ્મત બતાવવાન જરૂર હોય! હું નથી માની શકતો.

ખાસ કરીને પંચમહાલના મોઢ વણિક ગૃહસ્થોને હું ભાર પૂર્વક વિનવ છું કે આવે વખતે તડ પાડવાં ત્હમને લાજમ નથી. જે તડનાં માઠાં પરિણા ત્હમે વર્ષો સુધી ચાખ્યાં, જેથી ત્હમે કદાપી એક થયા, જેણે ત્હમારાં સગ સમ્બન્ધીઓ સાથે વિયોગ કરાવ્યો, તેને ફરીને એક નજીવા કોઇ લાગવગવાળ માણસોના અંગત સમ્બન્ધને લઇને વહોરી લો એ તમને સ્હેજે શોભે! મ્હ

મારે દુઃખ સાથે કહેવું પડે છે કે આપણામાં બન્ને પક્ષો લગભગ સરખે અંશેજ ગુન્હેગાર છે. જ્યાં બન્ને સરખા ત્યાં પક્ષ કેવો ! માટે સજ્જનો ! પંચમહાલનાં મોઢ નરનારીઓ ! હિન્દુસ્થાનને એક કરનાર, હિન્દુ મુસલમાનની એકતા માટે મહેનત કરનાર, પરમપૂજ્ય, પ્રાતઃસ્મરણીય કર્મવીર, ગુજરાતના તપસ્વી સાધુચરિત મહાત્મા મોહનદાસ ગાંધીનાં જ્ઞાતિ ભાઇઓ અને બ્હેનો ! ત્હમને આ નૂતનવર્ષને મંગલ પ્રભાતે મ્હારે એકજ વિનતિ કરવાની છે કે હર ઉપાયે આજે આપ સૌ તડ બન્ધનને તોડી નાંખી એક થાઓ. એ મહાત્માના ઐક્ય મંત્રને અમલમાં મૂકવાની બે વડી ફરજ આપણા પર આવી પડે છે. એક એમના દેશજન તરીકે, અને બીજી એમના જ્ઞાતિજ્ઞ તરીકે. એ ફરજ બજાવી ત્હમે ક્યારે કૃતકૃત્ય થશો ?

આપણે સૌ વણિકોએ દેશની પ્રગતિની સાથે સાથે રહેવું ફરજીયાત છે. આપણામાંથી અસ્પૃશ્યતાનું પાપ, વિદેશી વસ્ત્રોનો મેલ, અને બીજા અનિષ્ટ રિવાજો રૂપી કચરો કહાડવો એ આપણી પહેલી ફરજ છે. પ્રત્યેક મોઢ બ્હેને રેંટીઓ તો અત્યાર સુધીમાં લીધો જ હશે. સૌથી વધારે જરૂરનું તો એ છે કે આપણે શાંતિનું પાલન કરી, હર હાલતમાં એક રહી, આપણું જ્ઞાતિનું ન્હાનકડું રાજ્ય તંત્ર સુવ્યવસ્થિત અને બંધારણપૂર્વક ન્યાય પુરઃસર, નિષ્પક્ષપાતપણે ચલાવવું. હું વધારે શું કરી શકું ! वन्दे मातरम् !

વિજ્યા દશમી }
મંગળવાર. }

ત્હમારો દીન સેવક
**અંબાલાલ ચુનીલાલ પરીખ.**

૨

## रा. माणजीवन करशनजी देसाईना राणपुरनी प्रतिष्ठावाळा चर्चापत्रनो जवाब.

રાણપુરની પ્રતિષ્ઠાનો પ્રત્યુત્તર " મોઢ માર્તંડ " ના આગસ્ટના અંકમાં વાંચ્યા પછી રા. દેશાઇને એક તટસ્થ વ્યક્તિ તરીકે તેનો જવાબ આપવાની હું મારી ફરજ સમજી નીચેનો ઉલ્લેખ કરૂં છું.

ગઇ કોંગ્રેસમાં રાણપુરમાં પ્રમુખ વિના કામ ચાલ્યું તેમાં ભાવનગરના અગ્રેસરો એકલાએ કાંઈ વાંધો લીધો નહતો. તેમજ કોંગ્રેસનું કામ ખલાસ થયું ત્યારથી અત્યાર સુધીમાં ભાવનગરે ( ભાવનગરના અગ્રેસરોએ ) કદી તે વાત ઉચ્ચારી પણ નથી. હવે એક લેખક તરીકે રા. કહાનભાઇએ ટીકા કરી કે

મુખી વિના કામ થતું નથી; પણ આપણે તેમ નહિ કરતાં આપણો દુરાગ્રહ ચાલુ રાખ્યો. મી. દેશાઇ લખે છે કે " પ્રમુખ વિના કામ ચલાવવાની શરૂઆત થતાંજ તે કામ ગેર કાયદેસર હોઇ આગળ ચલાવવામાં બીજા કેટલાક ગામના અગ્રેસરોએ તો કાંઇ વાંધો ન લીધો, પણ ભાવનગર જેવા આબરૂદાર ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેવાં ગેરકાયદે ચાલતા કામમાં શા માટે હાજર રહ્યા ? " હું દિલગિરી સાથે જણાવું છું કે મી. દેશાઈ પોતાના લખવા પ્રમાણે ત્યાં હાજર હતા, છતાં ભાવનગરના ગૃહસ્થોએ બીજાં ગામના ગૃહસ્થો કરતાં વધુ વાંધો લીધો હતોજ નહિ તે તેઓ જોઇ શક્યા નથી. જો કે પ્રમુખ વિનાની શરૂઆત ગેર કાયદેસર છે એવી માન્યતા તો ત્યાં ભેગા થયેલાં આધુનિક પ્રજામાંના ઘણા ખરાનું માનવું હતું. અને કદાચ ભંગાણ પણ પડત પણ તેથી કોંગ્રેસને નુકસાન પહોંચે તેથીજ થોડાઓની જોહુકમીને તાબે થઇ તે ગણકારેલ નહીં.

મી. દેશાઇ જ્ઞાતિ અને સાર્વજનિક ફંડની તિલક સ્વરાજ્ય ફંડ તેમજ દુનિયામાં બીજાં તેવાં ફંડો સાથે સરખામણી કરી કહેવા માગે છે કે દુનિયામાં બધા પ્રકારના ફંડો વ્યવસ્થિત અને પ્રમાણિક પણેજ ચાલે છે, અને તેના હિસાબ તથા પરાંત ગોટાળા રહીત હોય છે, તો તેવી માન્યતા ભૂલ ભરેલી છે. કારણ કે ઘણે ઠેકાણે તે સંબંધી ગોટાળા જોવામાં તથા સાંભળવામાં આવે છે. મી. ગાંધીનો હેતુ એવો નથી કે જ્ઞાતિ તેમજ સાર્વજનિક ફંડનાં નાણાં જેની પાસે હોય છે તેઓ બધાનેયે દુનિયામાં બીજા પાસે હિસાબ રજુ કરવો એ વિષમ કામ જણાય છે. પરંતુ તેઓ "ઘણે ભાગે એમ બને છે " એ શબ્દો વાપરે છે. જ્ઞાતિ તેમજ સામાન્ય ફંડનો હિસાબ જેઓની પાસે રહે છે તેઓ બધાજ બીજાઓની જાણ માટે નિયમિત રીતે હિસાબ રજુ કરતા હોય એમ હું પોતે તો ન માની શકું.

તિલક સ્વરાજ્ય ફંડ જેવાના નેતા તો હિંદના જીવનરુપ મહાત્મા ગાંધીજી છે. તેમજ બીજા જ્ઞાતિ તથા સામાન્ય ફંડનાં નેતા મહાત્મા ગાંધીજી જેવા બધા હોત તો મી. ગાંધીને આપ જેવા રાણપુરના હિમાયતીને સત્ય હકીકત જાહેર કરતાં ખોટું લગાડવાની તક મળત નહિ. પાંચે આંગળીઓ સરખા ન હોય, તેમ બધી સંસ્થાઓના નેતા પ્રમાણિકજ હોય તેમજ અપ્રમાણિકજ હોય એવી માન્યતા ભૂલ ભરેલી છે. આ બાબતમાં મી. દેશાઇ લખે છે કે મી. ગાંધીની બુદ્ધિ માટે શું ધડો બાંધવો તે મૂશ્કેલ છે. બધા સરખા હોય નહિ, એ બાબત બાળક પણ સમજી શકે તેવી છે છતાં રા. દેશાઇને તે સમજવું મુશ્કેલ થઇ પડ્યું. હવે આપની બુદ્ધિ માટે બીજાઓને શું ધડો બાંધવો એ મુશ્કેલ ન થઇ પડે !

" વળી આગળ વધી રા. દેશાઇ ગાંધીના સંબંધમાં કહે છે કે "કદાચ આહાર તેવો ઓડકાર વાળી કહેતીનું અત્રે યથાર્થરૂપ યોજાયું હોય." આ બાબતમાં મી. દેશાઇને મારે જણાવવું જોઇએ કે કોઇ વ્યક્તિ વ્યાજબી રીતે પોતાની બુદ્ધિ પ્રમાણે જ્ઞાતિ કે સાર્વજનિકને કાંઇ સુચન કરે તેને માટે આટલે દરજ્જે હલકા અભિપ્રાય બાંધી બેસવા તે પોતાની સજ્જનતા અને ખાનદાનીને એબ રૂપ છે.

રા. દેશાઇ કહાન ભાઇને જણાવે છે કે "આપ મહેરબાની કરી તેવા સાર્વજનિક્ ફંડનો કયાં હિસાબ પદ્ધતિસર તપાસવા ગયા હતા કે આપને ન મળ્યો !" તેના જવાબમાં જણાવવાનું કે જે ફંડ સાથે જેને લગતટ હોય તે ફંડની શું વ્યવસ્થા થાય છે તે સંબંધી જાણવાની જીજ્ઞાસા ફંડ સાથે સંબંધ ધરાવનાર હરકોઇને થાય. તો તે જ્ઞાતિ તથા સાર્વજનિકની જાણ માટે નિયમિત રીતે છપાઈ બહાર પડવા જોઇએ. તેવા હિસાબ તપાસવા અધિકાર વિના કોઇ સુજ્ઞ વ્યક્તિ બહાર ન પડે અને કદાચ કોઇ બહાર પડે તો પોતાનાં માન મર્તબો સચવાય કે કેમ એ શંકા છે. જ્યારે રાણપુરમાં કાંગ્રેસ ભરાઈ અને રાણપુરવાળા પાસે હિસાબ તપાસવા દફતર માગ્યાં ત્યારે રાણપુર વાળાએ જવાબ આપ્યો કે હિસાબ તૈયાર નથી. પછી કાંગ્રેસે રાણપુરવાળાને સુચના આપી કે પચીશ રૂપિઆનો કલાર્ક રાખી છ માસમાં હિસાબ તૈયાર કરી દફતર ભાવનગર વાળાને સોંપજો. તે વાતને લગભગ બાર માસ થવા આવ્યા છતાં કોણ હિસાબ આપે છે ! અને દફતર પણ કોણ રજુ કરે છે ? જે બાબત કાંગ્રેસે નક્કી કરી હતી તેનો અમલ થયો નહિ તો મી. ગાંધી જેવી એક વ્યક્તિ બીન સત્તાની રૂએ આપના લખવા મુજબ હિસાબ તપાસવા જાય તો તેને કેવી દાદ મળે તેનો આપેજ ખ્યાલ કરી લેવો.

મી. ગાંધીએ રાણપુર સંબંધી જે લખ્યું છે તેને આપ બેહુદું લખાણ માનો છો ! અલબત હું એટલું તો જોઇ શકું છું કે તે ભાઇએ સત્ય પણ સખત શબ્દોમાં રાણપુર વિષે લખ્યું છે તે આપ જેવા રાણપુરની દાઝ જાણનાર અને તેનો ખુલ્લો બચાવ કરનાર પરોપકારી સજ્જનને, અને રાણપુરવાલાને તો નજ રૂચે. છતાં રાણપુર વાળાએ તો પોતાનું સહનશીલપણું બતાવ્યું છે; પણ તમારાથી તે સહન થઇ શક્યું નહિ એટલે આ લેખ લખી બહાર પડયા. આપે રાણપુર વાળાના હિસાબ તથા દફતર તપાસી તે છપાવી બહાર પાડયા હોત તો આપનું લખવું યોગ્ય ગણાત.

ભાવનગરવાળા કાંગ્રેસ ભરે યા ન ભરે એ સવાલ બાજુ ઉપર છે. પરંતુ રાણપુરવાલા કાંગ્રેસના હુકમનો અમલ શા માટે કરતા નથી ! તેમની જો એવીજ

લાવી મર્યાદા મુકીને કહ્યા કરૂ છુ કે ગમે તો ગરીબ હશે તો હું ગરીબ પ્રમાણે કુળણું દળી મ્હારો ઘર સંસાર નભાવીશ પરંતુ તંદુરસ્ત પુરૂષ જોઇ તેની સાથે મ્હારૂં લગ્ન કરો કે જેથી કરી મ્હારે ફરીથી કોઇના ઓશીઆળા રહેવા વખત ના આવે. પણ જ્યારે તેનાથી પણ તેમના ઉપર કાંઇજ અસર ના થઇ ત્યારે મ્હારે આપના પત્ર દ્વારા મ્હારૂં દુઃખ મુકવા તૈયાર થવું પડ્યું છે. માટે આશા રાખુંછું કે જો તેમના હૃદયમાં હજુ પણ પરમેશ્વર વસે તો તેઓ તેમની હઠ મુકી દઇ મુજ નિર્દોષ બાળાને કોઇ યોગ્ય પુરૂષ સાથે પરણાવશે તો ઇશ્વર પાસે તેમનો મોટો ઉપકાર માનીશ.

આવી બાબતમાં જ્ઞાતી શેઠીઆઓ પણ બીલકુલ લક્ષ આપતા નથી, કારણ કે આવી કેટલીએ બાળાઓના પોતે પોતાને હાથે કજોડાં કરી બેઠા છે, અને જેથી કરી બીચારી બાળાઓ જીંદગીભર રડ્યા કરે છે, મ્હારી પોતાની જ્ઞાતિની નાતની સાથે હુ એટલું પણ કહીશ કે હીન્દુમાં દરેક જ્ઞાતિઓની અંદર આવી રીતે માબાપ નિર્દય થઇ પોતાની વહાલી બાળાઓની તથા બાળકોની જીંદગી બગાડે છે. અને તેથી કરી બાળાઓના તથા બાળકોના શ્રાપને પાત્ર થાય છે. માટે દરેક હીન્દુ કોમની અંદર તેવાં થતાં કજોડાં અટકાવવા દરેક સજ્જન પુરૂષ તથા બહેનો પ્રયત્ન કરશે એવી હું આશા રાખુ છું અને તેવા પરમાર્થી જનોને દીર્ઘ-સુખી બનાવો તેવી પ્રભુ પ્રત્યે મુજ રંક બાળાની નમ્ર પ્રાર્થના છે.”

પ્રજામિત્ર તા. ૯-૧૧-૨૧

# अमारो दीवाळीनो आ अंक

અંક વિષે અન્ય બાબતોનો ઉલ્લેખ કરતાં અગાઉ સૌથી પ્રથમ અંક પ્રકટ કરતાં થયેલી ઢીલ બદલ અમે અમારા સુજ્ઞ વાચકવર્ગની ક્ષમા માગી લઇએ છીએ. ચાલુ સાલ મુંબઇના તાવના રોગથી પ્રેસમાં કામ કરતાં માણસોની અવર નવરની અચાનક ગેરહાજરીએ આમ થવા પામ્યું છે, એટલો જ ખુલાસો બસ થશે.

મોડો મોડોએ અંક બનતે પ્રયત્ને ગ્રાહકોને પસંદ પડે તેવો બનાવવા દરેક કાળજી લીધી છે. સુજ્ઞ વાચક જોઇ શકશે કે પ્રથમ સાલ કરતાં બીજા વર્ષે, ને તેનાથી ચાલુના ત્રીજા વર્ષે આ અંક વધારે આકર્ષક કરવા પ્રયત્ન કરાયો છે. લેખક વર્ગની સંપૂર્ણ સાહાય્ય સિવાય અમારા એકલાથી કાંઇજ બની શકે નહીં એ સ્પષ્ટ હોવાથી સૌથી પ્રથમ આભાર અમારા શિષ્ટ લેખક વર્ગનો માનવાનો છે. મોઢ જ્ઞાતિનો શાસ્ત્રીવર્ગ પણ માર્તંડ તરફ મમત્વભાવથી જોતો અંક પરથી જણાશે. લેખોની વિવિધતા ને ઉત્કૃષ્ટતા સાચવવા કાળજી રખાઇ છે. બાળલેખ સ્ત્રીલેખ હાસ્યરસ જુનું સાહિત્ય ધાર્મિક અને ખાસ કરીને આપણી મોઢ કોમના મહાન્ પુરુષના યશોગાનને અગ્રપદ અપાયું છે. ચિત્રો પણ પ્રસંગાનુસાર તેમની જ્વલંત દેશસેવાનાં જ મુકવાં આ વખતે યોગ્ય ધાર્યાં છે. સમસ્ત મોઢ કોમે પોતાની જ્ઞાતિના મહાત્મા **ગાંધી**જીની આ અમૂલ્ય દેશસેવાઓ બદલ મગરૂર થવાનું છે. એ મહાન કાર્યોની ખરી કદર તો વખત વીતતાં કાળ કરાવશે. ગદ્ય કરતાં પદ્ય મગજનો શ્રમ ત્વરાથી ઓછો કરી મનને આનંદ આપે છે તે સૂત્રાનુસાર કાવ્યો પણ લગભગ ગદ્યના જેટલાંજ લેવાયાં છે. કવિશ્રી ન્હાનાલાલનું એક પદ્યાત્મક ગદ્ય ઉદાત્ત વિચારોથી ભરપુર લાગવાથી લઇ લીધું છે. સ્ત્રી લેખોમાં મારા સ્નેહી મરતાન ઉર્ફે સરખેજના સુશિક્ષિત ગૃહસ્થ હરિલાલ મથુરાદાસ મશરનાં ધર્મપત્ની સૌ. શિવગંગાગૌરીએ આ વખતે સારો ફાળો આપ્યો છે, ને આશા છે કે તેઓ વારંવાર બનતી સાહાય્ય આપ્યાં જ કરશે. તેમનું દૃષ્ટાંત લઇ મોઢ જ્ઞાતિની અન્ય કેળવાએલ બ્હેનો પણ બહાર આવે એમ હું ઘણા લાંબા વખતથી ઇચ્છયાં કરું છું. મહાત્મા ગાંધીજીની સેવાઓ ઉપર ચર્ચા કરતા બે લેખો વિવિધ દૃષ્ટિબિંદુથી લખાયા છે, જેનું તારતમ્ય વાચક-વર્ગની તુલનાશક્તિ પરજ છોડવું યોગ્ય ધાર્યું. 'સ્વાર્પણની ન્હાનકડી બાળાનો લેખ વાંચી મનમાં ઉતારવા ખાસ ભલામણ છે. જુના સાહિત્યની શોધખોળ કરનારા મારા ગોહિલ મિત્રનો લેખ અપ્રસિદ્ધ ઇતિહાસપર નવો પ્રકાશ પાડે છે.

# ज्ञाति समाचार.

## मोढ दानवीर गृहस्थनी विशेष सखावतो.

**(१) मोढेरी माताना मंदीरनी धर्मशाळाना दरवाजा माटे—** મોઢ આલમમાં દાનવીર તરીકે પ્રખ્યાતિ પામેલા કચ્છ માંડવીવાળા ત્રિવેદી મોઢ ગૃહસ્થ શ્રીયુત દયાશંકર દેવશંકર દવેએ આપણી કુલદેવીના મંદીરની ધર્મશાળાનો દરવાજો મુકવા માટે રૂ૦ પાંચ હજારની સખાવત મોઢ સ્થળનો જીર્ણોદ્ધાર કરનાર પાટણના વકીલ શ્રીયુત નાથુભાઇ ગિરધરલાલને આપી છે. માઘ માસમાં તે કાર્ય પુરૂં થવાની આશા રખાય છે.

**(२) मुंबईमां मोढ ब्राह्मण बंधुओने माटे वाडीनी व्यवस्था—** પોતાના હાલના નિવાસ સ્થાન મુંબઇમાં વસતા સમસ્ત મોઢ બંધુઓ માટે એક વાડી, પાઠશાળા, અગ્નિહોત્ર, લેકચરહોલ વીગેરે વીગેરે ધાર્મિક સંસ્થાઓ એકજ સ્થળે સ્થાપી શકાય તેની વ્યવસ્થા કરવા માટે કાંદાવાડીમાંના એક વિશાળ જગા લગભગ બે લાખને ખર્ચે આ ગ્રહસ્થે ખરીદ કરી છે, ને તેની પર વિવિધ યોજનાનું બાંધકામ પણ થોડી મુદતમાં શરૂ થવાનું છે. આ જગામાં પુરાતની ચાર ધામનું મંદીર હોઈ સ્થાન બહુ પવિત્ર છે જે ઉપર ઉપરની સર્વ યોજનાઓ પુરી થતાં એક **બ્રહ્મપુરી** જેવું બની રહેશે. દરેથી એ સ્થળનું નામ પણ **બ્રહ્મપુરી** જ રાખવા ઇચ્છે છે, ને સદાને માટે તે પર પ્રથમ હકક મોઢ બ્રહ્મ બંધુઓનો કાયમ રાખી તેનો લાભ અન્ય સર્વ બ્રહ્મ બંધુઓને પણ સવડના પ્રમાણમાં આપવા ઉદાર વિચાર ધરાવે છે. પ્રભુ એમની મનોકામના પુરી કરો, અને તેમની ઉત્તરાવસ્થામાં તેમને મુબારક હસ્તે થયેલાં આવાં પરોપકારી કાર્યોનું શુભ ફળ ભોગવવા એ દંપતિને પ્રભુ લાંબુ આયુષ્ય આપો !

**બદલી પ્રમોશન—** વીઠલદાસ ગાંગાભાઇ પાઠક વલસાડથી રતલામ રૂ૦ ૧૭૫ ના પગારથી બદલાયા છે.

**મરણ—** વલસાડ-શુકલ રામચંદ્ર હરિશંકર ભાદ્રપદ વદી ૧૪ ગણદેવી-જયશંકર હરગોવીંદનાં માતુશ્રી બાઇ વિજયા આશો શુ. ૨ **ચીખલી**-ભટ નાથુશંકર ડાહ્યાભાઇ **નોસારી**-ભટ સુખાનંદ ઉત્તમરામનાં પત્નિ સૌ. જયંતી આશો વદ ૫ વકયાણામાં, વૈદ્ય હરિકૃષ્ણ ગોવીંદરામનાં પત્નિ સૌ. અ૦ બાલક્ષ્મી આશો વદી ૮. મુંબઇમાં **મરોલી**-મગનલાલ ભવાનીશંકર ૭૮ જેઓ મોંબાસા ઉધમાર્થે હતા તેઓ આશો શુ ૨ ના રોજ દેવલોક પામ્યા.

## ગાંધીજીની સામાજીક સેવાઓ.



## બાળ કાવ્યો લેખો.



## સ્ત્રી ઉપયોગી લેખ.



## હીંદી કાવ્ય.



## પ્રાચીન ઐતિહાસિક સાહિત્ય.



## સુભાષિતમ્



## પ્રકીર્ણ.




માસિક મુંબઇમાં નં. ૩ ઠાકોરદ્વાર રોડપર આવેલા પોતાના પુરંદરે પાઠક પ્રીંટીંગ પ્રેસમાં પ્રભાશંકર જયશંકર પાઠકે છાપ્યું.
કાંદાવાડી માધવ ભુવન મુંબઇમાં તેમણેજ પોતાને માટે પ્રસિદ્ધ કર્યું.
તા. ૧૬–૧૧–૨૧

## सत्यं परं धीमहि.

સત્ય અને સુખ આ બે વસ્તુઓ તમારી સામે છે. સત્યના આગ્રહીએ તાત્કાલિક સુખની આશા રાખવી વ્યર્થ છે, જુઓ સત્યવ્રતી રાજા હરિશ્ચંદ્ર અને ભગવાન્ રામચંદ્રે કેટલાં સંકટ સહન કર્યાં હતાં? કાં સત્ય રાખો અને કાં સુખ ભોગવો. બન્ને વાતો એક સાથે કદીપણ બની શકશે નહિ.

સત્યના માર્ગ ઉપર ચાલનારે પોતાના શરીર અને પોતાનાં સગા સંબંધીઓ તરફ પાછું વળીને જોવાતું નથી. ધર્મરાજ યુધિષ્ઠિરે જ્યારે ખરેખર સત્યના માર્ગ તરફ પ્રયાણ કર્યું હતું, ત્યારે દ્રૌપદી અને ચાર ભાઇઓ પાછળથી પડતા આખડતા હાથનો સહારો આપવા અને ઉભા રહેવા માટે બૂમો પાડતા હતા. પરંતુ યુધિષ્ઠિર પાછા વળ્યા નહિ, અરે પાછું વાળીને જોયું પણ ન્હોતું!

સત્યનું એટલે પોતાના પિતાના સત્યવ્રતનું પાલન કરાવવા માટે અયોધ્યાધિપતિ ભગવાન્ રામચંદ્રે અયોધ્યાની પ્રજાના પાલનરૂપ કર્મનો, પોતાના માતાપિતાની સેવા વગેરેનો, અને સર્વ પ્રકારના સુખ વૈભવોનો પરિત્યાગ કરી પ્રસન્નતાપૂર્વક દેશવટો સ્વીકાર્યો હતો. એ વાર્તા શું તમો જાણતા નથી?

સત્યનિષ્ઠ વ્યક્તિએ પોતાનું જીવન સંગ્રામમાં અહિંસાત્મક યુદ્ધમાં લગાડવાનું હોય છે, પ્રમાદ અને સર્વ પ્રકારના સુખ-સ્વાર્થને તિલાંજલી આપી લાભાલાભ, જયાજય અને સુખદુઃખને સમાન માની પોતાના સુખનું તો શું પણ જીવનનું પણ બલીદાન આપવા માટે ઉત્સુક રહેવું જોઇએ.

सत्यं वद. सत्यान्न प्रमदितव्यम्, सत्यान्नास्ति परो धर्मः, सत्ये सर्वं प्रतिष्ठितम्. सत्ये नास्ति भयं क्वचित्, सत्यप्रतिष्ठायां क्रियाफलाश्रयत्वम्। સત્ય બોલો, સત્યથી પતીત ન થાઓ, સત્યથી પરમ બીજો ધર્મ નથી સત્યમાં સર્વ કાંઇ રહ્યું છે, સત્યમાં કાંઇ પણ ભય નથી, સત્ય પાલનમાં ક્રિયાનું ફલ રહેલું છે, એમ સમજીને ભગવાન્ વેદવ્યાસજીના સ્વર સાથે સ્વર મેળવીને કહો કે "सत्यं परं धीमहि" "અમો પરમ સત્યનું ધ્યાન કરીએ છીએ."

હે પ્રભો! આ બેસતા નવીન વર્ષમાં અમો સત્યનું ધ્યાન અને અનુષ્ઠાન કરવા સમર્થ થઇ શકીએ એવી આપ કૃપા કરો!

(દૈવીજીવન વર્ષ ૬ અંક ૫ ઉપરથી લીધેલું.)



પ્રકાશ ૩ જો. ]      ડીસેંબર ૧૯૨૨.      [ પ્રભા ૧૨ મી.

સ્રગ્ધરા વૃત્ત.

अज्ञानध्वान्तलीनाः कलिमदकुनया ज्ञानमार्तंडभासा
सर्वे मोढा नमन्ति प्रमुदितवदनाः प्राप्य मोढेश्वरीं ताम् ।
दत्वा देवी वरं तानुपदिशति समारूढ प्रेम्णा स्वकीयान
त्यक्त्वालस्यं प्रसूतिं श्रयत समुदितो मोढमार्तंड एषः ॥

અર્થ—જ્ઞાન સૂર્યના પ્રકાશથી કળીઆ કંકાસ અહંકાર ખરાબ રીતરીવાજો અજ્ઞાનના અંધકારમાં લીન થઇ ગયાં છે. આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષ દરેક મોઢ જ્ઞાતિના મનુષ્યો હર્ષયુક્ત થઇને કુળદેવી મોઢેશ્વરીની સન્નિધિમાં આવી નમન કરે છે. કુળદેવી શુભ આશીર્વાદો આપી ઉછળતા પ્રેમ વડે પોતાનાં બાળકોને ઉપદેશ કરે છે કે આળસ છોડી દઇને ઐશ્વર્યનો આશ્રય કરો; કારણ કે મોઢ જ્ઞાતિને દીપાવનાર આ મોઢ માર્તંડ ઉદય પામ્યો છે.

વે. શા. સં. શાસ્ત્રી મોતીરામ કલ્યાણજી વસસાકર.

પ્રકાશક અને તંત્રી.
પ્રભાશંકર જયશંકર પાઠક.
કાંદાવાડી માધવભુવન—મુંબઈ. ૪.

આર્થિક સહાય આપનાર
શ્રીયુત ઝવેરી પ્રભાશંકર ત્રિભુવન ચાલુકવાળા.
સોના ચાંદીના દાગીનાના વ્યાપારી, સુતારચાલ મુંબઇ ૨.

વાર્ષિક લવાજમ રૂ. ૨ અગાઉથી. છુટક નકલના આના પાંચ.
હિંદુસ્તાન બહાર રૂ. ૩ અગાઉથી. સ્ત્રીઓ અને વિદ્યાર્થીઓને માટે રૂ. ૧

આપણાં મુખ્ય મંત્રો–સંપ સ્નેહ કર્મનિષ્ઠા કેળવણી ઉન્નતિ પરોપકાર.




હરિગીત.

નિંદો ભલે અજ્ઞાની જન, કે જ્ઞાની જન સ્તુતિ કરો;
આવી મળો લક્ષ્મી યથેચ્છા, કે સમૂળી પણ પળો;
આજે જ કે યુગાંતરે, કદિ મરણ થાતું છો નકી;
પણ ધીર પાંઉં ના ભરે ડગ ન્યાયે કેરા માર્ગથી.

પ્રકાશ ૩ જો ] ડીસેમ્બર ૧૯૨૧ [ પ્રભા ૧૨ મી.

## कर्तव्य आजेज करो

( હરિગીત. )

અખ્તર સજીને અન્ય વીરો વાધતા સંગ્રામમાં,
ત્યારે તહમે રહેતા પડી; આલસ્યને અભિમાનમાં!
તમ સ્થાન છે ખાલી રહ્યું, કર્તવ્યના રણક્ષેત્રમાં,
પ્રત્યેકને કરવાનું કૈં નિર્ણીત છે કર્તવ્ય જ્યાં!

ગત કાલ વ્યર્થ થયો બધો! આ વર્તમાન જતો જુઓ!
રાખો તહમે હજુયે વળી વિશ્વાસ વ્યર્થ ભવિષ્યનો!
સ્વપ્નો, વૃથા ઉત્કલ્પના, આલસ્યને નિદ્રા ત્યજો,
આજેજ સત્વર આદરો તમથી બને કર્તવ્ય જો.

કુસુમ.




આછા ઉણા સહચારની, સાચા સરળ હૃદભાવની,
મુજ પ્રેમના પ્રતિબિમ્બની, નિરખું સુરત મ્હારી સનમ.

દિલદાર દિલ હરિયાવની,
મલિકા મુઆઝિમ્ યારની,
બેગમ અહા ! ગમખ્વારની,
ચૂમૂં સદા મ્હારી સનમ

કાતિલ કટારી વાંકડી,
અમીજાર નઝર તર આંખડી,
બાંકી છબિ અહ ! ફાંકડી,
પૂજું સદા મ્હારી સનમ

તાલિબ તસવ્વર પ્યારની,
શિખ્યો શિતાબી યારની,
માફી બદી બશુમારની,
માગું સદા મ્હારી સનમ.

પ્યારી પતિતોદ્ધારિણી,
શુભ નામ ધર્માચારિણી,
હૃદય ગમા મુજ સ્વામીની,
વંદુ સદા મ્હારી સનમ.

દિલબર દિલાજાર યારની,
આશિક પકડ સગ-દારની,
સેવા ચહૂં સર-કારની,
સેવું સદા મ્હારી સનમ.

ગફલત કરી હદપારની,
માફી ચહૂં હકદારની,
પર્વા સનમ સરકારની,
રાખું સદા મ્હારી સનમ.

ખ્વાહિશ ખુદ દિલદારની,
ખુદ ધારપર તલવારની,
કીધી પથારી પ્યારની,
પોઢું સદા મ્હારી સનમ.

શોખિન શરાબીદારની,
પ્યાલી ભરેલી પ્યારની,
ગુલબાનુ ગુલશનરાઝની,
પીઉં સદા મ્હારી સનમ.

ખુદ યાર ખિદમતદારની,
મલિકા ઈરમ્ ગુલઝારની,
શાંતિ સુધા રસદારની,
પામૂં સદા મ્હારી સનમ.

અલબેલડી ! ગુલવેલડી !
તવ સલ્તનત વ્હોળી પડી,
કરજે નઝર કંઈ હું ભણી,
ચાહું સદા મ્હારી સનમ.

તકલીફ ખુદ રહેનારની,
દિલતખ્તપર સુનારની.
ઝાંખી ચહું દેદારની,
મસ્તાન દિલ મ્હારી સનમ.

મસ્તાન




મંદાક્રાંતા.

દીક્ષા લીધી પરમ રૂપની હંસની એક અંશે
સંધું ભક્ષે; બલિહરણથી કાગ તું ખુબ હર્ષે,
સાક્ષી પુરે યમસદનમાં "દુત હૈ છું" ધરાયો,"
કોકિલાથી ચતુર સહુમાં કેમ રે છેતરાયો ?
તારે માળે જણતર મુકી કોકિલા નાશતી રે,
ના જાણી તેં પરકીય બલા કાગ રે તુંજ શીરે;
મોટું થાતાં સમજણ પડે જાય ઉડી કનેથી,
ધિક્ તારા સૌ ચતુરપણમાં જાણું ઉડે મનેથી.

રાંધનપુર - નીછાભાઇ ભાઇશંકર ભટ્ટ.

## प्रथम कर्तव्य.

અંતર્લાપિકા છપ્પો.

નીતિ ચુકે શું હોય? નીતિનું મૂળ કયું છે?
શું નવ હોએ દેવ? સબળને શરણ કયું છે?
ચાલવા માટે અંગ? પ્રશ્ન તે પાંચ ગણાવ્યા;
આદિ અંત્ય કરી દુર, વર્ણ લહો મધ્ય જણાવ્યા,
પરમશ્રેષ્ઠ તે પ્રાણુથી, આદિ અવિચળ દેવ છે.
પ્રથમ પવિત્ર કાર્ય જે, ઉત્તમ તેનીજ સેવ છે.

ઉપરના છપ્પામાં પાંચ પ્રશ્ન પૂછયા છે. તેના જવાબ અનુક્રમે વિપદ, ધરમ, નિમેષ, ઇશ્વર, ચરણ. એ જવાબના આદિને અંત (પહેલો અને છેલ્લો) અક્ષર દુર કરતાં મધ્યના અક્ષરોથી, પરમેશ્વર, એ નામ થાય છે, તેની સેવા એજ મારૂં પ્રથમ કર્તવ્ય. છે. એવો આ કાવ્યનો ઉદ્દેશ છે.

ચુનીલાલ લલ્લુરામ ત્રિવેદી મિત્રાલનિવાસી.

## भिक्षातणी हांडी कदी वेसे नहि शीके चढी.

મંદાક્રાંતા

થાકયો હું તો ભટકી ભટકી, રાત ને દિન સારો,
ભિક્ષા ઝોળી સુકર ધરી મેં, ના જડયો એક દાણો;
નિશ્વાસો એ દીન હૃદયના; ભિક્ષુના સુણી પ્રીતે,
શક્તિ આપ્યાં જીવન હિતનો, માર્ગ દર્શાવવાને,

વ્હાલા બંધુ અવનિ પટમાં, દીર્ઘ નિશ્વાસ આ શા!
જ્ઞાતિ સારી પ્રથમ જગમાં, દીર્ઘ નિશ્વાસ આ શા!
માતા ભૂલ્યાં, હૃદયમહીં આ, ઘાવ ભિક્ષા તણો છે,
ભિક્ષા ભુંડી નહિજ મળતાં, દીર્ઘ નિશ્વાસ આ છે.

### અનુષ્ટુપ્.

સુણીને બ્રહ્મના શબ્દો ભગવતી ઉપદેશ દે;
ભિક્ષાથી જગતમાં અર્થો, ના સરે કોઈનાજ રે.
તે માટે ધારને શિક્ષા, હૃદયમાં તું બ્રહ્મ રે,
ભિક્ષાની હાંડલી સુખે, ના ચઢે શીકાં પરે.

### હરિગીત.

બ્રહ્માંડ શિક્ષા ધરે જેની, સૂર્ય શશિ નમતા અતિ.
દિગ્પાલ પણ સહુ કાલમાં, જે તેજથી બીતા અતિ;
રાજા પ્રજા જનમાત્ર આજ્ઞાધાર, વિચારો મથી,
ભિક્ષા તણી હાંડી કદી, બેસે નહિ શીકે ચઢી. ૧

જનમાત્રના છો પૂજ્ય ને, વિભુવદનથી પેદા થયા,
અધિકાર સોંપ્યો દિવ્ય તમને, જગ્ત ઉદ્ધારક બન્યા;
વિચારી પ્રાચીન સમયને સમજો તમે મનમાં રતિ,
ભિક્ષા તણી હાંડી કદી, બેસે નહિ શીકે ચઢી. ૨

ઇશ અર્પતો સહુને સદા, પોષણ ઉદરના કારણે;
ઉઠાડતો ભુખ્યા તથાપિ, ના સુવાડે બાળને;
તો સ્વાશ્રયી બની ઉદર પોષણ, કરોને શુભ રીતથી.
ભિક્ષા તણી હાંડી કદી, બેસે નહિ શીકે ચઢી. ૩

યાચના ના વાંછના. ખરે જીગરની નબળાઈ છે,
યાચીને પરવિત્તને ગ્રહવા મહીં શી બડાઈ છે!
ભિખારી ભિક્ષાહારી તે ના ભિખારી ટળશે કદી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૪

યજમાન ગૃહ જો યાચવા પળતા કદી આશા થકી,
બ્રાહ્મણો આવ્યો મુઓ અપશુકનીઓ ક્યાં આ અહીં;
એ નીચતા નિર્લજ્જતા શિરપાવ એ ભિક્ષા મહીં,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૫.

દેવું કર્યું આ ભવ મહીં પરભવ સદા દેવું પડે,
એ ન્યાય છે સૌ શાસ્ત્રનો દેવું સદા સૌને નડે;
ભિક્ષાથી દેવાદાર થાતાં શ્રેય શું સમજો વડી?
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૬

ચાતક સદા તરસ્યો રહે, વૃષ્ટિ સુધામય હો ભલે,
ભિક્ષુક સદા ભુખ્યો રહે, મળતી અખુટ રિદ્ધિ ભલે;
પરાશ્રય ને પરવિત્તથી સત્કાર એ રે'તો ટળી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૭

ભિક્ષા ગ્રહણ એ ધર્મ સમજી, ના સમજતા તત્વને,
નિજ જીવન સાધન એ ગણી ઘરઘર સદા ભટકો તમે;
શ્વાનો તણી સ્થિતિ થકી, શું સિદ્ધિ રહી સમજો વળી.
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૮

યાચના કરી આપણે, કહો યાચના કોની કરો?
પક્ષે કહેલું મેઘને, તે કથા તમ ધ્યાને ધરો;
સજ્જન ભિક્ષા અફળ સાધુ, દુષ્ટે સફળ દુઃખી બધી;
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૯

દિવ્ય કવિવર ભર્તૃ સરીખા, યાચના ધિક્કારતા,
જન હૃદયને ચાતક ગણી, અણમુલ બોધ દેતા હતા;
જેને જુઓ તેની તમે ના યાચના કરશો કદી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૧૦

પ્રારબ્ધ સરજ્યું ગાંઠલું, સરખું સદા ટકતું નથી,
યાચતાં દુર નાસતું, મળતું જો ઇચ્છા ના થતી;
એ ન્યાય સમજી વિશ્વનો ભીખે ઉદર ભરશો નહિ,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૧૧

બે હસ્ત ને બે પાય છે, બે આંખ ને બે કાન છે,
વાચા સમજ ને બુદ્ધિ શકિત, ઇશે છે અર્પી તને;
શા કાજ ભીખારી બને, બન ઉદ્યમી શુભ રીતથી,
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૧૨

ઉદ્યમ કરી જે મેળવ્યું, ચીર કાળ તે ટકશે સહી;
વિણ ઉદ્યમે જે મેળવ્યું તે કોઇ દી ટકશે નહિ;
જે માર્ગથી આવ્યું હશે, તે માર્ગ એ જાશે વળી.
ભિક્ષા તણી હાંડી કદી બેસે નહિ શીકે ચઢી. ૧૩

સગરામપુરા }
આંટેલાશેરી–સુરત }

લેખક,
રમાશંકર ઘેલાભાઇ જોશી સુરતકર.




( લેખક-તારાચંદ્ર પોપટલાલ અડાલજા એલ. ટી. એમ. )



"નળ દમયંતી' ની દેશી ફિલ્મ લોકો બહુ વખાણે છે, તમારે તે જોવા આવવુંજ પડશે" એમ કહી મારા એક મિત્રે મને તૈયાર થવા આગ્રહ કર્યો. સિનેમાની સૃષ્ટિમાં દેશી ફિલ્મના ઉત્પાદક તરિકે વિખ્યાત બનેલા મી. ફાળકેની પ્રથમજ રજુ થયેલી સત્યવાન સાવિત્રીની ફિલ્મ જોઇ પ્રજાને દેશી ફિલ્મ પર સદ્દભાવ ઉપજ્યો હતો, અને 'કાળીયા મર્દને' તો કમાલ કરી હતી. કોઇપણ કાર્યને પ્રારંભ કરવો એજ અતિ મુશ્કેલ છે, પછી ગાડરીયા પ્રવાહની માફક અનુકરણ કરનારા અનેક નિકળી આવે છે. ફાળકેના ચીલે ચાલનારી અનેક સીનેમા કંપનીઓ ઉભી થઇ છે અને તેનો ધન્યવાદ તો એ સાહસિક નર મી. ફાળકેનેજ ઘટે છે.

'નળ દમયંતી' માદન થીએટર્સ લીમીટેડની બનાવેલી છે એમ છાપામાં વાંચ્યું હતું, અને એ કંપનીની ફિલ્મની પ્રસંશા કરતાં પણ લોકોને સાંભળ્યા હતા, એટલે મારા મિત્રના આગ્રહને વશ થઇ હું તેની સાથે સિનેમા જોવા ગયો.

આટલું વાંચતાંજ કોઇ સિનેમાના શોખીન વાંચક મુંબઇના એકાદ આલિશાન થિએટરનું, તેના ભવ્યતાનું, ત્યાં જોવા એકઠી મળેલી મેદનીનું, રફનું અને છેવટ 'નળદમયંતિ' ની ફિલ્મનું સવિસ્તર વર્ણન વાંચવાની ઉમેદ મનમાં કરી લેશે, પરંતુ તેમને તેમાં નિરાશ થવું પડે તે માટે સેવક ક્ષમા યાચે છે, કારણુ અત્યારે તો કંઇ બીજીજ ફિલ્મ રજુ કરવાની છે.

સિનેમા પુરો થયો અને પ્રેક્ષકો ધાંધલ મચાવતા વ્હેલા વ્હેલા ઘેર પ્હોંચી જવાની ઉતાવળ કરતા પોત પોતાની મોટર, વિક્ટોરીઆ કે ગાડી શોધતા તો કોઇ ભાડુતી ગાડી કે ટ્રામમાં ચડી બેસતા. સરખા મિત્રો સાથે ફિલ્મના સારા-નરસાપણા વિષે વાદવિવાદ કરતાં વિખરાઇ ગયા. હું અને મારો મિત્ર એકલા પડ્યા. હું તો વિચારગ્રસ્ત હતો.

"કેમ લેખક સાહેબ ! તમારે તો રાતદિવસ વિચારોનીજ ધૂન કે ! ગામ આનંદ કરવા બે ઘડી ચાલીએ, ત્યાં પણ વિચાર ને બસ વિચારજ !"

મારી વિચારમાળા અટકી પડી, બોલ્યા વિના છુટકો નહોતો, "ભાઇ, ટેવ પડી તે કંઈ જાય ! પણ મને આજે એક વિચાર સુજી આવ્યો છે. દેશી ફિલ્મ બનાવવાની કારિગીરી જ્યારે આપણા લોકોએ હવે હાથ કરી છે ત્યારે સામાજીક ચિત્રો, હાલના સંસારની અવસ્થા, તેની ચાલુ બદી અને સુધારણા બતાવનારી ફિલ્મો તૈયાર થાય તો તેથી પ્રજાનું કેટલું હિત સાધી શકાય ! અંગ્રેજી સંસારના ચિત્રો આપણા જીવનને અનુકુળ નથી, તેમાં પણ હાલમાં સીરીયલ જોવાનો જે ચેપ લોકોને લાગ્યો છે એ તો અનીતિ, લુચ્ચાઇ, ઠગાઈ અને શઠતાના પાઠજ ભણાવે છે.

મને આગળ બોલતાં અટકાવી મારા મિત્રે ટકોરમાંજ કહ્યું, "ત્યારે લખી નાંખોને એ વિષય ઉપર એકાદ લેખ ?"

"એ તો ઠીકજ, પણ મિત્ર ! મને તો એવું થાય છે કે એકાદ ધનાઢ્ય જ્ઞાતિમાં ચાલતી ખરાબ રૂઢીઓની દિગ્દર્શન કરાવનારા ચિત્રોની ફિલ્મ ઉતરાવી જ્ઞાતિસંમેલન વખતે તે બતાવવાની ગોઠવણ કરે તો તેથી કેટલો બધો લાભ થાય? માત્ર શાબ્દિક ઉપદેશ આપવા કરતા આવાં ચિત્રો નજરે બતાવવાથી તેની અસર રામબાણ થાય એમાં તો શંકાજ નથી.

મારો મિત્ર "લ્હેરી જીવ" હતો. તેણે હાસ્ય કરતાં કહ્યું, "એ તો બધાં સ્વપ્નસૃષ્ટીના મનોરથ ! શેઠીઆઓને એવી શી પડી છે કે આવી ઉપાધી વ્હોરવાની તસ્દી લે. એમને લાડી, વાડી અને ગાડી; એમાંજ સ્વર્ગ સમાઈ જાય છે."

એટલામાં ઘર આવ્યું. ઉજાગરો ન નડે તે માટે તરતજ પથારીનું શરણ શોધ્યું. પથારીમાં પણ એના એજ વિચારો. અંતે આંખ મળી.

કહેવાય છે કે સુતા પહેલાં જે વિષયના બહુ વિચારો કર્યા હોય તેનાં રાતમાં ઉંઘમાં સ્વપ્નાં આવે છે. આજે મને પણ એવોજ અનુભવ થયો.

નિંદ્રાવસ્થામાં સ્વપ્ન જોયું. જાણે એક જ્ઞાતિહિતચિંતક શ્રીમંતે જ્ઞાતિ સુધારણાર્થે કેટલાંક ચિત્રોની ફિલ્મ તૈયાર કરાવી હતી અને તે મારી પાસે લાવી ગામેગામ ફરી જ્ઞાતિબંધુઓને તે બતાવી, તેની સંપૂર્ણ સમજણ પાડી, તેનો પ્રચાર કરવાનું કામ મને સોંપવા આવ્યા હતા. હું અત્યંત હર્ષ પામ્યો, મારો મનોરથ સિદ્ધ થયેલો જણાયો. મને તો એમજ લાગ્યું કે પ્રભુએ મારી દાદ સાંભળી ખરી !

શેઠની સૂચનાનો મેં સ્વીકાર કર્યો, પરંતુ પ્રથમ તૈયાર થયેલી ફિલ્મ જોયા પછી નિર્ણય કરવાની શરતે. શેઠ મને તરતજ પોતાની ગાડીમાં બેસાડી એક સિનેમા થીએટરમાં લઇ ગયા અને ફિલ્મ ચાલુ કરી બતાવી. હું તો ખુશખુશ થઈ ગયો, શેઠને ધન્યવાદ આપ્યો અને હોંશથી ફિલ્મનું ફીડલું તે મને આપતા હતા તે લેવા હાથ લંબાવ્યો ત્યાં તો—

અરે પ્રભુ ! એ તો સ્વપ્ન. મારા હાથમાં તો મોઢમાર્તંડ માટે લખવાની તૈયારી માટે રાખી મુકેલા કાગળોનો થોકડો આવ્યો. ત્યારે ફિલ્મ ક્યાં ગઇ ? મને તરત ભાન થયું કે એ તો સ્વપ્ન હતું, અને સ્વપ્નની સાથે ફિલ્મ પણ ઉડી ગઈ હતી !

પરંતુ એથી મને તો લાભજ થયો. સ્વપ્ન સાચું ન હોય એ અનુભવ થયો પરંતુ સાથે સાથે લોકો કહે છે કે સ્વપ્નમાં જોયેલું ઘણીવાર સાચું નિવડે છે એનો પણ સાક્ષાત્કાર થયો, કારણ કે જે દૃશ્ય મેં ફિલ્મમાં જોયું હતું તેજ તેવાંજ અનેક દૃશ્યો જ્ઞાતિમાં નજરે પડતાં હતાં. વળી મોઢમાર્તંડના અંક માટે અનાયાસે ઉત્તમ ખોરાક મળી આવ્યો. સ્વપ્નમાં મેં જોયેલી ફિલ્મમાં શું હતું એ જાણવાની વાંચકને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક હોવાથી તેનું વર્ણન ટુંકામાંજ આપી દઉં છું:—

## ૧. મોઢની બેટી, સોનાની પેટી !

એક મોઢ યુવાન પોતાના મિત્ર પાસે પોતે સશક્ત સદ્ગુણી અને સજ્જન હોવા છતાં પણ કોઈ કન્યા આપતું નથી તેનો બળાપો કરે છે, તેનો મિત્ર તેને હિમ્મત ન હારતાં યત્ન કરવાનું કહે છે. જ્ઞાતિમાં એક કન્યાના પિતા પાસે તેઓ જાય છે. પિતા કહે છે, "જુઓ ફલાણા ભાઇની કન્યા ૮ વર્ષની છે છતાં તે ૨૦૦૦ રૂપીયા માંગે છે, તો આ મારી કન્યા તો ૧૨ વર્ષની થઇ છે એટલે તેના ૭૦૦૦ રૂપીઆ લઇશ. એ તો તમારી ઉમર નાની છે તેથી એટલા, બાકી કોઇ બુઢાપાને આપું તો ઓછામાં ઓછા પાંચ ૭ હજાર તો મને મળેજ."

બંને મિત્રો દિગ્મુઢ બને છે. યુવાન કહે છે, "એટલી રકમ મારી પાસેથી આવા માંગો છો તો પછી મારી પાસે શું રહેશે અને તમારી દિકરીનું ભવિષ્યમાં શું થશે તેનો કંઈ વિચાર કર્યો ?"

બાપ ઉત્તર આપે છે, "એ તો જે થવાનું હોય તે થાય. આટલાં વરસ પાળી પોષી મોટી કરી તે અમને ખર્ચ નહિં થયું હોય ?"

મિત્ર આ ઉત્તરથી આશ્ચર્ય પામે છે. તેનાથી બોલાઇ જવાયું છે. "ભાઇ બુઢીયાનેજ ગળે આ તમારી ગરવી ગાયને વળગાડજો, એટલે તમારા પૈસાના કોડ પુરા થશે. પછી ભલેને બુઢીયાજી તરત લાકડા ભેગા થાય, અને દીકરાનાં સુખનું સત્યાનાશ વળી જાય!"

બાપ નફટ બની કહે છે, "એ તો જે થવાનું હોય તે થાય, પણ અમને તો પુરતા પૈસા મળે એટલે બસ. એનાં નસિબ એની આગળ!"

આવા દયાહિન વિચારથી બંન્ને મિત્રાની કાયા કંપી ઉઠે છે, અને ધીટકાર વર્ષાવતા ત્યાંથી ચાલ્યા જાય છે.

+ + +

એ મિત્રો કન્યાની તપાસમાં બીજા સ્થળે જાય છે. કન્યાની માતા કહે છે, "મારે પૈસા નથી લેવા, મારે તો કન્યા સાટે કન્યા જોઇએ. મારો દિકરો મોટો થયો છે એને કન્યા ક્યાંથી મળે? તમારા ઘરમાંથી કે કોઇપણ કુટુંબીસગા વ્હાલામાંથી કન્યા મારા દિકરાને આંપો તો મારી દિકરી તમને આપું."

યુવાન કહે છે, "પણ એવી કન્યા મારા કુટુંબમાં ન હોય ત્યાં શું ઉપાય! તમારા છોકરાનું વેવિશાળ કરવા જેટલા પૈસા હું આપું તો!"

કન્યાની માતા ઉત્તર આપે છે "પૈસા શું કરૂં! મારો છોકરો જરા એવોજ છે! એના ૫૦૦૦ આપું તોય કોઇ કન્યા એને ન આપે. હું તો કન્યા સાટે કન્યા આપે તેનેજ મારી દિકરી આપીશ."

"પુત્રની ખોડ ખાપણના પ્રતાપે પુત્રીનો ભવ બગાડનારી માતા તને પણ ધન્ય છે!" એવા ઉદગાર કાઢતા મિત્રો વિદાય થાય છે.

+ + +

ત્રીજા સ્થળે તેઓ આવે છે. કન્યાનો બાપ કહે છે, "હું ખાવાના પૈસા લેતો નથી, પણ મારી પુત્રી માટે ૩૦૦૦ રૂપીયાનું પલ્લું રાખવું પડશે. તે ઉપરાંત ૨૦૦૦ ના દાગીના ૫૦૦ રૂપીયાનાં કપડાં વિગેરે કરવું પડશે."

"પલ્લું શા માટે જોઇએ."

"તમને કંઇ થાય કરે તો છોકરીને સાધન જોઇએ ને!"

"એટલે તમે અત્યારથીજ મારૂં ભવિષ્ય જાણી લીધું!"

"એમ તો કંઇ નહિં, પણ એટલી સાવચેતી રાખી સારી."

મિત્રથી ન રહેવાયું, "ભલા, માણસ, આવા યુવાનને કન્યા આપતી વખતેજ તેનું મૃત્યુ કલ્પી લ્યો છો અને પલ્લું તે માટેજ મુકાવો છો! જે પલ્લું

તમે લેશો તેટલી રકમ તે યુવાન પાસે રહેશે તો તમારી છોકરીને તે નહિં કામ લાગે ? કન્યા જેને પરણે તેના તનમન અને ધનની કુલ મુખત્યાર માલિક તે બને છે, પછી આવો વ્હેમી રીવાજ શા માટે ? યુવાન તનતોડ મહેનત કરીને જે કમાયો હોય તે બધું તમે લગ્ન થયા પહેલાંજ પુરું કરાવીશો તો એમાં તમારી દિકરી પણ શું સુખી થાય ?"

પણ બાપ તો જીદ્દ પકડી રાખે છે. મિત્રો નિશ્વાસ નાંખી ચાલ્યા જાય છે.

\+ + +

આવી રીતે તપાસ કરતાં તેઓ એક બીજા સ્થળે આવે છે. કન્યાની મા કહે છે "મારે તો મારી પુત્રી ગામમાંજ દેવી છે. મારી નજર આગલ હોય તો સરઅવસરે કામ આવે, અને તેને જોઇને મારી આંખ ઠરે. તમે બહારગામ ધંધો કરો છો તે કામ ન આવે. અહિં આ ગામમાંજ તમારૂં વતન છે તો અહિં ઘર લઇને રહો તો મારી કન્યા આપું."

મિત્ર કહે છે, "આવા ગામડામાં તમારી પુત્રીનું જીવન વિતે એના કરતાં સારૂં શહેરી જીવન તે ગાળે એ તમને પસંદ નથી ? વળી બીજો વિચાર કરો. શહેરમાં રહેવાથી મારો મિત્ર આબરૂસર સારી કમાણી કરી શકે છે, અહિં ગામડામાં રહી શું કરે ? તમારા પતિની માફક પારકે પૈસે પરચુરણ ધંધો કરી માંડમાંડ પેટનું પુરું કરે એ સારૂં કે ત્યાં પોતાના જ્ઞાનના પ્રતાપે સરળતાથી સારી કમાણી કરી ખાય એ સારૂં ? વતનમાં કંઇ ધંધો ન હોય નિર્વાહનાં સારાં સાધનો ન હોય તો કંઇ બાપના કુવામાં બુડી મરાય છે !"

પથ્થર પર પાણી. કન્યાની માતાને પોતાની પુત્રીને રોજ જોઇને 'નજર ઠારવાના કોડ' પૂરા કરવા છે એટલે એના ગળે આ વાત ઉતરે !

× × ×

મિત્ર અન્ય સ્થળે યત્ન કરે છે. કન્યાની મા મ્હો મચકોડી કહે છે, "એનું કુળ કંઇ અમારા જેવું ઉંચું છે ! એની ફઇએ કુળનું નામ અજવાળ્યું હતું ! અને એના કાકાએ કન્યાના ધરાઈ ધરાઇને પૈસા લીધા હતા ! એને તે કન્યા કોણ આપે ? એના કરતાં પેલો છેલશંકર કેવા ઉંચા કુળનો છે !"

"કોણ પેલો દારૂડીઓ અને વેશ્યાગામી !

"તે જે હોય તે. દુનિયા ગમે તેમ બોલે, પણ એનું કુળ કેવું ઉંચું ! એ અમારી કન્યા લ્યે તો અમારા અહોભાગ્ય. એના ઉંચા કુળને લીધે અમારી કીર્તિ પણ વધે."

મિત્રનું લોહી ઉકળી આવે છે, "ઓ અંધ જગત! આવ અંધ મોહનો તું ક્યારે ત્યાગ કરીશ ! ઉંચુ કુળ કોને કહી શકાય ! જેમાં સજ્જનતા, નીતિ અને ધર્મનો સદાકાળ વાસો હોય, ને દિલમાં દયા હોય, ને વર્તનમાં ક્ષમાશીલતા હોય. બાપદાદા પાસે પૈસા હતા એટલે એ ઉંચુ કુળ ! દિકરો ભલે દિવાળીઓ નિકળે, દારૂડીઓ બને, વંઠેલો નિવડે તો પણ ઉંચા કુળની કુલીનતાની છાપ એના કપાળ ઉપરથી નજ ભુંસાય ? અને બાપ દાદા ગરીબ છતાં નીતિવાન હોય તેનો પુત્ર કુલીનતાની–ઉંચા કુળના છાપ–ડીગ્રી નજ મેળવી શકે ! એ કયાંનો કાયદો ? જોહુકમી ચલાવનારા દંભી લોકોએજ આવી માન્યતા સજ્જડ બનાવી મુકી હોય એમ લાગે છે." તે બાઇને તે કહે છે, "હશે, બાઈ! મારા મિત્રને ખાતર નહિ, પણ તારા પોતાના–તારી પુત્રીના સુખને ખાતર એટલી ચેતવણી આપું છું કે બીજા કોઇપણ ઠેકાણે તમારી કન્યાને આપજો. પરંતુ છેલશંકરને તો નહિંજ, કારણ તેથી તો તમારી પુત્રીના સુખનો સર્વ નાશ થશે."

\+ + +

તે યુવાન ગ્રેજ્યુએટ છે. સંસ્કારી નીતિવાન છે. છતાં આવી રીતે ઉપરાઉપર થએલી નિરાશાથી તે ઉત્સાહભંગ થાય છે. એવામાં તેના સાંભળવામાં આવે છે કે જે ૧૨ વર્ષની કન્યાના તેની પાસેથી રૂ. ૩૦૦૦ માંગવામાં આવ્યા હતા તેજ કન્યાને તેના ધનલોભી પિતાએ પુત્રની લાલચથી સાતસી કન્યા શોધવા નિકળી પડેલા એક ૭૦ વર્ષના બુઢીયાને રૂ. ૧૦૦૦૦ લઇ. બુઢાને બાળકી આપી બાંધેછે મીંઢળો મડે જેવું કર્યું હતું. ૭ માસમાંજ બુઢીયાછને યમદૂતનું તેડું આવ્યું અને સંસારના લ્હાવા લેવાને બદલે પુત્રી વિધવાવસ્થા પામી. દુનિયાને દેખાડવા આંસુડાં સારી પૈસાના પૂજારી માબાપે બાળ બચ્ચાં સાથે જમાઇને ત્યાં ધામો નાંખ્યો, અને તેની મિલ્કતના માલિક બન્યા. 'દિવસો જતાં પુત્રી દુઃખ ભુલી જશે' એમ દિલાસો ધરીને પોતાના બે પુત્રોને જમાઇના પૈસે પરણાવ્યા, પણ હરામનો પૈસો અને દિકરીની હાય' ના પ્રતાપે વહુઓ આવી ત્યારે નિરોગી સશક્ત હોવા છતાં ક્ષયથી પીડાઇ એકાદ વર્ષમાં રામચરણે થઇ ગઇ. પૈસા જ્યાં ત્યાં વ્હેંચાઇ ગયા અને વિધવા પુત્રીનું સાલ તો ઉભુંજ રહ્યું. દિકરીના દામ, આવ્યા કંઈ ન કામ, ફક્ત રહ્યો કપાળમાં ડામ !

યુવાને સંકલ્પ કર્યો કે જ્ઞાતિના આવા નિંદ્ય રીવાજો નાબુદ કરવા ગામે ગામ ફરી ઉપદેશ કરવો. જ્ઞાતિના કેટલાક નીતિવાન અગ્રસરોની સહાયથી તેણે આ પ્રયાસ શરૂ કર્યો. એવામાં તેની પાસે એક સત્તેલી કન્યાનો કેસ રજુ થયો.

એક કન્યાનું વેવિશાળી સાધારણ સ્થિતિના યુવાન સાથે થયું હતું. કન્યાના પિતાએ પૈસાની લાલચે તે યુવાનને પડતો મુકી એક વૃદ્ધ પાસેથી મન માન્યા પૈસા લઇ કન્યા તેને પરણાવી દીધી. યુવાન બિચારો આશાભંગ થયો એટલુંજ નહિં પણ તેણે આપેલા પૈસા, દાગિનો, કપડાંલત્તાં વિગેરે સર્વ ગયું. તેણે જ્ઞાતિને અરજ કરી, પણ દાદ ન મળી. આપણા યુવાન ગ્રેજ્યુએટને ખબર પડતાં તે તેની વ્હારે ધાયો, જ્ઞાતિમંડળો એકઠાં કર્યાં, અને આશાભંગ યુવાનને દાદ અપાવવાનો જ્ઞાતિએ ઠરાવ કર્યો.

આવી રીતે અનેક રીતે આ ગ્રેજ્યુએટ યુવાન જ્ઞાતિ સુધારણાના યત્નો કરે છે. તેના સદ્દગુણથી આકર્ષાઇ એક ગરીબ પણ ગુણવાન સ્ત્રીપુરૂષ પોતાની પુત્રી તેને આપવા ઉત્સુક બને છે પણ વાંધો માત્ર એટલોજ છે કે તેની પાસે પુત્રીને આપવા કંઇ મુડી નથી ! મુશીબતે પોતાના કુટુંબનું પોષણ તેઓ કરે છે. તેઓ યુવાનને બોલાવે છે અને કહે છે "અમે રંક છીએ. કેટલાક લોકો છુપી રીતે પૈસા લઇ, કંકુએ કન્યા આપ્યાનો ખોટો ડોળ કરી, પુત્રીને સારો કરીયાવર કરે છે એવું કરવા અમારી ઇચ્છા નથી. અમે કંઇપણ આપી શકીએ એમ નથી. આ ગરીબ ગાય જેવી કન્યાનો હાથ આપના હાથમાં સોંપી આપ સુખી રહો એ શુભાશીર્વાદ આપવા શિવાય બીજું કંઇ પણ કરી શકીએ એમ નથી. આ રંકનું રત્ન સ્વીકારવાની કૃપા કરશો ?"

ગ્રૅજ્યુએટ હર્ષ પામે છે, આવા સહૃદય સાસરીયાં મળે, સદ્દગુણી અને સુશીલ કન્યા મળે, પછી બીજું શું જોઇએ ! મા બાપ કન્યાનો હાથ તેને સોંપે છે, યુવાન્ તે સ્વીકારે છે. બંનેનું શાસ્ત્રોક્ત વિધિથી લગ્ન થાય છે, પ્રેમી યુગલ સુખી થાય છે.

કરૂણ રસમાં ડુબેલા પ્રેક્ષકો સિનેમાનો આ છેવટનો શાંતિ દાતા—આનંદ દાયક—સુખમય દેખાવ જોઇ હર્ષ પામે છે, અને અહિં સિનેમાના પડદા ઉપર આજે નૂતન વર્ષ હોવાથી 'સાલમુબારક' ના અક્ષરો વંચાય છે.

અને પ્રિય વાંચકો ! મેં તો સ્વપ્નમાં આવાં અનેક દ્રશ્યો જોયાં હતાં પણ અહીં અત્યારે આપની સમક્ષ રજુ કરી આપને તકલીફ આપવી યોગ્ય ધારતો નથી, તેથી હાલ તો 'નૂતન વર્ષના અભિનંદન' આપવાં પ્રભુ આ મંગલમય નૂતન્ વર્ષે આપને સુખશાન્તિ અને સંપત્તિ અર્પો એવી શુભ પ્રાર્થના તે પરમ કૃપાળુ પરમાત્મા પ્રત્યે કરૂં છું.

**તંત્રીની નોંધ**—મોઢ જ્ઞાતિના સંસ્કારી લેખકનો આ મનોહર લેખ દીવાળીના અંક માટે લેખકે ઉત્સાહથી મોકલ્યો હતો. પણ મહાત્મા ગાંધીજીની હિલચાલોને લગતા ઘણા લેખો આવી પડવાથી તે અંકમાં ન લેતાં પછીના આ અંકમાં પ્રકટ કરાય છે. એટલા વિલંબ માટે લેખક ક્ષમા કરશે એવી પ્રાર્થના છે.




## સ્ત્રી લેખ.

अर्यमणं देवंकन्या अग्निमयक्षत ॥ सनोऽर्यमा देवः प्रेतोमुञ्चतुमापतेः स्वाहा॥ इयंन्नार्युउपब्रूते लाजानावपंतिका ॥ आयुष्मानस्तुमेपतिरेधन्तां ज्ञातयो मम स्वाहा इमाँल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव ॥ ममतुभ्यं च संवननं तदग्निरनुमन्यतामियस्वाहा इदममग्नयेनमः ॥

અર્યમણ નામના જે અગ્નિ દેવને કન્યાએ યજન કર્યું, તે અર્યમાદેવ મારા પતિથી મને વીખુટીના પાડો. આ લાજાને હોમનારી કન્યા બોલે છે કે, મારા પતિ આયુષ્યમાન હો, અને મારો જ્ઞાતિ સમૂહ વૃદ્ધિ પામો. આ લાજાઓને અગ્નિમાં હોમું છું તે તમારી સમૃદ્ધિ કરનાર છે: તમારે માટે મારૂં સંવનન છે તેમાં અગ્નિદેવ અનુમતિ આપો.

त्वत्तोमेऽखिलसौभाग्यं पुण्यैस्त्वंविविधैः कृतैः ॥
देवैः सम्पादितोमह्यं वधूराद्येपदेऽब्रवीत् ॥

તમારાથી મારૂં અખંડ સૌભાગ્ય છે. જાતજાતનાં કરેલાં પુણ્યો વડે ને દેવો વડે તમો મેળવાયા. એમ પહેલે પગલે કન્યાએ બોલવું. ૧

कुटुम्बं पालयिष्यामिह्यावृद्धबालकादिकं ॥
यथा लब्धेन संतुष्टा ब्रूते कन्या द्वितीयके ॥

વૃદ્ધોથી બાળકો સુધી કુટુંબની હું સંભાળ લઈશ, અને જે મળે એમાં સંતુષ્ટ રહીશ. એમ બીજે પગલે કન્યાએ બોલવું. (૨)

मिष्टान्नव्यञ्जनादीनि काले सम्पादये तव ॥
आज्ञासम्पादिनी नित्यंतृतीये सा ब्रवीद्वरम् ॥

મિષ્ટાન્ન ને વીંઝણા વગેરે વખતો વખત તૈયાર રાખીશ, અને નિત્ય આજ્ઞા પાળીશ. એમ ત્રીજે પગલે કન્યાએ વર પ્રત્યે બોલવું.

शुचिः शृंगार भूषाहं वाङ्मनः कायकर्मभिः ॥
क्रीडिष्यामि त्वयासार्द्धंतुरीयेसातुवदेद्वरम् ॥

શણગારથી સુશોભિત હોઇને વાણી, મન, ને કર્મથી હું પવિત્ર રહીશ, અને તમારી સાથે આનંદમાં રહીશ. એમ ચોથે ડગલે કન્યાએ વર પ્રત્યે બોલવું.

दुःखेधीरा सुखेहृष्टा सुखदुःखविभागिनी ॥
नाहं परतरं गच्छे पञ्चमेसाब्रवीत्पतिम् ॥

દુઃખમાં ધીરજવાન ને સુખમાં આનંદયુક્ત રહીશ. તમારા દુઃખ સુખમાં વિભાગિની થઇશ. અને પરપુરૂષ પાસે જઇશ નહિ. એવું પાંચમે ડગલે કન્યાએ વર પ્રત્યે બોલવું.

सुखेन सर्वं कर्माणि करिष्यामि गृहे तव ॥
सेवां श्वशुरयोश्चापि बंधूनां सत्कृति तथा ॥
यत्र त्वं वा अहं तत्र नाहं वञ्चे प्रियं क्वचित् ॥
नाहं प्रियेण वञ्चयाहि कन्या षष्ठे पदेऽब्रवीत् ॥

તમારે ઘેર સુખથી સર્વ કામો કરીશ. સાસુ સસરાની ને તમારા ભાઇ ભાડુંઓની સેવા ને સત્કાર કરીશ. જ્યાં તમે ત્યાં હું રહીશ, હું તમને છેતરીશ નહીં, ને તમારે પણ મને છેતરવી નહીં એમ છઠ્ઠે પદે કન્યાએ બોલવું.

होमयज्ञादि कार्येषु भवामि च सहायकृत् ॥
धर्मार्थ काम कार्येषु मनोवृत्तानुसारिणी ॥
सर्वेत्र साक्षिणस्त्वंमे पतिभूतोसिसांप्रतम् ॥
देहो मयार्पितस्तुभ्यं सप्तमेसाब्रवीद्वरम् ॥

હોમ યજ્ઞાદિ કાર્યોમાં હું સહાય થઇશ. ધર્મ, અર્થ અને કામના કાર્યોમાં હું તમારી ઇચ્છા પ્રમાણે વર્તીશ. મારા તમે પતિ થયા તેના અહીંઆં સર્વે સાક્ષી છે. મારો દેહ તમને અર્પણ કીધો છે. એમ સાતમે પદે કન્યાએ વર પ્રત્યે બોલવું.

હાંસાપોર
તા. જલાલપોર. } જયાબેન નીછાભાઇ.

# स्व० माणिक्यराम दुर्लभराम शास्त्री.

## एमनी टुंक जीवन नोंध.

करणं परोपकरणं येषां केषां न ते वन्द्याः ॥




માણેકરામ શાસ્ત્રીનો જન્મ એક સાધારણ આર્થિક સમ્પત્તિવાળા પણ પ્રતિષ્ઠિત કુલમાં બરહાનપુર નિવાસી ખુશાલજી દવેના પુત્ર દવે દુર્લભરામને ત્યાં સં૦ ૧૯૧૫ માં થયો હતો. એમની માતાનું નામ સિધિયાકુંવર હતું. શાસ્ત્રી પોતાના વયના ત્રીજે વર્ષે પિતસુખ અને લગભગ ૧૨ મે વર્ષે માતૃસુખથી વિરહિત થએલા હતા. પણ માણેકરામ શાસ્ત્રીના મોટાભાઇ સ્વ૦ દવે નથુરામ તથા સ્વ૦ દવે મોતીરામે એમનું પુત્રવત્ પાલન કર્યું હતું. એટલુંજ નહીં પણ આ બન્ને જ્યેષ્ટ બન્ધુઓએ એક પિતા પ્રમાણેજ એમનું જીવન સુધારવા વિષે કાળજી લીધી હતી.

સ્વ૦ માણેકરામ શાસ્ત્રીને મરાઠી અને ગુજરાતી અભ્યાસ બરાણપુરમાંજ શાળા માર્ફત કરાવ્યા પછી સંસ્કૃતનો અભ્યાસ કરાવવા માટે તેમના જ્યેષ્ટ બન્ધુઓએ કાશી તેમને મોકલ્યા હતા. ત્યાં તેમણે પંચકાવ્ય સાહિત્યશાસ્ર અને અલંકારશાસ્ત્ર, ન્યાય તથા વ્યાકરણનો પર્યાયથી લગભગ ૧૦ વર્ષ સુધી અભ્યાસ કર્યાં પછી મનમાં જાગ્રતિ અને ઉર્મી ઉત્પન્ન થઇ કે આ સાથે કોઇ એવી પણ વિદ્યાનો અભ્યાસ કરવો કે જે વડે યોગક્ષેમ ચાલે, ને તે સાથે મોટા પ્રમાણમાં પરોપકાર પણ થાય. આવી અભિલાષાને અંગે તેમણે આયુર્વેદ શાસ્ત્રનું અધ્યયન કરવાનો દૃઢ નિશ્ચય કરી ઇન્દોરમાં આવી, આયુર્વેદનો ત્રણ વર્ષથી વધુ વખત સુધી અભ્યાસ કર્યો.

બરાણપુરથી કાશી બહુ છેટું હોવાને લીધે બહુ અગવડતા ભોગવવી પડતી, એટલુંજ નહિં પણ, અભ્યાસ કરવા સાથે જે વખતે સ્વાસ્થ્યમાં દેહધર્મને અનુસરી વૈષમ્ય થાય ત્યારે કેટલાએ દિવસો વગર આહાર લીધે કાઢવા પડે એમ વારંવાર બને, ત્યારે પોતાનાં ભાઇઓને તેડાવવા અને તેમને આવી પોંચતા દૂર દેશને લઇ જે સમય વીતે તે પ્રસંગ બહુજ કરૂણાજનક હતો.

આવા પ્રકારની અગવડતા કેટલેક અંશે ઓછી કરવાની ધારણાએ ઈંદોર આવી આયુર્વેદનો અભ્યાસ કર્યો. ત્યાર પછી કોઇ સ્થળે જઈ હવે બાહુબલનો ઉપયોગ કરવાના હેતુથી ઔરંગાબાદ આવ્યા, અને ત્યાં નિવાસ કર્યો. આ વખતે આર્થિકસ્થિતિ જો કે બહુજ નબળી હતી છતાં વિદ્યાદેવીની તીવ્ર અભિલાષા વાળી ઉપાસના અને પરોપકારીવૃત્તિને અંગે તેમણે ઔરંગાબાદમાં કેટલાક વિદ્યાર્થીઓને પરમાર્થ ભણાવવાનું શરૂ કર્યું, અને સાથેજ વૈધક ધંધો પણ શરૂ કર્યો.

આ સમયનો એક ખાસ પ્રસંગ નોંધ લેવા જેવો એ હતો કે, ઔરંગાબાદમાં એમનાં ગં૦ વયોવૃદ્ધ કાકી વસતાં હતાં. તેમને સંતાન નહોતું અને દ્રવ્યસમ્પન્ન હતાં. જે વખતે માણેકરામ શાસ્ત્રી ઇન્દોરમાં અભ્યાસ કરતા હતા તે વખતે પોતાની કાકીનું મરણ નિપજ્યું છતાં આજુબાજુના લોકોને વખતસર કંઇ ખબર આપી નહિ. તે વખતે આ પ્રાંતમાં રેલવેનું પણ સાધન નહિ. કેટલોએક વખત વીત્યા પછી ખબર લાગી અને અત્રે આવવાની ધારણા તો હતીજ, એટલે આવ્યા ખરા. પણ તેમની એસ્ટેટ એટલે ઘર પૈસા ટકો વિગેરે બીજા ગૃહસ્થોએ પચાવી લીધાં. તેની જ્યારે એઓ માગણી કરવા લાગ્યા ત્યારે તેઓએ એક કૃત્રિમ બનાવટી દાનપત્ર બતાવી કહ્યું કે, તમારાં કાકી તો પોતાની સર્વ મિલકત અમને દાન કરી ગયાં છે એટલે એઓ નિરૂપાય થયા. આ પછી એમને કેટલાએક પોતાના નવીન મિત્રોએ કહ્યું કે તમે ફર્યાદ કરો અને પોતાના પૂર્વજોની મિલકત પાછી મેળવો, અમે તમને પૂર્ણ સહાય કરીશું. તેમને એમણે જવાબ આપ્યો કે અસ્તુ, કાંઇ ફિકર નહિ. મારું પ્રારબ્ધ તો દાન કરી નથી ગયા ને ? વળી પૂર્વજોના કરી ગયેલા દાનને આપણે પાછું મેળવવાની ઇચ્છા કરવી સર્વથૈવ અયોગ્ય છે. આવા વિચારોને આધીન થઇ હજારો રૂપીઆની મીલકતથી ત્યાગવૃત્તિ ધારણ કરી. ફક્ત તે દાન લેનાર પુરૂષ પાસે પોતાના ઘરડાઓ પણ જેનું પૂજન કરતા હતા તે પુરાતન દેવો શ્રી. રામચન્દ્રજી સીતા ગણપતિ શિવબાણ અને શક્તિ અને લાલજી વિગેરેની મૂર્તિઓ આગ્રહ પૂર્વક માગી લઇ પોતાના ભાડાવાળા ઘરમા તેમને પધરાવી. અને તેમનું પૂજન અર્ચન નિત્યકર્મમાં આસક્તિ તથા વૈધક ધંધો અને અધ્યાપન એમાં કાલનિર્ગમન કરવા લાગ્યા. પૂર્વથીજ પરોપકારવૃત્તિ અને ધાર્મિક શીલના અંકુરો પૂર્ણ ઘર કરી મનમાં પેંઠા હતા એટલે આવા પ્રકારનો ત્યાગ તેમને તિલમાત્ર પણ અસર કરી શક્યો નહીં. સત્યમાર્ગે ચાલનાર કોઇનુંજ બુરૂં ન ઇચ્છનાર અને સતત સદુદ્યોગ સાથે, પરોપકાર વૃત્તિવાળા માણસને જો કે થોડો વખત ઇશ્વર પણ કસીને જુએ છે છતાં આગળ ચાલીને તે માણસને સુખ થાયજ છે.

આ પ્રાંતમાં મોઢ ત્રિવેદીઓનાં ઘર ન હોવાને લીધે અને ગુજરાતમાં તથા કાઠીઆવાડ વિગેરે દેશોમાં વસતા ત્રૈવિધભાઇઓનો પરિચય ન હોવાને લીધે તેમજ તે સમયમાં ઔરંગાબાદને રેલ્વેનું સાધન ન હોવાને લીધે જુના જમાનાના લોકો અને કન્યાનો ઉતાર કરતા બહુજ ખંચાય. તેમ પૈસાનું એ પુરંતુ બળ નહીં ! ! આવાં આવાં કારણોને લીધે બત્રીસ વર્ષનું વય થતા સુધી માણેકરામ શાસ્ત્રીનો વિવાહ થયો ન હતો. પણ પોતાની વિદ્વત્તાના પ્રભાવ વડે અત્રે સારૂં માન વધતું ગયું, કાશીના યજમાનો એમનેજ ઉપાધ્યાય તરીકે માનવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે દાનપત્ર અસ્ટેટનું આપ્યું હશે, પણ યજમાનવૃત્તિ તો તમેજ કરો. અને તો તમનેજ માનીશું. આ પ્રમાણે યજમાનો માન ભરી લાગણી દર્શાવવા લાગ્યા. એકાકી હોવાને લીધે એમના વિવાહ વિષે એમના મોટા ભાઈયો બહુ ખટપટ કરતા હતા પણ ફાવ્યા નહિ. **स्त्रियश्चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः !** એ ન્યાયે ચમત્કાર એવો બન્યો કે, સુરતના રહીશ વે૦ શા૦ સં૦ શુકલજી માણેકલાલ ઓઝા નામના એક શ્રીમાલી સજ્જન અત્રે તેમના એક સગાને ત્યાં આવેલા હતા. તેમને કંઇ અકસ્માત રોગ લાગુ પડવાથી બહુ પીડા ભોગવતા હતા. તે સમયમાં કુશલ અને શાસ્ત્રીય વૈદ્ય તરીકે માણેકરામ શાસ્ત્રીનું નામ પ્રખ્યાતી પામી રહ્યું હતું એટલે એમને બોલાવ્યા. અને ઉપચાર શરૂ કર્યો, પ્રભુ કૃપાથી આનંદ અને આશ્ચર્ય ઉપજાવે એવો આરામ થવાથી તેઓ બહુ પ્રસન્ન થયા અને રહેતાં સુધી એમના ઘેર રોજ આવવા લાગ્યા. એમની વિદ્વતા વિગેરે જોઈ સાંભળી સુરતવાળા શુકલજી બહુ સંતુષ્ટ થતા પણ તેઓ એકાકીજ છે એવું જાણી બહુજ ખેદ કરતાં. તે સજ્જને સુરતમાં મોઢ ત્રૈવિદ્યોમાં ઉપવર કન્યાઓ હોવાના સમાચાર કહ્યા. એટલુંજ નહિ પણ પોતે તે વિષે પ્રયત્નશીલ બનવાનું સ્વતઃ કબુલ કર્યું. સ્વ૦ ઓઝાએ સુરતમાં એ શાસ્ત્રીજીની બહુ પ્રશંસા કરી. વિદ્વાનોની ખરી કદર કરનારા અને યોગ્ય વિદ્વાન વરની પોતાની પુત્રી માટે ઇચ્છા રાખનારા અમદાવાદના મૂળ રહીશ અને ધંધાર્થે સુરત આવી વસેલા વૈધરાજ હિમ્મતશંકર અંબાશંકરે ( મોઢ ત્રૈવિદ બ્રા૦ ગૃ૦ ) પોતાની વચલી પુત્રી વિજીયાગોરીનું પાણિગ્રહણ દુર દેશનો વિચાર ન કરતાં ખરા કાર્યબ્યને ઓળખી માણેકરામ શાસ્ત્રીની વિદ્વતા ઉપરજ કેવળ અનુરક્ત થઇ માણેકરામ શાસ્ત્રી સાથે કરાવી આપ્યું.

માણેકરામ શાસ્ત્રીનાં ધર્મપત્ની વિજીયાગોરી ભોળા સ્વભાવનાં, ધર્મશીલ અને લખવું ભણવું બિલકુલ ન જાણતાં એવા હતાં. પણ એ ગ્રહલક્ષ્મીના પગનો ઘરમાં પ્રવેશ થતાંજ ઘરમાં સંપત્તિરૂપ લક્ષ્મીદેવીનો વેગથી

પ્રવેશ થવા લાગ્યો. આ દેશમાં ગામેગામ આદર સહિત મોઢવાણિયા પોતાને ત્યાં શુભાશુભ પ્રસંગે બહુ આદર અને શ્રદ્ધાથી ઉપાધ્યાય તરીકે તેમને બોલાવવા લાગ્યા. ઔરંગાબાદ, ખાન્દેશમાં પારોલા, ધરણગામ, શોનગઢ કામઠણી, એલિચપુર ધુલિયા વિગેરે ગામોના શ્રદ્ધાળુ યજમાનો એમના ઉપર અત્યંત પૂજ્યભાવ રાખી એમને દેવ તરીકે પૂજવા લાગ્યા. અને આ તરફ વૈદ્યકધંધામાં પણ બહુ ઉન્નતાવસ્થા થતી ગઇ. વૈદક ધંધો એજ એક ઉદર ભરણનું સાધન જાણીને શરૂ કીધેલો નહિ પણ પરોપકાર. વૃત્તિ ધ્યેય રાખીનેજ એ વિદ્યાનું અધ્યયન કર્યું અને ધંધો પણ કર્યો. જેમ જેમ યજમાન વૃત્તિમાં પોતાનો નિર્વાહ થવા લાગ્યો તેમ તેમ વધુને વધુ ઉમંગથી સહસ્ત્રાવધિ ગરીબોનો ઉપચાર કરવામાં મહેનત કરવા લાગ્યા. શું હિંદુપ્રજા કે મુસલમાન પ્રજા, શું વ્હોરા કે પારસી કોમ, સર્વે એક નિષ્ટતાથી એમના ઉપચાર ઉપર શ્રદ્ધા રાખવા લાગ્યા. અને ઉપચારદ્વારા લાભ લેવા લગ્યા. ખાસ ઔરંગાબાદ શેહેર સિવાય આ નિઝામ સ્ટેટના ઘણા દુર દુર ગામોથી દરેક કોમના અસંખ્ય રોગીયો એમના ઉપચારનો લાભ મેળવી સકારણ શ્રદ્ધા રાખતા હતા. એટલુંજ નહિ પણ બ્રિટિશરાજ્યની પણ અસંખ્ય પ્રજા ( આ પ્રાંતની ) એમની શાસ્ત્રીય ઉપચાર પદ્ધતિનો લાભ લીધા પછી સકારણ શ્રદ્ધાવાન બની છે.

આજથી તેવીસ વર્ષ પહેલાં ખાસ મુંબઇ નગરીના એક બાહોશ અને પ્રખ્યાત લક્ષાધીશ વ્યાપારી સ્વ૦ શેઠ ચુનીલાલ નગીનદાસ સરાફે સ્વતઃના વ્યાધી માટે એમની પાસે ઉપચાર કરાવી આરોગ્ય પ્રાપ્ત કર્યું હતું. કે જે વ્યાધી માટે ત્યાંના કેટલાક વૈદ્ય ડાક્ટરોએ હાથ ખંખેરી દીધા હતા. તેમની વિદ્વતા ઉપર પ્રસન્ન થઇ તેમને મુંબઇમાં રાખવાનો આગ્રહ દર્શાવ્યો હતો. પણ કેટલાએક કારણોને લઇ જ્યારે એમણે તે પ્રમાણે રહેવા વિષે નાપસંગી દર્શાવી ત્યારે વર્ષે ૭ મહીને આગ્રહ પૂર્વક બોલાવી શ્રીમત્ ભાગવત મહાભારત વિગેરે પુરાણો તથા ભગવત્ગીતા વિગેરેનું એમની પાસેથી શ્રવણ કરતા હતા. ત્યાં સારા સારા આગળ પડતા વિદ્વાનોને પોતાની વિદ્વતાવડે પ્રસન્ન કર્યા હતા. મુંબઇ નગરીમાં મોઢત્રૈવિધ ભાઇયોએ બીજા વિદ્વાનોના મેળાવડા વાળી એક સભામાં માણેકરામ શાસ્ત્રીને એક માનપત્ર આપ્યું હતું. સં૦ ૧૯૪૮ ની સાલમાં મોરબી મુકામે એક મોઢત્રૈવિધ ગૃહસ્થે બાવનચોરા બોલાવ્યો હતો. તે પ્રસંગે એમને બહુ આગ્રહથી આમંત્રણ કર્યું હતું. કાઠીઆવાડનાં દર્શનનો જન્મમાં આ પહેલોજ પ્રસંગ હતો. આ વખતે તે પ્રાંતના સારા સારા વિદ્વાનોમાં પોતાની વિદ્વતાનો

પ્રભાવ પાડયો હતો. ન્યાય શાસ્ત્રના પ્રખર વિદ્વાન તરીકે આજ પણ કાઠીયાવાડના પ્રાયઃ ત્રૈવિદ્યભાઈઓ તેમના વિષે પૂર્ણ લાગણી ધરાવે છે. સ્વ૦ મહામહોપાધ્યાય શંકરલાલ માહેશ્વર શીઘ્રકવિ સાથે પણ શાસ્ત્રીજીનો સારો પરિચય હતો.

આજથી લગભગ ત્રીશેક વર્ષ અગાઉ સુરતના શ્રીઅંબાજીના મંદિરમાં તેમણે એકવાર દેવી ભાગવતનો પ્રારંભ કરેલો, જેના શ્રવણનો લાભ લેવા સેંકડો ભાવીક સદ્ગ્રહસ્થ સ્ત્રી પુરૂષો અને સારા સારા વિદ્વાનો ગ્રેજ્યુએટો આવતા. જે બહુ પ્રસન્ન થતા અને સુરતની પ્રજાએ સમાપ્તિના દિવસે સારો સત્કાર કર્યો હતો પણ તે સર્વ ઉપજ ત્યાંને ત્યાંજ જગદંબાના મંદિરમાં સમર્પણ કરી દીધેલી હતી. આવા પ્રકારના નિષ્કામ કાર્યથી ત્યાની પ્રજામાં સારો આદર ઉત્પન્ન કરી લીધો હતો. હૈદ્રાબાદ, મદ્રાસ, મુંબઈ, સુરત જેવા મોટા મોટા શહેરો સિવાય બીજાં પણ કેટલાએક શહેરો અને દેશોમાં લોકોને એમની વિદ્વત્તાનો સારો પરિચય થયો છે. ધર્મશાસ્ત્ર ગીર્વાણભાષા કર્મકાંડ વૈદકશાસ્ત્ર વિગેરેનું એમની પાસે અધ્યયન કરેલા જુદાજુદા ગામોમાં એમના કેટલાએ શિષ્યો છે. મુંબઈ જેવી નગરીમાં પણ બાળવૈદ્ય તરીકે પ્રખ્યાતી પામેલા સુરતકર ઝીણાભાઈ વૈદ્ય માણેકરામ શાસ્ત્રીના શિષ્ય છે.

માણેકરામ શાસ્ત્રીએ પોતાના સંસાર ખર્ચનું કામ નિયમિત રાખી કેટલાંએ વર્ષો સુધી લક્ષાવધિ ગરીબ રોગિયોને હજારો રૂ૦ ની દવાઓ મફત આપી તેથી તેમની કીર્તિ આ સ્ટેટમાં બહુ પ્રસરી ગઈ અને સેવાનું ફળ ઇશ્વર આપે છે એ સૂત્રાનુસાર નિઝામસ્ટેટ તરફથી તેમને ઉદાર આશ્રય મળ્યો. આથી તેમના સેવાવ્રતમાં વિશેષ સુલભતા થઈ. હિન્દુ અને મુસલમાન પ્રજાજ તેમના ઉપર શ્રદ્ધા રાખતી હતી એટલુંજ નહિ પણ ક્રિશ્નો અને યુરોપિયન રોગીયો સ્ટેટની ગરીબ પ્રજાવર્ગ તેમજ મોટા મોટા ઑફિસરો એમના ઉપચારનો લાભ મેળવતા હતા, અને હાલ પણ તેમણે સ્થાપેલ સંસ્થા ( જે તેમના પુત્રો ચલાવે છે ) થી અવ્યાહત લાભ મેળવે છે. આજે આ સંસ્થા આખા સ્ટેટમાં આદર્શભૂત ગણાય છે, આ સંસ્થાની દેશી વડા ઑફિસરોએજ નહિ પણ મોટા મોટા યુરોપિયન ડાક્ટરોએ પણ મુલાકાત લઈ લેખી સંતોષ જાહેર કર્યો છે. પરરાજ્યમાં આટલો મોભો અને સર્વ કોમની પ્રજાનો સદ્ભાવ મેળવનાર શાસ્ત્રીજી જેવા આપણી કોમમાં બહુજ થોડા હશે.

સંવત ૧૯૭૧ માં એમણે સ્કંદપુરાણના ધર્મારણ્યનું ભાષાંતર કરી મદ્રાસના દી૦ બ૦ શ્રીયુત ગોવીંદદાસ ચત્રભુજદાસની મદદથી મોઢપુરાણ નામથી તે પ્રકટ કર્યું હતું, જે.પાછળથી દીવાન બહાદુર તરફથી મોઢ કોમમાં લ્હાણી તરીકે પણ વહેંચાયું છે.

## स्व. माणिक्यराम दुर्लभराम वैद्यशास्त्री.

निवासस्थान-औरंगाबाद निझामस्टेट.



નિઝામ સરકારના સન્માનિત ત્રૈવિદ્ય મોઢ બ્રાહ્મણ.
મોઢ પુરાણના ભાષાંતર કર્તા અને પ્રકાશક
દક્ષીણના એક અગ્રગણ્ય વૈદ્ય.

| જન્મ | અવસાન. |
|---|---|
| સં. ૧૯૧૫ બરહાનપુર | સં. ૧૯૭૫ શ્રા. વ. ૧૦ |
| ખાનદેશ. | ઔરંગાબાદ-દક્ષિ |

स्व.• वेदशास्त्रसपन्न

# शास्त्रीजी करुणाशंकर भानुशंकर

वलसाडकर.



સુ અ મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભાના સ સ્થાપક
અને આમરણાંત ઉપપ્રમુખ

ઉત્તરાવસ્થામાં સૌ૦ મોતીબાઇ નામની તેમની યુવાન પુત્રી અને વચલી પુત્રવધૂના અવસાનથી તેમના હૃદયને આઘાત થયો હતો. કાર્યધુરા પોતાના યુવાન પુત્રોને શિર નાખી ઘર જમીન ત્રણ પુત્રો પુત્રવધૂ અને બે દોહિત્રોનો બ્હોળો પરિવાર મેલી આ પવિત્ર આત્માનો સં. ૧૯૭૫ના શ્રાવણ વદી ૧૦ ના રોજ દેહવિલય થયો હતો. તેમની પાછળ માત્ર સવા વર્ષમાંજ જર્જરીભૂત થયેલો છે દેહ જેમનો એવાં તેમનાં ધર્મપત્નીએ પણ ૪૩ વર્ષની ઉમરે પરલોક પ્રયાણ કર્યું.

સદ્‌ગતના પુત્રો પૈકી જ્યેષ્ટ પુત્ર શાસ્ત્રી ગણપતલાલ અને વચલા નટવરલાલ ઔરંગાબાદના સદ્‌ગતના દવાખાનાનો કારભાર વિશેષ પ્રશંસનીય રીતે ચલાવી રહ્યા છે. બેઉ ભાઇ સંસ્કૃતના સારા જ્ઞાતા હોઇ આયુર્વેદના અભ્યાસી તથા ફારસી મરાઠી ને ઉર્દૂ ભાષાઓનું પણ ઉચ્ચ જ્ઞાન ધરાવે છે. સૌથી નાના પુત્ર શંકરલાલ વિદ્યાભ્યાસ કરે છે. તેમના દવાખાનાના ખર્ચનો ભાર નિઝામસરકારે ઉપાડી લઇ એ દેશી ઔષધાલયને સારૂં ઉત્તેજન આપી સદ્‌ગતના પરિશ્રમની કદર કરી છે. એ સ્ટેટમાં આવું માન અન્ય કોઇ સંસ્થાને મળેલું જણાતું નથી પ્રભુ એમના આત્માને શાશ્વત શાંતિ આપો.

મોઢ માર્તણ્ડ કાર્યાલય.




## લાજ કહાડશો કે લાજ મૂકશો ?

( એક સંવાદ. )

લેખક—ભાઈશંકર ગૌરીશંકર શિહોરી હેડમાસ્તર
રાષ્ટ્રીય શાળા ભાવનગર.

સ્થળ—ચારૂ મહાલયનું દિવાનખાનું,

ચારૂભદ્રા—સખી સરલે ? મહાલયનાં મહાન સૌન્દર્ય મ્હારી આંખમાંથી સરી પડયાં છે; કહે તો વસંતોદ્યાનમાં જઈ રસિલી વસંત બહાર નિરખીએ.

સરલા—હા, બાઈ...હા. મહાલયનાં મહાન સૌન્દર્ય સરી પડયાં છે, તે અમે જાણીએ છીએ; પરંતુ વસંતોદ્યાનની રસિકતા વળી જાય નહિ તો સારૂં. વસંતોદ્યાનમાં જવુંજ હોય તો કૃષ્ણા, રાધા, અને મેના બ્હેનને બોલાવું.

( સૌ. વસંતોદ્યાનમાં જાય છે. )

ચારૂભદ્રા—સખી મેના ! મહેલનાં મહાન સુખો મોળાં પડતાં ઉદ્યાન આનંદ આપી શકતો; પરંતુ આ તો વસંતમાંએ વસંતોદ્યાન બ્હાર કરતો નથી, પણ વિહ્વળતા આપે છે !

મેના—સખી, સરલે ! વાત ખરી છે. વ્યવસાય વિનાવિચારવમળમાં વલોવા-ઇએ છીએ. માટે રાસનો વ્યવસાય શરૂ કરીશું તો મનની વિહ્વળતા ઓછી થશે.

( રાસ શરૂ કરે છે. )

રાજ ! કોઇ વસંત લ્યો, વસંત લ્યો:
હાંરે મ્હારા ક્યારીમાં મ્હેંક મ્હેંક મ્હેંકી,
હો રાજ ! કોઇ વસંત લ્યો વસંત લ્યો !
રાજ ! વીણી કળીઓ મ્હેં નેત્રમાં ઉઘાડી,
હાંરે મ્હારે હર્ષે લલાટે વધાવી.
હો રાજ ! કોઇ વસંત લ્યો, વસંત લ્યો !

રાજ ! દેવ દેવી સોહાગ લેવા આવે,
હાંરે મીઠી સ્નેહની બંસરી બજાવે.
હો રાજ ! કોઈ વસંત લ્યો......

મેના—સખી ! રાખ, રાખ, પેલો મીઠો ટહુકો મેનાનો હશે કે શુકરાજનો ?

ચારૂભદ્રા—( ઘડીવાર સાંભળીને. ) સખી ! એ તો વસંત સરવરીએ ખેલતા શુકરાજનો. શું તેની મીઠાશ! મ્હારા કર્ણ તો તૃપ્તજ થતા નથી.

સરલા—સખી ચારૂ ! લાંબા દિવસ તે શિઆળાના કે ઉનાળાના ?

રાધા—સખી ચારૂભદ્રા ! દિવસ લાંબો કે રાત્રિ ?

ચારૂભદ્રા—સાહેલીયો, મને મુગ્ધાને તો તમે મુંઝવી પાડી. ચિંતાના દિવસ લાંબા છે, અને તેમાંએ અજવાળી રાત પણ ખુટતી નથી. પિતાજીનો વિચાર કંઇ તમારા જાણવામાં આવ્યો છે ?

કૃષ્ણા—જાણીએ તો છીએજ તો, પણ વધાઇ શું આપશો ?

ચારૂભદ્રા—આપીશું, આપીશું, પણ વાત તો કહે.

સરલા—ચારૂ બ્હેન ! પંડિતજી તમને પઢાવશે, કે તમે પંડિતજીને પઢાવશો ?

ચારૂભદ્રા—સખી ! પઢીશુંએ ખરાં, અને પઢાવીશુંએ ખરાં ! તમે લાલને ક્યાં નથી પઢાવ્યા ?

મેના—સખી ચારૂભદ્રા ! લાજ કહાડીશ કે લાજ મૂકીશ ?

ચારૂભદ્રા—સખી મેના ! લાજ કહાડવી તે શું ! અને લાજ મૂકવી તે શું ?

કૃષ્ણા—ન સમજતી હો તો સમજ. બાપને ઘેર જે કન્યા કહેવાતી હોય, અને સગાં સ્નેહી કે ઇષ્ટ મિત્રો પાસે બેસી જ્ઞાન ગોષ્ટિ કરી જ્ઞાન અને આનંદ પામતી હોય, પણ વધૂ બનતાં સસુર પક્ષવાળાં તેના આ સૌ હકો ખુંચવી લે અને આધું ઓઢાડાવે તેનું નામ તે લાજ કહાડી કહેવાય ! ! સમજ્યાં ચારૂ બ્હેન ?

ચારૂભદ્રા—હેં......

સરલા—અને ચારૂ બ્હેન ! બાપને ત્યાં બોલકી અને વઢકણી થઇ ગએલી છોકરી સાસરામાં પણ સાસુ સસરાની કે જેઠ જેઠાણીની આમન્યા પાળવાને બદલે લાજનો ઘુમટો તાણી લાંબા લાંબા હાથ કરતી તેની સાતે પહેડીને શોધી કહાડે છે તે પણ લાજ કહાડી કહેવાય. સમજ્યાં કે એ.

ચારૂભદ્રા—અને લાજ મુકવી એટલે...એ ?

રાધા—બાપને ત્યાં છોકરી સ્વચ્છંદે મહાલેલી હોય અને મોંએ ચઢેલી હોય તે સાસરામાં આવતાં નહિ તોળ્યા બહુ બોલ બોલવામાં ચતુરાઇની સીમા માની

ઉઘાડે ડાચે બકબકાટ કરે છે, મુરબ્બી વર્ગ વહુની પાસેથી કે વહુ મુરબ્બી વર્ગ પાસેથી બીજી કાંઇ વસ્તુ લટકાથી ખેંચી લેતાં અંગ મરોડ કરી કહેવાત્ર આનંદને બહાર કહાડે છે, હિંચોળે બેસી કઢંગી રીતે અંગને ઉછાળી હિંચોળા ચઢાવે છે, મુરબ્બી વર્ગ સાથે બગીચામાં જઇ તેમની સામે માંડવા ઉપરથી પુષ્પ કે ફળ ચુંટવામાં આગલા પગે ભાંગી ગએલી વાંદરી પેઠે કુદે છે, અને પ્રતિ ક્ષણે વાણી અને હાવભાવના અઘટિત પરાક્રમે કુટુંબમાં મોહિની થઇ પડે છે. આનું નામ તે લાજ મુ...કી કહેવાય.

મેના—ચારૂ બ્હેન ! સમજ્યાં ! તમે લાજ કહાડશો કે લાજ મૂકશો !

ચારૂભદ્રા—સખી ! મારે તો લાજ કહાડવીએ નથી, અને લાજ મુકવીએ નથી. તેનાથી તો મને ત્રાસ છુટે છે. મુરબ્બીઓની હુંફમાં બેસાય નહિ, તેમના મીઠાં અને બોધદાયક વચનો સંભળાય નહિ, અને તેમની સાથે વાર્તાલાપ કરી જીંદગીને ઉચ્ચતર બનાવાય નહિ તો જીવનું શા કામનું ! આહાર, નિદ્રા વગેરે તો પશુ પંખીએ અનુભવે છે. આપણે મનુષ્યે તો કંઇ ઇતર પણ અનુભવવાનું છે. દુનીયાનો રિવાજ કંઇ વિચિત્રજ નજરે પડે છે, જે પ્રાતઃકાળમાં દર્શનીય અને વંદનીય છે અને જે આપણને પુત્રી પેઠે માને છે, તેમનો ઘુમટો તાણવાનો, ત્યારે નોકર ચાકર કે બીજા હલકા લોકો કે જે આપણને કોણ જાણે કેવીએ નજરથી જોતા હશે તેમની સાથે છુટથી વર્તવાનું ? મુસલમાની સમયમાં તે સકારણ હતું, પરંતુ હાલ તે કારણ દુર થયું છે. આજે આપણી ઇચ્છા વિરૂદ્ધ આપણી સામે જોવાને પણ, કોણ શક્તિ ધરાવે છે ? પણ આનો અર્થ લાજ મુકવી એમ નથી. મુરબ્બી વર્ગ તરફ માન અને પ્રેમની મીઠી પણ નીચી દૃષ્ટિથી જોવું જોઇએ, અને તેમની આગળ બહુ અદબથી રહેવું જોઇએ. મારે તો લાજ કહાડવીએ નથી અને લાજ મુકવીએ નથી, **પણ લાજ રાખવી છે.**

કેતકી—( પ્રવેશ કરીને ) બ્હેન ગાડી લાવી છું. બા આપની રાહ જુએ છે.

( સૌ જાય છે. )

**તંત્રીની નોંધ:**—લાજ કાઢવી એ એક પ્રકારનો દેશાચાલ થઇ ગયેલ જણાય છે. પૂર્વે આર્યાવર્તની વિદુષી સ્ત્રીઓ હજારો પુરૂષોથી ભરેલી સભાએમાં નિઃશંકપણે જઇ પુરૂષો સાથે છુટથી વાદવિવાદમાં ઉતર્યાના અને પુરૂષોની સભામાં પ્રમુખસ્થાન લીધાના અનેક દાખલો પુરાણોમાંથી મળી આવે છે. મુસલમાની રાજ્યની અસરથી આ ચાલ શરૂ થયો હોય તેનું સહજ અનુમાન થાય છે. હિંદના સુરત જીલ્લાથી માંડી દક્ષિણના ભાગમાં લાજનો રીવાજ દેખવામાં આવતો નથી. કારણ ત્યાં મુસલમાની રાજ્યની હુકમત બહુ રહી નથી. ફક્ત ઉત્તર હિંદમાં કે જ્યાં તે રાજ્યની પ્રબલ સત્તા હતી ત્યાંજ તે દેખાય છે. સિવાય

પૃથ્વી પરના બીજા દેશોમાં પણ તે રીવાજ વિદ્યમાન નથી. આ પરથી સ્પષ્ટ ફલિત થાય છે કે સાડલાના ઘુંઘટથી મોઢું ઢાંકી લાજ કાઢવાનો રીવાજ આધુનિક છે, પરાયો ઉછીનો લીધેલો છે, અને આખી મનુષ્ય કોમની વસ્તીના મોટા ભાગના રીતરીવાજોથી જુદો પડતો છે.

લાજ કાઢવાથી થતા ફાયદામાં લાજના હિમાયતીઓ કહે છે કે તેથી (૧) વ્યભિચાર ઓછો થાય છે ને (૨) વડીલોની મરજાદા સચવાય છે. આ બેઉ મુદ્દા દોદળા છે. વ્યભિચાર એ લાજ કાઢતા પ્રદેશમાં સમુળગોજ નથી થતો એમ લાજના હિમાયતીઓ કહી શકશે! અને એથી ઉલટું લાજ નહીં કાઢનારા પ્રદેશોમાં લાજ કાઢતા પ્રદેશો કરતાં વ્યભિચારનું પ્રમાણ વિશેષ છે એમ પણ લાજના હિમાયતીઓ સિદ્ધ કરી આપશે? એમ કાંઇ છે નહીં. વ્યભિચાર તો પરાપૂર્વથી ચાલ્યો આવે છે, ને થોડે ઘણે અંશે રહેવાનોજ. કારણ દેવો પણ ભૂલ કરે તો મનુષ્ય સ્વભાવ કેમ બદલાય? મુંગે મોઢે ઘુમટો તાણી ભીંતી માફક વડીલ આગળ ઉભા રહેવા માત્રથીજ મરજાદા વધારે સચવાય છે એમ કહેવું એતો હાસ્યાસ્પદ છે. મોટુ કુટુંબ હોય, દેશ પરદેશ ફરવાનું ન હોય, ત્યાં લાજથી ઉદ્ભવતી અડચણો વખતે કળ્યામાં ન આવે, પણ મુસાફરીમાં અને ખાસ કરી પરદેશમાં તો લાજના પ્રતિબંધથી વ્યવહારમાં પણ કેટલીક અડચણો આવે છે એ જેમને અનુભવ હશે તે સમજશે એમ ધારી તેના દાખલા નથી આપ્યા.

એકંદરે લાજના રીવાજથી ખાસ મહત્વના ફાયદા જણાતા નથી. તેમ તે રીવાજ નાબુદ કરવાથી મોટાં નુકશાનો ઉદ્ભવવાં પણ સંભવિત નથી, તો પછી જે શારૂઆતમાં ન હોતું, અને મનુષ્ય વસ્તીના મોટા ભાગમાં નથી, એવું એ બીનજરૂરી ફારસ શા માટે જોઇએ?

---

## દેવનાં સ્વરૂપોનું વર્ણન.

(૧) હિંદુધર્મ કહે છે કે દેવ સચ્ચિદાનંદ રૂપ છે.
(૨) બુદ્ધધર્મ કહે છે કે દેવ શાશ્વત્ શાંતિરૂપ છે.
(૩) મુસલમાન ધર્મ કહે છે કે દેવ સર્વ શક્તિમાન
(૪) ખ્રિસ્તીધર્મ કહે છે કે દેવ પ્રેમ સ્વરૂપ છે.
(૫) પારસીધર્મ કહે છે કે દેવ સત્યપ્રકાશરૂપ છે.
(૬) ચિનીધર્મ કહે છે કે દેવ શાશ્વત રૂપ છે.
(૭) જ્યૂધર્મ કહે છે કે દેવ સદાચાર રૂપ છે.

# सद्वर्तनसूत्रचौसठी.

૧ સત્ય એટલે ઇશ્વર, કુદરત, મન વાણી ને ક્રિયાની એકતા. વેદ. ૨ સત્ય દેશકાલથી હમેશાં અબાધિત છે. ૩ સત્ય કડવું નથી પણ તેમાં કડવાશ છે. ૪ સત્ય અંતઃકરણનો અવાજ છે. આત્માની વાણી છે, વેદ છે. ૫ આપણું જ્ઞાન પૂર્ણ સત્ય નથી, બાકી જ્ઞાન પોતે પૂર્ણ સત્ય છે. ૬ જ્ઞાન એ શક્તિ છતાં સન્નિપાતીને દુધ અપથ્ય નીવડે છે તેમ. અશક્તિ રૂપે નીવડે છે! છે, ૭ જ્ઞાનથી કે વયથી નહિ પણ અનુભવ ને- કર્તવ્યથી વૃદ્ધત્વ મપાય છે. ૮ કર્મેન્દ્રિય, જ્ઞાનેન્દ્રિય અને અંતઃકરણ (hand, head and heart) એ ત્રણેનું ભરપૂર અને ઉદાર શિક્ષણ ઉન્નતિનું મૂળ છે. ૯ પુસ્તકો શ્રેષ્ઠમિત્ર ને અજ્ઞાનનું મીઠું ઔષધ છે, પ્રગતિનો પ્રાણ છે. ૧૦ જેમ અન્ન શરીરનો ને વિદ્યા મનનો તેમ ધર્મ નીતિ આત્માનો ખોરાક છે. ૧૧ શ્રમનું મહત્વ ને નિસર્ગનો અભ્યાસ એ શિક્ષણનાં મુખ્ય અંગ હોવાં જોઇએ. ૧૨ એકાદ વ્યક્તિને ગાળો દઇને કે મર્મભેદક ભાષણ કરીને સુધારવાનું કામ કઠણ છે. ૧૩ સાક્ષર કરતાં કર્મયોગી શ્રેષ્ઠ છે. ૧૪ ગતિ તે પ્રગતિ પ્રવૃત્તિ ને જીવન છે. ૧૫ સ્થિરતા તે નાશ મૃત્યુ ને ક્ષય. માટેજ આલસ્ય તે તનમનનું વિષ છે. ૧૬ આળસુ કુતરાને કંઈ નહિ તો છેવટ ખસતો થાયજ. કે જે તેનો અંત આણે છે. ૧૭ ભવિષ્યની ઉંડાઈ ટીપણાની લંબાઇથી માપવા કરતાં સદુપયોગથી માપો. ૧૮ આળસ કરતાં દારિદ્ય, તે કરતાં સુખ, ને સુખ કરતાં ઉદ્યમ બહુ વેગવાન છે. ૧૯ કામમાં ફેરબદલ એજ ઉત્તમ આરામ અને ગંમત છે. ૨૦ શ્રમ પછી આરામ બહુ મધુર લાગે છે. ૨૨ બીજાંની ઉન્નતિ કરવાને પરિશ્રમ કરતાં પોતાનીજ ઉન્નતિ થઇ જાય છે. ૨૩ પ્રાપ્ત કર્યા કરતાં ઉપયુક્ત કર્યાની કિંમત વધારે છે. ૨૩ પોતાનો તમામ રીતે અન્યને શુભ ઉપયોગ તે સ્વાર્થત્યાગ. ૨૪ સ્વાર્થત્યાગની જરૂર વગરનાં કાર્યનું ઈશ્વરી યોજનામાં કંઇ બહુ મહત્વ નથી. ૨૫ પરમાર્થની પંડિતાઈ

ભરેલી વાતો ફક્ત વાણીમાંજ. એના જેવું 'રહેલું' બીજાં કાંઇ નથી. ૨૬ ક્ષુદ્ર જીવોજ પોતાને માટે જીવે છે. ૨૭ મરવા કરતાં જીવવું સારૂં છે, પણ વ્યર્થ જીવવા કરતાં વ્યર્થ મરવું સારૂં છે. ૨૮ કોઇ મોટો માણસ થયો માટે તેનો મત અવિચારથી માનવો યી ન માનવો એ બન્ને બાબત ખરાબ છે. ૨૯ ક્ષણિક પશ્ચાત્તાપ એ નિરપરાધિત્વ નથી. ૩૦ પોતાનું મન પોતાને ખાય એ એક જબરદસ્ત અસાધ્ય રોગ છે. ૩૧ મતભેદ એ વેરનું કારણ ન હોવું જોઇએ. ૩૨ જાતિદ્વેષ જબરો અંધાપો છે, કેમકે તે આગળ કંઇપણ દેખાતું નથી. ૩૩ ભયનું છેલ્લું શિખર ( અવસ્થા ) તે સાહસ છે. ૩૪ મોટામાં મોટા ભયનો જન્મ કલ્પનાને પેટે થાય છે. ૩૫ ફેશનને કોઇપણ ગંદકીનો ડાઘો ન લાગે ત્યાં સુધીજ તે ઉજળી છે. ૩૬ રોગ નાશ કરવાનો ઉપાય ઔષધ છે, મૃત્યુ નહિ. ૩૭ સુખ એ હૃદયનો આરસો છે. ૩૮ જગતની દૃષ્ટિથી પતિત થવા પહેલાં જે પોતાની દૃષ્ટિએ પતિત થાય છે તે સજ્જન અને નિરપરાધી છે. ૩૯ સૌજન્યની ખરી અને પહેલી અપેક્ષા પવિત્ર ઘરમાં છે પણ આશ્ચર્ય છે કે તેનું સૌજન્ય ફક્ત બ્હારથીજ દેખાતું હોઇ ઘરમાં તો દુર્જનતા પસરેલી હોય છે. ૪૦ ખુબસુરત હો તો બદીથી ખુબસુરત બચાવો. ૪૧ બદસુરત હો તો નેકીથી બદસુરત ભૂલાવો. ૪૨ સાકર જેવો ન થા, કેમકે કોઇ ચૂસીને ખાઇ જશે. ૪૩ લીંબડા જેવા ન થા, કેમકે કોઇ ધિઃક્કારીને ફેંકી દેશે. ૪૪ દુ:ખમાં પણ સુખ જોવું એ આશાનો ધર્મ છે, ને આનંદી સ્વભાવનું લક્ષણ છે. ૪૫ એકાંત કે સહવાસ મધ્યમ માપમાંજ ગુણકારી છે. ૪૬ બુદ્ધિ આશ્ચર્યજનક છે, સૌંદર્ય પ્રીતિજનક છે, પણ સદ્વર્તન માનપાત્ર છે. ૪૭ ક્રોધ એ મગજને આવનારો તાવ છે, પણ તે જ્યારે સન્નિપાતના રૂપમાં ફેરવાય છે ત્યારે ખુદ ત્રિદોષ પણ તેના મોં આગળ થરથરે છે. ૪૮ ગુણ પૂજક કે દોષશોધક થવું એ ગુણ કે દોષ પોતાનો કરી લીધા બરાબર છે ૪૯ કોઇની નિંદા કે સ્તુતિ કરવી એ તેના દોષ કે ગુણનું અનુકરણ કર્યા બરાબર છે. ૫૦ દુ:ખ વિભાગથી ઘટે છે અને સુખ વિભાગથી વધે છે. ૫૧ સંતાપ કે સમાધાન એ એજ આપણા હાથમી વસ્તુ છે. ૫૨ દુ:ખ વગરનું સુખ, અંધારા વગરનું અજવાળું, અજ્ઞાન વગરનું જ્ઞાન. ને અસત્ય વગરનું સત્ય ઇશ્વરે સરજ્યુંજ નથી કેમકે તે નિરૂપયોગી છે. ૫૩ વનસ્પતિની પેઠે મનુષ્ય પણ દુ:ખની ઘાંણીમાં ખંડાય ત્યારેજ તેનો રસકસ બહાર આવે. ૫૪ અભિપ્રાય અંતરને પૂછો. કેમકે મન ભ્રામક (પ્રતારક) છે. બુદ્ધિનાં તર્ક સ્વાર્થી છે, અને બીજી મનોવૃત્તિઓ પણ તેવીજ અજ્ઞાન મૂલક છે. અંતર ( અંતઃકરણ ) તમને સદભિપ્રાય આપવા સમર્થ છે કેમ કે આત્માનું વાણીસ્થાન અંતર છે. ૫૫ સદસદ્વિવેક મનોવૃત્તિ અંતઃકરણમાંથી ધર્મનીતિ નિર્માણ થયાં છે ને અંતઃકરણ આત્માની ( પરમાત્માની ) વાચા હોવાથી ધર્મનીતિ વેદ ઇત્યાદિ ઇશ્વર પ્રણીત છે.

૫૬ જડ, જીવને શિવ એટલે સત્ ચિત્ ને આનંદ: ૫૭ વિશ્વ એક અનંત વર્તુલ છે. જડ તેનું સ્થુલ કેંદ્ર છે. જીવ તેનું સૂક્ષ્મ કેંદ્ર છે. શિવ તેનું કારણ કેંદ્ર છે. એ વર્તુલ અનંત છે એટલે તેને પરિઘ નથી. ૫૮ જડ જીવ એટલે માયોપાધિક ભાસમાન ઇશ્વર. ૫૯ મુકિત (સ્વાતંત્ર્ય,) શકિત (સામર્થ્ય) ને યુકિત (યોગ અને સમાનતા) એ વિશ્વમાંની વ્યાપક અને સાધ્ય વસ્તુ છે. ૬૦ વિવિધતામાં એકતા એ વિશ્વનો મૂળભૂત સિદ્ધાંત છે. ૬૧ પદાર્થજ્ઞાન ઇંદ્રિયગમ્ય છે. વિદ્યા બુદ્ધિગમ્ય છે. સુખદુ:ખાદિ ભાવના જ્ઞાન ચેતનાગમ્ય છે. હું. મારૂં એ હુંપણાનું જ્ઞાન અહંતાગમ્ય છે, પણ ઇશ્વરીજ્ઞાન (અધ્યાત્મ જ્ઞાન) કેવળ અનુભવગમ્ય–અંત:કરણગમ્ય છે. ૬૨ પદાર્થજ્ઞાની જડવાદી છે. વિદ્વાનો વિતંડાવાદી છે. અને અન્યપણ વિફળ. કેવળ ભકિત અજબ ચીજ છે કેમકે તે સૌનેજ સરખી રીતે ઇશ્વરની પાસે લઇ જાય છે. અથવા અનુભવનું આત્મજ્ઞાન જેમાં છે એવો અદ્વૈત મત (વેદાંત) જ ફકત જીવને શિવ કહે છે. ૬૩ દ્વૈતભાવ એ જગતનો રોગ છે. ૬૪ વિશ્વ શૂન્યતાને અનંતતાની વચ્ચે અધર લટકેલું છે. છતાં વિશ્વમાં તે બન્ને છે અને ઇશ્વર શૂન્યથી અનંતતા સુધી છે. પણ ઇશ્વરમાં અનંતતા એકજ છે.

ઉંબરગામ. } સંગ્રાહક
મ. ના. ભટ્ટ કછોલીકર.

---




## અધ્યાય સોળમો.



ધૌમ્ય કહે છે—હે પાર્થ ! જ્યાં સ્નાન કરવાથી માણસો સર્વ દુઃખથી મુક્ત થાય છે એવા સૂર્યકુંડની ઉત્પત્તિ વિષે તને કહું છું તે સાંભળ. (૧)

જ્યાં સૂર્યે અશ્વનું રૂપ ધારણ કરી પોતાની સ્ત્રી સંજ્ઞાથી અશ્વનીકુમાર નામના દેવોના બે મહાન વૈદ્યો એવા રૂપાળા પુત્રો ઉત્પન્ન કર્યા. (૨)

રાજા કહે છે—હે દ્વિજસત્તમ ! સૂર્યે પણ અશ્વ રૂપ ધરીને બે પુત્રો ઉત્પન્ન કર્યા એ તમે ઘણું આશ્ચર્યકારક વાક્ય કહ્યું (૩)

પ્રકાશના ભંડાર, ને નાશ ન પામે તેવા તે ત્રણ ગુણમય દેવનાદેવ, જેમના ઉદયથી આખું બ્રહ્માંડ જોઇ શકે છે, વળી બધા બ્રાહ્મણોનાં સંધ્યા, હોમ, વિગેરે તેમજ પિતૃઓનાં કર્મ જેમને અર્પાય છે, સહસ્ર કિરણ વાળા ને સર્વ કાર્યની સિદ્ધિ આપનારા રોજ ઉગતા જે દેવની સર્વે વસ્ત્ર કરનારા સ્તુતિ કરે છે, તથા જે તેજસ્વી મહાશકિત વાળા અને સર્વ પ્રકારની વિદ્યાના નાયક છે તેમણે કયા કારણથી અશ્વનું રૂપ ધરી અશ્વની કુમારોને ઉત્પન્ન કર્યા ! (૪-૭)

ધૌમ્ય કહે છે—હે મહારાજ ! તમે ઠીક પૂછ્યું. તે ઉત્તમ આખ્યાન તમે સાંભળો. વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા તે સૂર્યની સ્ત્રી થાય. (૮)

સહસ્ત્ર કિરણવાળા પ્રભુ, સૂર્યનું તેજ ઉગ્ર છે. સૂર્ય પોતાના પાંચસેં કિરણ વડે પૃથ્વી પર તપે છે. (૯)

પોતાના શરીરના બે ભાગ કરી સૂર્ય ભગવાન તેટલાંજ કિરણો વડે સ્વર્ગમાં તપે છે. સામવેદાત્મક અરુણ અને ઋગ્વેદાત્મક સૂર્ય મંડલ છે. (૧૦)

ત્રણ રૂપ ધારી સાક્ષાત્ યજુર્વેદ મુખ્ય પુરૂષ છે. કશ્યપના પુત્ર સૂર્ય ગ્રહોના સાક્ષાત્ અગ્રેણી છે. (૧૧)

સૂર્યનું તેજસ્વી રૂપ જોઇ સંજ્ઞા આંખો મીંચી જતી હતી તેથી રોષયુક્ત એવા સૂર્યે સંજ્ઞાને વચન કહ્યું. (૧૨)

હે મૂઢ ! તું મને દેખી નયનો મીંચી દે છે, માટે પ્રજાનું નિયમન કરનાર એવા યમને તું જન્મ આપીશ. (૧૩)

તેથી ભયથી આતુર થઇને રાણીએ ચપલ દૃષ્ટિ કરી, તે અસ્થિર દૃષ્ટિ જોઇને સૂર્યે ફરીથી તેને કહ્યું. (૧૪)

તેં મારી પ્રતિ અસ્થિર દૃષ્ટિથી જોયું, તેથી થોડા વખતમાં તું અસ્થિર એવી પુત્રીને જન્મ આપીશ. (૧૫)

સ્વામીના તે શાપથી તેને યમ નામના પુત્ર થયા, ને પ્રખ્યાત એવી મહાનદી યમુના તેની પુત્રી થઈ. (૧૬)

હે ભારત ! તો પણ સંજ્ઞા સૂર્યનું તેજ દુઃખ વડે સહન કરતી હતી. ફરીથી તેને તે તેજ અસહ્ય લાગવાથી દુઃખી થઈ ચિંતા કરવા લાગી. (૧૭)

હું શું કરું, ક્યાં જવાથી મને સુખ મળે, ને કેવી રીતે કરવાથી મારા સ્વામી મારા પર કોપવશ ન થાય. (૧૮)

એ પ્રમાણે મનમાં વિચાર કરી તે મહા ભાગ્યશાળી પ્રજાપતિની પુત્રીને પિતાનો આશરો મેળવવા ઘણી ઇચ્છા થઇ. (૧૯)

તેથી તે યશવાળીએ પિતાને ઘેર જવા ઇચ્છા કરીને પોતાના શરીરની છાયા રૂપી સ્ત્રી ઉત્પન્ન કરી. (૨૦)

તેના જેવા રૂપ તથા વેશ વાળી ને તેના જેવીજ મનોહર દેહરૂપી છાયાને ત્યાં મુકીને તેણે જવાનું મન કર્યું. (૨૧)

તેને કહ્યું કે તારે મારી પેઠે અહીં સૂર્યના ઘરમાં રહેવું, ને પ્રેમ પૂર્વક તેમની પરિચર્યા કરવી. (૨૨)

જેવી રીતે સૂર્યને ન ખબર પડે તેવી રીતે મારા જેવાજ ભાવ વડે તારે છોકરાં સાથે અને સૂર્ય પ્રતિ વર્તવું. (૨૩)

સ્વામી તને પૂછે તોપણ મારા જવાની વાત તારે તેમને કહેવી નહિ. ને પુછે તો તારું નામજ સંજ્ઞા છે એમ કહેવું. (૨૪)

પૌમ્ય કહે છે–તે પ્રમાણે કહીને તે દેવી બાપને ઘેર ગઇ, ત્યાં તપથી ધોવાઇ ગયેલું છે પાપ જેમનું તેવા વિશ્વકર્માને તેણે જોયા. (૨૫)

વિશ્વકર્માએ પણ તેને બહુ માનથી પૂછ્યું, ને તે પણ કેટલોક વખત નિંદાયા વગર બાપને ઘેર રહી. (૨૬)

થોડા દિવસ પછી તે રૂપાળા અંગવાળી પુત્રીને જોઇ ઘણા માનપુરઃસર તેના પિતા તેને પ્રેમથી કહેવા લાગ્યા. (૨૭)

પતિનું રમ્ય ઘર ત્યજી આ ઘેર બહુ દિવસથી તું કેમ રહી છે ? ખરેખર આ ધર્મ વિરુદ્ધ છે. (૨૮)

સ્ત્રીઓનું પિતાને ઘેર લાંબો વખત રહેલું યશ આપનારું નથી. બાંધવોનો પણ એવોજ વિચાર હોય છે કે સ્ત્રીનું પતિને ઘેર રહેવું એજ યોગ્ય ગણાય.(૨૯)

તું ત્રણ લોકના નાથ સૂર્ય જેવા સ્વામીને પરણી છો. માટે હે પુત્રી ! તારે પિતાને ઘેર ઘણો વખત વસવું યોગ્ય નથી. (૩૦)

હવે હું તને મળ્યો, ને મેં તારી પરોણાચાકરી પણ કરી, માટે હવે તું તારા પતિને ઘેર જા. હે કલ્યાણી! મારી ખબર લેવા તું પાછી વળી કોઈવાર આવજે. (૩૧)

પિતાએ એ પ્રમાણે તેને કહ્યું એટલે તે આંખમાં આંસુ લાવી લજવાતી દુઃખી થઈને નિસાસો નાખી તેમને કહેવા લાગી (૩૨):

સંજ્ઞા કહે છે—હે તાત ! તેમનું તેજ મારાથી સહન થતું નથી તેથી હું દુઃખી છું. આ કારણથી ત્યાં જવાનું મને મન થતું નથી, ને તમે મને ત્યજો તે ઘટતું નથી. (૩૩)

વિશ્વકર્મા કહે છે—હે સુંદર મુખવાળી ! તને અનુકુળ એવો પતિ મેં તને આપ્યો, તેનો પણ તને જે તાપ લાગતો હોય તો હું તે જગદ્ગુરુને શું કરી શકું ? (૩૪)

હે પુત્રી ! કુલસ્ત્રીનું લક્ષણ છે કે દુઃખ હોય તોપણ ધણીને ઘેર રહેવું. માટે તું ત્યાં જા. (૩૫)

ધૌમ્ય કહે છે-તેના પિતાએ એ પ્રમાણે કહ્યું ત્યારે તેણે તેમને ઠીક એમ કહીને પિતાને પ્રણામ કરી તે પૃથ્વી પર ગઈ. (૩૬)

સૂર્યને પતિ તરીકે ઇચ્છતી, પણ તેમના તેજથી બ્હીતી ઘોડીનું રૂપ ધરીને તે ત્યાં તપ કરવા લાગી. (૩૭)

તે સ્વરૂપવતી સતી બકુલ વૃક્ષની છાયાનો આશ્રય કરીને સર્વ પ્રશ્ચિત ફળને આપનારા ધર્મારણ્ય નામના શુભ તીર્થમાં પોતાનું રૂપ છુપાવી સૂર્યની ભક્તિ પરાયણ થઈ સર્વના આત્મારૂપ સૂર્યને રોજ પૂજવા લાગી. (૩૮-૩૯)

તે ઘોડીનું રૂપ ધરી એકાગ્ર મનથી ઉમીયા સહ શંકરનું સતત ધ્યાન કરતી ત્યાં રહી. (૪૦)

આ સંજ્ઞા છે એમ માનતા સૂર્ય છાયા પ્રતિ પ્રેમવાળા થયા. અને તે પણ ઉત્તમ હાવભાવ વડે માયાથી તેમની સેવા કરતી હતી. (૪૧)

એ પ્રમાણે કેટલાક વખત પછી છાયાને સાવર્ણી ને શનિશ્ચર એવા બે પુત્રો થયા (૪૨)

એક તાપી નામની રૂપાળી કન્યાને પણ જન્મ આપ્યો. પોતાનાં તે છોકરાંઓ પર છાયા જેવો પ્રેમ રાખતી હતી તેવો રૂપાળા અંગવાળી તે યમુના તથા યમ ઉપર રાખતી નહોતી; તેથી ખરેખર ભેદ ઉત્પન્ન થયો. (૪૩-૪૪)

લાડ લડાવવામાં ને ઉછેરવામાં પ્રતિદિન ભેદ થવા લાગ્યો. તે સાવર્ણીએ તો સહન કર્યું, પણ યમ તે સહન કરી શક્યા નહિ. (૪૫)

તેથી તેને મારવા તેણે ક્રોધ કરી પગ ઉંચો કર્યો, પણ મનમાં શાંતિ લાવી તેના શરીર પર તે માર્યો નહીં. (૪૬)

હે રાજા ! તેથી ક્રોધથી સહેજ ફરકી રહ્યો છે હોઠ જેનો અને ચલાયમાન છે પલ્લવ જેવો હાથ જેનો એવી તે (છાયારૂપ) સંજ્ઞાએ યમને શાપ દીધો. (૪૭)

હે અમર્યાદ ! તું પગથી તારી માતાને મારે છે, તેથી તારો આ પગ આજેજ પૃથ્વી પર પડો. ( ૪૮ )

ધૌમ્ય કહે છે—એ પ્રમાણે માએ આપેલો શાપ યમે સાંભળી ભયથી આતુર થઇ પિતા પાસે આવી પ્રણામ કરી કહેવા લાગ્યા. ( ૪૯ )

હે તાત ! કોઇએ કયાંઈ ન જોયું હોય તેવું આ મોટું આશ્ચર્ય છે કે માતા વાત્સલ્ય ભાવ છોડી પુત્રને શાપ દે છે. ( ૫૦ )

જેમ મને મારી માતા બોલાવતી તેમ મારી આ મા કરતી નથી, દુર્ગુણી છોકરાં પર પણ મા સ્નેહ વગરની થતી નથી. ( ૫૧ )

શનિશ્ચર ઉપર જેવી તેની પ્રીતિ છે તેવી મારા પર નથી. જો તેમ ન હોય તો મારો પગ પૃથ્વી પર પડો એમ તે કેમ કહે ? ( ૫૨ )

આ પ્રમાણે યમનું વચન સાંભળી અંધકારનો નાશ કરનાર ભગવાને છાયા રૂપ સંજ્ઞાને બોલાવી પૂછ્યું કે તે કયાં ગઇ ? ( ૫૩ )

તે બોલી કે હે વિભાવસો ! હું વિશ્વકર્માની પુત્રી સંજ્ઞા છું, તમારી પત્ની છું, ને તમારાથી મને આ છોકરાં થયાં છે. ( ૫૪ )

આ પ્રમાણે સૂર્યે તેને બહુ પ્રકારે પૂછતાં છતાં જ્યારે તેણે ખરું કહ્યું નહિ ત્યારે તે પત્નીને શાપ દેવા તૈયાર થયા. ( ૫૫ )

ત્યારે તેણે જેમ બન્યું હતું તેમ સૂર્યને કહ્યું. તે જાણીને ભગવાન સૂર્ય વિશ્વકર્માને ઘેર ગયા, ( ૫૬ )

ત્રણ લોકના પૂજનીય એવા પોતાને ઘેર આવેલા સૂર્યનું વિશ્વકર્માએ ઘણા ભાવથી પૂજન કર્યું. [ ૫૭ )

સૂર્યે તેમને સંજ્ઞા માટે પૂછ્યું, ત્યારે વિશ્વકર્માએ કહ્યું કે પહેલાં તે અહીં આવી હતી, પણ મેં તુર્તજ પાછી મોકલી છે. ( ૫૮ )

ત્યારે સૂર્યે સમાધી કરી જોયું તો ધર્મારણ્ય નામના મહાસ્થળમાં ઘોડીનું રૂપ ધારણ કરીને તેને તપ કરતી જોઇ. ( ૫૯ )

હે નૃપ ! મારા સ્વામી સૌમ્ય મૂર્તિ તે સારા આકાર વાળા થાય એ પ્રમાણે તપ વડે ઇચ્છા કરતી એવી સંજ્ઞાને સૂર્યે જોઇને તેમણે સંજ્ઞાના પિતા વિશ્વકર્માને કહ્યું કે મારું તેજ શાંત થાય એમ તમે આજ્ઞ કરો. ( ૬૦–૬૧ )

તે પરથી વિશ્વકર્માએ આખું વરસ ભમતા એવા સૂર્યનું તેજ શાંત કર્યું, ને દેવતાઓ તેમની સ્તુતિ કરવા લાગ્યા. ( ૬૨ )

**એ પ્રમાણે પદ્મપુરાણના પાતાળ ખંડમાં આવેલી શ્રીધર્મારણ્ય નામની કથાનો સંજ્ઞાતપ વર્ણન નામનો સોળમો અધ્યાય.**

પ્રભાશંકર જયશંકર પાઠક.

# જમણવાર બંધ કરી શું કરવું ?

( એકવાર કૃપા કરી આખો લેખ વાંચી જવો. )

લેખક હિંદુ જ્ઞાતિઓનું ભલું ઇચ્છનાર.



આ ચાલ બંધ કરી તેટલાં નાણાં લોકોના ઘરમાં ઉગારી ફાયદો કરવો, એવું કહેવાની મતલબ નથી; પણ તે નાણાં નાતનાં ગામનાં અને દેશનાં ઘણાં ફાયદાદાયક કામો કરવામાં એટલે કેળવણી તથા કલાકૌશલ્યને અને વેપાર રોજગારને ઉત્તેજન આપવામાં તથા બીજાં સંસારી કામોને સુખદાયક કરવામાં નીચે જણાવ્યા મુજબ વાપરવામાં આવે તો ઘણો ફાયદો થાય.

પ્રથમ તો દરેક જ્ઞાતિવાળાઓએ પોત પોતામાં ભેગા થઈ નક્કી કરવું જોઈએ કે પોતાની જાતમાં ક્યાં ક્યાં ટાણાં ઉપર જમણવાર કરવાનો ફરજીયાત ચાલ છે, તથા દરેક અવસર ઉપર જમણવાર પાછળ ગરીબ દાવે થતા ખરચનો વિચાર કરી એમના આંકડા સઘળાઓના અનુમતથી ઠરાવવા, અને જેને ઘેર એ નક્કી કરેલા ટાંણામાંનું કોઈ ટાણું આવે તો તે ઉપર જમણવાર ન કરતાં ઠરાવેલી રકમ ( સામટી અથવા કકડે કકડે ) નાતના ફંડમાં આપે પણ કોઈ ગરીબ માણસને બિલકુલ ન આપવાની મરજી હોય તો તેની પાસેથી જબરજ-સ્તીથી લેવી નહી એવી તેમને માટે છુટ રાખવી. આ બાબત કોઈના મનમાં એમ આવે કે ગરીબ અને તવંગર સર્વેનો સરખો આંકડો ઠરે એ તો વ્યાજબી નહી, તો તેણે જાણવું કે એમ કર્યા શિવાય છુટકો નથી. પૈસાદાર લોકો ખુશીમાં આવે તો એથી વધારે રકમ આપે એવી છુટ રાખવાથી ગરીબો પણ જમણવારની પેઠેજ મમતે ચઢી વધારે રકમ ગજા ઉપરાંત થઈ આપવા જશે. વળી જમણવારો પણ કાંઈ સઘળી નાતોમાં બળાત્કારે કરાવતા નથી. ગરીબો પણ પોતાનું લોકોમાં ખોટું બોલાશે એ ધાસ્તીથી જેમ બની શકે તેમ કરીને પણ જમણવાર કરે છે, તેમ આમાં પણ કરરોજ છતાં પણ ગરીબને માટે ખુશીમાં આવે તે આપે એવી છુટ રાખવી સારી છે.

એ રીતે નાણાનું જે ફંડ એકઠું થતું જાય તે પ્રથમ તો કોઈ આબરૂદાર પેઢીમાં વ્યાજે મુકવું અને તેમાંથી દર મહિને [illegible]ાર નાત ઉજાણી ગામ બહાર

કોઇ સારી જગોએ કરવી. અને તેમાં વારા ફરતી જમણ કરવાં. આથી લોકોને જમણવારો બંધ થયાની દિલગીરી થશે નહીં. તેમજ બાર માસમાં બાર એવી ઉજાણીઓમાં ખરચ પણ ઝાઝો થશે નહીં. કારણ કે ઘણીખરી મોટી નાતોમાં જમણવારોની સંખ્યા વર્ષ દહાડે આશરે સો સો ઉપર થાય છે, અને એકંદરે તેની એક મોટી રકમ થાય. સર્વે નાતોમાં ઉજાણીઓના ખરચ કરતાં જમણવારોમાં ઘણી વધારે રકમ ખરચાયજ ખરચાય. જે નાતોમાં થોડા જમણવારો થતા હોય તે નાતોવાળાએ જમણવારોના સુમાર ઉપર નજર રાખી દર મહિને ન કરતાં દર બે મહિને અગર ત્રણ મહિને ઉજાણીઓ કરવાનું રાખવું. કોઇ નાતમાં અણસમજુ લોકોને લીધે ઉપર પ્રમાણે કરવામાં અડચણ આવતી હોય અને ફંડ ન થાય તેવું હોય પણ જમણવારનો ખાસ બંધ કરવાની ઇચ્છા હોય તો તે નાતોવાળાએ દર મહિને માણસ દીઠ બાર આના, ઘર દીઠ રૂ. ૧॥ અથવા રૂ. ૪૦૦ સામટા યા કકડે કકડે (હપતે) લેવાનો ઠરાવ કરવો. આથી પણ ઉજાણીઓનો ખરચ જતાં બાકી રકમ ફાજલ રહેશે અને ફંડ થશે. આમ કરવાથી કોઇને ભારે પડવાનો સંભવ નથી. કારણ કે પૈસાવાળાને નાત કરવી તે અથવા તેના પ્રમાણમાં નાણાં આપવાં તે સરખું છે. ગરીબને નાત કરવાથી ગેરફાયદો છે. કારણ કે તેમ કરી એ પૈસા કમાયો હોય તે ખર્ચાઇ જાય છે અને પાસે પૈસા ન હોય તો દેવું કરવું પડે છે. તેથી દેવું કરેલા રૂપિયા આપવાને તથા આપતાં સુધી ઘણું દુઃખ વેઠવું પડે છે એટલુંજ નહીં પણ તેને વ્યાજના ઘોડાથી ડૂબવું પડે છે અને તેની ફિકરમાં તેને કંઇ ધંધો રોજગાર પણ સુજતો નથી. આ રીતથી ગરીબને ફાયદો છે.

### કઈ કઇ નાતોયે કયા કયા રિવાજ બંધ કર્યા છે, તથા જ્ઞાતિના ફંડમાં નાણાં આપ્યાં છે તેના થોડા એક દાખલા નીચે આપીએં છીએ.

રાજકોટના દશા શ્રીમાળી વાણીઆની નાતે ૧૦ વર્ષ સુધીનાં માણસના મરણ પાછળનાં તેરમાં બંધ કરી તેના બદલામાં નાતના ફંડમાં રૂ. ૨૫ લેવાનો ઠરાવ કરેલો છે. આ બાબત તે નાતને ધન્યવાદ ઘટે છે.

મોતા ગામે ભરાયલી પાટીદાર પરિષદે મરણ પાછળ જમણવાર કરવાનો રિવાજ સમૂળગો બંધ કરેલો છે તેથી તેને ઘણીજ સાબાશી ઘટે છે. કારણ કે, તેણે પહેલ કરી બીજી નાતોને સારો દાખલો આપ્યો છે. આ પાટીદાર પરિષદે મરણ પાછળ જમણવાર કરવાનો રિવાજ સમૂળગો બંધ કર્યો છે પણ નાત ન કરનારે વિદ્યાવૃદ્ધિ માટે નાતના ફંડમાં કેટલી રકમ આપવી તે વિષે ઠરાવ કર્યો નથી. તોપણ નીચેના ગૃહસ્થોએ પોતાની શક્તિ પ્રમાણે સારી સારી રકમો આપી છે.

૧. ખડસુપાના પાટીદાર ગૃહસ્થ રા. રા. માધવભાઇ નારણભાઇએ તેમનાં માતુશ્રી ગુજરી જતાં મરણ પાછળ જમણવાર નહીં કરવાથી બચેલી રકમ રૂ. ૭૦૧ કેળવણીના કાર્યમાં ખર્ચી છે તથા તે ઉપરાંત રૂ. ૩૦૦૦ ની કિંમતની જમીન કેળવણીના કાર્ય માટે આપી છે. ૨. ખડસુપાના પાટીદાર ગૃહસ્થ રા. રા. ઉકાભાઇ વાધાભાઇએ પોતાના મરણ બાદ મરણ પાછળ જમણવાર નહીં કરવાથી બચવાના ખર્ચની રકમ રૂ. ૫૦૦-૭૦૦ ને બદલે રૂ. ૧૫૦૦ કેળવણીના કાર્ય માટે આપ્યા છે.

૩. ખડસુપાના પાટીદાર રા. રા. પરસુભાઈ હીરાભાઇએ પોતાના મરણ પછી બારમા તેરમા નિમિતે જ્ઞાતિ ભોજન નહીં કરવાથી બચવાના ખર્ચની રકમ રૂ. ૭૦૧ પોતાના નાતના આગેવાનો તથા પોતાના કેટલાક સંબંધીઓને બોલાવી, ખડસુપાં ગામની કન્યાશાળાનું મકાન બાંધવાના ઉપયોગ માટે આપી છે.

૪. પાટીદાર કોમના રા. રા. મોરારભાઇ પરશુભાઇ એમણે પણ પોતાની જઇફ ઉમ્મરને લીધે ગામના આગેવાનોને એકઠા કરી તેમની રૂબરૂ પોતાના વારસને કહ્યું કે "મારા મરણ પછી જ્ઞાતિ ખરચ કરવાનો નથી, પણ કાંઈ રકમ પરમાર્થ કાર્યમાં આપવાનો છું, તેને માટેજ રૂ. ૫૦૧ મેં કાઢયા છે અને તેનો ઉપયોગ નવા તળાવની રકમ તથા બોર્ડીંગનુ મકાન જ્યાં બંધાય ત્યાં વિદ્યાર્થીઓના ઉપયોગમાં આવે એવો કુવો બંધાવવામાં કરશોજ"

૫. કોથમડી ગામના એક પાટીદાર ગૃહસ્થ રા. વલ્લભભાઇ ગોપાળભાઇએ મરણ પાછળ જમણવારનો દુષ્ટ અને ગીધવૃત્તિને ઉતેજન આપનાર રાક્ષસી ત્રાસદાયક દુઃખદાયક અને હાંસી કરાવનારો રિવાજ પોતાનાં પિતાનાં માતુશ્રી (વડીએઇ) જે લગભગ એંશી પંચ્યાશી વર્ષની ઉમ્મરનાં હશે તે ગુજરી જતાં કર્યો નહીં, અને તેને બદલે રૂ. ૪૫૦ ની રકમ પોતાના ગામને સોંપી છે.

(વધુ તપાસ કરવાથી આવા દાખલા ઘણા મળી આવશે.)

સાબાશ છે મરણ પાછળ જમણવારનો રિવાજ સમૂળગો અટકાવવાનો ઠરાવ કરનાર યા કરાવનારને, તથા તે ઠરાવ અમલમાં આવે એવી પ્રતિજ્ઞા લેવાની પ્રેરણા કરનાર રા. રા. ભીમભાઇ સાહેબને, અને સહસ્રવાર સાબાશ છે સંદર ઠરાવનો બરાબર અમલ કરનારયા કરાવનાર ખડસુપના ઉકાભાઇ વાધાભાઇ, માધવભાઇ નારણભાઇ માધવભાઇ, પરશુભાઇ, પારડીના નાનાભાઈ નારણભાઇ, પરશુભાઈ હીરાભાઈ, અને કોથમડીના વલભભાઇ ગોપાળભાઇને, તથા કરોડોવાર સાબાશ છે માધવભાઇ નારણભાઇ, ઉકાભાઇ વાધાભાઇ, પરશુભાઈ હીરાભાઇ, મોરારભાઇ પરશુભાઈ અને વલભભાઇ ગોપાળભાઇને કે જેમણે

પોતાની જ્ઞાતિનું હિત હૈયે ધરી શુરવીરથી હિંમતથી મરણ પાછળ બારમાં તેરમા નિમિત્તનું જ્ઞાતિભોજન નહીં કરવાથી બચેલા પૈસા વિદ્યાવૃદ્ધિના કામમાં આપ્યા અને એ રીતે પરોપકાર અને ધર્મનું કામ બજાવ્યું અને બીજા જ્ઞાતિબંધુઓને માટે ન્યાય પક્ષે કહીએ તો હિંદુ જ્ઞાતિઓને સારો દાખલો આપ્યો છે.

માધવભાઇ નારણભાઇ અને ઉકાભાઇ વાઘાભાઇએ તો જ્ઞાતિ ભોજનની રકમ ઉપરાંત પૈસા આપ્યા છે. એટલે કે માધવભાઇએ પાસેના રૂા. ૭૦૧ ઉપરાંત જમીન વિઘાં ૬ રૂા. ૩૦૦૦ ની કિંમતની આપી છે અને ઉકાભાઇએ ખર્ચની રકમ રૂા. ૬૦૦—૭૦૦ ને બદલે રૂા. ૧૫૦૦ આપ્યા છે.

મરણ પાછળ જમણવારનો રિવાજ બંધ કરવા તથા વિદ્યાવૃદ્ધિ વગેરેના ફંડ માટે સરળતાથી નાણાં મળવા જુદી જુદી જ્ઞાતિઓ પોતાની જ્ઞાતિઓમાં નીચે પ્રમાણે ઠરાવ દાખલ કરશે તો તે નાતોનાં વખાણ થશે, નાતના હજારો લોકોની આશિષ મળશે, અને વિદ્યા તથા હુન્નર ઉદ્યોગનો જલદી અને વધારે ફેલાવો થશે, એટલુંજ નહીં પણ નાતની ઉન્નતિ થશે.

"આપણી જ્ઞાતિમાં કોઇપણ માણસ સ્ત્રી યા પુરૂષ, વૃદ્ધ યા જુવાનનું મરણ થાય તો તેની પાછળ તેરમા નિમિત્તની નાતનું તથા દશા એકાદશા અને દ્વાદશાનું કંઇ ખરચ ( સરાવ્યાની ધાર્મિક ક્રિયા શિવાયનું ) કોઇમાં પણ કરવું નહીં. જે કોઇ કરશે તે નાતનો ગુન્હેગાર થશે, અને તેની પાસેથી રૂા. ૫૦૧ દંડ લેવામાં આવશે તથા ૫ વર્ષ નાત બહાર રાખવાની સજા કરવામાં આવશે. તેરમાની નાત તથા દશા, એકાદશા અને દ્વાદશાનું જ્ઞાતિ ભોજન નહીં કરનારે નાતના ભલા સારૂ વિદ્યાવૃદ્ધિના તથા વિધવાઓની સ્થિતિ સુધારવા વગેરેના કાર્ય માટે ઓછામાંઓછા રૂા. ૫૧ ની રકમ અને વધારેમાં વધારે પોતાની મરજીમાં આવે તેટલી રકમ તેરમાને દિવસે જ્ઞાતિના ફંડમાં આપવી, અને નાતગોરને ત્યાં જમે કરાવી તેની સહી તથા નાતના શિક્કાવાળી પહોંચ લેવી ( નાતે પહોંચ બુકો ગોરને છપાવી આપવી, અને શિક્કો કરાવી આપવો ) શિવાય, આ અવસરને માટે નાતગોરનો લાગો કર દાપું—હક કે દસ્તુરી જે નાતે ઠરાવેલ હોય તે પણ આપવો."

જે નાતોએ જુવાનનાં તેરમાં બંધ કરેલાં છે તે નાતોએ "સ્ત્રી યા પુરૂષ, વૃદ્ધ યા જુવાનનું" એ શબ્દોને બદલે "વૃદ્ધ સ્ત્રી યા પુરૂષનું ( તેમને છોકરા હોય યા ન હોય )" એ શબ્દો દાખલ કરવા, આવો અગર આવી મતલબનો

ઠરાવ જેવો પોતાની નાતને અનુકુળ પડે તેવો ( નાત કરનાર પાસેથી લેવાની દંડની રકમમાં તથા નાત બહાર રાખવાવાળાં વર્ષોમાં 'અને નાત નહી' કરનાર પાસેથી લેવાની રકમમાં સમયાનુસાર બહુમતે યા સર્વાનુમતે યોગ્ય લાગે તેવો ફેરફાર કરીને ) દાખલ કરવો.

ઠરાવ બરાબર અમલમાં આવવા માટે સજા જેમ બને તેમ સખત હોવી જોઇએ, અને એ હેતુથી દંડની રકમ તથા નાત બહાર રાખવાનાં વર્ષ ઉપરના મુસદ્દામાં રાખવામાં આવેલ છે તે વધારે ગણાશે નહી. તેરમાની નાત નહી કરનાર પૈકી કોઇ કેસમાં નાતને એમ લાગે કે આમાં તો ઠરાવેલી રકમ લેવા લાયક નથી તો તેવા કિસ્સામાં ઠરાવેલી રકમ નાતે માફ કરવી, અને માફીનો ઠરાવ કરી નાતના પાંચ આબરૂદાર ઇસમની તે ઉપર ઠરાવ કરતી વખતે સહી લઇ નાતના દફતરે રાખવી.

વડોદરાના દશા પોરવાડ વાણીઆની નાતે જુવાન યા વૃદ્ધ મરણ પ્રસંગે દશા એકાદશા તથા દ્વાદશાનું કંઇ ખરચ ( સરાવવાની ધાર્મિક ક્રિયા શિવાયનું ) કોઇમાં પણ કરવું નહી એવો ઠરાવ કરેલ છે.

નાતગોરના લાગા જે નાતોએ નક્કી ન કર્યા હોય તે નાતોએ ગોરની લાયકાત તથા નાતના લોકોની સ્થિતિ ધ્યાનમાં લઇ તે વિગતવાર નક્કી કરવા, અને તે લાગા તથા જુદી જુદી નાતોના સુધારા ઉપરથી પોતાની નાતને અનુકુળ આવે એવા લોકમાન્ય બહુમતે સર્વેને સુખદાયક થઇ પડે તેવા ધારા ઘડી પોતાની નાતમાં થતાં લહાણાંની ટીપ તથા જ્ઞાતિના વસ્તીપત્રક સહ છપાવી પોતાની નાતના લોકોને આપવા, તથા દરવર્ષે નાત ઉજાણી પહેલાં નાતની વાર્ષિક હકીકત તથા હિસાબ છપાવી ઘરદીઠ આપવાનું થઇ ઉજાણી માટે નાત મળે તે દિવસે હિસાબ નક્કી કરી નાખવો. ( મતલબ કે કોઇપણ હિસાબ નાતના ગોર કે નાતના આગેવાનો વગેરે પાસેનો બાકી રહેવો ન જોઇએ ) જેથી નાતના કોઇપણ માણસને કંઇપણ શંકા નાતના ફંડ યા હિસાબ વગેરે બાબત રહેવા પામે નહી.

કોઇ જ્ઞાતિજન બીજી નાતોમાં થયેલા લોકમાન્ય સારા સુધારા નાતની જાણમાં લાવે તો તેને નાતના ફંડમાંથી ઇનામ આપવું. અને બીજી નાતોના સુધારાનું તારણ છપાવી નાતને આપે યા નાત સુધારવા સારો પ્રયત્ન કરે (માસિક પુસ્તકો, ભાષણો કે નાતની સભા દ્વારા ) તો નાતે તેવા ગ્રહસ્થની ( જ્ઞાતિભૂષણ વગેરેના ઇલ્કાબ તથા ચાંદ વગેરે જ્ઞાતિનો મેલાવડો કરી આપીને ) બુજ કરવી.

અમદાવાદના કડવા પાટીદારની જ્ઞાતિમાં રા. રા. બેચરદાસ અંબાઇદાસે પોતાની નાતમાં લગ્નનો ખર્ચ ઓછો કરવા પ્રયત્ન કરેલો તેથી જ્ઞાતે તેમની

બુજર જાણી હતી, અને નાતનો મેળાવડો કરી તેમને લાલ પાઘડીનું ઇનામ આપ્યું હતું, તેમજ નામદાર અંગ્રેજ સરકારે પણ તેમને રા. બા. નો ઇલકાબ સોનાનો ચાંદ તથા કસબી સાલ જોટાં આપ્યાં હતાં. આથી જ્ઞાતિ સુધારવા બીજાઓ ઉશ્કેરાશે, પુસ્તકો વગેરે પ્રગટ કરશે અને બીજી નાતોમાં થએલા સુધારાની બાતમી સત્વરે મળતી રહેશે.

જે ગોર શાસ્ત્રોક્ત રીતે પ્રમાણ થયેલા ગ્રંથ પ્રમાણે ક્રિયા કરાવતો હોય તેજ ગોર નાતનો લાગો લેવાને પાત્ર છે, અને તેવાનેજ લાગા આપવા યા અપાવવા વ્યાજબી છે. નાતગોર યા તેમના છોકરાઓને શ્રાધ્ધાદિક ક્રિયાઓ કરાવતાં ન આવડતી હોય તો તેમને તે ક્રિયાઓ બરાબર કરાવતાં આવડે એવું જ્ઞાન મેળવવાની ફરજ પાડવી. આથી જે નાતોમાં નાતગોરો શ્રાદ્ધાદિક ક્રિયા કરાવવામાં અજાણ હશે તે જાણીતા થશે અને નાતોમાં ધાર્મિક ક્રિયા બરાબર ચાલુ થશે, લોકોનું શ્રેય થશે, અને શ્રાદ્ધાદિક ક્રિયા માટે ખર્ચેલા પૈસા મજરે પડશે. કહે છે કે પાટીદારની જ્ઞાતિમાં નાતગોરો લગ્ન મરણ વગેરે પ્રસંગે અગીઆરી ભણી જાય છે, "પુરાણ કર્મ દર્પણ" ગ્રંથના કર્ત્તા શિવશંકર શાસ્ત્રી પણ કહે છે કે ઘણાકાળ થયાં ગોર લોકોને જેઓ તેવો પ્રયોગ કરવાનો ન મળવાથી જેમ તેમ ચલાવ્યાં કર્યું છે, પણ હવેથી તેમના ગ્રંથમાં જણાવ્યા પ્રમાણે છોકરાઓને શિખવવા કૃપા કરશે.

મરણ પાછળ જમણવાર કરવાના રિવાજને ઉત્તેજન ન આપનાર અને પોતાની નાતમાં એવા રિવાજ બંધ પાડવાની પહેલ કરનાર તથા વિદ્યાવૃદ્ધિના ફંડમાં નાણાં આપનાર બહાદુર ગ્રહસ્થોના દાખલાઃ—

મુંબાઇની કચ્છી દશા ઓસવાળની નાતમાં તે નાતના ત્રીકમજી ખેતશી ગુજરી જતાં તેમના પુત્રે મરણ પાછળ જમણવાર કરવાના કઢંગા જ્ઞાતિ રિવાજની દરકાર ન કરી, પિતાના મરણ પાછળ જમણવાર કરવાનું માંડીવાળી, બેસણા વખતે પોતાના જ્ઞાતિલાઓના લાભને માટે એક ફંડ ઉભું કરી તેમાંથી રૂ. ૧૫૧ કચ્છી ઓસવાળ શુભેચ્છક સભાને વિદ્યાશાળાના કામમાં તથા રૂ. ૧૦૦ નિરાશ્રીત ફંડમાં આપ્યા.

ભરૂચના વતની પટેલ મથુરભાઇ પાટીદાર ગુજરી જતાં તેમના વારસોએ નાતના રિવાજ મુજબ કારજ કરી ફક્ત એક દિવસની વાહવાહ કહેવરાવવા ખાતર મરનારની મિલકતનો ધુમાડો કરી નાખવાને બદલે કેલવણીના ઉત્તેજનાર્થે પાટીદાર બોર્ડીંગને રૂ. ૫૫૦૦ ની મિલકત આપી દેવાનું અનુકરનીય પગલું ભરેલ છે.

સુરતના દશા નાગર વાણીઆની નાતમાં મી. ચુનીલાલ દામોદરદાસ બક્ષી વાળાએ પોતાના ૬૦ વર્ષની ઉમરના પિતા ગુજરી જતાં મરણ પાછળ જમણવારનો ખરચ કર્યો નહોતો.

સાબાશ છે ઉપલા શૂરવીર નરોને. તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. કારણ પહેલ કાઢવી તે સહેલ વાત નથી.

## સીમંતના નાતવરા બાબત.

૧. સુરતના મોઢ યજુર્વેદીય બ્રાહ્મણની નાતે સીમંત (અધરણી) ના નાતવરા બંધ કર્યા છે, અને ઠરાવ વિરૂદ્ધ નાત કરનારનો રૂ. ૫૧ દંડ લેવાનો ઠરાવ કર્યો છે.

૨. કપડવણજની ૨૧ ગામની દશા ખડાયતા વાણીઆની નાતે સીમંતની નાત બંધ કરી છે અને ઠરાવ વિરૂદ્ધ નાત કરનાર પાસેથી રૂ. ૨૫૧ દંડ લેવાનો ઠરાવ કર્યો છે. આ દંડની રકમ કેળવણી ફંડમાં વાપરવા ઠરાવ્યું છે.

૩. સુરતના દરજીની નાતે સીમંતના નાતવરા બંધ કર્યા છે.

ઉપલી નાતોનાં સીમંતના નાતવરા કરવાનું બંધ કર્યું છે તેથી તેમને સાબાશી ઘટે છે. તે ઉપરાંત નં. ૧-૨ ની નાતોએ નાતવરા કરનારનો દંડ ઠરાવ્યો છે તેથી તેમને અધિક સાબાશી ઘટે છે. આથી પણ વિશેષ નં. ૨ ની નાતે દંડની રકમ કેળવણી ફંડમાં વાપરવા ઠરાવ્યું છે તેથી તેને ઘણીજ સાબાશી ઘટે છે, અને તેણે (નં. ૨. ની નાતે) કરેલો ઠરાવ ઉત્તમ હોઈ બીજી નાતોએ અનુકરણ કરવા યોગ્ય છે. તોપણ તેને બદલે ઉપરની તેમજ બીજી હિંદુ જ્ઞાતિઓ પોતાની નાતના ભલા સારૂ જો નીચે પ્રમાણે ઠરાવ કરશે તો તે તેથી પણ વધારે ઉત્તમ અને ફાયદાકારક થશે.

" આપણી જ્ઞાતિમાં કોઈએ સીમંતની નાત કરવી નહીં. જે કોઈ કરશે તે નાતનો ગુન્હેગાર થશે અને તેની પાસેથી રૂ. ૩૦૧ દંડ લેવામાં આવશે, તથા ત્રણ વર્ષ નાત બહાર રાખવાની સજા કરવામાં આવશે. નાત નહીં કરનારે નાતના ભલા સારૂ વિદ્યાવૃદ્ધિના તથા વિધવાઓની સ્થિતિ સુધારવા વગેરેના કાર્ય માટે ઓછામાં ઓછા રૂ. ૧૫૧ ની રકમ અને વધારેમાં વધારે પોતાની મરજીમાં આવે તેટલી રકમ રાખડી યા ખોળો ભરવાને દિવસે જ્ઞાતિના ફંડમાં આપવી, અને નાતગોરને ત્યાં જમે કરવી તેની સહી તથા નાતના સિક્કાવાળી છાપેલી પહોંચ લેવી." આવો અગર આવી મતલબનો ઠરાવ જેવો પોતાની નાતને અનુકુળ પડે તેવો (સમયાનુસાર બહુમતે યા સર્વાનુમતે યોગ્ય લાગે તેવો ફેરફાર કરીને) જુદી જુદી જ્ઞાતિઓ પોતાની નાતમાં દાખલ કરશે તો તે નાતોની વાહવાહ કહેવાશે. ખોટાં સીમંતો અટકશે, ધર્મ જળવાશે, અને એકંદરે નાતની સ્થિતિ સુધરતાં દેશની પણ સ્થિતિ સુધરશે. મરણ પાછળ જમણવારનો રિવાજ બંધ કરવા

આગળ આપેલા ઠરાવના મુસદ્દામાંની તથા તે નીચે આપેલી કેટલીક હકીકત આ રિવાજને પણ લાગુ પડે તેવી છે.

સીમંતના નાતવરાને ઉત્તેજન ન આપનાર અને પોતાની નાતમાં એવા રિવાજ બંધ પાડવાની પહેલ કરનાર તથા વિદ્યાવૃદ્ધિના ફંડમાં નાણાં આપનાર બહાદુર ગ્રહસ્થોના દાખલા—

૧. અમદાવાદના વીસનગરા નાગરની નાતમાં રા. સા. ચુનીલાલ દલપતરામ કવીશ્વરે સીમંતની નાત બંધ કરી અને નાતનો ખરચ રૂ. ૨૫૦—૩૦૦ થતો હતો તેને બદલે રૂ. ૪૦૦ વિદ્યાવૃદ્ધિના ફંડમાં આપ્યા.

૨. અમદાવાદના ખડાયતા વાણીઆની જ્ઞાતિમાં પ્રાણજીવનદાસ રણછોડદાસ શાહે સીમંતની નાત નહીં કરવાની પહેલ કરી હતી. સાબાશ છે એ શુરવીર નરોને કારણ શુભકામમાં પહેલ કરવી ને સહેલ નથી. (સંપૂર્ણ.)




## અમારૂં પુરૂં થતું ત્રીજું વર્ષ.



સમસ્ત મોઢ કોમનો આ બાલ સર્વ ત્રણ વર્ષ પુરા કરેછે, ને એક માસ પછી ચોથા વર્ષમાં પ્રવેશ કરશે. તે સાથે તદવસ્થાજન્ય સ્વભાવ પ્રમાણે તે પરકીય પોષણ ત્યજી દઈ પોતે પોતાના પગ ઉપર ઉભો રહેવા માટે પણ પ્રયત્ન કરશે. હજુ તો બાળક છે, એકલવાયો છે, અને અન્યની આંગળીના ટેકાની પણ અપેક્ષા વાળો છે, તેથી ક્વચિત તે પડે આખડે તો તેના સુજ્ઞ શુભેચ્છકો તેને નભાવી લેશે એવી નમ્ર પ્રાર્થના છે.

## આર્થિક સાહાય્યક ગૃહસ્થોનો આભાર.

સર્વ કોઇને સુવિદિત તો છે કે આ માર્તંડનો જન્મ વાલુકડના રહીશ મારા સ્વસંબંધના ઉદાર દિલના ગૃહસ્થ શ્રીયુત ત્રવાડી પ્રભાશંકર ત્રિભુવનના આશ્રયથીજ થયો હતો. ત્રણ વર્ષ સુધી તેમના તરફથી પુરતી આર્થિક સાહાય્યથીજ મારો આ પ્રયાસ આ સ્થિતિએ પહોંચ્યો છે. પણ તે સાથે આ વાત સર્વને વિદિત ન પણ હોય કે આ માસિક ચલાવવાનો ધંધો જ્ઞાતિ જનોની સેવા કરવાના કેવળ શુદ્ધ ઉદ્દેશથીજ ઉભય પક્ષે સ્વીકાર્યો હતો. ત્રણે વર્ષના વહીવટથી દરસાલ માસિકને ખોટમાંજ કામ કરવું પડ્યું છે. હવે તે મદદ કર્તા વડીલ ગૃહસ્થ વયોવૃદ્ધ થયેલા હોઇ ઉત્તરાવસ્થાની શાંતિ માટે તેમનો નિવાસ દેશમાંજ થતો હોવાથી ધર્મના આ પાંગળા કાર્યમાં તેમનો વધારે સાંપો વખત વિશેષ નુકશાનીમાં ઉતારવા ઉચિત લાગતું નથી; વળી પ્રભુકૃપાથી ઘરના પ્રેસની પણ વ્યવસ્થા થઇ ગઇ છે તો ચોથા વર્ષથી તેમની મદદ લેવી સાભાર બંધ કરવાની છે. અત્યાર સુધી તેમણે આપેલી અમૂલ્ય સહાય્ય બદલ માસિક તેમનું આજીવન આભારી રહેશે. માસિકદ્વારા જ્ઞાતિસેવા કરવાની મારી પેઠે

હોંશને અમલમાં મુકવા શરૂઆતમાં તેમણે મને આ પ્રકારે કરેલી મદદ બદલ હું પોતે પણ તેમનો મુક્તકંઠે આભાર પ્રદર્શિત કરવાની મારી પવિત્ર ફરજ સમજું છું. આ સજ્જન ગૃહસ્થનો ફોટો જાન્યુઆરીના અંકમાં પ્રકટ થશે.

**માસિકને વિરોધભાવથી ભજતા ભક્તોનો પણ આભાર.**

અત્રે જણાવવું અપ્રાસંગિક નહીંજ ગણાય કે માસિકને બંધ થયેલું જોવા ઇચ્છનારા, માસિકની કાળી બાજુજ જોનારા, તેના શુદ્ધ હેતુપુરઃસર લખાણોનો પણ બુદ્ધિચાતુર્યથી અનર્થ કરી ભોળાં જનોને ભમાવનારા, માસિકની પૉલીસી પોતાના મનસ્વી તરંગ પ્રમાણે ન હોવાથીજ માસિક પ્રતિ ઉદ્વિગ્ન ચિત્તથી જોનારા, ઉતેજન આપવાને બદલે અવળી મતિથી ગ્રાહકો ઘટાડનારા, ને માર્તંડના તિક્ષ્ણ પ્રહારોથી ખુદ મારાપર લાયબલ માંડવાનો પ્રક્ષેપ કરનારા શુરવીર હિતશત્રુઓ પણ પ્રભુ કૃપાથી હવે શાંત થયેલા જણાય છે. જે બદલ પ્રથમ ને વિરોધી શુભેચ્છકોનો ને તે સાથે તેમની કુબુદ્ધિને શાંત કરનાર પરમાત્માની અકળ કળાનો પણ આભાર માનવો યોગ્ય ધારું છું.

**માર્તંડે કરેલી યત્કિંચિત્ સેવા.**

આ અંકમાંજ પ્રગટ થયેલી આખા વર્ષના વિષયોની અનુક્રમણિકા પરથી સહજ જણાઇ આવશે કે માર્તણ્ડે વાચનની વિપુલતા વિવિધતા અને ઉત્કૃષ્ટતા સાચવવા કચાશ રાખી નથી. મારી મોઢ જ્ઞાતિના ક્લિષ્ટ લેખકો માટે તો હું વારંવાર આભાર પ્રકટ કરી ચુકયો છું તેથી અત્રે પુનરૂક્તિ કરતો નથી.

માસિકના ધ્યેય પૈકી સૌથી પ્રથમ ધ્યેય ને મોટું કાર્ય મોઢ કોમની ઉત્પત્તિનો મૂળ ઇતિહાસ **શ્રીધર્મારણ્ય** પ્રકટ કરી તેને મોઢ કોમમાં પ્રસરાવવાનું તે થોડાજ વખતમાં શરૂ થશે. બીજું ધ્યેય **શ્રી ભારતવર્ષીય મોઢ બ્રહ્મ સમાજ**ની સ્થાપનાનું બીજ પણ રોપાઇ ગયું છે, તેને હવે કાર્ય કરતી કરી તે દ્વારા સંગીન હિલચાલો પણ વખત જતાં શરૂ થશે. ત્રીજું ધ્યેય સમસ્ત મોઢ કોમના ઉછરતા સ્થંભો વિદ્યાર્થીઓ માટે સવડ પડતી જગ્યાએ **એક વિશાલ છાત્રાલય** ખોલવાની યોજના પણ તેની ઘટિકા આવતાં આપોઆપ ઘડાઇ જશે. દરમીયાન માર્તણ્ડનાં પ્રખર કિરણોનો પ્રકાશ તો ચાલુજ છે; વખત જતાં તે પ્રયત્નનું પણ શુભ પરિણામ જણાયા વગર રહેશે નહી.

આ સિવાય બીજાં પણ ધ્યેય તો અનેક છે, પરંતુ થતા પ્રયત્નનો જોઇએ તેવો પડછંદો પડતો નથી. સર્વ કોઇ તૈયાર રસોઈ પર પાટલા બીછાવી જમવાની રાહ જુએ છે, પણ ધુમાડો ફુંકવા મદદ કરનારા સ્વયંસેવકો ક્યાં છે ! આ કાર્યો એકલા હાથથી બનવાં જેટલાં અશકય છે, તેટલાંજ પુરતા ઉત્સા-

હથી સંગીન મદદના અભાવે જેશભેર ચાલવું પણ અસંભવિતજ લેખી શકાય. વળી વખત વખતનું કામ કરે છે. અત્યારે તો ગાઢ અંધકારના પ્રદેશમાં પ્રકાશ પાડી નવો માર્ગ દર્શાવાય છે. પછી સ્ટેશનો રેલગાડી ને તે દ્વારા સંગીન સેવા-વ્યાપાર શરૂ થશે. આ વાત પણ લક્ષમાં લેવા જેવી છે.

આ આખું વર્ષ લગભગ માસિક નિયમિતજ નીકળ્યું છે. ચોકસાં કાર્યનો બોજો પણ હવે કાંઇક ઓછો થવા લાગ્યો છે, છતાં તદન મુક્ત તો નથીજ થયો. મારી બાજુમાં એક અડગ સાહાય્યકની ખોટ હજુ પુરાઇ નથી. તેથી એકલેહાથે જેમ જેમ વિશેષ વખત મળતો જશે તેમ તેમ મારી પોતાની લેખિનીને પણ શ્રમ અપાતો જશે. રમુજી ટુચકા લખનાર ભાઇબંધ "ગગનવિહારી" પણ કોણ જાણે કંઇ ગુફામાં છુપાઇ ગયા છે તેમને શોધી કાઢી સંદેશા માટે આમંત્રીશ. માસિક દ્વારા સાહિત્યનાં પણ વિવિધ અંગો પોષવા બનતું થશે. પરંતુ વાંધો માત્ર આર્થિક વિપુલતાનો છે. તે માટે નીચે જણાવેલી યોજના સફળ નીવડે તો મારા પોતા તરફના પ્રયત્નમાં તો કાંઇ કચાશ રહેશે નહીં. ખાસ પણ જ્ઞાતિસાથે સાહિત્ય સેવા થતી તો જોઇ શકાશે. માત્ર હાલનાં અન્ય માસિકોની જેમ બાહ્યાડંબરની ઉણપ લાગે તો જણાવીશ કે મારા પોતાના સ્વભાવ પ્રમાણે મને બહારનો ભપકો પસંદ નથી. માત્ર અંદરનું વસ્તુ ઉચ્ચકોટીનું હશે તો હરકોઇ તેની યોગ્ય કદર કરશે. શુદ્ધ સત્યને શણગારની જરૂર હોતી નથી.

## માસિકને સ્વાશ્રયી બનાવવાની આવશ્યકતા.

અન્ય માસિકોની કાર્યવાહી પ્રમાણે છુપું રાખવા કાંઇજ કારણ નથી કે ખાસ માર્તંડની ૬૫૦ નકલો નીકળે છે. તેમાં અન્ય માસિકોને બદલામાં અને લેખકોને ઉત્તેજન વીગેરેમાં જતી નકલો બાદ કરતાં લગભગ સવાપાંચસો લવાજમ આપનારા ગ્રાહકો રહે છે. હવે વિચાર કરો કે સમસ્ત મોઢ કોમ જેવી વિશાળ જ્ઞાતિમાં ગ્રાહકોની આટલી થોડી સંખ્યા હોવી એ કોને માટે શરમાવનારૂં છે ! માસિક અનિયમિત તો નથીજ વાચન પણ પુરતું આપે છે, લવાજમ પણ વાચનના પ્રમાણમાં હાલને ભાવે વિશેષ નથી, તો ગ્રાહક સંખ્યા આટલી ઓછી કેમ ! જવાબ એટલોજ છે કે આગળ જણાવ્યા પ્રમાણે આવાં સાર્વજનિક સત્કાર્યોમાં મદદ આપવાના ઉત્સાહની ઉણપ. સૌ સૌના ધંધા કમાણીમાં મશગુલ છે. કોને પડી છે કે આ પાંગળા કામમાં મદદ કરે ? અરે ! માસિક પ્રતિ માસે મળતાં છતાં વગર માગ્યે લવાજમ આપવાનું, પણ જેમને યોગ્ય ન લાગે તેમના તરફથી વિશેષ મદદની આશા કેટલી રાખી શકાય ! આવા કડવા અનુભવથીજ માસિકની શરૂઆતમાંજ વી. પી, થી લવાજમ વસુલ કરવાનું અંગીકૃત કર્યું પડ્યું છે. જેટલા ઉત્સાહથી હું પોતે સેવાની ઉત્કટ અભિલાષા ધરાવું છું તેટલાજ પ્રમાણમાં માગું

પ્રોત્સાહન મળતું રહે તો રંગ ઓર જામે. પણ હજુ ક્ષેત્ર રેતાળ–ખેડાએલું છે, ને તેથીજ આવી મુશ્કેલીઓ નડે છે. છતાં નિરાશ થયે પાલવે નહીં. હાલન જે વસ્તુસ્થિતિ છે તેમાંથી પણ આપણે આપણો માર્ગ તો શોધવોજ જોઈએ. તો હાલનો દરેક વાચક ફક્ત એકેજ વિશેષ ગ્રાહક મેળવી આપવા હામ ભીડે તો માસિક રૂડી રીતે તેના પગપર ચાલી શકે. જો માર્તણ્ડને લાંબો વખત ચલાવવું હોય, તેનો વિશેષ લાભ લેવાનું ચાલુ રાખવું હોય, તે ઉત્તેજનને પાત્ર છે એમ આ ત્રણ વર્ષની કારગીર્દી પરથી સર્વ કોઈની ખાત્રી થઈ હોય તો તેના નિભાવનો સર્વ ભાર મારા એકલા પેર ન નાંખતાં મારા સર્વ સાહાય્યકોએ બનતી મદદ કરવાનો શ્રમ પણ ઉઠાવાની પોતાની ધર્મ્ય ફરજ સમજવી જોઈએ. એ તો ખુલ્લુંજ છે કે ગ્રાહક સંખ્યા જેમ વધારે તેમ ખર્ચ ઓછું લાગે, ને તેથી ભવિષ્યમાં લવાજમ પણ ઘટાડી શકાય, તો આ બાબત વાંચી અંક બંધ કરતાં અગાઉજ ગ્રાહકો વધારવાના કાર્યમાં દરેક સજ્જન વાચક મદદ કરશે તો મને મારા કાર્યમાં દ્વિગુણિત ઉત્સાહ મળશે.

## માસિક માટે નિભાવ ફંડની યોજના.

હાલને હિસાબે પ્રતિવર્ષે માસિકને લગભગ રૂા. ત્રણસોની નુકશાનીનો સંભવ છે. આ નુકશાની લાંબો વખત હું પોતે વેઠી શકું એટલો હું શ્રીમંત નથી. તો મોઢ કોમના લક્ષ્મીપુત્રોની શું એ ફરજ નથી કે પોતાની જ્ઞાતિમાં માર્તણ્ડનો ઉદય સદાકાળ રાખવા પોતાથી બનતી દરેક આર્થિક સાહાય્ય આપવી ? ગ્રાહક સંખ્યા ઓછામાં ઓછી એક હજાર થાય, ને રૂા. પાંચ હજારનું સ્થાયી ફંડ રહે તો આટલું જ વાચન આપતાં છતાં લવાજમ ઘટાડી રૂા. ૧ કરી શકાય. ઘણાએ મોઢ શ્રીમંત બંધુઓ પુણ્યનાં અનેક કાર્યોમાં લક્ષ્મી વાપરે છે, તો આ પણ એક પુણ્યનું કાર્ય સમજી તેટલા ફંડની જોગવાઈ કરી આપનાર કોઈ વીરલા નહીં નીકળે ? મોઢ કોમમાં એવા કોઈ માયના પૂત જન્મ્યા નથી શું ? ઘણા એ છે. એક એક ગૃહસ્થ એટ એટલી એકજ વખતે મદદ કરે તેવા પણ છે, પરંતુ સ્વજ્ઞાતિના સાહિત્યને ખીલવી તેને પોષવાનો આ પુણ્યનો માર્ગ તેમની ધ્યાનમાં ઉતરવો જોઈએ. રૂ. એકેક હજારની મદદ કરે એવા તો અનેક મોઢ વણિક શ્રીમંતો મોઢ કોમને શોભાવી રહ્યા છે. છતાં સર્વ કોઈ તરફથી યથાશક્તિ મદદ મળશે તો તે પણ લાગણીપૂર્વક અને મદદનું સ્વરૂપ સારી રીતે સમજાઈને કરેલી હોવાથી વિશેષ આદરણીય થઈ પડશે. માસિક પ્રતિ સદ્‌ભાવથી જોનારા તો પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે ઘણા અનુભવ્યા છે, પરંતુ હવે ખીસ્સામાંથી મદદ કરી આત્મભોગ આપનારા સાચી લાગણી ધરાવનારા સાચા ભક્તો કેટલા છે તે ફરી જોવાનો આ પ્રસંગ ઉપસ્થિત થાય

છે. આજકાલ ઘણાં આવાં સાર્વજનિક કાર્યો મદદને અભાવે અટકી પડે છે. એવો કડવો અનુભવ મને ન થાય, ને સમસ્ત મોઢ જ્ઞાતિની ઉન્નતિનો ઉગેલો આ છોડ આટલેથીજ કરમાઇ ન જાય તેની સાવચેતી સર્વકોઇ મોઢ સંજ્ઞાધારીને રાખવી ઘટે છે. માસિક બંધ પડશે તો લાજ મારી નહીં જાય, પણ મોઢ કોમની જશે એ પણ ખસુસ યાદ રાખવું. તો સુજ્ઞ વાચક ! કરી લે વિચાર, ને થા તૈયાર બનતી સાહાય્ય આપવા. નિભાવ ફંડની આ યોજના માટે વિશેષ વીગત હવે પછી પ્રગટ થશે.

## ભેટ આપવાની પદ્ધતિ બંધ કરવામાં આવે છે.

ચાલુ સાલથી માસિકનું લવાજમ રૂા. ત્રણ કર્યાં પછી કેટલાકને તે ભારે થઇ પડયું છે એમ જણાતાં કાંઇક વળતર અપાય તો ઠીક એવા હેતુથી કોઇની પણ માગણી સિવાય મેં પોતેજ ચાલુ સાલ એક ડાયરીની ભેટ આપી હતી, ને ૧૯૨૨ ની સાલ માટે કાંઇક પુસ્તક ભેટ આપવાનું જણાવાયું હતું. પરંતુ ગઈ ત્રણ સાલનો એકંદર હિસાબ તપાસતાં તથા હાલના સંજોગો જોતાં આખા વર્ષનું ખર્ચ ગણતાં મૂળમાંજ નુકશાની જતી જણાય છે, તો ભેટનું વધારાનું ખર્ચ શી રીતે પોસાઇ શકે ? વળી માર્તણ્ડનો દીવાળીનો અંક પણ એક ભેટના પુસ્તકનીજ ગરજ સારતો હોવાથી હવેથી માસિકને અંગે ભેટ આપવાની યોજના સંદતર બંધ કરવી પડી છે, પરંતુ જેમની ઇચ્છા હશે તેમને મારૂં "આદર્શભૂત જીવન" નામનું પુસ્તક તેની અર્ધી કીંમતે એટલે ચાર આને જાન્યુઆરી ૧૯૨૨ ના અંત સુધી મંગાવશે તેમને સીલકમાં હશે ત્યાંસુધી આપીશું. પોસ્ટેજ માટે એક આનાની ટીકીટ વધારે મળી મંગાવનારે પાંચ આનાની પોસ્ટની ટીકીટો મોકલવી.

## આવતો જાન્યુઆરી ૧૯૨૨ નો પ્રથમ અંક વી. પી. થી મોકલશો.

નવા વર્ષનો પ્રથમ અંક વી. પી. થીજ મોકલાશે. તો તે સ્વીકારી લેવા બંદોબસ્ત કરી લેવો. હાલના ગ્રાહકો જેટલીજ નકલો છપાય છે. તો મોડા ગ્રાહક થનારને તેમજ એક વખત વી. પી. પાછું મોકલી ફરીથી તે અંક મંગાવનારને પાછળથી અંકો મળી શકશે નહીં તેની નોંધ લેવી. નવા ગ્રાહકો થનારાએ નામો તુર્તજ નોંધાવવાં.

## છેવટ.

માર્તણ્ડને એક વા અન્ય પ્રકારે પ્રત્યક્ષ વા અપ્રત્યક્ષ રીતે મદદ કરતા દરેક સાહાય્યક બંધુનો અંતઃકરણથી આભાર માનું છું, ને માસિકને પગભર કરવા તન મન ધનથી બનતી દરેક મદદ તેઓ ભવિષ્યમાં પણ સતત આપતા રહેશે એમ પ્રાર્થી વિરમું છું. ઇતિ શમ્.

અધિપતિ-મોઢ માર્તણ્ડ.

## स्व० शास्त्रीजी करुणाशंकर भानुशंकर
### एमनी टुंक जीवन नोंध.

મહૂગત વે. શા. સં. શાસ્ત્રી કરૂણાશંકરજીનો જન્મ સુરત જીલ્લામાં આવેલા વલસાડ ગામમાં સં.૧૯૨૯ ના આષાઢ કૃષ્ણ ૧૧ ને બુધવારે થયો હતો. તેમના પિતાનું નામ ભાનુંશંકર તથા માતાનું નામ પાર્વતી હતું. ગોત્ર વશિષ્ઠ, પ્રવર ત્રણ વશિષ્ઠ, ઇન્દ્રપ્રમદ અને ભરદ્વસ. જ્ઞાતે શૂકલ યજુર્વેદની માધ્યંદિનીય શાખાના ચાતુર્વેદીય મોઢ બ્રાહ્મણ હતા.

સ્વ. શાસ્ત્રીજીએ ૧૧ વર્ષની ટુંકવયમાં ગુજરાતી ચોથા ધોરણની પરીક્ષા પસાર કરી ૧૨ વર્ષથી સંસ્કૃત શિક્ષણની શરૂઆત કરી. એ સમયમાં સ્વ૦ શાસ્ત્રીજીના પિતા ભાનુશંકરશાસ્ત્રી થાણામાં જીવનનિર્વાહ માટે રહેતા હતા. જેને લઇને સ્વ૦ શાસ્ત્રીજી થાણાથી દરરોજ મુંબઈ આવતા, અને વે. શા. સં. શંભુનાથ શાસ્ત્રી પાસે અધ્યયન કરતા. પાછળથી મુંબઈમાં ગુલાલવાડીમાંજ એક ઘરમા બીજા વિદ્યાર્થીઓની સાથે રહેવાનું કરીને સારી રીતે અભ્યાસ કરવા માંડ્યો. લગભગ એક વરસ જેટલો સમય મુંબઈમાં રહીને ૧૩ વર્ષની ઉમરે વડોદરા ગયા

સ્વ. શાસ્ત્રી કરૂણાશંકરજીએ વડોદરામાં વે. શા. સં. નર્મદાશંકરશાસ્ત્રી પાસે અધ્યયન શરૂ કર્યું. ત્યાં પોતાની શીઘ્રગ્રાહકશક્તિથી તથા ભણવામાં અત્યંત પ્રેમ હોવાથી ત્યાંના છાત્રોમા પ્રથમ પંક્તિએ રહીને ગુરૂકૃપા સાથે થોડાજ વર્ષમાં વ્યાકરણ અને સાહિત્યના જ્ઞાન સાથે જ્યોતિષ અને વેદનું પણ સારૂં ઉંચુ જ્ઞાન મેળવ્યું. પંદર વર્ષની ઉમરે નડીયાદમાં એમના પિતાશ્રીની દેખરેખ નીચે શ્રીધરી ટીકાસમેત ભાગવતની સપ્તાહ કરી. સ્વ. શાસ્ત્રીજીએ આખી જીંદગીમાં સપ્તાહ પ્રસંગે ચુર્ણિકાનો, સ્પર્શ પણ કર્યો નહતે. સંગીત ઉપર તેમને નાની ઉમરથીજ પ્રેમ હતો. તેને લઇને અવકાશના સમયમાં હરિકીર્તન શીખવાનો વિચાર કર્યો, અને વડોદરાના એક પ્રસિદ્ધ દક્ષિણી બુવાને ત્યાં શીખવાનો આરંભ કર્યો. કેટલોક વખત ગયા પછી એમને દાક્ષિણાત્ય શિક્ષણ પદ્ધતિ મંદગતિવાળી જણાઇ. એમને જે સારીગમો તૈયાર કરવાને આપતી તેને માટે દશથી તે બાર દિવસનું નિયમિત બંધન હતું. એક દિવસે બુવાશ્રીને

તેમણે જણાવ્યું કે આપની શિક્ષણપદ્ધતિ કેટલાક શીખનારા માટે ઠીક હશે, પણ ચંચળ વિદ્યાર્થીને કંટાળાભરી થઈ પડે છે. મારે માટે સમયનું બંધન કહાડી નાખો તો ઠીક થાય. હું ૧૨ દિવસનો અભ્યાસ ૬ દિવસમાં તૈયાર કરી આપીશ, અને ખાત્રી થાય કે બરોબર આવડયું છે તોજ આગળ શીખવજો. એમ છતાં બુવાથીએ સાફ જણાવી દીધું કે ૧૨ દિવસથી ઓછા દિવસમાં એક સારીગમ તૈયાર થઈ શકેજ નહિ. આ કારણથી કીર્તન શીખવાનો વ્યવસાય ત્યાંથીજ પડતો મુકયો. મરાઠી ભાષાના કીર્તનતરંગિણી વગેરે પુસ્તકો ખરીદીને ઘરેજ વાંચવા માડયાં. અભ્યાસ કરવાની બુદ્ધિથી વખતે વખત મંદિરોમાં હરિકીર્તનો સાંભળવાને જતા. તે વખતે હરિકીર્તન તથા વૈદક એ બે ક્રિયાદ્વારા જીવન તંત્ર ચલાવવાનો એમનો વિચાર હતો.

એ સમયમાં એમને બીજા શાસ્ત્રોની અપેક્ષા કરતાં સાહિત્યશાસ્ત્ર તરફ વધારે પક્ષપાત હતો. સંસ્કૃત નાટકો જેટલાં જાણવામાં આવ્યાં તેટલાં લગભગ બધાંએ અવલોકનબુદ્ધિથી વાંચી લીધાં. એઓને ખાસ કરીને ભવભૂતિની કવિતા ઉપર વધારે પક્ષપાત હતો. જે અરસામાં સ્વ. મણિભાઇનું ઉત્તરરામચરિતનું ભાષાંતર બહાર પડયું તેજ વખતે એમણે મહાવીરચરિતનું ભાષાંતર કરવાની શરૂઆત કરી એને ૭ માસમાં પૂર્ણ કરી નાખ્યું. ગુજરાતી નાટકોના દરેક અંગમાં એમને અનૌચિત્ય જણાતું, અને કહેતા કે નાટયશાસ્ત્ર દુનીયાની અનીતિને મટાડનાર મીઠું ઔષધ છે, પણ ચિકિત્સકો સારા નથી. વખત જતાં સાહિત્ય તરફનો પ્રેમ ઓછો થયો અને તેની જગ્યાએ તત્વજ્ઞાનને સ્થાપન કર્યું. આગળ જતાં જ્યારે જીવનતંત્ર માટે નડીઆદમાં સ્થાયી નિવાસ કરીને રહ્યા, ત્યારે સ્વ. મનઃસુખરામ સૂર્યરામના ખાસ આશ્રયથી રહેલા નિર્મળ પંડિત ગોવિંદસિંહ (ગંડાસાધુ) પાસે ન્યાય અને વેદાંતનું વિશેષ અધ્યયન કર્યું. ત્યારથી એમને વેદાંત અત્યન્ત પ્રિય થઇ પડયું. એઓ જ્યારે જ્યારે બહારગામ જતા ત્યારે એમની પોટલીમાં બ્રહ્મસૂત્ર બાંધવાની ખાસ આજ્ઞા ઘરના માણસોને આપી રાખી હતી.

સંવત ૧૯૪૩ ના વર્ષથી, એમના પિતાશ્રીનું રહેવું નડીઆદમાં થયું ત્યારથી સ્વ. શાસ્ત્રીજી કેટલોક સમય નડીઆદમાં રહેતા અને કેટલોક સમય વડોદરામાં રહેતા. ગૃહવ્યવહાર સાચવવાની એમની એટલી બધી યોગ્યતા જણાઇ હતી કે જેથી ૧૫ વર્ષની વયમાં પૈસાનો સર્વ વહીવટ પિતા તરફથી એમના હાથમાં મુકાયો હતો. સંવત ૧૯૫૨ માં જ્યારે પિતાશ્રીનો કૈલાસવાસ થયો ત્યારે વડોદરાને છેલ્લા પ્રણામ કરીને નડીઆદમાં સ્થાયી નિવાસ કર્યો; એ વખતે શાસ્ત્રીજીનું વય ૨૩ વર્ષનું હતું.

થોડા દિવસના પરિચયથી સ્વ. મણિલાલ ભાઇ સાથે તેમને સ્નેહ બંધાયો. વખત જતાં નડીઆદના નાગર કુટુંબોમાં એમની ખ્યાતિ પ્રસરી, અને સ્વ. શ્રીયુત ગોવર્ધનરામભાઇએ પોતાના ઘરમાં એમની કથા પ્રવચન-માટે યોજના કરી. પાછળથી સ્વ. ગોવર્ધનરામ તથા રા. રા. શ્રીયુત નરહરરામ ભાઇએ બંધાવેલા શ્રીનાથજીનાં મંદિરમાં એમનું શાસ્ત્રપ્રવચન થતું હતું, તેમજ અમદાવાદી ચૌટાની નજીક મોઢવાણીયાની ધર્મશાળામાં નીત્ય કથા માટે યોજના થઇ હતી. અધ્યયન કાળમાં વૈદ્ય થવાની ઉમેદ હતી તેને પડતી મુકીને ઉપદેશક તરીકેનું કાર્ય સ્વીકાર્યું અને છેવટ સુધી ચાલુ રાખ્યું.

મહાભારત ઉપર શાસ્ત્રીજીનો નિઃસિમ પ્રેમ હતો. એજ પ્રેમના આવેશમાં સંવત ૧૯૫૯ ના વર્ષમાં મહાભારતના ભાષાંતરનું કાર્ય શરૂ કર્યું. તે વખતે સસ્તું સાહિત્ય વર્ધક મંડળનો જન્મ પણ થયો ન હતો. લગભગ પોણા ભાગ જેટલું આદિપર્વનું ભાષાંતર કર્યાં પછીથી વિચાર થયો કે હું આ ગ્રંથને છપાવીશ શી રીતે ? ઇચ્છા પાર પાડનારા સમાનધર્મા સ્વામીશ્રી અખંડાનંદજીનો સમાગમ નિઃસીમ આનંદ કરનારો થઇ પડયો. એ સમાગમના ફલ તરીકે મહાભારતનો પ્રથમ ભાગ પણ આર્યપ્રજાના હાથમાં ગયેલો જોવાને સમયના દુર્દૈવે શાસ્ત્રીજી વિદ્યમાન રહ્યા નથી એ શોચનીય છે. અને નીરૂપાયે કહેવું પડે છે કે कालाय तस्मै नमः તે કાળને નમસ્કાર હો. ૭

શાસ્ત્રીજીનું લગ્ન વલસાડમાંજ શુકલ મયારામ આદિત્યરામને ત્યાં થયું હતું. એમની સ્ત્રીનું નામ કાશીબેહેન હતું. અ. સૌ. કાશીબેન અત્યંત સરળ સ્વભાવનાં અને ગ્રહકાર્યમંજ તત્પર રહેનારાં હતાં. એમને લેખન વાચનની સામાન્ય કેળવણી મળી હતી, છતા ગૃહિણી તરીકેનું સાચું વર્તન ચલાવવાની અદ્ભૂતશકિત એમનામાં હતી.

સંવત ૧૯૬૮ મા શાસ્ત્રીજીનાં પત્ની કાશીબેનનું સૂતિકા રોગથી સ્વર્ગગમન થયું .એમના અવસાન વખતે શાસ્ત્રીજીને ત્રણ સંતાન હતાં. જેમ બને તેમ એકાંતવાસ રાખી લોકહિતનાં કાર્યો તરફજ વૃત્તિને પ્રેરવી એ શ્રેયસ્કર છે એમ ધારીને સારી જેવી કમાણીની જરાપણ દરકાર ન કરતાં સંવત ૧૯૭૧ મા. નડીઆદ છોડયું. પોતાના વતન વલસાડમાં થોડા માસ રહીને એમના ભાઇ રા. ભર્મંદાશંકર શાસ્ત્રીના આગ્રહથી મુંબઇ ગયા. મુંબઇ જઇને મહાભારતનું ભાષાંતર ઝપાટાબંધ કરવાનો વ્યવસાય ચલાવ્યો. એ પ્રસંગે જ્ઞાતિહિતની કાર્યો તરફ નજર દોડાવી જ્ઞાતિની ઉન્નતિમાટે બીજા અનેક પ્રયત્નો એમને નકામા જણાયા અને કેળવણીની વૃદ્ધિ કરવી એજ ખરો રસ્તો છે એમ

નિશ્ચય થતાં એમણે મુંબઇમાં વસતા ઉત્સાહી મોઢ જ્ઞાતિબંધુઓને એકઠા કર્યા. પોતાનો મનોરથ નિવેદન કરી બધાની અનુમતિ મેળવી " શ્રી મોઢ બ્રાહ્મણ વિદ્યોત્તેજક સભા " નામની સંસ્થા સ્થાપન કરી. આ સભા માટે એઓ ઘણીજ લાગણી ધરાવતા હતા જેથી બીજાં કાર્યો છોડી દઇ સભાનું કામ પહેલું કરતા. સભા પ્રત્યેના અપૂર્વ પ્રેમ અને ઉત્સાહને લીધેજ લાગલાગટ ત્રણ વરસ સુધી એ સભાના ઉપપ્રમુખ તરીકે ચુંટાયા હતા. અને એમનું આયુષ્ય જો લંબાયું હોત તો હજી પણ કેટલાંએક વર્ષોસુધી એઓજ કાયમ રહેતે. શાસ્ત્રીજીના પવિત્ર હાથથી સ્થાપન કરાયલું આ મંડળ કેવા સંગીન પાયા ઉપર વિદ્યોત્તેજનનું કાર્ય કરી રહ્યું છે તે હાલ આપણે પ્રત્યક્ષ જોઇ રહ્યા છીએ.

સંવત ૧૯૭૪ ના ભાદરવા વદમાં શાસ્ત્રીજીને જ્વર ચડ્યો. શરૂઆતના માંદગીના ૧૯ દિવસ પસાર થયા, ને સંવત ૧૯૭૪ ના આશ્વિન શુક્લ ૧૦ (વીજયા દશમી) ને સોમવારે રાત્રે ૮ વાગે સંસારયાત્રાના પ્રપંચો ઉપર વિજય મેળવીને તે ઉદારત્માએ પ્રયાણ કર્યું.

વિદ્વાનોનું વિશ્રંભાલાપનું સ્થાન રામનિવાસ રામવનવાસ શબ્દમાં પરિણામ પામ્યું છે. મોઢ ચાતુરવેદીય જ્ઞાતિનું રત્ન ૪૬ વર્ષની ઉમરમાં જતું રહ્યું છે. તેમના પોતાના મંતવ્ય પ્રમાણે પ્રકૃતિનો શોક કરવો નકામો છે એટલે તે ન કરતાં એમના ઉદાત્ત વિચારોને આગળ ચલાવનાર કોઇ પ્રેમશુર વિપ્ર નીકળે એટલી અમર આશા સાથે कालाय तस्मै नमः આવા રત્નોને અકાળે પરલોકમાં મોકલનાર અનુલંઘનીય શાસન કાલાત્મા વિરાટરૂપ ભગવાનને નમસ્કાર હો.

**તંત્રીની નોંધ**—વે. શા. સં. શાસ્ત્રીજી મોતીરામ કલ્યાણજી એમણે લખી પ્રગટ કરેલી સદ્દગત શાસ્ત્રીજીની સ્વતંત્ર જીવનનોંધનું ટુંકાણ કરી આ હકીકત આ પ્રગટ કરાઇ છે.

મોઢ માર્ત્તંડ કાર્યાલય.

૩ એડીટોરીયલ.



૪ ધાર્મિક.



૫ સામાજીક.

## ૬ શિક્ષણશાસ્ત્ર.



## ૭ જીવન ચરિતો.



## ૮ જ્ઞાતિ સુધારો.



## ૯ સામાજીક વાર્તા.



## ૧૦ બાળસાહિત્ય.

